# NIGHANTU ADARSHA.

## PART II

### A Treatise on

# Vegetable Materia Medica.

**Containing various valuable prescriptions of renouned authors, with critical notes, ample quotations and vivid descriptions of about 700 plants—with notices of their chief value in medicine, commerce and arts.**

By

VAIDYA BAPALAL G. SHAH

Hansot. Dist. BROACH



Price Rs. 6-8-0

# નિઘંટુ આદર્શ

## ( ઉત્તરાર્ધ )

વનસ્પતિનાં વિવિધ ભાષામાં નામ, ગુણ, વર્ણન, વિવિધ ઉપયોગો, વક્તવ્ય, નોટ્સ, પ્રાચીન અને અર્વાચીન મત–સમાલોચના, ચરકના સમયથી તે આજદિન સુધીના વિદ્વાનોના અભિપ્રાયો, સંદિગ્ધ ઔષધીઓનો :: :: નિર્ણય ઈત્યાદિ સમન્વિત :: ::


લેખક અને પ્રકાશક

વૈદ્ય બાપાલાલ ગરબડદાસ શાહ

હાંસોટ. ( જી. ભરૂચ )




મૂલ્ય રૂ. ૬–૮–૦

# : નિ વે દ ન :

વૈદ્યરત્નોના હાથમાં નિઘંટુનો પહેલો ભાગ મૂકયા પછી જે જે હિતચિંતકો તરફથી આ નિઘંટુને સંપૂર્ણ કરવા માટે સૂચનાઓ મળી છે તે બધી આ ભાગમાં અમલમાં મૂકવા પ્રયાસ કર્યો છે. છેવટના ભાગમાં પારિભાષિક શબ્દોના અર્થ, માત્રાઓ તેમ જ ચરક સુશ્રુતની અજ્ઞાત વનસ્પતિઓના અર્થો વિગેરે આપી પહેલા ભાગની માફક ઔષધિઓની કક્કાવાર અનુક્રમણિકા આપી છે. આ ભાગમાં સંજ્ઞાઓ વગેરે પહેલા ભાગની જ વાપરી છે એટલે વાચકોએ પહેલો ભાગ સાથે રાખવો ઇષ્ટ છે. આશા છે કે મારા પ્રયાસની યોગ્ય કદર વૈદ્યરાજો કરશે. નિઘંટુને સચિત્ર કરવાનો મારો ઇરાદો ઘણા કાળથી છે, પણ ઇશ્વર તેને માટે સાનુકૂળ થાય ત્યારે ખરૂં.

૧૬-૪-૧૯૨૮

બા. ગ. શાહ.
કર્તા

# वर्गोनी अनुक्रमणिका.

# Index of Natural Orders.

# रोध्रादि वर्ग

## N. O. Styraceæ

### ૨૩૮ લોધર.

નામો—रोध्रः, लोध्रः, तिल्वकः, अक्षिभेषजः, शावरकः, तिरीटकः (સંસ્કૃત); લોધર, પઠાણી લોધર (ગુજરાતી); લોધ (મરાઠી. હિંદી); ડાંકયાત (બ્રહ્મદેશ); લોધ કાષ્ઠ (બંગાલી); Symplocos racemosa–સીમ્પ્લોકૅાસ રૅસેમોસા (લેટીન).

ગુણાઃ—

लोध्रः शीतः कषायश्च हन्ति तृष्णामरोचकम् ।
विषविध्वंसनः प्रोक्तो रूक्षो ग्राही कफापहः ॥
लोध्रयुग्मं कषायन्तु शीतं वातकफास्रजित् ।
चक्षुष्यं विषहृत् तत्र विशिष्टो वल्करोध्रकः ॥

॥ ध. नि; रा. नि. ॥

लोध्रो ग्राही लघुः शीतश्चक्षुष्यः कफपित्तनुत् ।
कषायो रक्तपित्तासृग्ज्वरातीसारशोथहृत् ॥

॥ भा. प्र. ॥

लोध्रोऽसृक्कफपित्तघ्नः चक्षुष्यः शोथजित्सरः ।
तद्वच्छावरलोध्रोऽपि चक्षुष्यो मृदुरेचनः ॥

॥ राजवल्लभः ॥

चरक—

१ रक्तपित्ते–उशीरकालीयकरोध्रपद्मक....। पृथक् पृथक् चन्दनतुल्यभागिकाः । सशर्करास्तण्डुलधावनाप्लुताः । रक्तं सपित्तं....शमयन्ति सद्यः ॥ चि. अ. ४

२ कुष्ठे–लोध्रस्य च कल्कः....कुष्ठेषूद्वर्तनालेपः ॥
चि. अ. ७–१२८

३ व्रणे–....लोध्रजाम्बवकट्फलैः। त्वचमाश्वेव गृह्णन्ति त्वक्चूर्णैः चूर्णिता व्रणाः ॥ चि. १३....१११

४ कासामातीसारयोः–पत्रकल्कं घृतैर्भृष्टं तिल्वकस्य सशर्करम् ।
पेया चोत्कारिकाच्छर्दितृट्कासामातिसारनुत् ॥
चि. २२–१८०

५ श्वेतप्रदरे—न्यग्रोधत्वक्कषायेण लोध्रकल्कं तथा पिबेत् ॥
चि. ३०–११९

सुश्रुत— ६ अनागताबाधप्रतिषेधनीये-भिल्लद्रुदककषायेण तथवामलकस्य वा । प्रक्षालयेन्मुखं नेत्रे स्वस्थः शीतोदकेन वा ॥ नीलिकां मुखशोषञ्च पिडकाम् व्यङ्गमेव च । रक्तपित्तकृतान् रोगान् सद्य एव विनाशयेत् ॥

वाग्भट— ७ शुद्धशुक्ररोगे—सेचनं रोध्रपोट्टल्या कोष्णाम्भोमग्नयाऽथवा ॥
चि–११.

हारीत— ८ चलितगर्भे—अष्टमे मासि लोध्रं मधुमागधिकाञ्च सह दुग्धेन । पीतवतीनां चलिते गर्भे स्त्रीणां सुखं संपद्यते ॥

चक्रदत्त— ९ अशेषाक्षिरोगहरत्वे—तथा शावरकं लोध्रं घृतभृष्टं बिडालकः ॥

भावमिश्र— १० प्रवाहिकायाम्—सलोध्रमेकतो दध्ना पिबेत् प्रवाहिकार्दितः ॥

१२ प्रसूताया योनिक्षते—तुम्बीपत्रं तथा लोध्रं समभागं सुपेषयेत् । तेन लेपो भगे कार्यः शीघ्रं स्यात् योनिरक्षता ॥

વર્ણન—લોધર હિમાલયનાં જંગલોમાં થાય છે. તેનાં પાંદડાં લંબગોળ, અણીદાર, સુંવાળાં અને ઉપરથી ચળકતાં હોય છે. તેની છાલ બહુ જાડી અને રેસાવાળી ( Symplocos ) હોય છે. પાન ૪ થી ૬ ફુટ લાંબાં હોય છે. ફુલ પીળાં, સુગંધી અને સુંદર હોય છે. ફુલમાં પુંકેસર આશરે ૧૦૦ હોય છે. ફળ અર્ધો ઇંચ જેટલું લાંબું, શંકુ આકારનું હોય છે.

અયોધ્યાનાં જંગલો, છોટાનાગપુરનાં જંગલો, ખાસી હીલ્સ, મણીપુર, બ્રહ્મદેશ વિગેરે સ્થળોમાં લોધરનાં ઝાડ થાય છે. નવેમ્બરથી ફેબ્રુઆરી સુધીમાં ફુલો આવે છે.

છાલ અને પાંદડાં રંગના કામમાં ઉપયોગી છે.

લોધરની છાલ બજારમાં ગાંધીઓને ત્યાંથી મળે છે. લોધર અને પઠાણી લોધર એવી બે જાતો થાય છે. છાલ ઉપરથી સફેદ, તુરત ભાગી જાય એવી અને ઉપર ઉભા ચીરા પડેલી, ભાગતાં અંદરથી સ્હેજ રાતા રંગની અને સ્હેજ ખુશબોવાળી હોય છે.

S. Cratœgoidesને પઠાણી લોધર ગણે છે. બ્રાન્ડીસે તેના પુસ્તકમાં S. racemosa લોધરનું ચિત્ર આપેલું છે અને લોધરની ( symplocos ની ) ૪૯ જાતો ( species ) ગણાવેલી છે.

ચરક— ૧ રક્તપિત્તમાં–લોધરની છાલનુ ચૂર્ણ તો. ૦। અને એટલું જ ચંદન લઈ ચોખાના ધોવણમાં સાકર નાખીને તે સાથે પી જવું. રક્તપિત્ત મટાડે છે.

૨ કુષ્ઠમાં–કુષ્ઠમાં લોધર લેપ વિગેરે માટે ઉપયોગી છે. ચિ. ૭.

૩ વ્રણમાં–લોધરની છાલનું બારીક ચૂર્ણ વ્રણ ઉપર છાંટવાથી વ્રણ જલદી રૂઝાય છે–ભીંગ જલદી આવે છે. ચિ. ૧૩.

૪ ખાંસી, આમ અને અતિસારમાં–લોધરનાં પાનની લુગદીને ઘીમાં શેકી લઇ, સાકર નાખીને તેની પુરીઓ બનાવી ખાવી. આથી ઉલટી, તરસ, ખાંસી, આમાતિસાર વિગેરે મટે છે. ચિ. ૨૨.

૫ શ્વેતપ્રદરમાં–લોધરની છાલ વડની છાલના ક્વાથ સાથે લેવી. ચિ. ૩૦.

સુશ્રુત— ૬ આવતી પીડા અટકાવવા માટે–લોધરના ક્વાથથી મ્હોં, આંખો વિગેરે ધોવું અથવા ક્વાથ છાંટવો. આથી મુખશોષ, નીલિકા, ફોલ્લીઓ, વ્યંગ, તથા રક્તપિત્તથી થયેલા રોગો મટે છે.

વાગ્ભટ— ૭ આંખમાં ફુલું હોય તો–લોધરના સૂક્ષ્મ ચૂર્ણને ચોકખા લુગડાના કકડામાં બાંધીને તે પોટલીને સ્હેજ ગરમ પાણીમાં ઝબોળીને, તે પોટલી વડે આંખો દબાવવી. ચિ. ૧૧.

હારીત— ૮ ગર્ભપાત થઇ જાય એવી ધાસ્તી રહેતી હોય તો–આઠમે મહિને લોધર, મધ, અને લીંડીપીપર દુધ સાથે ગર્ભિણી સ્ત્રીએ પીવું.

ચક્રદત્ત— ૯ આંખના બધી જાતના રોગો હરવા માટે–લોધરની છાલના ચૂર્ણને ઘીમાં સ્હેજ શેકી લઇને તે વડે બિલાડો કરવો–આંખની આસપાસ તે ચોપડવું. (સંસ્કૃતમાં આને 'બિડાલક' કહે છે.)

ભાવપ્રકાશ–૧૦ ઝાડામાં–દહીં સાથે એકલું લોધરનું ચૂર્ણ લેવું.

૧૧ પ્રસૂતાની યોનિમાં ચાંદાં પડયાં હોય તો–તુંબડીનાં પાન અને લોધરની છાલનું ચૂર્ણ, સમાન ભાગે વટીને તેનો યોનિમાં લેપ કરવો.

વક્તવ્ય—ચરકે સંધાનીયં, પુરીષસંગ્રહણીય, શોણિતાસ્થાપન દશેમાનિમાં લોધ્રનો ઉલ્લેખ કરેલો છે. ચરકમાં तिल्वककल्प ( क अ-९ ) આપેલો છે. ચરકે વિરેચન દ્રવ્યોમાં તિલ્વકને ગણાવેલું છે. ત્વગાસવયોનિના લીસ્ટમાં તે

છે. ચરક અને સુશ્રુત બન્નેએ લોધરને વિરેચન જ ગણેલું છે. સુશ્રુતે વિરેચનદ્રવ્યવિકલ્પ અધ્યાયમાં तिल्वकस्य त्वचां बाह्याम् अन्तर्वल्कविवर्जिताम् આવી રીતે લોધરની છાલ લેવાનું કહેલું છે. प्रधानं तिल्वकः त्वक्षु ( विरेचनानाम्) સૂ. ૪૪–૨. तत्र तिल्वकपूर्वाणां मूलानि એમ કહીને તિલ્વકમૂલ અધોભાગહર ગણાવેલું છે. ( સૂ. ૩૯–૪ ). વિદ્રધિમાં, પિત્તાભિષ્યન્દમાં. ગુલ્મમાં, પાંડુમાં, કફ અને પિત્ત–વિદગ્ધ દષ્ટિમાં, સુશ્રુતે तिल्वकघृत પીવાનું કહેલું છે. હિક્કામાં તિલ્વકને બાળીને તેની રાખ, મધ અને ઘી સાથે ચાટવાનું કહેલું છે ( ઉ. ૫૦–૨૧ ). અનુપાન–લીસ્ટમાં चुच्चुप्रभृतिनां लोध्रासवः ( सू. ४६–४३२ ) કહેલું છે શ્યામાદિ, ન્યગ્રોધાદિ અને રોધ્રાદિ ગણોમાં લોધ્ર છે. હેમંતમાં રોધ્ર ખીલે છે ( સૂ. ૬–૨૪ ).

ચરકમાં વાતવ્યાધિમાં घृतं तिल्वकसिद्धं वा सातलासिद्धमेव वा। पिबेद्दोषहरं शिवम् ( चि २८–८२ )–આ પ્રયોગ છે. ચરકે કષાયસ્કંધમાં લોધ્ર ગણાવ્યું છે.

વિરેચન હોવા છતાં સુશ્રુતે આમ અને ચરકે કંઈક અંશે અતિસાર, રક્તાતિસાર, પકવાતિસારમાં લોધ્ર ઠીક યોજ્યું છે.

હવે તિલ્વક એટલે શું તેની ચર્ચાપર આવીએ.

ચરકસુશ્રુતનું તિલ્વક વિરેચન દ્રવ્ય છે એ આપણે ઉપર જોઈ ગયા. નિઘંટુકારોનું લોધ્ર ગ્રાહી છે; તે ઉપર ટાંકેલા ગુણોમાંથી જોઇ શકાશે. રાજનિઘંટુકાર અને નિઘંટુરત્નાકરકાર બે જાતના લોધ્રનો ઉલ્લેખ કરે છે. અમરકોષમાં લોધ્ર ઉપર ટીકાકાર ટીકા લખતાં કહે છે ‘ षट् श्वेतरोध्रस्य आद्यौ श्वेतरोध्रे, शेषा रक्तलोध्रे इति स्वामी ’ અર્થાત્ પ્રાચીન ટીકાકાર ક્ષીરસ્વામી ‘ गालव ’ અને ‘ शावर ’–એ બે ધોળા લોધરનાં નામ માને છે અને બાકીનાં રાતા લોધરનાં માને છે. સ્વ. કેતોભટ્ટ પણ આને મળતું એક અવતરણ આપે છે:–

तिल्वकोऽपि तदाकारो बृहत्पत्रो विशेषतः ।
रक्तत्वचो विरेकी च बृहल्लोध्रेति कथ्यते ॥

એટલે ઉપરના અવતરણમાં શ્વેતરોધ્રને ગ્રાહી અને રાતી છાલવાળા મોટા લોધરને–અર્થાત્ રાતા લોધરને–વિરેચક ગણાવે છે.

ડલ્હણ બરાબર આને જ મળતો તિલ્વકનો પરિચય આપે છે:–‘ तिल्वकः रोध्रः । अन्ये तु रोध्राकारो रक्तत्वको बृहत्पत्रो वैरेचनिकः । सु. अ. ३८–અર્થાત્ તિલ્વક એટલે લોધર એ અર્થ તો બધા જ સ્વીકારે છે; પણ એક લોધરના આકારનું લાલ છાલનું, મોટા પાનવાળું બીજું ઝાડ ( લોધરને જ મળતું ) થાય છે જેનો ગુણ વિરેચક છે. આ લાલ છાલવાળું લોધર કયું ? અત્યારે તો લોધર અને પઠાણીલોધર એવા બેજ જાતના લોધર પરિચિત છે અને તે બન્નેના ગુણ પણ સમાન છે.

વાગ્ભટ रोध्रशाबरकरोध्रपलाशाः એ રોધ્રાદિ ગણમાં રોધ્ર અને શાવરક રોધ્ર બે જાત ગણાવે છે. રોધ્ર એટલે તિલ્વક અને તિલ્વક એટલે રોધ્ર એવા અર્થ ટીકામાંથી ઘણા મળે છે, પણ શાવરક રોધ્રની સમજુતી જોઇએ તેવી નથી આપી. ઉપરોક્ત બન્ને લોધરને આપણે લોધર અને પઠાણી લોધર માની લઇએ તો પણ ત્રીજું તિલ્વક લાલ છાલનું-વિરેચન ગુણવાળું વૃક્ષ તો ઓળખવું બાકી જ રહે છે.

મુ. અમૃતલાલભાઇ પટ્ટણી તિલ્વકને બદલે તેના જેવા જ ગુણવાળું પ્રતિનિધિ 'રેવંચીની છાલ' સૂચવે છે. ખરેખર રેવંચીની છાલ (Rhubarb) સુંદર ઓષધ છે અને તે તિલ્વકના જેવા જ ગુણવાળું છે. તે આમપાચન, રેચક, સારક મનાય છે. જ્યાં સુધી तिल्वकनो વધુ પત્તો ન લાગે ત્યાં સુધી तिल्वकने બદલે રેવંચીની છાલ વાપરવી જ યોગ્ય છે.

पट्टिकालोध्रः શું? શિવદાસ કહે છે तिरीटः पट्टिकालोध्रः ॥ તિરીટ એ તિલ્વકનો જ એક પર્યાય છે એમ નિઘંટુ જોતાં જણાય છે.

શાવર એ નામનો માલવામાં એક પ્રાન્ત છે. તે ઉપરથી જ 'शावरलोध्र' નામ પડેલું છે એમ સ્વ. બિરજાચરણ કવિરાજ માને છે. રઘુવંશમાં કાલિદાસ ગાય અને સિંહના પ્રસંગમાં કહે છે કેઃ—' अथित्यकायामिव धातुमय्यां लोध्रद्रुमं सानुमतः प्रफुल्लम् । સર્ગ. ૨

આ વિષે વધારે લંબાણ માટે 'આયુર્વેદ વિજ્ઞાન' પુ. ૫ મું અંક ૪ માં 'સંદિગ્ધ વનસ્પતિની ચર્ચા' વાળો લેખ જોવો.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૯૭; Brandis p. 438; વનસ્પતિ ગુણાદર્શ પા. ૬૦૨; Indi. Medi. Plants p. 760; Indig. Drugs. p. 308

# जात्यादि वर्ग

## N. O. Oleaceæ.

## ૨૩૯ મોગરો.

**નામો**—मल्लिका, मुद्गरा, वार्षिकी ( સંસ્કૃત ); મોગરો ( ગુજરાત ); ડોલર ( કાઠિયાવાડ ); મોગરા ( મરાઠી ); મોતિઆ ( હિંદી ); Jasminum sambac જસમાઇનમ્ સેમ્બેક ( લેટીન ).

**गुणाः**— वार्षिकी शीतला लघ्वी तिक्ता दोषत्रयापहा ।
कर्णाक्षिमुखरोगघ्नी तत्तैलं तद्गुणं स्मृतम् ॥
॥ भा० प्र० ॥

मल्लिकोष्णा लघुर्वृष्या तिक्ता च कटुका हरेत् ।
वातपित्तास्यदग्व्याधिकुष्ठारुष्काविषव्रणान् ॥
॥ भा० प्र० ॥

माल्लिकासंभवं पुष्पं तिक्तं जयति मारुतम ॥
॥ शोढलः ॥

मल्लिका कटुतिक्ता स्याच्चक्षुष्या मुखपाकहृत् ।
कुष्ठविस्फोटकंडूतिविषव्रणहरा परा ॥
वार्षिका शिशिरा हृद्या सुगंधिः पित्तनाशिनी ।
कफवातविषस्फोटक्रिमिदोषामनाशिनी ॥
मुद्गरो मधुरः शीतः सुरभिः सौख्यदायकः ।
मनोजमधुपानन्दकारी पित्तप्रकोपहृत् ॥
॥ शा० नि० ॥

**વર્ણન**—મોગરાના છોડ બાગોમાં ઉછેરવામાં આવે છે. સફેદ ફૂલ બહુજ સુગંધી થાય છે. ડોલર અને મોગરાને કેટલાક જુદા માને છે.

**વક્તવ્ય**—मल्लिका વિગેરેનો ઉલ્લેખ ચરકમાં નથી.

**નવ્યમત**—બી. જે. બુડના મત પ્રમાણે ફુલ ઉત્તમ સ્તન્યશોષક (Lactifuge) છે. પ્રસવ પછી સ્તન ઉપર કંઇ ક્ષત કે એવું કંઈ હોય અને ધાવણ બંધ કરવાની જરૂર પડે છે. તેવે વખતે આનાં ફૂલ સુંદર કામ કરે છે. ફુલોને વાટીને બન્ને સ્તનો ઉપર બાંધવામાં આવે છે. કેટલીક વખત તો ચોવીસ

કલાકમાં જ ઘાવણુ અદૃશ્ય થઈ જાય છે. જોકે સાધારણુ રીતે એથી ત્રણુ દિવસેજ ઘાવણુ દેખાતુ બંધ થાય છે મદ્રાસ તરફ આ વાત જાણીતી છે એમ મી. વુડ જણાવે છે ( Ph. Ind. )

સુકા પાનની લુગદી દુષ્ટ ત્રણુ ઉપર બાંધવાથી તે રૂઝાઈ જાય છે. (વૉટ)

ગોવા તરફ આનાં મૂળ (જંગલી મોગરાની જાતનાં) આર્તવજનક તરીકે વપરાય છે. (ડીમક)

દેશીઓ આને શીત અને મધુર ગણે છે. ઉન્માદ, આંખના રોગો, અને મ્હોંના રોગોમાં તેનો ઉપયોગ થાય છે. (બેડન પૉવેલ.)

( ઈન્ડીયન મેડીસીનલ પ્લૅંટ્સ. પા. ૭૬૧ )

ઉલ્લેખ—Indi. Medi Plants p. 761.

---

## ૨૪૦ કુન્દ.

### N. O. Oleaceæ.

નામો—कुन्दः ( સંસ્કૃત ); મોગરો ( ગુજરાતી ); કુંદ ( બંગાલી. મરાઠી. હિંદી ); Jasminum arborescenes—જસ્માઇનમ્ આરબૉરેસન્સ ( લેટીન ).

परिचय— कुन्दं तु कथितं माघ्यं सदापुष्पं च तत्स्मृतम् ॥

॥ भा. प्र. ॥

कुन्दः शुक्लः सदापुष्पो भृंगबन्धुः मनोरमः ॥

॥ म. नि. ॥

कुन्दस्तु मकरन्दश्च महामोदो मनोरमः ॥
मुक्तापुष्पः सदापुष्पः तारपुष्पोऽट्टहासकः ॥
दमनो वनहासश्च मनोज्ञो रुद्रसंमतः ॥

॥ रा. नि. ॥

गुणाः— कुंदः शीतो लघुः श्लेष्माशिरोरुग्विषपित्तहृत् ॥

॥ भा. प्र. ॥

कुंदोऽतिमधुरः शीतः कषायः केशभावनः ।
कफपित्तहरश्चैव सरो दीपनपाचनः ॥

॥ रा. नि. ॥

कुंदः शीतोऽतिमधुरः तुवरः सारको लघुः ।
पाचको दीपको हृद्यः कटुकः तिक्तकः स्मृतः ॥
पित्तरोगशिरोरोगविषशोथामनाशनः ।
रक्तदोषं च वातं च नाशयेदिति कीर्तितः ॥

॥ नि. र. ॥

વર્ણન—સ્વ. પદે શાસ્ત્રી કુંદનું વર્ણન નીચે મુજબ આપે છે:— "કુંદના વેલા હોય છે; એ વેલા ચંબેલીના જેવા થાય છે; એને આસો કારતક માસમાં ફુલ આવવા માંડે છે. આ ફુલ રાનમોગરી પ્રમાણે થાય છે. એ કંઈક લાંબાં હોય છે. એનો ઘણો જ વાસ આવે છે. પરંતુ તે સ્હેજ ઉગ્ર હોય છે." નૅર્ન સાહેબ રાનજાઈ, કુંદ, કુસર એ નામો J. arborescenes ને આપે છે. જો એ કુંદ હોય તો વર્ણન નીચે મુજબ છે:—નાનો છોડ છે, હૃદયાકૃતિનાં, લાંબાં, અણીદાર, લીસાં પાંદડાં હોય છે. ફુલ મોટાં હોય છે અને પુષ્પદંડને છેડે કલગી જેવાં આવે છે. પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૮ થી પણ વધારે હોય છે. પુષ્પબાહ્યકોષની પાંખડીઓ ૫ થી ૭ હોય છે. ઘાટ અને કોંકણના ડુંગરાઉ પ્રદેશમાં બહુજ થાય છે. છોડ સુંદર દેખાય છે અને કવિ ટેનીસનના વર્ણનને બહુ બંધબેસતું આવે છે:—

"Growths of Jasmine twined
Their humid arms, festooming tree to tree."

આ ફુલનો સફેદ રંગ બહુ જ આકર્ષક હશે એમ જણાય છે. या कुन्देन्दुतुषारहारधवला એ તેની સાક્ષી પૂરે છે. ગિરનાર ઉપર કુંદ બહુ થાય છે.

वक्तव्य—ચરકમાં कुन्द શબ્દ મ્હને જડયો નથી. સુશ્રુતમાં એક જ ઠેકાણે (ઉ. ૫૧–૩૭)–શ્વાસના અધ્યાયમાં તેનો પ્રયોગ નીચે મુજબ જણાય છે:—" शिरीषकदलीकुन्दपुष्पं मागधिकायुतम् । तण्डुलाम्बुयुतं पीत्वा जयेच्छ्वासानशेषतः ॥ " વાગ્ભટમાં ઉત્તરબસ્તિના યંત્રનું નેત્ર કુંદ, અશ્વમાર, સુમનનાં વૃંત જેવું ગણાવ્યું છે. ડલ્હણ કુંદને " निर्गन्धम् श्वेतपुष्पम् " (ઉ. ૫૧–૩૭) કહે છે જ્યારે રાજનિઘંટુકાર તેને महामोदः કહે છે. ભાવપ્રકાશ, મદનપાલ કે શોઢલ જો ફુલ સુગંધી હોત તો વર્ણન કરતાં ચૂકત નહિ.

અમરકોષમાં माध्यं એમ કુન્દનું બીજું નામ આપેલું છે. माघे भवं माघ्यम् એટલે માઘ મહિનામાં આ ફુલ થતાં હશે એમ નક્કી થાય છે. कुं भुवं याति इति कुन्दम्–ખરેખર આ 'અટ્ટહાસ્ય' કરતાં સફેદ ફુલની શોભા ભૂમિના અલંકાર રૂપ જ ગણવી જોઇએ. માધવીલતાને અમરકોષનો ટીકાકાર 'कुंदभेद' ગણાવે છે.

હવે કુન્દને નથી કોઈ ઓળખતું કે નથી કોઈ ઓળખવા દરકાર કરતું. કલાહીન સમાજમાં કુન્દ, અશોક, પારિજાતક જેવાં પુષ્પોથી ઉદ્યાન શી રીતે દીપી ઉઠે? વિવેકભ્રષ્ટ સમાજનો વિનિપાત જોવો હોય તો નિર્ગંધ વિલાયતી ફુલોનાં કુંડાં બાગમાં જઈને જુઓ!

**નવ્યમત**—આનું મૂળ સાપનું ઝેર ઉતારવામાં સારૂં છે ( very efficient remedy ) એમ લીંડલી અને સખારામ અર્જુન માને છે.

**નોંધ**—મેડીસીનલ પ્લેંટ્સમાં J. pubescens ને કુંદ કહે છે જ્યારે નૅર્ન સાહેબ J. arborescens ને કુંદ માને છે. ડા. કીર્તિકર J. arborescens ને માધવી-નવમલ્લિકા માને છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૪૭૮; N. p. 175; Indi. Medi. Plants p. 762.

---

## ૨૪૧ જાઇ-ચંબેલી.

### N. O. Oleaceæ.

**નામો**—सुमनाः, जातिः, मालती, वर्षाभवा ( સંસ્કૃત ); ચંબેલી ( ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાલી ); Spanish Jasmine-સ્પેનીશ જસમાઈન્ ( અંગ્રેજી ); Jasminum grandiflorum-જસમાઈનમ ગ્રાન્ડીફ્લોરમ્ ( લેટીન ).

**ગુણાઃ**—

जातियुगं ( जातिः स्वर्णजातिश्च ) तिक्तमुष्णं तुवरं लघु दोषजित् ।
शिरोऽक्षिमुखदंतार्त्तिविषकुष्ठानिलास्रजित् ॥

॥ भा॰ प्र॰ ॥

चंबेली तुवरा तिक्ता व्रणकुष्ठविषास्रजित् ।
शिरोऽक्षिमुखदंतार्त्तिहरा त्वग्दोषनाशिनी ॥

॥ नि. र. ॥

चक्षुष्यं मुकुलं तस्यास्तत्पुष्पं कफपित्तजित् ।
समृगंधि मनोज्ञं च सर्वश्रेष्ठतमं मतम् ॥

॥ ध॰ नि॰ ॥

जाति तु तुवरा तिक्ता लघ्वी चोष्णा कटुः स्मृता ।
मुखपाकं कफं वातं मुखदंतशिरोरुजम् ।
अक्षिरोगं विषं कुष्ठं रक्तदोषव्रणं तथा ॥

पित्तं कृमीन्नाशयति कलिकास्या व्रणापहा ।
विस्फोटनेत्ररुक्कुष्ठनाशिनीति बुधा जगुः ॥
पुष्पं सुगंधि संप्रोक्तं मनोज्ञं कफपित्तनुत् ।
स्वर्णजाति च संप्रोक्ता दंतशूलरुजापहा ॥
रक्तदोषं च पूयं च कर्णशूलं च नाशयेत् ।
गुणास्त्वन्ये तु जातीवत् ज्ञेयाः पूर्वमनीषिभिः ॥
॥ नि॰ र॰ ॥

भावप्रकाश— १ **पूतिकर्णे**–जातीपत्ररसे तैलं विपक्वं पूतिकर्णजित् ॥

२ **मुखपाके**–कार्यञ्च बहुधा नित्यं जातिपत्रस्य चर्वणम् ॥

हारीत— ३ **सदाहमूत्रौष्ण्यवेदनाशमनार्थम्**–अजाक्षीरेण संमिश्रं जातिमूलं प्रपेषितम् । पित्वेत्सदाहमूत्रौष्ण्यवेदनाशमनं यतः ॥

शोढल— ४ **कर्णयोः शूलपूतिनाशाय**—जातीपत्रयुतं पक्वं गोमूत्रं वस्त्रगालितम् । ईषदुष्णं भृतं कर्णे शूलपूतिविनाशनम् ॥

५ **वराङ्गगंधनाशार्थम्**–संयोजितं चंपकवल्कलेन जातीप्रसूनैः मधुकान्वितैश्च । सूर्यांशुतप्तं घृतमङ्गनानाम् अभ्यंगतो हन्ति वराङ्गगंधम् ॥

**વૈદ્યકમાં ચંબેલીનો ઉપયોગ—**

ભાવપ્રકાશ—૧ **દુર્ગંધયુક્ત કર્ણપાકમાં**–ચંબેલીનાં પાનના રસથી પકાવેલું તેલ કાનમાં નાખવાથી કાનમાંથી પાકને લીધે ગંધ મારતી હોય તે મટે છે.

૨ **મુખપાકમાં**–ચંબેલીનાં પાન ખૂબ ચાવવાથી મ્હોંનો પાક મટે છે.

૩ **હારીત**–ચંબેલીનું મૂળ બકરીના દુધ સાથે વાટીને પીવાથી પેસાબે થતી બળતરા, ગરમી વિગેરે શાંત થાય છે.

શોઢલ— ૪ **કાનના ચસકા અને દુર્ગંધ મટાડવાને માટે**–ચંબેલીનાં પાન નાખીને ઉકાળેલા ગોમૂત્રનાં–સ્હેજસાજ ગરમ હોય તે વખતે–કાનમાં ટીપાં નાખવાથી ચસકા તેમજ પરૂ આવતું હોય તે પણ મટે છે.

૫ **યોનિમાં ગંધ મારતી હોય તો**–ચંબેલીનાં ફૂલને ઘીમાં

મેળવીને તે ઘી સૂર્યના તાપમાં થોડાક દિવસ રાખવું. આ ઘી યોનિમાં ચોપડવાથી યોનિદુર્ગંધ મટે છે.

**વક્તવ્ય**—અમરકોષમાં सुमनाः, मालती, जातिः આ ત્રણ નામો ચંબેલીના પર્યાય તરિકે ( ટીકાકાર **ભાનુજી દીક્ષિત** " जातेः चंबेलीतिख्यातायाः " કહે છે. ) ગણાયલાં છે. જુઇને માટે यूथिका, मागधी, गणिका નામો યોજેલાં છે. જાતિનો અર્થ ઘણા વખતથી જાઈ એવો ચાલતો આવેલો છે. જાઇ અને ચંબેલી એકમેકના પર્યાયો નથી, પણ જુદા જુદા છોડ છે. ભાવપ્રકાશકારે जातिનું હિંદી નામ ચંબેલી આપેલું છે અને તેમાં જાતિદ્વયનો પણ ઉલ્લેખ છે. ભાવપ્રકાશમાં जातिનો પર્યાય માલતી અને માલતીનો પર્યાય જાતિ આપેલાં છે. ઘણાખરા ટીકાકારોએ પણ માલતીના પર્યાયમાં જાતિ અને જાતિના પર્યાય તરિકે માલતીનો ઉલ્લેખ કરેલો છે. આ ઉપરથી સમજાય છે કે નિઘંટુકારોના વખતમાં જાતિ અને માલતી એ એક જ છોડના પર્યાયો તરિકે પ્રચલિત શબ્દો હતા. તેઓએ માલતીનો નોખો ઉલ્લેખ ભાગ્યે જ કરેલો જણાય છે. અત્યારે જે **ચંબેલી**ના નામથી ઓળખાય છે તે છોડનું નિઘંટૂક્ત નામ શોધવું મુશ્કેલ છે, પણ ભાવમિશ્રે તેમજ અમરસિંહે જાતિનું **ચંબેલી** નામ આપેલું હોવાથી મ્હેં પણ પરંપરાથી ચાલતું આવેલું જાતિનું નામ ' જાઇ ' બદલીને **ચંબેલી** એજ નામ કાયમ રાખ્યું છે.

સ્વ. કૃતોભટ્ટે જાઇને, જુઇને અને ચંબેલીને નોખાં નોખાં વર્ણવ્યાં છે. જાઇ ધોળી અને પીળી બે જાતની થાય છે. મારા ધારવા પ્રમાણે, જાતિનો ગમે તે અર્થ વિદ્વાનો કરતા હોય, પણ તે બધાંના ગુણો લગભગ સરખાજ છે.

ચરકે જાતિને કુષ્ઠઘ્ન દશેમાનિમાં ગણાવેલી છે. જાતિ શબ્દ જાયફળના અર્થમાં ચરકમાં ઘણો વપરાયલો છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૪૬૩-૪૬૪; Indi. Medi. Plants p. 765.

---

## ૨૪૨ જુઈ

**N. O. Oleaceæ.**

**નામો**—यूथिका, बालपुष्पी, पुण्यगंधा ( સંસ્કૃત ); જુઇ ( ગુજરાતી ); પાંઢરી જુઇ (મરાઠી); જૂહી ( હિંદુસ્તાની ); Jasminum auriculatum—જસમાઇનમ્ ઑરીક્યુલેટમ્ ( લેટીન ).

**ગુણાઃ**—
यूथिकायुगलं स्वादु शिशिरं शर्करार्त्तिनुत् ।
पित्तदाहं ....... नानात्वग्दोषनाशनम् ॥

सर्वासां यूथिकानां तु रसवीर्यादिसाम्यता ।
सुरूप्यं च सुगंधाढ्यं स्वर्णयूथ्यां विशेषतः ॥

॥ रा. नि. ॥

यूथियुग्म हिमं तिक्तं कटुपाकरसं लघु ।
मधुरं तुवरं हृद्यं पित्तघ्नं कफवातलम् ॥
व्रणास्त्रमुखदंताक्षिशिरोरोगविषापहम् ॥

॥ भा. प्र. ॥

શોઢલ— १ मूत्राघातमूत्रकृच्छ्रशर्कराश्मरीषु—यूथीमूलं ग्रीष्मकालोद्धृतं छागीक्षीरे सम्यगुत्क्वाथ्य पीतम् । मूत्राघातं मूत्रकृच्छ्रं सशूलं हन्यात्क्षिप्तं शर्करामश्मरीं च ॥

વૈદ્યકમાં જુઈનો ઉપયોગ

શોઢલ— ૧ મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર વગેરેમાં—ઉનાળામાં લાવી મૂકેલું જૂઈનું મૂળીયું બકરીના દૂધમાં ઉકાળીને પીધું હોય તો મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, શર્કરા અને અશ્મરી મટે છે.

**વક્તવ્ય**—ડલ્હણ જુઇનું વર્ણન નીચે પ્રમાણે આપે છેઃ—"यूथिका वृक्षविशेषः, सा द्विधा ईषच्छ्वेतपुष्पा, अतिश्वेतपुष्पा च ( सु. ४६-२४९). " જુઈના વેલા થાય છે છતાં પણ તેને 'वृक्ष' કેમ કહ્યું હશે? ચરકસુશ્રુતે જુઇ વાપરેલી છે. સુશ્રુતે અતિસારમાં, રક્તપિત્તમાં, પ્રમેહમાં 'यूथिका'નો ઉલ્લેખ કરેલો છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૪૧૩.

---

## ૨૪૩ મોખો.

### N. O. Oleaceæ.

**નામો**—मुष्ककः, मोक्षकः, क्षारश्रेष्ठः ( સંસ્કૃત ); મોખો (ગુજરાતી); મોખાવૃક્ષ ( મરાઠી ); મોખા, ઘંટ ( હિંદી ); મોક્કાલપ ( તેલુગુ ); કાલગંટે ( કાનડી); થીતસ્વેલ્વે ( બર્મી ); Schrebera swietenioides-સ્ક્રેબેરા સ્વીટેનીઓઈડીસ ( લેટીન ).

ગુણાઃ— मुष्ककः कटुकः तिक्तो ग्राह्युष्णः कफवातहृत् ।
विषमेदोगुल्मकंडूबस्तिरुक्कृमिशुक्रनुत् ॥

॥ भा. प्र. ॥

मुष्ककः कटुकोऽम्लश्च रोचनः पाचनः परः ।
प्लीहगुल्मोदरार्त्तिघ्नो द्विधा तुल्यगुणान्वितः ॥

॥ रा. नि. ॥

मोक्षकः कफवातघ्नो ग्राही गुल्मविषक्रमीन् ।
हंत्युष्णो बस्तिरुक्कंडूस्तत्पुष्पं कफपित्तजित् ॥
निर्यासोऽस्य परं वृष्यः शोषपित्तानिलापहः ॥

॥ म. नि. ॥

पुष्पं कुष्ठहरं ज्ञेयं वातपित्तकफप्रणुत् ।
फलमग्नेः दीप्तिकरं भेदकं रोचकं मतम् ॥
गुल्ममेहार्शपांडुघ्नं शुक्रदोषोदरं जयेत् ॥

॥ रा. नि. ॥

सुश्रुत— १ कुष्ठे–हन्यात्कुष्ठं मुष्कके चापि सर्पिः ॥ चि–९–४९
२ विषसंसृष्टे अंजने–मुष्ककस्याजकर्णस्य ( पुष्पं ) फेनो गोपित्तसंयुतः ॥ क–१–७१.

વર્ણન—મોખાનાં ઝાડ બહુ મોટાં નહિ તેમ બહુ નીચાં પણ નહિ એવા મધ્યમ કદનાં થાય છે. છોટાનાગપુર, ઓરીસ્સા, કમાઉનની પૂર્વનો પ્રદેશ, રાજપુતાના અને મધ્ય હિંદુસ્તાન, બ્રહ્મદેશ તેમ જ પશ્ચિમ દ્વીપ, કલ્પમાં આ ઝાડ થાય છે. પાન દ્વિભગ્ન, પર્ણો સામસામાં, ૩ થી ૪ જોડમાં, દુધલાના પાન જેવા આકારનાં હોય છે. આખું પાન ૩ થી ૫ ફીટ લાંબું હોય છે. પર્ણોની ડીંટડીઓ ૦। થી ૦।। ઈંચની હોય છે. ફુલ પીળાશ લેતા આસમાની રંગનાં, તોરા જેવી (Corymbose) કલગીમાં છેડે આવેલાં હોય છે. રાત્રે ફુલની સુગંધી બહુ સારી આવે છે. ફેબ્રુઆરીથી એપ્રીલ સુધીમાં ફુલ આવે છે. ફળ ભલ્લાકૃતિનું, દ્વિભાગયુક્ત, ૨ થી ૩ ઈંચ લાંબુ હોય છે. બીજ ૮ હોય છે. આ તરફ આ ઝાડ જવલ્લેજ જોવામાં આવે છે. ક્ષારને માટે આ ઝાડ પ્રસિદ્ધ છે. ( ફ્રેંડીસ )

## વૈદ્યકમાં મોખાનો ઉપયોગ.

સુશ્રુત— ૧ કુષ્ઠમાં–મોખાના મૂળની છાલમાં સિદ્ધ કરેલું ઘી કુષ્ઠને હણે છે. ચિ. ૯–૪૯.

૨ આંખમાં ઝેરી અંજન લગાવ્યું હોય તો–મોખાનાં ફુલ ઘસીને આંજવાં. ક. ૧–૭૧.

**वक्तव्य**—मोक्षको द्विविधो ज्ञेयो श्वेतकृष्णो विभेदतः ॥ **અર્થાત્ મોખાના શ્વેત અને કૃષ્ણ એવા બે ભેદો છે. શોઢલ કહે છે કે** शिखरी वनवासी च द्विविधः श्वेतकृष्णकः **અર્થાત્ શ્વેત અને કૃષ્ણ એવા ભેદો સાથે શિખર ઉપર થનાર અને વનમાં થનાર એવા ભેદો પણ ઉદ્દિષ્ટ છે. સુશ્રુતે મુષ્કકપુષ્પને કફપિત્તહર ગણાવેલાં છે ( सू. ४६-२८४ ). ક્ષારશ્રેષ્ઠ હોવાથી તેનાં લાકડાંને બાળીને ક્ષાર કરવાની વિધિ સુશ્રુતે આપેલી છે ( सू. ११-११ ). પ્રમેહમાં અને વાતરક્તના પત્રલવણમાં મુષ્કકનો ઉલ્લેખ છે.**

**ચરકે મુખરોગચિકિત્સામાં નીચેનો પ્રયોગ બતાવ્યો છેઃ—**

पलाशमुष्ककक्षारयवक्षाराश्च चूर्णिताः । गुडे पुराणे द्विगुणे क्वथिते गुडिकाः कृताः ॥ कर्कन्धुमात्राः सप्ताहं स्थिता मुष्ककभस्मनि ॥ **ઇત્યાદિ ( ચિ. २६-१८०,-१८१ ) અર્થાત્ મુખરોગમાં મુષ્કકક્ષાર ઉપયોગી હોય એમ જણાય છે. ગ્રહણીમાં પણ તે યોજાયેલો છે ( चि. १९-१८१ ).**

મોખાનું ચિત્ર Brandis ના Indian trees માં પાન ૪૪૪ ઉપર આપેલું છે.

ઉલ્લેખ-Brandis p. 444; રૂ. નિ. પા. ૪૪૮; N. p. 176.

---

## ૨૪૪ હારશણગાર

### N. O. Oleaceæ.

**નામો**—पारिजातकः, रागपुष्पी, प्राजक्तः (સંસ્કૃત); હારશણગાર, પારિજાતક (ગુજરાતી); પારિજાતક (મરાઠી); હારશીણધાર ( બંગાલી. હિંદી ); Weeping nyctanthes–વીપીંગ નીકટેન્થસ (અંગ્રેજી); Nyctanthus arbortristis–નીકટેન્થસ્ આરબૉર્ટ્રિસ્ટીસ (લેટીન).

**परिचय**— प्राजक्तः पारिजातश्च हारशृंगारपुष्पकः ॥
नालकुंकुमको रागपुष्पी च खरपत्रकः ॥

॥ नि. सं. ॥

**गुणाः**— रसः प्राजक्तपत्रस्य ज्वरघ्नो तिक्तकः स्मृतः ॥
पर्णखण्डसमायुक्ता त्वचा कासविनाशिनी ॥

**सुश्रुत**— १ उदकमेहे–तत्रोदकमेहिनम् पारिजातकषायं पाययेत् ॥

पारिजातः पारिभद्रकः (टीका) चि–११–८

२ प्लीहोदरे–पारिजातकेक्षुरकापामार्गक्षार वा तैलसंसृष्टम् ॥

वृन्द— ३ अक्षिशूले–वल्कलं पारिजातस्य तैलकाञ्जिकसैन्धवैः। कफजाताक्षिशूलघ्नं तरुघ्नं कुलिशं यथा ॥ ( नेत्ररोगाधिकारे )

**વર્ણન**—હારશણુઘારનાં ઝાડ બાગોમાં ઉછેરવામાં આવે છે. તેનાં પાન ખરસટ હોય છે. ફુલ સફેદ થાય છે પણ ફુલની ડાંડી કેસરીયા રંગની થાય છે. આ ફુલ રાત્રે ખીલે છે અને સવારમાં ઝાડ તળે ઢગલો થઇ ખરી પડે છે. આ દેખાવ જોવા જેવો છે. "ફુલની ડાંડીને વાટી કપડાં રંગે તો કેસરના રંગ સરખો જ રંગ થાય છે." સર ડબલ્યુ જોન્સ આ ઝાડ વિષે કહે છે કે–"This gay tree (for nothing sorrowful appears in its nature) spreads its rich odour to a considerable distance every evening." સ્વ. કનૈયાલાલ દે. જણાવે છે કે–"Flowers are collected by native women and children, and the orange-coloured corolla tubes having been seperated from the white petals, they are dried in the sun, and yield on boiling a beautiful, but fleeting yellow dye for silk." આનાં પાનનું પૃથક્કરણ ફાર્માકોગ્રાફીયા ઇન્ડીકાના કર્તાઓએ કરાવેલું છે અને તેમાંથી 'નિકટેન્થાઇન્' નામનું ઉપાદાન તત્વ હાથ આવ્યું છે.

જે ફુલ માટે સત્યભામાએ રૂષણું લીધું હતું તે આ કે બીજું એ નક્કી નથી કહી શકાતું. અમરકોષમાં તો पञ्चैते देवतरवो मन्दारः पारिजातकः etc. એમ સ્પષ્ટ કહેલું છે. પણ એ પારિજાતક આ જ કે બીજું તે જાણવા માટે કાંઇ સાધન મળી શકતાં નથી.

## વૈદ્યકમાં હારશણગારનો ઉપયોગ

સુશ્રુત— ૧ ઉદકમેહવાળાને–પારિજાતકના પંચાંગનો ક્વાથ પાવો. ચિ. ૧૧–૮

૨ પ્લીહોદરમાં–પારિજાતક, એખરો અને અપામાર્ગ વિગેરેના ક્ષાર તેલ સાથે આપવા. ચિ. ૧૪–૧૨

વૃંદ— ૩ આંખ દુઃખતી હોય તો–પારિજાતકની છાલને તેલ, કાંજી અને સિંધાલુણ સાથે ઉકાળી લઇ, તે તેલ આંખમાં નાખવાથી આંખનો દુખાવો, શૂલ વિગેરે મટે છે.

**વક્તવ્ય**—ચરકમાં 'પારિજાતક'નો ઉલ્લેખ નથી–સુશ્રુતમાં છે. પણ તે पारिभद्र–બકાન લીંબડા–માટે યોજાયલો શબ્દ લાગે છે. પારિભદ્રના પર્યાય તરિકે पारिजात શબ્દનો ઉલ્લેખ થયેલો છે. અમરસિંહે દેવતરૂમાં આની ગણના કરાવેલી છે.

સ્વ. કેતોભટ્ટ કહે છે કે–" પાનનો રસ દેવાથી તાવ ઉતરે છે. છાલનો ભુકો વાલ ૨॥ પાન સાથે દેવાથી ઉધરસ મટે છે."

**Actions and Uses**—The leaves are regarded as antibilious and expectorant used in bilious fevers. The juice of the fresh leaves is also a safe purgative for infants.

K. L. Dey.

**નવ્યમત**—પાન પિત્તઘ્ન અને કફઘ્ન છે. પિત્તનાં દરદોમાં પાન ઉપ· ઉપયોગી છે. પાનનો રસ નાનાં બચ્ચાં માટે ઉત્તમ સાદો જુલાબ છે. ( સ્વ. કનૈયાલાલ દે )

કોંકણ તરફ ઘાટો કફ છુટે એટલા માટે પાન અને સોપારી સાથે છાલનું ચૂર્ણ ૫ ગ્રેન અપાય છે. ( ડીમક. )

ઘણા લેખકો જણાવે છે કે પાનનો મૃદુ અગ્નિ ઉપર કરેલો ક્વાથ ગૃધ્રસી ઉપર રામબાણ ઇલાજ છે. ( દત્ત )

મખઝનનો કર્તા જણાવે છે કે ૬–૭ કુમળાં પાનને આદુ અને પાણી સાથે કચરી નાખી તેનો રસ ચઢતા ઉતરતા તાવમાં અપાય છે. બીજનું ચૂર્ણ ખોડો ઉંદરી વિગેરે મટાડે છે. ( ડીમક )

પાનનો રસ પિત્તઘ્ન છે, રેચક છે અને મૃદુ કટુપૌષ્ટિક છે. ( ડૉ. થૉર્નટન. )

બચ્ચાંને કૃમિ હોય તો પાનનો રસ સ્હેજ સાકર સાથે અપાય છે. ઘણાયે કેસોમાં તે ઉપયોગી જણાયલું છે. સેન્ટોનીનના પ્રતિનિધિ તરિકે આને વાપરવા જેવું છે. ( મેજર બી. ડી. બાસુ ).

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૩૯; N. p. 176; Indig. Drugs. p. 207; Indi. Medi Plants p. 766.

# पील्वादिवर्ग

## N. O. Salvadoraceæ.

## ૨૪૫ પીલુ.

૧ નામો—पीलुः, तीक्ष्णतरुः ( સંસ્કૃત ); પીલુ, પીલવો ( ગુજરાત ); ખારી જાર ( કાઠીયાવાડ ); મીરજ, મીરઝોની ( મરાઠી ); જાલ, છોટાપીલુ ( હિંદી ); પીલુ ( બંગાલી ); Mustard tree of scripture–મસ્ટાર્ડ ટ્રી ઓફ સ્ક્રીપ્ચર ( અંગ્રેજી ); Salvadora persica–સાલ્વેડોરા પર્સીકા (લેટીન).

૨ महापीलुः, गुडफलः, स्रंसी ( સંસ્કૃત ); મોટાં પીલુ ( ગુજરાત ); મીઠી જાર, મીઠી જાળ ( કાઠિયાવાડ ); ગોડ પીલુ ( મરાઠી ); બડા પીલુ, જાલ ( હિંદી ); S. oleoides–સાલ્વેડોરા ઑલીયોઇડીસ્ ( લેટીન ).

गुणाः— रक्तपित्तहरः पीलुः फलं स्वादुविपाकि च ।
अर्शोघ्नं बस्तिशमनं सस्नेहं कफवातजित् ॥
पीलुजं च रसं स्वादु गुल्मार्शोघ्नं तु तीक्ष्णकम् ।
॥ ध नि. ॥

अंकाह्वः कटुकः पीलुः कषायो मधुराम्लकः ।
सरः स्वादुश्च गुल्मार्शःशमनो दीपनः परः ॥
मधुरस्तु महापीलुः वृष्यो विषविनाशनः ।
पित्तप्रशमनो रुच्य आमघ्नो दीपनीयकः ॥
॥ रा. नि. ॥

पीलु श्लेष्मसमीरघ्नं पित्तलं भेदि गुल्मनुत् ।
स्वादुतिक्तञ्च यत् पीलु तन्नात्युष्णं त्रिदोषहृत् ॥
॥ भा. प्र ॥

चरक— १ मदात्ययस्य पिपासायाम्–परूषकाणां पीलूनां रसं.... ॥
चि. अ. १२

२ आनाहे–पीलुकल्कोपसिद्धं वा घृतमानाहभेदनम् ॥
चि. अ. १८

सुश्रुत— ३ गुल्मे–एवं पीलूनि पिष्टानि पिबेत् सलवणानि तु ॥ उ. अ. ४२

वाग्भट— ४ अर्शःसु–तक्रानुपानानि स्वादेत् पीलुफलानि । चि अ. ८

શોઢલ— ૫ अर्शःसु–पीलून्यार्द्राणि सेवेत पक्षं पक्षार्धमेव वा ।
न चान्नं शीलयेत्किंचित् तेभ्यः सौख्यमवाप्नुयात् ।
एतदर्शांसि शमयेत् श्रेष्ठं पीलुरसायनम् ।
ग्रहणीकृमिदोषाणां गुल्मिनाममृतोपमम् ॥

**વર્ણન**—નાનાં પીલુનાં ઝાડ ( ખારી જાર ) ૧૦ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. તે વાંકાંચુંકાં ઘણી શાખાઓવાળાં થાય છે. પાન જાડાં, સામસામાં અને લીલા રંગનાં આવે છે. ફુલ પીળાશ લેતા લીલા રંગનાં, પોષ કે મહા મહિને બેસે છે. ફળ ચૈત્રવૈશાખમાં પાકે છે. તે રાતાં, કાળાં અને સફેદ રંગનાં થાય છે.

મોટા પીલુ ( મીઠી જાર )નાં ઝાડ પણ સાધારણ રીતે ખારી જારને મળતાં જ હોય છે. આનાં પાન પાતળાં અને લાંબાં આવે છે અને આથી આ ઝાડ તુરત જ ઓળખાઈ આવે છે.

પીલુનાં ઝાડને સંબોધીને એક કવિએ સુંદર શ્લોક ગાયો છેઃ—

धन्याः सूक्ष्मफला अपि प्रियतमास्ते पीलुवृक्षाः क्षितौ ।
क्षुत्क्षीणेन जनेन हि प्रतिदिनं येषां फलं भुज्यते ।
किं तैस्तत्र महाफलैरपि पुनः कल्पद्रुमाद्यैः द्रुमैः ।
येषां नाम मनागपि श्रमनुदे छायापि न प्राप्यते ॥

## વૈદ્યકમાં પીલુનો ઉપયોગ

ચરક— ૧ **મદાત્યયવાળાને તરસમાં**—પીલુડાંનો રસ આપવો. ચિ. અ. ૧૨.

૨ **પેટ ચઢયું હોય ત્યારે**—પીલુના કલ્કથી સિદ્ધ કરેલું ઘી આનાહને–પેટ ચઢયું હોય તેને–મટાડે છે. ચિ. અ. ૧૮.

સુશ્રુત— ૩ **ગુલ્મમાં**—મીઠા સાથે પીલુડાં ખાવાં. ઉ. અ. ૪૨.

વાગ્ભટ— ૪ **હરસમાં**—પીલુડાં ખૂબ ખાવાં અને ઉપરથી છાશ પીવી. બીજું કંઈજ ન ખાવું જોઇએ. ચિ. અ. ૮.

શોઢલ— ૫ **હરસમાં**—એક અઠવાડિયું કે એક પખવાડીયું એકલાં લીલાં રસદાર પીલુડાં ખાવાં. જરા પણ અન્ન ન લેવું. આ પ્રયોગથી હરસ મટશે અને રસાયન જેવો ગુણ મળશે. સંગ્રહણી, કૃમિનો દોષ અને ગુલ્મવાળા માટે તો આ પ્રયોગ અમૃત જેવો છે.

**વક્તવ્ય**—અમરસિંહે પીલુનાં गुडफलः અને स्रंसी નામો આપેલાં છે. ટીકાકાર **ભાનુજી** દીક્ષિતે ટીકામાં ' गुर्जरदेशे पीलु इति ख्यातस्य ' કહેલું છે.

' પર્વતપીલુ ' એ અખરોટનો પર્યાય છે એમ અમરકોષ ઉપરથી જણાય છે. પીલુપર્ણી નામની વનસ્પતિનો ઉલ્લેખ આવે છે.

સુશ્રુતે અને ચરકે પીલુને શિરોવિરેચન તરિકે ગણ્યું છે. સુશ્રુતે પુલને શિરોવિરેચન ગણાવ્યું છે ( સૂ. ૩૯–૬ ). પીલુનું તેલ પણ શિરોવિરેચન છે ( ચિ. ૩૧–૫ ). સુશ્રુતે પીલુના ગુણ નીચે પ્રમાણે આપ્યા છેઃ—

तिक्तं पित्तकरं तेषां सरं कटुविपाकि च ।
तीक्ष्णोष्णं कटुकं पीलु सस्नेहं कफवातजित् ॥ સૂ. ४६–१९५.

ચરક સુશ્રુત બન્નેએ એને કટુસ્કંધમાં ગણાવેલું છે. સુશ્રુતે તુરત જન્મેલા બાલકને સુવાડયા પછી પીલુની શાખાથી વીંઝણો નાખવાનું કહેલું છે, જ્યારે ચરકે પીલુ વિગેરેની શાખાઓને સૂતિકાગારની આસપાસ રાખી મૂકવાનું કહેલું છે ( चरक शा. ૮–૧૦૧ ). મૃદુ કોષ્ઠવાળા માટે પીલુનો રસ રેચક છે ( चरक. सू १૩–૬૫ ). ચરક સુશ્રુત બન્નેએ કુષ્ઠમાં પીલુનો ઉપયોગ કરેલો છે. સુશ્રુતે નાડીપ્રક્ષાલનમાં કરંજ, નિંબ વિગેરે સાથે પીલુસ્વરસથી વ્રણ ધોવાનું કહેલું છે ( ચિ. ૧૭–૨૪ ). ચરકે જ્વરહર અને વિરેચનનોપગ દશેમાનિમાં પીલુનો ઉલ્લેખ કરેલો છે; પણ જ્વરના અધ્યાયમાં પીલુનો ઉપયોગ કર્યો જણાતો નથી. પુષ્પાસવના લીસ્ટમાં ચરકે પીલુ ગણાવ્યું છે. પાછળના ગ્રંથકારોએ ' પીલુ આસવ 'ની સુંદર યોજના કરેલી પણ છે. સુશ્રુતે પીલુતેલના ગુણ આપેલા છે ( સૂ. ૪૫–૧૧૫ ). પીલુના તેલને ખાંખણુતેલ કહેવામાં આવે છે જે વાના કામમાં બહુ જ વપરાય છે.

**Actions & Uses**—In the Pharmacopœa of India we are told that Dr. Irvine employed the root-bark successfully as vasicant. In Dr. Imlach's report on snake bites in Sindh ( Bom-Med and Phys Trans new ser iii p. 80 ) several cases are mentioned in the nabular record in which Pilu seeds were administered internally with good effect. They are also said to be a favourite purgative. ( Dymock II p. 381 )

**ભાવાર્થ**—પીલુના મૂલની છાલ દાહક–ફોલ્લો ઉઠાવે એવી છે એમ ' ફાર્માકોગ્રાફીઆ ઈન્ડીયા 'માં ડૉ. ઈરવીને કહેલું છે. ડૉ. ઈમ્લના ' સર્પદંશ ' ઉપરના રીપોર્ટમાં પીલુનાં બીજથી સાપના ઝેરના દરદીઓ અનેક સારા થયેલાનો નંબરવાર કોઠો આપેલો છે. પીલુનાં બીજ વિષઘ્ન છે અને તે ઉપરાંત સારો જુલાબ છે.

( ડીમક. ભા. ૨. પા. ૩૮૧ )

**નવ્યમત**—મુસલમાન લેખકો પીલુનાં ફૂલને શોધક, વાતઘ્ન અને મૂત્રલ ગણાવે છે. ( ડીમક ). ફૂલ રેચક પણ મનાય છે. એઈન્સ્લી જણાવે છે કે થડની છાલ સ્હેજ ગરમ અને સ્હેજ દાહક છે. દેશી વૈદ્યો તેને સાદા તાવમાં તેમજ અનાર્તવમાં અને ઉત્તેજક તરીકે વાપરવા ભલામણ કરે છે. ક્વાથની માત્રા આખા દિવસમાં થઈને નવટાંક સુધીની છે. ( એઈન્સ્લીની મૅટીરીયા મૅડીકા ).

પાંદડાં અને કુમળી કુંપળો તિક્ત છે, અને પંજાબ તરફના લોકો તેને સર્પવિષ માટે ઉપયોગી છે એમ જણાવે છે. ( મુરે ). પાનનો રસ નાવિક રક્તપિત્ત ( Scurvy )માં અપાય છે. સંધિવા ઉપર પાન વાટીને સહેજ ગરમ કર્યા પછી બાંધવામાં આવે છે ( ડીમક ). મૂળની છાલ દાહક છે. ( એઈન્સ્લી ). છાલ બહુ જ દાહક છે. ચામડી ઉપર ચોપડવાથી તુરત જ બ્લીસ્ટર ઉઠાવે છે અને આ કારણ માટે દેશીઓ તેને વાપરે છે પણ ખરા. ઉત્તેજક તરિકે બહુ જ સારૂં ઔષધ છે. ( રૉકસબર્ગ ).

આ ઝાડનાં ટુથ-બ્રશ બહુ સારાં થાય છે અને એથી જ એનું નામ ( ટુથ-બ્રશ ટ્રી ) પડેલું છે. ( સ્ટયુઅર્ટ અને મુરે ).

ઉલ્લેખ—વ. શા. પા. ૪૩૬; રૂ. નિ. પા. ૩૯૫; N. p. 177; Watt VI part II p. 448; Indi. Medi. Plants p. 771.

# इन्द्रयवादि वर्ग

## N. O. Apocynaceæ.

### ૨૪૬ કરમદાં.

**નામો**—करमर्दक, क्षीरफलम्, कंटकी ( સંસ્કૃત ); કરમદી ( ગુજરાતી ); કરવંદી, કરંદા, કારંદ ( મરાઠી ); કરોંદી ( હિંદી ); Jasmine flowered Carissa-જસ્માઈન ફ્લાવર્ડ કૅરીસા ( અંગ્રેજી ); Carissa Carandas-કૅરીસા કૅરેન્ડસ ( લેટીન ).

**ગુણ:**—

करमर्दं गुरूष्णाम्लं रक्तपित्तकफप्रदम् ।
तत्पक्वं मधुरं रुच्यं लघु पित्तसमीरजित् ॥

॥ म. नि. ॥

करमर्दद्वयं चाममम्लं गुरु तृषापहम् ।
उष्णं रुचिकरं प्रोक्तं रक्तपित्तकफप्रदम् ॥
तत्पक्वं मधुरं रुच्यं लघु पित्तसमीरजित् ॥

॥ भा. प्र. ॥

करमर्दं सतिक्ताम्लं बालं दीपनदाहकम् ।
पक्वं त्रिदोषशमनं रुच्यं विषविनाशनम् ॥

॥ रा. नि. ॥

करमर्दफलं चार्द्रमम्लं पित्तकफप्रदम् ।
भेदनं चोष्णवीर्यं च वातप्रशमनं गुरु ॥

॥ शोढल: ॥

तच्छुष्कं पक्वसदृशं गुणैः ज्ञेयं विचक्षणैः ॥

॥ नि. र. ॥

गुरूष्णवीर्यं वातघ्नं सरं च करमर्दकम् ॥
नातिपित्तकरं पक्वं शुष्कं च करमर्दकम् ॥

॥ वाग्भट: ॥

अम्लं तृषापहं रुच्यं पित्तकृत् करमर्दकम् ॥

॥ सुश्रुत: ॥

**વર્ણન**—કરમદીનાં ઝાડવાં ૧૫ થી ૨૦ ફીટ ઉંચાં થાય છે. તેની શાખાઓ કોઈક વાર વેલાની પેઠે લાંબી વધી જમીન પર આડીઅવળી પથરાયલી હોય છે, અને જો તેની પાસે બીજા ઝાડનો આશરો મળે તો તે પર તે ૩૦

થી ૪૦ એક ફીટ સુધી ઉંચી ચઢી જાય છે. એની શાખાઓ ઉપર સામસામા, જાડા, મજબુત કાંટા આવેલા હોય છે. પાન સુંદર, ચળકતાં, લીસાં, સામસામાં આવેલાં હોય છે. કરમદીને શિયાળો ઉતરતાં સુંદર, સફેદ કે ગુલાબી છાયા લેતા રંગનાં પુલોની ગુચ્છીઓ આવે છે. તેની સુગંધી જુઈનાં ફુલ જેવી મધુરી અને જરા ખટાશ લેતી હોય છે. પુલ આવ્યાં હોય છે ત્યારે કરમદી બહુ જ સુંદર લાગે છે ફળ ચૈત્રથી જેઠ સુધીમાં પાકે છે. ત્યારે ફળ કાળાશ પડતાં થાય છે અને તેમાંથી દૂધ નીકળે છે. કરમદાં ખાધે બહુ જ સ્વાદિષ્ટ લાગે છે. શહેરોમાં ગરીબ લોકો કરમદાં વેચે છે પણ ખરા.

ગુણ અને ઉપયોગ—કરમદાં ગુરૂ, ઉષ્ણ, અમ્લ, રૂચ્ય, વાતઘ્ન, સર, ભેદન અને ઉષ્ણ વીર્યવાળાં મનાયલાં છે. તે તરસને છીપાવે છે, પિત્તને કરનાર છે, રૂચિ ઉત્પન્ન કરે છે. પાકાં કરમદાંને સૂકવીને વાપરવાથી તે પિત્તને કરતાં નથી. ગરમી, વિષ, વાત અને કલેજાંનાં દરદોને પાકાં ફળ મટાડે છે. તેનાં અથાણાં વિગેરે થાય છે.

**वक्तव्य**—ચરક, સુશ્રુત અને વાગ્ભટ-ત્રણેમાં કરમદીનો ઉલ્લેખ છે પણ સ્વતંત્ર ઉપયોગ જણાતો નથી. ચરક હૃદ્ય દશેમાનિમાં કરમર્દ ગણાવે છે. એમાં ખટાશ હોવાથી દુધ સાથે તે વિરૂદ્ધ છે એમ પણ જણાવેલું છે ( સૂ. ૨૬-૧૧૬. ) અમ્લસ્કંધમાં ચરક સુશ્રુત બન્નેએ તે ગણાવેલું છે. कंटकाख्य-पंचमूलમાં કરમર્દ આવે છે ( સુશ્રુત સૂ. ૩૮-૭૩ ). મદાત્યયમાં પાનક બનાવવામાં બીજાં સાથે છે. 'ક્ષેમકુતૂહલ'માં કરમર્દ પાનકની બનાવટ નીચે પ્રમાણે આપેલી છેઃ—

लवंगार्द्रकसंयुक्तं सुपिष्टं वारिणा युतम् ।
कारमर्दं करैर्मद्यं सप्तभागसितान्वितम् ॥
वातहृद्रुचिदं बल्यं हृद्यमम्लतरं स्मृतम् ॥
रक्तपित्तकरं चोक्तम् अकंठयं कारमर्दकम् ॥

वैद्यकशब्दसिंधुकार करमर्दः—पानीयामलकनुं ગણાવે છે. બીજી એક કરમર્દિકા નામની વનસ્પતિ થાય છે. ભાવપ્રકાશમાં લખ્યું છે કે—" द्राक्षापर्वतजा यादृक् तादृशी करमर्दिका ॥

**નવ્યમત**—કાચાં ફળ ગ્રાહી છે. પાકાં ફળ ઠંડાં, ખટમધુરાં અને પિત્તનાં દરદોમાં ઉપયોગી છે. આનાં મૂળ કટુપાચક ( Bitter stomachic ) છે. આના મૂળનું ચૂર્ણ, ઘોડાનું મૂત્ર, લીંબુનો રસ અને કપુર-ખસને માટે કોંકણમાં પ્રચલિત છે. ( ડીમક )

આનાં પાનનો ક્વાથ કટક તરફના લોકો ઉથલા ખાતા તાવમાં તાવ આવવા જેવું લાગે કે તુરત જ પીવામાં લે છે. ( સર્જન મેજર પી. એન. મુકરજી.)

આનાં ફળમાં, ઘણા ડોકટરોના મત પ્રમાણે, સ્કર્વી મટાડવાનો ગુણ છે. ( વૅાટ વૅા. ૨. પા. ૧૬૫ )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૪૦; ફ઼. નિ. પા. ૪૨૭; N. p. 178; Watt II p. 165; Indi. Medi. Plants p. 776.

---

## ૨૪૭ સપ્તપર્ણ.

**N. O. Apocynaceæ.**

**નામો**—सप्तपर्णः (સંસ્કૃત); સાતવીન (ગુજરાતી. મરાઠી); છિતવન (હિંદી); છાતીન ગાછ ( બંગાળી ); હાલે ( કાનડી ); એરીલપાલ ( મલાય ); એલીલપ્પાલઈ ( તામીલ ); એડકુલ ( તેલુગુ ); Dita bark-ડીટાબાર્ક ( અંગ્રેજી ); Alstonia scholaris-આલ્સ્ટોનીયા સ્કોલેરીસ્ ( લેટીન ).

**परिचय**— सप्तपर्णः शाल्मलीसदृशपत्रो गजमदगंधपुष्पः शरदि विकसनशीलः उच्चैर्वृक्षः सात्वन इति लोके ॥ सु. तटीकायां डल्हणः (सूत्र. अ. ३८) ॥

सप्तपर्णो गुच्छपुष्पो बहुत्वक्शाल्मलच्छिदः ॥
( शिवदत्तः )

सप्तपर्णः शुक्तिपर्णः छत्रपर्णः सुपर्णकः ।
सप्तच्छदो गुच्छपुष्पः तथा शाल्मलीपत्रकः ॥
सप्ताह्वो युग्मपत्रश्च बृहद्वल्को बहुच्छदः ।
पृथक्पत्रः सुदीर्घश्च गुहाशयन एव च ॥
शारदः शारदिपुष्पो मदगंधिः शिरोरुजः ॥
॥ रा. नि. ॥

**गुणाः**— त्रिदोषशमनो हृद्यः सुरभिः दीपनः सरः ।
शूलगुल्मकृमीन् कुष्ठं हन्ति शाल्मलीपत्रकः ॥
॥ ध. नि. ॥

सप्तपर्णस्तु तिक्तोष्णः त्रिदोषघ्नश्च दीपनः ।
मदगन्धो निरुन्द्धेऽयं व्रणरक्तामयकृमीन् ॥
॥ रा. नि. ॥

सप्तपर्णः त्रिदोषघ्नो वीर्योष्णोऽग्निप्रदीपनः ।
मदगन्धिः व्रणहरः तिक्तः क्रिमिविनाशनः ॥
कुष्ठं जीर्णं ज्वरं श्वासं गुल्मं च ग्रहणीं तथा ।
प्रवाहिकां सरक्ताञ्च वातरक्तं विनाशयेत् ॥

॥ भा० प्र. ॥

चरक— १ कुष्ठे–दार्व्याः रसांजनस्य च निंबपटोलस्य खदिरसारस्य ।
आरग्वधवृक्षकयोः त्रिफलायाः सप्तपर्णस्य ॥
इति षट्कषाययोगाः निर्दिष्टाः सप्तमश्च तिनिशस्य ।
स्नाने पाने च मताः तथाष्टमश्चाश्मारस्य ॥ चि. ७–९८–९९
सप्तच्छदकरवीराः शस्यन्ते स्नानपानेषु ॥ चि. ७–१२६

२ स्तन्यशुद्ध्यर्थम्–अमृतासप्तपर्णत्वक्क्वाथञ्चैव सनागरम् ॥
चि. अ. ३०. २४७

सुश्रुत— ३ सान्द्रमेहे–सान्द्रमेहिनं सप्तपर्णकषायम् ॥ चि. ११

४ दल्लकाद्युगतविषे-त्वचः सप्तच्छदस्य वा ।....सक्षौद्राः प्रति-
सारणम् ॥ क. अ. १–९०

५ कासश्वासयोः–सप्तच्छदस्य पुष्पाणि पिप्पलीश्चापि मस्तुना ।
पिबेत् संचूर्ण्य मधुना....॥ उ. ५१....३५

वाग्भट— ६ पित्तकफानुगे हिक्काश्वासे—स्वरसः सप्तपर्णस्य....। हिक्काश्वासे
मधुकणायुक्तः पित्तकफानुगे ॥

७ दन्तकृमिषु-सप्तच्छदार्कक्षीराभ्यां पूरणं कृमिशूलजित् ॥

शोढल— ८ दुष्टव्रणे—सप्तदलदुग्धकल्कः शमयति दुष्टव्रणं प्रलेपेन ॥

વર્ણન—કોંકણમાં સામાન્ય રીતે આ ઝાડ થતું હોવાથી ગુજરાતના લોકોને તે અપરિચિત છે. કોંકણથી નીચે દક્ષિણમાં કર્ણાટક, આન્ધ્ર, દ્રાવિડ, કેરલ સુધી અને પૂર્વમાં કોરોમંડળ કાંઠો, બંગાળા, આસામ, અને બર્મા સુધી એ વૃક્ષ થાય છે. હિંદુસ્તાન સિવાય આ ઝાડ મલાક્કા, ફીલીપાઇન બેટો અને પશ્ચિમ આફ્રીકામાં પણ થાય છે.

આ મોટું સુંદર વૃક્ષ થાય છે. એમાં ૫ થી ૭ અને વખતે ૮ પાન ભેળાં આવે છે. ચારે બાજુથી શાખાઓ નીકળેલી હોય છે એથી બરાવો

બહુ જ સુંદર લાગે છે અને છત્રીના જેવો ઘુમટ થઇ રહે છે. આથી જ તેને छत्रपर्णः કહ્યું હશે. પાન શીમળાના પાનને લગભગ મળતાં, ૪ થી ૮ ઇંચ જેટલાં લાંબાં અને ૧ થી ૨ ઇંચ જેટલાં પહોળાં થાય છે. ફુલ લીલાશ પડતા ધોળા રંગનાં, ગુચ્છાબંધ આવે છે. ફુલ ભાદરવા આસોમાં આવે છે. એને ઇંદ્રજવની પેઠે બહુ પાતળી અને ૧ ફુટ લાંબી એવી શીંગ આવે છે. "આ ઝાડના લાકડામાંથી કાપેલી પાટીઓ નિશાળોમાં સ્લેટો તરિકે વપરાતી; એ ઉપરથી એના લેટીન નામમાં scholaris શબ્દ યોજાયો છે. મરાઠી નામ સૈતાન છે, અને તેમાં દેશી લોકોને કંઇક ભયંકર વહેમ છે એ ઉપરથી પડયું છે એમ નૅર્ન સાહેબ પણ કહે છે. પણ તે પોતે કહે છે તેમ વૃક્ષનો દેખાવ ખરેખર રમણીય છે, એમાં કંઇ ભયંકરતા નથી. સ્વ. દાજી પદે શાસ્ત્રી તેમના આર્યભિષક્‌માં લખે છે કે "આ ઝાડના સંબંધમાં કેટલાક લોકોમાં એવો ભ્રમ છે કે વગડાનાં સર્વ વૃક્ષો વર્ષમાં એક દિવસ એને માન આપવાને આવે છે." જુના વખતમાં વડના જેટલું જ સપ્તપર્ણ છાયાવૃક્ષ તરિકે પ્રખ્યાત હશે એમ પ્રાચીન કાવ્યસાહિત્ય જોતાં જણાય છે. શકુંતલાની પ્રિય સખીઓ રાજાને સપ્તપર્ણની વેદિકા ( ઝાડની આસપાસ બાંધેલો ઓટલો ) ઉપર બેસવાનું કહે છે. રઘુદિગ્વિજયના વર્ણન પ્રસંગે કાલિદાસ કહે છે—

प्रसवैः सप्तपर्णानां मदगन्धिभिराहताः ।
असूययेव तन्नागाः सप्तधैव प्रसुस्रुवुः ॥

'અર્થાત્ સપ્તપર્ણના મદ જેવી ગંધવાળાં ફુલોની અદેખાઇથી જાણે ન હોય એમ રાજાના હાથીઓ સાત સ્થળેથી મદ ઝરવા લાગ્યા.'

### વૈદ્યકમાં સપ્તપર્ણનો ઉપયોગ

ચરક— ૧ કુષ્ઠમાં–સપ્તપર્ણનો ક્વાથ કુષ્ઠવાળાએ સ્નાનમાં, પીવામાં વિગેરેમાં વાપરવો. ચિ. ૭–૯૪.

૨ ધાવણ શુદ્ધ કરવા માટે–સપ્તપર્ણની છાલનો ક્વાથ આપવો. ચિ. ૩૦–૨૪૭.

સુશ્રુત— ૩ સાન્દ્રમેહમાં–જેનો પેસાબ ઘાટો થતો હોય તે માણસે સપ્તપર્ણનો ક્વાથ પીવો. છાલ જ લેવી.

૪ દાતણમાં કોઈએ ઝેર આપ્યું હોય તો–સપ્તપર્ણની છાલનું ચૂર્ણ દાંત ઉપર ઘસવું. ક. ૧

૫ ખાંસી અને દમમાં–સપ્તપર્ણનાં ફુલનું ચૂર્ણ થોડીક પીપર અને મધ સાથે ચાટવું. ઉ. ૫૧.

વાગ્ભટ— ૬ **પિત્ત અને કફના અનુબંધવાળી હેડકી અને શ્વાસમાં**–સમપર્ણનો સ્વરસ, પીપર અને મધ સાથે પીવો.

**દાંતમાં કૃમિ પડયા હોય તો**–સમપર્ણનું દુધ દાંતમાં ભરવું. ઉ. ૨૨.

શોઢલ— ૮ **દુષ્ટવ્રણમાં**–સમપર્ણનું દુધ વ્રણમાં ભરવાથી દુષ્ટવ્રણ રૂઝાઇ જાય છે.

**वक्तव्य**-સુશ્રુતે આરગ્વધાદિ અને લાક્ષાદિ ગણમાં સમપર્ણનો ઉલ્લેખ કર્યો છે. અધોભાગહર દ્રવ્યોના લીસ્ટમાં સપ્તચ્છદની ગણત્રી છે અને 'शेषाणां क्षीराणि' એ વાકયથી સમચ્છદક્ષીરને અધોભાગહર ગણાવેલું છે ( सू. ૩૯–૪ ). તિક્ત વર્ગમાં તેનો ઉલ્લેખ છે ( सू. ૪૨–૧૮ ). શરદ ઋતુમાં સમપર્ણને ફુલ આવે છે એવો ઉલ્લેખ છે ( सू. ૬–૩૭ ). વ્રણમાં સમપર્ણ વપરાયલો છે ( चि. ૧–૧૨૦ ). કુષ્ઠમાં ઘણી જગોએ સમપર્ણની યોજના થયેલી જણાય છે. પ્રમેહ અને મધુપ્રમેહમાં સમપર્ણ વપરાયલો છે ( ચિ. ૧૨–૯ ). વૃદ્ધિને પકાવીને ભિન્ન કર્યા પછી જે તેલની કલ્પના છે તેમાં સમપર્ણ પણ છે. જીર્ણજ્વરહર તેલમાં 'સમચ્છદ' પડેલું છે ( ઉ. ૩૯–૨૫૨ ); ત્રિફલાદિઘૃતમાં પણ છે. કફજ જ્વરમાં–

सप्तच्छदं गुडूचीं च निम्बं स्फूर्जकमेव च । पिबेत् क्वाथं सक्षौद्रं कफजे ज्वरे ॥

उ. ૩૯–૧૮૪. આમ કહેલું છે. અપસ્મારમાં પંચગવ્યાદિઘૃતમાં સમપર્ણ છે ( उ ૬૧–૩૪ ).

ચરકે કુષ્ઠઘ્ન અને ઉદર્દપ્રશમન દશેમાનિમાં સમપર્ણનો ઉલ્લેખ કરેલો છે. સમપર્ણસારની આસવયોનિ લીસ્ટમાં ગણત્રી છે ( सू. ૨૫–૪૧ ). વમનોપગ તરિકે તે યોજાયલું છે ( वि. ૮–૧૫૭ ); તિક્ત અને કષાય–બન્ને સ્કંધોમાં યોજાયલું છે. સમચ્છદનાં પુષ્પ શિરોવિરેચન તરિકે ગણાવેલાં છે. ( वि. ૮–૧૭૪ ). ચરકે પણ મેહમાં સમપર્ણને ગણાવેલું છે ( सू. ૨૩–૮ ). ચરકે કુષ્ઠમાં અનેક જગોએ સમપર્ણ યોજેલો છે. વિસર્પમાં લેપ માટે સમપર્ણની યોજના છે ( चि: ૧૧–૮૭ ). મૂત્રકૃચ્છ્રમાં સમપર્ણ વપરાયલું છે ( चि. ૨૬–૫૫ ).

રા. રા. સુ. અમૃતલાલભાઇ રૂખડાને સમપર્ણ માનતા હતા. તેનો ઉત્તર આપતાં રા. રા. સુ. દુર્ગાશંકરભાઈએ 'સમપર્ણ' ઉપર બહુ જ મહેનત લઈને એક લાંબો લેખ લખેલો છે. તેમાં રૂખડાનું અને સમપર્ણનું પાર્થકય બહુ જ સચોટ રીતે દર્શાવેલું છે. તેનો સાર આ રહ્યો:—

(૧) ગુચ્છપુષ્પ નામ સમપર્ણને લાગુ પડે. રૂખડાને નહિ.

(૨) મહગંધિ પુષ્પો સપ્તપર્ણનાં છે–રૂખડાનાં નથી. કાવ્યસાહિત્યમાં પણ આનો ઉલ્લેખ છે. રઘુવંશમાં જુઓ.
(૩) સપ્તપર્ણનાં ફુલ શરદઋતુમાં આવે છે જ્યારે રૂખડાનાં વસંતમાં આવે છે. 'शरदि विकसनशीलः' એ વિશેષણ બહુ જ યથાર્થ છે.
(૪) રાજનિઘંટુનું 'ગોરક્ષી' નામ ગોરખઆંબલાને વધારે મળતું છે. પછીના ગ્રંથકારોએ બન્નેને જુદા પણ પાડેલા છે.
(૫) સપ્તપર્ણને દુધ નીકળે. રૂખડાને નહિ.

લેખ આખો વાંચવા યોગ્ય છે. જુઓ 'આયુર્વેદ વિજ્ઞાન' પુ ૪ થું અંક ૩ જો.

**Actions and Uses**—*Rumphius* says—"Of its value in catarrhal dyspepsia, I can speak from experience, the dose should be 15 grains taken at bed-time in powder or decoction." "*Nimmo* in 1839 called attention to the bark as a powerful tonic and suggested its use as an antiperiodic. Dr. *Gibson* in 1853 contributed a short but interesting account of the drug to the Pharmaceutical journal (xii p. 422). Alstonia bark is official in the "Pharmacopœa of India," and is described as an astringent, tonic, anthelmintic, and antiperiodic. In the Concan the juice of the fresh bark with milk is administered in leprosy, and is also prescribed for dypepsia and as an anthelmintic. One of us has found the tinctue of the bark to act in certain cases as a very powerful galactagogue.......The people of Manilla having been in habit of using it from time immemorial in decoction against malignant, intermittent and remittent fevers with the happiest results, the attention of our leading physicians was excited, and the active principle *ditain* has now become a staple article, and ranks equal in therapeutical efficiency with the best imported sulphate of quinine. Numberless instances of private and hospital practice carried out by our best physicians have demonstrated this fact....The results arrived at by *ditain* in our Manilla Hospitals and private practice are simply marvellous."

ભાવાર્થ—સપ્તપર્ણમાંથી ડીટેન નામનું ઉપયોગી ઔષધતત્ત્વ હાથ આવ્યું છે, જે જીર્ણજ્વર, વિષમજ્વર તેમજ શીતજ્વર વિગેરેમાં અતિ ઉપયોગી નીવડયું છે. હરેક હોસ્પીટલ અને ખાનગી દવાખાનાના ડૉકટરોએ વાપરીને ખાતરી કરી છે કે પરદેશથી આવતા 'ક્વીનાઈન સલ્ફ' કરતાં આ દવા

હજાર ઘણી સારી છે. કોંકણુમાં તાજી છાલનો રસ દુધ સાથે કુષમાં (લેપ્રસી), અજીર્ણુમાં, અને કૃમિઘ્ન તરિકે યોજાય છે. તાવમાં સપ્તપર્ણુની છાલનો કવાથ વાપરવો હિતાવહ છે. ક્વીનાઈન કરતાં આ કેટલીક વખત કામ સારૂં કરે છે. (ડીમક. વૉ. ૨ પા. ૩૮૭-૮૮)

ઉલ્લેખ—ફ઼ા. નિ. પા. ૨૫૬; ડીમક વૉ. ૨, પા. ૩૮૭; Veg. drugs. pp. 26–27; Indi. Medi. Plants p. 786.

---

## ૨૪૮ ઇંદ્રજવ–કડો.

### N. O. Apocynaceæ.

**નામો**—कुटज, इंद्रयव, वत्सक (સંસ્કૃત); કડો, ઇંદ્રજવનું ઝાડ (ગુજરાત); કારીખડો, દુધલો (કાઠીયાવાડ); કાલાકુડા, સફેદ કુરા (મરાઠી); કુરિયા, કરા (હિંદી); Holarrhena antidysenterica–હૉલેરૂહેના ઍન્ટીડીસેન્ટરીકા (લેટીન).

**परिचय—** शिंबिफलः श्वेतपुष्पो कुटजो दीर्घपत्रकः ॥ ॥ शिवदत्तः ॥

**कुटजस्य गुणाः—** कुटजः कटुको रूक्षो दीपनस्तुवरो लघुः ।
अर्शोऽतिसारपित्तास्रकफतृष्णामपित्तनुत् ॥
तत्पुष्पं शीतलं तिक्तं कषायं लघु दीपनम् ।
वातलं कफपित्तास्रकुष्ठातिसारजंतुजित् ॥
तस्य शिंबिभवं शाकं व्यंजनं चामवातजित् ।
रुच्यं कफघ्नं रक्तातिसारकुष्ठक्रमीन् जयेत् ॥
॥ म॰ नि ॥

कुटजः कटुकः प्लीहकफपित्तातिसारनुत् ॥
॥ शो॰ नि ॥

कुटजः कटुतिक्तोष्णः कषायश्चातिसारजित् ।
तत्रासितश्च पित्तघ्नः त्वग्दोषार्शनिकृंतनः ॥
॥ रा. नि ॥

श्वेतस्तु कुटजस्तिक्तः कटुश्चोष्णोऽग्निदीपकः ।
पाचकस्तुवरो रूक्षो ग्राहको रक्तदोषहा ॥

कुष्ठातिसारपित्तार्शकफतृट्कृमिहा मतः ।
ज्वरं चामं च दाहं च नाशयेदिति कीर्तितः ॥

॥ नि. र ॥

कुटजः कटुकः तिक्तः कषायो रूक्षशीतलः ।
कुष्ठातिसारपित्तास्रगुदजानि विनाशयेत् ॥

॥ ध. नि ॥

कुटजः कटुको रूक्षो दीपनस्तुवरो हिमः ।
अर्शोऽतिसारपित्तास्रकफतृष्णामकुष्ठनुत् ॥

॥ भा. प्र ॥

कफपित्तहरं पुष्पं कुष्ठघ्नं कुटजस्य च ॥ सुश्रुतः सू. ४६-२८४
कुटजत्वक् श्लेष्मापित्तरक्तसंग्राहकोपशोषणानाम् ॥

चरकः सू. २९—३३

इंद्रयवस्य गुणाः— इंद्रयवः त्रिदोषघ्नः संग्राही शीतलः कटुः ।
ज्वरातिसाररक्तार्शकृमिविसर्पकुष्ठनुत् ॥

॥ म. नि ॥

वत्सकस्य च बीजं तु कटु तिक्तं च शीतलम् ।
ग्राहकं पाचकं चोष्णं चाग्निदीप्तिकरं परम् ॥
वातरक्तं कफं दाहं पित्तं नानाज्वरं तथा ।
शूलमर्शं चातिसारं त्रिदोषं गुदकीलकम् ॥
कुष्ठकृमिविसर्पामरक्तार्शास्रुजान् हरेत् ॥

॥ नि. र ॥

इंद्रयवाः कटुतिक्ताः शीताः कफवातपित्तहराः ।
दाहातिसारशमना नानात्वग्दोषशूलघ्नाः ॥

॥ रा. नि ॥

शक्राह्वाः कटुतिक्तोष्णाः त्रिदोषघ्नाश्च दीपनाः ।
रक्तार्शास्यतिसारं च घ्नन्ति शूलवमी तथा ॥

॥ ध. नि ॥

चरक— १ यस्मिणः अतिसारे-सनागरान् इंद्रयवान् पिबेद्वा तण्डुलाम्बुना ॥
।चि-८—१२२

२ रक्तस्रुतौ अर्शे—कुटजत्वङ्निर्यूहः सनागरः स्निग्धरक्तसंग्रहणः ॥
३ कुष्ठे—वत्सकबीजस्य....कल्कं....कुष्ठेषूद्वर्तनालेपः ॥ चि–७
४ रक्तपित्ते–घृतं वत्सककल्कसिद्धं तद्वत् ॥ चि. ४–८७.
५ पित्तातिसारे–पलं वत्सकबीजस्य श्रपयित्वा रसं पिबेत् ।
यो रसाशी जयेच्छीघ्रं स पैत्तं जठरामयम् ॥ चि १०–९१.
६ रक्तातिसारे—....कुटजस्य फलानि च ।
एतैः घृतं सिद्धं जयेत् शीघ्रमतिसारम् ॥ चि. १०–८६
७ व्रणरोपणे—करवीरार्ककुटजाः कषायाः रोपणाः मताः ॥
चि अ. १३–८५–८८.

सुश्रुत— ८ कफपित्तानुबन्धरक्तजेषु अर्शःसु–कुटजमूलत्वक् फाणितं वा भक्षयेत् ॥ चि ६–१३
१० बहुश्लेष्माणि सरक्ते अतिसारे–बहुश्लेष्मसरक्तञ्च मंदवातं चिरोत्थितम्। कौटजं फाणितं वापि हन्त्यतिसारमोजसा ॥ उ. ४०–९०
११ प्रमेहे—कुटज....पुष्पकल्कं वा ॥ चि. ११–७

वाग्भट— १२ आर्द्रेषु अर्शःसु=भैषज्यमार्द्रेषु तु वत्सकत्वक् ॥ चि. ८–१६२

भावप्रकाश– १३ शुक्राश्मर्या–पिबतः कुटजं दध्ना पथ्यमन्नञ्च खादतः ।
निपतन्ति अचिरात्तस्य नियतं मेढ्रशर्कराः ॥

गदनिग्रह— १४ विस्फोटके–विस्फोटव्याधिनाशाय तण्डुलाम्बुप्रपेषितैः ।
बीजैः कुटजवृक्षस्य लेपः कार्यो विजानता ॥ पृ. ३९६.

**વર્ણન**—કડાનાં ઝાડવાં ૪ થી ૧૦ ફુટ ઉંચાં થાય છે. તેમાં લાંબી સોટી જેવી પાતળી ઘણી શાખાઓ નીકળે છે. પાન લાંબાં, પહોળાં અને જરા પાતળાં હોય છે, શિયાળે પાન ખરી જાય છે. ફુલ ગુચ્છાદાર, ઉનાળો ઉતરતાં અને ચોમાસું બેસતાં આવે છે. તે જાઇ જેવી મધુરી સુગંધવાળાં અને ધોળા રંગનાં હોય છે. એની સુગંધી ઘણે દૂર સુધી પ્રસરે છે. એની શીંગો લાંબી, બબ્બે ભેળી અને ટેરવે જોડાયેલી હોય છે. એનાં ઝાડને છેદ કરવાથી અંદરથી દુધ નીકળે છે.

સંસ્કૃતમાં શ્વેતકુટજ અને असितकुटज એવા બે ભેદ છે. શ્વેતકુટજ એટલે મીઠા ઈંદ્રજવનું ઝાડ, જેને કાઠિયાવાડમાં દુધલો કહે છે તે. લેટીન નામ

Wrightia tinctoria. અસિતકુટજ એટલે કડો. દુધલાનું થડનું લાકડું સફેદ હોવાને લીધે જ તેને શ્વેતકુટજ કહેવામાં આવે છે. દુધલાના બીજમાં કડવાશ નહિ હોવાને લીધે એને મરાઠીમાં ગોડ ઇંદ્રિયવ અથવા મીઠા ઇંદ્રજવ કહે છે. દુધલાનાં પાન સુકાય છે ત્યારે કાળાં પડી જાય છે; જ્યારે કડાનાં પાન સુકાયા પછી પણ દુધલાની માફક કાળાં પડી જતાં નથી. કડાની છાલ ભુરાશ લેતા રંગની હોય છે. આવા ભેદને લીધે જ દુધલાને શ્વેતકુટજ અને કડાને અસિતકુટજ કહેવાની ધૃષ્ટતા કરી છે. સ્વ. કવિરાજ વિરજાચરણ ગુપ્ત એથી ઉલટું માને છે. તે કહે છે કે "H. antidysenterica અને W. tinctoria એ બેમાં ભેદ એટલો જ છે કે–પહેલાની કાણ્ડત્વક્ પાંડુવર્ણ અને બીજાની કૃષ્ણવર્ણ હોય છે. પહેલાનાં પાન સુકાં થયા પછી પણ રંગ બદલતાં નથી અને બીજાનાં પાન સુકાયા પછીથી કાળાં પડી જાય છે. પહેલાનાં બીજ કડવાં અને બીજાનાં મીઠાં હોય છે. પહેલાની શીંગ પૃથક્ અને બીજાની શીંગો ટેરવે તેમજ મથાળે જોડાયલી હોય છે. પહેલાનાં પુષ્પ શ્વેતવર્ણ, પુષ્પનલ સંકુચિત; બીજાનાં ફુલ બૃહત્, અતિ સુગંધિ અને શુભ્ર વર્ણનાં હોય છે. આથી જ H. antidysenterica સિતકુટજ અને W. tinctoria અસિતકુટજ નામથી ઓળખાય છે." H. antidysenterica નું નામ કડો અને W. tinctoria નું નામ દુધલો મુ. જયકૃષ્ણભાઇએ જણાવ્યાં છે. આ લેટીનનામો અને ગુજરાતી નામોનો સ્વીકાર કરવામાં આવે તો કવિરાજનું ઉપરોક્ત વર્ણન ઉંધુ જ જણાય છે. દુધલાની છાલ કૃષ્ણવર્ણી નથી, દુધલાનાં પુષ્પ કડા કરતાં વધારે સુગંધી નથી એ તો પ્રત્યક્ષ સિદ્ધ છે.

ચરકસંહિતાના કલ્પસ્થાનના પાંચમા અધ્યાયમાં દૃઢબલ વત્સકના પુંકુટજ અને સ્ત્રીકુટજ એવા બે ભેદ વર્ણવે છે.

बृहत्फलः श्वेतपुष्पः स्निग्धपत्रः पुमान्भवेत् ।
श्यामा चारुणपुष्पी स्त्री फलवृन्तैस्तथाणुभिः ॥

આ ઉપરથી આપણે H. antidysenterica ને પુંકુટજ અને W. tinctoria ને સ્ત્રીકુટજ કહીએ તો ચાલશે. જો કે સ્ત્રીકુટજનાં પુષ્પ અરૂણ તો નથી જ હોતાં.

દુધલાનાં ફલ મીઠાં હોય છે, કડાનાં ફલ (ઇંદ્રજવ) કડવાં હોય છે. પણ પ્રાચીન લેખકોએ તો બન્ને જાતના ઇંદ્રજવોને તિક્ત જ કહ્યા છે. નવીન દ્રવ્યગુણવેત્તાઓ બન્નેના બીજમાં ફરક બતાવે છે જ્યારે દઢબલ સ્ત્રી-અને પુંકુટજોના બીજનો એક જ પ્રકારે ઉપયોગ કરે છે (જુઓ काले फलानि संगृह्य तयोः शुष्काणि ઇત્યાદિ). સુશ્રુતટીકાકાર ડલ્હણ અતિસારના અધ્યાયમાં

કૌટજફાણિતની વ્યાખ્યામાં નીચે પ્રમાણે લખે છે–" अत्र कल्पना बृहत्फलशुक्लकुसुमस्निग्धपत्रस्य पुन्नामधेयस्य कुटजस्य वल्कं गृहीत्वा " એટલે પુંકુટજ (કડો) એ ડલ્હણના મત પ્રમાણે અતિસારમાં સ્ત્રીકુટજ કરતાં ચઢીયાતો છે એ સ્પષ્ટ સમજાય છે. અર્વાચીન વિદ્વાનો પણ કડાછાલને જ અતિસારમાં છૂટથી વાપરવાની સલાહ આપી રહ્યા છે. આ કડાછાલ ઉપર તો યૂરોપીય વિદ્વાનો મુગ્ધ થયા હતા પણ જ્યારે તેની અંદર ભેગી દુધલાની છાલ વેપારીઓ ભેળવવા લાગ્યા અને સાચી કડાછાલ મળી શકી નહિ ત્યારે જ તેનો વપરાશ ઓછો થયો. કડાછાલને અંગ્રેજીમાં 'Conessi Bark' કહે છે. અર્વાચીન દ્રવ્યગુણવેત્તાઓ બન્ને જાતની છાલના સ્વાદમાં પણ ભેદ જણાવે છે. પ્રાચીન લેખકોએ તો કુટજત્વક્‌ને તિક્ત જ કહેલી છે, સિતાસિતકુટજ ત્વક્‌ના સ્વાદનું પાર્થક્ય અમારા જોવામાં નથી આવ્યું. ડીમકના મત પ્રમાણે સિત કુટજની છાલ અસિતકુટજની છાલ જેવી જ કાળી છે. ખોરીના મત પ્રમાણે કડાની છાલ તિક્ત છે. કડાના (અસિત કુટજના) ફુલની સુગંધિ બહુ જ માદક હોય છે. 'મેઘદૂત'માં પણ આજ અસિત કુટજનાં સુગંધિ પુષ્પોથી યક્ષ મેઘને અર્ઘ્ય આપે છે. બીજા એક કવિએ પણ કમલ, ભ્રમર અને કુટજને ઉદ્દેશીને એક શ્લોક લખેલો છે:—

अलिरसौ नलिनीवनवल्लभः कुमुदिनीकुलकेलिकलारसः ।
विधिवशेन विदेशमुपागतः कुटजपुष्परसं बहु मन्यते ॥

ઇંદ્રના આયુધ વજ્રનો આકાર પણ જવના ફુલ જેવો જ બૌદ્ધ ગુફાઓમાં ચિતરેલો જણાય છે. તે ઉપરથી જ ઇંદ્રજવને इंद्रयव કહેવામાં આવ્યું હશે.

### વૈદ્યકમાં કુટજનો ઉપયોગ.

ચરક—

૧ ક્ષયવાળાને અતિસાર થયો હોય તો–ચોખાના ધોવણ સાથે પાવલી પાવલીભાર ઇંદ્રિજવ અને સુંઠ પાવાં. ચિ. ૮–૧૨૨.

૨ હરસમાં લોહી પડતું હોય તો–કડાછાલનો કવાથ સુંઠ સાથે પીવો. આથી ઘાટું ચીકણું લોહી પડતું અટકે છે. ચિ. ૯–૧૮૫.

૩ કુષ્ઠમાં–ઇંદ્રજવનો લેપ કરવો, ઉદ્વર્તન કરવું. ચિ–૭

૪ રક્તપિત્તમાં—ઇંદ્રજવના કલ્કથી પકાવેલું ઘી ખાવું. ચિ. ૪–૮૭

૫ પિત્તાતિસારમાં–એક પલ (ચાર તોલા) ઇંદ્રજવનાં બીજને ઉકાળીને તે ઉકાળો મધ નાખીને પીવાથી જલદીથી પિત્તાતિસાર મટે છે. (ચિ. ૧૦–૬૧)

૬ રક્તાતિસારમાં–ઇંદ્રજવથી પકાવેલું ઘી ખાવાથી તુરત જ રક્તાતિસાર શાંત થાય છે. ચિ.–૧૦–૮૬

૭ વ્રણુરોપણુ માટે–કડાછાલનો ઉકાળો વ્રણુરોપણુ મનાય છે. ચિ. અ.–૧૩–૮૬

સુશ્રુત— ૮ દુઝતા મસા સાથે કફપિત્ત વિગેરે પડતું હોય તો–કડાછાલ કે કડાછાલનું ફાણ્ટિત પીવું. ચિ. ૬–૯૩

૯ બધી જાતના અર્શમાં–કડાછાલનું સેવન કરવું. ચિ. ૬.

૧૦ રક્તાતિસાર સાથે બહૂજ કફ પડતો હોય તો–ઇંદ્રજવનું ફાણ્ટિત આપવું. ઉ. ૪૦–૯૦

૧૧ પ્રમેહમાં–કડાનાં ફુલનું શાક અથવા ચૂર્ણ ખાવું. ચિ.૧૧–૭

વાગ્ભટ— ૧૨ દુઝતા મસામાં–દુઝતા મસાની રામબાણુ દવા એક ફક્ત કડાછાલ જ છે. ચિ. ૮–૧૬૨

ભાવપ્રકાશ–૧૩ શુક્રાશ્મરીમાં—પેશાબ માર્ગમાં બાઝેલી પથરી, કડાછાલને દહીં સાથે પીવાથી અને પથ્ય અન્નનું સેવન રાખવાથી પડી જાય છે.

ગદનિગ્રહ—૧૪ વિસ્ફોટકમાં–ઇંદ્રજવને ચોખાના ધોવણુ સાથે વાટીને ચોપડવાથી વિસ્ફોટક મટી જાય છે. પા. ૮૯૬.

નવ્યમત—રેવરંડ એ. કેમ્પબેલ પોતાની 'ઇકોનૉમીક પ્રૉડક્ટ્સ ઑફ છોટાનાગપુર'માં લખે છે કે એની છાલ સૂકવી અને દળીને તે જળંદરના વ્યાધિમાં શરીર ઉપર ઘસવામાં આવે છે. સર્પદંશને માટે એનું ફળ લગાડવામાં કામ આવે છે. તે સોજો અને બળતરા મટાડે છે. બી. યુ. સી. દત્ત પાણીમાં બનાવેલો એનાં મૂળીયાંની છાલનો કવાથ લગભગ ત્રણુ ગ્રેનમાં અડધો ગ્રેન અફીણુ મેળવીને આપવો પસંદ કરે છે. સાધારણુ તીક્ષ્ણુ વરમવાળા મરડામાં આ ઔષધ આપવું ન જોઈએ. કડાછાલ બીજાં ગ્રાહી ઔષધની માફક મરડાની વ્યાધિની પ્રથમ અવસ્થામાં આપવું નહિ. આ ઔષધને વિચાર કર્યા સિવાય મરડાની તથા અતિસારની દરેક અવસ્થામાં યોજવાથી યૂરોપીયનો તેમજ દેશી વૈદ્યોને આ દવાની અસર માટે શંકાશીલ બનાવ્યા છે એમ મારૂં માનવું છે. જો વિચારપૂર્વક આ ઔષધની યોજના કરવામાં આવે તો તે ઘણું જ ઉપયોગી છે. ( સીવીલ સરજન આર. જી. મેથ્યુ ).જુના સંધિવામાં આ ઉપયોગી છે. (સરજન મેજર. એફ. એલ. રેટન). આ બીયાંનું ૧ થી ૨ ગ્રેન સુધીનું વજન નાનાં બચ્ચાંઓના અતિસારને મટાડે છે અને ૪ થી ૫ ગ્રેનની માત્રામાં નબળાઇમાં શક્તિ આપનાર તરિકે કામ કરે છે. ગર્ભાશયના વરમમાં દેશી લોકો આનાં બીયાં,

જુનું રૂ, અને મધ એ ત્રણે મેળવીને ગર્ભાશય ઉપર લગાડે છે. ( ફર્સ્ટ કલાસ આસીસ્ટંટ. લાલમહમદ. હોસંગાબાદ ). મરડાના વ્યાધિમાં અને ખાસ કરીને બચ્ચાંમાં આ ઔષધ અસરકારક છે તે ખાત્રીથી કહું છું. ( સરજન. મેજર. પી. એન. મુકરજી. કટક ).

( 'વનસ્પતિ ગુણાદર્શ.' )

वक्तव्य—વનસ્પતિશાસ્ત્રના આદ્યપ્રણેતા લીનીયસના વખતથી કુટજના ઓળખાણ માટે ઘણો ગોટાળો ઉભો થયેલો હતો. તે ગોટાળો હવે ફક્ત થોડાં જ વર્ષો અગાઉ નીકળી ગયો છે. H. antidysenterica અને W. tinctoria હવે કડો અને દુધલાના નામથી અનુક્રમે નક્કી થઇ ગયાં છે.

અર્શોઘ્ન દશેમાનિમાં, કંડૂઘ્ન દશેમાનિમાં, સ્તન્યશોધન દશેમાનિમાં અને આસ્થપનોપગ દશેમાનિમાં ચરકે કુટજ–ઇંદ્રજવને ગણાવેલું છે. ઉંદરકણીની બનાવટ પેઠે વત્સકની બનાવટ પણ કરવાનું કહ્યું છે (વિ. ૭–૨૭). તિક્ત સ્કંધમાં તેનો ઉલ્લેખ કરાયલો છે (વિ. ૮–૧૬૪). યોનિરોગમાં પણ કુટજનો ઉપયોગ ઠીક ઠીક થયેલો દેખાય છે (ચિ. ૩૦–૯૮ અને પુષ્પાનુગ ચૂર્ણ વિગેરેમાં છે). પાંડુ, મૂત્રકૃચ્છ્ર, વિષ, અપસ્માર, ગ્રહણી, રક્તપિત્ત, જ્વર, રાજયક્ષ્મા, કુષ્ઠ વિગેરેમાં તેનો બીજાં ઔષધો સાથે છુટથી ઉપયોગ થયેલો જોવામાં આવે છે.

આરગ્વધાદિ, પિપ્પલ્યાદિ, હરિદ્રાદિ, બૃહત્યાદિ, લાક્ષાદિ વિગેરે ગણોમાં સુશ્રુતે આને યોજેલું છે. કુટજ પ્રાવૃટ્ ઋતુમાં કુસુમિત થાય છે એમ સુશ્રુત જણાવે છે ( સૂ. ૬–૩૩ ).

વૃંદમાં અતિસારના પ્રકરણમાં કુટજના અનેક સ્વતંત્ર ઉપયોગો જણાય છે. કેટલાંક દ્રવ્યો હમેશાં લીલાં જ વાપરવાનાં કહેલાં છે તેમાં કુટજની ગણત્રી પણ થયેલી છે. જ્યાં છાલ વાપરવાની હોય ત્યાં લીલી જ લેવી. બી હમેશાં સૂકાં જ લેવાં.

**Actions and Uses** of H. antidysenterica:—The bark and seeds are antiperiodic, similar to Cinchona alkaloids, but do not produce nausea, vomiting or head-ache. They are given in fever, chronic diarrhœa, dysentery, worms, internal hemorrhages; also in chronic chest diseases, as asthma, in renal colic, and to allay the vomiting in cholera. They are used after delivery to give tone to the gential soft parts of vagina. It is seldom given alone, generally in combination with a number of aromatics and astringents. ( Khory II p. 387 )

નોંધ—ડૉ. કીર્તિકરે તેમના પ્રખ્યાત પુસ્તકમાં આનું રસાયનશાસ્ત્ર આપેલું છે તે જીજ્ઞાસુઓએ જોઈ લેવું.

ઉલ્લેખ—વ. શા. પા. ૪૪૩; રૂ. નિ. પા ૧૫૫; N. p. 179; Watt. IV p..255; Indig. Drugs p. 154; Indi. Medi. Plants p. 790; વનસ્પતિ ગુણાદર્શ પા. ૩૯૩.

---

## ૨૪૯ કરેણુ.

### N. O. Apocynaceæ.

નામો—करवीरः, अश्वमारकः, हयमारकः (સંસ્કૃત); કરેણુ, કણેર (ગુજરાતી); Sweet scented Oleander–સ્વીટ સેંટેડ ઑલીએન્ડર (અંગ્રેજી); Nerium Odorum–નેરીયમ ઑડેરમ્ (લેટીન).

परिचय— करवीरोंगुलिपत्रः श्वेतो रक्तश्च पीतकः ।
तथा पाटलपुष्पश्च गुणैस्तुम्यश्चतुर्विधः ॥
॥ शिवदत्तः ॥

गुणाः— करवीरः कटुस्तिक्तो वीर्ये चोष्णो ज्वरापहः ।
चक्षुष्यः कुष्ठकण्डुघ्नः प्रलेपाद्विषमन्यथा ॥
करवीरद्वयं तिक्तं सविषं कुष्ठजित् कटु ॥
॥ ध. नि ॥

करवीरः कटुस्तीक्ष्णः कुष्ठकण्डूविनाशनः ।
व्रणार्त्तिविषविस्फोटशमनोऽश्वमृतिप्रदः ॥
रक्तस्तु करवीरः स्यात् कटुस्तीक्ष्णो विशोधकः ।
त्वग्दोषव्रणकण्डूतिकुष्ठहारी विषापहः ॥
पीतकरवीरकोऽन्यः पीतप्रसवः सुगंधिकुसुमश्च ।
कृष्णस्तु कृष्णकुसुमश्चतुर्विधोऽयं गुणे तुल्यः ॥
॥ रा. नि ॥

करवीरद्वयं तिक्तं कषायं कटुकञ्च तत् ।
व्रणलाघवकृन्नेत्रकोपकुष्ठव्रणापहम् ॥
वीर्योष्णं कृमिकण्डूघ्नं भक्षितं विषवन्मतम् ॥
॥ भा. प्र ॥

हलिनी करवीरौ च कुष्ठदुष्टव्रणापहौ ॥
॥ राजवल्लभः ॥

रक्तवर्णः शोधकः स्यात् कटुः पाके च तिक्तकः ।
कुष्ठादिनाशको लेपात् यथा पाटलवर्णकः ॥
शीर्षपीडां कफं वातं नाशयेदिति कीर्तितः ।
रक्तादिचतुरो भेदा गुणाः श्वेतहयारिवत् ॥
॥ नि. र ॥

चरक— १ कुष्ठे-स्नाने पाने च मताः तथाष्टमश्चाश्वमारस्य ॥ चि ७-९९
२ पालित्ये-....क्षीरपिष्टौ वा दुग्धिका करवीरकौ ।
उत्पाट्य पलितं देयौ तावुभौ पलितापहौ ॥ चि. २६-२६३

सुश्रुत— ३ अश्मर्याम्-करवीरस्य क्षारः पेयोऽविमूत्रेण शर्करानाशनः परः ॥
चि. ७-२३

४ उपदंशे-....करवीरस्य पत्राणि........। प्रक्षालने प्रयोज्यानि....॥
चि. १९-३९

वाग्भट— ५ गर्भिण्याः कण्डूकिकिसनाशार्थम्-अश्वघ्नपत्रसिद्धेन तैलेनाभ्यज्य मर्दयेत् ॥ शा. १—६१
६ इंद्रलुप्ते—प्रलेपयेत्........करवीररसेन वा ॥ उ. २४-२९,

चक्रदत्त— ७ व्रणदारणार्थम्-....चित्रको हयमारकः....दारणम् ॥
॥ व्रणशोथचि० ॥

८ पामायाम्-लेपाद्विनिहन्ति पामां तैलं करवीरसिद्धं वा ॥
९ नेत्रकोपे-करवीरतरुणकिसलयच्छेदोद्भवो बहुलसलिलसंपूर्णम् ।
नयनयुगं भवति दृढं सहसैव तत्क्षणात् कुपितम् ॥

भावप्रकाश- १० उपदंशे-करवीरस्य मूलेन परिपिष्टेन वारिणा ।
असाध्याऽपि व्रजत्यस्तं लिंगोत्था रुक् प्रलेपनात् ॥

વર્ણન—રક્ત અને શ્વેત કરવીર બાગોમાં જણાય છે. પીળી કરેણુ પણ બાગોમાં કોઈ કોઈ ઠેકાણે જણાય છે. સફેદ અને લાલ ફુલોમાં સુગંધી હોતી નથી, પીળાં ફુલમાં સ્હેજ સુગંધી હોય છે. કુળાં ફલ, કુળાં પાન અને કોમળ શાખાઓ તોડવાથી તેમાંથી દુધ નીકળે છે. પીળી કરેણુનાં ફુલ રાતી અને ધોળીના કરતાં જુદી જાતનાં આવે છે. કૃષ્ણ કરેણ હજુ સુધી જોવામાં નથી આવી.

## વૈદ્યકમાં કરેણુનો ઉપયોગ

ચરક— ૧ કુષ્ઠમાં–કરેણુના પંચાંગના કવાથથી કુષ્ઠવાળાને સ્નાન કરાવવું. થોડી માત્રામાં પીએ તો પણ સારૂં. (પીવું સલાહકારક નથી.)

૨ વળીયાં પળીયાંમાં–ચમાર દુધેલી અને કણેર બન્નેને દુધમાં વાટીને ચોપડવાથી પળીયાં મટે છે. ચિં. ૨૬–૨૬૩.

સુશ્રુત— ૩ પથરીમાં–કણેરના પાનનો ક્ષાર ઘેટીના દુધ સાથે ખાવાથી પથરી મટે છે. ચિ. ૭–૨૩.

૪ ઉપદંશમાં–કણેરના પાનના ઉકાળાથી ઉપદંશગ્રસ્ત ભાગ ધોવો. ચિ. ૧૯–૩

વાગ્ભટ— ૫ ગર્ભિણીનાં કંડૂ અને કિક્કિસ માટે–કણેરનાં પાનથી પકાવેલા તેલથી અભ્યંગ અને મર્દન કરવું. શા. ૧–૬૧

૬ ઇંદ્રલુપ્તમાં–કણેરનો રસ ચોપડવો. ઉ. ૨૪–૨૯

ચક્રદત્ત— ૭ વ્રણ ફાડવા માટે–કરેણનું અને ચિત્રાનું મૂળ ઘસીને ચોપડવાથી વ્રણ ફાટી જાય છે.

૮ ખસમાં–કણેરના રસથી પકાવેલું તેલ ચોપડવાથી ખસ મટે છે.

૯ નેત્રકોપમાં–કોમળ કણેરનાં પાન તોડતાં જે પાણી જેવો રસ તેમાંથી નીકળે છે, તે રસ આંખમાં આંજવાથી નવી આવેલી આંખો તુરતજ મટી જાય છે.

ભાવપ્રકાશ— ૧૦–ઉપદંશમાં–કણેરના મૂળને પાણીમાં વાટવું. તે લિંગ ઉપર ચોપડવું. વેદના કમી થઈ જશે.

**વક્તવ્ય**—ચરક (ચિ. અ–૨૫) અને સુશ્રુત (ક–અ–૨) બન્ને કરવીરને 'મૂલવિષ'માં ગણાવે છે. સુશ્રુતે શિરોવિરેચન તરિકે મૂલનો ઉલ્લેખ કરેલો છે (સૂ. ૩૯–૬). ચરક અને સુશ્રુત બન્નેએ તેને તિક્ત વર્ગમાં ગણાવી છે. ધંન્વન્તરીય નિઘંટુકારે બાહ્યોપચાર તરિકે જ કરેણનો ઉપયોગ બતાવેલો છે–" प्रलेपाद्विषमन्यथा । ". ભાવમિશ્રમાં પણ કહ્યું છે કે 'भक्षितं विषवन्मतम्'. છતાંયે ચરકે " स्नाने पाने च मताः तथाष्टमश्चाश्वमारस्य । " " सप्तच्छदकरवीराः शस्यन्ते स्नानपानेषु " વિગેરેમાં 'પાન'નો પણ ઉલ્લેખ કરેલો છે તે ધ્યાન ખેંચે એવો છે. કરવીરમૂળમાં ઘણું જ તીવ્ર ઝેર છે માટે તેનો પીવામાં ઉપયોગ કોઇએ પણ ન કરવો જોઇએ. આના મૂલની છાલ (ગ્રે. ૨) કચીનાઈનના ૧૦ ગ્રેનની બરાબર છે. સુશ્રુતાચાર્યે પણ ઝેરી હોવાથી ઉદરરોગમાં " दूष्योदरिणं तु प्रत्याख्याय......मद्येन अश्वमारकगुंजाकाकादनीमूलकल्कं पाययेत् । " ના પાડીને કરવીરનો

પ્રયોગ કરવા લખેલું છે. કરેણનો ક્ષાર કાઢવાનું ( સૂ ૧૧–૧૧ ) અને તેના અશ્મરીમાં ઉપયોગનું સુશ્રુતે કહેલું છે. સુશ્રુતે પાનાત્યયના પ્રકરણમાં ધારાગૃહને ' पुन्नागनागकरवीरकृतोपचारे ' કહીને શણગારવાનું કહેલું છે. ચરકે કરવીરનું દાતણ ગણાવેલું છે ( सू. ૫–૬૯ ). કરવીરનો કષાય વ્રણરોપણ છે (ચરક. चि ૧૩–૮૫). આરગ્વધીય અધ્યાયમાં ઘણાખરા પ્રદેહોમાં કરવીર છે–' तैलाक्तगात्रस्य नरस्य कुष्ठान्युद्वर्तयेदश्वहनच्छदैश्च । ' ( सू. ૩–૧૫ ).

ધન્વન્તરીય નિઘંટુકાર શ્વેત અને રક્ત એ બે પ્રકારની અને રાજનિઘંટુકાર શ્વેત, રક્ત, પીત અને કૃષ્ણ એવા ચાર પ્રકારની કરવીર ગણાવે છે. કૃષ્ણ કરવીર ક્યાંયે જણાતી નથી.

**Actions and Uses**—Oleandrin ( leaves contain an alkaloid oleandrine ), if hypodermically injected, causes the heart-beats to fall from 75 or 80 to 10 or 12; if continued for some time the heart ceases to beat and with it the respiration. Both the root and root-bark are powerful diuretic and cardiac tonic, like strophanthine and digitalin. An infusion is given in cardiac systole as well as in dropsy. The root is often used to procure abortion and for the purpose of self destruction. Villagers use the powder of the dried leaves as a remedy for colic, and as an errhine. The paste is applied to chancres and ulcers on the genitals and on ringworm. R. N. Khory II-389.

**Constituents of Thevetia Nerifolia** (**पीतकरवीरः**)—The bark contains '*Thevetin.*'

**Actions and Uses**—Two grains of this bark is equal to 10 grains of cinchona bark. The bark is bitter, antiperiodic; it is given with benefit in remittent and intermittent fevers. In large dozes it acts as an emetic and purgative and in poisonous doses as an acrid poison. The oil is emetic and purgative; like olive oil it is used externally.

(R. N. Khory II p. 392)

ભાવાર્થ—'ઑલીયેન્ડ્રીન' ( રક્ત અને શ્વેત કરવીરનાં પાંદડાંમાંનું એક તત્ત્વ ) ચામડીમાં, ઈંજેકશન દ્વારા, આપવાથી હૃદયના ધડકા ૭૫ થી ૮૦ સુધી હોય છે તે ૧૦ થી ૧૨ સુધી થઈ જાય છે. વધુ વખત સુધી જારી રાખવાથી હૃદય ધડકતું બંધ પણ થઈ જાય અને શ્વાસોચ્છ્વાસ પણ બંધ થઈ જાય. મૂળ અને મૂલત્વક્ બન્ને અમોઘ મૂત્રકારક અને સ્ટ્રોફેન્થાઈન અને ડીજીટેલીનના

જેવાં હૃદયને બલ આપનારાં છે. એનો ક્વાથ cardiac systole માં અને શોથરોગમાં વપરાય છે. ગર્ભપાત અને આત્મઘાત કરવા માટે મૂળ વપરાય છે. ગામડાના લોકો કરેણનાં સૂકાં પાનના ચૂર્ણને શૂળમાં અને શિરોવિરેચનમાં વાપરે છે. ફિરંગરોગમાં, શિશ્નક્ષતમાં અને દદ્રુ વિગેરે ઉપર મૂલત્વક્નો પ્રલેપ કરવામાં આવે છે. ( ખોરી. ભા. ૨. પા. ૩૮૯ ).

પીળી કણેર—પીળીકણેરના મૂળની છાલનું બે ગ્રેન ચૂર્ણ, સીંકોનાની ૧૦ ગ્રેન છાલની બરાબર છે. મૂલત્વક્ કટુ, અને જ્વરઘ્ન છે. નવા તાવમાં અને વિષમ-જ્વરમાં મૂલત્વક્ ઉપયોગ કર્યો પછી ફળદાયક દેખાય છે. મોટી માત્રામાં એની અસર વામક અને રેચક તેમજ ઝેરી છે. એનું તેલ પણ વામક અને રેચક જ છે અને તે ઑલીવ ઑઇલની માફક બાહ્યોપચારમાં જ કામ આવે છે.

( ખોરી. ૨. પા. ૩૯૨. )

"The antiperiodic properties of the bark have been conformed by *Dr. G. Bidie* and *Dr. J. Shortt.* Their trials with it in various forms of remittent fever proved highly satisfactory and leave little doubt that it is a remedy of considerable power. It is employed in the form of tincture (one ounce of the freshly-dried bark macerated for 8 days in 5 ounces of rectified spirit) in doses of from 10 to 15 drops thrice daily.

(Dymock. II p. 406-7)

ભાવાર્થ—"પીળી કણેરના મૂલની છાલની જ્વરઘ્નશક્તિ, ડૉ. જી. બીડી અને ડૉ. શૉર્ટ-બન્નેથી પરીક્ષિત અને સમર્થિત થયેલી છે. વિવિધ જાતના વિષમ જ્વરોમાં તે બન્ને મહાશયોએ મૂલત્વક્ છુટ્ટથી વાપરીને તેની જ્વરઘ્ન શક્તિ વિષે સંતોષ જાહેર કર્યો છે અને તાવ માટે તેનાં મુક્ત કંઠે વખાણ કર્યાં છે. એક આઉંસ તાજી મૂલની છાલને સૂકવીને ૫ આઉંસ રેકટીફાઇડ સ્પીરીટમાં આઠ દિવસ સુધી રાખી મૂક્યા પછી તે બનાવટ તેઓ ૧૦ થી ૧૫ ટીપાં દિવસમાં ત્રણ વખત પ્રમાણે આપતા હતા."

ડીમક ભા. ૨. પા. ૪૦૬-૭.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૩૦૩; N. p. 181; Indi. Medi Plants p. 300.

# अर्कादि वर्ग

**N. O. Asclepiadeæ.**

## ૨૫૦ કપુરીમધુરી.

**નામો**—आस्फोता, सारिवा, अनन्ता, श्यामा, गोपी, उत्पलसारिवा ( સંસ્કૃત ); ઉપલસરી, કપુરીમધુરી, ઉસબો, ઉસબામગરબી ( ગુજરાત ); કાગડીઓ કુંઢેર ( પોરબંદર. પંચમહાલ ); અનંતમૂળ, ઉપળસાલ, લહાનકાવળી ( મરાઠી ); હિંદીસાલસ, કાલીસર, ગૌરીસર ( હિંદી ); અનન્તમૂલ ( બંગાલી ); નન્નારી ( મલાયલમ્ તામીલ ); Indian Sarsaparilla-ઇન્ડીયન સાર્સાપરીલા ( અંગ્રેજી ); Hemidesmus Indicus-હેમીડેસ્મસ્ ઈન્ડીકસ્ ( લેટીન ).

**परिचय—**

सारिवा दाडिमीपत्रा श्वेतरेखांकितच्छदा ।
दुग्धगर्भा शिंबिफला तूलिनी कृष्णवल्लरी ॥

॥ शिवदत्तः ॥

" सारिवा जम्बूपत्रा दुग्धगर्भा वल्ली स्वनामप्रसिद्धा कृष्णसारिवा छलहेण्टापत्रसदृशच्छदा चन्दनगन्धा ' कालवेली 'ति लोके " ॥

डल्हणः सू–३८–४

**गुणाः—**

सारिवे द्वे तु मधुरे कफवातास्रनाशने ।
कुष्ठकण्डूज्वरहरे मेहदुर्गन्धिनाशने ॥
कृष्णमूली तु संग्राही शिशिरा कफपित्तजित् ।
कृष्णारुचिप्रशमनी रक्तपित्तहरा स्मृता ॥

॥ ध. नि; रा. नि ॥

सारिवायुगलं स्वादु स्निग्धं शुक्रकरं गुरु ।
अग्निमान्द्यारुचिश्वासकासामविषनाशनम् ॥
दोषत्रयास्रप्रदरज्वरातिसारनाशनम् ॥

॥ भा. प्र. ॥

सारिवा वातपित्तास्रक् तृट्छर्दिज्वरमान्द्यिनी ।
अनन्ता ग्राहिणी रक्तपित्तप्रशमनी हिमा ॥

॥ रा. व. ॥

छेदनं मूत्रकृत् बल्यं परं वृष्यं रसायनम् ।

औपदंशिकरोगघ्नं सर्वचर्मविकारनुत् ॥
आमवातं वातरक्तं मूत्ररोगांश्च नाशयेत् ॥

॥ ॥ कर्मित् ॥

अनन्ता संग्राहकरक्तपित्तप्रशमनानाम् ॥ चरकः सू. अ. २५

सुश्रुत— १ स्कन्दापस्मारप्रतिषेधार्थम्—अनन्तां कुक्कुटीं धारयेत् ॥
उ. अ. २९

२ अर्शःसु—....कलशे वान्तः आस्फोतामूलकल्कावलिप्ते निषिक्तं तक्रं अम्लमनम्लं वा पानभोजनेषूपयुञ्जीत ॥ चि. अ. ६.

३ व्रणशोधनार्थम्—आस्फोतजातीकरवीरपत्रैः । कषायमिष्टं व्रणशोधनार्थम् ॥ चि. अ. १८

४ मूषिकविषे—सर्पिः पिबेन्नरः । आस्फोतामूलसिद्धं वा । क. अ. ६

५ पूतनाप्रतिषेधे—आस्फोता चैव योज्या स्युः बालानां परिषेचने ॥
उ. अ. ३४.

६ श्वासे—गोपवल्ल्युदके सिद्धं स्यात् अन्यद् द्विगुणे घृतम् ॥ उ. ५१.

चक्रदत्त— ७ व्रणे—एकं वा सारिवामूलं सर्वव्रणविशोधनम् ॥

८ नेत्ररोगे—श्यामाक्वाथाम्बुना वाथ सेचनं कुसुमापहम् ॥

वंगसेन— ९ वातव्याधौ—उर्द्धवातविनाशाय वासापत्रसमन्वितं । श्यामामूलं पिबेत् पिष्टं क्षीरेण परिमिश्रितम् ॥

१० व्रणशुक्रनामनेत्ररोगे—....आश्चोतनम् । श्यामामूलकषायं वा मधुना व्रणशुक्रिणाम् ॥

વર્ણન—કાગડીયા કુંઢેરના વેલા ૫ થી ૧૫ ફીટ જેટલા લાંબા થાય છે. એમાં ઘણું કરી લાંબાં, સાંકડાં, અણીદાર, અથવા ટેરવે બુટ્ટાં—એવાં વિવિધ જાતનાં પાન આવે છે. પાન સામસામાં, બહુ જ ટુંકી ડીંટડીવાળાં, ઉપરની સપાટી ઉપર વચ્ચોવચ સફેદ પટ્ટીવાળાં હોય છે; બન્ને સપાટી ચળકતી, ઉપરની ઘેરા લીલા રંગની અને નીચેની ધોળાશ લેતી ફીક્કી હોય છે. પાનની કોર ઘણું કરીને જાંબુડા રંગની ને વખતે તેની બાકીની સપાટી પણ જાંબુડી છાયા લેતી હોય છે. પત્રકોણમાંથી ફુલની ગચ્છીઓ નીકળેલી હોય છે. ફુલ સૂક્ષ્મ, લીલાશ લેતા પીળા કે સહેજ જાંબુડી છાયા લેતા રંગનાં, બાહરવા આસો

માસમાં આવે છે. પુલ બપોરે ઉઘડે છે. કારતક માગસરમાં શીંગ સામસામી બે આવેલી હોય છે. તે પ્રથમ લીલાશ લેતા રંગની પણ પાછળથી ફીક્કા કે ઘેરા જાંબુડા રંગની થઈ જાય છે. કાચી શીંગ તોડતાં તેમાંથી દુધ નીકળે છે. શીંગની ઉપરની બાજુ ચપટી અને ઉપર ઉભી નીક હોય છે. શીંગ ૩ થી ૫ ઈંચ લાંબી અને ૧॥ થી ૨ લાઈન પહોળી હોય છે. શીંગની અંદર વચ્ચોવચ રાતા રંગની સળી હોય છે અને તેની બાજુએ સફેદ રૂપેરી વાળની પીંછીવાળાં ચપટાં ઘણાં બીજ આવેલાં હોય છે. આ બીજ આવા રૂમાં લપેટાઈને પવનમાં ઉડી ઉડી દૂર દૂર પડે છે અને આવી રીતે પોતાનો વિસ્તાર ફેલાવે છે. મૂળ સ્લેટપેનથી ટચલી આંગળી જેટલાં જાડાં, ઉપરથી કાળા રંગનાં અને અંદરથી ફીક્કા ધોળા રંગનાં હોય છે. તે ખાવાથી મધુર લાગે છે.

## વૈદ્યકમાં કપુરીમધુરીનો ઉપયોગ—

સુશ્રુત— ૧ સ્કન્દ નામનો ગ્રહ અને અપસ્માર વિગેરેના પ્રતિષેધ માટે—સારિવાનાં મૂળ બચ્ચાની કોટમાં પહેરાવવાં. ઉ. ૨૯

૨ હરસમાં—એક ઘડામાં સારિવાનાં મૂળનું ચૂર્ણ નાખી તેમાં દુધ ભરી દહીં બનાવવું. આની ખાટી અથવા મોળી છાશ હમેશાં ખાવાથી હરસ મટે છે. ચિ. ૬.

૨ વ્રણુશોધન માટે—સારિવાનાં પાનનો ક્વાથ વ્રણુશોધક છે. ચિ. ૧૮

૪ ઉંદરના ઝેરમાં—સારિવાનાં મૂળથી સિદ્ધ કરેલું ઘી ઉંદરનું ઝેર શમાવનાર છે. ક. ૬

૫ પૂતના નામના ગ્રહની શાંતિ માટે—સારિવાનાં મૂળના ક્વાથથી સેચન કરવું. ઉ. ૩૨

૬ દમમાં—સારિવાના મૂળના ક્વાથમાં પકાવેલું ઘી શ્વાસહર છે. ઉ. ૫૧.

ચક્રદત્ત— ૭ વ્રણુમાં—સારિવાનાં મૂળ ઉત્તમ વ્રણુશોધન છે. સર્વ પ્રકારના વ્રણુનું શોધન કરનાર છે.

૮ નેત્રના રોગમાં—સારિવામૂળનો ક્વાથ આંખમાં સેચન કરવાથી આંખનું ફુલું, ચાંદુ ( corneal ulcer ) વિગેરે મટે છે.

બંગસેન— ૯ વાતરોગમાં—સારિવાનાં મૂળ અને અરડુસીનાં પાન હમેશાં દુધ સાથે પીવાથી વાયુના રોગો શાંત થઇ જાય છે.

૧૦ આંખમાં ફુલું પડયું હોય તો-સારિવાના મૂળનો ક્વાથ મધ મેળવી આંખમાં સેચન કરવો.

વક્તવ્ય—ચરકે સ્તન્યશોધન, જ્વરહર, દાહપ્રશમન, વર્ણ્ય, કંઠય અને પુરીષસંગ્રહણીય કષોમાનિમાં સારિવા, અનંતા, આસ્ફોતા વિગેરેનો ઉલ્લેખ કરેલો છે. ચરકમાં 'ઉત્પલસારિવા'નો એક પણ ઠેકાણે ઉલ્લેખ નથી.

ચરક સુશ્રુતમાં સારિવાનો ઉલ્લેખ કયાં કયાં છે તે શોધી કાઢવું મુશ્કેલ છે. अनंता, आस्फोता, गोपी, गोपवल्ली, कृष्णसारिवा, सारिवा, शारिवा, उत्पलसारिवा—આટલા શબ્દો જોઇએ ત્યારે જ તેનો ખ્યાલ આવી શકે છે. "श्यामा" શબ્દ નસોતરને માટે ખાસ કરીને અને પ્રિયંગુ વિગેરેને માટે બીજી જગોએ વપરાયલો છે એટલે 'શ્યામા'ના હેડીંગ ઉપરથી પાછું ટીકા જોઇ જોઇને સારિવાના અર્થવાળા 'શ્યામા' શબ્દો તારવવા રહ્યા. આવું કામ કઠિન છે છતાં કરવા જેવું છે. તે તરફ વિદ્વાનોનું ધ્યાન ખેંચાતું કેમ નહિ હોય?

અમરકોષમાં સારિવાનો ઉલ્લેખ છે-સારિવાદ્વયનો નથી. ભાનુજી દીક્ષિતના વખતમાં સારિવા 'गुलीसर'નામથી પરિચિત હશે. હિંદીમાં 'ગોરીસર' એનો જ અપભ્રંશ લાગે છે. ચક્રોક્ત જ્વરચિકિત્સાની ટીકામાં શિવદાસ લખે છે કે-" यत्र सारिवा एका पठ्यते तत्र अनन्तमूलमेव । एवमन्यत्रापि ज्ञेयम् ॥ " कृष्णसारिवा અને काष्ठसारिवा—ના ઉલ્લેખો મળી આવે છે. આ બન્ને શું હશે?

રા. મુ. જયકૃષ્ણભાઈ લખે છે કે " શ્વેત સારિવા એ ઉપલસરી (Hemidesmus Indicus) લાગે છે અને કૃષ્ણ સારિવા તે (Cryptolepis Buchanani) હોય એમ જણાય છે, કારણ કે મરાઠીમાં અનંતમૂળને "લાહાનકાવળી' અને કૃષ્ણસારિવાને 'મોંઠીકાવળી' અને 'કાળીકાવળી' કહે છે. તેમ અનંતમૂળના વેલા મોઠીકાવળીના વેલાઓ કરતાં નહાના થાય છે અને તેના જેટલા કાળા થતા નથી માટે શ્વેત અને કૃષ્ણ એવા બે ભેદો પડેલા જણાય છે. પણ ડૉ ઉદયચંદ દત્તને આધારે ડૉ. ડીમક અને વૉટે (Ichnocarpus frutiscens) ને શ્યામાલતા કહી છે. અનંત મૂળને કેટલાકો કપુરીમધુરી પણ કહે છે અને તેની જગોએ ઔષધિ તરિકે વાપરે છે. પણ કાઠિયાવાડમાં ઘણે ભાગે ગોરખગાંજાનાં મૂળ કપુરીમધુરીને નામે વપરાય છે."

ચરકે અનંતાને કષાયસ્કંધમાં અને ગોપવલ્લીને મધુરસ્કંધમાં ગણાવેલી છે. સારિવા અને ઉત્પલસારિવાને ડલ્હણે એકજ ગણાવેલી છે.

અભિપ્રાય—" એઈન્સ્લી કહે છે કે તામીલ ડૉકટરો પથરી અને મૂત્રકૃચ્છ્રના વ્યાધિમાં સારિવાનું ચૂર્ણ કરીને ગાયના દુધમાં આપે છે...હિંદુ-

સ્થાનમાં થોડો વખત થયાં આનો કવાથ કરીને ચામડીનાં દરદોને માટે, કંઠમાળને માટે, ગર્ભાશયના વ્યાધિઓને માટે, ત્રણથી ચાર ઔંસ સુધી ત્રણ વખત ખરા સારસાપરીલાની જગ્યાએ યૂરોપિયન ડૉકટરો વાપરે છે."

દક્ષિણમાં આના દુધ જેવા રસને ઑપ્થેલ્મીયામાં આંખનાં પોપચાંને લગાડવામાં આવે છે. આનાં મૂળને કેળનાં પાંદડાંમાં શેકી તેની સાથે જીરૂ, સાકર તથા ઘી મેળવી મૂત્રાશય તથા ગર્ભાશયના વ્યાધિમાં દેવામાં આવે છે; વળી તેનો લેપ સોજા ઉપર લગાવવામાં આવે છે."

"ઉપદંશના વ્યાધિઓમાં ચિરગુણકારી અને શક્તિ આપનાર છે, તથા સારસાપરીલાની જગ્યાએ વપરાય છે."

(સર્જન આર. ડી. મરે. એમ. ડી.)

નબળાઇ, જુનો સંધિવા, ફીરંગ અને ત્વગ્દોષ વિગેરે વ્યાધિઓમાં ઉપયોગી છે. (બ્રીગેડ સર્જન એફ. એલ. થૉરન્ટન)

જેવો સારસાપરીલામાં ગુણ છે તેવો જ આમાં છે. (સીવીલસર્જન સી. એસ. રસલ.)

એનો કવાથ એકલો આપવાથી ઉપદંશ ઉપર અસર કરતો નથી, પણ આયોડાઈડ ઓફ પોટાસ ૧૦ ગ્રેનની સાથે મોટા વજનમાં દિવસમાં ત્રણ વખત અપાય તો અસર કરે છે. (સરજન પી. અંડરસન. ગંતૂર.)

('વનસ્પતિ ગુણાદર્શ'માંથી)

**Actions and Uses**—Valuable alterative, diaphoretic, diuretic, tonic; the powder fried in butter is given to children in thrush. With honey it is given in rheumatic pains and boils. As a diuretic, its infusion with cow's milk is given in scanty and high-coloured urine, strangury and gravel. As a diaphoretic and tonic, it is given in fevers with loss of appetite and disinclination for food. As an alterative it is given in chronic rheumatism, skin diseases, scrofulla, syphilis, cachexia, constitutional debility &c. Infusion with onion and cocoanut oil is given in piles. It is a good substitute for sarsaparilla.

(R. N. Khory II p. 400.)

નોંધ—કૃષ્ણ સારિવા(Cryptolepis Buchanani. N. O. Asclepiadeæ) પાવાગઢમાં ઢગલાબંધ થાય છે. વૅગનો ભરાય એટલા પ્રમાણમાં પાવાગઢમાં આ ઉગે છે. મોટા જાંબુ જેવાં પાન, પાન તોડતાં દુધ નીકળે છે. શીંગો સામસામી થાય છે. મૂળ ચાખતાં સ્વાદ વિનાનું મધુર લાગે છે.

આનેજ મળતી એક વેલ જે રબરવેલના નામથી ઓળખાય છે તે પણ હવે ઘણેખરે ઠેકાણે ઢગલાબંધ ઉગતી જણાય છે. બિલેશ્વર પાસેના બરડાના ભાગમાં રબરવેલ ઢગલાબંધ ઉગે છે-જાણે કે આખું વન જ રબરવેલનું ભરેલું ન હોય! પણ કૃષ્ણસારિવાની જગોએ આને વાપરવાની ભુલ કોઇ રખે કરતા. આનાં મૂળ ખાવાથી ઉલટી અને ઝાડા થાય છે. રબરવેલ (cryptolepis grandiflora)નો ઉલ્લેખ નૅર્ન સાહેબે નથી કર્યો જણાતો!

ઉલ્લેખ—વ. શા. પા. ૪૪૯; રૂ. નિ. પા. ૭૪; N. p. 183; Indi drugs p. 150; Watt IV. p. 219; વનસ્પતિગુણાદર્શ પા. ૪૦૨; Indi. Modi. Plants p. 807.

---

## ૨૫૧ આકડો.

**N. O Asclepiadeæ.**

નામો—अर्कः, शुकफलः, शुक्लार्कः, राजार्कः, श्वेतमंदारः, अलर्कः, रूपिका (સંસ્કૃત); આકડો (ગુજરાતી); લાલ મદાર (મરાઠી); આક, મદાર (હિંદી); જાઇગેન્ટીક સ્વૅલોવર્ટ (અંગ્રેજી); Calotropis procera-કૅલોટ્રોપીસ પ્રોસેરા અને Calotropis gigantea-કૅલોટ્રોપીસ જાઇગેન્ટીઆ (નાનો અને મોટો આકડો) (લૅટીન).

गुणाः—

अर्कस्तिक्तो भवेदुष्णः शोधनः परमः स्मृतः ।
कण्डूव्रणहरो हन्ति जन्तुसंहतिमुद्धताम् ॥
अर्कस्तु कटुरुष्णश्च वातहृद्दीपनः सरः ।
शोफव्रणहरः कण्डूकुष्ठप्लीहक्रिमीञ्जयेत् ॥
राजार्कः कटुतिक्तोष्णो वीर्यमेदोविषापहः ।
वातकुष्ठव्रणान्हन्ति शोफकण्डूविसर्पनुत् ॥

॥ ध. नि. ॥

अर्कस्तु कटुरुष्णश्च वातजिद्दीपनीयकः ।
शोथव्रणहरः कण्डूकुष्ठाक्रिमिविनाशनः ॥
श्वेतार्कः कटुतिक्तोष्णो मलशोधनकारकः ।
मूत्रकृच्छ्राशोफार्शोव्रणदोषविनाशनः ॥
राजार्कः कटुतिक्तोष्णः कफमेदोविषापहः ।

वातकुष्ठव्रणान्हन्ति शोफकण्डूविसर्पनुत् ॥
श्वेतमंदारकोऽत्युष्णस्तिक्तो मलविशोधनः ।
मूत्रकृच्छ्रव्रणान्हन्ति क्रिमीनत्यन्तदारुणान् ॥

॥ रा. नि. ॥

अर्कद्वयं सरं वातकुष्ठकण्डूविषव्रणान् ।
निहन्ति प्लीहगुल्मार्शःश्लेष्मोदरशकृत्कृमीन् ॥
अलर्ककुसुमं वृष्यं लघु दीपनपाचनम् ।
अरोचकप्रसेकार्शःश्वासकासनिवारणम् ॥
रक्तार्कपुष्पं मधुरं सतिक्तं कुष्ठक्रिमिघ्नं कफनाशनञ्च ।
अर्शोविषं हन्ति च रक्तपित्तं संग्राहि गुल्मे श्वयथौ हितन्तत् ॥
क्षीरमर्कस्य तिक्तोष्णं स्निग्धं सलवणं लघु ।
कुष्ठगुल्मोदरहरं श्रेष्ठमेतद्विरेचनम् ॥

॥ भा. प्र ॥

अर्कः क्रिमिहरस्तीक्ष्णः सरोऽर्शःकफदोषजित् ।
तत्पयः क्रिमिदोषघ्नं हितं कुष्ठोदरार्शजित् ॥

॥ राजवल्लभः ॥

अर्कमूलत्वचा स्वेदकरी श्वासनिबर्हणी ।
उष्णा च वामिका चैव फिरंगरोगनाशनी ॥

॥ कश्चित् ॥

चरक— १ वमने सविरेचने—क्षीरमर्कस्य विज्ञेयं वमने सविरेचने ॥ सू. अ—१

२ अर्शःसु अर्कमूलम्—अर्कमूलं शमीपत्रं अर्शोभ्यो धूपनं हितम् ॥
चि. अ—९

३ व्रणाच्छादनार्थे—व्रणप्रच्छादने विद्वान् पत्राण्यर्कस्य चादिशेत् ।
चि. अ—१३.

४ उरुस्तंभे—(१)....शाकैरलवणैरद्याज्जलतैलोपसाधितैः ।
सुनिषण्णकनिंबार्क....पल्लवैः ॥ चि. अ—२७.

(२)........कुर्यादुत्सादनं भृशम् ।....मूलैरर्कस्य वा भिषक् ॥
चि. २७—५७.

५ श्लेष्मदुष्टयोनिरोगे—भावितं पयसार्कस्य माषचूर्णं ससैन्धवम्।
वर्तिः कृता मुहुर्धार्या ततः सेव्या सुखांबुना ॥ चि ३०–६९

सुश्रुत— ६ जातसत्त्वे कुष्ठे—क्वाथं वार्कालर्कसप्तच्छदानाम् जातसत्त्वः पिबेत्॥
चि. ९–५१

७ कर्णशूले—अर्काङ्कुरानम्लपिष्टांस्तैलाक्तान् लवणान्वितान्। सन्निद-
ध्यात्स्नुहीकाण्डे कोरिते सच्छदावृते ॥ पुटपाकक्रमस्विन्नान् पीडयेत्
आरसागमात्। सुखोष्णं तद्रसं कर्णे दापयेच्छूलशान्तये ॥
उ. २१—२३–२४.

८ श्वासे—पिबेत्संचूर्ण्य मधुना धानाश्चाप्यथ भक्षयेत्। अर्काङ्कुरैर्भा-
वितानां यवानां साऽप्यनेकशः ॥ उ. ५१–३६.

९ आलर्के विषे—पललं तिलतैलञ्च रूपिकायाः पयो गुडः। निहन्ति
विषमालर्कं मेघवृन्दमिवानिलः ॥ अर्कक्षीरयुतं ह्यस्य दद्याच्चापि
विशोधनम् ॥ क. ७–५१–५२

वाग्भट— १० दन्तगतक्रिमिशूले—सप्तच्छदार्कक्षीराभ्यां पूरणं क्रिमिशूलजित् ॥
उ २२–२०

वृन्द— ११ प्लीहरोगे—अर्कपत्रं सलवणं अन्तर्धूमं विदाहयेत्। मस्तुना वा
पिबेत्क्षारं प्लीहरोगं व्यपोहति ॥ उदराधिकारे. ४३.

१२ मेढ्रपाके—जपाजात्यश्वमारार्कशम्याकानां दलैः पृथक्। कृतं प्रक्षालने
क्वाथं मेढ्रपाके प्रयोजयेत् ॥ उपदंशाधिकारे–९

१३ कच्छूपामाविचर्चिकायाम्—अर्कपत्ररसे पक्वं रजनीकल्कसंयुतम्।
कटुतैलं निहन्त्येतत्कच्छूपामाविचर्चिकाः ॥ कुष्ठाधिकारे. १३६

चक्रदत्त— १४. वृद्ध्यामये—निष्पिष्टमारणालेन रूपिकामूलवल्कलम्। लेपो वृद्ध्या-
मयं हन्ति बद्धमूलमपि दृढम् ॥ वृद्धिचि०

१५ श्लीपदे—निष्पिष्टमारणालेन रूपिकामूलवल्कलम्। प्रलेपात् श्लीपदं
हन्ति बद्धमूलमपि दृढम् ॥ श्लीपदचि०

१६ वृश्चिकदंशे—पुरधूपपूर्वमर्कच्छदमिव पिष्ट्वा कृतो लेपः ॥ विषचि०.

वंगसेन— १७ वातसंभवेऽर्शसि—लवणान्यर्कपत्राणि विनीय तरूणानि च। तैलेना-

म्लेन युक्तानि युक्त्या क्षारं दहेद्भिषक् । उष्णोदकेन मद्यैर्वा रसैरम्लैश्च लाभतः । पीतः प्रशमयत्येष क्षारोऽर्शो वातसंभवम् ॥

॥ अर्शोऽधिकारे ॥

१८ मुखकार्ष्ण्ये—अर्कक्षीरहरिद्राभ्यां मर्दयित्वा प्रलेपनात् । मुखकार्ष्ण्यं शमं याति चिरकालोद्भवं ध्रुवम् ॥ क्षुद्ररोगाधिकारे ॥

१९ नयनामये—आर्कस्य मूलमापोथ्य मुहूर्तं वारिणि न्यसेत् । एतदाश्चोतनं दृष्टं नयनामयनाशनम् ॥ नेत्ररोगाधिकारे ॥

वैद्यमनोरमा—२० कर्णरोगे—तैलं दुग्धं पयो वापि संशृतं श्रवणे क्षिपेत् । सपूयपूतीन् जन्त्वादीन् जयेद्वार्कमथापि वा ॥ पृ. ४५.

२१ अक्षिरोगे—दुग्धपात्रपक्कमर्कबीजमाशु नाशयेदन्धकारमक्षिसंभवं नृणां मुनिश्चितम् ॥ पृ. ४३

२२ पामायाम्—भगवन् ! भास्करक्षीर ! पामाऽहमभिवन्दये । यत्रदेशे भवान् प्राप्तस्तद्देशं न व्रजाम्यहम् ॥ पृ. २९

शोढल— २३ अरूंषिकायां—...रूपिकालेपनं कण्डूक्लेददाहार्तिनाशनम् ॥ पा. ९४

२४ क्षये गलमलविशुद्ध्यर्थं—सामुद्रकं च संचूर्ण्य भानुदुग्धेन भावितम् । पाययेद्गव्यदुग्धेन गले मलविशुद्धये ॥ पृ. १९९.

२५ वृश्चिकविषे—अर्कक्षीरं ध्रुवं पुंसां प्रच्छन्नागतशोणितं । न्यस्तं दंशे क्षणादेव वृश्चिकस्य विषं हरेत् ॥ ग. नि. पृ. १९९

२६ कामलायां—अंकोलमूलमथवाऽर्कजटा प्रपिष्टा । स्वच्छेन तन्दुलजलेन सुसंप्रयत्नात् । स्यात्कामलामयहरी कृतनावनानाम् । आघ्रातमात्रमपि जालिनिकाफलं वा ॥ पृ. ४६६.

२७ पिटिकायाम्—नराणामर्कमूलेन पाकं गत्वा प्रणश्यति । गोमूत्रपरिपिष्टेन पिटिका संप्रलेपिता ॥ पृ. ५१६.

વર્ણન—આકડાનાં ઝાડવાં ૫ થી ૧૫ હાથ સુધી ઉંચાં થાય છે. લગભગ બધી જગોએ અને બધી જ ઋતુમાં તે જણાય છે. આકડો નહિ દેખ્યો હોય એવો માણુસ ભાગ્યે જ હશે. એનાં પાન વડના જેવાં અને સામસામાં આવેલાં હોય છે. તેની સપાટી ઉપર સૂક્ષ્મ ભુરાશ લેતી ધોળી રૂવાંટી હોય

છે. ફુલો છત્રાકાર આવેલાં હોય છે. ફુલમાં સ્હેજસ્હાજ મધુરી સુવાસ હોય છે. એ ફુલની રચના અતિશય સુંદર છે. આઇગ્લાસથી જોવાથી તેના સૌંદર્યનું આપણને ભાન થાય છે અને બોલાઇ જવાય છે કે 'ઓહોહો ! પ્રભુની શી લીલા છે !' પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ પાંચ હોય છે. પુકેસરો પણ પાંચ હોય છે. તેના તંતુઓ જોડાઇને સ્ત્રીકેસરની ચોફેર એક નળી કે સ્તંભની પેઠે રહેલા હોય છે. તેની બહાર ખીસકોલીના આકારના જાંબુડા રંગના છેડાઓ ( corona ) પરાગકોષને વળગેલા હોય છે. પરાગકોષ બે પોલવાળા હોય છે. તે દરેક કોષમાં એકેક પરાગસમુદાય હોય છે. સ્ત્રીકેસર ૧ હોય છે. તેના ગર્ભાશયનાં બે ખાનાં હોય છે. આ બધું આઇગ્લાસથી જોયા વિના સમજાય એવું નથી. પણ જોવા લાયક હોય છે. એને જોવાથી દયાળુ પરમેશ્વરની મહત્તા, ગહનતા અને સૌંદર્યનો ખ્યાલ આવે છે. ફલ બે સામસામાં વાંકી કેરી જેવાં હોય છે. તેમાંથી રૂ નીકળે છે.

માત્રા—આકડાની છાલનું ચૂર્ણ ૧ વાલ. નાનાં બચ્ચાંને ૧ રતી. રક્તશોધન તરિકે ૧ થી ૨ વાલ. વમન તરિકે બે આનીથી પાવલી ભાર. મરડો અને ઝાડો અટકાવવા માટે ચૂર્ણ ૫ થી ૧૦ ઘઉંભાર.

## વૈદ્યકમાં આકડાનો ઉપયોગ.

**ચરક—** ૧ આકડાના દુધને સૂકવીને તેનું સેવન કરવાથી વમન અને વિરેચન બન્ને થાય છે. સૂ. અ. ૧

૨ **મસામાં**—આકડાનાં મૂલ અને સમડીનાં પાન—બન્નેનો ધુમાડો મસાવાળા માટે હિતકર છે. ચિ. અ. ૯

૩ **વ્રણ ઢાંકવા માટે**—આકડાનાં પાન વાપરવા જેવાં છે. ચિ. અ. ૧૩

૪ **ઉરૂસ્તંભમાં**—(૧) આકડાનાં પાનનું શાક—ફક્ત પાણી અને તેલમાં પકાવેલું—મીઠા સિવાયનું ખાવું. (૨) આકડાના મૂલના ઘસારાથી માલીશ કરવું.

૫ **કફદૂષિત યોનિમાં**—અડદના ચૂર્ણમાં સ્હેજ સીંધાલુણ મેળવીને તેને આકડાના દુધની સાત ભાવના આપવી અને પછી તેની નાની નાની સોગઠીઓ વાળી લેવી. તે વારંવાર વાપરવી, તેમ જ પાણી સાથે પીવામાં પણ લેવી. વાપરવી વધારે સારી છે. એથી શ્લેષ્મદુષ્ટ યોનિ સ્વચ્છ થાય છે. ચિ. ૩૦—૬૯.

**સુશ્રુત—** ૬ કોઢવાળાએ—સપ્તપર્ણ, આકડો વિગેરેના કવાથ પીવા. ચિ. ૯—૫૧

૭ કર્ણશૂળમાં—આકડાનાં કોમળ પાનને કાંજી સાથે વાટી નાખવાં. સ્હેજ સીંધવ અને તેલ સાથે તેની લુગદી બનાવવી. પછી થોરના ભુંગળામાં તે લુગદીને મૂકવી અને ઉપરથી પુટપાકને યોગ્ય ક્રિયા કરી પુટપાક આપવો-પછી ઠંડુ થાય એટલે લુગદીમાંથી રસ નીચોવી લેવો. કાનના ચસકામાં એ રસને સ્હેજ ગરમ કરીને ટીપાં મૂકવાથી અજબ ફાયદો જણાય છે. ઉ. ૨૧-૨૩-૨૪.

૮ દમમાં—આકડાનાં. કુમળાં પાનના રસથી જંવને ખૂબ ભાવના આપવી. પછી એ જવ મધ સાથે ખાવાથી કે એ જવની ધાણી શેકાવીને ખાવાથી શ્વાસમાં ઠીક ફાયદો કરે છે. પ્રયોગ લાંબો વખત અજમાવવો.

૯ હડકાયા કુતરાના ઝેરમાં—સૂકું માંસ બે તોલા, તલનું તેલ ૨ તોલા, ગોળ ૨ તોલા અને સૂકવી નાખેલું આકડાના દુધનું ચૂર્ણ ૨ તોલા-આ ત્રણેને મેળવીને ચણા ચણા જેવડી ગોળીઓ વાળી લેવી. હમેશાં સવારસાંજ યોગ્ય પ્રમાણમાં લેવાથી હડકાયા કુતરાનું ઝેર નાબુદ થશે. ક. ૭-૫૨

અથવા જેને કુતરૂં કરડયું હોય એવા માણસને આકડાના દુધનું વિશોધન આપવું. ક. ૭-૫૧.

વાગ્ભટ— ૧૦ દાંતના કૃમિમાં—આકડાનું દુધ દાંતમાં પૂરવાથી દાંતના મૂળમાં પડેલા કૃમિ અને તેને લીધે થતી વેદના બન્નેનો નાશ થાય છે.

વૃંદ— ૧૧ પ્લીહરોગમાં—આકડાનાં પાન અને તેટલા જ વજનમાં મીઠું-બન્નેને થરવાર માટલીમાં પાથરવું. પછી જરાકેય ધુમાડો બહાર ન જાય એવી રીતે કપડમટ્ટી કરી લઇને તે પાનને બાળી નાખવાં. એ ક્ષારને હમેશાં સુરકા સાથે લેવાથી પ્લીહ અને પ્લીહોદર મટે છે.

૧૨ ઇંદ્રિય પાકી હોય તો—આકડાના પાનના કવાથથી ઇંદ્રિયને ધોવી. ( ઉપદંશ અધિકાર )

૧૩ ખસ, ઉંદરી વગેરેમાં—આકડાના પાનના રસમાં હળદરના કલ્ક સાથે સરસીયું તેલ પકાવી લેવું. એ તેલના બાહ્ય ઉપચારથી ઘવડો, ખસ, ઉંદરી વિગેરે મટી જાય છે. ( કુષ્ઠાધિકારમાં ).

ચક્રદત્ત— ૧૪ વધરાવળમાં—આકડાના મૂલની છાલને કાંજી સાથે વાટીને લેપ કરવાથી ગમે તેવી દૃઢ મૂળ કરી ગયેલી વધરાવળ (વૃદ્ધિ) મટે છે.

૧૫ હાથીપગામાં—આકડાના મૂળને કાંજી સાથે વાટીને લેપ કરવાથી ગમે તેવું બદ્ધમૂળ અને દૃઢ એવું હાથીપગું (શ્લીપદ) મટે છે.

૧૬ વિંછી કરડયો હોય ત્યારે—ડંખ ઉપર પહેલવહેલો ગુગળનો ધુમાડો આપવો અને પછીથી આકડાનાં પાનની લુગદી દંશ ઉપર બાંધી દેવી.

બંગસેન— ૧૭ હરસમાં—આકડાનાં કોમળ તાજાં પાન, પંચલવણ, સ્હેજ-સ્હાજ તેલ અને ખટાશ—આ બધું ભેગું કરીને યુક્તિપૂર્વક ક્ષાર પકાવવો. પછી એ ક્ષારનું મધ સાથે કે કોઇ પણ ખાટા રસ સાથે સેવન કરવાથી વાતજન્ય અર્શ નાશ પામે છે.

૧૮ મ્હોંની કાળાશ દૂર કરવા માટે—આકડાનું દુધ અને હળદર—બન્નેને સારી રીતે ઘુંટી તેનો મ્હોં ઉપર લેપ કરવાથી ઘણા લાંબા વખતની મ્હોંની કાળાશ દૂર થાય છે.

૧૯ આંખના રોગોમાં—આકડાના મૂળને સ્હેજસ્હાજ કૂટીને ૩–૪ કલાક સુધી શુદ્ધ પાણીમાં રાખી મૂકવું. પછી એ પાણીને ગાળી લેવું. એનાં ટીપાં આંખમાં મુકવાથી આંખની વેદના મટે છે.

વૈદ્યમનોરમા—૨૦ કાનની દુર્ગંધમાં—આકડાના દુધમાં કે તેના રસમાં પકાવેલું ઘી કે દુધ સ્હેજ ગરમ હોય એવું નાખવું. તેથી પસ, ગંધ, જંતુ વિગેરેનો નાશ થાય છે અને કાન ચોકખો થઈ જાય છે.

૨૧ આંખના અંધકારમાં—આકડાનાં બીજને દુધમાં ઉકાળીને હમેશાં પીવાથી આંખનો અંધકાર અવશ્ય દૂર થાય છે.

૨૨ ખસ માટે—હે ભગવન્! ભાસ્કરક્ષીર! હું (ખસ) આપને વંદન કરૂં છું. આપની પધરામણી જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં હું જવાની હિમ્મત જ નથી કરતી. (અર્થાત્ આકડાના દુધથી ખસ મટે છે.)

શોઢલ— ૨૩ અરૂંષિકામાં—આકડાનું દુધ માથે લગાડવાથી ચવડો, ક્લેદ, દાહ, વેદના વિગેરે મટે છે.

૨૪ ક્ષયમાં—સિંધાલુણને આકડાના દુધની ભાવનાઓ આપવી. એ સિંધાલુણને ગાયના દુધ સાથે યોગ્ય માત્રામાં આપવાથી ક્ષયવાળા માણસનું ગળું સાફ રહે છે.

૨૫ વિંછીના દંશ ઉપર—સ્હેજસ્હાજ ખોતરીને લોહી કાઢવું. પછી આકડાનું દુધ તે ઉપર લગાવી દેવું. તુરત જ વિંછીનું ઝેર ઉતરી જાય છે.

૨૬ કમળામાં—ચોખાના ધોવણ સાથે આકડાના મૂળને ઘસીને તે ઘસારામાંથી કમળો થયો હોય તેને નસ્ય આપવું. એથી કમળો મટી જાય છે.

૨૭ ફોલ્લીઓમાં—ગાયના મૂત્ર સાથે આકડાના મૂલનું ચૂર્ણ ઘસીને લેપ કરવાથી ફોલ્લીઓ વિગેરે પાકીને મટી જાય છે.

वक्तव्य-પ્રાચીન ગ્રંથોમાં આકડાના ઘણા ભેદો જણાય છે. ચરકમાં એક પ્રકાર; સુશ્રુતમાં અર્ક અને અલર્ક ( શ્વેતાર્ક ) એવા બે પ્રકાર; ધન્વન્તરીય નિઘંટુમાં અર્ક અને રાજાર્ક એવા બે પ્રકાર; રાજનિઘંટુમાં અર્ક, શ્વેતાર્ક, રાજાર્ક, અને શ્વેતમંદારક એવા ચાર પ્રકાર; અને ભાવપ્રકાશમાં શ્વેત અને રક્ત એવા બે જાતના અર્ક-આવો ઉલ્લેખ દેખાય છે. આપણે અહિંઆં તો બે જ જાતના આકડાઓ જોવામાં આવે છે-સફેદ ફુલવાળા અને આસમાની ફુલવાળા. ત્યારે ધન્વન્તરીય અને રાજનિઘંટુના राजार्क અને श्वेतमंदारक શું હશે ? રાજનિઘંટુકાર રાજાર્કનો પર્યાય-“ राजार्कों वसुकोऽलर्को मन्दारो गणरूपकः ” આપે છે. આથી સ્પષ્ટ નક્કી થાય છે કે અલર્ક અને મંદાર અથવા મંદારક-એ રાજાર્કનાં જ નામો છે. અરૂણદત્ત કહે છે-मन्दारकः श्वेतपुष्पः । ( सू. अ. १५-२८). આથી સમજાય છે કે રાજાર્ક અને શ્વેતમંદારક-એ બન્ને શ્વેતાર્કના જ ભેદ છે. રાજનિઘંટુમાં રાજાર્કને ‘ सदापुष्प ’, અને શ્વેતમંદારકને ‘ दीर्घपुष्प ’ કહે છે. આથી આટલું કહી શકાય છે કે જે આકડાનાં ફુલ બારે માસ રહેતાં હોય તે રાજાર્ક; અને શ્વેતાર્કના કરતાં જે આકડાનાં ફુલો મોટાં હોય તેનું નામ શ્વેતમંદારક. ડલ્હણ કહે છે ‘ अर्को रक्तपुष्पः ’ ( सू-३७ ). અરૂણદત્ત ‘ अर्कः सदापुष्पी ’ કહે છે.

લેટીન નામ પ્રમાણે બન્ને આકડા સમજવા ઠીક પડે છે; કારણ કે તેઓએ ફુલ ઉપરથી જ ભેદ પાડેલા છે. ન્હાનો આકડો અને મ્હોટો આકડો એવા પણ ભેદ કેટલાક માને છે. જેનાં ફુલ મ્હોટાં અને પાંખડીના છેડાઓ બાજુએ અમળાઇને વળેલા હોય છે તેનું નામ કેલોટ્રાપીસ જાઇગેન્ટીઆ

અથવા મોટો આકડો. જેનાં ફુલ નાનાં તેમ જ પાંખડીઓ વળેલી નથી હોતી તેનું નામ કૅલોટ્રોપીસ પ્રૉસેરા–અથવા નાનો આકડો.

ચરક ભેદનીય દશેમાનિમાં, સ્વેદોપગ દશેમાનિમાં, શિરોવિરેચનમાં, અર્કને ગણાવે છે. કુષ્ઠમાં બીજાં દ્રવ્યો સાથે અર્કનો ઉપયોગ થયેલો છે પણ સ્વતંત્ર ઉપયોગ નથી. ઘણા કુષ્ઠહર પ્રદેહોમાં અર્ક વપરાયલો છે. અર્શમાં પણ બહુ જ છુટથી અર્ક વપરાયલો છે- તેમાં પણ સ્વતંત્ર ઉપયોગ તો નથીજ. અર્ક તિક્ત છે પણ ઉષ્ણ છે ( सू. २६–७५ ). કૃમિમાં ઉંદરકણીની માફક જ અર્ક વાપરવાનું લખ્યું છે ( वि. ७–२७ ). અર્કમૂલ શિરોવિરેચન તરીકે વપરાયલું છે ( वि. ८–१७४ ). વિષમાં બીજાના મત પ્રમાણે અર્ક અતિ ઉપયોગી હોવા છતાંયે ચરકમાં વિષચિકિત્સામાં અર્કનો એક પણ સ્વતંત્ર ઉપયોગ નથી એ ધ્યાન રાખવા જેવું છે. અલબત્ત મૃતસંજીવનીમાં, અમૃતઘૃતમાં અને વીંછી, ગલગોડય વિગેરેના વિષમાં બીજાં દ્રવ્યો સાથે તેનો ઉલ્લેખ છે ખરો. ગ્રંથિ ભેદમાં દંત્યાદિ લેપમાં અર્ક છે. ઉન્માદમાં પલંકષાદિ તેલમાં અર્ક નાખેલો જણાય છે. શોથમાં, સ્વેદમાં અને ઉન્મર્દનમાં અર્કનો ઉલ્લેખ જણાય છે. ગ્રહણીમાં ક્ષારગુડિકાના પાઠમાં અર્કનો ઉપયોગ ધ્યાન ખેંચે છે. વ્રણરોપણ કષાયોમાં પણ અર્ક આવે છે.

ઉર્ધ્વભાગહર સંશમનનાં દ્રવ્યોમાં સુશ્રુતે અર્કનો ઉલ્લેખ નથી કરેલો. અધોભાગહરની યાદીમાં અર્કનો ઉલ્લેખ છે, એટલે કે વામક તરિકે તેનો ઉપયોગ નથી પણ વિરેચક તરિકે છે. છતાંયે વમનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય અધ્યાયમાં સુશ્રુતે " સદાપુષ્પી "નો ઉલ્લેખ કરેલો છે, એટલે જણાય છે કે સુશ્રુત પણ તેનો વામક ગુણ સ્વીકારે છે. ગ્રહણીમાં અર્કનો ઉપયોગ ચરકની માફક સુશ્રુતે નથી કરેલો. કર્ણશૂલ અને શ્લેષ્માભિષ્યન્દ ઉપર અર્ક વાપરનાર પહેલવહેલા સુશ્રુત જ જણાય છે. હડકાયા કુતરાના ઝેરમાં સુશ્રુતે અર્કની સારી પ્રશંસા કરી છે. ક્ષારવાળા અધ્યાયમાં અર્કનો પણ ઉલ્લેખ છે. ચરકના આસવયોનિ લીસ્ટમાં અર્કનો આસવ નથી જણાતો પણ સુશ્રુતે " विषार्त्तेषु... हितं....। अर्कशेलुशिरीषाणामासवाः । "–એમ કહેલું છે. અર્કાદિગણ એ પ્રખ્યાત બનાવટ છે ( सू. ३८–१९ ). વાતરોગના કલ્યાણકલવણના પાઠમાં અર્ક નાખેલું છે. શ્વાસમાં બીજાં સાથે અર્ક યોજાયલો છે ( उ. ५१–३९ ).

ચરક અને વાગ્ભટ–બન્નેએ અર્કનું દાતણ ગણાવેલું છે. કૃમિદંતકમાં સ્વતંત્ર ઉપયોગ કરવાનું માન વાગ્ભટને ઘટે છે. પાયોરીયાના આ જમાનામાં એનો અનુભવ લેવા જેવો છે. ગ્રહણીમાં ચરક પ્રમાણે જ વાગ્ભટે અર્ક વાપરેલો છે. શ્વયથુમાં ' अर्कवारिणा वा स्नानम् ' લખેલું છે, આકડાની ગુણપ્રકાશિકા

સંજ્ઞા ખર્જૂઘ્ન આપવામાં આવી છે ત્રૈલોકયડંબર રસ અને ચિંતામણિ રસમાં અર્ક આવે છે.

**નવ્યમત**—"ડૉ. વૉટ 'ફાર્માકોપીયા ઇંડિકા'ને આધારે આની છાલનો ગુણ ચિરગુણકારી પૌષ્ટિક, સ્વેદલ અને મોટા પ્રમાણમાં લેવાથી વામક જણાવે છે. આ ઔષધ વાતરક્ત, ઉપદંશ (કોન્સ્ટીટયુશનલ સીફીલીસ), પારદવિક્રિયા (મરકયુરીયલ કેકેક્ષીયા), ઉપદંશથી થયેલાં ચાંદાં અને સ્થાનિક રોગથી થયેલાં સ્વાભાવિક ચાંદાં, મરડો, અતિસાર, અને જુનો સંધિવા (ક્રૉનીક રૂમેટીઝમ્)માં આપવામાં આવે છે.

ડૉ. **મુઇદીન શરીફ** કહે છે કે આના કુમળા છોડ કરતાં જુના છોડની છાલ અસરમાં ચઢીયાતી છે. આનાં મૂળીયાંની છાલ ઉપધાતુ (સીક્રેશન) વધારનારી અને ત્વગ્દોષ અને આંતરડાંની વૃદ્ધિના વ્યાધિમાં, આંતરડાંના કૃમિમાં, કફમાં, જળોદરમાં, અને સર્વાંગશોફમાં બહુ ઉપયોગી છે. મૂળીયાંની છાલ અને સૂકો દુધના જેવો ભુકો વાપરવા માટે ઉત્તમ છે. ખેંચતાણના વ્યાધિ જેવા કે વાઇ, ફેફરૂં, હીસ્ટીરીયા, પક્ષાઘાત, ધનુર્વાત વિગેરેમાં આકડાનું સૂકવેલું દુધ અત્યંત ગુણકારી ગણાયલું છે. આકડાનાં ફુલ મરી સાથે સમાન વજનમાં હીસ્ટીરીયા, દમ, અને અપસ્મારના વ્યાધિને માટે ઘણી જ સસ્તી અને ઉપયોગી દવા છે.

સર્પદંશ માટે નીચે પ્રમાણે ઉપયોગ કરવાનો છેઃ—આનાં પાંદડાંમાંથી ધોળી છારી (ટોમેન્ટમ્) ભેળી કરીને તેની સાથે અર્કક્ષીર મેળવી તેની લાહી બનાવી તેની એક સાધારણ લખોટા જેટલી ગોળી વાળવી. આ ગોળી સર્પદંશને માટે સારો ઇલાજ છે. નાગરવેલના પાનમાં લપેટીને આ ગોળી, સર્પદંશ જેને થયો હોય તેને ચવરાવવી અથવા ગળાવવી, અને બેશુદ્ધિ થતાં સુધી અરધે અરધે કલાકે ગોળી ઉપર પ્રમાણે આપતા જવી; અને ત્યાર બાદ પ્રમાણ ઓછું કરીને અકેકા કલાકે આપવી. આરામ થતા પહેલાં બહુમાં બહુ નવ ડોઝ આપવા પડે છે. દંશવાળો માણસ બેભાન થઇ ગયો હોય અને ગોળી ગળામાં ન ઉતરે તેમ હોય તો ગોળી પાણીમાં વાટીને પાઇ દેવી. જો ખેંચતાણ થઈ આવે તો એક રેચ આપવો અને હલકો ખોરાક શરૂ રાખવો, અને થોડા દિવસ સુધી બીલકુલ ઉત્તેજક (સ્ટીમ્યુલન્ટ) આપવું નહિ. ગોળી લીધા પછી જો દરદીને ઉલટી થાય તો જાણવું કે આરામ તુરત જ થઈ જશે.

(ડૉ. ઉમેરુદીન. મેટ્રોપોલીયમ્. મદ્રાસ.)

**Actions and Uses**—The powdered rootbark and inspissated juice are used extensively for their diaphoretic, emetic, altr-

ative and purgative properties, which have been known to the Indian practitioners for many centuries and regarded in some parts as 'vegetable mercury.'

**Dozes**—Alterative 3 to 10 grains; emetic 30 to 60 grains. The author has lately found that a fluid extract of the leaves given in dozes of one to five drops in intermittent fevers, during intermission, generally cuts off the paroxysm more effectually than quinine. Poisonous in large dozes. The fresh flowers are also used medicinally. In the dried bark of the root, we have an adequate substitute for ipecacuanah, and when combined with opium, a good representative of the official Dover's Powder is prepared. In dysentery, in dozes of 5 to 10 grains, it may be safely substituted for ipecac, though double the quantity is generally required. (Indigenous Drugs of India By K. Dey)

"Modern physiological research has shown that the juice applied to the skin acts as an irritant; the practice of applying it with salt to bruises and sprains to remove pain is therefore rational; also the application of the fresh bark in chronic rheumatism; given internally in small dozes, the drug stimulates the capillaries and acts powerfully upon the skin, it is therefore likely to be useful in elephantiasis and leprosy."

('Pharmacographia Indica' Part II p. 434.)

**ભાવાર્થ**—આકડાના મૂલની છાલ અને સૂકવી નાખેલું દુધ સર્વત્ર સ્વેદલ, વામક, ચિરગુણકારીપૌષ્ટિક અને વિરેચન વિગેરે માટે વપરાય છે. તેના આવી જાતના અમૂલ્ય ગુણોને લીધે જ હિંદુસ્તાનના વૈદ્યો તેને 'વનસ્પતિ–પારદ' તરિકે લેખે છે.

**માત્રા**—ચિરગુણકારી પૌષ્ટિક તરિકે ૩ થી ૧૦ ગ્રેઈન્સ. વામક તરિકે ૩૦ થી ૬૦ ગ્રેન્સ. આ લેખકે પોતે તેનાં પાંદડાંનો પ્રવાહી ઍક્સટ્રેક્ટ, આંતરીયા તાવમાં ૧ થી ૫ ટીપાંની માત્રામાં વચગાળે આપેલો અને તેથી તાવનું જોર કમી થયેલું પણ જોવામાં આવ્યું છે. ક્વીનાઇન કરતાં પણ એ ઠીક ફાયદો કરે છે. મોટી માત્રામાં ઝેરનું કામ કરે છે. તાજાં ફુલ પણ દવાના કામમાં આવે છે. આકડાના મૂળની છાલ એ ઍપીકાકયુઆનાની આબેહુબ પ્રતિનિધિ છે; અને જો તેમાં થોડુંક અફીણ મેળવવામાં આવે તો ડોવર્સ પાવડરની

જગોએ બરાબર ચાલે. મરડામાં પણ ૫ થી ૧૦ ગ્રેનની માત્રામાં ઍપીકા જેવો જ ગુણ કરે છે; જો કે કેટલીક વખત ડબલ ડોઝ પણ વાપરવો પડે છે.

( સ્વ. કનૈયાલાલ દે. )

" અત્યારની શોધે નક્કી કરેલું જણાય છે કે દુધ એકલું ચામડી ઉપર લગાવવાથી દાહક ( કૉસ્ટીક ) અસર થાય છે; માટે તેમાં મીઠું નાખવાનો રિવાજ બહુ જ વિચારપૂર્વક પડેલો છે.

**નોંધ**—રસાયનશાસ્ત્રની માહિતી મેળવવી હોય તેમણે ડૉ. કીર્તિકરના ' ઇંડીઅન મેડીસીનલ પ્લેંટ્સ 'માં જે લાંબુ વર્ણન આપેલું છે તે જોઈ લેવું. તે બહુ જ જાણવા જેવું છે પણ લંબાણભયથી અહિં નથી આપ્યું.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૫૩; રૂ. નિ. પા. ૩૧૧; વનસ્પતિ ગુણાદર્શ પા. ૩૨૧; N. p. 184; Watt II p. 49; Indig. Drugs p. 56; Indi. Medi. Plants p. 813.

---

## ૨૫૨ અર્કપુષ્પી.

### N. O. Asclepiadeæ.

**નામો**—अर्कपुष्पी, क्षीरिणी ( સંસ્કૃત ); ખરખેર, ખીરવેલ ( ગુજરાતી ); શિરડોડી, ડુડુરલી ( મરાઠી ); છીરવેલ ( હિંદી ); Holostema Rheedii–હોલોસ્ટેમા રૂહીડાઇ ( લેટીન ).

**परिचय**—
नागवल्लीदलावल्ली चार्कपुष्पी मुमाधुरी ।
सक्षीरा शाकश्रेष्ठा च स्वर्णरेति च कथ्यते ॥
कुटुंबिनी पयस्या च क्षीरिणी जलकामुका ॥

॥ रा. नि. ॥

**गुणाः**—
अर्कपुष्पी चोष्णवीर्या वृष्या च मलस्तंभकृत् ।
क्रिमिमेहश्वेतकुष्ठकफपित्तविकारनुत् ॥
कुटुंबिनी तु मधुरा ग्राहका च रसायनी ।
शीतला च व्रणं पित्तं कफं रक्तं रुजं तथा ।
तिक्तस्य नाशनकरी मुनिभिः परिकीर्तिता ॥

॥ नि. र. ॥

**गदनिग्रह**— १ अश्मर्याम्—गव्येन पिष्टा पयसार्कपुष्पीं निपीयमानाऽनुदिनं प्रभाते ।
विदार्य वीर्येण निजेन तीव्रामप्यश्मरीं पातयते दशाहात् ॥

पू. १०२. श्लो. ६२

વર્ણન—સંસ્કૃતમાં જેને जीवंती કહે છે અને ગુજરાતીમાં જેને ડોડી કહે છે તેનો જ આ ભેદ છે. છોડ લગભગ ડોડી જેવો જ હોય છે. એના વેલા ચોમાસે ઘણા ઉગી નીકળે છે. પાન પહોળાં, જરા લાંબાં અને તળીએ હૃદયાકૃતિનાં હોય છે. ફુલ આકડાના ફુલના જેવાં જ હોય છે. પાન સામસામાં અને સ્હેજ દૂર દૂર હોય છે. પાનનાં ટેરવાં સાંકડાં થતાં, અણીદાર, અને તળીઉં હૃદયાકૃતિનું હોય છે.

## વૈદ્યકમાં અર્કપુષ્પીનો ઉપયોગ

ગદનિગ્રહ— ૧ પથરી ભેદવા માટે—અર્કપુષ્પીનું મૂળ ગાયના દુધમાં વાટીને દશ દિવસ સુધી સવારમાં પીવાથી ગમે તેવી પથરીને ભેદી નાખે છે. પા. ૩૦૨

वक्तव्य—ચરકમાં અર્કપુષ્પીનો ઉલ્લેખ જણાતો નથી; સુશ્રુતમાં જણાય છે. સુશ્રુતમાં સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં મંડુકપર્ણીથી શરૂ થતાં અને અર્કપુષ્પીથી અંત પામતાં શાકો ગણાવેલાં છે. તે બધાં રક્તપિત્તને હરનાર, હૃદ્ય, લઘુ, કુષ્ઠ, મેહ, જ્વર, શ્વાસ, કાસ, અરૂચિ વિગેરેને હરનાર ગણાવેલાં છે. એ જ શાકની ગણના વખતે ડલ્હણ 'अर्कपुष्पी अर्कपत्रसदृशी लता' એમ લખે છે. અર્કપુષ્પીનાં પાન આકડા જેવાં તો ન ગણી શકાય. મારૂં માનવું છે કે તે ભૂલ છે—પછી તે પ્રમાદવશાત્ હો કે લિપિના પ્રમાદથી હો. તે વખતની વનસ્પતિનો પરિચય કરાવી શકે એવું વર્ણન તો કોઇએ જ કરેલું નથી. ડલ્હણે ઘણી જગોએ સ્પષ્ટ વર્ણન કરેલું છે, પણ તે વખતે આજના જેવી વર્ગીકરણની ચોક્કસ પદ્ધતિ ન હતી એટલે પાન, પુષ્પ કે મૂલની સરખામણીથી ઘણાંયે નામો પડેલાં છે. अर्कपुष्पी શબ્દ ઘણો જ સંદિગ્ધ છે. આકડાના જેવાં ફુલ તો ઘણી વનસ્પતિઓને આવે છે. જો અર્કનો અર્થ સૂર્ય કરીએ તો સૂર્યપુષ્પીને હાલ સર્વત્ર બાગોમાં જણાતી સુરજમુખી ગણી શકાય. ભાવાર્થ એ છે કે ઘણીખરી વનસ્પતિઓનાં નામો ચોક્કસ નથી. આટલું છતાંયે અર્કપુષ્પીને ખરખેર ઠરાવવાની ધૃષ્ટતા કરેલી છે તે સ્વ. કુતોભટ્ટ અને રા. સુ. જયકૃષ્ણભાઇના ઉલ્લેખ પછીથી જ. नागदलावल्ली એ શું હશે ? पयस्या તો જબરી સંદિગ્ધ છે. क्षीरिणी તો જે કોઇમાંથી દુધ આવતું હોય તે બધી જ ગણી શકાય. આટલું છતાંયે રાજનિઘંટુકારના વખતથી 'खर्णेर इति कथ्यते' એ પ્રણાલિ અનુસાર આપણે પણ ખરખેરનેજ અર્કપુષ્પી કહીશું.

શારીરસ્થાનના અધ્યાય ૧૦ મામાં નાનાં બાળકો માટે ગળથુથી ( प्राशाः ) બતાવેલી છે. તેમાં अर्कपुष्पी આવે છે. ડલ્હણ કહે છે—" अर्कपुष्पी पयस्या अर्कसदृशपयःपुष्पा, श्वेतदूर्वाविशेषां केचिदाहुः, वृक्षजातिमन्ये ॥ " આ ઉપરથી સ્પષ્ટ જણાય

છે કે ડલ્હણના વખતમાં પણ અર્કપુષ્પી આજના જેટલી જ સંદિગ્ધ હતી. વાગ્ભટે પણ સુશ્રુતની માફક જ ગળથુથીમાં 'अर्कपुष्पीं सकाञ्चनाम्' એવો ઉલ્લેખ કરેલો છે.

'ગદનિગ્રહ'માં અર્કપુષ્પીના મૂળને અશ્મરીભેદન માટે વખાણેલું છે. રા. જયકૃષ્ણભાઇ પણ કહે છે કે–" ખરણેરનાં મૂળ પ્રમેહ અને પેશાબના દરદમાં દુધ સાથે અપાય છે..........મધુપ્રમેહ ઉપર એનું મૂળ ટાઢા દુધમાં ઘસીને પાય છે." એટલે ખરણેર જ અર્કપુષ્પી હોય એમ લાગે છે. ભાવપ્રકાશકાર પણ તેને મેહઘ્ની તરિકે જણાવે છે.

છ જીવંતીમાંથી આ પણ એક જીવંતીનો ભેદ જ છે.

'વૈદ્યકશબ્દસિંધુ'કાર अर्कपुष्पी નું લેટીન નામ Gynandropis pentaphylla આપે છે. આવી ભારે ભૂલ તે વિદ્વાન્ લેખકે વનસ્પતિશાસ્ત્રના અભ્યાસના અભાવે જ કરેલી હશે. Gynandropis pentaphylla એટલે તલવણી–बस्तगंधा. તલવણીનો વર્ગ કેપેરીડી અને. આનો ઍસ્કલેપીએડી.

**Uses**--In the Concan, the roots are used as a remedy for scalding in gonorrhœa, and beaten into a paste, are applied to the eyes in ophthalmia. In diabetes, the root rubbed to a paste is given in cold milk. In spermatorrhœa, the dried root, with an equal quantity of the root of Erisdendron anfractuosum powdered, is given in 6 massa doses, with milk and sugar, twice daily. (Dymock.)

**નવ્યમત**—કોંકણમાં આનાં મૂળ પરમીયામાં વપરાય છે. મૂળને બારીક છુંદીને આંખ આવી હોય ( ophthalmia ) તો તે ઉપર બાંધવામાં આવે છે. મૂળ દુધમાં ઘસીને મધુપ્રમેહ ઉપર આપવામાં આવે છે. વીર્યસ્રાવમાં સફેદ શીમળાનાં મૂળ સાથે આનાં સૂકાં મૂળ ઉપયોગી છે. (ડીમક.)

આનાં મૂળ ઑપ્થેલ્મીયા ઉપર ઉપયોગી છે એ પહેલવહેલું ધ્યાન ખેંચનાર ર્‌હીડ છે. સાંતાલ લોકો આના મૂળના કવાથને કંઠમાં વાપરે છે.

( કેમ્પબેલ. )

**ઉલ્લેખ.**—Indi. Medi. Plants p. 821; વ. શા. પા. ૪૬૦; રૂ. નિ. પા. ૬૩; N. p. 185; Watt VI. p. 261.

## ૨૫૩. કાકનાસા

### N. O. Asclepiadeæ.

**નામો**—काकनासा, काकतुंडफला,सुनासिका ( સંસ્કૃત ); કૌવા ઢોડી, શીંગરોટી ( ગુજરાતી ); આકાશપુષ્પી, અંબરવેલ (પંજાબ); Pentatropis microphylla –પેન્ટાટ્રૉપીસ માઇક્રોફીલા ( લેટીન. )

**वक्तव्य**—કાકનાસા સંદિગ્ધ છે. ' કાક ' ઉપસર્ગવાળા ઘણા શબ્દો વૈદ્યકમાં આવે છે; તેમાંથી काकजंघा અને काकमाची નક્કી થઇ ગયાં છે. કાકનાસા શું છે એ નક્કી કરવાનાં સાધનો પણ દુર્ભાગ્યે ઘણાં જ ઓછાં છે. અમરકોષમાં काकाङ्गी અને काकनासिका એવાં બે નામો કાકનાસાનાં છે. " काकस्य एव अङ्गं नासारूपं फलमस्याः । " ભાનુજી દીક્ષિત " द्वे काकजङ्घायाः ' कौवाठोठी ' इति ख्यातायाः । " આમ જણાવે છે. અમરકોષના બીજા ટીકાકાર ક્ષીરસ્વામિન્ काकनासा ની ટીકામાં " काकजंघा इत्येके " જણાવે છે. આ ઉપરથી સમજાય છે કે તે વખતે પણ काकजंघा અને काकनासा વિષે મતભેદ હશે. અમરકોષ ઉપરની ' ટીકા–સર્વસ્વ ' વ્યાખ્યામાં " काकाङ्गीद्वयं काकजिह्वीति ख्यातायाम् । काउआरोटीति ख्यातायाम् इति केचित् " આમ જણાવે છે. કોવાઠોઠી કે કાઉઆરોટી એવાં નામો કોઇ પ્રાન્તિક ભાષામાં અત્યારે જણાતાં નથી. કાગડાની ચાંચ જેવું ફળ જે છોડનું થતું હોય તે કાકનાસા હોય ખરી ?

' વૈદ્યકશબ્દસિંધુ'કાર काकनासा નું લેટીન નામ (Solanum indicum) આપે છે. S. indicum એ નામ પીલુડીનું છે. એટલે એ લેખક ઉપર વિશ્વાસ રખાય તેમ નથી. તે 'કાકનાસા ' અને ' કાકમાચી'નો ભેદ સમજતા નથી.

સુશ્રુતટીકાકાર ડલ્હણ ' काकनासा वायसफला' એવો અર્થ આપે છે ( ચિ. ૩૭. ૨૦ ). સુશ્રુતમાં काकनासा શબ્દ ફક્ત એક જ અધ્યાયમાં બે વખત યોજાયેલો છે ( ચિ ૩૭–૨૦,૨૩ ). વૃંદટીકાકાર શ્રીકંઠ " काकनासा काउआरोटिका यंगलताफलम् जैज्जटस्तु काकनासा वासाफलवदिति " ( अ. १०–३२ )—આવું ઓળખાણ આપે છે. એટલે કૌઆઠોઠી અને કાઉઆરોટી એ નામો ઘણા લાંબા વખત થયાં પ્રાન્તિક ભાષામાં હોવાં જોઇએ એ તો નક્કી જ થાય છે. ' શારંગધર સંહિતા ' ઉપરની ' દીપિકા'માં પણ ' काकनासा कौवाडोडीति लोके ' લખેલું છે. એટલે કૌવાડોડી શબ્દ ક્ષીરસ્વામિનથી લઇને ઠેઠ શારંગધરના ટીકાકાર સુધી ઉતરી આવેલો છે. गूढार्थदीपिका ( શારંગધર ઉપરની ) काकनासा નો विष्णुक्रान्ता ( અ. ૮–૧૧ ) એક ઠેકાણે અને काकजंघा બીજી જગોએ–આમ નોખા નોખા અસંબદ્ધ અર્થ આપે છે. ચરકટીકાકાર ચક્રપાણિદત્ત પણ वायसफला એવો અર્થ આપે છે: આ બધા ઉપરથી બે વાતો નક્કી થાય છે:–(૧) કૌઆરોટી કે ઠોઠી

કે ડોડી શબ્દો જે પ્રાંતમાં અને ભાષામાં બોલાતા હોય તે શોધી કાઢવું જોઇએ અને (૨) કાકનાસાનું ફળ કાગડાની ચાંચ જેવું હોવું જોઇએ; તેવું ફળ કયા છોડનું છે તે તપાસવું*. અમને તો શીંગરોટી એ જ કાકનાસા લાગે છે.

ચરકમાં કાકનાસાની મધુરસ્કંધમાં ગણતરી કરાયલી છે. ચ્યવનપ્રાશના પાઠમાં કાકનાસિકા છે. કાસચિકિત્સામાં વ્યૂષણાદ્યઘૃતમાં, અપસ્મારમાં ( चि. ૧૫-૩૪ ) અને યોનિરોગમાં ( चि ૩૦-૪૯-૫૧ ) કાકનાસાનો ઉલ્લેખ છે. સુશ્રુતમાં ફક્ત અનુવાસન બસ્તિમાં તે બીજાં સાથે યોજાયલી એક બે વખત જ માલમ પડે છે. 'ગદનિગ્રહ' જેવા પાછલા ગ્રંથોમાંથી કાકનાસાના ઉપયોગ મળતા નથી. સંદિગ્ધતા દૂર કરવી જોઇએ.

**નોંધ**—શીંગરોટીને પાટણ તરફ અને બીજે ઠેકાણે પણ 'કૌઆઢોડી' કહે છે. આ નામને લીધે અને તેની શીંગ બરાબર કાગડાની ચાંચ જેવી હોવાને લીધે काकनासा એટલે શીંગરોટી જ એમ મારૂં અને મારા ગુરૂશ્રી અમૃતલાલભાઇનું માનવું છે. શીંગરોટી–Pentatropis microphylla. N. O. Asclepiadeæ. સ્વ. કીર્તિકર સાહેબ Pentatropis spiralis નું ગુજરાતી નામ શીંગરોટી જણાવે છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૫૮; રૂ. નિ. પા. ૬૨; N. p. 185; Watt VI, part I, p. 131; Indi. Medi. Plants p. 819.

---

## ૨૫૪ ચમાર દુધેલી

### N. O. Asclepiadeæ.

**નામો**—चाण्डालदुग्धिका, युग्मफला, उत्तरवारुणी, विषाणिका ( **સંસ્કૃત** ); **ચમાર દુધેલી** ( ગુજરાતી ); ઉતરણ, ઉતરની, મેંઢાદૂધી ( મરાઠી ); સગૌનની, ઉતરન ( હિંદી ); Dœmia extensa–ડેમીયા એક્સ્ટેન્સા ( લેટીન ).

**ગુણાઃ**— इंदीवराक दुःशीता पित्तश्लेष्मापहारिणी ।
चक्षुष्या कासदोषघ्नी व्रणक्रिमिहरा परा ॥
॥ रा. नि ॥

---

* કૌઆરોટી, કૌવાઢોડી કે કૌવાડોડી એ બધા અપભ્રષ્ટ શબ્દો ડોડીના જ અપભ્રંશો હોય એમ લાગે છે–મતલબ કે કાગડાનાં કોઇ અંગ સાથે સંબંધ ધરાવતી અથવા નાની ડોડીની જાત કે જે **શીંગરોટીના** વેલા છે. વળી તેનું ફળ આબેહુબ કાગડાની ચાંચ જેવું જ થાય છે. તેથી એ વાતનો મેળ કરતાં **કાકનાસા** એટલે જીવંતીની હલકી જાત. શીંગરોટી એજ બીજા પ્રાંતમાં કાગડાની ચાંચ જેવાં ફળોને લીધે તેમજ તેના નાનાપણાથી **કૌવાડોડી** કહેવાતી હોય તો નવાઇ જેવું નથી.

( ગુરૂવર્ય અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી. પાટણ. )

उत्तरिणी तु कटुका शीता नेत्र्या लघुः स्मृता ।
उष्णा स्निग्धा सारका च तुवरा व्रणरोपणी ॥
कासव्रणकृमिश्वासज्वरपित्तप्रमेहकान् ।
कफकुष्ठप्रलापांश्च वातं तंद्रां च दद्रुकम् ॥
क्षयकासं मूत्रकृच्छ्रं योनिरोगं च शोथकम् ।
नाशयेदिति संप्रोक्ता सुखप्रसवकारिणी ॥

॥ नि. र ॥

વર્ણન—ચમારદુધેલીના વેલા ચોમાસામાં ઘણા દેખાય છે; બારે માસ પણ ઘણી જગોએ જોવામાં આવે છે. એનાં પાન ગોળાઈ લેતાં અને ટેરવે અણીદાર હોય છે. એને લીલાશ લેતા ધોળા રંગના, કુંડલના આકારના, ફુલના ઝુમખા આવે છે. એને શીંગ બબ્બે ભેગી આવે છે, તેના છેડા હુકની પેઠે વાંકા વળેલા હોય છે. એ શીંગો ઉપર કાંટા હોય છે. ફુલ ચોમાસામાં આવે છે. જ્યારે આ ફુલો ઉપર ઝાકળનાં બિંદુઓ પડેલાં હોય છે ત્યારે દેખાવ જોવા લાયક હોય છે. ફળ શિઆળે પાકે છે. એનો વેલો તોડવાથી તેમાંથી પુષ્કળ દુધ નીકળે છે. આખા વેલા ઉપર પુષ્કળ રૂછાળ હોય છે અને અણુ-ગમતી ઉગ્ર વાસ મારે છે. શીંગો સૂકી થયે તેમાંથી રૂ નીકળે છે. એનું દુધ ચમાર લોકો ચામડાં કમાવાના ઉપયોગમાં લે છે. युग्मफला, कंटफला, चाण्डाल-तुम्बिका આ શબ્દો બરાબર ચમારદુધેલીને લાગુ પડે છે. ગુજરાતમાં કેટલેક ઠેકાણે આ ચમારદુધેલીને નાગલાદુધેલી અને નાગલાદુધેલીને ચમારદુધેલી માનવાની પ્રથા પડી ગઈ લાગે છે.

वक्तव्य—સ્વ. કેતોભટ્ટ એના ઉપયોગ નીચે મુજબ જણાવે છે—“એનાં પાન અજમા સાથે બાફી, વાટી, ગોળી કરી ખાય તો ઉધરસ મટે છે, દમને મટાડે છે; ગુંબડાં, કૃમિ, તાવ, પિત્ત, પ્રમેહ, કફ, સોજા, કોઢ, દાદર, ખેન, મૂત્રકૃચ્છ્ર, યોનિરોગ એ સર્વેને ટાળે છે. એનાં પાંદડાંનું શાક કરી ખાય તો કૃમિ, હરસ, કોઢને ટાળે છે. તે ગરમ છે. ફળ જઠરાગ્નિ દીપાવે છે-પિત્તનો કોપ કરે છે.”

ચરકસુશ્રુતમાં ચમાર દુધેલીનો ઉલ્લેખ નથી. विषाणिका શબ્દ તો ઘણીયે વખત આવે છે, પણ આ શબ્દના અર્થો અનેક થાય છે. સાધારણ રીતે મેષશ્રૃંગી અને आवर्तनिका ( सू. अ. ૩૯ અને चि. अ. ૧૮ ) આવા તેના અર્થો ડલ્હણે કરેલા છે મેષશૃંગી અને આવર્તનિકા—એ બન્ને મરડાશીંગને લાગુ પડી શકે તેવાં વિશેષણો છે. પણ विषाणिकाને ચરકે ૧૯ મૂળના લીસ્ટમાં—વિરેચન

તરિકે–ગણાવેલી છે. મરડાસીંગ ( Helicteres isora ) ગ્રાહી છે, રેચક નથી; એટલે મીંઢીઆવળના અર્થમાં विषाणिका ઘણા લે છે. પણ ચમારદુધેલીને विषाणिका વિશેષણ લાગુ તો પડે છે જ. તે રેચક અને વાંતિકર બન્ને છે. ઉદર-રોગમાં, ક્ષીરદોર્ગન્ધ્યનાશનમાં, અપસ્માર્માં નાવન તરિકે ચરકમાં विषाणिका યોજાયલી છે. આ બધી જગોએ ચમારદુધેલી બરાબર વાપરી શકાય એમ છે. વળી આ આકડાના વર્ગની વનસ્પતિ છે. રાજનિઘંટુકારે क्षीरविषाणिका શબ્દ સરસ યોજેલો છે–મારા ધારવા પ્રમાણે આપણે क्षीरविषाणिकाને અને विषाणिकाને ચમાર દુધેલી કહી શકીએ. उत्तरवारुणी ઉપરથી અદ્યાપિ ' ઉતરણી ' જેવા શબ્દો પ્રાન્તિક ભાષામાં પ્રચલિત છે. ચમીર્ણું, ચર્મસાર્ણું–આ શબ્દો ' સાતલા 'ના પર્યાયો તરિકે વપરાય છે. વધુ મતે નિશ્ચય કરી નાખ્યા વિના આનો ફડચો નહિ આવે.

**નવ્યમત**—દક્ષિણ ભારત તરફ પાનનો કવાથ બચ્ચાંને કૃમિઘ્ન તરિકે પાવામાં આવે છે. પાનનો રસ દમમાં પીવાય છે. પાનનો રસ લીંબુના રસ સાથે સંધિવામાં પીવાય છે. [ એઇન્સ્લી ]

પશ્ચિમભારત તરફ આ છોડ ઘણું કરીને કફઘ્ન અને અને વામક તરિકે જાણીતો છે. ગોવામાં પાનનો રસ સંધિવાના સોજા ઉપર ચોપડાય છે. [ડીમક]

ડૉ. ઑસ્વાલ્ડ જણાવે છે કે કફનાં દરદોમાં કફઘ્ન તરિકે ૧૦ ગ્રેનની માત્રામાં મ્હેસુરની ' પેટાહ હૉસ્પીટલ'માં તે વપરાય છે. ( Ph. Ind. )

તાજાં પાનની લુગદી ધારાં ઉપર બંધાય છે.

( સખારામ અર્જુન ).

બચ્ચાં માટે આ બહુજ વિશ્વાસદાયક વામક ઔષધ છે. પાનને ધોઇ નાખી હથેલીમાં દબાવી રસ કાઢવો. કાળી તુલસીનો પણ આ રીતે રસ કઢાય છે. આ બન્ને રસોનું મિશ્રણ આપવામાં આવે છે અને આથી ઉલટી થાય છે.

( ડૉ. એવર્સ. )

બચ્ચાંના ઝાડામાં આ વપરાય છે. ( ડૉ. થૉમ્પસન. )

ડૉ. પી. એસ. મુથુસ્વામી પાનનો રસ આદુના રસ સાથે સંધિવામાં લેવા માટે જણાવે છે. જુલાબની દવામાં તે વપરાય છે. સંધિવામાં, નષ્ટાર્તવમાં, પીડિતાર્તવમાં બીજી દવાઓ સાથે આ યોજાય છે. આના મૂળની છાલ ૧ થી ૨ ડ્રામની માત્રામાં દુધ સાથે સંધિવાના કેસોમાં રેચક અસર કરે છે અને કામ પણ ઠીક કરે છે. ( ઇન્ડીયન મેડીકલ ગેઝેટ. ફેબ્રુ. ૧૮૯૦ )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૪૬૬; રૂ. નિ. પા. ૯૨; N. p. 185; Watt III p. 23; Indi. Medi. Plants p. 820

# ૨૫૫ ખરખોડી-દોડી.

## N. O. Asclepiadeæ.

**નામો**—जीवन्ती, शाकश्रेष्ठा, स्वर्णजीवन्ती, अर्कपर्णी [ સંસ્કૃત ]; દોડી, ડોડી ( ગુજરાતી ); ખરખોડી, શડાકુડી ( કાઠિયાવાડ ); ડોડી, રાઈદોડી, ખીરખોડી ( મરાઠી ); ડોરી ( હિંદી ); Loptadania raticulata-લૅપ્ટેડેનીયા રેટીક્યુલેટા ( લેટીન ).

**गुणाः—** चक्षुष्या सर्वदोषघ्नी जिवन्ती मधुरा हिमा ।
शाकानां प्रवरा यूनां ' द्वितीया ' किंचिदेव तु ॥
॥ ध० नि ॥

जीवन्ती मधुरा शीता रक्तपित्तानिलापहा ।
क्षयदाहज्वरान्हन्ति कफवीर्यविवर्धनी ॥
एवमेका बृहत्पूर्वा रसवीर्यबलान्विता ।
भूतविद्रावनी ज्ञेया वेगाद्रसनियामिका ॥
॥ रा० नि० ॥

जीवन्ती शीतला स्वादुः स्निग्धा दोषत्रयापहा ।
रसायनी बलकरी चक्षुष्या ग्राहिणी लघुः ॥
रक्तपित्तं क्षयं हन्ति दाहकृत् स्वरशोधिनी ॥
॥ भा० प्र. ॥

जीवन्ती श्वासकासघ्नी स्वर्या च क्षयनाशिनी ॥
॥ राजवल्लभः ॥

**चरक—** १ अतिसारे—जीवन्त्याः चिर्भटस्य वा ।....शुष्कशाकेन वा पुनः ।
दधिदाडिमसिद्धेन बहुस्नेहेन भोजयेत् ॥ चि. १०-३६.

२ विषदोषे—तण्डुलीयकजीवन्तीवार्ताकुसुनिषण्णकाः ।........शाकच कुलकं हितम् ॥ । विषाचि० ।

**वाग्भट—** ३ नक्तान्ध्ये—घृते सिद्धानि जीवंत्याः पल्लवानि च भक्षयेत् ॥

**वंगसेन—** ४ मुखरोगे—जीवन्तीकल्कं पयसा समांशं तैलं विपक्वं मधुना विमिश्रम् ।
ओष्ठास्ययोः सर्जरसाष्टभागं व्रणं निहन्यात् सकृदेव लेपात् ॥

**वैद्यमनोरमा—** ५ ज्वरजन्यदाहे—जीवन्तीमूलनिर्यूहो सघृतो दाहजार्तिजित् ॥

६ व्रणशमने—जीवन्तीकल्कस्य सारं संपेष्य लेपयेत् त्रिदिनम् ।
पिच्छिलभावात् गूढं संपीड्य शमयेद्व्रणं नियतम् ॥

શોઢલ— ७ पार्श्वशूले—जीवन्तीमूलकल्को वा सतैलः पार्श्वशूलहा ॥

વર્ણન—ડોડી નહિ જોઈ હોય એવા ઘણા થોડા માણસો હશે. એની ડુંડો-કુંપળો નાનાં અને મોટાં માણસો હોંશથી ખાય છે. ઘણા એનાં કુમળાં ફળોનું શાક પણ કરે છે. વર્ણન જોવાની ઇચ્છાવાળાએ ' વનસ્પતિશાસ્ત્ર' માં જોઇ લેવું.

## વૈદ્યકમાં દોડીનો ઉપયોગ.

ચરક— ૧ અતિસારમાં—દોડીનું શાક–દહીં અને દાડમના રસ સાથે પકાવેલું–વધારે તેલ નાખીને ખાવાથી અતિસારમાં ઠીક ફાયદો થાય. ચિ. અ. ૧૦–૩૬.

૨ વિષદોષમાં—દોડીનું શાક ખાવું હિતકર છે.

વાગ્ભટ— ૩ રતાંધળાપણામાં–દોડીનાં પાન ઘીમાં પકાવીને હમેશાં ખાવાં.

બંગસેન— ૪ મુખરોગમાં—દોડીના પંચાંગનો કલ્ક ૧૦ તોલા, પાણી અને તેલ એકેક શેર–આ વજને તેલ પકાવવું. તેલ સિદ્ધ થયા પછી તેમાં ૮ મા ભાગની રાળ નાખવી અને સ્હેજ મધ મેળવવું. મલમ જેવું થશે. એ મલમ ચોપડવાથી હોઠ ઉપર અને મ્હોંની અંદરની ચાંદીઓ ફક્ત એક જ વખતના લેપથી રૂઝાઇ જશે.

વૈદ્યમનોરમા ૫ તાવમાં અગન બળતી હોય તેમાં—દોડીના મૂળનો ક્વાથ કરવો. એ ક્વાથ ઘી સાથે પીવાથી દાહ નરમ પડે છે.

૬ વ્રણમાં—દોડીના પાનની લુગદી ત્રણ દિવસ સુધી વ્રણ ઉપર બાંધવાથી ઘા રૂઝાય છે.

શોઢલ— ૭ પડખાંની પીડામાં—દોડીના મૂળના ઘસારામાં થોડુંક તેલ મીલાવી સ્હેજ ગરમ કરીને પડખાંમાં ઘસવાથી પાર્શ્વશૂલ મટે છે.

वक्तव्य—જીવન્તી વિષે વધુ જાણવાની જિજ્ઞાસાવાળાએ ' જીવન્તી' એ નામનો મારો લેખ " આયુર્વેદ વિજ્ઞાન " ( પુસ્તક ૬ અંક ૭ ) માં વાંચી લેવો. તેમાં તેની સંદિગ્ધતાની સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે એટલે અહીં કરી નથી.

**નવ્યમત**—કોંકણ તરફ આનાં મૂળ પરમીયા ઉપર ચોપડવા માંટે વપરાય છે; મૂળનું સૂક્ષ્મ ચૂર્ણ 'ઑપ્થેલ્મીયા'માં આંખમાં નાખી શકાય છે. મધુપ્રમેહમાં મૂળનું ચૂર્ણ ઠંડા દુધ સાથે આપવામાં આવે છે. વીર્યસ્રાવમાં મૂળનું ચૂર્ણ સફેદ શીમળાના મૂળની છાલ સાથે સાકર અને દુધ સાથે આપવામાં આવે છે. ( ડીમક )

આ છોડના મૂળના ઉપયોગ માટે રૂહીડે પ્રથમ ધ્યાન ખેંચ્યું અને તે ઑપ્થેલ્મીયા ઉપર ચોપડવામાં સારાં છે એમ જણાવ્યું.

કફ અને અંડશોથ ( orchitis )ના રોગોમાં દોડીને સંતાલ લોકો વાપરે છે. ( રેવ. કેમ્પબેલ. )

ઉલ્લેખ—વ. શા. પા. ૪૬૦; રૂ. નિ. પા. ૬૩; N. p. 185; Watt IV. p. 261; Indi Medi Plants. p. 821.

## ૨૫૬ સોમ.

સમગ્ર આર્યજાતિના ગૌરવરૂપ ઋગ્વેદમાં સોમનું વર્ણન આવે છે. ઋગ્વેદનું નવમું મંડલ કેવળ સોમના ઉલ્લેખોથી જ ભરેલું છે. યજ્ઞાદિ કર્મો વખતે સોમરસનું પાન પહેલાં કરવામાં આવતું હતું. સોમરસ પીધાથી આનંદ આવતો હતો અને તેથી જ તેના અદ્દભુત ગુણો ઉપર ઋષિમુનિઓ ફીદા થયા હતા.

પારસીઓના પ્રાચીન ધર્મશાસ્ત્ર ઝંદઅવસ્તામાં હોમ નામના પદાર્થનો અનેક સ્થળો ઉપર ઉલ્લેખ આવે છે. પ્રાચીન પારસીગણ યજ્ઞયાગમાં હોમનો ઉપયોગ કરતો હતો. વૈદિક ગ્રંથોમાં જે પ્રમાણે સોમરસના ગુણોનો ઉલ્લેખ આવે છે તેવો જ ઉલ્લેખ ઝંદ-અવસ્તામાં પણ આવે છે એમ વિદ્વાનોનું કહેવું છે. જેમ 'સપ્તસિંધુ' ઉપરથી 'હપ્તહિંધુ' નામ પડયું છે, અર્થાત્ પારસીઓએ ઘણીયે વખત 'સ'નો ઉચ્ચાર 'હ'માં પલટયો છે તેમ વૈદિક 'સોમ' ઉપરથી જ આ 'હોમ' શબ્દ પણ પડેલો જણાય છે.

આયુર્વેદગ્રંથો ઉપરથી સોમનો નિશ્ચય થઇ શકે એમ છે. ચરકે સોમને 'ओषधिराजः' કહ્યો છે. સુશ્રુતે પણ સોમને ઔષધિઓનો રાજા કહેલો છે-'ओषधीनां पतिः'. સુશ્રુતસંહિતામાંથી સોમનું વર્ણન સારૂં મળે છે—

ब्रह्मादयो ऽसृजन् पूर्वममृतं सोमसंज्ञितम् ।
जरामृत्युविनाशाय विधानं तस्य वक्ष्यते ॥

सुश्रुत. चि. २९-१.

અર્થાત્ બ્રહ્માદિ દેવતાઓએ અમૃતસમાન ગુણવાળી સોમસંજ્ઞક ઔષધિને જરા અને મૃત્યુના વિનાશ માટે ઉત્પન્ન કરેલી છે. આવી અમૃતસમાન ગુણ-વાળી ઔષધિની ઋષિઓએ બહુ જ સાવધાનતાથી રક્ષા પણ કરેલી છે; એટલે સુધી કે શૂદ્રોએ તેનો સ્પર્શ ન કરવો. " शूद्रवर्जं त्रिभिः वर्णैः सोम उपयोक्तव्यः । " સુશ્રુત. ચિ. અ. ૨૯. શૂદ્ર સિવાય ત્રણ વર્ગો સોમનો ઉપયોગ કરી શકે એવી આજ્ઞા છે.

પૌરાણિક સાહિત્યમાં પણ સોમનો ઉલ્લેખ છે. સાધારણ રીતે પુરા-ણોમાં 'સોમ'નો અર્થ ચંદ્રમા જ કરેલો છે, પણ 'સોમલતા'નો ઉલ્લેખ પણ જોવામાં આવે છે:—

नक्षत्रग्रहविप्राणां वीरुधाश्चाप्यशेषतः ।
सोमराज्यै ददौ ब्रह्मा यज्ञानां तपसामपि ॥

અર્થાત્ લતાસમૂહના રાજા તરિકે સોમને ઓળખાવેલી છે એવું વિષ્ણુ-પુરાણમાં કહેલું છે. तच्च सोमं पपुः देव पर्यायेनानुपूर्वशः । पिबंति विमलं सोमं विशिष्टा तस्य या कला ॥ ( વિષ્ણુપુરાણ. )

### સોમલતાનું વર્ણન—

सर्वेषामेव सोमानां पत्राणि दश पञ्च च ।
तानि शुक्ले च कृष्णे च जायन्ते निपतन्ति च ॥ २०
एकैकं जायते पत्रं सोमस्याहरहस्सदा ।
शुक्लस्य पौर्णमास्यां तु भवेत् पञ्चदशच्छदः ॥ २१
शीर्यते पत्रमेकैकं दिवसे दिवसे पुनः ।
कृष्णपक्षक्षये चापि लता भवति केवला ॥ २२
सर्वं एव तु विज्ञेयाः सोमाः पञ्चदशच्छदाः ।
क्षीरकन्दलतावन्तः पत्रैः नानाविधैः स्मृताः ॥ २९

અર્થાત્ દરેક જાતની સોમને ૧૫ પાન હોય છે. શુકલપક્ષમાં હમેશાં અકેકું પાન નવું બેસે છે. પડવાને દિવસે ૧, બીજને દિવસે ૨, એમ વધતાં વધતાં પૂર્ણિમાને દિવસે ૧૫ પાન આવેલાં હોય છે. વળી પાછાં કૃષ્ણપક્ષના પડવાથી ૧–૧ પાન હમેશ ખરવા લાગે છે અને આખરે અમાવાસ્યાને દિવસે બીલકુલ પાન વિનાની કેવળ લતા જ રહે છે. દરેક સોમની જાતને ૧૫ પાન હોય છે. તે દુધવાળી હોય છે, નીચે કંદવાળી હોય છે—લતા હોય છે. દરેકનાં પાન વિવિધ તરેહનાં હોઈ શકે છે. સુશ્રુત. ચિ. ૨૯–૨૦ થી ૨૯

कृष्णे पक्षे प्रगलति दलं प्रत्यहं चैकमेकम् ।
शुक्लेऽप्येवं प्रभवति पुनः लंबमाना लता स्यात् ॥
तस्याः कन्दः कलयतितरां पौर्णिमायां प्रभाते ।
बद्धा सूतं कनकसहितं देहलोहं विधत्ते ॥
इयं सोमकला नाम्नी वल्ली परमदुर्लभा ।
अनया बद्धसूतेन्द्रो लक्षवेधी प्रजायते ॥

॥ रससार ॥

ઉપરનું વર્ણન બરાબર સુશ્રુતના વર્ણન પ્રમાણે જ છે. સોમ પારદબંધન કરનાર છે એમ કહેલું છે.

## સોમલતાના પ્રકાર—ભેદ.

एक एव खलु भगवान् सोमः स्थाननामाकृतिवीर्यविशेषैः चतुर्विंशतिधा भिद्यते ॥ सुश्रुत. चि. २९—४.

અર્થાત્ સોમની ૨૪ જાતો સુશ્રુતે ગણાવી છે. સ્થાનભેદથી, નામભેદથી અને આકૃતિભેદથી તેના ૨૪ ભેદો દર્શાવવામાં આવ્યા છે એ યાદ રાખવું જોઈએ. 'રસસાર'માં સોમવલ્લીના બે ભેદો જણાવેલા છે:—सोमवल्ली द्विधा ज्ञेया श्वेता रक्ता सकन्दका । रसो रक्तो भवेद्यस्याः तिथिसंख्यादलानि च ॥

અર્થાત્ શ્વેતકંદવાળી અને રક્તકંદવાળી—આવા બે ભેદો સોમના 'રસસાર'માં ગણાવ્યા છે. તેનો રંગ લાલ હોય છે અને પાન તિથિઅનુસાર વધે છે ઈત્યાદિ. 'विशेषतः तु वल्लीप्रतानक्षुपादयः सोमा भक्षयितव्याः' અર્થાત્ વેલા, લતા, છોડ વિગેરે જાતો સોમની થાય છે છતાં સાધારણ રીતે સોમલતા કહેવાય છે એ યાદ રાખવા જેવું છે.

## સોમલતાની ઉત્પત્તિ અને સ્થલ.

સોમની ઉત્પત્તિ વિષે વિવિધ જાતની માન્યતાઓ હયાતિમાં છે. ઋગ્વેદમાં ૧—૯૦—૨ અને ૩—૪૩—૯ દેખવાથી સમજાય છે કે આ સોમને સ્વર્ગમાંથી શ્યેનપક્ષીએ આણી છે. વરૂણે સોમને કોઈ પર્વત ઉપર સ્થાપિત કરી હતી અને ત્યાંથી શ્યેનપક્ષી તેને લઈ આવ્યું. અહિં આગળ પર્વતનું નામ નથી; પણ અનુમાનથી આપણને જાણવાનું મળે છે કે તે પર્વત મુંજવાન્ હશે. ઋગ્વેદ ૧૦—૩૪—૧ માં "सोमस्येव मौञ्जवतस्यभक्षः" આ પાઠથી સમજાય છે કે સોમ પહેલવહેલાં મુંજવાન્ પર્વત ઉપર ઉત્પન્ન થઈ હતી. મુંજવાન્ પર્વતનો ઉલ્લેખ નિરૂક્તકારે પણ કરેલો છે.

ઋગ્વેદ ૯-૮૨-૩ અને અથર્વવેદ ૧૯-૬-૧૬ માં " राज्ञः सोमस्याजायन्त जातस्य पूरुषादधि " અર્થાત્ યથાક્રમે સોમ પર્જન્ય અને પુરૂષથી ઉત્પન્ન થયેલી છે.

સોમલતા ભારતવર્ષમાં સર્વત્ર થતી ન હતી. ઋગ્વેદ અને સામવેદમાં શર્યનાવત્ હ્રદ ( સાયનાચાર્ય કહે છે કે શર્યનાવત્ નામક સરોવર કુરૂક્ષેત્રની નીચે છે ) આગળ, સરસ્વતીપ્રભૃતિ નદી અને આર્જીક પ્રદેશમાં સોમ થતી હતી એવો ઉલ્લેખ મળી આવે છે. ( આર્જીકીયા નદી ઉપરને પ્રદેશ એજ આર્જીક એમ કેટલાક માને છે. કેટલાક આર્જીકીયા નદીને હાલમાં ' વિતસ્તા ' તરિકે ઓળખાવે છે. સાયનાચાર્ય કહે છે કે " ऋजी दूरभवा आर्ज्जीकदेशाः तेषु " અર્થાત દૂર દૂરના પ્રદેશોમાં. ) " यथा शार्य्यनावति सोममिन्द्रः पिबतु वृत्रहा " અર્થાત્ હે ઇન્દ્ર ! વૃત્રને હણુનાર શર્યનાવત્ નામના સરોવરમાં ઉત્પન્ન થયેલી સોમનું તું પાન કર. ' अर्ज्जीकात् सोममीढ्वः ' અર્થાત્ હે સોમ ! તું અર્જીક નામના દેશથી આવી છે.

હવે સુશ્રુતસંહિતા તરફ વળીએ. સુશ્રુત સ્થાનનિર્દેશ કરતાં નીચે પ્રમાણે લખે છેઃ—

हिमवत्यर्बुदे सह्ये महेन्द्रमलये तथा ।
श्रीपर्वते देवगिरौ गिरौ देवसहे तथा ॥ २७
पारियात्रे च विन्ध्ये च देवसुन्दे ह्रदे तथा ।
उत्तरेण वितस्तायाः प्रवृद्धा ये महीधराः ॥ २८
पञ्च तेषामधो मध्ये सिन्धुनामा महानदः ।
हठवत्प्लवते तत्र चंद्रमाः सोमसत्तमः ॥ २९
तस्योद्देशेषु चाप्यस्ति मुंजवानंशुमानपि ।
काश्मीरेषु सरो दिव्यं नाम्ना क्षुद्रकमानसम् ॥ ३०

सुश्रुत. चि २९-२७ थी ३०

અર્થાત્ હિમાલય, આબુ, સહ્યાદ્રિ, મહેન્દ્ર, મલય, શ્રી પર્વત, દેવગિરિ, દેવસહ, પારિયાત્ર, વિન્ધ્ય, દેવસુન્દ વિગેરે પર્વતો ઉપર; વિતસ્તા નદીની ઉત્તરમાં આવેલા પહાડો ઉપર; સિંધુ નદીના કિનારા ઉપર અને કાશ્મીર-વિગેરે સ્થાનોમાં સોમ ઉત્પન્ન થાય છે. ( સુશ્રુત ચિ. ૨૯-૨૭ થી ૩૦ ).

આ બધા ઠેકાણે સોમ હોવા છતાં પણ તેને કેવળ ધર્માત્માઓ જ જોઇ શકતા હતાઃ—

न तान् पश्यन्ति अधार्मिष्ठाः कृतघ्नाश्चापि मानवाः ।
भेषजद्वेषिणश्चापि ब्राह्मणद्वेषिणस्तथा ॥

सुश्रुत. चि. २९-३२

અર્થાત્ ધર્મહીન, કૃતઘ્ન, ઔષધનો દ્વેષ કરનાર અને બ્રાહ્મણનો દ્વેષ કરનાર માણુસો સોમને જોઈ શકતા નથી. આ જમાનાના લોકો વેદોક્ત સોમનો પત્તો લગાવી શકશે ?

## સોમરસ સેવનવિધિ.

કોઇ પણ રસાયન લેતા પહેલાં જે પંચકર્મ વિગેરેથી શુદ્ધિ કરવાનું કહેલું છે તે પ્રમાણે સ્નેહ, સ્વેદ, વમન, વિરેચન, આસ્થાપન વિગેરે પંચકર્મથી શુદ્ધ થઇ, સારૂં મુહૂર્ત વિગેરે જોઇને 'ત્રિવૃતાગાર' અથવા ગર્ભકુટીરમાં પ્રવેશ કરવો. સોમકંદને સોનાની સોયથી–सुवर्णसूच्या–ફાડવો અને તેમાંથી જે રસ ઝરે તે સોનાના વાસણમાં ઝીલી લેવો. એક અંજલિ ( =કુડવ=૧૬ તોલા. ડલ્હણ ) જેટલો રસ લેવો; અને તે તુરતજ ચાખ્યા સિવાય પી જવો. આ પછી ઉત્તમ મિત્રોથી વીંટળાયલો માણુસ યમનિયમથી પોતાનાં મનને વશ કરી બહુ જ ઓછું બોલવાની ટેવ રાખી ( वाग्यतः ) કુટીરની અંદર લહેરથી રહે. આ કુટીપ્રાવેશિક રસાયન છે. અંદર ઝુંપડીમાં જ રહેવું. જરા પણ બહાર ન જવું. પવિત્ર વિચારો સેવવા અને પવિત્ર જીવન ગુજારવું. તન્મય થઇ જવું–સોમમાં જ ભાવના રાખવી.

રાત્રિએ શાંતિમંત્ર શ્રવણ કર્યા પછીથી કુશની પથારીમાં કાળા મૃગનું ચામડું ઉપર બિછાવીને મિત્રોથી વીંટાઇને ત્યાં સૂઇ રહેવું. તરસ લાગે તો ઠંડું પાણી પીવા આપવું. બીજે દિવસે સવારમાં પ્રાતઃકાલે ઉઠી શાન્તિમંત્ર શ્રવણ કરી, ગાયનો સ્પર્શ કરી ત્યાંને ત્યાં બેસી રહેવું. સોમરસ પચી જશે એટલે ઉલટી થશે. ઉલટીમાં લોહી, કૃમિ વિગેરે જણાશે. રાત્રે ઉકાળીને ઠંડુ કરેલું દુધ પીવા આપવું. ત્રીજે દિવસે કૃમિવાળો ઝાડો થશે. આને લીધે બધા દોષોથી મુક્ત થઇને તેનું શરીર શુદ્ધ થઇ જશે ( अनिष्टप्रतिग्रहमुक्तप्रभृतिभिः विशेषैः मुक्तः शुद्धतनुर्भवति ॥ ). રાત્રિએ સ્નાન કરાવીને દુધ પીવા આપવું, અને રેશમી વસ્ત્ર બીછાવેલી શય્યામાં સુવડાવવો. ચોથે દિવસે તે માણુસને સોજા ચઢશે, અને આખા શરીરમાંથી કૃમિ નીકળવા લાગશે. તે દિવસે પથારીમાં ધૂળ પાથરીને તે ઉપર દિવસે તેને સુવડાવવો. રાત્રિએ પહેલાંની માફક ઉકાળીને ઠંડુ કરેલું દુધ પીવા આપવું. આવી રીતે પાંચમા અને છઠ્ઠા દિવસે પણ કરાવવું. બન્ને વખત કેવળ દુધ એકલું જ પીવા આપવું. સાતમે દિવસે તે માણુસ માંસ, ચામડી અને હાડકાં વગરનો ( માત્ર નામનાં જ અવશેષ રહેલાં ) કેવળ સોમરસના પ્રતાપથી જ શ્વાસ લઇ શકતો હશે. તે દિવસે સ્હેજસાજ ગરમ દુધની ધારાવડે તેને નવરાવવો અને શરીર ઉપર તલ, જેઠીમધ, ચંદન વિગેરેનો લેપ કરવો. ખોરાકમાં કેવળ દુધ જ પાવું. આઠમે

દિવસે સવારમાં વહેલા તેને સ્હેજ ગરમ દુધથી સ્નાન કરાવવું, ચંદન વિગેરેનું શરીરે લેપન કરવું. દુધ પાઇને ધૂળ પાથરેલી પથારીમાંથી ઉંચકીને અળસીનાં વસ્ત્ર બીછાવેલી શય્યામાં સુવાડવો. આ પછી માંસ વધવા લાગશે, કરચલી પડેલી ચામડી ફાટવા લાગશે, દાંત નખ અને રૂવાંટાં ખરી જશે. નવમા દિવસથી તેને હમેશાં અણુતેલનું અભ્યંગ કરવું અને ખેરની છાલના ક્વાથનો પરિષેક ( સ્નાન ) કરાવવો. આવી રીતે સોળમા દિવસ સુધી કરવું. સત્તરમે કે અઢારમે દિવસે અણીઓવાળા, સ્નિગ્ધ, હીરા જેવા, લસણીયા મણિ જેવા, સ્ફટિક જેવા, સરખા, મજબુત અને પ્રબલ શક્તિવાળા નવા દાંતો ઉત્પન્ન થશે. ત્યારથી માંડીને પચીસમા દિવસ સુધી જુના રાતા ચોખાની દુધમાં બનાવેલી યવાગૂનું સેવન કરાવવું. છવીસમા દિવસથી એ માણુસને બન્ને વખત દુધની સાથે રાતા ચોખાના કોમળ ભાતનું સેવન કરાવવું. તે દિવસથી એ માણુસને પરવાળા જેવા લાલ, ગોકળગાય જેવા લાલચોળ તથા ઉગતા સૂર્યના જેવી કાંતિવાળા નવા મજબુત નખો ઉત્પન્ન થશે; સ્નિગ્ધ અને સ્થિર લક્ષણોવાળા નવા કેશ ફુટશે; ભુરૂં કમળ, અળસીનાં ફુલ અને લસણીયા મણિના જેવા પ્રકાશવાળી ચાંમડી થશે. મહીનો પૂરો થયા પછીથી તેના કેશ મુંડાવી નાખવા. મુંડન કરાવ્યા બાદ વાળો, ચંદન, કાળા તલ-આટલાનો કલ્ક માથા ઉપર ચોપડવો અથવા દુધથી સ્નાન કરાવવું.

સાત રાત વ્યતીત થયા પછી એ માણુસને ભમરા અને સુરમાના જેવા કાળા, વાંકા અગ્રવાળા અને સ્નિગ્ધ ( સુંવાળા ) એવા વાળ ઉત્પન્ન થાય છે. ત્રણ રાત વીતવા દઈ ચોથા દિવસે તે માણુસને છેલ્લા અંદરના ઘરમાંથી બહાર લાવી બે ઘડીવાર ઉભા રાખીને પાછો અંદર પેસાડી દેવો. ત્યારથી એ માણુસને બલાતૈલનું અભ્યંગ હમેશાં કરવું, ઉદ્વર્તન માટે જવનો લોટ ઘસાવવો, પરિષેચન માટે ગરમ દુધ યોજવું, મલિન અંગને ધોવા માટે ( ઉત્સાદન માટે ) અજકર્ણ ( રાળનું મોટું ઝાડ )નો કષાય આપવો, સ્નાન માટે વાળાથી સુગંધિત કરેલું કુવાનું જળ આપવું, લેપ માટે ચંદન આપવું, ભોજન માટે આંબળાંના રસમાં મિશ્રિત કરેલા જાતજાતના યૂષો તથા દાળો આપવાં, યૂષો વિગેરેમાં નાખવા માટે દુધથી તથા જેઠીમધથી પકાવેલું કાળા તલનું તેલ આપવું. આ પ્રમાણે દશ રાત સુધી કરાવવું. આવી જ રીતે પછી બીજી દશ રાત છેલ્લા ઘરમાંથી તેની પહેલી ઓસરીમાં લાવીને તે પ્રમાણે જ તે માણુસને વર્તાવવો. તે પછી ત્રીજી દશ રાત બીજી ઓસરીમાંથી ત્રીજી ઓસરીમાં લાવીને તેના મનની સ્થિરતા કરાવતાં તે પ્રમાણે જ વર્તાવવો. આ ત્રીજા દશ દિવસમાં તે માણુસને જરાજરા તડકાનું અને પવનનું સેવન કરાવવું. વળી પાછું અંદર પ્રવેશ કરાવવો. આ મુદતમાં તે માણુશે અરીસામાં

પોતાનું મ્હોં જોવું નહિ કારણકે તેથી પોતાના નવીન દેહનું અભિમાન અને કામ વિગેરે ઉત્પન્ન થશે. તે પછી ચોથી દશ રાત્રિ સુધી ક્રોધાદિકનો ત્યાગ કરવા કહેલું. આવી જ રીતે બધી જાતના સોમોનો ઉપયોગ કરવો.

સુશ્રુત ચિ. સ્થા. અ. ૨૯–૧૨

## સોમરસના ગુણ.

સોમરસ એ માદક પદાર્થ છે. પણ બીજા માદક પદાર્થોમાં જે દોષો છે તે આમાં નથી. સોમરસનું પાન કરવામાં કોઇ પણ જાતનો ગેરફાયદો તો નથી જ. ઋગ્વેદમાં અમરત્વવિધાયક મદ 'ज्येष्ठममर्त्यं मदम्' શ્રેષ્ઠ છે એમ કહેલું છે. સાયનાચાર્યે પણ 'सोमपानजन्यो मदो मदांतरवत् मारको न भवतीत्यर्थः' એમ કહેલું છે. ઋગ્વેદનું નવમું મંડલ આખું સોમના વર્ણનથી જ ભરપુર છે. ઋગ્વેદમાં એનાં ગુણગાન પણ ઠીક ગવાયલાં છે. સોમ બલ, વાગ્શક્તિ, સ્ફૂર્તિ અને મનને આનંદ આપનાર છે; પાણ્ડિત્યશક્તિ આપનાર છે–'पदवीः कवीनाम्', દરેક જાતની વ્યાધિઓને દૂર કરનાર છે–'तदातुरस्य भैषज्यं'–અર્થાત્ ઉત્કટ રોગોથી પીડિત પુરૂષોને સુખ દેનાર છે. આવા આવા ઘણાયે ગુણો તેના લખેલા છે. વિધિપૂર્વક પાન કરવાથી અમરત્વ મળે છે એટલે સુધી તેનાં ગુણગાન વિસ્તર્યા છે. સુશ્રુતમાં તેની ફલશ્રુતિ નીચે પ્રમાણે આપવામાં આવેલી છેઃ—

ओषधीनां पतिं सोममुपयुज्य विचक्षणः ।
दशवर्षसहस्राणि नवां धारयते तनुम् ॥ १४

नाग्निः न तोयं न विषं न शस्त्रं नास्त्रमेव च ।
तस्यालमायुःक्षपणे समर्थाश्च भवन्ति हि ॥ १५

भद्राणां षष्टिवर्षाणां प्रस्तुतानामनेकधा ।
कुंजराणां सहस्रस्य बलं समधिगच्छति ॥ १६

क्षीरोदं शक्रसदनमुत्तरांश्च कुरूनपि ।
यत्रेच्छति स गन्तुं वा तत्राप्रतिहता गतिः ॥ १७

कंदर्प इव रूपेण कान्त्या चन्द्रमिवापरः ।
प्रह्लादयति भूतानां मनांसि स महाद्युतिः ॥ १८

साङ्गोपाङ्गांश्च निखिलान् वेदान् विन्दति तत्त्वतः ।
चरत्यमोघसंकल्पो देववच्चाखिलं जगत् ॥ १९

सुश्रुत. चि—२९.

## સોમનો પત્તો.

સુશ્રુતમાં અનેક જાતો સોમની ગણાવી છે અને કેટલીક જાતોનો પરિચય પણ આપ્યો છે. જેમકે अंशुमान् आज्यगंधस्तु कन्दवान् रजतप्रभः। कदल्याकारकन्दस्तु मुंजवान् लशुनच्छदः ॥ चंद्रमाः कनकाभासो जले चरति सर्वदा। ઈત્યાદિ. સ્થળ, આકૃતિ વિગેરે આપેલું છે તે પ્રમાણે હવે શોધ કરવામાં આવે તો સોમનો પત્તો લાગે તો ખરો જ.

મુંબાઈના વૈદ્યધન્વંતરિ રામાનુજદાસ આયુર્વેદપંચાનને નીચેની હકીકત લખેલી છેઃ—"અમે સંવત ૧૮૫૨ ના જ્યેષ્ઠ માસમાં શ્રી બદ્રીનારાયણ ગયા હતા. ત્યાંથી સત્યપથ યાત્રા કરવા ગયા. ત્યાંના જંગલનો ભોમીયો એવો એક જંગલી અમોએ રસ્તામાં સાથે લીધેલો. સતપથના ત્રણે કુંડ દેખીને રાતના અમો શ્રી રંગાચાર્યજીની ગુફામાં ગયા. અમે ચાર પુરૂષો હતા. ત્યાંથી આગળ ચાર માઇલ દૂર આવેલા સૂર્યકુંડ સુધી જવા માટે અમો ઉપડયા. બે માઈલ પહોંચ્યા હશું એટલામાં અમો ચારેય બેશુદ્ધ બની ગયા અને મ્હોમાં અગન અગન બળવા લાગી, આખે શરીરે શીત વળી ગઈ. ત્યાં આગળ લાકડાં ન હતાં કે જેથી અગ્નિ સળગાવી તાપ આપવામાં આવે. તે દિવસે એકાદશી હતી. અમારો જંગલી ભોમીયો તુરત જ સોમવલ્લીનાં ૧૧ પાન લઇ આવ્યો અને ચોળી, મસળીને તેનો રસ અમારા મ્હોમાં નાંખ્યો. એ રસ અત્યંત ખટમધુરો અમૃત સમાન હતો. એ રસ પીવાથી અમો તુરત જ ચૈતન્યમાં આવી ગયા એટલે એ પહાડી બોલ્યો કે 'અબ પીછે ચલો નહિ તો મર જાઓગે.'

સોમવલ્લીનાં પાતરાં વડના જેવાં પણ સ્હેજ પાતળાં અને લાંબાં હતાં. સોમવલ્લીની લતા ૧ હાથ લાંબી હતી. કોઇમાં શક્તિ હોય તો જાઓ અને એને જુઓ."*

## આધુનિક સોમ.

(૧) સાંઢીયાવેલ, ચીરોડીને કેટલાક 'સોમલતા' કહે છે. લેટીન નામ Sarcostemma brevistigma. N. O. Asclepiadeæ. [ વ. શા. પા. ૪૬૧; ફ઼. નિ. પા. ૫૭૩; Watt VI. part II p. 477; Indi. Medi. Plants. 822. ]

(૨) પારસી લોકોનો "હોમ". હોમ (ઇરાન, અફઘાનિસ્તાન); સીંગડીયો ( કચ્છ ); Periploca aphylla. N. O. Asclepiadeæ. [ Indi. Medi. Plants p. 808; વ. શા. પા. ૪૬૨. ]

---

* આ વાત "વનૌષધિપ્રકાશ" નામની હિંદી વૈદક માસિકપત્રિકા ( Vol 2. no. 3 ) માં આપેલી છે.

(૩) Ephedra vulgaris. N. O. *Gnetaceæ.* ફ્રોક (સતલજ); ખંડ, ખમ ( કુનાવર ); અમ્સાનીયા, ચેના ( પંજાબ ). (Indi. Medi. Plants p. 1224. )

ડૉ. એચીસન અને ડૉ. જોસેફ બફ્રુમુલર જેવા આનેજ ખરી સોમ માને છે. Ephedra જીનસની બીજી બે ત્રણ જાતો પણ સોમ તરિકે ઓળખાય છે. Ephedra pachyclada એ જ સોમ ખરી છે એમ વિદ્વાનોનું માનવું છે.

અફઘાન ડેલીમીનેશન કમીશન સાથેના તેના રીપોર્ટમાં ડૉ. એચીસન જણાવે છે કે હરિ-રૂદ ખીણમાં Ephedra pachycladaને હુમ્, હુમ, ચેહમ વિગેરે નામોથી ઓળખવામાં આવે છે. ડૉ. એચીસન જણાવે છે કે ઉપરોક્ત છોડ ઠેઠ ઉત્તર બલુચિસ્તાનથી તે હરિ-રૂદ ખીણના આખા માર્ગમાં અને ઠેઠ ઇરાન સુધીના ડુંગરાઉ પ્રદેશોમાં (gravelly soil) બહુ જ સાધારણ થાય છે. ઇફેડ્રાની બીજી એક જાત ( Ephedra foliata ) 'હુમ્-ઇ-બંદાક, નામથી જાણીતી છે એમ ડૉ. એચીસન જણાવે છે.

પણ પ્રશ્ન તો એ થાય છે કે પારસી લોકો 'હોમ' નામથી જે ઔષધિનો નિર્દેશ કરે છે તે અને પ્રાચીન સંસ્કૃત લેખકોની સોમ-એ બે શું એક જ વસ્તુ છે કે જુદી જુદી? પ્રૉ. મૅક્ષમુલર ૧૮૮૪ ના 'ઍકેડેમી,' નામના માસિકમાં લખે છે કે-"વેદોમાં તેમ જ અવસ્તામાં-બન્નેમાં સોમનો ઉલ્લેખ છે એ વાત ઘણી જ જાણીતી છે." પંડિત મૅક્ષમુલર આગળ ચાલતાં જણાવે છે કે-"આ છોડને વાટતાં તેમાંથી સારો રસ હાથ આવતો. આ રસને થોડીક વાર રાખી તેમાં ઉભાણ (fermentation) આવવા દઇ તેમાં દુધ, મધ નાખીને પીવામાં આવતો. દુધ અને મધના મિશ્રણથી પીણું બહુ જ સ્વાદિષ્ટ બનતું અને સુરા ( intoxicating beverage ) જેવી અસર નીપજાવતું. આ સોમરસનો વેદોમાં તેમજ અવસ્તામાં યજ્ઞનિમિત્તે છુટથી ઉપયોગ કરવામાં આવતો. પણ સોમ એ કેવી જાતનો છોડ છે? એ પ્રશ્ન અનેક પંડિતોએ ઉઠાવ્યો છે. હાલમાં યજ્ઞ કરનારાઓ જણાવે છે કે પ્રાચીન સોમ હાલમાં મળતી નથી એટલે તેના બદલામાં બીજી પ્રતિનિધિ ઔષધિ વાપરવામાં આવે છે. ડૉ. હૉગ આવા એક યજ્ઞ વખતે હાજર રહેલા અને તેમને આ રસ પીવા માટે આપવામાં આવેલો. ડૉ. હૉગે જણાવેલું છે કે તે રસનો સ્વાદ ઘણો જ ખરાબ હતો. સૂત્રગ્રંથોમાં તેમજ બ્રાહ્મણગ્રંથોમાં પણ ઉલ્લેખ છે કે ખરી સોમ મેળવવી એ બહુ જ મુશ્કેલ છે, એટલે કે એ પ્રાચીન સમયમાં પણ સોમને બદલે કોઈ પ્રતિનિધિથી ચલાવવામાં આવતું હતું. અને જ્યારે

સોમ લાવવામાં આવતી ત્યારે એ ઉત્તર તરફના જંગલીઓ પાસેથી જ મેળવવામાં આવતી હતી અને તે પણ ઘણા જ વિચિત્ર સંજોગોમાં–એ યાદ રાખવું ઘટે છે." ડૉ. મૅક્ષમુલર પ્રાચીન સોમ વિષે બોલતાં આગળ જણાવે છે કે "જર્મન ઓરીએન્ટલ સોસાયટીના જરનલમાં મ્હેં ૧૮૫૫ માં આ છોડ વિષે ઉલ્લેખ કરેલો છે. ઉત્તર તરફના જંગલીઓ પાસેથી આ છોડ કેવી રીતે મેળવવામાં આવતો એ વિષેના વિચિત્ર નિયમો–જે 'આપસ્તંબ–યજ્ઞ–પરિભાષા'માં જણાવેલા છે–તેનો ઉલ્લેખ કર્યા બાદ મ્હેં નીચે એક નોટ ઉમેરેલી છે–"વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ સોમનું વર્ણન ( Botanical description ). જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી તો, આયુર્વેદ ઉપરથી.' ધૂર્તસ્વામીભાષ્યટીકા 'માં જ પહેલ વહેલું જણાય છે. આ વર્ણન નીચે મુજબનું છે–' સોમલતા રંગે કાળી છે, સ્વાદમાં ખાટી છે, પાંદડાં વિનાની છે, દુધવાળી છે, ઉપરની સપાટી જોતાં માંસલ ( fleshy ) છે. સોમલતા કફઘ્ન છે, વમનકૃત છે અને બકરાં તેને ખાય છે.' સર જે. ડી હુકરના મત પ્રમાણે મ્હેં આમાં ઉમેર્યું છે કે આ વર્ણન જોતાં તો ( સાંઢીયા વેલ ) Sarcostemma એકલીને જ તે લાગુ પડે છે. સ્વાદમાં ખાટી અને દુધવાળી એવી વનસ્પતિઓ મોટે ભાગે Sarcostemma ના વર્ગની જ હોય છે. પણ સારકોસ્ટેમાને સોમ નહિ માનવાનું એક પ્રબલ કારણ મ્હને એ જણાય છે કે Sarcostemma મુંબાઈ ઇલાકામાં બહૂ જ જણાય છે, જ્યારે સોમ તો ઉત્તર તરફના પ્રદેશની ઔષધિ હતી. આયુર્વેદનો કાલનિર્ણય હું નથી ઠેરવી શકતો, પણ એથી પહેલાંના સમયમાંથી સોમનું વર્ણન શોધી કાઢવું એ મુશ્કેલ છે એ વાતની તો મ્હને લેશ પણ શંકા નથી જ."

જ્યારે સૂત્રગ્રંથો અને બ્રાહ્મણગ્રંથો જેવા પ્રાચીન ગ્રંથોમાં પણ સોમની પ્રતિનિધિ ઔષધિનો વ્યવહાર કરવામાં આવેલો, ત્યારે શું આયુર્વેદમાં વર્ણવેલી સોમનું વર્ણન એ પ્રતિનિધિ ઔષધિ ઉપરથી તો નહિ લેવામાં આવ્યું હોય? Sarcostemma આ દેશમાં બધે થતી નથી. દક્ષિણ ભારતમાંથી જ તેને બીજા ભાગવાળાઓએ મંગાવવી જોઇએ. Sarcostemma સાથે સોમનું વર્ણન તો મળતું આવે છે જ. રૉક્ષબર્ગ પણ સાંઢીયાવેલ (Sarcostemma brevistigma) ને જ ખરી સોમલતા માને છે અને જણાવે છે કે સાંઢીયાવેલમાં દુધ જેવો રસ બહૂ જ હોય છે. દેશી મુસાફરો તૃષા છીપાવવા સારૂ આ સાંઢીયાવેલના કકડાને મ્હોંમાં રાખી તેનો રસ ચુસે છે. મી. દુધી ( Dudhie ) કુતરીઘાસ–કુંચીઘાસ ( Setaria glauca )નું સંસ્કૃત નામ સોમ આપે છે. હિંદુસ્તાનની વિવિધ ભાષાઓમાં ઘણી વનસ્પતિઓ માટે સોમ અથવા હોમ જેવા શબ્દો

વપરાય છે એમ તે જણાવે છે. દાખલા તરિકે બાબચી (Vernonia anthelmintica )ને સંસ્કૃતમાં सोमराज કહે છે. આવી જ રીતે Pæderia fœtida[1] ( ગંધાલી ) પણ 'સોમરાજ' તરિકે ઓળખાય છે. માંસલ શાખાઓવાળી અને દુધવાળી વનસ્પતિઓ अर्कादिगण ( N. O. Asclepiadeæ ) અથવા તો आमलक्यादि वर्ग ( N. O. Euphorbiaceæ )ની જ સંભવી શકે છે ઈફેડ્રાની જાતો ( Species ) પણ ભોંયપર પથરાતી–Sub-scandant, પાન વિનાની જ છે. પણ તેમાં દુધ નથી–પીવાથી ઉલટી થાય તેવી ખરાબ વાસવાળી પણ નથી. ઉલટી સ્વાદમાં તે સ્વાદિષ્ટ છે. પણ સાંઠીયાવેલ ( Sarcostemma )ની શાખાઓ રંગે કાળી નથી પણ લીલા રંગની ( delicate succulant green colour ) છે. હા, સૂકાતાં તે કાળી પડે છે એ વાત ખરી છે, પણ તે વખતે તો (સૂકાઇ જાય છે ત્યારે ) તેમાં જરાપણ દુધનો ભાગ રહેલો હોતો નથી. 'કાળો રંગ' એ ખરી રીતે Periploca aphylla (પારસીઓના હોમનું લેટીન નામ ને વધારે લાગુ પડે છે. પેરીપ્લોકામાં દુધ ( milky sap ) હોય છે અને ડૉ. ઐચીસન આપણને કહે છે તે પ્રમાણે ઉત્તર બલુચીસ્તાન તરફ તે ઉમ્ અથવા ઉમ નામથી પ્રચલિત છે. ઐચીસનના મત મુજબ તો Periploca Hydaspidisને Ephodra ciliata થી જુદી બતાવવી એ જ મુશ્કેલીભરેલું કામ છે; અર્થાત્ તે બન્ને લગભગ મળતી જ જણાય છે. વળી કાશ્મીર તરફ દ્રાક્ષની એક જાતને પણ ઉમ અથવા ઉમ્બર નામથી ઓળખવામાં આવે છે. કાશ્મીરથી આવતી દ્રાક્ષ હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં 'અંગુર' નામથી જ ઓળખાય છે. આ કાશ્મીરી ઉમને પણ કેટલાક સોમ ગણે છે.

આપણે ઉપર જોઇ ગયા તે પ્રમાણે તો દેશી નામો ઉપરથી સોમનો નિશ્ચય કરવા બેસવું એ કોઈપણ રીતે યોગ્ય જ નથી. ડૉ. ડીમકે પારસીઓનો હોમનો નમૂનો તપાસી જોયો હતો અને તેમણે તે Periploca aphylla કહેલો. આજ નમૂનો પછીથી 'ક્યુ' ગાર્ડનમાં મોકલવામાં આવેલો અને મી. ડબલ્યુ.

---

૧ Pæderia fœtida ( N. O. Rubiaceæ )નું મરાઠી નામ ગંધાલી, બંગાલી નામ ગંધભાદુલી છે. સ્વ. કનૈયાલાલ દવેએ હિંદીનામ ગંધાલી અને ખીપ–આપ્યું છે. સંસ્કૃતનામ **प्रसारणी** રાખ્યું છે. મુ. જયકૃષ્ણભાઇએ મ્હને કચ્છભુજમાં ખીપનો છોડ બતાવ્યો હતો. આ છોડ આકડાના વર્ગનો જ છે. એને તોડતાં એમાંથી ખરસાડીની માફક જ દુધ નીકળે છે. પણ આ ખીપ તો Leptadenia spartium ( જુઓ નૅર્ન p. 186 ) છે. સ્વ. કનૈયાલાલની 'ગંધભાદુલી' મ્હેં જોઈ નથી. આપણે તો ચાંદવેલને જ **प्रसारणी** માનીએ છીએ જ્યારે Pæderia fœtida ને સ્વ. કનૈયાલાલે **प्रसारणी** કહી છે. સોમ સાથે આ છોડને શું સંબંધ હશે કે અંગ્રેજ લેખકોએ આનો ઉલ્લેખ કર્યો છે ?

ટો. થીસેલ્ટન ડાયરે ઉત્તરમાં લખી જણાવેલું કે ' પારસીઓનો હોમ એ ખરેખર Ephedra vulgaris જ છે. ' આ ઉપરથી ડૉ. વૉટે ડૉ. ડીમક પાસે Ephedra vulgarisનો નમૂનો મોકલીને તેનું રાસાયણિક પૃથક્કરણ કરાવી જોયું અને અંતે તેમાંથી એક કટુ તત્ત્વ (Bitter principle) હાથ આવેલું જણાયલું. સુરા, મદ્ય વિગેરેની બનાવટોમાં આ કટુ તત્ત્વ ઉપયોગી છે એમ તેમનો મત હતો. આ બધા ઉપરથી તો Periploca Ephedraને જ સોમ માનવાનું કારણ વધારે મળે છે. પારસીઓ કદાચ આ બન્ને છોડો વાપરતા હશે એમ પણ અનુમાન થાય છે. એટલે Periplocaનું રાસાયણિક પૃથક્કરણ પણ કરી જોવું આવશ્યક હતું. જો તેમાંથી પણ Ephedraના જેવું જ કટુતત્ત્વ હાથ આવે તો Ephedra કરતાં Perioloca સોમને વધુ મળતી આવે છે. Periploca એ ઉત્તરહિંદુસ્તાન અને પશ્ચિમહિંદુસ્તાનની સૂકા પ્રદેશની વતની છે; અને ત્યાંથી ઠેઠ બલુચિસ્તાન, અફઘાનિસ્તાન, ઇરાન, અરબસ્તાન અને નુબીયા સુધીમાં તે કંઈ કંઇ નજરે ચડે છે. અર્કાદિ વર્ગ ( N. O. Asclepiadeæ ) ની તમામ વનસ્પતિઓ પૈકીમાંથી આ એક વનસ્પતિ એવી છે કે જે મધ્ય-એશીઆમાં ખૂબ થાય છે. આ Climbing shrub ( લતા ) છે અને જે પ્રૉ. મેક્ષમુલરના વર્ણન સાથે વધારે મળતી આવે છે. આ છોડને બકરાં ખાય છે. આના ફુલની કળીઓ ( flower buds ) સ્વાદિષ્ટ છે અને તે કાચી અથવા પકાવીને શાક તરિકે ખવાય છે. અર્કાદિગણની ઘણીખરી વનસ્પતિઓમાં વમન-કારક ગુણો રહેલા હોય છે; પણ આ ( Periploca aphylla )માં તે ગુણ નથી. Sarcostemma મધ્યએશિયામાં થતી નથી જ્યારે Periploca મધ્ય-એશિયામાં પુષ્કળ થાય છે. પણ Sarcostemma હિંદુસ્થાનના ગરમ ભાગોમાં ઠીક ઠીક જણાય છે. Periplocaને જ દક્ષિણએશીયામાંથી આવેલા આર્યોની સોમ ગણીએ તો અનુમાન થાય છે કે જે આર્યો ઠેઠ દક્ષિણભારતની સીમાઓ ' સુધી પહોંચેલા તેઓ ( દક્ષિણભારતમાં Periploca ભાગ્યે જ જોવામાં આવે છે.) ખરી સોમ મળતી ન હોવાને લીધે તેટલા જ ગુણવાળી Sarcostemmaને સોમ તરિકે ઓળખવા લાગ્યા હશે.

પ્રૉ. મૅક્સમુલરના શબ્દોમાં ફરીથી કહીએ તો ' સોમ એ ઉત્તર તરફથી જંગલીઓ દ્વારા આણેલી વનસ્પતિ હતી. તાજી તરતની તોડેલી સોમલતાને દબાવતાં તેમાંથી રસ નીકળતો હતો. એ રસમાં ઉભાણ આવે ત્યાં સુધી તેને રાખી મૂકવામાં આવતો. એ ઉભાણ આવેલો રસ મધ અને દુધ સાથે એક લહેજતદાર પીણા તરિકે ઉપયોગમાં લેવામાં આવતો. આની પીણાની માફક અસર પણ થતી હતી. '

ઉત્તર તરફથી આણેલી સોમ કાયમ માટે તાજી રહી ન શકે એ દેખીતી વાત છે; અને સૂકાયા બાદ પણ દુધ જેવો રસ ટકી રહે એવો તો એક પણ છોડ કોઇના પણ જોવામાં ભાગ્યે જ આવ્યો હશે. એટલે આની સમજુતી આમ હોય કે આર્યોએ ઉત્તર તરફના એ છોડની સૂકી ડાળીઓનો ઉકાળો કરીને તેમાં દુધ અને મધ મેળવીને ઉભાણુ આણી ઉપયોગમાં લીધો હશે. ( છોડની ડાળીઓનો જ રસ લેવાનું કહેલું છે. ) જ્યાં સુધી સ્વાદિષ્ટ મધુર પીણું ન થાય ત્યાં સુધી ઉભાણુ ચાલુ રાખવાનું હશે. આથો લાવવા માટે બીજાં ઘણાં દ્રવ્યો વાપરવાની ભલામણ આયુર્વેદમાં થયેલી છે. મોથની જાતની ઘણી જાતો ( Cyperaceous plant ) તેમ જ સંસ્કૃતમાં જેને अर्जुन કહે છે તે સાજડ-Terminalia Arjuna પણ ઉભાણુ માટે વાપરવામાં આવતાં. સંતાલ લોકો જ્યારે મધને વધારે માદક બનાવવા ઇચ્છે છે ત્યારે-સરમ હયુટુર ( Clerodendron serratum ભારંગમૂળ ) નામના છોડનો ઉપયોગ કરે છે. આકડાનું દુધ પણ આવા જ કામ માટે વપરાય છે એમ કહેવાય છે. આ બધા પછી વિદ્વાનો એવા મત પર આવે છે કે સોમલતામાં પણ ઉભાણુની શક્તિ સારી હશે અને ઉભાણુની પ્રથમ શોધ તરિકે જ (...that plant as indicating an early discovery of the art of fermentation than to seek to establish any special and peculiar plant which may have been first used.) સોમલતાની કિંમત છે અને નહિ કે તેમાં કંઇ ખાસ ધ્યાન ખેંચે એવા અદ્ભુત ગુણને લીધે. ક્રમે ક્રમે ઉભાણોપયોગી અનેક ઔષધિઓની શોધ થઈ હશે અને તેને જ પરિણામે મૂળભૂત સોમની અવગણના થઈને ઉભાણુ લાવનાર બીજી દવાઓ તેની ( સોમની ) અવેજીમાં ધર્માચાર્યોએ યજ્ઞમાં વાપરવા માંડી હશે. માદક અને લહેજતદાર પીણાંનો સ્વાદ જે ઔષધિ આપે તે ઔષધિ તરફ દરેકનું ધ્યાન જાય એ તદ્દન સ્વાભાવિક જ છે અને સોમ પણ એ કામ કરતી એટલા પુરતું જ તેનું સ્થાન હતું.

થોડા વખત પહેલાં ડા. વૉટે, ડૉ. આર. વૉન રૉથનો જર્મન ઓરીએન્ટલ સોસાઈટીના જરનલમાં આવેલો એક લેખ જોઇને, કેટલીક વિગતો ભેગી કરી હતી. કેટલાક નામાંકિત વિદ્વાનોના મત પણ ડૉ. વૉટે પુછાવ્યા હતા. એ બધાઓનો એકજ અભિપ્રાય હતો કે પ્રાચીન આર્યોનાં લહેજતદાર પીણાં (Beverage)માં સોમ પણ વપરાતી; સોમ એકલીમાંથી કદીયે લહેજતદાર પીણાં અથવા મનમોહક પીણું મળતું નહિ.[૧]

---

૧. "These will be found to support the main contention advanced above that Soma was an adjunct in the preparation of the beverage of the Ancient-Aryans but did not itself afford a sweet exhilerating fluid."

ડૉ. **ડીમકે** જણાવેલું કે-" સોમ અથવા હોમના રસમાંથી મદ્ય બનાવવા માટે તેનો ઉપયોગ કરવામાં આવતો ન હતો. દ્રાક્ષમાંથી મદ્ય બનાવવામાં આવતું અને તેમાં જ સોમરસનો થોડોક ભાગ ઉમેરવામાં આવતો. પારસી ધર્માચાર્યો (priests) જણાવે છે કે હોમ કદાપિ બગડતી નથી; બહુ વખત સુધી તે સારી રહી શકે છે. " ડૉ. રૅાથના મત અનુસાર સોમ ઝાઝો વખત સુધી રહી શકતી ન હતી એમ જણાય છે. જો આ ખરૂં માનવામાં આવે તો હોમ અને સોમ વચ્ચે વિશાલ અંતર છે એમ કબુલવું પડે.

ન્યુયૅાર્કના નામાંકિત વિદ્વાન્ ડૉ. **રાઇસે** જણાવેલું કે-" **સોમલતા** ઉપરના તમામ પેમ્ફલેટ માટે હું તમારો આભાર માનું છું. પ્રૉફેસર રૅાથના લેખો મ્હેં આ પહેલાં જ મૂળ જર્મન ભાષામાંથી વાંચેલા હતા, પણ આ પેમ્ફલેટમાં આવેલી વધારાની રીમાર્ક બહુ જ રસિક છે. હું પોતે તો સોમ એટલે સાદી **શેરડી** (Simple Sugar-cane)જ એમ માનું છું, પણ સમુદ્રની સપાટીથી અમુક ઉંચાઇએ તેમ જ બીજી વિગતોએ મ્હારૂં ધ્યાન ખાસ ખેંચ્યું છે એટલે હવે મારે તે વિચાર બદલવો પડયો છે-નહિતો છોડનું વર્ણન, તેનો સ્વાદિષ્ટ રસ, વિગેરે જોતાં તો હરકોઈ આ શેરડીને અથવા શેરડીની કોઈ જાતને જ સોમ લેખે. "

આ સૂચના સુંદર છે. પણ શેરડી મધ્ય એશીયામાંથી લાવેલા અને તેનો રસ લાંબા વખત સુધી કાયમ રહેલો એ મનાય તેવી બંધબેસતી બીના નથી લાગતી. હિંદુસ્તાનમાં શેરડીનો રસ એક મહિનામાં તો સાવ સૂકાઇ જાય છે. શેરડી મોટે ભાગે દક્ષિણ-પૂર્વ એશિઆની વતની છે એમ મનાય છે, પણ હિંદુસ્તાનમાં લાંબા વખતથી શેરડી પ્રખ્યાત છે અને શેરડીનું મૂળ ધામ હિંદુસ્તાન જ છે-એશિયા નહિ એ નિર્વિવાદ છે. એટલે શેરડી એજ સોમ એ વાત તદ્દન ઉડી જાય છે.

સદ્ગત **રાજા રાજેન્દ્રલાલ મિત્રે** ( એલ. એલ. ડી; સી. આઈ. ઇ.) હિંદુસ્તાનની સરકાર ( Government of India ) ઉપર આ વિષય ઉપર એક પત્ર લખ્યો હતો. તે વિદ્વાન લખે છે કેઃ-" વેદોના પાછલા ભાગમાં ( In the later Vedas ) સોમલતાનો રસ મદ્ય ( Beer )ની બનાવટમાં બીજાં દ્રવ્યો સાથે વપરાશમાં આવતો હતો. રસ એકલામાં માદક શક્તિ હતી જ નહિ. કાવ્યમાં 'તેઓ સોમરસ પીતા હતા '-આમ લખેલું વાંચવામાં આવે છે, પણ વેદકાલના બ્રાહ્મણગ્રંથોમાં તે એક figure of speech જેવું જ લેખાતું. જો આપણે બ્રાહ્મણગ્રંથો ઉપર આધાર રાખી તેમાં દર્શાવ્યા મુજબના સોમના મંતવ્યને કબુલ રાખીશું તો સોમની શોધખોળ માટેના પ્રયાસો જ આપણે બંધ કરવા

જોઈએ. " સ્વાદિષ્ટ રસ "–આ વિશેષણે પ્રૉ. વૉન રૅાથને ખૂબ મુંઝવણમાં નાખેલા છે, પણ કવિતામાં તો કડવા મધને પણ સ્વાદિષ્ટ કહેવામાં વાંધો નથી આવતો. "

ઉપરોક્ત લંબાણ વિવેચન 'વૉટ્સ ડીક્ષનેરી' ( વૉ. ૩. પા. ૨૪૭) ઉપરથી લીધેલું છે. સોમના નિશ્ચય માટે વિદેશી વિદ્વાનોએ જે પ્રયાસ કરેલો છે તે આપણા વિદ્વાનોને નીચું જોવડાવે એવો પ્રશંસનીય છે. અલબત્ત હજી સુધી ખરી સોમનો પત્તો તો કોઈને જ લાગ્યો નથી, પણ બુદ્ધિ–તર્ક જેટલે દૂર જઈ શકે તેટલે દૂર તેને લંબાવીને આ વિષયને વિદ્વાનોએ ઠીક ચર્ચેલો જણાય છે.

---

## ૨૫૭. ગુડમાર.

### N. O. Asclepiadeæ.

**નામો**—મધુનાશિની ( સંસ્કૃત ); ગુડમાર ( ગુજરાત ); ગુરમાર ( હિંદી ); કાવલી, વાકંડી ( મુંબાઈ ); વાખંડી, પિતાની, કાલી કરદોડી (મરાઠી); પરપત્રાહ ( દકખણ ); છોટ–દુધી–લતા (બંગાલી); મેરાશીંગી ( હિંદી અને બંગાલી ); Gymnema sylvestre–જીમ્નેમા સીલ્વેસ્ટ્રી ( લેટીન ).

**પરિચય**—ગુડમાર વિષે ઘણા વખત થયાં કેટલીક વાતો સાંભળેલી. પણ તેને પ્રત્યક્ષ જોવાનો અવસર તો જ્યારે હું ડીસેમ્બર ( ૧૯૨૬ )માં પૂ. જયકૃષ્ણભાઈને ત્યાં ગયો હતો ત્યારે જ મળેલો. તે વખતે પોરબંદરમાં મોરબીના રાજવૈદ્ય અને પ્રાતઃસ્મરણીય મહાત્મા ઝંડુ ભટ્ટજીના ભાઈશ્રી રા. રા. વિશ્વનાથભાઈ ત્યાં હતા. એક વખતે પાષાણભેદની વાત નીકળતાં પ્રસંગવશાત્ તેઓશ્રીએ કહ્યું કે " મ્હારી વાડીમાં પાષાણભેદ અને ગુડમારના ઘણાયે છોડવા છે. " મ્હેં તેઓશ્રીને વિનંતી કરી કે " એ બન્નેના છોડ અહિં આપ ન મંગાવો ? આપણે જયકૃષ્ણભાઈને બતાવીશું અને તેનો નિર્ણય પણ કરી શકીશું. " તેઓશ્રીએ બે ત્રણ દિવસમાં જ ગુડમારના ૪–૫ છોડ, પાષાણભેદ [ એ ખરો પાષાણભેદ નહતો, પણ હિંદુસ્થાનમાં જેને ઘણા પાષાણભેદ કહે છે એ જખ્મેહયાત્ અથવા ખાટખટુંબો–Byiophyllum calycinum N. O. Crassulaceæ ]ના બે ચાર છોડ, ચંદનના ઝાડનાં પાંદડાં વિગેરે મંગાવી લીધું. છોડ જોવાં વેંત જ પૂ. જયકૃષ્ણભાઈએ કહી દીધું " આ તો–Gymnema Sylvestre—જીમ્નીમા સીલ્વેસ્ટ્રી. " એનાં પાન અમને બધાને ચખાડયાં અને ઉપરથી સાકર પણ ચખાડી. સાકરનો સ્વાદ જરાપણ ગળ્યો ન લાગ્યો. અગાઉ આ પહેલાં પણ રા. રા. વૈદ્યરાજ જાદવજીભાઈ હરદ્વારથી

ગુડમારનો નમૂનો લાવેલા અને તેમાંથી થોડોક ભાગ તેમના ભાઇ સ્વ. વૈદ્યરાજ દુર્ગાપ્રસાદભાઇને આપેલો. દુર્ગાપ્રસાદભાઇએ જયકૃષ્ણભાઇને તે બતાવેલો અને ચાખતાં ખરેખર તે ગુડમાર નામને સાર્થક જ હતો તે પૂરવાર થયું હતું. એનો સૂકો નમુનો પણ તેઓશ્રી પાસે હતો. એ નમૂનો જોતાં જ એમને એ અર્કાદિ વર્ગ ( Asclepiadeæ order )નો જણાયો હતો. પુસ્તકોમાં જોતાં તેનું વર્ણન 'જીમ્નીમા' સાથે મળતું આવતું હતું. પણ એ નમૂનો સૂકો હતો અને બરાબર ઓળખી શકાય એવો નહતો એટલે મનમાં કંઈ શંકા હતી. આ તાજો લીલો નમૂનો ( છોડનું કુંડું જ હતું ) જોતાં વેંત જ બરાબર Gymnema sylvestre તે હતો એ નક્કી થયું. અમારા બધાના આનંદનો તો પાર જ ન રહ્યો. એ કુંડું હજીયે જયકૃષ્ણભાઈ પાસે છે અને મોરબીના તેમના બાગમાં રા. રા. વૈદ્યરાજ વિશ્વનાથભાઇ પાસે પણ તેના ઘણાયે છોડ છે.

વર્ણન—ગુડમારનો વેલો મોટાં ઝાડ ઉપર, વાડો ઉપર ખૂબ ઉંચે ચઢેલો જોવામાં આવે છે. વેલો હોય છે પણ મજબુત. એમાંથી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. શાખાઓ કોમળ અને ગોળાશ લેતી હોય છે. પાન ૧ થી ૨॥ ઇંચિ જેટલાં લાંબાં અને ૧। થી ૨ ઇંચિ જેટલાં પહોળાં, કેટલીક વખતે ઘણાં નાનાં, સામસામે આવેલાં હોય છે. પાન પહોળાં (ovate), મથાળે પહોળાં અને અંડાકાર હોય છે. તે તળીએ ગોળાઇ લેતાં ( કોઇક વખતે તળીએ હૃદયાકૃતિનાં ) અને મથાળે અણીવાળાં-ટુંકી અણીવાળાં હોય છે. પાનમાં નસો સ્પષ્ટ દેખાય છે. પાનની પાછલી બાજુ સ્હેજ આછી લીલી હોય છે. પાન ઉપર આછી રૂંવાંટી જણાય છે. પાન ચાવતાં સ્વાદે સ્હેજ કડવાં અને તુરાં લાગે છે. પાનની ડીંટડી ૦। ઇંચ લાંબી, રૂંવાંટીવાળી, કોમળ કે મજબુત હોય છે. ફુલ લીલાશ લેતાં પીળા રંગનાં ('Flowers yellow'-નૅર્ન સાહેબ ફુલ પીળાં કહે છે. બ્રેંડીસ અને કીર્તિકર pale yellow-'લીલાશ લેતાં પીળાં' કહે છે.) અને સુંદર હોય છે. ફુલ બહારથી લીલાશ લેતાં અને અંદરથી પીળા અને લીલા રંગનાં ( 'greenish-yellowish.'-Voigt ) અને વચ્ચોવચ સફેદ રંગ ( with a white centre )નાં હોય છે. રૉક્ષબર્ગ કહે છે કે "Flowers numerous, small, yellow, with the globular apex of the white common stigma projecting in the centre; it looks like a fine pearl set in gold." Roxburgh Flora p. 256. અર્થાત્ ફુલ અસંખ્ય, નાનાં, પીળાં હોય છે. ફુલની વચમાંથી એક સફેદ રંગનું સ્ત્રીકેસરાગ્રમુખ ( stigma ) ઉચું થતું જણાય છે. જાણે કે સોનાની વચમાં એક સફેદ સુંદર મોતી ન જડયું હોય-એવું તે સુંદર જણાય છે. ફુલ છત્રાકારમાં ભેગાં થયેલાં ( Crowded umbrella ), બબ્બેની જોડીમાં

( paired ), ટુંકી પુષ્પ ધારણ કરનારી સળી ઉપર આવેલાં હોય છે. પુષ્પપત્રો ઘણાં, નાનાં નાનાં અને વાળની આછી રૂવાંટીવાળાં હોય છે. પુષ્પબાંહ્યકોષની પાંખડીઓ ૫, અંડાકાર ગોળ અથવા બુટ્ટી હોય છે. આની ઉપર પણ વાળની આછી રૂવાંટી આવેલી હોય છે પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ૫, લીલાશ લેતા પીળા રંગની અને નીચેથી નલિકાકારમાં ભેગી થયેલી, અને એની ઉપર પણ આછી રૂવાંટી હોય છે. પુંકેસરો ૫, સ્ત્રીકેસરની આજુબાજુ આવેલાં, હોય છે. ફળ ડોડીના ફળ જેવાં ૧॥ થી ૨ ઇંચ જેટલાં નાનાં, કોમળ, અને મથાળા તરફ સાંકડાં થતાં, લીલા રંગનાં હોય છે. હુકર જણાવે છે કે ફળ ઉપર પણ રૂછાળ હોય છે અને તે સ્હેજ ચીવટ હોય છે. બીજ અર્ધા ઇંચ જેટલાં લાંબાં, ચપટાં, અંડાકાર અને પહોળી પાતળી પાંખવાળાં હોય છે.

સ્થાનક—મોટાં ઝાડથી ભરપુર એવાં જંગલોમાં અને મોટી ભરાવદાર વાડો ઉપર આ વેલ જોવામાં આવે છે. પશ્ચિમ દ્વીપકલ્પ, દક્ખણ, લંકા અને બાંદા ડીસ્ટ્રીકટમાં આ વેલ જોવામાં આવે છે. કોંકણથી ત્રાવણકોર સુધીમાં આ વેલ ખૂબ જોવા મળે છે.

ઉપયોગ—ગુડમારનું મૂળ સર્પદંશ ઉપર પીવાના કામમાં તેમજ ચોપડવાના કામમાં દેશી લોકો વાપરે છે. ( એઇન્સ્લી )

આના મૂળમાં વામક અને કફનિઃસારક શક્તિઓ છે એમ મનાય છે.

કોંકણ તરફ સૂકાં પાનનું ચૂર્ણ સુંઘે છે અને તેનાથી ખૂબ છીંકો આવે છે. ( ડીમક ).

**વક્તવ્ય**—બોંબે ગૅઝેટીયરના ઑટેની વૉલ્યુમમાં ' વૅજીટેબલ ઍન્ટીડોટ્સ ટુ સ્નેક બાઈટ્સ ' એ હેડીંગ નીચે જે દ્રવ્યો ગણાવવામાં આવ્યાં છે તેમાં ગુડમારની ગણત્રી પણ થયેલી છે. એઈન્સ્લી પણ આજ વાત કહે છે.

આ છોડના પાનમાં જે ચમત્કારિક ગુણ રહેલો છે તે પહેલવહેલાં મી. એજવર્થના જાણ્યામાં આવ્યો હતો. મી. હુપરે પણ પાન ચાખીને આની ખાત્રી કરેલી છે.

પાન ચાવ્યા પછી ગમે તેવી કડવી અથવા મીઠી વસ્તુ ખાઇએ છતાં પણ તેનો સ્વાદ લાગતો નથી. આટલાજ કારણથી ઘણા વૈદરાજો માને છે કે આ બુટ્ટી મધુપ્રમેહમાં સારૂં કામ કરે ખરી. પરંતુ આ વિષે હજી કોઈએ પોતાનો ચોક્કસ, ભરોસાદાર અભિપ્રાય દર્શાવેલો જોવામાં નથી આવ્યો. સ્વાદને મારી નાખનાર આ શક્તિ તેમાં રહેલા ' જીમ્નેમીક ઍસીડ ' ને લીધે હશે

એમ કેટલાકનું માનવું છે. આ છોડનું રાસાયણિક પૃથક્કરણ કરવામાં આવ્યું છે જે ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ ( પા. ૮૨૪–૨૫ )માં આપેલું છે.

લીંડલીના ફ્લોરા મેડીકામાં તેમજ ડ્રુરીના યુસફુલ પ્લેંટ્સમાં આનો ઉલ્લેખ નથી.

સ્વ. કેતોભટ્ટે કાકનાસાનું લેટીન નામ Gymnema Sylvestre રાખ્યું છે. ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સમાં જીમ્નીમા સીલ્વેસ્ટ્રીનું સંસ્કૃત નામ 'मेषश्रृंगी' રાખ્યું છે. ડીમકે તેના 'કેટલૉગ ઓફ ઇન્ડીયન ડ્રગ્ઝ'માં अजश्रृंगी, कावळी, लामताणी આવાં દેશી નામો રાખ્યાં છે. વાસ્તવિક રીતે मेषश्रृंगी અને अजश्रृंगी એ આ નહિ પણ બીજી જુદીજ વનસ્પતિઓ છે.

પ્રાચીન ગ્રંથોમાંથી આ જાતનો કોઈ છોડ મળી આવતો નથી. વિદ્વાન્ વૈદ્યરાજો આ છોડને વાપરીને પોતાનો અનુભવ જાહેરમાં ન મૂકે ત્યાં સુધી આ છોડની ઉપયોગીતા શું?

ઉલ્લેખ—Voigt p. 538; Indi. Médi. plants p. 823; **Brandis** p. 469; N. p.184; Roxburgh Flora p. 256.

---

# विषतिन्दु-आदि वर्ग

## N. O Loganiaceæ.

## ૨૫૮ ઝેરકચોલાં.

**નામો**—विषतिंदुकः, गरद्रुमः, कारस्करः ( સંસ્કૃત ); ઝેરકચોલાં (ગુજરાતી); કાજરા, કુચલા ( મરાઠી ); કુચીલા (બંગાળી); કુચીલા (હિંદી); Poison-nut-પૉઇઝન નટ ( અંગ્રેજી ); Strychnos Nux vomica સ્ટ્રીકનોસ નક્સ વૉમીકા ( લેટીન ).

परिचय— पादपो विषतिंद्वाख्यो नागवल्लीदलः कटुः ।
तद्बीजं चिपिटं तिक्तं शाणिकं पांडुरोमशम् ॥

( शिवदत्तः )

गुणाः— विषतिंदुः महातिक्तः कफवातविषापहः ॥

॥ शोढलः ॥

कुपीलु शीतलं तिक्तं वातलं मदकृल्लघु ।
परं व्यथाहरं ग्राहि कफपित्तास्रनाशनम् ॥

॥ भा. प्र ॥

कारस्करः कटूष्णश्च तिक्तः कुष्ठविनाशनः ।
वातामयास्रकंडूतिकफामार्शव्रणापहः ॥

॥ रा. नि ॥

कारस्करो मदकरस्तुवरो ग्राहकः स्मृतः ।
कटुस्तिक्तो लघुश्चोष्णः कुष्ठरक्तविषापहः ॥
कंडूं कफं वातरोगं व्रणं चार्शो ज्वरं जयेत् ।
अस्य चामं फलं ग्राहि तुवरं वातकृल्लघु ॥
शीतलं च समुद्दिष्टं तत्पक्वं विशदं गुरु ।
पाके च मधुरं प्रोक्तं कफवातप्रमेहकम् ॥
पित्तं रक्तविकारं च नाशयेदिति कीर्तितम् ॥

॥ नि. र ॥

**વર્ણન**—ઝેરકચોલાનાં ઝાડ દક્ષિણભારતમાં–ખાસ કરીને મદ્રાસ, ત્રાવણકોર, કોચીન અને કોરોમાંડલના કિનારા સુધીમાં–બહુ જ થાય છે. આ ઝાડ ૪૦થી ૫૦ ફીટ જેટલાં ઉંચાં વધે છે, બારે માસ લીલાં રહે છે; ફક્ત ઉનાળામાં

જ્યારે પાંદડાં બદલીને ઝાડ નવપલ્લવિત બને છે એટલો જ વખત ( આશરે ૧ મહિનો ) પાંદડાં વિનાનાં રહે છે. પાંદડાં મોટાં હોય છે. ફુલ પીક્કાં લીલા રંગનાં થાય છે. ફેબ્રુઆરીથી એપ્રીલ સુધીમાં ફુલ ખીલી નીકળે છે. ફુલ નારંગી જેટલું અને જેવું જ–તેવા જ રંગનું થાય છે. આની અંદર ચપટાં, ગોળાઇ લેતાં બીજ હોય છે જે ઝેરકચોલાંના નામથી બજારમાં વેચાય છે.

આની ઘણી જાતો છે. બ્રેંડીસે 'ઈન્ડીયન ટ્રીઝ'માં આ જાતિનાં ૧૪ ઝાડ ગણાવ્યાં છે. નિર્મળી. પણ આજ વર્ગના ઝાડનાં બીજ છે.

શિવદત્ત કહે છે કે આનાં પાન નાગરવેલનાં પાન જેવાં થાય છે.

**वक्तव्य**—પ્રાચીન ગ્રંથોમાંથી ઝેરકોચલાંનો ઉલ્લેખ મળતો નથી. સુશ્રુત–સૂત્ર સ્થાનના ૩૮મા અધ્યાયમાં સુરસાદિગણમાં " विषमुष्टिक "નો ઉલ્લેખ આવે છે. ટીકાકાર ડલ્હણ विषमुष्टिक 'ના અર્થો નીચે મુજબ આપે છે:–" विषमुष्टिकः द्रेक्का, राजनिम्ब इति प्रसिद्धः, बृहदलम्बुपामपरे, कर्कोटिमित्यन्ये। " આ ઉપરથી સમજાશે કે વિષમુષ્ટિનો અર્થ તે વખતમાં બકાન લીંબડો, અથવા મોટી ગોરખમુંડી વિગેરે થતો હતો પણ ઝેરકચોલાં તો નહિ જ. ભાવમિશ્રે અને શોઢલે ઝેર-કચોલાં વાપરેલાં છે. અત્યારના વૈદ્યો ઝેરકચોલાં છુટ્ટથી વાપરે છે. વિદેશી વૈદકમાં પણ ઝેરકચોલાનું તત્વ અને અર્ક છુટ્ટથી વપરાય છે.

સ્વતંત્ર ઉપયોગ એક પણ જડતો નથી. ટેનન્ટ કહે છે–" મલબારથી સીલોન જતા મુસાફરોમાં એવી માન્યતા પ્રચલિત છે કે જો ઝેરકચોલું હમેશાં અકેકું ખાવામાં આવે તો સાપનું ઝેર તે માણસને ચઢે નહિ. મને ખાત્રી આપવામાં આવી છે કે હીંદી મજુરો તે માટે હમેશાં અકેકું બીજ નિયમિત ખાધા કરે છે. " નૅર્ન. પાનું. ૧૮૯.

પણ આ વાતને સરજન લેફ્ટેન્ટ કર્નલ ડી. ડી. કનીંગહામે પુષ્કળ શોધ-ખોળને અંતે જુઠી સાબીત કરેલી છે. સ્વ. ડૉ. કનૈયાલાલ દેએ ઝેરકચોલાં અને સ્ટ્રીકનીન વિષે (Indian Medical Record 16th Nov. 1894માં) લંબાણથી વિવેચન કરેલું છે.

**માત્રા**—બીજનું ચૂર્ણ ૧ રતિથી ાા વાલ સુધી. કેટલાક ૧ આખું શુદ્ધ બીજ–ઘીમાં શેકીને–સુડીથી કાપી નિયમિત ખાઇ જાય છે. ઍક્સટ્રેક્ટ નક્સ વૉમીકાની માત્રા ા ગ્રેનથી ૨ ગ્રેન સુધી.

ટીંક્ચર નક્સવૉમીકા–૫ થી ૨૦ ટીપાં.

**નવ્યમત**—આના લાકડાનો રસ કે જે અગ્નિ આપી કાઢવામાં આવે છે, તે રસનાં થોડાં ટીપાં કૉલેરામાં અને તીક્ષ્ણ મરડામાં આપવામાં આવે છે. તે એવી રીતે કે તાજી સીધી લાકડીના મધ્ય ભાગમાં બન્ને છેડે વાસણ ટાંગી

પછી અગ્નિ અપાય છે. આનાં તાજાં બીયાંમાંથી કાઢેલું તેલ સંધિવાને માટે બહારથી લગાડવાના કામમાં આવે છે. ઝેરકચોલાનાં બીજ સહેજ ઘેન લાવનાર હોવાથી કેટલાએક દેશીઓ તેને પુરૂષત્વ લાવનાર માની બંધારણ તરીકે તેનું સતત સેવન કરે છે; તે એવી રીતે કે તેને ધીમે ધીમે વધારી છેવટે એક બીયું તેના ઝીણા કકડા કરી આખા દિવસમાં પાન સાથે ખાય છે."

( યુ. સી. દત્ત ).

"ઝેરકચોલું એ જ્ઞાનતંતુ ઉપર બળવાન ઉત્તેજક કાર્ય કરે છે. મોટા વજનથી આપવાથી સ્નાયુનું આકુંચન થઇને ધનુર્વાયુ પ્રમાણે શરીર તણાય છે અને શ્વસનક્રિયા બંધ થઇને મૃત્યુ થાય છે. પક્ષાઘાતથી નિશ્ચેતન થયેલા અવયવો ઉપર સારા ભાગ કરતાં આનાથી જલદી ક્રિયા થાય છે. આ કડવું હોઇને પાચનક્રિયાને વધારે છે. પરંતુ આનો મુખ્ય ઉપયોગ જો કહીએ તો પક્ષાઘાતના વ્યાધિની ચિકિત્સામાં કરવામાં આવે છે. સીસાના વિષથી થયેલા પક્ષાઘાત ઉપર મુખ્યત્વે કરીને આ વખાણવા લાયક છે. પંગુ અને અર્ધાંગવાયુ ઉપર દાહનાં લક્ષણ કમી થયા પછી આ યોજવામાં આવે છે."

( સ્વ. નારાયણ દાજી )

માંસગત જુના સંધિવિકારમાં ઝેરકોચલાંનાં બીયાં, સુકી સુંઠ અને સાબરનું શીંગડું પથ્થર ઉપર ઘસીને લગાડવાને માટે વપરાય છે. વળી ઉંદરના દંશ ઉપર ઝેરકચોલાનાં બીયાં ઘસીને તેની થેપલી બનાવીને લગાડવામાં આવે છે. ( સરજન મેજર. એ. એસ. જી. જયકર. મસ્કત ).

પાંદડાં પોટીસ તરિકે જયારે લગાડવામાં આવે છે ત્યારે અતિ સડેલા ઘા અને ગુંમડાં રૂઝવી દે છે. મુખ્યત્વે કરીને જેમાં જીવડાં પડયાં હોય તેવાં ગુમડાંમાં તે વધારે ઉપયોગી થઇ પડે છે. જ્યારે એની પોટીસ કરીને લગાડવામાં આવે છે ત્યારે તે ગુમડાંઓ સડી જતાં નથી, અને તેના ઉંડા ભાગમાં જે સડેલા માંસાંકુરો હોય છે તે જલદીથી નાશ પામે છે. આનાં મૂળીઆંની છાલનો ભૂકો લીંબુના રસની સાથે વાટી તેની થેપલી બનાવી પછી તેની ગોળીઓ કરવી. તે કોલેરામાં ઉપયોગી થઈ પડે છે." ( સર્જન. મેજર. ડી. આર. થોમસન. એમ. ડી સી. આઇ. ઈ. મદ્રાસ. )

આ જ્ઞાનતંતુને શક્તિ આપનાર તરિકે કિંમતી છે અને ચડઉતરીયા તાવને માટે ઉપયોગી છે. બરલની વૃદ્ધિને માટે તેમજ નપુસકપણાને માટે પણ ઉપયોગી છે. ( આસીસ્ટંટ સર્જન એસ. સી. ભટ્ટાચાર્યજી. ચંદા. સેંટ્રલ પ્રોવીન્સીઝ. )

સ્ટ્રીકનાઇન અશક્ત માણુસોને થતી ઉધરસમાં ઘણી સારી દવા છે. તે કફઘ્ન તરિકે ઘણું વપરાય છે. (સર્જન. એસ. એચ. બ્રાઉન. એમ. ડી. હુસંગાબાદ).

અફીણ મૂકાવવા માટે ઝેરકચોલાં ખવડાવવામાં આવે છે.

સ્વ. કતોભટ્ટ.

**Actions and Uses**—The seeds are nervine, stomachic, tonic and aphrodisiac. Externally the paste is antiseptic; the solution is highly irritant to the tissues. If injected subcutaneously it is poisonous. The action of nuxvomica is that of strychnine. In small doses it stimulates the stomach and intestines, increases the gastric, the pancreatic, the intestinal and the biliary secretions. Strychnine promotes digestion, sharpens appetite, increases peristalsis and acts as a purgative. It stimulates the uterus and the genito-urinary organs, promotes menstruation and increases virile powers. It increases the flow of urine and is often found in the urine, saliva and sweats. It is a cumulative poison, it contracts renal arteries and thus hinders its own excretion by the kidneys. In large doses it produces tetanic spasms.....As a general stimulant it is given in acute or chronic fevers, anœmia, chlorosis, wasting and other exhausting diseases; also in hysteria, chorea, epilepsy, infra-orbital neuralgia of the viscera &c. In local paralytic affections it should be given only after the acute stage has passed away. In prolapsus ani, in incontinence of urine, due to atony of the bladder and sometimes in impotence and spermatorrhœa it may be given with benefit.......

( R. N. Khory. Vol. II. p. 407-8. )

**ભાવાર્થ**—ઝેરકચોલાં જ્ઞાનતંતુઓને શક્તિ આપનાર, પાચક, બલ્ય, અને વાજીકર છે. બહાર લગાડવાથી તે જંતુઘ્ન છે. પીચકારી વાટે જો તેને ચામડીમાં દાખલ કરવામાં આવે તો તે તીવ્ર ઝેરી છે. ઝેરકચોલાંનું કાર્ય સ્ટ્રીકનીનને મળતું જ છે. થોડી માત્રામાં આપવાથી તે હોજરી, આંતરડાં વિગેરેમાંથી સ્રાવો ઝરાવે છે, ગૅસ્ટ્રીક અને પેન્ક્રીયાટીક તેમજ આંતરડાંના અને પિત્તના સ્રાવો પણ તે વધારે છે. સ્ટ્રીકનીન પાચનક્રિયાને વધારે છે, ભુખ લગાડે છે, હોજરીની અળસીયાના જેવી ચાલવાળી ગતિ ( peristalsis )ને વધારે છે; અને જુલાબ તરિકે પણ કામ કરે છે. ગર્ભાશય અને જનનાવયવોને તે ઉશ્કેરે છે, આર્તવને વધારે છે, અને સંભોગશક્તિને વધારે છે. તે પેશાબ

વધારે છે અને ઘણી વખતે પેસાબમાં, લાળમાં અને પરસેવામાં પણ બહાર માલમ પડે છે. મૂત્રપિંડો દ્વારા તે બરાબર નીકળતું નથી કારણ કે બસ્તિની ધમનીઓને તે સંકોચે છે. મોટી માત્રામાં તે ઝેરી અસર ઉપજાવે છે અને ધનુર્વાનાં બધાં જ ચિન્હો જણાય છે. ઉત્તેજક તરિકે જીર્ણજ્વરોમાં, પાંડુ, યૌવનપાંડુ, અને શોષ જેવાં દરદોમાં તે અપાય છે. હીસ્ટીરીયા, કોરીઆ, અપસ્માર, આધાશીશી અને વાતરોગમાં પણ તે આપવામાં આવે છે, પક્ષાઘાતના રોગમાં શરૂઆતની સ્ટેજ પસાર થઇ ગયા પછીથી જ તે આપવામાં આવે છે. મૂત્રકૃચ્છ્રમાં, નપુંસકત્વમાં, વીર્યસ્રાવમાં વિગેરેમાં ફતેહમંદ રીતે તે વાપરી શકાય છે.

( આર. એન. ખોરી. ભા. ૨. પા. ૪૦૭-૮ )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૮૯; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૭૩; Indig. Drugs. p. 302; Brandis p. 473; N. p. 189; Indi. Medi. Plants p. 836; Rakhaldas Ghosh's Materia Medica and Therapeutics pp. 363 to 368.

---

## ૨૫૯ નિર્મળી.

### N. O. Loganiaceæ.

**નામો**—कतकः, अम्बुप्रसादनः, नेत्रप्रसादः ( સંસ્કૃત ); નિર્મળીનાં બીજ ( ગુજરાતી ); ક્લીયરીંગ નટ ( અંગ્રેજી ); Strychnos potatorum સ્ટ્રીકનૉસ પૉટેટોરમ ટ્રી ( લેટીન ).

**परिचय**— " कतकफलं स्वनामख्यातं, शाककुरीवप्रतिमफलं अम्बुप्रसादनम् ॥

॥ डल्हण: ॥

**गुणाः**—

कतकं शीतलं प्राहुः तृष्णाविषविनाशनम् ।
नेत्रोत्थरोगविध्वंसि विधिनाऽञ्जनयोगतः ॥

कतकस्य फलं तिक्तं चक्षुष्यं पित्तलं मृदु ।
वारिप्रसादनं कृच्छ्रशर्करामश्मरीञ्जयेत् ॥

॥ ध. नि ॥

कतकः कटुतिक्तोष्णश्चक्षुष्यः क्रिमिदोषनुत् ।
रुचिकृच्छूलदोषघ्नो बीजमम्बुप्रसादनम् ॥

॥ रा. नि ॥

कतकस्य फलं नेत्र्यं जलनिर्मलताकरम् ।
वातश्लेष्महरं शीतं मधुरं तुवरं गुरु ॥

॥ भा. प्र ॥

....छर्देः स्वेदस्य जनकं शोफं पाण्डुं विषं जयेत् ।
....कतकस्य च मूलन्तु सर्वकुष्ठहरं परम् ॥

॥ बृ. नि. र ॥

कतकस्य च बीजं तु चक्षुष्यं तुवरं गुरु ।
जलप्रसादनं शीतं मधुरं चाश्मरीहरम् ॥
वातं कफं मूत्रकृच्छ्रं तृष्णां नेत्ररुजां विषम् ।
प्रमेहं शीर्षरोगं च नाशयेदिति कीर्तितम् ॥
कतकस्य च मूलं तु सर्वकुष्ठहरं परम् ॥

॥ नि. र ॥

चरक— १ अश्मर्याम्–घृतं........।....कतकादीनामेकैकशो वा विधिनैव तेन ।
चि–२६—७२

सुश्रुत— २ रक्ताभिष्यन्दे–सैन्धवक्षौद्रकतक....। योज्यं अत्राञ्जने सदा ॥
उ–१२–२३

चक्रदत्त— ३ अर्जुने–....कतकः सैन्धवेन वा ।....अंजनमर्जुने ॥

भावप्रकाश– ४ नेत्रप्रसादनार्थम्–कतकस्य फलं घृष्ट्वा मधुना नेत्रमञ्जयेत् ।
ईषत्कर्पूरसहितं तत् स्यान्नेत्रप्रसादनम् ॥

**વર્ણન**—નિર્મળીનાં વૃક્ષ મારા જોવામાં નથી આવ્યાં. એ ઝાડ દક્ષિણ તરફનાં અને લંકાદ્વીપનાં અરણ્યોમાં થાય છે એમ સ્વ. કવિરાજ વિરજાચરણ ગુપ્તનું માનવું છે. તે કહે છે કે ઝેરકચોલાના ઝાડ કરતાં આનું ઝાડ મોટું હોય છે. નિર્મળીના ઝાડનાં ફુલ હજારીગલ જેવાં પીળાં હોય છે. ફુલ પાકે છે ત્યારે કાળાં પડી જાય છે. બીજ ચપટું હોય છે. દેખાવમાં તે નાનું ઝેરકચોલું હોય એવું જ જણાય છે, પણ ઝેરકચોલાની તીખાશ–કડવાશ એમાં નથી. ડલ્હણ તેના બીજને સસલાની લીંડીઓ જેવું ઓળખાવે છે. ઘણા પ્રાચીન વખતથી નિર્મળી આપણને જ્ઞાત હતી.

## ચરકમાં નિર્મળીનો ઉપયોગ

ચરક— ૧ પથરીમાં–નિર્મળીથી પકાવેલું ઘી ખાવું. ચિ. ૨૬–૭૨.

સુશ્રુત— ૨ આંખ જોરથી દુખવા આવી હોય ત્યારે–નિર્મળીનું

બીજ પાણીમાં ઘસવું. એમાં સ્હેજ સિંધાલુણ અને મધ નાખીને આંજવું. ઉ. ૧૨-૨૩.

**ચક્રદત્ત**— ૩ ફુલમાં-સિંધાલુણ અને નિર્મળીનાં બીજ ઘસીને હમેશાં આંજવાં.

**ભાવમિશ્ર**— ૪ આંખો સારી કરવા માટે-મધ સાથે નિર્મળી ઘસીને આંજવી. અંદર સ્હેજ કપુર પણ નાખવું.

**वक्तव्य**—વિષઘ્ન દશેમાનિમાં ચરકે કતકનાં ફુલનો ઉલ્લેખ કર્યો છે. આંખના રોગમાં બીજાં દ્રવ્યો સાથે કતક યોજેલું જણાય છે (चरक. ચિ. ૨૬-૨૪૬-૨૪૭). સ્વતંત્ર ઉપયોગ નથી જણાતો.

સુશ્રુતે પરૂષકાદિગણમાં કતક યોજ્યું છે. મધુરવર્ગમાં તેની ગણત્રી કરેલી છે ( સૂ. ૪૨-૧૮ ). " तत्र सम कलुषस्य प्रसादनानि भवन्ति तद्यथा । कतकादि... ॥ ( सू. ૪૫-૧૭ ). અશ્મરીમાં પાષાણભેદાદિ ઘૃતમાં કતક યોજાયલું જણાય છે. આંખના રોગોમાં પણ ચારેક ઠેકાણે તેનો ઉલ્લેખ જણાય છે.

તે विषविनाशन મનાયું છે પણ વામક કે રેચક અસર જણાવે તેવો તેનો પ્રયોગ એક પણ જોવામાં નથી આવતો. નવ્યગણ અધિક માત્રામાં એને ઉલટી કરાવનાર માને છે.

**Actions and Uses**—Alterative, tonic, stomachic, and demulcent; rubbed down with honey and camphor, it is applied to the eyes to prevent lachrymation and to remove opacities; also applied to the abdomen to relieve colic. Its infusion is recommended in irritation of the urinary organs as gonorrhœa, diabetes and as an emetic in cough. (R. N. Khory II-409.)

**ભાવાર્થ**—નિર્મળી રસાયન, બલ્ય, ઉષ્ણ, સ્નિગ્ધ છે. મધ અને કપુર સાથે ઘસીને આંખમાં આંજવાથી અશ્રુપાત અને ઝાંખ, છારી વિગેરે અટકાવે છે. ચુંક આવતી હોય તો ઉદર ઉપર તે લગાડવામાં આવે છે. ગનોરીયા, મધુમેહ જેવાં પેસાબનાં દરદોમાં એનો ક્વાથ પ્રશસ્ત મનાયો છે. મોટી માત્રામાં કફની અંદર ઉલટી કરાવવા માટે અપાય છે.

ખોરી. ભા. ૨. ૪૯૯

**નવ્યમત**—મદ્રાસના લોકો નિર્મળીનો ઉપયોગ મધુપ્રમેહ અને પરમીયામાં કરે છે. ( ડ્યુરી ). ડૉ. બીડી નિર્મળીની વામક શક્તિ માટે શંકાશીલ છે.

ઘણા લાંબા વખતના અને ઘણી ઘણી દવાઓથી ન મટે તેવા અતિસારમાં અર્ધું અથવા એક આખું બીજ બહુ જ સુંદર રીતે વાટીને માખણ સાથે હમેશાં એક અઠવાડીયા સુધી ચાટવાથી અતિસારમાં રામબાણ અસર ઉપજાવે છે. ( સર્જન મેજર થૉમ્સન. સી. આઇ. ઇ ).

**ઉલ્લેખ**—Indi. Medi. plants p. 841; રૂ. નિ. પા. ૨૯૬. N. p. 189.

# किरातादि वर्ग

## N. O. Gentianaceæ.

### ૨૬૦ કરિયાતું

નામો—किराततिक्तः, भूनिम्बः, भूतीकः, अनार्यतिक्तः (સંસ્કૃત); કરિયાતું (ગુજરાતી); કિરાઈત (મરાઠી); ચિરાયતા (હિંદી); Chireta-ચીરેટા (અંગ્રેજી); Swertia Chirata, Gentiana Cherayata (લેટીન).

परिचय— भूनिंबो भृंगवत्पत्रो गिरौ स भवेत् क्वचित् ।
सुवर्णपुष्पो तिलको शिवदत्तः समादिशेत् ॥

गुणाः— किरातकः रसे तिक्तो सरः शीतो लघुस्तथा ।
श्लेष्मपित्तास्रशोफादिकासतृष्णाज्वरापहः ॥

॥ ध. नि ॥

भूनिम्बो वातलः तिक्तः कफपित्तज्वरापहः ।
व्रणसंरोपणः पथ्यः कुष्ठकण्डूतिशोफनुत् ॥
नेपालनिम्बः शीतोष्णो योगवाही लघुस्तथा ।
तिक्तोऽति कफपित्तास्रशोफतृष्णाज्वरापहः ॥

॥ रा. नि ॥

किरातः सारको रूक्षः शीतलः तिक्तको लघुः ।
सन्निपातज्वरश्वासककफपित्तास्रदाहनुत् ॥
कासशोथतृषाकुष्ठज्वरव्रणकृमिप्रणुत् ॥

॥ भा. प्र. ॥

भूनिम्बो वातलो रूक्षः कफपित्तज्वरापहः ॥

॥ राजवल्लभः ॥

भूनिम्बो नातितिक्तश्च श्लेष्महा रामशेनकः ।
शूलापहो मलध्वंसी कृमिघ्नो बालकाप्रियः ॥
नैपालः सन्निपातारिः ज्वरनिद्रापहस्तथा ॥

॥ शोढलनिघण्टुः ॥

चरक— १ रक्तपित्ते-किराततिक्तं क्रमुकं समुस्तं........। पृथक् पृथक् चंदनयोजितानि। तेनैव कल्पेन हितानि तत्र ॥ चि. अ. ४-७२

२ शोथे–हन्यात् त्रिदोषं चिरजं च शोफं । कल्कश्च भूनिम्बमहौ-
षधाभ्याम् ॥ चि. १७–२९

३ स्तन्यशुद्धये–स्तन्यशुद्धये........किराततिक्तकक्वाथं........ ॥
चि. ३०–२४८

हारीत— ४ गर्भोपद्रवभूते वमने–पीतो भूनिम्बकल्कश्च शर्करासमभागतः।
छर्दिं हरेच्च हृल्लेशं मधुना वा समन्वितः ॥

વર્ણન—કરીયાતું બજારમાં તો ઘણુંયે મળે છે, પણ તેના છોડ બધા ભાગ્યે જ જુએ છે. તે હિમાલય તરફ મોટા જથામાં થાય છે. એનાં પાન ભાંગરા જેવાં હોય છે એમ શિવદત્ત કહે છે. भूनिम्ब શબ્દથી ઘણા એમ પણ માને છે કે તેનાં પાન લીંબડાના જેવાં હોય છે. તેને સફેદ ફુલ આવે છે. આખો છોડ જ્યારે પાકી જાય છે ત્યારે મૂળ સહિત તેને ઉપાડી લેવામાં આવે છે. તે સ્વાદે અતિશય કડવો હોય છે. નેપાલભુતાન તરફ પણ તે ખૂબ થાય છે. नैपालः એ કરિયાતાની બીજી જાત છે.

"Swertia chirata, from which the genuine drug comes, is a Himalayan plant" Nairne. P. 192. અર્થાત્ ખરૂં કરિયાતું જે દવામાં વપરાય છે તે તો હિમાલયમાં થતો છોડ છે. એના અભાવમાં બીજી જાતો વાપરવામાં આવે છે. નૅર્ન સાહેબ S. decussataનો ઉલ્લેખ કરે છે.

આ સિવાય બીજી ઘણી જાતનાં કરીયાતાં થાય છે. આ બધાંને ઔષધમાં કોઈ વાપરતું નથી પણ આ બધાં કરિયાતાના જ વર્ગનાં (Gentianaceæ) છે, એોછીવત્તી દરેકમાં કડવાશ પણ છે. Canscora અને Exacum એ જીનસ્ (કુટુંબ)ના ઘણા છોડવાઓ ગૂજરાત કાઠિયાવાડમાં થાય છે.

રાતા ફુલનું કરિયાતું–Canscora diffusa
સફેદ ફુલનું કરિયાતું– ,, pauciflora
ઝીણકું કરીયાતું Exacum pumilum
સુંદર ફુલોવાળું કરીયાતું ,, bicolor.
આ છોડવાઓ પાવાગઢ અને ગિરનારમાં મ્હેં જોયેલા છે.

## વૈદ્યકમાં કરિયાતાનો વ્યવહાર

ચરક— ૧ રક્તપિત્તમાં–કરિયાતાનું ચૂર્ણ. પાવલીભાર અને ચંદનનું ચૂર્ણ પાવલીભાર ઠંડા પાણી સાથે પીવું. ચિ. ૪–૭૨

૨ સોજામાં–કરિયાતાનો અને સુંઠનો કલ્ક હમેશાં સેવન કરવાથી લાંબા વખતના ત્રિદોષજન્ય સોજા મટે છે. ચિ. ૧૭–૩૯.

૩ ધાવણ સુધારવા માટે–કરિયાતાનો ક્વાથ પીવો. ચિ. ૩૦–૨૪૮

હારીત— ૪ ગર્ભ હોય તે વખતે ઉલટી થાય છે તેમાં–કરિયાતાનું ચૂર્ણ સરખા વજનમાં સાકર સાથે લેવાથી ઉલટી હરે છે; મધ સાથે લેવાથી ઍાળ મટે છે.

वक्तव्य—શીતપ્રશમન દશેમાનિમાં મૂતીકનો અને સ્તન્યશોધન દશેમાનિમાં તેમજ તૃષ્ણાનિગ્રહણ દશેમાનિમાં किरातનો ઉલ્લેખ ચરકમાં છે. સુશ્રુતે આરગ્વધાદિગણમાં કિરાતનો ઉલ્લેખ કરેલો છે. તિક્તસ્કંધમાં તેની ગણત્રી થયેલી છે. તાવ માટે તે અકસીર હોવાથી તેનું નામ ज्वरांतकः પડેલું છે. પણ નવાઇ તો એ છે કે ચરક અને સુશ્રુતમાં જ્વરના પ્રકરણમાં કિરાતનો છુટથી ઉપયોગ થયેલો જોવામાં આવતો નથી. ચરકમાં શઠયાદિક્વાથમાં અને બીજે એક બે ઠેકાણે ( જ્વરમાં ) કિરાત વપરાયલું જણાય છે. સુશ્રુતમાં પણ બીજાં દ્રવ્યો સાથે ફક્ત બે ત્રણ ઠેકાણે કરિયાતું વપરાયલું છે. કિરાત સર ( રેચક ) હોવા છતાં ગ્રહણીચિકિત્સામાં ચરકે બહુ જ ઉપયોગ કરેલો છે. ભૂનિંબાદ્ય ચૂર્ણમાં, દ્વિતીયક્ષારમાં, કિરાતાદ્ય ચૂર્ણમાં અને બીજે ઠેકાણે કરિયાતાનો ઉપયોગ ધ્યાન ખેંચે છે. આ તેના કટુપૌષ્ટિક અને કૃમિઘ્ન ગુણને લીધે હશે. કૃમિમાં ઉંદરકણીની માફક તેનો ઉપયોગ કરવાનું કહેલું છે ( ચરક વિ. ૭–૨૭ ). અર્શમાં લોહી પડતું હોય તો ત્યાં આગળ બીજાં દ્રવ્યો સાથે કિરાત યોજાયલું છે. સુશ્રુતમાં કિરાતતિક્તનું તેલ ગણાવ્યું છે અને....किरातकस्नेहाः दुष्टव्रणेषु उपयुज्यन्ते । ( चि. ૨૧–૫ ) એમ કહેલું છે. શ્લેષ્માભિષ્યન્દમાં–विधिरेष चापि ।....किराततिक्तामलकीफलेषु—આમ કહીને લોટીંગડીના પ્રયોગ માફક કિરાત આંખના રોગમાં સારૂં છે એમ ગણેલું છે. ગ્રહણીમાં કે અતિસારમાં સુશ્રુતે કિરાતને યોજેલું નથી. પછીના લેખકોએ કિરાતનો ઉપયોગ તાવ સિવાય બીજામાં કરેલો જણાતો નથી. 'ગદનિગ્રહ' જેવા મોટા ગ્રંથમાંથી પણ કિરાતનો સ્વતંત્ર ઉપયોગ એક પણ નથી મળી આવતો. વૃંદ, ચક્રદત્ત વિગેરે માટે પણ તેમ જ છે. नैपालः किरातः કેવો હશે ? બંગાળામાં કાલમેઘ નામથી જે અત્યંત કડવો છોડ પ્રખ્યાત છે તે આ ન હોય ?

**Actions and Uses**—Like Cinchona and other bitter tonics it is bitter stomachic, laxative, anthelmintic and febrifuge. It ex-

cites the appetite, strengthens digestion, but does not constipate; it diminishes flatulence and hyperacidity, removes biliousness; given in atonic dyspepsia, liver troubles, acidity of the stomach and flatulence, gout and intermittent and other fevers. In combination with acids, alkalies and aromatics, it is given in bilious affections, and in burning heat of the body. The compound powder of Sudarshana Churna is a popular native remedy for Chronic fevers; as a laxative and alterative it is given in scrofula and general malaise. (R. N. Khory. II p. 313.)

**ભાવાર્થ**—સિંકોના અને બીજાં તિક્તબલ્ય ઔષધોની માફક કરિયાતું પણ પાચક, મૃદુરેચક, કૃમિઘ્ન અને જ્વરઘ્ન છે. એ ભુખ વધારે છે, પાચનશક્તિ પણ વધારે છે અને છતાંયે કબજીયાત કરવાનો તેનામાં ગુણ નથી. આધ્માનને તેમ જ અન્નવિદાહને તે મટાડે છે. પિત્તનો નાશ કરે છે અને યકૃત, પ્લીહ તેમ જ મંદાગ્નિ વિગેરેમાં, અમ્લપિત્ત, આધ્માન, વાત, જીર્ણજ્વરમાં તેમ જ બીજા વિષમજ્વરોમાં તે વપરાય છે. ક્ષાર અને સુગંધી દ્રવ્યો સાથે પિત્તવિકારમાં અને અંગદાહમાં કરિયાતાનો ઉપયોગ પ્રશસ્ત છે. જુના તાવોમાં સુદર્શન ચૂર્ણ નામની દેશી દવાની બનાવટ પ્રખ્યાત છે. ગંડમાલા અને ધાતુવૈષમ્યમાં કરિયાતાનો ઉપયોગ રેચક તથા રસાયન તરિકે થાય છે.

( ખોરી. ભા. ૨. પા. ૪૧૩ )

**અભિપ્રાય**—" કરિયાતાનો ઉકાળો કરવાથી તેનો ઔષધીય ગુણ ઓછો થાય છે તે મતને હું મળતો છું અને ઠંડા પાણીમાં તેનો ફાંટ કરવાની ભલામણ કરૂં છું. ( સીવીલ સરજન એસ. એમ. શિરકોરે, મુર્શિદાબાદ ). તે શક્તિવર્ધક અને જ્વરઘ્ન છે; મંદાગ્નિમાં તે જઠરાગ્નિ સતેજ કરવા સારૂ વાપરવામાં આવે છે. ( આ. સર્જન. આર. સી. ગુપ્તે. બાંકીપુર ). ઠંડા પાણીનો ફાંટ વધારે પસંદ કરવા લાયક છે. તે કિંમતી કડવું શક્તિવર્ધક છે.

( આ. સર્જન. ભટ્ટાચાર્યજી. ચંદા. )

તેના ફાંટ સાથે એકાદ બે ગ્રેન ક્વીનાઈન અને થોડાંક ટીપાં સલ્ફ્યુરીક એસીડનાં ઉમેરવાથી તે વધારે ગુણ કરે છે.

( સીવીલ સર્જન. સી. એમ. રસલ. સારન ).

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૧૭; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૪૦૭; N. p. 192; Indig. Drugs p. 307; Indi. Medi. Plants p. 851.

## ૨૬૧ મામેજવો.

**N. O. Gentianaceæ.**

**નામો**—नागजिह्वा, मामज्जक ( સંસ્કૃત ); મામેજવો ( કાઠિઆવાડ ); કડવી નાહી-નહી ( ગુજરાત ); મામિજવા ( મરાઠી ); છોટા કિરાયતા ( હિંદી. બંગાલી ); Enicostema littorale-ઍનીકોસ્ટેમા લીટોરેલ્ ( લેટીન ).

**ગુણાઃ—**　　नाहो च नागजिह्वाख्या तिक्तपत्रा क्षितौ क्षुपः ।
क्रमिहृत् क्षारकर्मा च तथा ममिजकः स्मृतः ॥
॥ शोढलः ॥

**વર્ણન**—મામેજવાના છોડવા ચોમાસે ઘણા ઉગી નીકળે છે. તે ઘણે ઠેકાણે જથાબંધ થાય છે. ખેતરના છેડાઓ ઉપર કે ઘાસના બીડમાં તે પુષ્કળ થાય છે. તેના છોડ ૨ થી ૪ ઇંચ કે વખતે ૧ થી ૧॥ ફુટ જેટલા ઉંચા હોય છે. ડાંડી ચોરસ, પાન ડીંટડી વગરનાં, સામસામાં, બન્ને છેડે સાંકડાં, લાંબાં, લીલાં અને ચળકતાં હોય છે. પાન ૧ થી ૩ ઇંચિ લાંબાં હોય છે, સ્વાદમાં અત્યંત કડવાં હોય છે. ફુલ ધોળાં અને સૂક્ષ્મ હોય છે. આખો છોડવો પાનથી ભરેલો અને કરીયાતાના જેવો કડવો હોય છે. દરેક પત્રકોણમાં ૩-૩ ફૂલ આવેલાં હોય છે.

કાઠિયાવાડમાં મામેજવો ઘણો થાય છે અને ત્યાંથી મુંબાઇ ચઢે છે. મામેજવાનું કેટલાક અથાણું પણ કરે છે.

**ગુણ-ઉપયોગ**—મામેજવાનાં પાનનો રસ તો. ૦ાા અને થોડાંક મરી પીવડાવવાથી તાવમાં ફાયદો થાય છે. મામેજવાનું સૂકું ચૂર્ણ પણ વાપરી શકાય છે. ૦ા તોલા માત્રામાં તે ચૂર્ણ છાશ સાથે પીવા આપવાથી મેલેરીયાના તાવમાં સારો ગુણ કરે છે. અતિસારમાં પણ આ ચૂર્ણ છાશ સાથે આપવું સારૂં છે. તે કૃમિને પણ મારે છે. હું ઘણા વખતથી આ દવા વાપરૂં છું અને તે ઉપયોગી છે એમ કહું છું. તે તાવમાં કામ સારૂં કરે છે. કવીનાઇન વાપર્યા પહેલાં આનો અજમાયશ કરવો જોઇએ.

**વક્તવ્ય**—સંસ્કૃત ગ્રંથોમાં આનો ઉલ્લેખ નથી મળી આવતો, પણ આવા અમૂલ્ય છોડવાઓને વાપરીને આપણે તેને દાખલ કરવા જોઇએ.

**ઉલ્લેખ**—વનસ્પતિ ગુણાદર્શ. પા.૫૭૩; વ. શા. પા. ૪૬૯; ફ. નિ. પા. ૫૮૩; N. p. 191; Watt III p. 245; Indi. Medi. Plants p. 845.

---

# श्लेष्मातकादि वर्ग

## ૨૬૧ ગુંદો

### N. O. Boragineæ.

**નામો**—श्लेष्मातकः, बहुवारकः, शेलुः, उद्दालः (સંસ્કૃત); ગુંદો (ગુજરાતી); ભોંકર (મરાઠી); લિસોડા (હિંદુસ્તાની); Narrow-leaved sepistan-નૅરોલીવ્ડ સેપીસ્ટન્ (અંગ્રેજી); Cordia Rothii-કૉર્ડીઆ રોથાઈ (લેટીન).

**परिचय**— महाश्लेष्मातकतरुः पंचांगे पिच्छलः स्मृतः ।
वृत्तपत्री वृत्तफलः अन्यो बिंदुकलस्मृतः ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— श्लेष्मातको हिमः स्वादुः स्याद्रूक्षः पिच्छलः शुचिः ॥

॥ ध॰ नि. ॥

श्लेष्मातकः कटुहिमो मधुरः कषायः
स्वादुश्च पाचनकरः कृमिशूलहारी ।
आमास्रदोषफलरोधबहुव्रणार्ति-
विस्फोटशान्तिकरणः कफकारकश्च ॥

*भूकर्बुदारो मधुरः कृमिदोषविनाशनः
वातप्रकोपनः किञ्चित् सशीतः स्वर्णमारकः ॥

॥ रा. नि. ॥

बहुवारो विषस्फोटव्रणविसर्पकुष्ठनुत् ।
मधुरस्तुवरास्तिक्तः केश्यश्च कफपित्तहृत् ॥
फलमामन्तु विष्टम्भि रक्तपित्तकफास्रजित् ।
तत्पक्कं मधुरं स्निग्धं श्लेष्मलं शीतलं गुरु ॥

॥ भा. प्र. ॥

श्लेष्मलं मधुरं शीतं श्लेष्मातकफलं गुरु ॥

चरक सू. २७-१५२.

**चरक**— १ कफजविसर्पे- .... त्वचं श्लेष्मातकस्य च पृथगालेपनं कुर्यात् ॥

चि. ११-८९.

---

* ભૂકર્બુદાર અને સ્વર્ણમારક એ બે પર્યાય શબ્દો ગુંદાના કરતાં કાંચનારની કોઈ જાતના પર્યાય હોય એમ લાગે છે. (અમૃતલાલ પટ્ટણી)

सुश्रुत— २ दशविधलूताविषे—सर्वासामेव युञ्जीत विषे श्लेष्मातकत्वचम् ॥ क. अ. ८–१०८

३ रक्तपित्ते-पटोलशेलुसुनिषण्ण....। हितश्च शाकं घृतसंस्कृतं सदा ॥ उ. अ. ४९–१६

चक्रदत्त— ४ केशकृष्णीकरणे—काञ्जिकापिष्टशेलुफलमज्जानि सच्छिद्रलौहगे । तदर्कतापात्पतति तैलं तन्नस्यग्रक्षणात् । केशा नीलालिसंकाशाः सद्यः स्निग्धा भवन्ति च । नयनश्रवणग्रीवादंतरोगांश्च हन्त्यदः॥

भावप्रकाश- ५ दृग्जातायां मसूर्याम्–प्रलेपश्चक्षुषोः दद्यात् बहुवारस्य वल्कलैः ॥ (मसूरिकाचि०)

बंगसेन— ६ विस्फोटे–श्लेष्मातकत्वचो वापि प्रलेपाश्चोतने हिताः ॥

राजमार्तण्ड— ७ शीतलायाम्–यावन्त्यः शीतलिका गात्रे यस्योत्थिताः प्रथममेव । श्लेष्मातकपत्राणि छिन्द्यात्तावन्ति तन्नाम्ना ॥

વર્ણન—ગુંદાના એ ત્રણ પ્રકારો છે. (૧) મોટો ગુંદો (૨) નાની ગુંદી (૩) અડબાઉ ગુંદી (Cordia mixa); ગુંદી લીયારગુંદી (Cordia Rothii) અને અડબાઉ ગુંદી (C. Perrottetii.)–આ ત્રણે જાતો ઘણેખરે ઠેકાણે થાય છે. અથાણું માટે જે મોટાં ગુંદાં વાપરવામાં આવે છે તે–Cordia mixa (बहुवारः श्लेष्मातकः) નાં ફળ છે. लघुश्लेष्मातक એટલે ગુંદી. આ ગુંદીને ઘણુ-ખરા લીયારગુંદી પણ કહે છે. આનાં ફળ નાનાં થાય છે, પાન લાંબાં થાય છે. ગુંદીનાં પાન ગોળાકાર હોય છે. भूकर्बुदार તે નાની ગુંદી–અડબાઉ ગુંદી હોય એમ જણાય છે. ગુંદીનાં ઝાડ, ફળના ઝુમખા આવે છે ત્યારે, સુંદર જણાય છે.

## વૈદ્યકમાં ગુંદાનો ઉપયોગ

ચરક— ૧ કફજ વિસર્પમાં–ગુંદાની છાલ પાણીમાં ઘસીને રતવા ઉપર ચોપડવી. ચિ. ૧૧–૮૮

સુશ્રુત— ૨ દશ જાતની 'લૂતા'ના વિષ ઉપર–દરેક જાતની લૂતાના ઝેર ઉપર ગુંદાની છાલ વાપરવી. ક. અ. ૮–૧૦૮

૩ રક્તપિત્તમાં–ગુંદાનું ઘીમાં વઘારેલું શાક રક્તપિત્તમાં, ખાવું સારૂં છે. ઉ. ૪૫–૧૬.

ચક્રદત્ત— ૪ વાળ કાળા કરવા માટે–ગુંદાના ફળની મજ્જાને (ઠળીયો ભાગીને તેમાંથી ગર્ભ લેવો) કાંજીમાં પીસીને એક નાના છિદ્રવાળા લોઢાના વાસણમાં ભરવું. પછી ઉપરથી તાપ

આપવો. છિદ્ર વાટે તેલ નીચે રાખેલા રીઢા વાસણુમાં પડશે. આ તેલનું નસ્ય આપવાથી અને માલીશ કરવાથી વાળ જલદીથી કાળા ભમર જેવા થઈ જાય છે. આ તેલ ખાવાથી આંખો, કાન, ગ્રીવા વિગેરેના રોગો મટે છે.

ભાવપ્રકાશ— ૫ આંખ ઉપર શીતળા હોય તો–ગુંદાની છાલનો ઘસારો શીતળાવાળા ભાગ ઉપર ચોપડયા કરવો.

બંગસેન— ૬ વિસ્ફોટકમાં–ગુંદાની છાલનો ઘસારો રોગવાળા ભાગ ઉપર ચોપડવો અથવા પોતાં બોળીને મૂકવાં.

રાજમાર્તંડ—૭ શીતળામાં–પહેલવહેલી જેટલી ફોલ્લીઓ શીતળાની ઉઠી હોય તેટલાં ગુંદાનાં પાન તે માણસનું નામ લઇને તોડવાં. (આથી શીતળા વધતો અટકતો હશે ??)

वक्तव्य—અમરસિંહે ગુંદીના ભેદ વર્ણવ્યા જણાતા નથી. અમરટીકાકાર ભાનુજી દીક્ષિતના સમયમાં ગુંદો 'लसोडा' અને ડલ્હણુના સમયમાં 'लिसा' નામથી ઓળખાતો. હિંદીમાં અદ્યાપિ ગુંદાને 'લિસોડા' કહે છે.

ચરકે વિષઘ્ન દશેમાનિમાં 'ગુંદા'નો ઉલ્લેખ કરેલો છે ( सू. ૪–૪૦ ). વિષના અધ્યાયમાં પણુ ગુંદાનો ઉલ્લેખ ત્રણુચાર સ્થળે મળી આવે છે (चि. ૨૫–૧૮૫–૧૯૯–૨૦૧ ). સુશ્રુતે તો બધી જાતનાં ઝેરમાં ગુંદો વાપરવા ભલામણુ કરેલી છે. ચરકમાં રક્તપિત્ત અને અતિસારમાં 'ગુંદો' યોજેલો જણાતો નથી–સુશ્રુતે યોજેલો છે. સુશ્રુતે ગુંદાના ફલસ્નેહને 'पित्तसंसृष्टे वायौ' વાપરવાનું કહ્યું છે ( चि. ૩૧–૫ ). વાળ કાળા કરવા માટે તો ફક્ત ચક્રદત્ત જ વાપરવા કહે છે એ યાદ રાખવાનું છે.

નોટ—" આનાં ફળને મોંઢામાં રાખી તેનો રસ અંદર ઉતારવાથી અથવા તેનું પાણી કરી પીવાથી છાતીને મૃદુ બનાવે છે; તેમજ કંઠની હલકને, સોજાને અને અવાજને ફાયદો આપે છે. ગરમ અને સૂકી ખાંસી તેમ જ બેસી ગએલા સાદને મટાડે છે. પિત્તની ઉષ્મા, તૃષા, અને પેસાબનો દાહ કે જે ગરમીથી થતો હોય તેમાં ફાયદો કરે છે. પેટમાં થયેલા કૃમિને કાઢવા માટે ઉપયોગી છે. આ ફળો થોડાં ખાવાથી પણુ વધારે તૃપ્તિ રહે છે, કારણુ કે તે ભારે છે, આંતરડાંમાંથી કફને કાઢે છે. તેની માત્રા તોલા ૪ થી ૩૦ ગુંદાં સુધીની છે, પરંતુ વધારે ખાવાથી પેટમાં નુકસાન કરે છે, અને કાળજાને પણુ નુકસાન કરે છે. તેનાં નવાં ફુટેલાં ચાર કે પાંચ પાંદડાંને કાતરી રાત્રિએ પલાળી સવારે તેને ચોળી વસ્ત્રગાળ કરી પીવાથી પેસાબમાં જતી ધાતુને અટકાવે છે, મૂત્રમાર્ગમાં થયેલાં ચાંદાંને રૂઝાવે છે અને પ્રમેહમાં થતા દાહને

પણ શાંત કરે છે. તેની છાલની રાખ અગ્નિથી દાઝેલી જગ્યા ઉપર લગાડવાથી ફાયદો થાય છે.

વિસ્ફોટકમાં ગુંદાની છાલનો લેપ કરવાથી અથવા તેનો કવાથ કરી તે વડે સીંચવાથી આરામ થાય છે, અને નેત્રમાં થયેલ મસૂરિકા માટે આની છાલનો લેપ નેત્ર ઉપર કરવાથી ફાયદો થતો જણાય છે એમ સુશ્રુત કહે છે."

('વનસ્પતિ ગુણાદર્શ'માંથી)

ઉલ્લેખ—વ. શા. પા. ૪૭૨; રૂ. નિ. પા. ૪૨૦; N. p. 194; Watt II p. 595; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૩૫; Indi. Medi. Plants p. 859.

---

## ૨૬૩ ઉંધાપુલી.

**N. O. Boragineæ.**

**નામો**—अधःपुष्पी, रोमालु (સંસ્કૃત); ઉંધાફુલી (ગુજરાતી); ગાઓઝા, છોટાપુલ્યા (મરાઠી); ઓંધાપુલ્લી (હિંદી); Trichodesma indicum–ટ્રાઇકોડેસ્મા ઇન્ડીકમ્ (લેટીન).

**ગુણાઃ**— अधःपुष्पी च चक्षुष्या मूढगर्भापकर्षिणी ॥

॥ शीतलः ॥

**વર્ણન**—ઉંધાફુલીના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તેના આખા છોડવા ઉપર રૂંછાળ હોય છે. એનાં પાન આંતરે, અને ઉપર જતાં સામસામાં પણ આવેલાં હોય છે. ફુલ ઉંધાં લટકેલાં જણાય છે. ફુલ ફીકાં, ગુલાબી રંગનાં થાય છે. એના છોડવા તમામ જાતનાં ઢોર ખાય છે.

**ગુણ**—આંખના રોગને ટાળે છે અને છોડ થયું હોય તેને કાઢે છે.

**શીતલ.**

**નવ્યમત**—સર્પવિષમાં આ દવા જાણીતી છે. આ મૂત્રલ પણ છે. આનો શીતકષાય શોધક મનાય છે. ફકખણમાં આ છોડનો રૂઝ લાવવા માટે પોટીસ તરિકે ઉપયોગ કરવામાં આવે છે. (વૉટ)

છોટાનાગપુર તરફ આનાં મૂળનું ચૂર્ણ સોજા ઉતારવા માટે–ખાસ કરીને સાંધાઓ ઉપર–લગાવવામાં આવે છે. (કેમ્પબેલ)

ઉલ્લેખ—વ. શા. પા. ૪૭૮; રૂ. નિ. પા. ૫૮૪; N. p. 197; Watt VI. part IV p. 80; Indi. Medi. Plants p. 866.

---

## ૨૬૪ હાથીસુંઢાં

**N. O. Boragineæ.**

નામો—हस्तिशुण्डी ( સંસ્કૃત ); હાથીસુંઢાં ( ગુજરાતી ); ભુરૂંડી ( મરાઠી ); હાતીશુંડ ( હિંદી ); હાતિશુંડા ( બંગાલી ); Indian turn-sole—ઇન્ડીયન ટર્ન–સોલ ( અંગ્રેજી ); Heliotropium Indicum—હેલીયોટ્રોપીયમ્ ઇન્ડીકમ ( લેટીન ).

ગુણાઃ— हस्तिशुण्डी कटूष्णा स्यात् सन्निपातज्वरापहा ॥

॥ रा॰ नि ॥

ગુણ—હાથીસુંઢાં કટુ, ઉષ્ણ, અને સન્નિપાતજ્વરને હણનાર છે.

રાજનિઘંટુ

વર્ણન—હાથીસુંઢાંના છોડવા ૧ થી ૨ ફીટ ઉંચા, ઘણી શાખાઓવાળા, હોય છે. પાન આંતરે, અથવા જરા આંતરો હેતાં સામસામાં હોય છે. તે ૧ થી ૪ ઇંચ લાંબાં અને ૦ાા થી ૨ ઇંચ પહોળાં હોય છે; ડીંટડી તરફ ખાંચવાળાં કે સાંકડાં થતાં અથવા બન્ને છેડે સાંકડાં થતાં, કરચલીવાળાં, બહુધા દાંતાવાળાં, લીલા કે ઘેરા રંગનાં અને રૂંછાળવાળાં હોય છે.

ફુલની મંજરી ૧ થી ૮ ઇંચ લાંબી, પાનની વિરૂદ્ધ દિશાએથી નીકળેલી હોય છે. તે ઉપર ફીક્કા જાંબુડા રંગનાં ફુલો આવેલાં હોય છે. તે મંજરી પર એક બાજુ બે હારમાં ગોઠવાયલાં હોય છે. આ ફુલની મંજરી હાથીની સુંઢ જેવી છેડે વાંક વળતી હોય છે માટે એને હાથીસુંઢાં કહે છે. પાણીવાળી જમીનમાં આ થાય છે.

નવ્યમત—હાથીસુંઢાં બહાર ચોપડવાથી વેદનાહર છે. હાથીસુંઢાંનો રસ દીવેલ સાથે ગરમ કરીને વીંછીના ડંખની વેદના ઓછી કરવા માટે અપાય છે. ગાંડા કુતરાના ડંખ ઉપર પણ આ પ્રમાણે અપાય છે. ગડગુંબડાં અને મ્હોં ઉપર ફોલ્લી થયેલી હોય તો પાન ચોપડવામાં આવે છે.

ખોરી. ભા. ૨. પા. ૪૨૨.

દુનિયાના ઘણાખરા ભાગોમાં ઢગલાબંધ ઉગતા આ છોડનાં પાન વ્રણ, ચાંદાં, સોજો વિગેરે ઉપર ચોપડવા માટે ઉપયોગી છે એ ઘણા જાણે છે. પાનમાં રૂઝ લાવવાનો મોટો ગુણ છે. આ છોડમાં મૂત્રલ શક્તિ પણ છે એમ મનાય છે. ( 'ફાર્માકોપીયા ઇન્ડીકા' ).

પાનનો રસ અડધા ડ્રામથી ૩ ડ્રામ સુધીની માત્રામાં પટણી તરફ તાવમાં આપવામાં આવે છે. ( ઈર્વીન ).

પૉંડીચેરીકોના વતનીઓ આ છોડને ગમે તે જાતનાં ચાંદાં માટે અક-

સીર ગણે છે. પણ તે ઉપરાંત આ છોડમાં ગલક્ષત-Sore-throat-સાફ કરવાની અજબ શક્તિ છે. શ્વાસનળીના વરમમાં, અને ચોળીઆના વરમમાં ( Pharyngitis and tonsillitis ) મ્હેં આ પાન અનેક વખત વાપરી જોયાં છે. પાન અને ફુલનો ક્વાથ કરી તેના કોગળા ભરાવવાથી તેમજ એ ક્વાથ દર બબ્બે કલાકના અંતરે ૧-૧ પ્યાલાના પ્રમાણમાં પીવાડવાથી ઉપરોક્ત બન્ને દરદોની વેદના શાંત થઇ જાય છે એમ મારો અનુભવ છે.

( ડૉ. એમેડો. Ph. J. of April 28; 1888. )

ઉલ્લેખ—વ. શા. પા. ૪૭૭; N. p. 196; Watt IV p. 214; Indi. Medi. Plants p. 865.

---

## ૨૬૫ ગાઉઝબાન

### N. O. Boragineæ.

નામો—ગાઉઝબાન ( લગભગ બધી જ ભાષાઓમાં આ નામથી ઓળખાય છે. ) Onosma bracteatum-ઑનોસ્મા બ્રૅક્ટીએટમ ( લેટીન ).

સ્થાનક—પશ્ચિમ હિમાલય, કાશ્મીર, કુમાઉન અને પિંડારી તરફ આ છોડ થાય છે.

વર્ણન—આ નાનો છોડ થાય છે. આનાં પાન ઇરાન તરફથી હિંદમાં આવે છે; બજારમાં વેચાતાં મળે છે. હકીમો તેને વાપરે છે.

ઉપયોગ—દેશી હકીમો ગાઉઝબાનને બલ્ય, અને રસાયન લેખે છે. સંધિવા, સીફીલીસ અને લેપ્રસીમાં ગાઉઝબાનનો ક્વાથ પીવાય છે.

( સખારામ અર્જુન )

આ સારૂં શીત ઔષધ છે. તાવના જોસ વખતે જે ગજબ તૃષા ઉપડે છે તેને છીપાવવા માટે ગાઉઝબાન કરતાં બીજું વધારે સારૂં ઔષધ એક પણ નથી. હૃદયસ્પંદ, હોજરીની બળતરા, મૂત્રાશયની ઉશ્કેરણી અને પથરીમાં પણ આ ઔષધ સારૂં કામ કરનાર છે. ૧ તોલો ગાઉઝબાન અને ૨૦ તોલા પાણી આ પ્રમાણમાં તેનો ક્વાથ બનાવવામાં આવે છે. માત્રા ૨ થી ૪ ઔંસ સુધી.

( મુઇદ્દીન શરીફ. )

વક્તવ્ય—ઇન્ડીયન મૅડીસીનલ પ્લૅંટ્સમાં ચોધારાને-Anisomelus Malabarica ને હિંદી નામ ગાઉઝબાન આપેલું છે; પણ આ ગાઉઝબાન એથી ભિન્ન છે.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 869; Indig. Drugs. p. 210.

---

# वृद्धदार्वादि वर्ग

## N. O. Convolvulaceæ.

### ૨૬૬ સમુદ્રશોષ.

નામો—वृद्धदारु, अंतःकोटरपुष्पी, छगलान्त्री ( સંસ્કૃત ); સમુદ્રશોષ, સમદરશોષ, વરધારો ( ગુજરાતી ); સમુદ્રસોખ ( હિંદી. મરાઠી ); બિજ્તાડક ( બંગાલી ); Argyreia speciosa–આરજીરીયા સ્પેસીયોઝા ( લેટીન ).

परिचय— त्रिकोणकाण्डा सुबहुप्रताना फलेषु पीता कुसुमेषु रक्ता ।
पत्रैः सदुग्धैः मृदुरोमवद्भिः ताम्बूलतुल्यैः घनमूलकन्दैः ॥
॥ अष्टांगसंग्रहे इति सिद्धमंत्रटीकायाम् ॥

गुणाः— वृद्धदारुः कटुस्तिक्तः तथोष्णः कफवातजित् ।
श्वयथुकृमिमेहास्रवातोदरहरः परः ॥
॥ ध. नि ॥

वृद्धदारुद्वयं गौल्यं पिच्छिलं कफवातहृत् ।
बल्यं कासामदोषघ्नं द्वितीयं स्वल्पवीर्यदम् ॥
॥ रा. नि ॥

रसायनो वृद्धदारुः शोथवातामवातजित् ।
कासश्वासज्वरहरो बल्यः पिच्छिल एव च ॥
॥ भा. प्र ॥

रसायनो वृद्धदारः शोथामवातरोगजित् ॥
॥ राजवल्लभः ॥

शोढल— १ क्रोष्टुकशीर्षे–क्षीरेणैरण्डतैलं वा पिबेद्वा वृद्धदारकम् ॥
॥ वातरोगाधिकारे ॥

२ वातरोगे–मद्यारनालगोजलसलिलस्नेहैस्तथा रसैः यूषैः ।
नानावस्थं शमयेदुपयुक्तो वृद्धदारकः पवनम् ॥

३ उरुस्तंभे–पिबेदुष्णाम्बुना वृद्धदारुनागरचूर्णकम् ।
उरुस्तम्भसमुद्भूतविकारव्यथयाऽन्वितः ॥
। उरुस्तंभाधिकारे ।

४ रसायनार्थम्–वाजिवेगो गजप्राणः सुरूपो भास्करद्युतिः ।
यो लिह्यात् सर्पिषा चूर्णं वृद्धदारुकमूलजम् ॥

सप्ताहं यूषभक्ताशी स्यात्स किन्नरतुल्यवाक् ।
लिहन् वा मधुसर्पिर्भ्यां धात्रीस्वरसभावितम् ॥
क्षीरेण वा पिबेन्मासं शतं जीवेदरुक् सुखी ॥

वृन्द— ५ श्लीपदे—काञ्जिकेन पिबेच्चूर्णं वृद्धदारुकसंभवम् ॥
॥ श्लीपदाधिकारे ॥

बंगसेन— ६ पुत्रकामार्थम्–वृद्धदारकमूलेन घृतं पक्वं पयोऽन्वितम् ।
एतद्वृष्यतमं सर्पिः पुत्रकामः पिबेन्नरः ॥ स्त्रीरोगाधिकारे ॥

વર્ણન—વરધારો એટલે સમુદરશોષનાં મૂળ એમ વિદ્વાઓએ નક્કી કરેલું છે. સમુદરશોષનો વેલો બહુ લાંબો અને મજબુત થાય છે. તે ૪૦ થી ૫૦ ફીટ ઉંચાં ઝાડો પર ચઢી જઇ તેના પર ફરી વળે છે. એ વેલામાં જાડી ને પાતળી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. આ વેલાની લંબાઇ અને તેના મોટા કદ ઉપરથી અંગ્રેજીમાં તેને હાથીવેલ ( Elephant Creeper ) કહે છે. કોન્વૉલ્વ્યુલેસી વર્ગમાં મોટામાં મોટો–સૌથી લાંબો અને જબ્બર વેલો આજ થાય છે. પાન આંતરે આવેલાં હોય છે. તે ૨ થી ૧૦ ઇંચ કે ૧ ફુટ લાંબાં હોય છે, તેની લંબાઇ અને પહોળાઈમાં થોડો જ ફેર હોય છે. તેની ડીંટડી ગોળ અને લાંબી હોય છે; ને તેના પર ધોળા વાળની રૂંવાંટી હોય છે. તેને મથાળે બન્ને બાજુ અકકેક ચપટી, ખડબચડી, ભુરાશ કે લાલાશ લેતા રંગની રૂસકુપ્પી–gland–આવેલી હોય છે. પાનની ઉપરની સપાટી લીસી, ચળકતી, અને કાળાશ લેતા લીલા રંગની હોય છે. નીચેની સપાટી ઉપર રૂપા જેવા ધોળા ને મખમલ જેવા સુંવાળા વાળની રૂંવાંટી આવેલી હોય છે, તેથી તે સફેદ દેખાય છે. આથી આ પાન બહુ જ બાનકદાર દેખાય છે. પાનનાં ટેરવાં અણીવાળાં હોય છે, ને ડીંટડી પાસે પાનની કોર બે વિભાગવાળી હોય છે. પાનમાંની નસો બહુધા સામસામી હોય છે. ફુલને ધારણ કરનાર સળી પત્ર-કોણમાંથી નીકળેલી હોય છે; તેની લંબાઇ ૬ ઇંચથી ૧ ફુટની હોય છે. એ સળીને મથાળે ફુલનો અર્ધછત્રાકાર ઝુમખો આવેલો હોય છે. ફુલ મોટાં, ઘેરા ગુલાબી રંગનાં, ઘંટાકાર, ચોમાસે અને શિયાળાની શરૂઆતમાં આવે છે. ફળ શિયાળે પાકી જાય છે.

સડતાં ગુંબડાં અને ચાંદાં ઉપર કોમળ પાન ઉંધાં બાંધવામાં આવે છે. પરૂ નીકળી ગયા પછી પાન છતાં બાંધવામાં આવે છે. આ વાત ઘણાખરા જાણે છે.

સમુદ્રના કિનારાના મૂલકમાં સમુદરશોષ વિશેષ થાય છે તેથી અથવા તો તે જ્યાં આગળ થાય છે તે જગોની આજુબાજુનો ઘણો રસ ચુસી લે છે

તેથી તેનું નામ સમુદ્રશોષ પડયું હશે એમ જયકૃષ્ણભાઈનું અનુમાન છે. વધુ માટે વાંચો 'વનસ્પતિશાસ્ત્ર' પાનું. ૪૮૬-૮૭.

### વૈદ્યકમાં સમુદ્રશોષનો ઉપયોગ

શોઢલ— ૧ ક્રોષ્ટુકશીર્ષ (ઘુંટણ ખૂબ ફુલી જાય છે અને તેમાં પુષ્કળ વેદના થાય છે તે વાતજન્ય રોગ)માં—વરધારાનાં મૂળ દુધ અને દીવેલ સાથે પીવાં.

૨ વાયુના રોગોમાં—વરધારાનું ચૂર્ણ મદ્ય, કાંજી, ગોમૂત્ર, પાણી, તેલ, ઘી, માંસનો રસ, યૂષ વિગેરે અનુપાનમાં પીવાથી વિવિધ જાતના વાતરોગો મટે છે.

૩ ઉરૂસ્તંભમાં—વરધારાનું અને સુંઠનું ચૂર્ણ સમાન ભાગે ગરમ પાણી સાથે પીવું. આથી ઉરૂસ્તંભ ધીમે ધીમે મટી જાય છે.

૪ રસાયન તરિકે—વરધારાનાં મૂળનું સૂક્ષ્મ ચૂર્ણ ઘી સાથે ચાટવાથી માણસમાં અથાગ બળ આવે છે, રૂપમાં વધારો થાય છે, અને કાંતિમાં ચમક આવે છે. આનું આંબળાંના રસમાં ભાવના આપેલું ચૂર્ણ મધ અને ઘી સાથે અથવા દુધ સાથે ૧ માસ સુધી પીવામાં આવે તો સો વર્ષ સુધી માણસ નીરોગી જીવન જીવી શકે છે અને સુખ ભોગવે છે.

વૃંદ— ૫ હાથીપગામાં—વરધારાનાં મૂળનું ચૂર્ણ કાંજી સાથે પીવું.

બંગસેન— ૬ પુત્રની કામનાવાળાએ—વરધારાના મૂળથી પકાવેલું ઘી દુધ સાથે જે પુરૂષ પીએ છે તે પુરૂષ પુત્રનો પિતા થાય છે.

**વક્તવ્ય**—શ્યામાદિગણમાં સુશ્રુતે 'महाश्यामा'નો ઉલ્લેખ કર્યો છે. ટીકાકાર શ્રી ડલ્હણ તેનો અર્થ वृद्धदारक કરે છે. વળી તેજ ગણમાં 'छगलान्त्री' શબ્દ પણ આવે છે અને એનો અર્થ ટીકાકાર 'वृद्धदारकभेदः' કરે છે. સુશ્રુતમાં મહાશ્યામા શબ્દ ફક્ત એક જ જગોએ (सू. ૩૮-૨૯) વપરાયલો છે. મૂળને સુશ્રુત અધોભાગહર માને છે (सू. ૩૯-૪)-"तत्र तिल्वकपूर्वाणां मूलानि।" અહિંઆં છગલાન્ત્રીનો અર્થ वृद्धदारकः ટીકાકારે કરેલો છે. વળી सू. ૪૬-૨૯૪ માં ટીકાકાર "छगलान्त्री वृद्धदारकस्य पत्राणि बुक्तेत्यपरे" એમ જણાવે છે.

ચરકમાં તેમજ સુશ્રુતમાં वृद्धदारक શબ્દ તો નથીજ. ચરકમાં महाश्यामा અને छगलान्त्री આ શબ્દો પણ મ્હને જડયા નથી. अन्तःकोटरपुष्पी શબ્દ એકજ

વખત (सु. अ. १-८१) વપરાયલો છે-ફલિનીના હેડીંગમાં વિરેચન તરિકે. વાગ્ભટમાં પણ વૃદ્ધદારક કે છગલાંત્રી શબ્દ નથી.

શોઢલે वृद्धदारककल्प આપ્યો છે તે વાંચવા યોગ્ય છે. (જુઓ 'ગદનિગ્રહ' ભા. ૨. પા. ૬૯૬ ).

અષ્ટાંગસંગ્રહકારનું તેમજ શિવનિઘંટુકારનું ઓળખાણ વાંચતાં સમુદ્રશોષ એજ વરધારો લાગે છે.

રાજનિઘંટુમાં वृद्धदारुद्वयम् નો ઉલ્લેખ આવે છે. બીજી ફાંગ હોય એમ અનુમાન થાય છે. આ વિષય રા. જયકૃષ્ણભાઇ અને બીજાઓએ સારી રીતે છેડેલો છે એટલે નાહકનું પિષ્ટપેષણ નહિં કરતાં વાંચકોને 'વનસ્પતિસાસ્ત્ર' જોઈ લેવાજ ભલામણ કરીને વિરમીશું.

વૈદ્યકલ્પતરૂ પુ. ૨૦ અંક ૯ મા અને ૧૦મામાં જયકૃષ્ણભાઇએ વરધારાનાં બીજ ઉપર પ્રકાશ નાખવા પ્રયાસ કર્યો છે.

**Actions and Uses**—Alterative, tonic, given in rheumatism and syphilis. The under surface of the leaf is irritant and it sometimes acts as a vesicant. The upper surface is cooling and supposed to possess healing properties.

R. N. Khory. II. p. 414.

**ભાવાર્થ**—વરધારાનાં મૂળ બલ આપનાર અને રસાયન છે. સંધિવા કે સીફીલીસથી સાંધા ઝલાઇ ગયા હોય તેમાં આ સારૂં કામ કરે છે. પાન ઉંધું બાંધવાથી ગડગુંબડને પકવીને ફાડી નાખે છે. એમાં સ્હેજ દાહક ગુણ રહેલો છે. છતું બાંધવાથી વ્રણ રૂઝાઇ જાય છે. તે ઠંડુ છે.

ખોરી. ભા. ૨. પ. ૪૧૪.

**નોંધ**—આ વેલ આટલી બધી વધવાનું શું કારણ હશે? આવો પ્રશ્ન ઘણા જીજ્ઞાસુઓને થાય ખરો. દરેક વસ્તુ પ્રકાશ ઇચ્છે છે. જેને જીવવું છે તેને માટે આ પ્રકાશ-light-આવશ્યક છે. ઘાડાં જંગલોમાં થનારી દરેક વેલો, છોડવા, ઝાડવાં-બધાં જ સૂર્યનો પ્રકાશ મેળવવા મથે છે. આ વેલનું પણ એમ જ. ઘાડાં જંગલોમાં જ આ થાય છે, અને તેથી જેમ બને તેમ સૂર્યનો પ્રકાશ મેળવી લેવાને અધીરી થઇ ગયેલી હોય છે; એટલે આજના કરતાં કાલે અને કાલના કરતાં પરમ દિવસે આ વેલ ખૂબ ઝપાટાભેર આગળ વધે છે. કોઇ ઝાડને તે પકડી પાડે છે અને વળ (twining) ખાતી ખાતી આગળ વધે જ જાય છે. આખરે પ્રકાશ મેળવી શકે એમ તેને જણાય છે ત્યારે જ

તે વિરમે છે. આ પછી જ પત્રપુષ્પથી પોતે અલંકૃત થાય છે. જીવન નભાવતાં—જીવન જીવતાં—ન આવડતું હોય ત્યાં આભૂષણો શા કામનાં હોય ? આ વિષે રસિક વર્ણન વાંચવું હોય તો વાંચો Glimpses into the life of Indian Plants પાનું ૮૫ થી ૮૯.

ઉલ્લેખ—વ. શા. પા. ૪૮૪ થી ૪૮૮; રૂ. નિ. પા. ૩૫૦; N. p. 200; Watt I p. 310.

---

## ૨૬૭ અમરવેલ

### N. O. Convolvulaceæ.

નામો—अमरवल्ली, आकाशवल्ली, अंत्रवल्ली ( સંસ્કૃત ); અમરવેલ, અંતરવેલ ( ગુજરાતી ); આકાશવેલ્ય, અંતરવેલ્ય ( મરાઠી ); Cuscuta reflexa–કસ્કુટા રીફ્લેકસા ( લેટીન ).

आकाशवल्ली तु बुधैः कथितामरवल्लरी ॥

॥ भा॰ प्र॰ ॥

खवल्ल्याकाशवल्ली स्यादस्पर्शा व्योमवल्लिका ।
आकाशनामपूर्वा सा वल्लीपर्याय सास्मृता ॥

॥ रा. नि ॥

गुणाः— खवल्ली ग्राहिणी तिक्ता पिच्छलाल्या[ क्ष्या ?]मयापहा ।
तुवराग्निकरी हृद्या पित्तश्लेष्मामनाशिनी ॥

॥ भा. प्र ॥

आकाशवल्ली कटुका मधुरा पित्तनाशिनी ।
वृष्या रसायनी बल्या दिव्यौषधिः परा स्मृता ॥

॥ रा. नि ॥

आकाशवल्लिका किंचित्कटुका मधुरा प्रिया ।
वृष्या जराव्याधिहंत्री ग्राहिकाग्निप्रदीपनी ॥
तुवरा श्लेष्मसदृशी तिक्ता नेत्ररुजापहा ।
कफामपित्तहंत्री च ऋषिभिः परिकीर्तिता ॥

॥ निं. र ॥

વર્ણન—અમરવેલના વેલા તાર જેવા પીળા રંગના થાય છે. ઘણુંખરાં ઝાડ ઉપર તે પથરાયલી જણાય છે. એવું કહેવાય છે કે એકાદું ઘુંચળું બીજા ઝાડ ઉપર નાખ્યું હોય તો તે ત્યાં પણ થાય છે. તે ભાદરવાથી કારતક માગશર સુધી વધારે જોવામાં આવે છે. ઘણી વખત બારે માસ પણ જણાય છે. મુ. જયકૃષ્ણભાઇ કહે છે કે–“ એના વેલા પણ બીજી પુષ્પ ધારણ કરનારી વનસ્પતિની પેઠેજ બીજમાંથી ઉગે છે, પણ તે ઉગતાં જ તેની પડખે જેવી વનસ્પતિ ઉગી હોય છે તેવી ઉપર ચઢે છે. અને પછી તે પર રહી તેમાંથી પોતાનો ખોરાક લે છે.” મૂળ ઘણું સૂક્ષ્મ હોય છે. તે મરી જાય છે. તેને પાન હોતાં નથી. ૧ થી ૬ કે વધારે નાનાં નાનાં ફુલોની ઝુમખીઓ નીકળે છે. એનાં ફ્લ પણ થાય છે. વિશેષ વિવેચન માટે જુઓ ‘વનસ્પતિશાસ્ત્ર.’ પાનું. ૫૧૪

ઉપયોગ—ગ્રાહી, તિક્ત, પિચ્છિલ, તુવર, અગ્નિકૃત્, હૃદ્ય, પિત્ત અને શ્લેષ્મને હરનાર, વૃષ્ય, રસાયન, બલ્ય, વિગેરે ગુણો છે. તે ગ્રાહી હોવાને લીધે અને અગ્નિપ્રદીપન કરનાર હોવાને લીધે સંગ્રહણીમાં અને અતિસારમાં વાપરી શકાય છે. નેત્રની પીડાને પણ હરે છે. હાથપગની બળતરા પર બાંધવાથી ટાઢક થાય છે. રતવા અને ગડગુંબડાં ઉપર પોટીસ તરિકે બાંધવામાં આવે છે.

વક્તવ્ય—પ્રાચીન ગ્રંથોમાં અમરવેલનો ઉલ્લેખ નથી. अमृतवल्ली શબ્દ આવે છે પણ ટીકાકાર તેનો અર્થ તો અમૃતા–ગળો કરે છે. ભાવપ્રકાશ, રાજનિઘંટુ અને ધન્વન્તરીય નિઘંટુમાં તે વપરાયલી છે. અમરકોષમાં તે જણાતી નથી. ઘણા પાશ્ચાત્ય ડૉકટરોએ પણ તેનો ઉલ્લેખ નથી કર્યો. નૅર્ન સાહેબ તેમના “ફ્લાવરીંગ પ્લેન્ટ્સ ઑફ વેસ્ટર્ન ઇન્ડીયા” નામના પુસ્તકમાં અમરવેલ અને આકાશવેલ એ બન્ને ભિન્ન ભિન્ન વનસ્પતિઓને વર્ણવે છે. મુ. જયકૃષ્ણભાઇ પણ એ ભેદ સ્પષ્ટ કરે છે:—

અમરવેલ= { Cuscuta reflexa અને
,, chinensis }

આકાશવેલ=Cassytha filiformis.

N. O. Laurineæ.

નૅર્ન પણ અમરવેલને આકાશવેલ જેવી જ ગણાવે છે, પણ બન્ને ભિન્ન ભિન્ન નૈસર્ગિક વર્ગની વનસ્પતિઓ છે એમ જણાવે છે. સ્વ. પદે શાસ્ત્રી આંબા ઉપર થતા વાંદાને આકાશવેલ અને અમરવેલ બતાવે છે પણ તે ભૂલ છે. ‘વૈદ્યકશબ્દસિંધુ’કાર અમરવેલના નવા ગુણ નીચે પ્રમાણે વર્ણવે છે:—

वृष्यवल्ली बलकरी परं वृष्या रसायनी ।
मूत्रकृत् स्वेदजननी पुष्टिदा कार्श्यवारिणी ॥
औपदंशिकरोगांश्च हरेदियम् ॥ ॥ वैद्यकम् ॥

એટલે તે તાવ, ઉપદંશ વિગેરેમાં વાપરી શકાય એવી છે. વૈદ્યો વાપરીને ખાતરી કરે ત્યારે ખરૂં સત્ય તો સમજાય.

નવ્યમત—" અમરવેલનાં બીજ વાતઘ્ન (Carminative) છે, અને તે કારણથી તેને બાફીને પેટ ઉપર બાંધવામાં આવે છે. વેદના શાંત કરવા માટે પણ તે બહાર ચોપડાય છે. શીતકષાય શોધક (depurative) કહેવાય છે. પંજાબમાં રેચની દવાઓમાં આનો ઉપયોગ થાય છે.

(સ્ટુઅર્ટ)

" સિંધ અને પંજાબના દેશી ડૉક્ટરો આ છોડનાં બીજને રસાયન તરિકે માને છે અને રક્તશુદ્ધિ માટે સાસોપરીલા સાથે આને ચોજે છે. દેશીઓને આ પરપુષ્ટ છોડની ઉચ્ચાઈની ખબર નહિ હોવાને લીધે તેમજ આ અદ્ધર જોવામાં આવતી મૂળીયાં વગરની ઔષધિ (ખરી રીતે મૂળીઆં તો હોય છેજ પણ સાધારણ માણસોને એમ જ લાગે છે કે મૂળ નથી.) હોવાથી એવી માન્યતા છે કે જે કોઇને આનાં મૂળીઆં હાથ આવશે તે અઢળક ધનનો ભોક્તા થશે. (મુરે.)

" અમરવેલની ડાંડીઓ પિત્તના રોગોમાં ઉપયોગી છે એમ ' બોમ્બે ગેઝેટીયર 'માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

" અમરવેલ રેચક છે. બહારથી ખસ ઉપર તેનો ઉપયોગ કરવામાં આવે છે. લાંબા વખતના હઠીલા તાવોમાં, વાછુટ થતી ન હોય તેમાં અને કાળજાના સ્હેજસાજ વરમમાં પીવાય પણ છે. આથી તરસ લાગે છે એમ કહેવાય છે." (પંજાબ પ્રોડક્ટસ્)

Indian Medicinal Plants p. 889.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૫૮; Indi. Medi. Plants p. 888; N. p. 206; Indig. Drugs. p. 109.

---

## ૨૬૮ ઉંદરકણી

### N. O. Convolvulaceæ

નામો—आखुकर्णी, मूषिकाह्वया, मूषराभया (સંસ્કૃત); ઉંદરકણી (ગુજરાતી); ઉંદિરકાની (મરાઠી); મુષાકાની (હિંદી); Ipomœa reniformis આઈપોમીયા રેનીફૉર્મિસ (લેટીન).

गुणाः— आखुकर्णी कटुस्तिक्ता कषाया शीतला लघुः ।
विपाके कटुका मूत्रकफामयक्रमिप्रणुत् ॥
॥ भा० प्र ॥

लघ्वाखुकर्णी कटुका तिक्ता चोष्णा च शीतला ।
रसायनी सरा लघ्वी कषाया कफपित्तनुत् ॥
शूलज्वरक्रमिग्रन्थिमूत्रकृच्छ्रप्रमेहकृत् ॥
आनाहोदरहृद्रोगविषपांडुभगंदरान् ॥
कुष्ठानि नाशयत्येवं पूर्ववैद्यैः निरूपितम् ।
आखुकर्णी बृहत्युक्ता शीतला मधुरा स्मृता ॥
रसबंधकरी नेज्या रसायनी अथ शूलनुत् ॥
ज्वरं क्रमिं व्रणं चाखुविषं चैव विनाशयेत् ॥
॥ नि० र ॥

चरक— १ क्रमिकोष्ठाय—मूषिकपर्णीं समूलाग्रप्रतानामपहृत्य खण्डशः छेदयित्वा उदूखले क्षोदयित्वा पाणिभ्यां पीडयित्वा च रसं गृह्णीयात् । तेन रसेन लोहितशालितण्डुलपिष्टं समालोड्य पूपलिकां कृत्वा विधूमेष्वङ्गारेषु विपाच्य विडंगतैललवणोपहितां क्रमिकोष्ठाय भक्षयितुं प्रयच्छेत् ॥ वि. ७–२१

सुश्रुत— पत्रैः मूषिकपर्ण्या वा सुपिष्टैः पिष्टमिश्रितैः ।
खादेत्पूपलिकाः पक्त्वा धान्याम्लं च पिबेदनु ॥ उ. ५४–२७

गदनिग्रह— २ गर्भप्रदयोगे—गर्भाभावकृतान् दोषान् एका एव हि नाशयेत् ।
योनिमध्यस्थिता स्त्रीणां मूषिककर्णीशिफा ध्रुवम् ॥
[ वंध्याधिकारे ]

વર્ણન—ઉંદરકણીના વેલા ચોમાસામાં તેમજ બારે માસ ઉગેલા જેવામાં આવે છે. એનાં પાન ઉંદરના કાન જેવાં હોય છે તેથી તેને ઉંદરકણી કહેતા હશે. એના વેલા ૧ થી ૨ કે વખતે ૩–૪ ફીટ લાંબા વધેલા હોય છે. એના વેલાને ઘણું કરીને ગાંઠે ગાંઠે મૂળ ફુટી જમીનમાં ઉતરતાં હોય છે અને ઉપરની બાજુ તેમાંથી શાખાઓ અને પાન નીકળતાં જાય છે. ફુલ સૂક્ષ્મ, પીળા રંગનાં અને ફલ તેની જાત પ્રમાણે ગોળાઇ લેતાં આકાર થાય છે. પાન આંતરે આવેલાં હોય છે.

## વૈદ્યકમાં ઉંદરકણીનો ઉપયોગ

ચરક— ૧ કૃમિમાં–મૂળસોતો ઉંદરકણીનો વેલો લાવવો. તેને પાણીથી સારી રીતે ધોઇ નાખવો. પછી તેના નાના નાના કકડા કરી, ખાંડણીયામાં ખાંડી, હાથવડે નીચોવીને રસ કાઢી લેવો. આ રસમાં રાતા ચોખાનો લોટ પલાળીને નિર્ધૂમ અંગારા ઉપર પુરીઓ પકાવી લેવી. આ પુરીઓ વાવડીંગના તેલ અને સિંધાલુણ સાથે કૃમિવાળાને ખાવા આપવી.

( સુશ્રુતોક્ત પ્રયોગ પણ ઉપર પ્રમાણેજ છે. )

ગદનિગ્રહ— ૨ ગર્ભપ્રદયોગ–સ્રીઓના ગર્ભના અભાવ થકી થયેલા દોષો, એકલા ઉંદરકણીના મૂળને યોનિની મધ્યમાં રાખવાથી જ સમૂળગા નાશ પામે છે.

वक्तव्य—એનાં બીજાં નામો द्रवन्ती, शंबरी, चित्रा, न्यग्रोधी, पुत्रश्रेण्या, भूचरी નિઘંટુકારોએ આપેલાં છે. द्रवन्ती નામ રૂદન્તીનું પણ છે. કેટલાક उन्दुरकर्णी ને દંતિની કહે છે ( सुश्रुत सू. ३८ ). मूषिककर्णी द्रवन्ती ( ડલ્હણ क. अ. १ ). શ્રી-કંઠ લખે છે–मूषिकपर्णी दन्तीभेदो वा ( अ. ७–५ ) અને आखुपर्णी दन्ती, अन्ये मूषिकपर्णाख्यं द्रव्यान्तरमाहुः ( अ. ७–६ ). નિઘંટરત્નાકરકાર ઉંદરકણીના ઘણા ઉપયોગો આપે છે પણ સ્વતંત્ર ઉપયોગો તેના બહુ જણાતા નથી.

સુશ્રુત સુરસાદિગણમાં ઉંદરકણી ગણાવે છે. ' કેશજાતે વિષે ' रसो मूषिकपर्ण्या वा ( क. १–५८ )–સુશ્રુતમાં એ ઉપયોગ જણાય છે. ચરક અશ્મરીમાં કાર્પાસમૂલાદિ તૈલમાં, યોનિરોગમાં શતાહ્વાદિ ચૂર્ણમાં અને શ્વયથુમાં બીજાં દ્રવ્યો સાથે ઉંદરકણીનો ઉલ્લેખ કરે છે.

ડૉ. સખારામ અર્જુન આ વેલો શોધન અને મૂત્રલ ગુણવાળો છે એમ માને છે. ડૉકટર ડીમક લખે છે કે હિંદુઓ આના રસને ઉંદરના કરડવામાં આપે છે, અને કાનનાં ગુમડાંમાં ટીપાં પાડે છે. તેનું આ લખવું વજનદાર નથી મનાતું, કારણ કે કોઇ હિંદુ ગ્રંથકારે તેનો તે પ્રમાણે ઉપયોગ પ્રસિદ્ધ નથી કર્યો. લોકોના કહેવા ઉપરથી તેણે લખ્યું હોય એમ જણાય છે. શારંગધરનો આખુપર્ણીકવાથ પ્રસિદ્ધ છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૪૯૭; રૂ. નિ. પા. ૧૦૭; N. p. 205; Watt IV p. 491; Indi. Modi. Plants p. 879

## ૨૬૯ નસોતર

**N. O. Convolvulaceæ.**

**નામો**—त्रिवृता, त्रिभंडी, श्यामा, सरला ( સંસ્કૃત ); નસોતર ( ગુજરાતી ); નીસોતર ( મરાઠી ); નીસોત, તિરબલ ( હિંદી ); તેઉડી ( બંગાલી ); નિસોત ( ફારસી ); Ipomœa turpethum–આઈપોમીયા ટરપેથમ્ ( લેટીન ).

**पर्यायाः**– **रक्तायाः**–कालिन्दि, त्रिपुटा. **श्वेतायाः**–त्रिभण्डी, सरला, सर्वानुभूतिः, त्रिपुटा. **कृष्णायाः**–कालमेषी, सुषेणा, मालविका ॥

**गुणाः**— त्रिवृता [ **श्यामा** ] कटुरुष्णा तु कृमिश्लेष्मोदरज्वरान् ।
शोफपाण्ड्वामयप्लीहान् हन्ति श्रेष्ठा विरेचने ॥
कषाया मधुरा चोष्णा विपाके कटुका त्रिवृत् [ **श्वेता** ] ।
कफपित्तप्रशमनी रूक्षा चानिलकोपनी ।
कफपित्तहरा रूक्षा मधुरा बहुरेचनी ॥
वातकृत् कटुका पाके कषाया त्रिवृताऽरुणा ॥
॥ ध. नि ॥

श्वेता त्रिवृद्रेचनी स्यात् स्वादू रूक्षा समीरहृत् ।
रूक्षा पित्तज्वरश्लेष्मपित्तशोथोदरापहा ॥
श्यामात्रिवृत्ततो हीनगुणा तीव्रविरेचनी ।
मूर्च्छादाहमदभ्रान्तिकण्ठोत्कर्षणकारिणी ॥
॥ भा. प्र ॥

विरेचनं त्रिवृन्मूलं श्रेष्ठमाहुर्मनीषिणः ।
कषाया मधुरा रूक्षा विपाके कटुका च सा ॥
कफपित्तप्रशमनी रौक्ष्याच्चानिलकोपनी ।
सेदानीमौषधैर्युक्ता वातपित्तकफापहे ॥
फलवैशिष्ट्यमासाद्य सर्वरोगहरा भवेत् ।
मूलन्तु द्विविधं तस्याः श्याममारुणमेव च ॥
तयोः मुख्यतरं विद्धि मूलं यदरुणप्रभम् ॥
सुकुमारे शिशौ वृद्धे मृदुकोष्ठे च तच्छुभम् ।
मोहयेदाशुकारित्वाच्छ्यामा कंठं क्षिणोत्यपि ॥

तैक्ष्ण्यात् कर्षति हृत्कण्ठमाशु दोषं हरत्यपि ।
शस्यते बहुदोषाणां क्रूरकोष्ठाश्च ये नराः ।
गुणवत्यां तयोः भूमौ जातं मूलं समुद्धरेत् ॥
गंभीरानुगतं श्लक्ष्णं न तिर्यग्विसृतञ्च यत् ।
गृहीत्वा विसृजेत्काष्ठं त्वचं शुष्कां निधापयेत् ॥
स्निग्धस्विन्नो विरेच्यस्तु पेयामात्राशितः सुखम् ।
अक्षमात्रं तयोः पिण्डं विनीयाम्लेन ना पिबेत् ॥
॥ चरकसंहितायां दृढबलः ॥ क. अ. ७

चरक— १ ज्वरे—....मृद्वीकानां रसेन वा । त्रिवृतां ज्वरितः पिबेत् ॥
चि. अ–३.

२ रक्तपित्ते–त्रिवृतां....विरेचनं प्रयुञ्जीत प्रभूतमधुशर्करम् । चि अ–४

३ अर्शःसु—[१] पाययेत त्रिवृच्चूर्णं त्रिफलायाः रसेन वा । हृते गुदाश्रये दोषे गच्छन्त्यर्शांसि संक्षयम् ॥ चि. अ–९,
[२] त्रिवृद्दन्तीपलाशानां....। सुभृष्टं यमके दद्यात् शाकं दधिसरायुतम् ॥ चि. अ–९

४ विसर्पे–त्रिवृच्चूर्णं समालोड्य सर्पिषा पयसाऽपि वा । घर्माम्बुना वा संयोज्य मृद्वीकानां रसेन वा ॥ विरेकार्थं प्रयोक्तव्यं सिद्धं विसर्पनाशनम् ॥ चि. अ–११.

५ पित्तोदरे–पयसा सत्रिवृत्कल्केन ॥ चि. अ–१८

६ गाढपुरीषाय उदररोगिणे—शंखिनीस्नुक्त्रिवृद्दन्ती.........। शाकं गाढपुरीषाय प्राग्भक्तं दापयेद्भिषक् ॥ चि. अ–१८.

७ पित्तपाण्डुरुजि—द्विशर्करं त्रिवृच्चूर्णं पलार्धं पैत्तिकः पिबेत् ॥
चि. अ–२०

सुश्रुत— ८ वातशोफे—तत्र वातश्वयथौ त्रैवृतमैरण्डतैलं वा मासमर्द्धमासं वा पाययेत् ॥ चि. अ–२३.

९ प्रबलज्वरे—शान्तिं नयेत् त्रिवृच्चापि सक्षौद्रा प्रबलं ज्वरम् ॥
उ. अ–३९

१० गुल्मे–त्रिवृच्छाकेन वा स्निग्धमुष्णं भुंजीत भोजनम् ॥ उ. अ–४२

११ कामलायाम्–सशर्करा कामलिनां त्रिमण्डी ॥   उ. अ–४४

वाग्भट— १२ राजयक्ष्मणि—....विरेचनं दद्यात् त्रिवृच्छ्यामानृपद्रुमान् । शर्करामधुसर्पिर्भिः पयसा तर्पणेन वा । द्राक्षाविदारीकाश्मर्यमांसानां वा रसैर्युतम् ॥   चि अ–९

१३ कीटविषे–तण्डुलीयकतुल्यांशां त्रिवृतां सर्पिषा पिबेत्। उ. अ–३७

१४ नेत्ररोगे—त्रिः त्रिवृद्वारिणा पक्वं क्षतशुक्रे घृतं पिबेत् । उ. अ-११

शोढल— १५ एकाहिकज्वरे—काकजंघाबलाश्यामा........। एषामन्यतमं मूलं पुष्येणोद्धृत्य यत्नतः । रक्तसूत्रेण संवेष्ट्य बद्धमैकाहिकं जयेत् ॥

१६ नवनेत्रकोपे–....श्यामादधित्थसुमनासुरसार्जकानाम् । प्रत्येकशो मधुयुतः स्वरसोऽञ्जनेन । कोपं नवं नयनयोः सहसैव हन्ति ॥

चक्रदत्त— १७ पित्तविकृतौ—छित्त्वा द्विधेक्षुं परिलिप्य कल्कैः । त्रिमण्डीजातैः परिवेष्ट्य रज्ज्वा । पक्वन्तु सम्यक् पुटपाकयुक्त्या । खादेत्तु तं पित्तगदी सुशीतम ॥

**વર્ણન**—નસોતરના વેલા ઘણા લાંબા વધે છે. તેના આખા વેલા ઉપર થોડી થોડી ધોળી રૂછાળ આવેલી હોય છે. એની ડાંડી ઉપર ૩ નસો કે ધારો હોય છે અને તેથી જ તે ત્રિવૃતા કહેવાય છે. ડાંડી ઝાડવાંની ઓથ લઇને વીંટળાઇને ચઢેલી હોય છે. તે તોડતાં તેમાંથી સ્હેજ દુધ નીકળે છે. તેનાં પાનનો આકાર હૃદયાકૃતિનો, ભલ્લાકૃતિનો એમ તરેહ તરેહનો હોય છે. મહા ફાગણમાં ફુલ આવે છે. ફુલ સફેદ આવે છે. એનો દેખાવ સુંદર લાગે છે. ફલ ચૈત્ર વૈશાખમાં પાકે છે. પાન આંતરે આવેલાં હોય છે. દવામાં મૂળ જ કામ આવે છે. ધોળી અને કાળી એવી બે જાતો પ્રસિદ્ધ છે.

ચરક— ૧ તાવમાં–નસોતરનું સૂક્ષ્મ ચૂર્ણ દ્રાક્ષના રસ સાથે પીવું. ચિ. અ. ૩

૨ રક્તપિત્તમાં–રક્તપિત્તવાળાને ખૂબ મધ અને સાકર સાથે નસોતરના ચૂર્ણનો રેચ આપવો.   ચિ. અ. ૪

૩ હરસમાં—(૧) ત્રિફલાના ક્વાથ સાથે નસોતરના મૂળનું

ચૂર્ણ પીવા આપવું. ગુદામાં રહેલા દોષો નીકળી જઇને હરસ ખરી જાય છે. ચિ. અ—૯

(૨) ઘી અને તેલમાં સિદ્ધ કરેલું નસોતરનાં પાનનું શાક દહીં સાથે ખાવું. ચિ. અ. ૯.

૪ રતવામાં-નસોતરનું ચૂર્ણ ઘી અથવા દૂધ સાથે, ગરમ પાણી કે દ્રાક્ષના રસ સાથે આપવું. રતવાની ગરમી નીકળી જશે. ચિ. અ. ૧૧.

૫ પિત્તોદરમાં-ત્રિવૃતનું ચૂર્ણ દુધ સાથે લેવું. ચિ. અ. ૧૮.

૬ ઉદરરોગીને-ઝાડો બહૂ જ કઠિન આવતો હોય તો નસોતરનું શાક ખાતા પહેલાં આપવું. ચિ. અ. ૧૮.

૭ પિત્તજન્ય પાંડુરોગમાં-બેઘણી સાકર સાથે નસોતરનું ૨ તોલા ચૂર્ણ દુધ સાથે પીવું. ( ૨ તોલાની માત્રા આ પાઠમાં છે તે વધારે છે. ) ચિ. અ. ૨૦

સુશ્રુત— ૮ વાતજન્ય સોજામાં-નસોતરનું ચૂર્ણ એક મહિના સુધી કે ૧૫ દિવસ સુધી આપવું. ચિ. અ. ૨૩.

૯ પ્રબલ તાવમાં-નસોતરનું ચૂર્ણ મધ સાથે આપવાથી ગમે તેવો પ્રબલ તાવ પણ શાંત થઈ જાય છે. ઉ. અ. ૩૯.

૧૦ ગુલ્મમાં-નસોતરનું શાક ખાવું, અને સ્નિગ્ધ અને ઉષ્ણ એવું ભોજન ખાવું. ઉ. અ. ૪૨.

૧૧ કમળામાં-નસોતરનું ચૂર્ણ સાકર સાથે લેવું. ઉ. અ. ૪૪

વાગ્ભટ— ૧૨ ક્ષયમાં-ક્ષયવાળાને નસોતરનું ચૂર્ણ સાકર, મધ, ઘી, દુધ કે બીજા કોઇ તર્પણ સાથે આપવું, અથવાં દ્રાક્ષ. શીવણ, વિદારીકંદ વિગેરેના કે માંસના રસ સાથે આપવું. ચિ. અ. ૫.

૧૩ ઝેરી કીડાઓના ઝેરમાં-નસોતર અને તાંદલજાનો રસ સમાન ભાગે ઘી નાખીને પીવો. ઉ. અ. ૩૭.

૧૪ આંખના રોગમાં-આંખમાં ચાંદું કે ફુલું પડયું હોય તો નસોતરનું ચૂર્ણ ત્રણ ઘણા પાણીમાં પકાવી લઇને તે પાણીમાં વિધિ પ્રમાણે ઘી સિદ્ધ કરી લઇ તે ઘી પીવું. ઉ. અ. ૧૧.

શોઢલ— ૧૫ એકાંતરીઆ તાવમાં-નસોતરનું પુષ્ય નક્ષત્રમાં લાવેલું કુમળું મૂળ, લાલ દોરો ઉપર વીંટાળીને, હાથે બાંધવાથી એકાંતરીયો તાવ મટે છે.

૧૬ આંખો દુખવા આવી હોય તો-લીલા નસોતરના મૂ-

જનો રસ મધ સાથે સમાન ભાગે મેળવીને તેનાં આંખમાં ટીપાં નાંખવાં.

ચક્રદત્ત— ૧૭ પિત્તજન્ય વિકૃતિમાં–એક શેરડીના કકડાને ઉભો ચીરી તેમાં નસોતરનું ચૂર્ણ લીંપી દેવું. પછી પુટપાકથી તેને પકાવીને રસ કાઢી લઈને તે રસ પીવાથી પિત્તના ઘણાખરા વિકારો મટે છે.

બંગસેન— ૧૮ વિષમજ્વરમાં–નસોતરનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી વિષમજ્વર મટી જાય છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૦૩; રૂ. નિ. પા. ૧૧૭; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૧૩; N. p. 204; Watt IV p. 493; Indi. Medi. Plants p. 881.

---

## ૨૭૦ કાલાદાણા

### N. O. Convolvulaceæ.

નામો—કાળો કુંપો, કાળાં કુપાં ( પોરબંદર. ગુજરાત ); નીલપુષ્પી, નીલવેલ ( મરાઠી ); કાલાદાના ( હિંદી ); કાલા દાના ( બંગાલી ); તુખમ્ ઈ. નીલ ( ફારસી ); Kala-danah–કાલા દાના (અંગ્રેજી); Ipomœa Hederacia –આઈપોમીયા હેડરેસીયા ( લેટીન ).

વર્ણન—કાળા કુંપાના વેલા ચોમાસામાં ઘાસ કે ઝાડવાં ઉપર ચઢેલા જોવામાં આવે છે. તે ૧૦ થી ૧૫ ફીટ જેટલા લાંબા વધે છે. તેમાં પહોળાં ત્રિખુણીયાં (tri-lobate) પાન આંતરે આવેલાં હોય છે. તે પાન ૨ થી ૪ ઇંચ લાંબાં અને ઘણું કરીને તેટલાં જ પહોળાં હોય છે. પાનના ત્રણ ખુણામાંથી વચલો ખુણો વખતે સાંકડો ને વધારે લાંબો હોય છે; અને બાજુના બે ખુણાને તળીએ તેની કોર, વખતે, વધારે પહોળી હોય છે. તેની બન્ને સપાટી ઉપર ધોળા વાળની ફેવાંટી હોય છે. પાનની ઉપરની સપાટીનો રંગ લીલો કે ઘેરો લીલો અને નીચેનીનો ફીકકો હોય છે. ફુલ લાંબાં, સુંદર, આસમાની રંગનાં અને સ્હેજ સુગંધિત હોય છે; તે સવારમાં ઉઘડે છે. ફળ ગોળાઈ લેતાં, લીસાં અને તેના પર લાંબી અણી હોય છે. ફળમાં આડો કાપ કરી જોતાં તેની અંદર ત્રણ ખંડ અને છ બીજ સ્પષ્ટ દેખાઈ આવે છે. બીજ કાચાં હોય છે ત્યારે બહારથી ધોળાં અને અંદરથી લીલાં હોય છે. પાકે છે ત્યારે સ્તાશ લેતાં, ઘેરા ભુરા રંગનાં થઈ જાય છે. તેની ઉપરની બાજુ ઉભી નીક હોય છે.

કાંટાળા ગરીઆનાં ( I. Muricata. પંચમહાલમાં એનું નામ ભમરડી

છે.) બીજ આને લગભગ મળતાં હોય છે પણ તે કાળાશ લેતાં મ્હોટાં અને લીસાં હોય છે.

સ્વ. બિરજાચરણ કવિરાજ કાલાદાણાનું સંસ્કૃત નામ कृष्णबीजम् પાડી સંસ્કૃતમાં તેના નીચે પ્રમાણે ગુણ લખે છે:—

गुणाः— कृष्णबीजं सरं स्निग्धं शोथोदरहरं परम् ।
ज्वरविष्टंभहारि च मस्तकामयनाशनम् ॥
उदावर्ते कफानाहे प्रयोज्यं बुद्धिमत्तरैः ।
रेचनं श्यामबीजं स्यात् शोथोदरविनाशनम् ॥
ज्वरे पुरीषसंगे च दारुणे शिरसो गदे ।
उदावर्ते तथानाहे बुधैरेतत् प्रयुज्यते ॥

માત્રા—ચૂર્ણની માત્રા ૩૦ થી ૪૫ ગ્રેન અથવા ૨ થી ૩ ગ્રામ.

ટીંક્ચર કાલાદાના—૦ા થી ૧ ડ્રામ.

પલ્વીસ કાલાદાના કંપાઉન્ડ—૧૦ થી ૬૦ ગ્રેન.

ગુણ અને ઉપયોગ—કાલાદાણા રેચક તરિકે મલાવરોધ, અજીર્ણ, જલોદર, સોજો, વિગેરેમાં ઉપયોગી છે. કાલાદાણા નસોતરની જાતનું જ ઔષધ છે અને તેનો રેચ પણ તેની માફક જ લાગે છે. તે એકલું લેવાથી પેટમાં વીંટ-ચુંક આવે છે માટે સુંઠ અને સિંધાલુણ સાથે લેવાં સારાં છે. સુખાકારી રેચ માટે એરંડીયા તેલથી બીજા નંબરની આ દવા છે. આના રેચથી કૃમિ નીકળી જાય છે. આખે શરીરે સોજો આવ્યો હોય તો પણ કાલાદાણાનો રેચ અપાય છે. બરોળ, ગુલ્મ, યકૃત્ વિગેરેની વૃદ્ધિમાં પણ આ ઉપયોગી છે.

ઉલ્લેખ—N. p. 202; Watt. IV. p. 485; Indig. Drugs p. 165; વ. શા. પા. ४९०; Indi. Medi. Plants p. 874.

---

## ૨૭૧. મરિયાદવેલ

### N. O. Convolvulaceæ.

નામો—मरियादवल्ली, सागरा, युग्मपत्रा (સંસ્કૃત); મરજાદવેલ (ગુજરાતી. મરાઠી); આરવેલ (પોરબંદર); રાવરપત્રી (કચ્છી); દુપાતી-લતા (હિંદી); Goat's foot creeper અને Sand-bind weed or creeper—ગોટ્સ ફુટ

ક્રીપર અને સેન્ડબીંડ ક્રીપર ( અંગ્રેજી ); Ipomœa biloba–આઇપોમીયા બાઈલોબા ( લેટીન ).

ગુણાઃ—　　मर्यादवल्लिका शीता ग्राहिणी सारका गुरुः ।
पाककाले चोषणा स्याद्वातला गर्भकारिणी ॥
विषूचिकां च शूलं च वांतिं चामं च नाशयेत् ॥
॥ नि॰ र ॥

વર્ણન—મરિયાદવેલ દરિયાની ભરતીનું પાણી ચઢતું હોય ત્યાં સુધીમાં જ –તેની મર્યાદામાં જ થાય છે માટે તેનું નામ મરિયાદવેલ પડેલું છે. કચ્છ કાઠિયાવાડમાં દરિયાની ભરતીને ' વીર ' અને ઓટને ' આર ' કહે છે. એ આર ઉપરથી આ આરવેલ નામ પડેલું છે. અંગ્રેજી નામ Goat's foot creeper બકરાંની ખરી પેઠે તેનાં પાન મથાળે બે ફાટવાળાં હોવાથી પડેલું લાગે છે. રેતીના ઢુસા (Dunes) ઉપર કુદરતી રીતે આ વનસ્પતિ ઉગે છે. રેતીને ઉડતી અટકાવવા માટે આ વેલ અતિ ઉપયોગી છે અને તેથી જ તેનું નામ 'સેંડ બીન્ડ ક્રીપર'–રેતીને બાંધનાર વેલ એવું રાખવામાં આવ્યું છે. પ્રભુને માણસોની કેટલી બધી ચિંતા છે તે આ વેલને જોવાથી સમજવામાં આવે છે. આવી કેટલીયે વનસ્પતિઓ પ્રભુએ ઉગાડેલી છે જે રેતીને દબાવવાનું ઉપયોગી કામ શાંત રીતે કરીને જીવનનો વ્યય કરે છે.

મરિયાદવેલના વેલા ઘણા લાંબા પથરાયલા હોય છે. મુખ્ય ડાંડીમાંથી બીજી ઘણી શાખાઓ નીકળેલી હોય છે અને તે પણ ઘણી લાંબી વધેલી હોય છે. ડાંડી અને શાખાઓ જેમ જેમ આગળ વધતી જાય છે તેમ તેમ જમીનમાં મૂળીયાં મૂકતી જાય છે. આવી રીતે તેના વેલાનું ઘણા મોટા પ્રમાણમાં જમીન ઉપર જાળું બંધાઇ જાય છે. આ ડાંડી કાપી જોવાથી સચ્છિદ્ર દેખાય છે. મૂળ પણ કાપી જોતાં સચ્છિદ્ર જણાય છે. ડાંડીનો રંગ કાળાશ લેતા રંગનો હોય છે. પાન આસોત્રાના પાન જેવાં, આંતરે આવેલાં હોય છે. લંબાઈ કરતાં પહોળાઈ વધારે હોય છે. ડીંટડીના મથાળે પાનની કોર પાસે બન્ને બાજુ અકકેકી કાળા, રાતા કે પીળાશ લેતા લીલા રંગની રસકુપ્પી હોય છે. પાન જાડાં, લીસાં, અને ચળકતાં હોય છે. ફુલ ઘેરા ગુલાબી કે જાંબુડા રંગનાં, ઘંટાકાર, મ્હોટાં થાય છે. તે દિવસના ૮–૯ વાગે ઉઘડે છે. ફળ ગોળાઇ લેતાં અણીદાર થાય છે.

ગુણ અને ઉપયોગ—મર્યાદવેલ ટાઢી છે, ગ્રાહી છે, સારક છે, વાયુ કરનાર છે. એથી ગર્ભ રહે છે, કૉલેરા તથા શૂળ મટે છે. વા તથા જલોદર ઉપર એનો રસ ચોપડે છે તથા પાય છે. સૂકાં મૂળ પાણીમાં ઘસીને રસવિકાર

અને બાળાના સોજા ઉપર ચોપડવામાં આવે છે. આરવેલનાં પાન વાટી તેની લેપડી પાઠાં ઉપર બાંધવાથી ઘણો ફાયદો કરે છે. ઘણા લોકો એનાં પાન મરડીની ગાંઠ ઉપર પણ બાંધે છે. પાન સાકરમાં વાટીને પ્રમેહવાળાને પીવડાવવામાં પણ વપરાય છે. આખા વેલાને ઉકાળી લઈને તેનાથી સોજાવાળા અથવા અંગ ઝલાઇ ગયું હોય એવા દરદીને નવડાવવાથી આરામ થાય છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૦૫; રૂ. નિ. પા. ૫૯૩; N. p. 204; Watt-IV p. 482; Indi. Medi. Plants p. 884

---

## ૨૭૨. લક્ષ્મણા

### N. O. Convolvulaceæ.

નામો—लक्ष्मणा, पुत्रदा (સંસ્કૃત); હનુમાનવેલ (ગુજરાત); રાતી કુદરડી, રાતી ગુંબડવેલ (પોરબંદર); આમટી (મરાઠી); વનકલમી (હિંદી); લક્ષ્મણા (બંગાલી); Ipomœa sepiaria-આઇપોમીયા સેપીએરીયા (લેટીન).

परिचय— " पुत्रकाकाररक्ताल्पबिन्दुभिर्लाञ्छिता सदा ।
लक्ष्मणा पुत्रजननी बस्तगंधाकृति र्भवेत् ॥ "
इति सुश्रुतटीकायां डल्हणः । शा. अ. २–३२.

गुणाः— लक्ष्मणा गर्भदा शीता सरा वृष्या त्रिदोषनुत् ॥
॥ म. नि ॥

सुश्रुत— १ पुत्रकामार्थम्–लब्धगर्भायास्तु एतेषु अहःसु लक्ष्मणावटशुंगासहदेवाविश्वदेवानामन्यतमं क्षीरेण अभिषुत्य त्रींश्चतुरो वा बिन्दून् दद्याद्दक्षिणे नासापुटे पुत्रकामायै, वामे दुहितृकामायै, न च तान्निष्ठीवेत् ॥ शा. अ. २–३२

२ कुमाररक्षार्थम्–तस्मात् द्वितीये अह्नि लक्ष्मणासिद्धं सर्पिः, तृतीये च........पाययेत् ॥ शा. १०–१९

सोढल— ३ कुमारप्रसवार्थम्–गृह्णाति लिङ्गाङ्कितलक्ष्मणायाः मूलेन नस्यं सघृतेन या स्त्री । अवामनासाविवरे ऋतुस्था सा पुत्रिणी स्यात्पतिसंप्रयोगात् ॥

४ वन्ध्यत्वनाशार्थम्–क्षीरेण लक्ष्मणायास्तु शिफां सम्यग्दिनत्रयम् । पीत्वा ऋतुमती नारी वन्ध्याशब्दं जहाति सा ॥ ( वन्ध्याधिकारे )

राजमार्तण्ड—५ गवां गर्भकरो लक्ष्मणायोगः-संचर्व्य लक्ष्मणामूलं गोर्योनावनुलेपनम् । प्रकुर्यात्तेन सा गर्भं लभेताऽपि द्विहायनी ॥

વર્ણન—હનુમાનવેલ ઘણું કરીને બારે માસ જોવામાં આવે છે; તો પણ ચોમાસે તે વિશેષ થાય છે. ઝાડો કે વાડો ઉપર તે ચઢે છે. તેનાં પાન ગળોનાં પાન જેવાં, આંતરે આવેલાં હોય છે. એકજ વેલ ઉપર ઘણું કરીને ત્રણ ખુણીઆં કે સાંકડાં, લાંબાં અને લાંબી અણીવાળાં પાનો પણ જોવામાં આવે છે. પાનની બન્ને સપાટી લીસી અને ચળકતી હોય છે. કેટલાંક પાનમાં પાનની ઉપરની સપાટી ઉપર તેની વચલી નસ પાસે જાંબુડા રંગનાં છાંટણાં કે પટા હોય છે; લક્ષ્મણા ઓળખવાની આ સરસ નિશાની છે. એમાં બારે માસ ફુલ ફળ થયા કરે છે, તો પણ ચોમાસે વિશેષ થાય છે ફુલ ગુલાબી રંગનાં અને ફળ ન્હાનાં, ગોળાઈ લેતાં તપખીરીયા રંગનાં થાય છે. ફુલ સવારમાં ઉઘડી સાંજે કરમાઈ જાય છે. એના ફુલમાં ૨ થી ૪ બીજ હોય છે; તેમાં બબ્બે બીજ એક સૂક્ષ્મ રેશમ જેવા બારીક દોરાથી એક બીજા સાથે બંધાયલાં હોય છે. તે દોરો વચમાંથી આંટીની માફક અમળાયલો હોય છે. આ દોરો રબ્બરની દોરીની પેઠે સ્થિતિસ્થાપક હોય છે. પ્રભુની આ રચના ખરેખર જોવા લાયક હોય છે. બે બીજ સાથે જ પડે છે અને એક નકામું જાય તો બીજું તો જરૂરથી ઉગે છે જ. બીજની રક્ષા અને તેના પુનર્જીવન માટે પરમાત્માને કેટલી બધી ચિંતા ?

ફુલની ડીંટડી ગદાના આકારની હોય છે તેથી તેને 'હનુમાનવેલ' કહેતા હશે. પાનમાંથી બકરા જેવી વાસ મારે છે તેમજ પાન ઉપર રાતાં ટપકાં પણ પણ જોવામાં આવે છે તેથી 'लक्ष्मणा' આજ હોય એમ લાગે છે. પ્રાચીન વર્ણન પણ મોટે ભાગે આને જ લાગુ પડે છે.

## વૈદ્યકમાં લક્ષ્મણાનો ઉપયોગ—

સુશ્રુત— १ પુત્રની કામનાવાળી સ્ત્રીને માટે લક્ષ્મણાનો યોગ—ગર્ભવતી સ્ત્રીએ પુષ્ય નક્ષત્રમાં લક્ષ્મણાનું મૂલ લાવી તેનો રસ કાઢી, શુભ મુહૂર્ત જોઈ, જમણા નસકોરામાં ૩ થી ૪ ટીપાં તે રસનાં નંખાવવાં. પુત્રીની ઇચ્છા હોય તો ડાબા નસકોરામાં ટીપાં નંખાવવાં. ટીપાં બરાબર મૂકવામાં આવશે તો માથામાં જ જશે. કદાચ મ્હોંમાં આવે તો તેને થુંકી ન નાખવું. શા. ૨–૩૨.

૨ બાળકના પોષણ માટે—પ્રસવ થયા પછીના પહેલા ત્રણ દિવસોમાં સ્ત્રીને ધાવણ નથી ઉતરતું, એટલે એ વખતે

આપણી સ્ત્રીઓ ગળથુથી ચટાડે છે. સુશ્રુતચાર્ય લક્ષ્મણાના મૂળથી સિદ્ધ કરેલું ઘી બીજે અને ત્રીજે દિવસે મધ સાથે આપવાની સલાહ આપે છે. શા. ૧૦-૧૫.

શોઢલ— ૩ પુત્રપ્રાપ્તિ માટે-રક્તબિંદુથી અંકિત થયેલી લક્ષ્મણાનું મૂળ ઘીમાં ઘસીને તેનાં ટીપાં જે ઋતુમતી સ્ત્રી તેના જમણા નસકોરામાં નંખાવે છે અને પતિનો સંપ્રયોગ કરે છે તે અવશ્ય પુત્રની માતા થાય છે.

૪ વંધ્યત્વ ટાળવા માટે-ઋતુના દિવસોમાં ( ન્હાવણુ ન્હાયા પછીના ૧૨ દિવસો ઋતુના દિવસો ગણાય છે ) જે વંધ્યા સ્ત્રી લક્ષ્મણાનું મૂળ દુધ સાથે ઘસીને ત્રણ દિવસ સુધી પીએ છે તે અવશ્ય વંધ્યાના કલંકથી મુક્ત થાય છે, અર્થાત્ અવશ્ય ગર્ભ ધારણ કરી પુત્રવંતી થાય છે.

( વંધ્યાધિકારમાં )

રાજમાર્તંડ— ૫ ગાયને ગર્ભધારણ કરાવવા માટે-ગાયની યોનિમાં લક્ષ્મણામૂલનો ઘસારો ચોપડી દેવો. આ પછી આખલો નંખાવવો: ગાય અવશ્ય ગર્ભ ધારણ કરે છે.

**वक्तव्य**—ચરકમાં लक्ष्मणा નો ઉલ્લેખ નથી. શાકવર્ગમાં लक्ष्मणः प्रपुन्नाड વિગેરેનો ઉલ્લેખ છે. પણ लक्ष्मणः એ लक्ष्मणा નથી. વાગ્ભટમાં એવું જ શાકનું લીસ્ટ આપેલું છે અને અરૂણદત્ત ત્યાં આગળ लक्ष्मणं मधुयष्टिका એવો અર્થ કરે છે ( સૂ. ૬-૭૩ ). સુશ્રુતના બે ઉપયોગો તો ઉપર આપેલા જ છે અને એ સિવાયનો ત્રીજો ઉપયોગ શકુનિપ્રતિષેધમાં આવે છે. બચ્ચાની કોટે શતાવરી, મૃગેર્વારૂ, લક્ષ્મણા, બૃહતી વિગેરે ધારણ કરાવવાનું સૂચન છે ( ઉ. ૩૦-૬ ). વાગ્ભટ અને બીજા ગ્રંથકારોએ પણ લક્ષ્મણાનો ઉલ્લેખ કરેલો છે. ટીકાકારોએ પણ બરાબર પરિચય લક્ષ્મણાનો કરાવેલો છે. આપણી હનુમાનવેલને તે મળતો છે એમ કહી શકાય !

પણ શ્વેતબૃહતી—સફેદ ભોટીંગણીને કેટલાક लक्ष्मणा માને છે. મદનપાલનિઘંટુમાં શ્વેતકંટકારીનાં નામમાં લક્ષ્મણા—પર્યાયવાચક નામ ગણાવ્યું છે અને તેના ગુણ પણ "तद्वत् प्रोक्ता सिता क्षुद्रा विशेषात् गर्भकारिणी" (શ્લોક ૬૫). આમ વર્ણવ્યા છે હજુ સુધી ઘણા શ્વેતબૃહતીને જ લક્ષ્મણા માને છે, પણ આ ભૂલ છે. લક્ષ્મણાનું વર્ણન—रक्तबिन्दुलाञ्छिता लता—સફેદ ભોટીંગડીને લાગુ ન પડી શકે. વળી વાગ્ભટે શારીરસ્થાન અધ્યાય ૧ લાના ૪૦ મા શ્લોકમાં 'क्षीरेण बृहतीमूलं' ઈત્યાદિ વર્ણન કરી, તેની જ નીચેના શ્લોકમાં 'वयसा लक्ष्मणामूलं पुत्रोत्पादास्थितिप्रदम् ।

કહ્યું છે. હવે જો શ્વેતબૃહતી અને લક્ષ્મણા આ બન્ને એક જ હોત તો જુદા જુદા શ્લોકો આપવાનું કારણ રહેતું નથી. વળી ટીકાકાર અરૂણદત્તે પણ એક નીચે ' शुक्लपुष्पकंटकारिकामूलं क्षीरेण कल्कीकृत्य ' ઈત્યાદિ લખ્યું છે અને બીજા શ્લોક નીચે ' पयसा लक्ष्मणामूलं कल्कीकृत्य ' એમ સ્પષ્ટ કહ્યું છે. આ ઉપરથી બધા માને છે તેમ આ બે વનસ્પતિઓ એક નથી એ પુરવાર થાય છે. વળી મદનપાલે જાતે પણ શ્વેતબૃહતી અને લક્ષ્મણા બન્નેનાં વર્ણનો નોખાં નોખાં કરેલાં છે.

પણ હનુમાનવેલને 'लक्ष्मणा' ખરેખર શું કહેવાય જ ? रक्तबिंदुपत्रा ખરી રીતે આને આપણે ન કહી શકીએ. પાન ઉપર જે ટપકું હોય છે તે જાંબુ-ડીઆ રંગનું–નીલું કહેવાય. વળી ' गोक्षीरसदृशं पुष्पं ' અને रोमवल्ली આ બે વિશેષણો તો ખરેખર હનુમાનવેલને લાગુ નજ કરી શકાય તેવાં છે. હનુમાન વેલનાં ફુલ રાતાં ( અને તેથી જ જયકૃષ્ણભાઇએ ' રાતી ગુંબડવેલ ', ' રાતી કુદરડી ' નામ રાખ્યાં છે. ) અથવા ગુલાબી કહેવાય છે. પાન તેમજ ડાંડી ઉપર જરાપણ રૂવાંટી નથી લાગતી. ડાંડી ઉપર તો ' કોઇવાર ' ધોળા વાળની રૂવાંટી દેખાય છે ખરી. ' रक्तबिंदुसमं पुष्पं ' અર્થાત્ જેવું પાન ઉપરનું લાલ ટપકું તેવું જ ફુલ પણ હોવું . જોઇએ, પણ તે આપણી હનુમાનવેલને નથી અને रक्तबिंदुसमं पुष्पं અને गोक्षीरसदृशं पुष्पं આ બેમાં વિરોધા-ભાસ છે તે નોંધવા જેવું છે. અને આ બધા ઉપરાંત તેનો ઉપયોગ પણ કોઇએ હજુ સુધી કરી જોયો હોય એમ મારી જાણમાં નથી. શારંગધરના ટીકા-કારે લક્ષ્મણાને ' શ્વેતકંટકારિકા ' કહીને ' अन्ये अल्पविटपम् इति ' કહેલું છે.

આટલું છતાં પણ જ્યાં સુધી હનુમાનવેલ કરતાં વધારે બંધબેસતી બીજી વનસ્પતિ ( પ્રાચીન પરિચય મુજબ ) ન મળી આવે ત્યાં સુધી આપણે આને જ लक्ष्मणा કહીશું. વૈદ્યરાજો આનાં મૂળીયાં વાપરીને અખતરા પણ કરી જુએ તો સારૂં. આના મૂળમાં ઝેર નથી એટલે ફીકર કરવા જેવું નથી. વધુ પ્રકાશની જરૂર છે.

**Uses**—It has a reputation as an antidote to arsenic; the juice which is strongly acid, is said by Rheede to be used "ad purificationum corporis."

અર્થાત્ સોમલના વિષની આ ઔષધિ ઉતાર છે. રસ બહુ જ તીક્ષ્ણ દાહક છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૦૦; N. p. 203; Watt. IV. p. 401; Glimpses p. 90; Indi. Medi. Plants p. 880.

## ૨૭૩. શંખાવલી.

**N. O. Convolvulaceæ.**

**નામો**—(૧) शङ्खपुष्पी, शंखाह्वा, (સંસ્કૃત); શંખાવલી (ગુજરાતી); શંખાહુલી, શંખવેલી (મરાઠી); શંખપુષ્પી (હિંદી); ડાનકુની (બંગાલી); વિષ્ણુક્રાન્તિ (સિંધ); Convolvulus microphyllus–કોન્વૉલ્વ્યુલસ માઇક્રોફીલસ (લેટીન).

(૨) नीलपुष्पी, विष्णुक्रान्ता (સંસ્કૃત); કાળા ફુલની શંખાવલી (ગુજરાતી); વિષ્ણુક્રાન્તા (મરાઠી); શ્યામક્રાન્તા (હિંદી); Evolvulus alsinoides–ઇવૉલ્વ્યુલસ્ આલ્સીનોઇડ્ઝ (લેટીન).

**गुणाः—**

शंखिनी कटुतिक्तोष्णा कासपित्तबलासजित् ।
विषापस्मारभूतादीन् हन्ति मेध्या रसायनी ॥
'विष्णुक्रान्ता' कटुस्तिक्ता कफवातामयापहा ॥
॥ ध. नि ॥

शंखपुष्पी हिमा तिक्ता मेधाकृत् स्वरकारिणी ।
ग्रहभूतादिदोषघ्नी वशीकरणसिद्धिदा ॥
॥ रा. नि. ॥

शंखपुष्पी सरा मेध्या वृष्या मानसरोगहृत् ।
रसायनी कषायोष्णा स्मृतिकान्तिबलाग्निदा ॥
दोषापस्मारभूताश्रीकुष्ठक्रिमिविषप्रणुत्
॥ भा. प्र. ॥

शंखपुष्पी तु तीक्ष्णोष्णा मेध्या क्रिमिविषापहा ॥
॥ राजवल्लभः ॥

रक्ता नीला गुणैः समा........॥ नि. र. ॥

**चरक—** १ मेधावर्द्धनार्थं—मेध्या विशेषेण च शंखपुष्पी ॥ चि. १–१२२.
२ अपस्मारे—तत् सेव्यं शंखपुष्पी च यच्च सेव्यं रसायनम् ॥
॥ चि. १९–९८

**राजमार्तण्ड—**३ बालानां दन्तरोगे—शङ्खपुष्प्याः यवासस्य बाह्वोः धृतम् । कदाचित्कुमे वासरे....समादाय मूलं....दन्तरोगापहं शिशोः ॥

શોઢલ— ४ ऊर्ध्वगे रक्तपित्ते-क्षीरान्नभुक् पिबेत् यत्नात् विष्णुक्रान्तां सशर्कराम् । ऊर्ध्वरक्तार्दितः सम्यक् गव्येन पयसा सह ॥

चक्रदत्त— ५ उन्मादे—शंखपुष्पिकास्वरसाः । उन्मादहृतो दृष्टाः पृथगेते कुष्ठमधुमिश्राः ॥

વર્ણન—શંખાવલી ચોમાસામાં ઘણી ઉગે છે; ઘણી ખરી જગોએ તે બારે માસ પણ જોવામાં આવે છે. છોડવા ૨ થી ૬ ઇંચ ઉંચા વધી પછી તેની શાખાઓ જમીન ઉપર પથરાય છે. કોઇવાર આ શાખાઓ ૪ થી ૬ ફીટ જેટલી વિસ્તાર પામેલી જણાય છે. શાખાઓ ઝીણી સુતળી જેવી પાતળી, પાન બહુ જ નાનાં—ાા થી ૧ાા ઇંચ લાંબાં અને ા થી ાા ઇંચ પહોળાં હોય છે. પાનની ડીંટડી ઘણી સૂક્ષ્મ હોય છે. પાનની બન્ને સપાટી ઉપર સુંવાળા ધોળા વાળની રૂછાળ હોય છે. પાનનાં ટેરવાં બુઠ્ઠાં હોય છે. ફુલ સફેદ કે ઘેરા ગુલાબી રંગનાં, રકાબી જેવાં ગોળ, ઘંટાકૃતિનાં હોય છે. તે સવારમાં ઉઘડે છે.

કાળી શંખાવળીમાં શ્યામવર્ણાં ફુલો આવે છે. 'આનાં ફુલ ખરેખર એક સૂક્ષ્મ સુંદર જોવા જેવી વસ્તુ છે.' આનાં પાન અને છોડ ઉપલી શંખાવલી કરતાં નાનાં હોય છે માટે જ એને લઘુ વિષ્ણુક્રાન્તા કહે છે.

શંખાવલીનું શાક બનાવીને લોકો ખાય છે.

### વૈદ્યકમાં શંખાવલીનો ઉપયોગ—

ચરક— ૧ બુદ્ધિ વધારવા માટે—શંખાવલીનો સ્વરસ (૨ તોલા સુધી) અને સ્વરસ ન હોય તો ચૂર્ણ (તો. ા થી ાા સુધી) મધમાં ચાટવું. ઉપરથી દુધ પીવું. રસાયનવિધિ પાળવી. બધી મેધ્ય દવાઓમાં શંખાવલી ઉત્તમ મેધ્ય છે. (ચિ. ૧. ૧૨૨)

૨ ફેફરામાં—શંખાવલીનું રસાયનવિધિ પ્રમાણે નિયમિત સેવન કરવું. ચિ. ૧૫–૫૮.

રાજમાર્તંડ—૩ બચ્ચાંના દાંતના રોગ વખતે-શંખાવલીનું મૂળ બચ્ચાંના હાથે બાંધવું. મૂળ શુભ દિવસ જોઇને લાવવું. દાંતના રોગો મટે છે.

શોઢલ— ૪ ઉર્ધ્વરક્તપિત્તમાં—કાળી શંખાવલીનું ચૂર્ણ પ્રયત્નપૂર્વક હમેશાં સાકર સાથે ખાવું. ઉપરથી દુધ પીવું. ખોરાકમાં પણ દુધનો જ ખોરાક આવો.

ચક્રદત્ત— ૫ ઉન્માદમાં—શંખાવલીનો સ્વરસ તો. ૨, અંદર મધ અને

કઠનું ચૂર્ણ નાખીને પીવાથી લાંબે વખતે ગાંડપણ મટાડે છે.

**वक्तव्य**—ચરકસુશ્રુતમાં 'विष्णुक्रान्ता'નો ઉલ્લેખ નથી. ચરકકશેમાનિમાં શંખપુષ્પીનો ઉલ્લેખ નથી. ચરકે બન્ને બ્રાહ્મરસાયનના પાઠમાં શંખાવલી યોજેલી છે. અપસ્મારમાં જુનું ઘી શંખાવલી વિગેરેના સ્વરસ સાથે લેવાનું કહેલું છે ( चि. १५–२२ ). કાસમાં અગસ્ત્યહરીતકીમાં અને વાતરક્તના દ્વિપંચમૂલાદિઘૃતમાં શંખપુષ્પી યોજાયલી છે. આ સિવાય શંખપુષ્પીનો ક્યાંયે ઉલ્લેખ નથી. સુશ્રુતે તિક્તવર્ગમાં ' શંખપુષ્પા ' ગણાવેલી છે. ગળથુથીમાં સોના વિગેરે સાથે શંખાવલીનું સૂક્ષ્મ ચૂર્ણ આપવાનું કહેલું છે. કાસમાં અગસ્ત્યરસાયનમાં તે યોજેલી જણાય છે.

**Actions and Uses**—Laxative, alterative, and nervine tonic. Fresh juice is given in insanity, general debility, scrofula, dyspepsia &c.

(R. N. Khory II p. 409.)

**ભાવાર્થ**—શંખાવલી મૃદુરેચક, રસાયન અને જ્ઞાનતંતુને બળ આપનારી છે. શંખાવલીનો તાજો રસ ઉન્માદ, અશક્તિ, ગંડમાલા, અજીર્ણ વિગેરેમાં અપાય છે. ખોરી. ભા. ૨. પા. ૪૦૯.

**નવ્યમત**—બચ્ચાંના ઉથલા ખાતા તાવમાં સંતાલ લોકો આનાં મૂળ વાપરે છે. ( રેવરંડ. એ. કેમ્પબેલ. ).

પાનની સીગારેટ બનાવીને જુની વરાધ અને જુના દમમાં પીવામાં આવે છે. આખો છોડ ગ્રાહી છે અને આંતર રક્તસ્રાવના કેસોમાં ઉપયોગી છે. ( સર્જન. મેજર. હન્સ્ટન. વૉટ ડીક્ષનેરી. )

વેદના વારામાં શંખાવલી ગર્ભપ્રદ મનાતી હતી. મુસલમાન હકીમો આ છોડમાં મગજ અને યાદશક્તિને શક્તિ આપવાનો ગુણ બતાવે છે. ( ડીમક ).

સીલોન તરફ શંખાવલી કટુપૌષ્ટિક અને જ્વરઘ્ન મનાય છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૦૯–૫૧૨; રૂ. નિ. પા. ૩૫૩; N. p. 205; Watt III p. 305; Indi. Medi. Plants p. 886.

## ૨૭૪ નારી.

**N. O. Convolvulaceæ.**

**નામો**–प्रसारणी, राजबला, सरणा, भद्रबला ( સંસ્કૃત ); નારી ( ગુજરાત ); હરણપગો, વેલડી, ખેતરાઉ કુહરડી ( કાઠિયાવાડ ); હરનપગ, ચાંદવેલ ( મરાઠી ); પ્રસારણી, પ્રસરણ ( હિંદી ); ગોંદાલૂ, ગંધભાદાલે ( બંગાલી ); Convolvulus arvensis–કોન્વૉલ્વ્યુલસ આરવેન્સીસ ( લેટીન ).

परिचय— सरति वातसंकोचो न प्रवर्तते, दूरमनया सरणा ॥( क्षीरस्वामी )
बलानां बलप्रदानां राजेव राजबला ॥ भानुजी दीक्षित ।
प्रसार्यते अंगमनया इति प्रसारणी ॥ भानुजी दीक्षित ॥

गुणाः— प्रसारणी गुरुस्तिक्ता सरा सन्धानकृन्मता ।
त्रिदोषशमनी वृष्या तेजःकान्तिबलप्रदा ॥
॥ ध. नि. ॥

प्रसारणी गुरूष्णा च तिक्ता वातविनाशनी ।
अर्शःश्वयथुहन्त्री च मलविष्टंभहारिणी ॥
॥ रा. नि. ॥

प्रसारणी गुरुर्वृष्या बलसन्धानकृत्सरा ।
वीर्योष्णा वातहृत् तिक्ता वातरक्तकफापहा ॥
॥ भा. प्र ॥

वातपित्तहरा सोष्णा बल्या वृष्या प्रसारणी ॥
॥ राजवल्लभः ॥

चरक— १ वातव्याधौ–क्वाथकल्कपयोभिर्वा बलादीनां ( बलाप्रसारण्यश्वगन्धानां ) पचेत् पृथक् ॥ चि. २८–१६१.

चक्रदत्त— २ आमवाते–प्रसारण्याढककाथे प्रस्थो गुडरसोनयोः पक्वः पञ्चोषणरजः पादः स्यादामवातहा ॥

वैद्यमनोरमा— ३ मूत्रकृच्छ्रे–जलेन नालिकेरस्य पिबेत् प्रातः प्रसारणीम् । मूत्रकृच्छ्रविनाशाय शर्करापातनाय च ॥

४ स्तनन्धयस्य बालस्य हिक्कायाम्–प्रसारणीकल्ककषायसिद्धं तिलोद्भवं नावनपानलेपैः । हिक्कां निजां नाशयति त्रिमासात् पौलस्त्यलक्ष्मीमिव रामभद्रः ॥

વર્ણન—નારીની વેલ શિયાળે ઘણી જોવામાં આવે છે. તે ૧ થી ૧૦ ફીટ જેટલી લાંબી થાય છે. ચારે તરફ તેનો વિસ્તાર વધેલો હોય છે. તેને તોડતાં તેમાંથી સ્હેજ દુધ જેવો રસ નીકળે છે. તેની કોમળ શાખાઓ અને પાન ઉપર વખતે સફેદ વાળની ફૂછાળ હોય છે. પાન આંતરે આવેલાં, ૧ થી ૩ ઇંચ જેટલાં લાંબાં, ૦၊ થી ૦။ કે ૧ ઇંચ જેટલાં પહોળાં હોય છે. પાન ટેરવે સાંકડાં થતાં અણીવાળાં, અને તળીએ ડીંટડી પાસેના કોરના બે છેડા બહાર આડા નીકળતા હોય છે. પાનની ડીંટડી વળદાર ૦။ થી ૦။၊ ઇંચ જેટલી લાંબી હોય છે. ફુલ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળે છે. તે ઉપર ૧ થી ૩ ફુલો આવે છે. ફુલ ગુલાબી, ફીક્કા, જાંબુડા કે ધોળા રંગનાં હોય છે. ફલ સૂક્ષ્મ, ગોળાઇલેતું અને અણીદાર હોય છે.

નેદ તરિકે વાડીઓમાં અને ખેતરોમાં તે ઘણી ઉગે છે. એના પાનના ત્રણ છેડામાંથી વચલો છેડો લાંબો, અને ટેરવા તરફ વિશેષ સાંકડો થતો હોય છે, એટલે હરણની ખરી સાથે તેનો મુકાબલો કરી તેને હરણપદી નામ આપ્યું જણાય છે.

## વૈદ્યકમાં નારીનો ઉપયોગ.

ચરક— ૧ વાતવ્યાધિમાં—નારીનો આખો છોડ-ફલ, ફુલ, મૂળ સોતો-લાવી તેનો રસ કાઢવો. સૂકી હોય તો ક્વાથ કરવો. પછી એના જ કલ્કથી દુધ સાથે યથાવિધિ તલનું તેલ સિદ્ધ કરી લેવું. આ તેલના સેવનથી વાતવ્યાધિ દૂર થાય છે. ચિ. ૨૮.

ચક્રદત્ત-૨ સંધિવામાં—નારીના ૧ આઢક ક્વાથમાં, ૧ પ્રસ્થ ગોળ અને ૧ પ્રસ્થ લસણની કળીઓ નાખીને શુદ્ધ રીઢા વાસણમાં ભરી લઇ તે બધાને ધાન્યના ઢગલામાં રાખી મૂકવું. સાત દિવસ પછી એ વાસણ બહાર કાઢી તેમાં પિપ્પલી, પિપ્પલીમૂલ, ચવક, ચિત્રાનું મૂળ અને સુંઠ આ બધાનું સૂક્ષ્મ ચૂર્ણ ચોથા ભાગ જેટલું નાખવું. આનું સેવન કરવાથી આમવાત મટે છે.

વૈદ્યમનોરમા-૩ મૂત્રકૃચ્છ્રમાં—સવારમાં નારીનો રસ અથવા ચૂર્ણ નાળીએરના પાણી સાથે પીવાથી મૂત્રકૃચ્છ્ર અને પથરી વિગેરે મટે છે.

**૪ નાના ધાવણા બચ્ચાને હેડકી આવતી હોય તો—** પ્રસારણીના કલ્ક અને કવાથમાં તલનું તેલ સિદ્ધ કરી લેવું. આ તેલ નસ્ય, પાન, લેપ વિગેરેમાં યોજવાથી હેડકી દૂર થાય છે.

વક્તવ્ય—પ્રસારણી સંદિગ્ધ વનસ્પતિ છે. કેટલાયે વખતથી 'પ્રસારણીને ગુજરાતીમાં નારી અને મરાઠીમાં ચાંદવેલ કહેવામાં આવે છે'—એવું કર્ણપરંપરાએ સાંભળવામાં આવ્યું છે. આ લખતી વખતે તેનું સ્મરણ થાય છે. પણ નેર્ન સાહેબના પુસ્તકમાં 'ચાંદવેલ' નામ જ જોવામાં ન આવ્યું. મુ. જયકૃષ્ણભાઇએ પણ નારીનો ઉલ્લેખ નથી કર્યો. નેર્ન સાહેબે મરાઠીમાં 'હરણપગ' નેજ C. arvensis કહેલું છે. પૂ. જયકૃષ્ણભાઈએ પણ હરણપગો, ખેતરાઉ પુદડી એવાં નામ રાખ્યાં છે. ગમે તેમ હો, પણ ગુજરાતમાં જેને નારી કહે છે તેજ જયકૃષ્ણભાઇનો હરણપગો છે એમ મારૂં માનવું છે. જયકૃષ્ણભાઈએ 'નારી' નામનો ઉલ્લેખ કેમ નહિ કર્યો હોય?

સ્વ. કવિરાજ બિરજાચરણ ગુપ્તનું પ્રસારણીનું વર્ણન પણ આ હરણપગાને બરાબર બેસતું જ છે.

'આયુર્વેદ વિજ્ઞાનમ્' ભા. ૧ પા. ૪૧૩ ઉપર प्रसारणीનો ફોટો આપેલો છે તે નારી જેવો નથી.

લેટીન નામ સંબંધી મતભેદ છે. 'વનૌષધિ દર્પણ'માં લેટીન નામ Pœderia Fœtida (Linn) આપેલું છે. 'વૈદ્યકશબ્દસિંધુ'કાર પણ એજ નામ આપે છે. નેર્ન સાહેબે હરણપગાનું લેટીન નામ Convolvulus arvensis (ખેતરમાં થતો હોવાથી) આપેલું છે. નેર્ન અને ઍંડીસનાં પુસ્તકોમાં Pœderia નામ જ નથી.

આના વિસ્તાર ઉપરથી આજ પ્રસારણી હોય એમ લાગે છે. 'समूलपत्रामुत्पाटय शरत्काले प्रसारणीम्'—એ પ્રસારણી ઔષધ માટે શરદ્ઋતુમાં જ લેવાનું કહે છે, અને આપણી નારી—હરણપગો શરદઋતુમાં જ પૂર્ણવીર્ય અને રસયુક્ત હોય છે એટલે આજ પ્રસારણી. સ્વ. કેતોભટ્ટ કહે છે—"પ્રસારણી શું છે તે કાંઇ નજરે દીઠી નથી. મરાઠીમાં ચાંદવેલને ગુજરાતીમાં નારી કહે છે, પણ તે કાંઈ ખરૂં ભાસતું નથી; કાં જે લેટીન ભાષામાં ચાંદવેલનું ને પ્રસારણીનું નામ જુદું છે ને તેનાં લક્ષણ, ગુણ, પણ જુદા છે. તે સાથે મળતાં લાગતાં નથી. ચાંદવેલ દસ્તને કબજ કરે છે ને પ્રસારણી દસ્ત લાવે છે એ મોટો ફેર છે........"

મરાઠીમાં ચાંદવેલ કોને કહે છે તે જોયા સિવાય આ વિષે વધુ ન બોલાય; પણ ચાંદવેલ ગમે તે હો, પણ પ્રસારણી દસ્ત લાવે છે, તો નારીનું

પણ 'આમાજીર્ણ'માં શાક કરીને બંગાળામાં ખવાય છે એટલે તે પણ દસ્ત લાવનાર છે. એટલે પ્રસારણી એટલે નારી એમ માનવામાં સહેજ પણ વાંધો નડતો નથી.

મુ. જયકૃષ્ણભાઇ કહે છે કે નારીનાં 'મૂલ રેચક મનાય છે. પાનની ભાજી થાય છે તેમજ વાટીને ગડગુંબડાં ઉપર મૂકાય છે.' ખોરી મૂળને વામક માને છે; પણ વખતે ડોઝ મોટો હોય! ચરકસુશ્રુતવાગ્ભટમાં પ્રસારણી ફક્ત એક એક જગોએ જ વપરાયલી છે-ચરકમાં વાતવ્યાધિમાં અને સુશ્રુતમાં મૂઢગર્ભમાં.

બંગાલામાં પ્રસારણીનું નામ 'ગંધભાદાલ' છે. શારંગધરનો ટીકાકાર પણ 'गंधभादाली पूर्वदेशे' ( शा. दी०. म. ९–११९ ) એમ જણાવે છે. અને બંગાલાની ગંધભાદાલી એજ આપણી નારી છે એમ વર્ણન વાંચતાં સ્પષ્ટ જણાય છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૧૧; રૂ. નિ. પા. ૧૪૨; N. p. 205; Watt. II. p. 518; Indi. Medi. Plants p. 885.

---

## ૨૭૫ રૂદંતી.

### N. O. Convolvulaceæ.

નામો—रुदन्ती, स्रवन्ती, पलितकः, चणकपत्री ( સંસ્કૃત ); પડીચો, પલીચો ( ગુજરાતી ); ઉંધ્રુ, ગુંધ્રુ ( કચ્છી ), રૂદંતી, ખરડી ( મરાઠી ); Cressa cretica—ક્રેસા ક્રેટીકા ( લેટીન ).

परिचय— चणपत्रसमं पत्रं क्षुपं चैव तथाम्लकम् ।
शिशिरे जलबिंदुना स्रवति इति रुदन्तिका ॥
॥ शोढलः ॥

गुणाः— रुदन्ती कटुतिक्तोष्णा क्षयकृमिविनाशिनी ।
रक्तपित्तकफश्वासमेहहारी रसायनी ॥
॥ रा. नि ॥

स्रवति तुवरा तिक्ता कटी चोष्णा रसायनी ।
रक्तपित्तकृमिकफश्वासमेहविनाशिनी ॥
॥ नि. र ॥

વર્ણન—પડીયાના છોડવા ૬ ઈંચ થી ૧ કે ૧॥ ફુટ લાંબા વધે છે. તે કોઈવાર થોડા ઉંચા વધે છે, પણ વિશેષ કરીને તે છાતળાંની માફક જમીન ઉપર પથરાયલા હોય છે. શાખાઓ ઘણી ગીચોગીચ આવેલી હોય છે. તે નીચેથી ઉપર તરફ બહુધા નાની થતી નીકળેલી હોય છે, જેથી એ શાખાઓની રૂપરેખા ત્રિકોણ થઈ રહેલી હોય છે. પાન સૂક્ષ્મ, ફુલ ધોળાં કે ફીક્કાં ગુલાબી, અને ફલ ગોળાઈ લેતાં બારીક હોય છે.

આખા છોડવા ઉપર ધોળા, ચમકતા વાળની રૂછાળ હોય છે; જેથી આખો છોડવો ધોળાશ લેતા લીલા રંગનો જણાય છે. આના છોડવા ઘણું કરીને ખારવાળી જમીનમાં ઉગેલા શિઆળે ઘણા જોવામાં આવે છે. તેના પર ઝાકળનાં બિંદુઓ પડે છે અને તે સવારમાં મોતી જેવાં જણાય છે. ઝાકળ છોડની આસપાસ ટપકે છે એટલે છોડની આજુબાજુની જમીન ભીની થયેલી જણાય છે. આથી જ તેને द्रवन्ती, स्रवन्ती, रुदन्ती કહી હશે. એનો આખો છોડ ચણા જેવો લાગે છે. આથી તેને चणपत्री કહી હશે.

પારદબંધન માટે रुदन्ती અકસીર મનાય છે અને તેથી તેની શોધમાં ઘણા ફરે છે. જ્યારે પડીઆને रुदन्ती તરીકે ઓળખાવીએ છીયે ત્યારે તેઓ વિસ્મય પામે છે. જાણે કે આવી પગ તળે કચરાતી ઢગલાબંધ ઉગતી વનસ્પતિ રુદન્તી જેવી દુર્લભ ચીજ હોય જ કેમ ?

ગુણદોષ—કટુ, તિક્ત, ઉષ્ણ, ક્ષયઘ્ન, કૃમિઘ્ન, રક્તપિત્તઘ્ન, કફઘ્ન, શ્વાસઘ્ન, મેહઘ્ન અને રસાયન છે. રાજનિઘંટુ.

वक्तव्य—વૃદ્ધત્રયીમાં रुदन्तीનો ઉલ્લેખ નથી. 'વૈદ્યકશબ્દસિંધુ'કાર કહે છે કે 'रुदन्तीति उत्कलादौ प्रसिद्धा'. શારંગધરટીકાકાર લખે છે કે रुदन्ती शाकभेदः, पश्चिमे अतीव प्रसिद्धः.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૧૩; રૂ. નિ. પા. ૫૮૧; N. p. 206; Watt-II p. 588; Indi. Medi. Plants p. 887.

# कंटकार्यादि वर्ग

## N. O. Solanaceæ.

### ૨૭૬ ભોરીંગણી

નામો--निदिग्धिका, क्षुद्रा, व्याघ्री, कण्टकारी, बृहती, भण्टाकी (સંસ્કૃત); ભોરીંગણી, બેઠી ભોરીંગણી (ગુજરાતી); ભોંયરીંગની, કાંટેરીંગની (મરાઠી); કટેલી, કટઇ (હિંદી); કણ્ટિકારી (બંગાલી); Solanum Xantho-carpum–સોલેનમ ઝેન્થોકાર્પમ (લેટીન).

ગુણાઃ— कण्टकारी कटुस्तिक्ता तथोष्णा श्वासकासजित् ।
अरुचिज्वरवातामदोषहृद्रुदनाशिनी ॥

॥ ध. नि ॥

कण्टकारी कटूष्णा च दीपनी श्वासकासजित् ।
प्रतिश्यायार्त्तिदोषघ्नी कफवातज्वरार्तिनुत् ॥

॥ रा. नि ॥

कण्टकारी सरा तिक्ता कटुका दीपनी लघुः ।
रूक्षोष्णा पाचनी कासश्वासज्वरकफानिलान् ॥
निहन्ति पीनसं पार्श्वपीडाक्रिमिहृदामयान् ।
....फलं कटु रसे पाके च कटुकं भवेत् ।
शुक्रस्य रेचनं भेदि तिक्तं पित्ताग्निकृल्लघु ।
हन्यात् कफमरुत्कण्डूकासमेदःकृमिज्वरान् ॥
तद्वत्प्रोक्ता 'सिता क्षुद्रा' विशेषाद्गर्भकारिणी ॥

॥ भा. प्र ॥

चरक— १ वातोल्बणेषु अर्शःसु—कण्टकार्याः श्रृतं वापि....। अनुपानं भिषग् दद्याद् वातवर्चोऽनुलोमनम् ॥ चि–९

२ पिपासायाम्—तृष्यते सलिलञ्चास्मै....। कण्टकार्याऽथवा श्रृतम ॥ चि. अ–१२.

३ कासे—कण्टकारीरसे सिद्धो मुद्गयूषः सुसंस्कृतः ।
सगौराऽऽमलकः साम्लः सर्वकासभिषग्जितम् ॥ चि–२१

४ अश्मर्याम्—....बृहतीद्वयञ्च । आलोड्य दध्ना मधुरेण पेयम् ।

दिनानि सप्ताश्मरीभेदनाय ॥ चि. अ–२६

सुश्रुत— ५ अलसे—सिद्धं रसे कण्टकार्याः तैलं वा सार्षपं हितम् ॥ चि. अ–२०

६ वाताभिष्यन्दे—कण्टकार्याश्च मूलेषु सुखोष्णं सेचने हितम् ।

७ श्वासे—निदिग्धिकाञ्चामलकप्रमाणाम् हिंग्वर्द्धयुक्तां मधुना सुयुक्ताम् । लिहेन्नरः श्वासनिपीडितो हि श्वासं जयत्यव बलात् त्र्यहेण ॥ उ. अ ५१

८ कासे—सम्याग्विपक्वं द्विगुणेन सर्पिः निदिग्धिकायाः स्वरसेन चैतत् । श्वासाग्निसादस्वरभेदभिन्नान् निहन्त्युदीर्णानपि पञ्चकासान् ॥

९ मूत्रदोषहरणे—निदिग्धिकायाः स्वरसं पिबेत् कुडवसंमितम् । मूत्रदोषहरं कल्कमथवा क्षौद्रसंयुतम् ॥ उ–५८

शोढल— १० सन्निपातज्वरे—एकं बृहत्या फलपिप्पलीकं शुण्ठीयुतं चूर्णमिदं प्रशस्तम् । प्रध्मापयेत् घ्राणपुटे विसंज्ञः चेष्टां करोति क्षवथुप्रबुद्धः॥

११ इन्द्रलुप्ते—इन्द्रलुप्तापहो लेपो मधुना बृहतीरसः ॥

१२ मूत्रकृच्छ्रे—निदिग्धिकारसो वापि सक्षौद्रः कृच्छ्रनाशनः ॥

वैद्यमनोरमा–१३ मेदोविकारजनितान् कोठान् हन्तुम्—पाकोन्मुखानि बृहती-कुसुमोद्भवानि सूत्रावृतानि सुकरीषपुटे निधाय । दग्ध्वा कुकूलदहनेन च तानि हन्युः मेदोविकारजनितानचिरेण कोठान् ॥

बंगसेन— १४ शिशोः चिरजे कासे—व्याघ्रीकुसुमसञ्जातकेसरैः अवलेहिकाम् । जग्ध्वापि चिरजं जातं शिशोः कासं व्यपोहति ॥

વર્ણન–ભોરીંગણીની બે ત્રણ જાતો થાય છે. મોટી ભોરીંગણી–S. Indicum. આ ભોરીંગણી ૪ થી ૫ કે વખતે ૧૦–૧૨ ફીટ ઉંચી વધે છે; બેઠી ભોરીંગણી જેવો જ આકાર હોય છે. ફુલ ઘેરા જાંબુડા કે આસમાની રંગનાં હોય છે. ફળ કાચાં હોય છે ત્યારે લીલાં અને ઉપર સફેદ પટાવાળાં અને પાકે છે ત્યારે પીળાં થઈ જાય છે. ઘણુાખરા ભોરીંગણીને ઓળખેછે. સફેદ ભોરીંગણી જવલ્લે જ જોવા મળે છે અને તેને માટે લોકોને ભારે મોહ પણ હોય છે. લક્ષ્મણા કેટલાક આને જ કહે છે.

## વૈદ્યકમાં ભોટીંગડીનો ઉપયોગ

ચરક— ૧ વાતજન્ય અર્શમાં—ભોટીંગડીના પંચાંગનો કવાથ પીવા આપવો. ઝાડો સાફ થશે અને વાછુટ થશે. ચિ. ૯.

૨ તૃષામાં—કંટકારીના મૂલનો કવાથ આપવાથી તરસ છીપે છે. ચિ. ૧૨.

૩ ખાંસી માટે—ભોટીંગડીના કવાથમાં મગ પકાવી લેવા અને એ મગમાં ખટાશ માટે આંબળાં નાંખવાં. તે ખાવાથી સર્વ પ્રકારની ખાંસી મટે છે. ચિ. ૨૨

૪ પથરીમાં—બન્ને ભોટીંગડીનાં મૂળનું ચૂર્ણ મીઠા દહીં સાથે પીવું. સાત દિવસ પીવાથી પથરીના ચુરેચુરા થઇ જાય છે. ચિ. ૨૬.

સુશ્રુત— ૫ અલસ (ચોમાસામાં પગનાં ખેડાં કહેવાય છે તે રોગ)માં—ભોટીંગડીના રસમાં સરસીઉં તેલ પકાવી લેવું. એ તેલ અલસ રોગમાં હિતકર છે. ચિ. ૨૦.

૬ વાતથી આંખ દુખવા આવી હોય તો—ભોટીંગડીના મૂલનો રસ સ્હેજ ગરમ કરીને ટીપાં નાંખવાં હિતકર છે.

૭ શ્વાસમાં—ભોટીંગડીનાં મૂળનું ચૂર્ણ તોલો ૧, અને ૦॥ તોલો હિંગ—આ બન્નેના સૂક્ષ્મ ચૂર્ણને મધ સાથે મીલાવીને ચાટવાથી ગમે તેવો બલવાન શ્વાસ ત્રણ દિવસમાં મટે છે. ઉ. ૫૧. (હિંગની માત્રા બહુ મોટી છે એ યાદ રાખવું.)

૮ ખાંસીમાં—ભોટીંગડીનો રસ ૨ શેર અને ઘી ૧ શેર—આ પ્રમાણે ઘી પકાવી લેવું. આ ઘીના સેવનથી શ્વાસ, અગ્નિસાદ, સ્વરભેદ અને પાંચે પ્રકારના કાસ મટે છે.

૯ મૂત્રના દોષ ટાળવા માટે—ભોટીંગડીનો રસ તો. ૧૬, મધ નાખીને પી જવો. સર્વ પ્રકારના મૂત્રના દોષ મટે છે. ઉ. ૫૮.

શોઢલ— ૧૦ સન્નિપાતજ્વરમાં—ભોટીંગડીનાં બીજનું ચૂર્ણ અને તેટલું જ સુંઠનું ચૂર્ણ નાકમાં ફુંકી આપવાથી ગમે તેવું ઘેન અને બેભાનપણું દૂર થઈ જઇ ભાન આવી જાય છે—છીંકો ખૂબ આવે છે.

૧૧ ટાલમાં—ભોટીંગડીનો રસ મધ સાથે ટાલ ઉપર ચોપડવાથી ટાલ પર વાળ ઉગે છે.

૧૨ મૂત્રકૃચ્છ્રમાં—ભોટીંગડીનો સ્વરસ, મધ નાખીને પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે.

વૈદ્યમનોરમા-૧૩ મેદના વિકારથી જે ફોલ્લા, ચકરડાં વિગેરે થયું હોય તેમાં—ભોટીંગડીનાં પાકાં ફળ ( પાક ઉપર આવેલાં ફળ ) ઉપર દોરા બાંધીને તે ફળને સંપુટમાં ભરીને, બકરીની લીંડીઓનો પુટ આપીને, ખાખ કરી નાખવાં. એ બળી ગએલાં ફળના ચૂર્ણને તેલમાં કાલવીને ચોપડવાં.

બંગસેન— ૧૪ બહુ લાંબા વખતથી બચ્ચાંને ખાંસી થયેલી હોય તેમાં—ભોટીંગડીનાં ફલનું સૂક્ષ્મ ચૂર્ણ મધ સાથે બાળકને ચટાડવું. ગમે તેટલા લાંબા વખતની ખાંસી મટે છે.

**वक्तव्य**—ચરકે કંઠય, હિક્કાનિગ્રહણ, કાસહર, શોથહર, શીતપ્રશમન અને અંગમર્દપ્રશમન દશેમાનિમાં કંટકારીનો ઉલ્લેખ કરેલો છે. શીતપ્રશમન હોવાથી સન્નિપાતજ્વરમાં ઉપયોગી થાય ખરી અને તેટલાજ માટે ઘણુાખરા સન્નિપાતના કવાથોમાં ભોટીંગડીનાં મૂળ હોય છે જ. સુશ્રુતે બૃહત્યાદિ ગણુમાં કંટકારીનો ઉલ્લેખ કરેલો છે.

**Actions and Uses**—Aperient, carminative, expectorant and diuretic. The confection [**कंटकारीअवलेह**] is given in asthma, cough, catarrhal affections of the lungs, fever, flatulence and pain in the chest. As a diuretic, the decoction is given in dysuria, cystic calculii and dropsy; also given in costiveness. A paste of the seeds is locally applied to promote suppuration in boils, buboes and other indolent chronic abscesses. Fumigation of the fruits is largely used by the natives as sialogogue and applied for the relief of pain in caried teeth. R. N. Korry II p. 450.

**ભાવાર્થ**—ભોટીંગડી મૃદુરેચક, આધ્માનહર, કફઘ્ન, અને મૂત્રલ છે. કંટકારી અવલેહ શ્વાસમાં, ખાંસીમાં, છાતીના તેમજ ફેફસાંના શૂલમાં, તાવમાં અને ગુલ્મમાં વપરાય છે. મૂત્રલ હોવાથી તે મૂત્રકૃચ્છ્ર, બસ્તિગત અશ્મરી અને શોથરોગમાં ઉપયોગી છે. મૃદુરેચક હોવાથી કબજીયાતમાં પણ હિતકર છે. એનાં બીયાંને વાટીને ગડગુંબડ, ગાંઠો અને બીજાં નહિ ફુટતાં ચાંદાંમાં લેપ તરીકે વપરાય છે. લાલાસ્રાવવર્ધક હોવાથી એનાં બીજનો ધુમાડો કૃમિભક્ષિત દાંતમાં આપવામાં આવે છે. ખોરી. ભા. ૨. પા. ૪૫૦.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૨૧; રૂ. નિ. પા. ૪૧; N. p. 208; Watt VI part III p. 273; Indi. Medi. Plants p. 896.

## ૨૭૭ પીલુડી-काकमाची

**N. O. Solanaceæ.**

**નામો**—काकमाची, जघनेफला, काकाह्वा, वायसी ( સંસ્કૃત ); પીલુડી ( ગુજરાતી ); Nightshade–નાઈટશેડ ( અંગ્રેજી ); Solanum Nigrum–સૉલેનમ્ નાઈગ્રમ્ ( લેટીન ).

**परिचय**— पीलुर्गुच्छफला श्वेतपुष्पा च जघनेफला ।
सर्वतिक्ता स्वादुपाका प्रसिद्धा सर्वभूमिषु ॥

**गुणाः**— हन्ति दोषत्रयं कुष्ठं वृष्या सोष्णा रसायनम् ।
काकमाची सरा स्वर्या.........................॥

॥ वाग्भटः सू. ६. ७२ ॥

त्रिदोषशमनी वृष्या काकमाची रसायनी ।
नात्युष्णशीतवीर्या च भेदनी कुष्ठनाशनी ॥

॥ चरकः सू. २७—८५ ॥

काकमाची त्रिदोषघ्नी सरा स्वर्या सतिक्तका ।
हन्ति दोषत्रयं कुष्ठं वृष्या सोष्णा रसायनी ॥

॥ ध. नि ॥

काकमाची कटुस्तिक्ता रसोष्णा कफनाशनी ।
शूलार्शःशोफदोषघ्नी कुष्ठकण्डूतिहारिणी ॥

॥ रा. नि ॥

काकमाची त्रिदोषघ्नी स्निग्धोष्णा स्वरशुक्रदा ।
तिक्ता रसायनी शोथकुष्ठार्शोज्वरमेहजित् ॥
कटुर्नेत्रहिता हिक्काच्छर्दिहृद्रोगनाशनी ॥

॥ भा. प्र ॥

त्रिदोषशमनी वृष्या काकमाची रसायनी ॥

॥ राजवल्लभः ॥

**चरक**— १ **कुष्ठे**—पिष्ट्वा च काकमाची चतुर्विधः कुष्ठनुलेपः ॥ चि. ७-९२
२ **विसर्पे**—इन्द्रानीशाकं काकाह्वां.... ॥ पृथगालेपनं कुर्याद्वन्दशः सर्वशोऽपि वा । प्रदेहाः सर्व एवैते देयाः स्वल्पघृताप्लुताः॥ चि. ११—८८
३ **शोथे**—....सवायसीमूलकवेत्रनिम्बं । शाकार्थिनां शाकमतिप्रशस्तम् ॥ चि. १७-१०

४ उरुस्तंभे—शाकैः अलवणैः अद्याज्जलतैलोपसाधितैः । वायसी-वास्तुकैः....॥ चि. २७-२५.

५ वातकासे—वायसीशाकं....शस्यते वातकासे....॥ चि २२-७९

सुश्रुत— ६ मूषिकविषे—काकादनीकाकमाचीस्वरसेष्वथवा कृतम् ॥ क-७-३१

वृन्द— ७ पिल्ले—काकमाचीफलैकेन घृतयुक्तेन बुद्धिमान् । धूपयेत् पिल्लरोगार्त्तं पतन्ति कृमयोऽपि च ॥ नेत्ररोगचि० ॥

रसरत्नाकर- ८ केशरंजनार्थम्-काकमाचीयबीजानि समाः कृष्णतिलास्तथा । तत्तैलं ग्राहयेद्यन्त्रे तन्नस्यं केशरंजनम् ॥ रसायनकाण्ड. उ. ९.

वैद्यमनोरमा- ९ रसायनार्थ-गुडेन पिप्पलीभिर्वा मरिचेनान्विता शृता । काकमाची भवेद्बल्या तद्रसेन हविः शृतम् ॥ पटल. ४

१० गर्भप्रदयोगे-काकमाचीशिफां पुष्ये कामं निष्पीड्य कन्यया । रसं स्नाता पिबेन्नारी लभेद्गर्भमनुत्तमम् ॥ पटल. १३

११ गर्भनिष्क्रामणे-वासापरूषफलिनीकाकमाचीशिफाः पृथक् । पिष्टा नाभेः अधो लिप्ता गर्भनिष्क्रामणप्रदाः ॥ पटल. १३.

१२ विसर्पकोठानाम् नाशे-स्वरसेन काकमाच्याः पिष्टा शुण्ठी जयेत् कोठान् ॥ पटल. १६.

વર્ણન—"પીલુડીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે. તે બારે માસ પણ જોવામાં આવે છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે. તેની શાખાઓ મરચી, રીંગણી કે ધંતુરાની શાખાઓ પેઠે આડી અવળી નીકળેલી હોય છે. પાન મરચીનાં પાનને મળતાં; ફુલ સૂક્ષ્મ, ધોળા રંગનાં ને ફળ ગોળ વટાણા જેવડાં હોય છે. તે પાકે છે ત્યારે રાતાં ને કાળા રંગનાં થઇ જાય છે. તેની નાચતી ઝુકતી ઝુમખીઓ બહૂ જ સુંદર દેખાય છે." પીલુડીનો રસ સોજા ઉપર ચોપડવાની હકીકત એટલી બધી પ્રસિદ્ધ છે કે શહેર તેમજ ગામડાંના લોકો પોતાની મેળે તેનો ઉપયોગ કરતા જોવામાં આવે છે.

## વૈદકમાં પીલુડીનો ઉપયોગ

ચરક— ૧ કુષ્ઠમાં-પીલુડીનો રસ ચોપડવો. ચિ. ૭-૯૩

૨ રતવામાં-પીલુડીના પાનનો રસ સ્હેજ ઘી મેળવીને રતવામાં ચોપડવો હિતકર છે. ચિ. ૧૧-૮૮

૩ સોજામાં-કાકમાચી (પીલુડી)નું શાક સોજાવાળાને અતિ હિતકર છે. ચિ. ૧૭-૬૦

૪ ઊરૂસ્તંભમાં-પીલુડીનું શાક, પાણી અને તેલમાં સિદ્ધ કરેલું, મીઠા વગરનું ખાવું. ચિ. ૨૭-૨૫

૫ વાતજન્ય ખાંસીમાં-પીલુડીનું શાક વખણાય છે. ચિ. ૨૨-૭૯

સુશ્રુત— ૬ ઉંદરના ઝેરમાં-પીલુડીના સ્વરસથી સિદ્ધ કરેલું ઘી ઉપયોગમાં લેવું. ક. ૭-૩૧

વૃન્દ— ૭ આંખના 'પિલ્લ'નામના રોગમાં—પીલુડીનું એક ફળ અને સ્હેજ ઘી-એ બેનો ધુમાડો આંખે દેવાથી વેદના ઓછી થાય છે અને જંતુઓ ખરી પડે છે.

રસરત્નાકર—૮ વાળને રંગ આપવા માટે-પીલુડીનાં બીજ અને તેટલા જ કાળા તલ લઈને તેનું તેલ કાઢવું. તે તેલનું નસ્ય લેવાથી વાળનો રંગ બદલાય છે. રસાયનખંડ.

વૈદ્યમનોરમા-૯ રસાયન માટે-પીલુડીનું પંચાંગ ચૂર્ણ ગોળ સાથે અથવા લીંડીપીપર સાથે અથવા મરી સાથે લેવાથી બળ વધે છે. આવું જ કામ તેના રસથી પકાવેલું ઘી જમવાથી થાય છે. પટલ. ૪

૧૦ ગર્ભ રહે એવો યોગ-રજસ્વલા સ્રીએ શુદ્ધ થઈ ગયા પછી પુષ્ય નક્ષત્રમાં પીલુડાનું મૂળ લાવી તેનો રસ કાઢીને પીવો. એથી અનુત્તમ ગર્ભ રહે છે. પટલ. ૧૩.

૧૧ ગર્ભને બહાર કાઢી નાખવા માટે-પીલુડીનું મૂળ પાણી સાથે વાટીને ડુંટી નીચે લેપ કરવાથી તુરત જ ગર્ભ બહાર આવી જાય છે. પડલ. ૧૩.

૧૨ રતવાનાં ચાઠાંના નાશ માટે-પીલુડીના સ્વરસથી સુંઠને ઘુંટીને તે ચોપડવી. પટલ. ૧૬.

**વક્તવ્ય**—ચરકે તિક્તસ્કંધમાં (વિ ૮-૧૬૪) કાકમાચી ગણાવી છે. ચરક તેને 'શીતવીર્યા' અને સુશ્રુત તેને 'ઉષ્ણવીર્યા' (જુઓ. तिक्ता काकमाची पित्तं वर्धयति, उष्णवीर्यत्वात् सू. ૪૦-૫) કહે છે. હરીમાનિમાં કાકમાચીનો ઉલ્લેખ નથી કરાયલો. સુશ્રુત કાકમાચીના શાકને સતીન (મઠ ?) જેવું ગણાવે છે. ચરક વાતરક્ત, અર્શ, ઉરૂસ્તંભ વિગેરેમાં કાકમાચીનું શાક

ખાવાની ભલામણુ કરે છે. काकमाचीं पिप्पलीमरिचाभ्याम् ( સુશ્રુત સૂ. ૨૦. ૧૩ ) આમ કહીને સંયોગથી અહિત થાય છે એમ સુશ્રુત જણાવે છે. ચરક કહે છે–"मत्स्यतैलनिस्ताडनासिद्धाः पिप्पल्यः तथा काकमाची मधु च मरणाय" (સૂ. ૨૬. ૧૨૨). કાકમાચીનું વાસી શાક ન ખાવા માટે ચરક કહે છે–पर्युषिता काकमाची (સૂ. ૨૬. ૧૨૫ ). ખાલિત્યમાં મહાનીલ તૈલમાં કાકમાચી છે અને રસાયનખંડમાં સ્વતંત્ર કેશરંજનનો પ્રયોગ છે. વાગભટ સુરસાદિગણુમાં કાકમાચી ગણાવે છે. ત્યાં આગળ અરૂણુદત્ત ' काकमाची गुडफला ' ( સૂ. ૧૫. ૩૦ ) એમ સમજુતી આપે છે. અમરકોષનો ટીકાકાર ભાનુજી દીક્ષિત–" द्वे काकमाच्याः ' कवप्रिया ' इति ख्यातायाः " આમ જણાવે છે. ટીકાકાર ક્ષીરસ્વામિન્ " काकवन्माचयति वर्णेन सम्मृच्यते काकमाची । " આવી સમજુતી આપે છે. ડલ્હણુ काकमाचीने मृष्टफला स्वनामप्रसिद्धा ' તરિકે ઓળખાવે છે.

**Actions and Uses**—The herb is alterative, sedative, diaphoretic, diuretic, hydragogue and expectorant, locally anodyne. Solanine is a powerful protoplasmic poison, acting upon amœboid organisms and ciliated epithelial cells. Its solution (1 p. c.) prevents the growth of bacteria. It coagulates albumen. If kept for sometime in contact with blood, it dissolves the red corpuscles. As an alterative the herb is given in skin diseases, such as psoriasis, eczema and in syphilis; as a diuretic in gout, rheumatism, dropsy, gonorrhœa, renal and vesical catarrh, coughs, splenic and hepatic enlargements &c. The syrup is used as a cooling drink and as a diaphoretic in fevers. The leaves made hot are applied to painful and swollen testicles and on swelled legs and hands.

R. N. Khory. II p. 451.

In India, the juice of S. Nigrum is given in doses of from 6 to 8 ounces in the treatment of chronic enlargements of the liver and is considered a valuable alterative and diuretic. The juice after expression is warmed in an earthen vessel until it loses its green colour and becomes reddish brown; when cool it is strained and administered in the morning. It is said to act as a hydragogue, cathartic and diuretic. Mr. M. Sherriff in his supplement to the 'Pharmacographœa of India' speaks very highly of it when used in this way. In smaller doses (1–2 ozs) it is a valuable alterative in chronic skin diseases, such as psoriasis. In the Concan the young shoots are cooked as a vegetable and given in

these diseases. Dr. D. B. Master of Bombay informs us that he has seen them used with great success in psoriasis. Loureiro states that the herb is anodyne, and should be used with caution; he notices its use externally to allay pain. ( Pharmacographia Indica. P. II p. 550.)

**Toxicology**—Burton Brown ('Punjab poisons') records the death of three children after eating the berries of S. Nigrum; the symptoms observed were a feeling of sickness followed by vomiting, pain in the belly and intense thirst, pupils dilated with impaired vision: headache, giddiness, delirium, purging and convulsions, sleep ending in coma. ( Pharmacographœa Indica Part II. p. 555.)

**ભાવાર્થ**—પીલુડીનો છોડ, રસાયન, અવસાદક, જ્વરઘ્ન, મૂત્રલ, શોથઘ્ન અને કફઘ્ન છે. પ્રલેપ વેદનાને હરનાર છે. એનું સૅાલેનાઈન નામનું તત્ત્વ છે. તેમાં કૃમિને મારવાની અજબ શક્તિ છે. વીર્યને તે હરાવી દે છે. લોહીના ટીપા સાથે જો તે તત્ત્વ વધારે વખત રહે તો રેડ કોર્પ્યુસલ્સનો નાશ કરી દે છે. રસાયન તરિકે છોડનો ઉપયોગ વિવિધ જાતનાં ચામડીનાં દરદોમાં અને સીરીલીસમાં થાય છે. મૂત્રલ તરિકે વાતરક્ત ( gout )માં, આમવાતમાં ( Rheumatism ), ઉદરમાં, પ્રમેહમાં, કફ રોગમાં અને પ્લીહ તથા યકૃતની વૃદ્ધિમાં સેવવા યોગ્ય છે. પીલુડીનો સરબત શીતપાનીય છે અને તાવમાં સેવન કરવાથી પરસેવો લાવનાર છે. પાનને ગરમ કરીને ફુલી ગએલા અંડ ઉપર અને સોજાવાળા હાથ પગ ઉપર લગાવવામાં આવે છે. ( ખોરી. ભા ૨. પા. ૪૫૧. )

રસાયન અને મૂત્રલ હોવાથી હિંદુસ્તાનના લોક પુરાણુ યકૃતવૃદ્ધિમાં પીલુડીનો રસ ૬ થી ૮ આઉંસ જેટલી માત્રામાં લે છે. એક માટીના વાસણમાં તે રસને ગરમ કરવામાં આવે છે. જ્યારે તે રસનો લીલો રંગ બદલાઈને રતાશ પડતો ભુરો રંગ થઇ જાય છે ત્યારે તેને ઠંડો પાડીને વસ્ત્રથી ગાળી લઇને સવારમાં પીવે છે. આ શોથહર, રેચક અને મૂત્રલ મનાય છે. મી. મુઇદીન શરીફ તેમની "ફાર્માકોગ્રાફીયા ઓફ ઇન્ડીયા" નામના પુસ્તકના પરિશિષ્ટમાં કહે છેઃ-ઉપર લખ્યા પ્રમાણે પીલુડીનો રસ સેવન કરવાથી અતિ ગુણકર છે. ૧ થી ૨ આઉંસ જેટલી માત્રામાં ચામડીના જુના રોગોમાં તે પ્રશસ્ત રસાયન છે. કોંકણમાં કુળાં પાંદડાંનું શાક કરે છે અને ઉપરના રોગોમાં તે ખવાય છે. મુંબાઇવાળા ડૅા. ડી. બી. માસ્તર એક જાતના ચામડીના રોગમાં ( સોરાઈસીસ ) તેનો અદ્ભુત પ્રતાપ જાહેર કરે છે. લૅારીરો જાહેર

કરે છે કે આખો છોડ વેહનાહર છે અને તે સાવચેતીથી વાપરવો જોઈએ. ( ફાર્મેકોગ્રાફીયા ઇન્ડીકા ભા. ૨ ).

'પંજાબ પૅાઇઝન્સ' નામના ગ્રંથમાં બર્ટન બ્રાઉન જણાવે છે કે એનાં પાકાં ફળ ખાવાથી બે ત્રણ છોકરાંનાં મરણ થયાં છે. એના ઝેરનાં ચિહ્નો પણ એણે આપેલાં છે.

ફાર્મેકોગ્રાફીયા ઇન્ડીકા. ભા. ૨. પા. ૫૫૫

**નવ્યમત**—હિંદુ વૈદ્યકશાસ્ત્રમાં આ છોડનાં ફળ બલકારક, અને મૂત્રલ ગણાય છે. શોથ અને હૃદ્રોગમાં તે વપરાય છે.* ( યુ. સી. દત્ત ). બંગાળામાં ફળ, જ્વર, અતિસાર, આંખના રોગો, હડકવા વિગેરે દરદોમાં વપરાય છે. ( ટી. એન. મુકરજી ). આ છોડનો સરબત કફઘ્ન અને સ્વેદલ છે. ( સખારામ અર્જુન ). ચીના લોકો પાનનો રસ મૂત્રપિંડનો અને મૂત્રાશયનો વરમ મટાડવા માટે કામમાં લે છે. સખત પરમીયામાં પણ તે વાપરે છે.

( રમ્ફીયસ ).

આ છોડમાંથી ડૉ. **જેનેનીલે** સોલેનીન નામનું તત્ત્વ શોધી કાઢયું છે. આ તત્ત્વ શ્વાસોચ્છ્વાસ ઓછા કરે છે; ફુફ્ફુસગત શ્લેષ્મકલાના ચૈતન્યનો હ્રાસ કરે છે. પાચનક્રિયાનાં અવયવો ઉપર તેની ઉત્તેજક અસર છે. અગ્નિમાંદ્ય, વવમિષા અને ઉલટી વિગેરે થાય છે. આંખની કીકી ઉપર તેની કંઈ અસર જણાઈ નથી. જો કે જે બચ્ચાંને પીલુડીનું ઝેર ચઢેલું તે બચ્ચાંઓની કીકીઓ તો વિસ્તૃત થયેલી જણાઇ હતી. ( Med. Chron. p. 135 for 1886. Ph. J. 27th Nov. 1886. )

( ઇન્ડીયન મેડીસીનલ પ્લેન્ટ્સ. પા. ૮૯૧ ).

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૧૬; રૂ. નિ. પા. ૩૧૩; N. p. 208; Watt IV part III p. 263; Indi. Medi. Plants p. 890.

---

## ૨૭૮ અશ્વગંધા

### N. O. Solanaceæ.

**નામો**—अश्वगंधा, वाजिगंधा, तुरगी, वाराहकर्णी ( સંસ્કૃત ); આસન, ઘોડાઆહન ( ગુજરાતી ); અસગંધ ( હિંદી. મરાઠી ).

---

* કાકમાચીનાં ફળ ખાવાનું ક્યાંયે શાસ્ત્રોમાં લખેલું નથી. ઉપર ગુણ આપેલા છે તે જોવાથી પણ તે જણાઇ આવશે. ( બાપાલાલ. )

परिचय— कंदिनी वाजिगंधा स्यात्क्षुपा पर्पोटीवल्फला ।
वनजा वृत्तपर्णी च कंदो वाजीकरः स्मृतः ॥
॥ शिवदत्तः ॥

गुणाः— अश्वगंधा कषायोष्णा तिक्ता वातकफापहा ।
विषव्रणकफान् हन्ति कान्तिवीर्यबलप्रदा ॥
॥ ध. नि. ॥

अश्वगंधा कटूष्णा स्यात्तिक्ता च मदगंधिका ।
बल्या वातहरा हन्ति कासश्वासक्षयव्रणान् ॥
॥ रा. नि ॥

अश्वगंधानिलश्लेष्मशोफश्वित्रक्षयापहा ।
बल्या रसायनी तिक्ता कषायोष्णातिशुक्रला ॥
॥ भा० प्र ॥

अश्वगंधा जराव्याधिनाशकस्तुवरः स्मृतः ।
धातुवृद्धिकरः किञ्चित् कटुको बलदः स्मृतः ॥
॥ नि० र ॥

अश्वगंधापत्रलेपो ग्रन्थिगण्डापचीः हरेत् ॥
॥ शोढलः ॥

चरक— १ श्वासे–क्षारञ्चाप्यश्वगंधायाः लेहयेत् क्षौद्रसर्पिषा ॥
चि. २१–११४

२ ग्रन्थिप्रलेपे–सुखोष्णया प्रदिह्याद्वा पिष्टया चाश्वगंधया ॥
चि. ११–१२३

३ उरुस्तंभे–मूलैर्वाप्यश्वगंधायाः....क्षौद्रसर्षपवल्मीकमृत्तिकासंयुतै भिषक् । गाढमुत्सादनं कुर्यादुरुस्तंभे प्रलेपनम् ॥ चि. २७–४७

सुश्रुत— ४ शोषे–क्षीरं पिबेद्वाप्यथ वाजिगंधाविपक्वमेवं लभते च पुष्टिम् ।
तदुत्थितं क्षीरघृतं सिताढ्यम् प्रातः पिबेद्वाथ पयोऽनुपानम् ॥
उ. ४१–४२

५ क्षयरोगे- सिताश्वगंधामगधोद्भवानाम् चूर्णं घृतक्षौद्रयुतं प्रलिह्यात् ॥
उ. १४. १४

चक्रदत्त— ६ वातव्याधौ–अश्वगंधाकषाये च कल्के क्षीरचतुर्गुणम् । घृतं पक्वं तु वातघ्नं वृष्यं मांसविवर्धनम् ॥ वातव्याधिचि०

७ उदरोपद्रवभूते शोथे–गोमूत्रपिष्टामथवाश्वगंधाम् ॥ उदराचि०

८ वंध्यात्वे–क्काथेन हयगंधायाः साधितं सघृतं पयः । ऋतुस्नाताऽबला पीत्वा धत्ते गर्भं न संशयः ॥ ॥ योनिव्यापाचिकित्सा ॥

९ शिशोः कार्श्ये–पीताऽश्वगंधा पयसार्धमासम् घृतेन तैलेन सुखाम्बुना वा । कृशस्य पुष्टिं वपुषो विधत्ते बालस्य शस्यस्य यथाम्बुवृष्टिः ॥ रसायनाधिकारे

वृन्द— १० कुमाराणाम् बलवर्धनार्थं–पादकल्केऽश्वगंधायाः क्षीरे दशगुणे पचेत् । घृतं पेयं कुमाराणां पुष्टिकृद्बलवर्धनम् ॥बालग्रहाधिकारे॥

शोढल— ११ उदरे–....गोमूत्रपिष्टामथवाश्वगंधाम् । पीत्वाऽऽशु हन्यादुदरं प्रवृद्धम् कृमीन् सशोथानुदरं च दूष्यम् ॥ पृ. ३२२.

१२ गर्भप्रदे–(१) अश्वगंधाकषायेण मृद्वग्निपरिसाधितम् । ऋतुकाले पिबेद्वंध्या गर्भसन्धानकं घृतम् ॥ । वंध्याचिकित्सिते ।

(२) अश्वगंधाकषायेण क्कथितं शतिलं पयः ।
पीत्वा कान्तं समाश्लिष्य ऋतौ वंध्या प्रसूयते ॥

१३ राजमार्तंड रसायनार्थं–शिशिरे योऽश्वगंधायाः कन्दचूर्णं पलोन्मितम् । मासमात्ति समध्वाज्यं स वृद्धोऽपि भवेद्युवा ॥ रसायनाधिकारे ॥

भावप्रकाश–१४ हृद्गते वायौ–पिबेदुष्णाम्भसा पिष्टामश्वगंधाम् ॥

वंगसेन— १५ निद्रानाशे–चूर्णं हयगंधायाः सितया सहितञ्च सर्पिषा लीढम् । विदधाति नष्टनिद्रे निद्रामाश्वेव सिद्धमिदम् ॥

### वैद्यकमां अश्वगंधानो उपयोग—

ચરક— ૧ શ્વાસમાં—અશ્વગંધાનો ક્ષાર, મધ અને ઘી સાથે ચાટવો. ચિ. ૨૧. ૧૧૪

૨ ગાંઠ ઉપર—અશ્વગંધાના મૂળનો સ્હેજ ગરમ લેપ લગાડવો. ચિ. ૧૧. ૧૨૩

૩ ઉરૂસ્તંભમાં—અશ્વગંધાનું મૂળ, સરસવ, રાફડાની માટી

અને મધ વિગેરેનું ગાઢ ઉત્સાદન કરવાથી ઉરૂસ્તંભમાં ફાયદો થાય છે. ચિ. ૨૭. ૪૭

સુશ્રુત-- ૪ શોષમાં-અશ્વગંધાનું ચૂર્ણ ૨ તોલા, અચ્છેર દુધ અને અચ્છેર પાણી સાથે ઉકાળવું. જ્યારે પાણી બળી જાય ત્યારે ઉતારી લેવું. ઠંડુ પડે ગાળી લઇને તેને ઉપયોગમાં લેવું. અથવા તો એ દુધમાંથી કાઢેલું ઘી, સાકર સાથે સવારમાં ચાટવું અને ઉપરથી દુધ પીવું. ઉ. ૪૧. ૪૨

૫ ક્ષયરોગમાં--અશ્વગંધાનું ચૂર્ણ, પીપર, અને સાકર સમાન વજને મેળવી ઘી અને મધ સાથે ચાટવું. ઉ. ૪૧. ૪૧

ચક્રદત્ત— ૬ વાતવ્યાધિમાં-અશ્વગંધાના કલ્ક સાથે, તેના જ કષાયમાં ચાર ઘણા દુધથી ઘી પકાવી લેવું. તે ઘી વાયુને હરનાર, વૃષ્ય, માંસને વધારનાર અને શક્તિ વધારનાર છે.

૭ ઉદર ઉપરના સોજામાં-અશ્વગંધાના મૂળનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પીવું.

૮ વંધ્યાત્વમાં--અશ્વગંધાના ક્વાથમાં દુધ નાખીને ઘી પકાવી લેવું. ઋતુમાં આવેલી સ્ત્રીએ સ્નાન કર્યા પછીથી તે ઘીનું સેવન કરવું. તેથી અવશ્ય તે ગર્ભ ધારણ કરશે.

૯ બચ્ચું સૂકાતું હોય તો—અશ્વગંધાનું ચૂર્ણ નીચેના અનુપાનોથી અર્ધો મહિના સુધી પીવાથી સુકાયલું બચ્ચું હૃષ્ટપુષ્ટ થાય છે-વૃષ્ટિ થાય અને જેમ નાનું ઘાસ વધે છે તેવી રીતે. અનુપાનો-દુધ સાથે, તેલ સાથે, ઘી સાથે, ગરમ પાણી સાથે. જેમ માફક આવે તેમ.

વૃંદ— ૧૦ બાળકો હૃષ્ટપુષ્ટ થાય તે માટે-૨ તોલા અશ્વગંધાનું બારીક ચૂર્ણ, ાા શેર દુધ, અને નવટાંક ઘી-આ વજનથી ઘી પકાવી લેવું. એ ઘીના સેવનથી બાળકો હૃષ્ટપુષ્ટ થાય છે.

શોઢલ— ૧૧ ઉદરમાં-ગોમૂત્ર સાથે અશ્વગંધા પીવાથી ઉદર મટે છે અને સોજો પણ જલદીથી ઉતરી જાય છે; કૃમિ મરે છે.

૧૨ ગર્ભ ધારણ કરવા માટે-અશ્વગંધાના કષાયમાં ઘી પકાવી લેવું. એ ઘી ઋતુ વખતે સ્ત્રી ખાય તો તે સ્ત્રીને ગર્ભ રહે છે.

રાજમાર્તંડ-૧૩ રસાયન તરિકે-શિશિર ઋતુમાં ૧ માસ સુધી અશ્વગંધાના કંદનું ચૂર્ણ તોલા ૪, મધ ઘી સાથે દુધના અનુપાનથી

સેવન કરે તો ઘરડો હોય છતાં પણ તેનામાં જુવાનીનું જોર આવે છે.

ભાવપ્રકાશ—૧૪ હૃદયગત વાયુરોગમાં—અશ્વગંધાનું ચૂર્ણ ગરમ પાણી સાથે પીવું.

બંગસેન— ૧૫ નિદ્રાનાશમાં—અશ્વગંધાનું ચૂર્ણ સાકર અને ઘી સાથે ચાટી જવું. એથી ઉંઘ આવી જાય છે.

વક્તવ્ય—અશ્વગંધા એ સંદિગ્ધ દ્રવ્ય છે. ઘોડાકુનના નામથી ઓળખાતી ધંતુરાના વર્ગની વનસ્પતિ આજકાલ ઘોડાઆહન—અશ્વગંધા—તરિકે ઓળખાય છે. ઘણાખરા ગ્રંથકારોએ ઘોડાકુન—Withania Somnifera. N. O. Solanaceæ—નેજ અશ્વગંધા તરિકે વર્ણવેલી છે. વર્ણન જોતાં અને કેટલાક ઉપયોગ તરફ જોતાં અશ્વગંધા સાથે તેનું સામ્ય હોય એમ પણ લાગે છે.

અશ્વગંધાનો પરિચય કોઇ પણ ટીકાકારે આપેલો મારા જોવામાં નથી આવ્યો, એટલે અશ્વગંધા, પ્રથમના લેખકો કોને કહેતા હશે એ નક્કી કરવું લગભગ અશક્ય છે. पर्पोटीवत्फला, कंदिनी, वाराहकर्णी, कुष्ठगंधा, पलाशपर्णी આવી સંજ્ઞાઓથી વિદિત થાય છે કે આપણી ઘોડાકુન અને અશ્વગંધા લગભગ મળતી આવે છે. અત્યારે બજારમાં મળતી અશ્વગંધા ( આહન ) શું છે તેની મને ખબર નથી. પ્રથમની અશ્વગંધા કંદવાળી હતી, કુષ્ઠગંધી હતી, પલાશપર્ણી હતી એ નિર્વિવાદ વાત છે. ઘોડાકુનનાં મૂળ પીવાના કામમાં લેવાથી ઝાડા ઉલટી થાય છે એમ જયકૃષ્ણભાઇ કહે છે, જ્યારે અશ્વગંધાના મૂલની માત્રા ૧ પલ=ચાર તોલા કહેલી છે ( જુઓ. રાજમાર્તંડ ). બીજી તરફ જોતાં ગ્રંથિ-પ્રલેપ, ઉદરશોફ વિગેરે ઉપર અત્યારની ઘોડાકુન વપરાય છે અને તે પણ આબાદ રીતે. પણ એ માટે તો એક બચાવ છે. શારંગધર જે જે દ્રવ્યો લીલાં જ વાપરવાનાં ગણાવે છે, તેમાં અશ્વગંધા પણ છે. અશ્વગંધા લીલી વાપરવાથી કદાચ એ ગુણ થતો પણ હોય. આપણે અહિંઆં બજારમાં તો નાના નાના કડકા મળે છે અને આપણે બધા તેજ વાપરીયે છીયે.

ચરકે બલ્ય દશેમાનિમાં અશ્વગંધાને ગણાવી છે, પણ ક્ષતક્ષીણ-ચિકિત્સામાં અશ્વગંધાનું નામ પણ લીધું નથી. મૂલાસવના લીસ્ટમાં અશ્વગંધાનો ઉલ્લેખ છે. સુશ્રુતની માફક શોષ અને રાજયક્ષ્મામાં ચરકે અશ્વગંધા વાપરી નથી. ફક્ત જીવન્ત્યાદિ ઉત્સાદનમાં બીજાં દ્રવ્યો સાથે અશ્વગંધા વાપરેલી જણાય છે ( ચરક ચિ. ૮. ૧૭૧ ). ચરક તેને વિરેચનોપગ અને સુશ્રુત તેને ઉર્ધ્વભાગહર સંશોધનમાં ગણાવે છે. ચરકની માફક સુશ્રુતે ગ્રંથિ, ઉદરશોફ વિગેરેમાં અશ્વગંધાનો ઉપયોગ નથી કર્યો. સુશ્રુતોક્ત વાતવ્યાધિમાં અશ્વગંધાનો ઉલ્લેખ નથી.

**Actions & Uses**—Tonic, alterative and sedative; a paste of the root taken with milk and clarified butter helps the nutrition of weakly children. As an alterative a confection is given in consumption, debility from old age, and rheumatism. Native women combine it with various restoratives in nervous debilities and leucorrhœa...It is given internally in 15 to 60 minims dozes in consumption, emaciation of children, debility from old age, leprosy, nervous diseases, and rheumatism.

( R. N. Khory. part II p. 452. )

**ભાવાર્થ**—અશ્વગંધા, બલ્ય, રસાયન અને અવસાદક છે. અશ્વગંધાનું ચૂર્ણ, ઘી અને માખણ સાથે આપવાથી નબળાં બચ્ચાંનું શરીર વધે છે. ક્ષયમાં, અશક્તિમાં, વાતવ્યાધિમાં, રસાયન તરિકે તેનો ઉપયોગ થાય છે. હિંદુસ્તાનની સ્ત્રીઓ શિયાળાના પાકોમાં પુષ્ટિકારક દ્રવ્ય તરિકે તેને વાપરે છે. ક્ષયમાં, શોષમાં, બાળકોની અશક્તિમાં, કુષ્ઠમાં, વાતરોગમાં વિગેરેમાં અશ્વગંધા વપરાય છે.

( ખોરી. ભા. ૨. પા. ૪૫૨ )

---

## ૨૭૯ બૅલેડોના.

**N. O. Solanaceæ.**

**નામો**—સુગ-અંગુર, અંગુર શેફા ( હિંદી ); સુચી ( પંજાબ ); ગિરબુટી ( મુંબાઈ ); Atropa Belladonna-ઍટ્રોપા બૅલેડોના ( લેટીન ).

**વર્ણન**—પશ્ચિમ હિમાલય તરફ, કાશ્મીરથી સીમલા સુધીના પ્રદેશ તરફ, અને કૉકેસસ તેમજ ઉત્તર ઇરાન સુધીના પ્રદેશોમાં આ છોડ થાય છે. સ્વ. ફ્રીલિકરે આનો છોડ કવેટા ( બલુચિસ્તાન )માં પણ જોયો છે.

આ છોડ ૨ થી ૩ ફીટ જેટલો ઉંચો થાય છે. આખા છોડ ઉપર આછી રૂંછાળ હોય છે. પાનને લાંબી ડીંટડીઓ હોય છે. પાન ૪ થી ૮ ઈંચ જેટલાં લાંબાં, અંડાકાર, મથાળે અણીવાળાં હોય છે. ફુલ આછા પીળા અને લીલા રંગની ઝાંખ હોતાં, ૦॥ ઈંચ વ્યાસ જેટલા ઘેરાવાવાળાં હોય છે. પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનાર સળી નીકળે છે અને દરેક પુષ્પધારણ કરનાર સળી ઉપર એકાદ ફુલ, સ્હેજ ઝુકેલું ( drooping ) આવેલું હોય છે. પુષ્પાભ્યન્તરકોષ ઘંટાકૃતિ હોય છે. પુષ્પબાહ્યકોષનાં પત્રો બેસણી સુધી ચીરા-

ચલાં હોય છે, અને તે પાંદડા જેવાં જ જણાય છે. પુ. આ. કોષની પાંખડીઓ પ હોય છે. ફળ નાનાં, ૦ાા ઇંચ વ્યાસનાં આવે છે અને બીજ ઘોડાકુનની જેમ પોપટામાં લપાયલાં રહે છે.

આ છોડ બન્ને ફારમાકોપીયામાં દાખલ થયેલો છે અને છૂટથી વપરાય છે.

વક્તવ્ય—હિંદુસ્થાનમાં ગાડાં ભરાય એટલો જથાબંધ બૅલેડોના ઉગે છે છતાંયે હિંદુસ્થાનમાં પ્રતિવર્ષ લાખો રૂપીયાનો બૅલેડોના યૂરોપથી આવે છે. નૈનિતાલ અને કુમાઉન તરફ આ છોડ પુષ્કળ થાય છે અને જો તેની ખેતી કરવામાં આવે તો તે વધારે પ્રમાણમાં અને વધારે સારા રૂપમાં હાથ આવી શકે એમ છે. કુમાઉન ગવર્નમેંટ ગાર્ડન્સના વાર્ષિક રીપોર્ટમાં જણાવેલું છે કે "...Belladonna root is at present obtained from England by the Medical stores Department at a cost of about four pence per pound, so that there is every prospect of Belladonna being grown profitably in Kumaun." ( Indian Forester, April 1914).

આ છતાં પણ અદ્યાપિ પર્યંત બૅલેડોના અને તેની વિવિધ બનાવટો બહારથી આવે છે એ જાણી આપણી પરવશતા અને અજ્ઞાનતા કેટલી હદ સુધી વ્યાપેલી છે તેનું સખેદ ભાન થાય છે.

ઉપયોગ—આ છોડમાંથી કેટલીયે ઑફીશીયલ અને કેટલીયે નૉન-ઓફીશીયલ એવી જાત જાતની ઉપયોગી દવાઓ બનાવવામાં આવી છે. ટીંકચર બૅલેડોના, એમ્પ્લાસ્ટ્રમ બૅલેડોના, ઍક્સ્ટ્રેક્ટમ્ બૅલેડોની લીક્વીડમ્, લીનીમેન્ટમ્ બૅલેડોની, સપોઝીટોરીયા બૅલેડોની, ગ્લીસરીનમ્ બૅલેડોની વિગેરે વિધવિધ જાતની બનાવટો બનાવવામાં આવેલી છે. આ બધી ઓછીવત્તી ડૉક્ટરો દવામાં વાપરે છે.

બૅલેડોનામાંથી ઍટ્રોપીન નામનું આલ્કેલૉઇડ હાથ આવ્યું છે અને તે પણ વિવિધ બનાવટો દ્વારા દવામાં વપરાય છે. ઍટ્રોપીન અને બૅલેડોનાની શરીરના દરેક અવયવો ઉપર, જ્ઞાનતંતુઓ ઉપર શી શી અસર છે તે પણ વિદેશી વિદ્વાનોએ નક્કી કરેલું છે. આંખના કામમાં ઍટ્રોપીન કીકીને મ્હોટી કરવા સારૂ બહુ વપરાય છે.

બૅલેડોનાનું પ્લાસ્ટર ઘણા કામમાં આવે છે. સોજા ઉપર, બહુ દુઃખાવા વાળા ભાગ ઉપરે તેની પટ્ટી લગાવવામાં આવે છે. ધાવણ સૂકવી નાખવા માટે પણ તેની પટ્ટી સ્તન ઉપર મારવામાં આવે છે. અહિંઆં તેના બધા ઉપયોગો લંબાણભયને લીધે આપવામાં નથી આવ્યા. જિજ્ઞાસુ વાચકોએ તે માટે ડૉ. રાખાલદાસ ઘોષની અથવા બીજા કોઇની મેટેરીયા મેડીકા જોઇ લેવી.

આ ઉપયોગી છોડ દેશી વૈદ્યકમાં વાપરવા યોગ્ય છે. પંજાબ તરફના વૈદ્યો ધારે તો એનો છુટ્ટે હાથે ઉપયોગ કરીને પરિણામ જણાવી શકે.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 909; R. Ghosh's Materia Medica 9th edi. p. 374 to 383.

---

## ૨૮૦ ઘોડાઆહન

### N. O. Solanaceæ.

નામો—ઘોડાઆહન, ઘોડાઆકુન ( ગુજરાતી ); અસગંધ ( મરાઠી ); અસગંધ ( હિંદુસ્તાની ); Withania Somnifera-વીથેનીયા સોમ્નીફેરા. ( લેટીન ).

ગુણ— શોથઘ્ન, માદક અને મૂત્રલ.

વર્ણન—ઘોડાકુનના છોડવા ચોમાસે ઘણા ઉગી નીકળે છે. ઘણી જગોએ તે બારે માસ જણાય છે. એના છોડવા ૨ થી ૪ ફીટ ઉંચા વધે છે. પાન આંતરે આવેલાં હોય છે. પાનની ડીંટડી ટુંકી અને ઉપરના ભાગમાં નીકવાળી હોય છે. પાનની બન્ને સપાટીનો રંગ સરખો જ હોય છે. પાનની વાસ ઉગ્ર હોય છે. મૂળ પેન્સીલથી તે હાથના કાંડા જેટલું જાડું હોય છે. તે જમીનમાં ઘણું ઉંડું બેઠેલું હોય છે. એમાંથી કેટલાક જાડા અને લાંબા તેમજ બારીક રેસા જેવા પણ ફાંટાઓ નીકળેલા હોય છે. મૂળની છાલ બહારથી ભુરી અને અંદરથી સફેદ રંગની હોય છે. એમાં આડો કાપ કરીને જોવાથી તેનો અંદરનો ભાગ સફેદ જણાય છે. મૂળમાં ઘણી ઉગ્ર વાસ હોય છે. ડાંડીઓ પણ પેન્સીલ જેટલી જાડી, ઘણા પ્રમાણમાં મૂળને મથાળેથી જ નીકળેલી હોય છે. કોમળ શાખાઓ ઉપર ફછાળ હોય છે. ફુલ પત્રકોણમાંથી ૧ થી ૩ કે ૬, પાસે પાસે ઝુમખીની પેઠે નીકળેલાં હોય છે. રંગ પીળાશ લેતા લીલા રંગનો હોય છે. તે ૦। થી ૦।। ઇંચ લાંબાં અને ૧ થી ૧।। લાઇન વ્યાસનાં હોય છે. પુષ્પબાહ્યકોષનાં પત્રો ૫ હોય છે. તે તળીએથી જોડાયલાં અને મથાળે તેના પાંચે દાંતા આંકડા થતા હોય છે. એની ઉપર ધોળાશ લેતી રૂંવાંટી હોય છે. પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ પણ પાંચ હોય છે. તે પણ તળીએથી જોડાયલી અને મથાળે તેના દાંતા દેખાતા હોય છે. પુંકેસરો ૫ હોય છે, તંતુઓ પીળા અને પરાગકોષ ભુરા રંગના હોય છે. ગર્ભાશય પીળાશ લેતા

લીલા રંગનો, બહાર નીકળતાં પેટાળવાળો અને બે પોલવાળો હોય છે; નલિકા ધોળા રંગની અને તેના ઉપર લીલાશ લેતા રંગનું ગોળ મુખ આવેલું હોય છે. ફૂલ મોટા પોપટા ( calyx )માં ઢંકાયલું રહે છે. ફૂલ અને તેના ઉપર ઢંકાયલો પોપટો બન્ને શરૂઆતમાં લીલા રંગનાં હોય છે પણ પાકવા આવે છે ત્યારે તે રાતા રંગનાં થઇ જાય છે. તેમાં ફૂલ ઘણા વખત સુધી રાતા રંગનું રહે છે. ફૂલ ઉપર ઢંકાયલા પોપટાનું મ્હોં સાંકડું અને પેટાળ પહોળું હોય છે. તેના ઉપર દશ ઉભી નસો હોય છે, જેમાંની પાંચ નસો તેના મુખ ઉપરના પાંચ દાંતાઓમાં સમાઇ ગયેલી હોય છે અને વચમાંની પાંચ નસો સદરહુ દાંતાથી જરા નીચે સમાઇ ગયેલી હોય છે. ફૂલ પાકું હોય તો લાલચોળ દેખાય છે. ફળને મથાળે સૂક્ષ્મ ચાંલ્લો અને તળીએ બોરની પેઠે ખાડ હોય છે. ફળમાં સૂક્ષ્મ બીજ ઘણાં હોય છે.

ઉપયોગ—ઘોડાકુનનાં મૂળીઆં મરકીની ગાંઠ ઉપર અને વાળાના સોજા ઉપર ચોપડવામાં આવે છે. રા. રા. મુ. જયકૃષ્ણભાઈ ઇંદ્રજીએ મરકીની ગાંઠ ઉપર ઘોડાકુનનાં મૂળીયાં કેટલાં ગુણકારી છે એ અનુભવથી સિદ્ધ કર્યું છે અને બીજાઓને તે મૂળીયાં મોકલી આપી બીજાઓ પાસેથી પણ તેની ઉપયોગીતાની ખાતરી કરેલી છે. ૧૯૦૩ ના ફેબ્રુઆરીની તા. ૧૯ મીના પોરબંદર સ્ટેટ ગૅઝેટમાં ઘોડાકુનનાં મૂળીયાંના મરકીની ગાંઠ ઉપર કરવામાં આવેલા ઉપયોગની જાહેરખબર છપાયલી છે. એનાં હેન્ડબીલો પણ વહેંચવામાં આવ્યાં હતાં. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે રજુ કરૂં છું:—

કેટલાંક વર્ષો ઉપર એક જૈન સાધુએ એક જડીનો ( ઘોડાકુનનું મૂળ ) કકડો આશરે બે ઇંચ લાંબો, પોરબંદર પાંજરાપોળના મર્હુમ મેનેજર શેઠ જેચંદ સાવડીયાને આપ્યો હતો અને કહ્યું હતું કે આ કકડો ઘસીને મરકીની ગાંઠ ઉપર ચોપડવાથી ગમે તેવી ગાંઠ ફુટી જાય છે અને આરામ થાય છે. સંવત ૧૯૫૦ ની સાલમાં પોરબંદરમાં પહેલવહેલી મરકી થઇ. તે વખતે ઉપરોક્ત શેઠે એ કકડાનો ઉપયોગ કર્યો અને તેથી ચાર પાંચ કેસો સારા થયા. પછી જ્યારે એ જડીનો ૦॥ ઇંચ જેટલો કકડો બાકી રહ્યો હતો, ત્યારે તેણે એ વખતના ચીફ મેડીકલ ઓફીસર મી૦ હરિકૃષ્ણ દવેને એ જડી દેખાડી અને ગુણ સંબંધી વાત કરી. તેઓ સાહેબે એ જડી રા. રા. જયકૃષ્ણભાઇને બતાવવાનું શેઠને કહ્યું. જયકૃષ્ણભાઇએ જડી સુંઘી ( એ પહેલાં તેમણે ઘોડાકુનનું મૂળીઉં ઘણીયે વાર સુંઘ્યું હતું અને વાળા ઉપર વાપર્યું પણ હતું ) અને ઘોડાકુનના મૂળીયા જેવી વાસ આવી. તુરત જ બાગમાંથી ઘોડાકુનનું મૂળીઉં મંગાવ્યું, અને તેની વાસ, ગંધ, આડો કાપ વિગેરે બરાબર તે સુકા જડીના

કકડાને મળતાં આવ્યાં અને તે ઉપરથી ઘોડાકુનના મૂળનો એક મોટો કકડો એ શેઠને વાપરવા માટે આપ્યો. ડૉ. હવે અને કંપાઉન્ડરને પણ ઘોડાકુનના મૂળીયાની સારી અસર જણાઈ હતી. એ વખતની મરકી વખતે ૪૨ માણસો ઘોડાકુનનાં મૂળમાંથી તદ્દન સારા થઇ ગયા હતા. બીજી વખત સંવત ૧૯૫૬ માં અને ત્રીજી વખત ૧૯૫૮ માં મરકી વખતે પ્લેગ-વૉર્ડવાળા ડૉ. નરોતમે આ ઘોડાકુનનાં મૂળીયાં છુટ્ટથી વાપરી જોયાં હતાં અને તે વખતે પણ ઘણી ગાંઠો સારી થઇ હતી. એ પછી તો લોકોને તેની જાણ થતાં લોકો પોતે જ મૂળ લઇ આવીને ગાંઠ ઉપર લગાડતા હતા. વડોદરા કલાભવનના કૅમીસ્ટ માસ્તર મોતીલાલ છોટાલાલ ત્રવાડીને અને સુરતના એક ગૃહસ્થને પણ આ મૂળીયાં અમદાવાદ પ્રદર્શનમાંથી ઉપયોગ કરવા માટે આપવામાં આવ્યાં હતાં અને તે બન્ને સદ્‌ગૃહસ્થોએ તે મૂળમાંથી ઘણાયે કેસો સારા થયાની ખબર પત્રદ્વારા રા. રા. જયકૃષ્ણભાઇને પહોંચાડી હતી.

તાજા મૂળને સુખડની માફક પાણીમાં ઘસીને ગાંઠ ઉપર ચોપડવું. ગાંઠની ઉપર તેમજ આજુબાજુ જ્યાં સુધી સોજો હોય અગર જગો લાલ થઈ હોય તેટલા સુધી ચોપડવું. આ લેપ સૂકાયા પછીથી તાણ કરે છે; અને તેથી ફેલાયલો સોજો અગર ગાંઠ ઘણું કરીને એક મધ્યબિંદુએ આવી ઉપર આવતી જાય છે. જેમ જેમ ગાંઠ ઉપર આવતી જાય છે તેમ તેમ દરદી શુદ્ધિમાં આવતો જાય છે. આખરે ગાંઠ ફાટી જાય છે. એ વખતે આસપાસ મૂળીયાનો લેપ અને મ્હોં ઉપર ઘઉંની પોટીસ મૂકવાથી ગાંઠ થોડા દિવસમાં રૂઝાઇ જાય છે. એ વખતે ગજ્જરનું પ્લેગ મીક્ચર અગર બીજી મરકીની દવાઓ આપવી.

આ મૂળીઆં પીવાના કામમાં લેવાં નહિ, કારણ કે તે માદક અને ઉલટી કરનાર છે. સ્હેજ ઝેરી ગુણ પણ છે.

આ અગત્યની શોધ માટે આખું જગત રા. રા. સુ. જયકૃષ્ણભાઇનું ઋણી છે.

**વક્તવ્ય**—સંસ્કૃત અશ્વગંધા, વાજિગંધા વિગેરે નામો ઉપરથી જ ઘોડાકુન, ઘોડાઆહન વિગેરે નામો પડેલાં છે. બજારમાં આહનના નામથી જે ધોળાં નાનાં મૂળીયાં મળે છે તે ઘોડાકુનનાં મૂળીયાંથી જુદાં છે. ખરી અશ્વગંધાની જગોએ એ બજારમાં મળતાં મૂળીયાં વપરાય છે. ઘોડાકુન અને અશ્વગંધા એ બે જુદી જુદી વનસ્પતિઓ છે. અશ્વગંધાનાં મૂળ ખાધે પૌષ્ટિક છે, અને ઘોડાકુનનાં મૂળ થોડા પ્રમાણમાં ખાવાથી પણ ઉલટી, બળતરા વિગેરે થાય છે. આજ કારણથી અશ્વગંધાનું વર્ણન મ્હેં નોખું કરેલું છે.

कंदिनी वाजिगंधा स्यात्सुगा पर्पोटीवत्फला ।
वनजा वृत्तपर्णी च कंदो वाजीकरः स्मृतः ॥

આમ શિવદત્ત અશ્વગંધાને વર્ણવે છે. આ વર્ણન જોતાં તો ઘોડાકુન ઘણે અંશે અશ્વગંધાને મળતી જણાય છે. पर्पोटीवत्फला, कंदिनी આ શબ્દો તો બરાબર ઘોડાકુનને લાગુ પડે છે, પણ ' वृत्तपर्णी ' એ બંધબેસતું નથી આવતું. શિવદત્ત એનાં પાનને 'वृत्त' કહે છે, ' રાજનિઘંટુકાર તેને ' पलाशपर्णी ' કહે છે. વળી वाराहपत्री એવું નામ પણ ' રાજનિઘંટુ'કારે ગણાવેલું છે. ' ગદનિગ્રહ'કાર એને कुष्ठगंधा અને ' રાજનિઘંટુ'કાર गंधपत्री જણાવે છે. આ જોતાં અશ્વગંધા, ઘોડાકુનથી ભિન્ન હોય એમ સમજાય છે.

अश्वगन्धापत्रलेपो ग्रन्थिगण्डापचीः हरेत् એમ શોઢલનિઘંટુમાં છે. ચરકમાં પણ ગ્રંથિ ઉપર सुरवोष्णया प्रदिह्याद्वा पिष्टया चाश्वगंधया ( चि. ११. १२३ ) કહેલું છે. વળી ઉરૂસ્તંભમાં પણ ચરકે નીચે પ્રમાણે અશ્વગંધાનો ઉપયોગ કરેલો છેઃ—मूलैर्वाप्यश्वगंधायाः......क्षौद्रसर्षपवल्मीकमृत्तिकासंयुतैर्भिषक् । गाढमुत्सादनं कुर्यात् उरुस्तंभे प्रलेपनम् । ( चि २७. ४७ ). આ ઉપરથી ચોક્કસ અનુમાન બંધાય છે કે પ્રથમની અશ્વગંધા ગ્રંથિપ્રલેપ ઉપર, ઉરૂસ્તંભમાં, ઉદર ઉપર લેપ માટે, શ્લેષ્મશોફમાં અને વિસર્પમાં વપરાતી હતી. વળી એક વાત ધ્યાન ખેંચે છે કે પ્રથમની અશ્વગંધા 'कंदिनी' હતી. અત્યારે આવતાં બજારૂ અશ્વગંધાનાં મૂળીયાં 'कंदिनी' કહી શકાય ખરાં કે ? વળી અત્યારનાં અશ્વગંધાનાં મૂળીયાંને કોઇ બાહ્યોપચાર તરિકે વાપરતું હોય એમ સાંભળ્યામાં નથી આવ્યું. ગ્રંથિપ્રલેપ ઉપર હજુ પણ બજારમાં મળતાં મૂળીયાંનો ઉપયોગ કરી જોઇ આપણે તેની ખાતરી કરી શકીએ એમ છીયે. વળી લિંગવૃદ્ધિના પ્રયોગોમાં પણ અશ્વગંધા કંદનો ઉલ્લેખ છે, અને તે પણ કંદ ઘણો મોટો આવતો હશે એમ માની શકાય એવી રીતે. सैवालसैन्धवसरोरुहिणीदलानि भल्लातकानि च फलानि च कंटकार्याः । हैयंगवीनमपि माहिषमश्वगंधाकन्दे सुधीः प्रणिदधीत दिनानि सप्त ॥ ( રાજમાર્તંડ પા. ૮). અને........वाजिगंधाकंदोपगूढ ઇત્યાદિ ( રા. મા. પા. ૮ )—આ ઉપરથી ખાતરી થાય છે કે અશ્વગંધાનો કંદ મોટો છે. આપણી ઘોડાકુનનો કંદ પણ મોટો કહી શકાય. વળી ચરકે તેને વિરેચનદ્રવ્યોમાં વિરેચનોપગ તરિકે અને સુશ્રુતે અશ્વગંધાને ઉર્ધ્વભાગહર સંશોધનમાં ( મૂળ ) વાપરેલી છે. વિષમાં પણ સુશ્રુતે વચાદિ અગદમાં અને ચરકે ગંધનામા અગદહસ્તિમાં અશ્વગંધાનો ઉલ્લેખ કરેલો છે. કોઇ પણ ટીકાકારે અશ્વગંધાનું ઓળખાણ નથી આપ્યું, એટલે તે વખતની અશ્વગંધા કેવી હશે એ કળવું મુશ્કેલ થઇ પડે છે. આ બધું જોતાં તો અશ્વગંધા, હાલ બજારમાં મળતાં નનાં નાનાં મૂળીયાંને ન

કહી શકાય એમ મારૂં માનવું છે. અત્યારે બજારમાં મળતાં અશ્વગંધાનાં સફેદ મૂળીયાં કયાંથી આવે છે, એનું લેટીન નામ શું છે, છોડ છે કે ઝાડ છે તેમજ મૂળ છે કે ડાંડીઓના કકડા છે એ નક્કી કરવું જોઈએ. હું પોતે તો નીચેના નિશ્ચય ઉપર આવ્યો છું:—

(૧) પહેલાંની અશ્વગંધાની અને અત્યારની ઘોડાકુનમાં ઘણે અંશે મળતાપણું આવે છે. ( વર્ણનથી અને ઉપયોગથી ).

(૨) અત્યારે બજારમાં મળતી આહન ( અશ્વગંધા ) એ વસ્તુ અશ્વગંધા તરિકે વપરાય છે એટલું જ; વાસ્તવિક રીતે પ્રથમની અશ્વગંધા અત્યારે મળતી આહન કરતાં જુદી જ વસ્તુ હતી.

(૩) ચરક, સુશ્રુત વિગેરેએ અશ્વગંધાનો રસાયન તરિકે ઉપયોગ કરેલો છે. ઘોડાકુનનાં મૂળીયાં એવી રીતે વાપરી શકાય તેમ નથી, માટે તેટલા કારણથી સંદિગ્ધતા ઉભી થાય છે.

વિદ્વાનો વધુ પ્રકાશ નાખે ત્યારે ખરૂં !

નોંધ:—ડૉ. ખોરી Withania Somnifera ના ગુણદોષ અશ્વગંધાના જેવા જ વર્ણવે છે. ડૉ. કનૈયાલાલ દે એના વૈદ્યકીય ગુંણો નીચે પ્રમાણે જણાવે છે:-The leaves and root are reputed to have narcotic properties, the latter is considered diuretic and deobstruent. They are little used or known in Bengal. આ વિષે મ્હેં રા. રા. મુ. જયકૃષ્ણભાઈને પાંચ પ્રશ્નો પૂછયા હતા. તેમનો જે ઉત્તર આવેલો તે આ સાથે સામેલ છે. એઓશ્રીનો ઉત્તર આવ્યા પછીથી મ્હેં રા. રા. મુ. દુર્ગાશંકરભાઇ ઉપર પત્ર લખ્યો હતો. બન્નેના ઉત્તરો આ સાથે અક્ષરશઃ છાપ્યા છે. આ ઉપરથી અશ્વગંધાની સંદિગ્ધતાનું વાંચકોને ભાન થશે:---

## પત્રની નકલ.

કચ્છ માંડવી. સંવત ૧૯૮૧

શ્રાવણ સુદી ૮, શુક્ર, તા. ૮-૮-૨૪

રા. રા. વૈદ્યરાજ બાપાલાલ ગૃ. ગરબડદાસ શાહની સેવામાં વિનંતી કે:—આપનું પત્તું છેલ્લું અશ્વગંધાની બાબતનું મલ્યું........અશ્વગંધા જુની કે નવી પણ કહેવાતી બન્ને આ નીચે આવે છે:—

પ્રશ્ન—૧—બજારમાં જે આહનના ટુકડા મળે છે, તેનું લાટીન નામ ડીમકની મેટીરીયા મેડીકામાં અને તે ઉપરથી નૅર્ન સાહેબના પુસ્તકમાં (Ipomœa digitata. N. O. Convolvulaceæ) છે. નેર્ન (પૃ. ૨૦૨). લખે છે કે—" The

young tubers are called Asgand ( Dymock. ) તે મૂળીઆં છે–ડાળીચોના કડકા નથી. એ મુંબાઈ તરફ બહુ થાય છે, પણ કચ્છ કાઠિયાવાડ તરફ ભાગ્યે જ જોવામાં આવે છે. એ વનસ્પતિનાં પાન બહુધા હાથની હથેલી જેવાં હોય છે. એટલે હથેલીમાંથી જેમ આંગળાં નીકળે છે તેમ એનાં પાનમાંથી આંગળાં જેવા છેડા નીકળે છે ( digitate or palmate ). ડીમકની મેટેરીયા મૅડીકા અને નેર્ન સાહેબનું પુસ્તક વાંચવું. એટલે અસગંધા અથવા ભોંયકોળાંના વેલાનું વર્ણન વાંચવામાં આવશે. આ બાબતમાં "Indian Medicinal Plants" કીર્તિકરવાળું પણ જરૂર જોવું.

પ્રશ્ન–૨–ચરકે અશ્વગંધાને ગ્રંથિ ઉપર વાપરેલ છે; તો ભોંયકોળું તેમજ ઘોડાકુન ( Withania ) નાં મૂળ ગાંઠા ઉપર ચોપડાય છે. રતવા ઉપર ભોંયકોળાંનો કંદ દુધમાં વાટી ચોપડાય છે. વિષપ્રકરણમાં તેનો લેખ હોય તો નવાઇ નથી. Withania તો વિષ જ છે અને ભોંયકોળાનો કંદ પણ તાજો વિદાહી અને ગરમ રેજનવાળો છે. એના સૂકા કંદના કડકા બજારમાં સિંહણના દુધ તરિકે ઠગાઇથી મોંઘી કિંમતે વેચાય છે. સિંહણનું એ દુધ અર્થાત્ ભોંયકોળાના કકડાનો કોઢ ઉપર લેપ કરે છે. ઘોડાકુન (Withania) નો લેપ ઉરૂસ્તંભ ઉપર તો પ્રસિદ્ધ જ છે.

પ્રશ્ન–૩–નિઘંટુકારોએ અશ્વગંધાને કંદવાળી લખી છે તો ભોંયકોળું તો કંદ જ છે. પણ આપણી ઘોડાકુન પણ કઠણ જમીનમાં કંદ જેવાં ગાંઠાગબડાવાળાં જાડાં મૂળવાળી થાય છે. ઘોડાકુનને જાડી પાડકંદ પણ કહેવાય છે. ઘોડાકુનનાં ફળ તો પોપટી જેવાં જ છે. બજારની અસનની વાસ કરતાં ઘોડાકુનનાં મૂળની વાસ વધારે તીવ્ર અને ઉગ્ર સુગંધિત મને જણાય છે. હવે પલાશપર્ણી લખી છે એ સંદેહકર્તા છે. ( પણ અહિં એક શંકા થાય છે કે પલાશનાં ત્રણ પાન મળીને એક પાન હાલ આપણે માનીએ છીયે, તેમ આગળ નિઘંટુકારો માનતા ? જો તેમ માને તો ભોંયકોળું અને ઘોડાકુન બન્ને ઉડી જાય. પણ ભોંયકોળાના પાનમાં કોઇવાર નાનામાં ત્રણ છેડા હોય છે. તેના કરતાં પલાશનાં ૩ પાન જુદાં જુદાં પાન માનતા હોય તો ઘોડાકુનનાં પાન પલાશનાં બાજુનાં બે પાનને અલબત્ત મળતાં થાય ખરાં ).

'વરાહકર્ણી' બજારની અસન કરતાં ઘોડાકુનને વધારે લાગુ પડી શકે. આપણી ઘોડાકુન–Withania માં ગાંઠો–ગંડાપચી બેસાડી દેવાનો ગુણ છે.

પ્રશ્ન–૪—અશ્વગંધાને બલ્ય રસાયન તરિકે વર્ણવેલી છે. બજારની અસનને લોકો રસાયન અને ધાતુપુષ્ટિ તથા વાયુહર્તા તરીકે ખીર કે રાબનો પાક કરીને ખાય છે. પણ ઘોડાકુનનાં મૂળ ( Withaniaનાં) વૅાટ સાહેબે narcotic–માદક

લખ્યાં છે ને માદક છે માટે જ સ્પેસીફીક નામ Sommifera છે. સોમ એટલે માદક ગુણ હશે. ઘોડાકુનનાં મૂળીયાં વાપરી ખાતાં મેં હજુ કોઇને જોયાં નથી. પણ બજારૂ અસનમાં ઘણીવાર ઘોડાકુનનાં મૂળીયાંનો ભેગ થાય છે. તે જ્યારે વિશેષ હોય ત્યારે બજારની અસનની રાબ ઘણી કડવી લાગે છે અને પીધા પછી બેચેની ઉપજાવે છે.

પ્રશ્ન ૫—પ્રથમની અશ્વગંધા કંદવાળી હતી હાલની કંદવાળી ન કહી શકાય એમ આપનું માનવું છે. પણ બજારમાં જે અશ્વગંધા—અસન મળે છે તે Young tubers એટલે ભોંયકોળાંના કંદમાંથી નીકળેલા કોમળ ફાંટા મળે છે. પણ ભોંયકોળાના વેલા નીચેથી આપ ખોદી જુઓ તો દુધભર્યો કંદ આપના જોવામાં આવશે. હાલ ચોમાસું છે. આપને ત્યાં વરસાદ થયેલ હશે. ભોંયકોળાં થતાં હોય તો જરૂર તેના વેલા અને પાન જોશો અને તેની નીચેથી કંદ અને કંદમાંથી નીકળતા કુંણા ફાંટા જોશો. સુકવીને કકડા બજારી અસન સાથે મેળવશો એટલે આપને નિશ્ચય થશે.

ઉપર પ્રમાણે આપના ૫ પ્રશ્નો પૂરા થયા. હવે મને એમ લાગે છે કે भूमिकुष्माण्ड અથવા क्षीरविदारी, અને अश्वगंधा કે वाजिगंधा ને કોઇ જગોએ નિઘંટુમાં પર્યાયશબ્દો ગણ્યા છે ? કે બન્ને જુદી જુદી ઔષધીય વનસ્પતિઓ લખી છે ? વળી અશ્વગંધાને વેલ, ઝાડ, છોડવો–શું લખ્યું છે ? જો વેલ હોય તો ભોંયકોળું થઈ શકે, જો છોડ હોય તો ઘોડાકુન થઇ શકે, બજારમાં મળતી અસન ભોંયકોળાનાં મૂળ હોય એમ મને લાગે છે ( જો કે મ્હેં હજુ બરાબર તપાસ્યાં નથી ). અને 'ઘોડાકુન'ને 'અશ્વગંધા' નામ પાછળથી પડેલાં હશે કેમકે તેમાં ઘોડા જેવી વાસ, વરાહના કાન જેવાં પાન, પોપટી જેવાં ફૂલ અને જાડાં ધોળાં દુધ જેવાં સ્ટાર્ચ ભરેલાં નરમ મૂળ ઉપરથી ઘણું મળતાપણું છે–માટે રખાયાં હશે. બજારી અસનની તપાસ ડૉ. ડીમકે કરેલી છે અને તે ભોંયકોળાનાં મૂળ ગણે છે. પણ આપણા ગ્રંથો ઉપરથી કંઇ ચોક્કસ નિર્ણય થાય એવું વર્ણન કોઇ ગ્રંથમાં આપને મળેલ છે ? અશ્વગંધા સ્ત્રીવાચક શબ્દ લાગે છે, તે ઉપરથી વેલ હોવી જોઇએ–તો ભોંયકોળું થઇ શકે. પણ ભોંયકોળાનું પાછું જુદું વર્ણન આપ્યું હોય તો મુકાબલો કરી સંદેહ ટાળી શકાય. માટે નિ:સંદેહ નિર્ણય થાય નહિ ત્યાં સુધી આંતરોપચારમાં બજારી અસન પરીક્ષા કરી વાપરવી એ હું સેફ્ સાઇડ માનું છું.

આ વખતે અશ્વગંધા ( ઘોડાકુન ), અસન અને ભોંયકોળું–છોડ ને વેલા મૂળસોતા પ્રત્યક્ષ–અને આપણા નિઘંટુ, અંગ્રેજી ગ્રંથો, આપણી પાસે હોય અને આપણે બે અને શ. રા. મે. દુર્ગાશંકર શાસ્ત્રીજી નિર્ણય કરવા બેઠા હોઇએ તો કંઈ પણ પરિણામ આવે.

મેં ઉપરની હકીકત લખી છે તેમાંથી સાર તારવી લેજો. પણ ડીમક, વૉટ, અને Indian Medicinal Plants એ અંગ્રેજી ગ્રંથો આપ જરૂર જોઇ પછી કંઇ નિર્ણય પર આવજો એટલી મારી વિનંતી છે.

લાંબાં ટીપ્પણ માટે ક્ષમા કરશો.........

લી. સેવક

જયકૃષ્ણ ઇંદ્રજીના ઘટિત.

---

તા. ૨૭-૮-૨૪

પ્રિય ભાઇ બાપાલાલ,

તમારો તા. ૧૩ મીનો પત્ર મળ્યો. પણ વચ્ચે પંદરેક દિવસ મારી તબીઅત ખરાબ હતી એટલે જવાબ આજે લખું છું.

અશ્વગંધા વિષે તમે મુ. જયકૃષ્ણભાઇની (તથા તમારી પણ) જે શંકાઓ લખી છે તે મુ. જયકૃષ્ણભાઇ પાસે મેં પણ સાંભળી છે. મુ. જયકૃષ્ણભાઇ એક વખત અહીં હતા ત્યારે એ માટે એમણે બજારમાંથી આવતા આસોન્દના કટકાઓ અમારા કારખાનામાં ખાસ જોયા હતા. મૂળ એ શંકા ડીમકે કાઢી છે અને આપણે ત્યાં થતા W. Somnifera નાં મૂળ જોવાથી. મુ. જયકૃષ્ણભાઇના મનમાં એ શંકા બેસી ગઇ છે. હવે વિદારીકંદના કોમળ ફાંટાઓ બજારની આસોંદ હોય એ વાત મને બેસતી નથી લાગતી. બજારમાં આસોંદના એક સરખા સુંદર કટકા હજારો મણ આવે છે. એટલા જથ્થામાં વિદારીકંદના ફાંટાઓ મળવા સંભવિત નથી, તેમ એ ફાંટાઓની રચના (texture) આ આસોંદના કટકાઓ જેવી શી રીતે હોય ?

શિવદત્ત તો W. Somniferaને જ અશ્વગંધા માનતો જણાય છે. એના ગુણનો પણ કાંઇ એવો વાંધો લાગતો નથી. કેટલાક જુના ડાક્તરોએ W. Somnifera ને narcotic અને hypnotic માનેલ ખરી પણ છેવટનાં રસાયણિક પૃથક્કરણનો રિપોર્ટ J. Ch. 1911. pp. 506-507 માંથી Indian Medicinal Plants માં જે ઉતાર્યો છે તેમાં તો સ્પષ્ટ લખ્યું છે કેઃ—"The hypodermic injection of the alkaloidal principle obtained from the root likewise produced in a dog no symptom of narcosis or other definite result."

વળી ડીમકની શંકાનું ઉત્તર આપતાં Pharmacographia Indica (II 568) ના લેખકો કહે છે કે "In the 'Materia Medica of Western

India' an opinion is expressed that the commercial article can not be the root of W. somnifera. This opinion was founded upon a comparison of the drug with the root of that plant as found in the salt marshes near Bombay, where it acquires a twisted, woody form, entirely different to the tapering, starchy root which it has when growing in sweet soil. Young roots obtained from Satara exactly cor-responded with the drug of commerce. Another point of difference is the red colour of the inner bark in the Bombay roots, which was not observed in those from the Deccan. The foliage, flowers, and fruit of both the plants appear to be identical.

Indian Medicinal Plants ( Vol. II p. 904) માં ઉપરનો ઉતારો કરીને W. Somnifera એજ બજારની આસોંદ એવો મત એ ગ્રન્થના કર્તાઓએ કબુલ કર્યો છે. એ પુસ્તકમાં એના પૃથક્કરણનો પણ લાંબો ઉતારો કર્યો છે. Indian Medicinal Plants માં આગળના બધા ગ્રન્થોનું તારણ હોવાથી મેં 'વૉટ' જોયું નથી. વળી એ મહાગ્રન્થ માટે કાલકાદેવી જવું પડે એમ હતું. મને તો લાગે છે કે W. Somnifera નાં મૂળને अश्वगन्धा–બજારની આસોંદ માનવામાં વાંધો લાગતો નથી. બાકી તો જે પ્રદેશમાંથી બજારનાં મૂળીયાં આવે છે તે પ્રદેશમાં જઈને એ છોડનાં મૂળીયાં જાતે ન જોઇએ ત્યાં સુધી છેવટનો નિર્ણય ક્યાંથી થાય ?

બની શકે તો ડેહરાડુન ફોરેસ્ટ સુપ્રીન્ટેન્ડન્ટ પાસે W. Somnifera નાં મૂળીયાં મંગાવી જુવો ( એ મોકલેતો ) અને બજારનો નમુનો હું મોકલું તે સરખાવો. બને તો હું પણ એ પ્રયત્ન ( ડેહરાડુન લખવાનો ) કરી જોઉં છું.

× × × ×

આ પછી મ્હેં Indian Medicinal Plants મંગાવી લીધા. ડૉ. લાલમોહન ઘોષે (Food and Drugs Vol. I p. 127)માં આ વિષે એક અતિ ઉપયોગી નિબંધ લખેલો તેનું ટાંચણુ આ પુસ્તકમાં લીધેલું છે. એ માને છે કેઃ—

" આ ઔષધની નાડીઓ ઉપર શામક (Sedative) અસર છે. આ શામક અસરનું કારણ ઔષધમાં રહેલું Bitter principle ( કટુતત્ત્વ ) જેનું કુક્કર ઉપર ઇંજેકશન કરવામાં આવ્યું હતું તેને લીધે છે. આજ તત્ત્વ–alkaloid–નું ઇંજેકશન આપવાથી આંચકી અને તંદ્રાનાં ચિહ્નો પણ તુરત જણાયાં હતાં."

"ઔષધ જો કે શામક–Sedative છે છતાં પણ હૃદય ઉપર તેની અસર જરા પણ ખરાબ ( depressing ) નથી."

"મેસર્સ એફ. બી. પાવર અને એ. એચ. સાલ્વે–એ આ ઔષધનું પૃથક્કરણ કર્યું છે. મૂળ, પાન, દાંડી, વિગેરેનું નોખું નોખું પૃથક્કરણ કરેલું છે. અંતે તે બન્ને વિદ્વાનો જાહેર કરે છે કે " In as much as the *Withania Somnifera*, unlike some other solanaceous plants, had been found to contain no mydriatic alkaloid, it was deemed of interest to ascertain whether the sedative or hypnotic properties attributed to it could be confirmed...The hypodermic injection of the alkaloid to a dog had no perceptible effect......"

Indi. Medi. Plants p. 906.

આ સાથે નીચેનો ઉતારો સરખાવી જોવા જેવો છે:—

The plant (W. Somnifera) is very common along the shores of the Mediterranian, where it has always been reputed to be hypnotic. The properties of W. Somnifera have recently been investigated by Dr. *Trebut* with regard to its reputation for hypnotic properties. He states that he has obtained an alkaloid from it which has hypnotic action and does not produce mydriasis. P. L. *Simmonds* [ Amer. Journ. Pharm., Feb. 1891 ] states that the plant is employed at the Civil Hospital, Alger, as a sedative and hypnotic. ( Pharmacographia Indica. II. 567.)

આ ઉપરથી આધુનિક રસાયનશાસ્ત્રની મતભિન્નતા કહો કે અચોક્કસતા કહો તે સમજાશે. સુ. જયકૃષ્ણભાઈ આનાં મૂળીયાંને ઝેરી અસર નીપજાવનારાં ખાત્રીપૂર્વક માને છે.

નવ્યમત—પંજાબમાં આનાં મૂળ કેડના દુઃખાવા ઉપર ચોપડાય છે અને વાજીકરણ લેખાય છે. સિંધમાં ગર્ભપાત કરવા માટે તે વપરાય છે.

આનાં બીજ મૂત્રલ અને માદક તરિકે અસર કરે છે ( ઇર્વીન ). સ્વ. ડૉ. બર્ટન બ્રાઉને ( લાહોર ) આ છોડનાં બીજ ખાવાથી થયેલા મરણની નોંધ લીધેલી છે. રજપુતો આનાં મૂળીયાંને સંધિવામાં અને અજીર્ણમાં ઉપયોગી લેખે છે.

'બોમ્બે ફ્લોરા'ના કર્તા જણાવે છે કે આનાં બીજમાં દુધને જમાવી દેવાનો ગુણ છે. અમોએ પણ આ અજમાવી જોયું છે અને કેટલેક અંશે તે ખરૂં પણ છે.

મૂળમાં શોધક ( deobstruent ) અસર છે. પાન ઘણું કડવાં હોય છે અને તે તાવના ક્વાથમાં વપરાય છે. ફલ મૂત્રલ છે. તેલંગી વૈદ્યો આનાં મૂળને ઝેરના વેગને શાંત કરનાર માને છે (alexipharmic). (ઐંકસબર્ગ)

ઇન્ડીયન મેડીસીનલ પ્લેન્ટ્સ. પા. ૯૦૪.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૧૩૨; વ. શા. પા. ૫૨૩; N. p. 209; Watt VI part IV p. 311; Indi. Medi. Plants p. 903.

---

## ૨૮૧ કાકનજ

### N. O. Solanaceæ.

નામો—અકરી, પુનીર–કે–બીજ ( હિંદી ); હબ્બુલ–કાકનજે–હિંદ ( અરબી ); તુખ્મ–કાકનજે–હિંદી ( પર્શીયન ); અશ્વગંધા ( બંગાલી ); કાકનજ ( મુંબાઈ ); પુનીરબંદ ( સિંધી ); Vegetable Rennet ( અંગ્રેજી ); Withania coaguelans–વીથેનીયા કોએગ્યુલેન્સ ( લેટીન ).

વર્ણન—ધંતુરા અને ઘોડાકુનના વર્ગનો આ નાનો છોડ પંજાબ, સિંધ, અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન તેમજ સતલજની ખીણોમાં થાય છે. પાન ઉપર સફેદ વાળની રૂછાળ હોય છે. ફળ અને બીજ બરાબર ઘોડાકુન ( Withania somnifera ) ને મળતાં જ છે.

ઉપયોગ—પાકાં ફળ ઉલટી માટે વપરાય છે. સૂકાં ફળ સિંધમાં 'પુનીર જા–ફોટા' નામથી વેચાય છે; અજીર્ણાતિસાર, ગુલ્મ, શૂલ અને આંતરડાંના બીજા રોગોમાં વપરાય છે. એનો ક્વાથ ઉત્તમ કટુપૌષ્ટિક મનાય છે. ચીઝ ( પનીર ) બનાવવા માટે દુધ જમાવવાના કામમાં સૂકાં ફળ વપરાય છે.

( ફાર્માકોપીયા ઈન્ડીકા. )

પાકાં ફળમાં વેદનાહર, અથવા શામક શક્તિ છે. હોનીગબર્જર જણાવે છે કે એનાં કડવાં પાન લુહાનીઝ લોકો જવરઘ્ન તરિકે વાપરે છે.

( સ્ટયુઆર્ટ ).

મુંબાઈમાં આનાં ફળ ઈરાનથી આવતાં કાકનજ ( હબ્–એલ–કાકનજ અથવા આરબોનું કાકનજ ) નાં ફળ સાથે ભેળવવામાં આવે છે. આ કાકનજને ઇબ્નસીને અનાબ. એસ. સઆલબ (Dulcamara) જેવાં રસાયન ગણ્યાં છે અને રક્તશુદ્ધિમાં ઉપયોગી ગણાવ્યાં છે. આ બન્ને છોડનાં ફળો રક્તશુદ્ધિકર છે. સર જે. ડી. હુકરે હાલમાં જ કયુ ( Kew) આગળ આ ફળના પ્રયોગો કરી જોયા છે અને નીચેના અભિપ્રાય ઉપર આવ્યા છે—" કાકનજનાં ૧ ઔંસ ફળનો

કવાથ ( ૧ કવૉર્ટ=અઢીશેર પાણીમાં ) કરી જોયો હતો. આ કવાથમાંથી એક મોટો ચમચો ( table-spoonful ) ભરીને ૧ ગૅલન ગરમ દુધમાં નાખવાથી તે દુધ તુરત જ ૦।। કલાકમાં જામી જાય છે. ”

આવી જ જાતના પ્રયોગો મુંબાઇના માજી ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસનની જાગીર-કીલકેરન ઍસ્ટેટ-ઉપર કરવામાં આવ્યા હતા. કાકનજનાં ફળ ૪ ઔંસ-૧૨ કલાક સુધી ૧।। પીંટ ( ૩૦ ઔંસ ) પાણીમાં પલાળી રાખ્યાં. આ પછી તે પાણીમાંથી અર્ધું પાણી લઇને ૫૫ ગૅલન દુધમાં નાખવામાં આવ્યું હતું. દુધ ફક્ત ૧।। કલાકમાં જામી ગયું હતું. દહીંનો સ્વાદ પણ બહુ જ મઝાનો હતો. આમાંથી પનીર પણ બનાવવામાં આવ્યાં હતાં અને તે પણ બહુ જ ઉત્તમ બન્યાં હતાં. ( ડીમક. )

**વક્તવ્ય**—મી. શેરીડન લીએ બીજનું પૃથક્કરણ કરેલું અને આમાંથી ઍકસટ્રેકટ પણ કાઢયો હતો. આ એકસટ્રેકટથી દુધ જામી જતું, પનીર પણ બનતાં. આવો જ ઉભાણુ (ferment) મુંબાઇવાળા ડી. એસ. કેમ્પે બનાવેલો અને તે સાકર નાખીને કાયમ માટે રાખવા ધારેલું પણ બહુ સફળતા મળી નથી.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 906; Indig. Drugs p. 329.

---

## ૨૮૨. અજમો ( ખુરાસાની ).

### N. O. Solanaceæ.

**નામો**—मादकः, खुरासानी, तुरुष्का, श्यामकुबेरः ( સંસ્કૃત ); ખુરાસાની અજમો ( ગુજરાતી ); ખુરસાણી ઓવા ( મરાઠી ); ખરસાણી જવાન્ ( હિંદી ); તુમબંજ ( ફારસી ); બઝરૂલ-બંજ ( અરબી ); હેન બેન ( અંગ્રેજી ); Hyoscyamus Niger-હાયોસ્યામસ નાઇજર ( લેટીન ).

यवानी यावनी तीव्रा तुरुष्का मदकारिणी ॥
दीप्यः श्यामकुबेराख्यो मादको मदकारकः ॥
यवानी जीवनी रूक्षा ग्राहिणी मादिनी गुरुः ॥

॥ म. नि ॥

खुरासानी यवानी तु यवानीसदृशा गुणैः ।
विशेषात्पाचनी रूक्षा ग्राहिणी मादिनी गुरुः ॥

॥ भा॰ प्र॰ ॥

खुरासानी यवानी तु कटुरूक्षा च पाचका ।
ग्राहकोष्णा मादका च गुर्वी वातकरा मता ॥

॥ नि. र ॥

**વર્ણન**—આ ઔષધીય દ્રવ્ય કંટકાર્યાદિ વર્ગની અમૂલ્ય વનસ્પતિ છે. હિમાલયના પ્રદેશમાં ૮૦૦૦ થી ૧૧૦૦૦ ફુટની ઉંચાઇ સુધી તે ઉગી શકે છે. સહરાણુપુર, પુના અને કલકત્તાના બોટનીકલ ગાર્ડન્સમાં પણ સરકારી મેડીકલ સ્ટોર્સના ઉપયોગ માટે તેને ખાસ ઉછેરવામાં આવે છે–જો કે હવે ડૉકટરો તેનો વપરાશ કરતા જણાતા નથી. આટઆટલો બૅલેડોના અને ખોરાસાની અજમો હિંદુસ્તાનમાં થાય છે અને તે અલભ્ય પણ નથી, છતાંયે તેને પરદેશથી મંગાવવાં પડે છે એ ખાસ ધ્યાન રાખવા જેવું છે. હિમાલયના પ્રદેશમાં થતા છોડમાં અને બાગોમાં વાવવામાં આવતા આ છોડોમાં જરાકેય ફેર પડતો નથી. અત્યારે હિંદુસ્તાનના બજારોમાં ખુરાસાની અજમો જે જાતનો મળે છે તે ઇરાન અને અફઘાનીસ્તાન તરફથી આવે છે અને તે H. albus એ છોડનાં બીજ હોય એમ માનવામાં આવે છે. દ્વિવર્ષાયુ છોડ ( biennial plant ) નો પાક પહેલા વર્ષના છોડના વાવેતર કરતાં વધારે સારો મનાય છે. બીજમાં, પાંદડાંમાં અને પુષ્પપત્રોમાં હાયોસીયેમાઇન–Hyoscyamin–નામનું તત્ત્વ ( active pinciple ) રહેલું છે. આ તત્ત્વને ઍટ્રોપીનના જેવું જ ગણવામાં આવે છે અને એને ઍટ્રોપીનમાં પણ ફેરવી શકાય છે. વળી એજ તત્ત્વમાંથી હાયોસાઇન અને હાયોસીનીક ઍસીડ–બન્ને કાઢી શકાય છે. હાયોસીયેમાઈન કરતાં હાયોસાઇન ચાર કે પાંચ ઘણું જલદ છે. એ આખો છોડ–ખાસ કરીને બીજ, પાન, પુષ્પપત્રો–બ્રીટીશ ફારમાકોપીયામાં દાખલ કરાયલો છે. તાજા છોડમાંથી રસ અને રસક્રિયા બનાવવામાં આવે છે અને સુકા છોડમાંથી અર્ક કાઢવામાં આવે છે. ( ઇન્ડીજીનસ ડ્રગ્સ ઓફ ઇન્ડીયા. પા. ૧૬૦–૧૬૧ ).

" ખુરાસાની અજમાના વેલા થાય છે; એનાં ફળ કેળાં જેવાં થાય છે. એ ઉપર રૂવાંટાં થાય છે. એનાં બીને ખુરાસાની અજમો કહે છે. એમાં કેફ છે. એ વિશેષ ખાવાથી માણસ મરી જાય છે. " ( સ્વ. રૂઘનાથજી ઇંદ્રજી. નિઘંટસંગ્રહમાં ).

**વક્તવ્ય**—પ્રાચીન ગ્રંથો જેવા કે ચરક, સુશ્રુત, વાગ્ભટ, વિગેરેમાં આ છોડનો ઉપયોગ નથી જણાતો. ધન્વન્તરીય નિઘંટુમાં પણ તે નથી. ભાવપ્રકાશે પ્રથમ તેને વાપર્યું છે. સ્વ. કનૈયાલાલ દે અને સ્વ. વિરજાચરણ ગુપ્ત–બન્ને આજ અજમાને પારસીકયવાની ગણે છે, જ્યારે સ્વ. કતોભટ્ટ કિરમાણી

અજમાને पारसकियमानी ગણે છે. સ્વ. કવિરાજ વિરજાચરણ ગુપ્ત કૃત यमानीत्रयम् નો ઉલ્લેખ કરે છે, જ્યારે સ્વ. કુંતોભટ્ટ ચાર જાતના અજમાનો ઉલ્લેખ કરે છે. અને ખરી રીતે ચાર અજમાજ જોઇએ. કીરમાણી અજમો સહદેવ્યાદિ વર્ગની વનસ્પતિ છે. આવી બે ભિન્ન ભિન્ન વર્ગની ઔષધિઓને એક કેમ ગણાય ? અમોએ આજ કારણથી पारसकियमानी–કિરમાણી અજમો જુદો વર્ણ-વ્યો છે. સ્વ. કનૈયાલાલે પણ કિરમાણી અજમાને જુદોજ વર્ણવ્યો છે; અને છતાંયે ખુરાસાનીના હેડીંગમાં સંસ્કૃત પર્યાય તે મહાશયે જે ' पारसीकय ' લખ્યો છે તે પ્રમાદ જ છે એમ ખાત્રી થાય છે. " વનસ્પતિ ગુણાદર્શ "માં પણ ખોરાસાની અજમાને पारसीकयमानी કહેલો છે !

' तुरुष्क ' શબ્દ બે ત્રણ વખત પ્રાચીન ગ્રંથોમાં આવે છે ખરો પણ તેનો અર્થ જુદો થાય છે અને કરવામાં પણ જુદો જ આવ્યો છે.

**Medicinal Uses**—Sedative, anodyne, antispasmodic and stimulant, mydriatic (dilating the pupil of the eye). Its effects are milder than those of belladonna. Hyoscyamus is largely prescribed in mental excitement, insomnia, palpitation, connected with debility and hysteria. It has a peculiarly sedative effect in affections of genito-urinary organs, particularly cystitis, and is given with advantage in this class of cases. ("Indigenous drugs of India". pages 160-161.)

ભાવાર્થ—શામક, અવસાદક, સ્નાયુશૈથિલ્યકૃત્, ઉત્તેજક અને કની-નિકાને મોટી કરનાર છે. બૅલેડોના કરતાં તેની અસર મૃદુ છે. હાયોસાઇમસ માનસિક ઉત્તેજનામાં, ઉન્માદમાં, હૃદયવ્યથામાં, અપતાનક અને અશક્તિમાં ઠીક વપરાય છે. જનનેન્દ્રિયના અવયવો ઉપર એની અવસાદક અસર છે– મૂત્રસાદ (Cystitis) ઉપર ખાસ.

( ઇન્ડીજીનસ ડ્રગ્ઝ ઓફ ઇન્ડીયા પા. ૧૬૦–૧૬૧ )

નોંધ—H. niger એ અંગ્રેજી હેનબેન ( English henbane ) છે, જ્યારે H. muticus આપણા દેશનો ખુરાસાની અજમો ( Indian henbane ) છે. સ્વ. કીર્તિકરે આ દેશી છોડનું પૃથક્કરણ કરેલું અને વિલાયતી ખુરાસા-નીના કરતાં આપણા આ છોડમાંથી ૧૦ ઘણાં વધારે જલદ તત્ત્વો (mydriatic alkaloides ) જણાયાં હતાં અને તેથી હિંદી રસાયનશાસ્ત્રીઓ અને દવા બનાવનારાઓનું આજ દેશી છોડ વાપરવા માટે લક્ષ્ય ખેંચ્યું છે. સ્વ. કીર્તિ-કરે આનું રસાયનશાસ્ત્ર ( Chemistry ) લંબાણથી આપેલું છે તે તે વિષ-યમાં રસ લેનારાઓએ જોવા જેવું છે.

રા. રા. વૈદ્યરાજ જાદવજીભાઈએ ગુજરાત પ્રાંતિક પ્રથમ વૈદ્યસંમેલનમાં ખોરાસાની એ ઉત્તમ નિદ્રાપ્રદ ઔષધ છે એમ જાહેર કર્યું હતું. ૧૦ ગ્રેનની (રતિ ૫) માત્રામાં આપવાથી તે ઉત્તમ નિદ્રા લાવે છે. અંગ્રેજી ઔષધો-જેવાં કે પોટાસ બ્રોમાઇડ, એમોનીયમ્ બ્રોમાઈડ વગેરે ઉંઘ લાવે છે પણ હૃદય પર તેમની ખરાબ અસર થાય છે જ્યારે આમાં તેવું કંઇ નુકસાન પણ નથી. આ પછી મ્હેં પણ તેને વાપરી જોયું છે અને ઉત્તમ નિદ્રાપ્રદ છે એમ માલમ પડયું છે. હીસ્ટીરીયા જેવા રોગોમાં આને યોજવાથી સારો ફાયદો માલમ પડે છે. મોટી માત્રામાં ઝેરી અસર કરે છે. આનું લંબાણ વિવેચન વાંચવું હોય તો 'વનસ્પતિ ગુણાદર્શ' પાનું. ૨૮૯ થી ૨૯૬ વાંચી લેવાં. અંગ્રેજી દવાઓમાં એની ઘણી બનાવટો વપરાય છે. આ વિષે વાચકને Rakhaldas Ghosh ની મેટેરીયા મેડીકા ( પાનું ૩૮૪ ) જોઇ લેવા ભલામણ છે.

ઉલ્લેખ—વનસ્પતિ ગુણાદર્શ પા. ૨૮૯; રૂ. નિ. પા. ૫૫૨; Indi. Medi. Plants p. 919; Indig. Drugs p. 160.

---

## ૨૮૩—તંબાકુ.

### N. O. Solanaceæ.

**નામો**—ताम्रकूटः, क्षारपत्रा, वज्रभृंगी, कलञ्जः ( સંસ્કૃત ); તંબાકુ, તમાકુ ( ગુજરાતી ); તંબાખૂ, ગુડાખુ ( મરાઠી ); તમાખુ ( હિંદી ); તામાક, તામાકુ ( બંગાલી ); તંબાક ( અરબી ); Indian tobacco–ઇન્ડીયન્ ટૉબેકો (અંગ્રેજી); Nicotiana tabacum–નીકોટીઆના ટૅબેકમ ( લેટીન ).

**ગુણાઃ—** तमाखुः पित्तलस्तीक्ष्णश्चोष्णो बस्तिविशोधनः ।
मदकृद्भ्रामकस्तिक्तो दृष्टिमान्द्यकरः सरः ॥
वामकः कटुको रुच्यो वातस्यानुविलोमकः ।
कफकासश्वासकोष्ठवातकृमीञ्जयेत् ॥
दन्तशुक्रदृष्टिरुजो लिक्षायूकादिकान् गदान् ।
वृश्चिकादिविषं शोथं नाशयेदिति कीर्त्तितम् ॥

॥ शालिग्रामनिघण्टुः ॥

वज्रभृंगी तु कटूष्णुक्ता चोष्णा श्वासरुजापहा ।
हिक्कां कफं कंठरोगं वातं गुल्मं च पीनसम् ॥
प्लीहां जंतूश्चामशूलमुदरस्थं रुजं जयेत् ॥

॥ नि० र ॥

कलञ्जसंवेष्टनधूमपानात् स्याद्दन्तशुद्धिर्मुखरोगहानिः ।
कफघ्नमामज्वरहानिकृच्च गान्धर्वविद्याप्रवणैकसेव्यम् ॥
॥ विष्णुसिद्धान्तसारावली ॥

વર્ણન—તંબાકુ અમેરિકાની વતની છે. અત્યારે તો હિંદુસ્તાનમાં આશરે વીસ લાખ એકર જેટલી જમીન ઉપર તંબાકુનું વાવેતર થાય છે. (સ્વ. કનૈયાલાલ દે). બંગાલા, મુંબઈ, બ્રહ્મદેશ, મદ્રાસ તથા ત્રાવણકોર વિગેરે જીલ્લાઓમાં તંબાકુ પુષ્કળ થાય છે. ગુજરાતમાં ચરોતર તંબાકુ માટે પ્રખ્યાત છે.

હુક્કામાં, ચલમમાં, ચુંગીમાં, બીડીમાં, સીગારેટમાં, છીંકણીમાં તંબાકુ પીવાનો તેમજ સુંઘવાનો ચાલ ઘણાં વર્ષો થયાં ચાલી આવ્યો છે. વળી પાનની સાથે પણ તંબાકુ ખાવાનું વ્યસન ઘણાં સ્ત્રી પુરૂષોને પડેલું જોવામાં આવે છે. જરા દુઃખ થયું અને તે દવા કરતાં ન મટયું (બે ત્રણ દિવસ દવા કર્યે રોગો મટતા નથી તેટલું એ લોકો જાણતા નથી.) એટલે તંબાકુ ખાવાની શરૂઆત કરે છે. "મ્હને ઘણો વખત ઉબકા, ઉલટી, આફરો–પેટ ચઢવું રહ્યું અને તે કેમે કર્યું ન મટયું એટલે......ડોશીબાના કહેવાથી મ્હેં તંબાકુ ખાવી શરૂ કરી અને ત્યારપછીથી તે દરદ મ્હને ઉભર્યું નથી."—આમ ઘણા દરદીને કહેતા મ્હેં સાંભળ્યા છે.

દાંતે ઘસવા માટે પણ તંબાકુનો ઉપયોગ થઇ રહ્યો છેઃ શોખને ખાતર જુવાનીઆઓ પણ ચીરૂટ પીતા થઇ ગયા છે.

ધંતુરાના વર્ગની આ વનસ્પતિ છે. 'નીકોટાઇન' નામનું ઝેરી તત્ત્વ તેમાં રહેલું છે. આનો ઉપયોગ કરવાથી શરીર અને મગજ બન્ને બગડે છે.

અકબરના વખતમાં તંબાકુ હિંદુસ્તાનમાં આવી છે એમ ઘણાનું માનવું છે.

ગુણ—તંબાકુ પિત્તલ છે; તીક્ષ્ણ, ઉષ્ણ અને ઝાડોપેસાબ સાફ લાવનાર છે; માદક, ભ્રામક, તિક્ત અને આંખોને ખરાબ કરનારી છે; રેચક છે; વાયુનું અનુલોમન કરનાર છે; ઉલટી કરનાર છે. તંબાકુ કફ, કાસ, શ્વાસ, કૃમિ, અને વાયુનો નાશ કરનાર છે; દાંતના રોગોને મટાડનાર છે; લીખ, જુ વિગેરે જંતુઓને મારનાર છે. વીંછી વિગેરેનું ઝેર તે નાબુદ કરે છે.

"શાલિગ્રામ નિઘંટુ"

તંબાકુની બીડી પીવાથી દાંત અને મુખરોગ મટે છે, કફ શાંત થાય છે, આમજવર વિગેરે મટે છે, ગાનારાઓએ સેવવા યોગ્ય છે.

"વિષ્ણુસિદ્ધાન્તસારાવલી"

નવ્યમત—તંબાકુનાં પાંદડાંનો રસ શામક ( Sedative ) અને આક્ષેપનિવારક છે. સુકાં પાંદડાં ઉત્તેજક, વિવમિષાજનક, વમનકારી અને ક્વચિત્ વિરેચક છે. થોડી માત્રામાં તંબાકુનું સેવન કરવાથી લાળ, આંતરડાંમાંથી સ્રાવ, અને મૂત્રસ્રાવ વધારે છે; શ્રમ અને ક્લાન્તિને દૂર કરે છે, કોઠો સાફ કરે છે. કેટલાક માણસોને એનાથી ઉલટી થયા કરે છે. બહુ વખત સુધી સેવન ચાલુ રાખવાથી અને મોટી માત્રામાં તેનાથી કંપ, વાઈની માફક આંકડી, આંખોની કીકીનો સંકોચ, હૃદયનો અવસાદ, ઠંડી ચામડી, અને અતિસ્વેદ આવે છે. વિષકારી માત્રામાં તંબાકુ લેવાથી મૂર્છા (coma) આવે છે, અને હૃદયની ગતિ મંદ પડે છે, તથા નિઃશ્વાસોચ્છ્વાસ વિગેરે ઓછા થઈને મૃત્યુ થાય છે. મોટી માત્રામાં તંબાકુ પીવાથી અથવા પાન સાથે ચાવવાથી ગળામાં, કંઠમાં, અને હોજરીમાં દાહ બળે છે અને પરિણામે ગ્રહણી, જ્ઞાનતંતુઓનો અવસાદ, સ્ત્રીસંભોગેચ્છાની ન્યૂનતા અને શ્વાસ લેવામાં હરકત–વિગેરે થાય છે; આ ઉપરાંત પોષણ અને પરિપાકની ક્રિયાઓમાં વ્યાઘાત ઉત્પન્ન થાય છે; આથી બાલકો અને જુવાનીઆઓ માટે તંબાકુ ખાવી કે ચાળવી ઇચ્છવા યોગ્ય નથી પણ ખરાબ છે. કેટલાકને તો હૃદયની અસ્વાભાવિક વૃદ્ધિ ( Cardiac hypertrophy ), હૃદય ઉપર વરમ (Cardiac dilatotion), વિગેરે હૃદયની ઉત્કટ પીડાઓ થઈ આવે છે. " નીકોટીન " નામનું તમાકુમાં બળવાન તત્ત્વ રહેલું છે અને તે અત્યંત ઝેરી છે. જુદી જુદી તંબાકુની જાતોમાંથી ઉપરોક્ત તત્ત્વનું પ્રમાણ ઓછુંવત્તું મળી આવે છે. આ અત્યંત ઝેરી તત્ત્વનો ઉપયોગ બહુ જ વિચારપૂર્વક કરવો જોઇએ. ધનુર્વાત અને 'સ્ટ્રીકનીન'ના ઝેરમાં આ તત્ત્વ $\frac{1}{20}$ થી તે $\frac{1}{4}$ ગ્રેનની માત્રામાં આપવામાં આવે છે.

કેટલાક એમ માને છે કે તંબાકુના ધુમાડામાં 'નીકોટીન' નથી મળતું, પણ તેને બદલે પાઇરીડીન, પાઈકોલીન, કોલીડીન અને પારવોલીન નામનાં તત્ત્વો મળી આવે છે. ચુંગીથી કાઢવામાં આવતા તંબાકુના ધુમાડામાં ' પાઇરીડીન ' મોટા પ્રમાણમાં મળે છે; સીગારેટના ધુમાડામાં ' કોલીડીન 'નું મોટું પ્રમાણ મળી આવે છે. તંબાકુના ધુમાડામાં ૯ ટકા જેટલો ' કાર્બન ડાયોકસાઇડ ' નામનો ઝેરી વાયુ રહેલો છે; અને ઉપરાંત હાઇડ્રોસીયાનીક એસીડ, ક્રીયોસોટ, હાઇડ્રોજન સલ્ફાઇડ ગૅસ, અને ઍસેટીક, કારબોલીક અને વૅલરીયાનીક ઍસીડ–જેવાં ઝેરી તત્ત્વો છે તે તો જુદું. નીકોટીન હલાહલ ઝેર છે અને પાચનક્રિયા ઉપર તેની ખરાબ અસર થાય છે; તેનાથી ઉલટી અને હૃદયાવસાદ થઇ આવે છે. તે એટલું તો પ્રબળ વિષ છે કે થોડી જ મિનિટમાં તેનાથી મરણશરણ થવાય છે. ધનુર્વાતમાં અને સ્ટ્રીકનીનના ઝેરમાં ૧ અથવા

૨ ટીપાં જેટલી માત્રામાં, ગુદાદ્વારે પીચકારી આપવાથી આરામ મળે છે. મૂત્રાશયના વરમ–Renal dropsy–માં મૂત્રલ તરિકે; તેમજ શ્વાસ, કુકડીઆ ખાંસી, કષ્ટસાધ્ય હેડકી, અત્યુત્કટ ઓસંલોગચ્છા, ગુહ્યેન્દ્રિયની અધોવક્રતા અને શૂલ વિગેરેમાં આક્ષેપહરરૂપે તંબાકુ વાપરવામાં આવે છે. પ્રતિશ્યાય, શિરઃપીડા, લાંબા વખતના ઝ્હેર મારી ગયેલા મગજના રોગમાં, અને મગજ ભમતું હોય તે રોગોમાં તંબાકુનો ધુમાડો નાક વાટે આપવામાં આવે છે (inhalation). તંબાકુનાં પાંદડાં ગરમ કરીને ચુંક, અને પેટની વાઢમાં પેટ ઉપર તેમજ ધનુષ્ટંકાર રોગમાં કરોડ ઉપર બાંધવામાં આવે છે. વધરાવળમાં તંબાકુના લીલા પાંદડા ઉપર શીલારસ ચોપડીને તેનું બંધારણ કરવામાં આવે છે. ભૂલથી બચ્ચાં સીસું ખાઇ ગયાં હોય અને તેથી પેટમાં ચુંક આવતી હોય તો પેટ ઉપર તંબાકુનાં પાન વાટીને બંધારણ બાંધવામાં આવે છે. સંધિવા અને નજલામાં સાંધાઓના દુખાવામાં પણ એવી જ રીતે પાનની લેપડી બાંધવાથી ફાયદો જણાય છે. હિંદુસ્તાનના વતનીઓ પાનની કુમળી નસોને કચરીને કોકમ વિગેરે નાખીને હુક્કામાં પીએ છે અને કુળાં પાનના ચૂર્ણને ખાવામાં લે છે. તંબાકુનો પરિમિત ઉપયોગ (moderate use) કરવાથી તે હૃદયાવસાદક અને સંક્રમણહર છે, અને દરદીવાળા ઓરડાને સ્વચ્છ કરવામાં તેનો ધુમાડો સારો છે. તંબાકુનો અતિ બારીક ભુકો જે 'તપખીર' નામથી ઓળખાય છે તે દાંતે ઘસવા માટે વપરાય છે.

( ખોરી. ભાગ. ૨ જો. પાનું ૪૪૬–૭ )

પરિમિત માત્રામાં તંબાકુ–ધૂમ્રપાન ઘણાને માટે અહિતકર્તા જો કે નથી, પણ એ પણ સાથે સાથે યાદ રાખવું ઘટે છે કે કેટલાકને માટે તંબાકુ અત્યંત અનિષ્ટોત્પાદક છે. તંબાકુના અત્યંત સેવનથી ( પીવામાં, ખાવામાં, સુંઘવામાં વિગેરેમાં ) જે ઝેરી અસર થાય છે તે જોવું હોય તો "સ્ટીલેઝ થેરાપ્યુટીકસ" ( Stille's Therapeutics ) વાંચી લેવું. તે જણાવે છે કે તંબાકુથી સ્વાભાવિક ભૂખ ઓછી થઈ જાય છે, પાચનક્રિયામાં ગોટાળો થાય છે, કબજીયાત વધે છે. મ્હોં, ગળું વિગેરેમાં તે દાહ ઉત્પન્ન કરે છે અને તે સ્થાનોમાં કાયમ માટે રક્તાધિક્ય ( Congestion ) જન્માવે છે તેમજ સ્વર ખરાબ કરે છે, મનની પ્રસન્નતા હરી લે છે, સુસ્તી વધે છે, પેટ ભારે ભારે લાગ્યા કરે છે, અને હૃદય ધડક ધડક થયા કરે છે, પેટમાં દરદ થયા કરે છે, કંઇ ચેન પડતું નથી, સ્મરણશક્તિનો લોપ થઈ જાય છે, આધાશીશીનો દુખાવો થાય છે અને વારંવાર પેસાબ કરવા જવું પડે છે. તંબાકુ ખાવાથી કે સુંઘવાથી હોજરીમાં પ્રદાહ થાય છે પણ તંબાકુ પીવાથી તો નાડીઓના

પાંચમા યુગલમાં શૂલ ( Neuralgia of the fifth pair ) થાય છે, જોવાની શક્તિ ઘટે છે અને ઝાંખી ઝાંખી વસ્તુઓ જણાય છે, શ્રવણુશકિતની દુર્બળતા થાય છે, કાનમાં અદ્ભુત અને મિથ્યા શબ્દ સંભળાય છે. જાણે માથામાં લોહી ચઢી આવ્યું છે, જાણે કોઇ કાર્યમાં ધ્યાન ચોંટતું નથી વિગેરે વિગેરે લાગણીઓ તેને થઇ આવે છે. આખો દિવસ તે ઉદાસ રહે છે, કંઇ ચેન-સુખ પડતું નથી, ઉંઘ બરાબર આવતી નથી અને ઉંઘમાં વારંવાર અશુભ સ્વપ્નો આવે છે. સ્નાયુશકિતનો હ્રાસ જન્મે છે, કારણ કે પોષણુના અભાવથી અને નાડીતંતુના થાકથી શકિતનો જ હ્રાસ થાય છે અને ચરબી વધે છે. લેંડર અને બ્રન્ટન નીકોટીન તેમજ બીજા એસીડો ( જે તંબાકુમાં રહેલા છે તે ) ની શરીર ઉપર થતી ખરાબ અસર વિષે લંબાણુથી વિવેચન કરે છે.

( ડીમક. ભાગ. ૨ જો. પાનું ૬૩૮-૯ )

वक्तव्य—તંબાકુ મૂળ અમેરિકાની વતની છે. અકબરના વખતમાં હિંદુસ્તાનમાં તે આવી એમ ઘણાકનું માનવું છે. આર્યસમાજીઓ માને છે કે પુરાણુમાં તમાકુનો ઉલ્લેખ આવે છે માટે પુરાણો અકબરના વખત પછીથી લખાયલાં હોવાં જોઇએ. પ્રાચીન ગ્રંથોમાંથી તેનું નામ જડતું નથી એટલી વાત તો નક્કી જ છે.

સને ૧૮૬૭ માં બ્રીટીશ ફારમાકોપીઆમાં તંબાકુ દાખલ થયેલી હતી, અને તે વખતે કૃમિને બહાર કાઢવાને માટે તેના ક્વાથથી ડુશ આપવામાં આવતી. અત્યારે તેના ઝેરી ગુણોને લીધે તે બ્રીટીશ ફારમાકોપીઆમાંથી બાતલ થયેલી જણાય છે, છતાં અદ્યાપિ તે 'વેટરનરી'ની દવાઓમાં વપરાય છે. દમમાં, ઉંઘ ન આવતી હોય એવાં દરદોમાં, અને જ્ઞાનતંતુની નબળાઇનાં દરદોમાં તંબાકુ પીવાથી સારો લાભ થાય છે એમ કેટલાક ડોકટરોનું માનવું છે.

ઉલ્લેખ—Indi. Modi. Plants p. 921; ફ. નિ. પા. ૫૯૪; N. p. 210; Indig. Drugs p. 204.

---

## ૨૮૪ ધંતુરો.

### N. O. Sonalaceæ.

નામો—(૧) धत्तूरः, उन्मत्तः, मदकरः, धुस्तूरः, वृषभवाहनवल्लभः, मातुलः, कितवः, धूर्तः ( સંસ્કૃત ); સફેદ ધંતુરો ( ગુજરાતી ); પાન્ઢ્રા ધોતરા (મરાઠી); સફેદ ધતૂરા ( હિંદી ); ધુત્તુરા ( બંગાલી ); Stramonium-સ્ટ્રેમોનીયમ્ ( અંગ્રેજી ); Datura alba-ડતુરા આલ્બા ( લેટીન ).

(૨) कृष्णधत्तूरः, कनकः ( સંસ્કૃત ); કાળો ધંતુરો ( ગુજરાતી ); Datura fastuosa-ડતુરા ફેસ્ટયુઓઝા ( લેટીન ).

गुणाः— धत्तूरः कटुरुष्णश्च कान्तिकारी व्रणार्तिनुत् ।
कुष्ठानि हन्ति लेपेन प्रभावेन ज्वरं जयेत् ॥
त्वग्दोषखर्जूकण्डूतिज्वरहारी भ्रमावहः ॥

॥ भा॰ प्र॰ ॥

धुस्तूरो मदवर्णाग्निवातकृज्ज्वरकुष्ठनुत् ।
कषायो मधुरस्तिक्तो यूकलिक्षाविनाशकः ॥
उष्णो गुरुः व्रणश्लेष्मकण्डूक्रिमिविषापहः ॥

॥ ध. नि ॥

धत्तूरो मदमूर्च्छाकृत् कफघ्नो वह्निपित्तकृत् ॥

॥ राजवल्लभः ॥

सुश्रुत— १ अलर्कविषे—श्वेतां पुनर्नवाञ्चास्य दद्याद्धत्तूरकायुताम् ॥ क. अ. ६. ॥

वाग्भट— २ इन्द्रलुप्ते—रसेन वा.... । धत्तूरकस्य पत्रानां.... ।

हारीत— ३ वातजन्यनेत्ररोगे—....मूलं धुस्तूरकस्य वा । अंजनञ्च हितं तेषां वातनेत्रामयापहम् ॥

भावप्रकाश— ४ स्तनोत्थितायां पीडायाम्—निशाकनककल्काभ्याम् । लेपः प्रोक्तस्तनार्त्तिहा ॥

५ क्रिमिषु—धत्तूरपत्रजं वापि कृमिनाशनमुत्तमम् ॥

६ विशिष्टद्रव्यभक्षणजे अजीर्णे—गोधूममाषहरिमन्थसतीनमुद्ग- पाको भवेज्झटिति मातुलपुत्रकेण ॥

७ पाददार्याम्—उन्मत्तकस्य बीजेन मानकक्षारवारिणा। विपक्वं कटुतैलन्तु हन्याद्दारीं न संशयः ।

चक्रदत्त— ८ उन्मादे—श्वेतोन्मत्तोत्तरदिङ्मूलसिद्धस्तु पायसः । गुडाज्य- संयुतो हन्ति सर्वोन्मादांस्तु दोषजान् ॥

९ कर्णनाड्याम्—निशागन्धपले पक्वं कटुतैलं पलाष्टकम् । धुस्तूरपत्रजरसे कर्णनाडी प्रशाम्यति ॥

वंगसेन— १० श्लीपदे—धत्तूरकस्य बीजानि पिप्पलीवर्धमानवत् । शीतोदकेन पीतानि श्लीपदं हन्ति दारुणम् ॥

राजमार्तण्ड— ११ अलर्के विषे–उन्मत्तकस्य स्वरसं पयश्च सर्पिः गुडश्चेति विमिश्रितानि । पिबेत्पलद्वन्द्वमितानि यत्नात् उन्मत्तकौलेयकदष्टगात्रः ॥

१२ गर्भनिरोधार्थम्—उत्पाट्य पुष्येण हरप्रियस्य मूलं स्वकट्यां विनिबध्य गाढम् । रमेत नारीमविशङ्कितस्तां विद्वेष्टि गर्भस्य समुद्भवं यः ॥

शोढल— १३ पिटिकायाम्–धुस्तूरकशिफा क्षुण्णा बद्धा च संप्रणाशयेत् ॥

**વર્ણન**—ધત્તુરાની ઘણી જાતો થાય છે. ધોળો, કાળો અને પીળો એટલી જાતો મુખ્ય છે. પીળો જવલ્લેજ જોવામાં આવે છે. કાળો ધત્તુરો પણ કોઇક ઠેકાણે જ જણાય છે અને તેથી તેને પ્રયત્નપૂર્વક બાગબગીચાઓમાં ઉછેરવામાં આવે છે. કાળા ધંતુરાનાં ફુલ તદ્દન કાળાં તેમજ કોઇક વખત સ્હેજ-સ્હાજ આસમાની રંગનાં પણ મળે છે. વળી કાળા ધંતુરામાં એક બેવડા ફુલનો ( Double flowered ) નમુનો પણ જોવામાં આવે છે. સફેદ ધંતુરો સર્વત્ર ઉગે છે. સાધારણ રીતે ધંતુરો આપણે અહિંયાં નકામો જ લેખાય છે. તેનાં ફુલ મહાદેવજીને ચઢાવવાને માટે લોકો લઇ જાય છે. બાગમાં શોભા માટે ધંતુરો ઉછેરવાથી બાગની શોભાવૃદ્ધિ થાય છે. ડૉ. કીર્તિકરે ધંતુરાનું સાંદર્ય યોગ્ય શબ્દોમાં વર્ણવેલું છે. ધત્તુરો ઝેરી છે એ સર્વ જાણે છે. જેમ વિલાયતી ધંતુરો ( Atropa belladonna ) વેદનાહર તરિકે વપરાય છે તેમ આપણો ધંતુરો પણ તેજ કાર્ય માટે વાપરી શકાય છે. ' આયુર્વેદ વિજ્ઞાન ' નામના અર્વાચીન સંસ્કૃત ગ્રંથમાં ' કનકસારવટી 'નો પાઠ જોવો અને તેની ફલશ્રુતિ વાંચવી. ઘણાખરા જ્વરાંકુશોમાં ધંતુરાનાં બીજ પડે છે. હડકાયા કુતરાને માટે પણ ધંતુરો રામબાણ ગણાયલો છે.

ધંતુરાના ઝેર માટે કપાસીઆનું તેલ અથવા કપાસીઆ પાણીમાં વાટીને પાવા. ઝંડુભટ્ટજી કોઇવાર આ પ્રયોગ કરતા એમ સાંભળ્યું છે.

ધંતુરાના ઝેર માટે દરદીને ઉલટી કરાવવી, રેચ કરાવવો દુધ અને સાકર પીવડાવવાં. " धत्तूरजं च दुग्धं सशर्करं पानयोगेन । शमयति मदमाशु .... ॥ "

## વૈદ્યકમાં ધંતુરાનો ઉપયોગ

સુશ્રુત— ૧ હડકાયા કુતરાના ઝેરમાં–સફેદ સાટોડીનાં મૂળ તોલો ૦॥ અને ધંતુરાનાં મૂળ વાલ. ૧–બન્નેને ઝીણાં વાટીને ઠંડા પાણીમાં કે ઠંડા દુધ સાથે હમેશાં પીવાં. ક. અ. ૬.

વાગ્ભટ— ૨ માથાની ટાલમાં–ધંતુરાના પાનનો રસ લગાવવો.

હારીત— ૩ વાયુથી દુખવા આવેલી આંખમાં–ધંતુરાનું મૂળ પાણીમાં વાટીને તેના રસનાં ટીપાં આંખમાં મૂકવાં.

ભાવપ્રકાશ— ૪ સ્તનમાં પીડા થતી હોય તો–ધંતુરાનાં પાન ૨૦–૨૫ લાવી તેને વાટીને લુગદી બનાવવી. તેમાં થોડીક વાટેલી હળદર નાખવી. પછી તે સ્તન ઉપર જ્યાં દુખાવો થતો હોય ત્યાં બાંધવું. સ્તનની પીડા શાંત થઇ જાય છે.

૫ કૃમિમાં—ધંતુરાના પાનનો રસ ટીપાં ૫-૬, છાશ સાથે આપવાથી કૃમિનો નાશ થાય છે.

૬ અજીર્ણમાં–ઘઉં, અડદ, વટાણા, મઠ, મગ વિગેરે ભારે ખોરાક ખાવાથી જે અજીર્ણ થયું હોય તે ધંતુરાનાં બીજ (૧ રતિભાર) ખાવાથી મટી જાય છે.

૭ પગનાં તળીયાંમાં ફાટો પડી હોય તેમાં–માનકક્ષારના પાણીમાં ધંતુરાનાં બીજ વાટીને તેનો લેપ કરવાથી આ રોગ મટે છે.

ચક્રદત્ત— ૮ ગાંડપણમાં–સફેદ ધંતુરાનાં ઉત્તર દિશા તરફનાં મૂળ (કુમળાં ન હોય તો મૂળ ઉપરની છાલ) બેઆનીભાર ને ૦॥ શેર દુધમાં ગોળ–ઘી નાખીને દુધ પકાવી લેવું. આ દુધ ખાવાથી સર્વ જાતના ઉન્માદ મટે છે.

૯ કાનમાંથી પરૂ વહેતું હોય તો–૮ પલ સરસીયું તેલ, ૧ પલ ગંધક, ૧ પલ (૪ તોલા) હળદર, ધંતુરાના પાનનો રસ ૩૨ પલ-આ માપે તેલ પકાવી લેવું. આ તેલ કર્ણનાડી માટે સરસ છે.

બંગસેન— ૧૦ હાથીપગામાં–ધંતુરાનાં બીજ પીપરની માફક ચઢતાં ચઢતાં ખાવાથી ગમે તેવો દારૂણ હાથીપગાનો રોગ મટી મટી જાય છે. (વર્ધમાનપિપ્પલીના પ્રયોગના જેવો આ પ્રયોગ છે.)

રાજમાર્તંડ–૧૧ હડકાયા કુતરાના ઝેરમાં–ધંતુરાના પાનનો રસ, દુધ, ઘી અને ગોળ-આ બધું મળીને ૨ પલ (૮ તોલા) પ્રયત્નપૂર્વક ખાઇ જવાથી હડકાયા કુતરાનું ઝેર અસર કરતું નથી.

( ધંતુરાના પાનનો રસ બેઆનીભાર જેટલો જ લેવો. )

૧૨ ગર્ભનિરોધ માટે-પુષ્ય નક્ષત્રમાં ધંતુરાનું ઉત્તર દિશા તરફનું મૂળ લાવીને જે માણસ સ્રીને ગર્ભ ન રહે એમ ઇચ્છતો હોય તેણે પોતાની કમરે બાંધવું. અને પછી નિઃશંક રીતે સ્રી સાથે સંભોગ કરવો.

શોફઘ્ન— ૧૩ પિટિકામાં-ધંતુરાનું મૂળ છુંદીને ઉપર બાંધવાથી પિટિકા મટી જાય છે.

वक्तव्य—ચરકમાં 'ધુસ્તુર' શબ્દ જ નથી. ત્રણ જગ્યોએ कनक શબ્દ વપરાયલો છે ખરો. વિષના અધ્યાયમાં મહાગંધહસ્તિ અગદમાં કનક યોજાયલો છે. કુષ્ઠના મધ્વાસવમાં 'કનક' યોજાયલો છે પણ કનકના અર્થો ઘણા થાય છે. નાગકેસર પણ કેમ ન લેવાય ? દશેમાનિમાં પણ ધુસ્તૂર કે કનક જેવો ઉલ્લેખ જ નથી.

સુશ્રુતે હડકાયા કુતરાના ઝેરમાં ( અલર્કવિષમાં ) ધંતુરાનો ઉલ્લેખ કરેલો છે; પણ શ્વાસમાં ધંતુરો યોજેલો નથી. વૃંદચક્રપ્રણીત સંગ્રહગ્રંથોમાં પણ શ્વાસકાસમાં ધંતુરો વપરાયલો નથી. નિઘંટુકારોએ એને ઉષ્ણ અને શ્લેષ્માપહ તરિકે વર્ણવ્યો છે. હારીતે અર્શોહરવર્તિમાં ધંતુરાનાં પાન વિગેરે યોજેલું છે, પણ ધંતુરાનાં પાન, બીજ અને રસ વ્રણ ઉપર લગાવવાથી લોહી સાથે મળે છે અને ઝેરની અસર નીપજાવે છે માટે સાવચેતી રાખવી જરૂરી છે. ભાંગને વધારે ચઢાવવા માટે ધંતુરાનાં બીજ લોકો નાખે છે, પણ આવા અટકચાળાથી ઘણા નિર્દોષ જીવો મરી જાય છે તે યાદ રાખવા જેવું છે. ધંતુરાનાં પાનની બીડીઓ દમવાળાને પીવડાવવાથી દમ બેસી જાય છે પણ એ ત્રણથી વધુ બીડીઓ પીવા ન આપવી.

માત્રા—હડકાયા કુતરાના ઝેર માટે રસની માત્રા ૦ા તોલાથી ૧ તોલો. બીજા રોગો માટે ૫-૬ ટીપાં. બીજ ૦ા રતીથી ૧ રતીભાર. મૂલ ૧ વાલથી ૧ા વાલ.

**Actions and Uses**—Narcotic and anodyne, other properties are similar to those of belladonna, but stronger. It affects sympathetic nervous system, but not the motor or the sensory nerves. In full dozes the heart's actions becomes irregular, and there is a furious delirium. Like atropin, hyoscyamin and duboisine it acts as a mydriatic. As an antispasmodic, it is given in hepatic colic, laryngeal cough, chorea, stammering &c. In dysmenorrhœa, neuralgia, tic douloureux and sciatica it is very useful. In nym-

phomania and in puerperal mania with a tendency to suicide it is given with benefit. Pulvis stramonii compositus is burned on a plate and the fumes inhaled. Cigarettes of dhatura tatula are used in nervous attacks of asthma. Externally a paste of the seeds is used in urticaria and other skin diseases due to the presence of lice or other animal parasites. It is also applied in decayed teeth and to relieve toothache. Datura seeds are frequently used in India for criminal purposes....The natives apply a medicated oil to the head in headache, to enlarged testicles and boils, and to the skin in skin-diseases as pediculi lice and psoriasis. Datura juice with the root of boerhavia diffusa (Sātodi) and opium is used as an application for the relief of rheumatic pains and swelling over the hands and feet. In hæmorrhoides fissures and other painful diseases of the rectum leading to tenesmus, its application as a local anodyne ointment gives relief.

(R. N. Khory II p. 442.)

ભાવાર્થ—ધંતુરો મદકર અને વેદનાહર છે. બેલેડોનાના જેવા જ પણ તેથી વધારે તીવ્ર ગુણવાળો છે. 'મોટર' અને 'સેન્સરી' નર્વ્ઝ ઉપર આનો પ્રભાવ નથી જણાતો પણ "સીમ્પેથેટીક નર્વસ સીસ્ટમ" ઉપર આનો પ્રભાવ બહુ દેખાય છે. પૂર્ણ માત્રામાં સેવન કરવાથી હૃદયનું કાર્ય અનિયમિત થઈ જાય છે અને ભયાવહ પ્રલાપ પણ જણાય છે. ઍટ્રાપીન, હાયોસીયેમાઈન્ અને ડુબોઈસીનની માફક આનો ગુણ પણ કીકીને મોટી કરવાનો છે (mydriatic). શૂળમાં ( hepatic colic ), કંઠોધ્વંસયુકત કફમાં, કોરીયામાં અને ગદ્દગદ્દવાફમાં ધંતુરો આક્ષેપનિવારક તરિકે વપરાય છે. રજઃકૃચ્છ્રમાં, વાતરોગમાં, અને ગૃધ્રસી જેવા રોગોમાં તે ઘણો ઉપયોગી છે. કામોન્માદ અને આત્મઘાતેચ્છાલક્ષણાન્વિત સૂતિકોન્માદ રોગમાં ધંતુરો ફલપ્રદ ઔષધ છે. ધંતુરાનો ધુમાડો લેવાથી શ્વાસ વિગેરે રોગોમાં આરામ મળે છે. દમના હુમલા વખતે ધંતુરાની સીગારેટો પીવાય છે. ધંતુરાનાં બીજ ચામડીના રોગોમાં હિતકર છે. લીખ, જૂઓ વિગેરે આથી મરી જાય છે. કૃમિભક્ષિત દાંતના શૂળમાં અને તેની વેદનામાં ધંતુરો હિતકર મનાય છે. આત્મઘાત કરવામાં કે બીજાને મારવા માટે હિંદુસ્તાનમાં ધંતુરાનાં બીજનો ઉપયોગ કરવામાં આવે છે...... ધંતુરાના પાનના રસમાં સિદ્ધ કરેલું તેલ દેશીઓ શિરઃશૂળમાં, વૃદ્ધિમાં અને ગડગુંબડમાં વાપરે છે; અને લીખ જૂઓ વિગેરે જંતુઓને મારવા માટે પણ તે વપરાય છે. સાટોડીનાં મૂળ, અફીણ, અને ધંતુરાના પાનનો રસ સંધિવાના

સાંધાના દુખાવામાં અને હાથપગ ઉપરના સોજામાં લગાડવામાં આવે છે. રક્તાર્શ, ગુદક્ષત અને ગુહ્યદ્વારની અન્યાન્ય પીડાઓમાં-પુનઃ પુનઃ મલત્યાગ થાય છે તેવા રોગોમાં-ધંતુરાવાળો મલમ ઉપયોગી છે.

ખોરી. ભા. ૨. પા. ૪૪૨.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૨૭; રૂ. નિ. પા. ૩૦૬; N. p. 210; Watt III p. 36; Indi. Medi. Plants p. 914.

## ૨૮૫ મરચાં.

**N. O. Solanaceæ.**

**નામો**—कटुवीरा (સંસ્કૃત); મરચાં (ગુજરાતી); લાલ મિર્ચિ (મરાઠી. હિંદુસ્તાની); લંકા મરિચ, ગાછ મરિચ (બંગાલી); ફિલ્ફલ-ઇ-સૂર્ખ (ફારસી); Red chilli- રેડ ચીલી (અંગ્રેજી); Capsicum frutescens- કેપ્સીકમ્ ફ્રુટેસન્સ (લેટીન).

**ગુણાઃ—**

कटुवीराऽग्निजननी बलासघ्नी च दाहिनी ।
हन्त्यजीर्णं विसूचीञ्च व्रणं क्लिन्नं सुदारुणम् ।
तन्द्रां मोहं प्रलापञ्च स्वरभेदमरोचकम् ।
नरं लुप्तधरं क्षीणं सन्निपातानिपीडितम् ॥
नष्टेन्द्रियगणं तीक्ष्णा मृत्योः आकृष्य जीवयेत् ॥ आत्रेयसंहिता ॥

**મરચાંના ગુણ**—મરચાં જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર, કફને હણનાર, દાહકર, અજીર્ણ, કોલેરા અને ગમે તેવા ખરાબ કોહેલા વ્રણને સાફ કરનાર છે. તંદ્રા, મોહ, પ્રલાપ, સ્વરભેદ, અરૂચિ વિગેરેનો સત્વર નાશ કરનાર છે. દર્શન, શ્રવણ અને વાક્શક્તિક્ષીણ માણસને તેમજ સંનિપાતવાળા રોગીને મૃત્યુના મ્હોંમાંથી પણ ઉગારી લે એવાં તે ઉપયોગી છે.

આત્રેયસંહિતા

**Actions**—*Externally* the action of capsicum is like that of volatile oils and to some extent that of cantharidin. In other words, it is a powerful irritant. *Internally*—In small doses it stimulates the secretion of saliva and gastric juice and increases

* દુખતી આંખો ઉપર આખાં ધંતુરાનાં પાન મૂકી પાટો બાંધીને રાત્રિએ સૂઇ જવાથી સવારે આંખની વેદના, ફળતર, કદાપો નરમ પડી ફાયદો માલમ પડે છે.

(પૃ. અમૃતલાલભાઇ પટ્ટણી.)

peristaltic movements. It is therefore a sialagogue, stomachic, tonic and carminative. In large doses it is a gastro-intestinal irritant. The writer once treated a case of acute enteritis brought on by taking a large quantity of capsicum. It is a cardiac and vascular stimulant, feeble narcotic, diuretic and aphrodisiac.

**Therapeutics**—*Externally*-Like cantharidin, capsicum may be used te promote the growth of hair. The plaster may be applied in rheumatism, lumbago or torticollis. A piece of lint soaked in an infusion of the pods and covered with oiled silk may be used for the same purpose. The tincture is a valuable remedy for chilblains. *Internally*-It is chiefly used as a condiment in India. The tincture mixed with tannic acid (1 dr. of each in water 10 ozs.) makes a useful gargle in relaxed throat, simple tonsillitis, and chronic pharyngitis. It is an excellent remedy in atonic and flatulent dyspepsia and dipsomania. In the last, it not only checks the craving but stimulates and tones the gastric functions. It may induce sleep in delirium tremens, if the cayenne pepper is given in 20 to 30 gr. doses in a bolus made with honey (Lyons).

(Materia Medica. Rakhaldas Ghosh.)

**ભાવાર્થ**—બહારના ઉપયોગમાં મરચાં કેન્થેરીડીનની જગોએ વાપરી શકાય. બહાર ચોપડવાથી જબરી ઉશ્કેરણી થાય છે. અંદરના દરદના જોરને બહારની ઝમઝમાટી શાંત કરી દે છે.

થોડી માત્રામાં મરચાં લાલાસ્રાવ અને પાચક રસોને વધારે છે તેમજ આંતરડાંની અળસીયા જેવી ગતિને પણ વેગ આપે છે. મરચાં લાલાસ્રાવવર્ધક, પાચક, બલ્ય, વાતઘ્ન છે. મોટી માત્રામાં લેવાથી આંતરડાંમાં ઉશ્કેરણી કરી મૂકે છે. આ લેખકે એક માણસને અતિશય મરચાં ખાવાથી થયેલો આંતરડાંનો સોજો (Enteritis) સારો કરેલો છે. હૃદય અને બીજા અવયવો (Vascular) માટે પણ તે ઉત્તેજક છે, સ્હેજ ઘેન લાવનાર છે, મૂત્રલ છે અને વાજીકરણનું કામ કરનાર પણ છે.

કેન્થારીડીનની માફક મરચાં પણ વાળ વધારનાર છે. મરચાંનું પ્લાસ્ટર સંધિવામાં, કટિશૂલમાં અને મન્યાસ્તંભ (torticollis)માં પણ ઉપયોગી છે. મરચાંના ક્વાથમાં લીંટનો એક કડકો બોળીને પણ પ્લાસ્ટરની માફક જ

કામમાં લઇ શકાય છે. મરચાંનો ટીંકચર ઠંડીને લીધે થયેલા ત્વક્શોથ (chilblain)માં ઉપયોગી મનાયલો છે.

હિંદુસ્તાનમાં તે ખાસ કરીને મસાલા તરિકે ખોરાકમાં વપરાય છે. ટૅનીક ઍસીડ સાથે મરચાંનું ટીંકચર (બન્ને ૧–૧ ડ્રામ લેવાં. પાણી ૧૦ ઔંસ લેવું.) બનાવીને તેના કોગળા ગળામાં ચોરીયા થયા હોય અને શ્વાસનળીનો સોજો હોય તેમાં ભરવામાં આવે છે. બધી જાતનાં અજીર્ણો માટે મરચાં સરસ ઉપાય છે. ૨૦ થી ૩૦ ગ્રેનની માત્રામાં મરચાનું ચૂર્ણ મધ સાથે ગોળી વાળીને આપવાથી ડીલીરીયમ્ ટ્રીમેન્સ (તંદ્રા)માં ઉપયોગી છે.
(રાખાલદાસ ઘોષની મૅટેરીયા મેડીકા. પા. ૫૪૨)

**નવ્યમત**—ટાઇફસ, સતતજ્વર, શોથ, આમવાત, અજીર્ણ, કૉલેરા વિગેરે રોગોમાં દેશી વૈદ્યામાં મરચાં વપરાયલાં છે. (એટકીન્સન). બહુ જ સરસ વાટેલાં ૧૦ ગ્રેન મરચાંનું ચૂર્ણ એક આઉંસ ગરમ પાણીમાં દિવસમાં બે કે ત્રણ વખત આપવાથી 'ડીલીરીયમ્ ટ્રીમેન્સ'માં ઘણી વખત ઘણું સરસ પરિણામ લાવે છે.

**ઉલ્લેખ**—Indig. Drugs. p. 64; Glimpses p. 95; Indi. Medi. Plants p. 900.

---

## ૨૮૬. ટામેટાં.

### N. O. Solanaceæ.

Lycopersicum esculantum (લેટીન).

"ઘણા લોકોને ટામેટાંનું નામ કાને પડતાં જ ઓકારી આવે છે, તો પછી કાચાં ટામેટાં ખાવાની તો વાત જ ક્યાંથી કરાય? એમ કેમ થાય છે, એમ થવાનું શું કારણ છે, એ અમે કહી શકતા નથી. પરંતુ તેવા લોકોએ ટામેટાંને મીઠું લગાડીને ચાર પાંચ વખત ખાતાની સાથે જ તેમનો એ તિરસ્કાર ક્યાંનો ક્યાંય ચાલ્યો ગયાનું અમને સ્મરણ છે, એટલું જ નહિ પણ પછી તો ટામેટાં ખાસ મંગાવીને હોંસે ને હોંસે ખાય છે. પ્રસ્તુત લેખકનો સ્વાનુભાવ સુદ્ધાંત એવો જ છે.

"અનેક પ્રકારની શાકભાજીઓમાંથી ટામેટાં આરોગ્યની દૃષ્ટિએ અત્યંત મહત્વનાં અને ઉપયુક્ત છે. સર વૉલ્ટર રેલેને આ ફળ સૌથી પહેલાં 'રોલકો' નામના બેટમાં જડયું અને ત્યાંથી તેણે તે યૂરોપમાં આણ્યું એમ ઐતિહાસિક લેખો ઉપરથી જણાય છે.

"પહેલાં તો લોકો ટોમેટાંને ફક્ત એક સુંદર દેખાવડા ફળ તરિકે વાવતા હતા. પચાસ પોણોસો વર્ષમાં જ લોકો તેનો ખાવામાં ઉપયોગ કરવા લાગ્યા છે. જ્યારે ફકત સુંદર ફળ તરીકે જ ટોમેટાંને વાવતા ત્યારે અંગ્રેજીમાં તેને 'Love apple' કહેતા અને હજીસુધ્ધાં કેટલાક લોકો આ નામનો ઉપયોગ કરનારા મળી આવે છે.

"લોકો જ્યારે ટોમેટાંને સૌથી પહેલાં ખાવા લાગ્યા ત્યારે ટોમેટાં ખાવાથી કેન્સર નામનો રોગ થાય છે, એવો ઘણા લોકોને ભ્રમ હતો; અને તેથી ઘણા લોકો ઇચ્છા હોવા છતાં ટોમેટાં ખાતાં બ્હીતા હતા. પણ એ સમજુત નિરાધાર હતી. ટોમેટાં ખાવાથી કેન્સર થતું નથી એ શાસ્ત્રીય શોધો ઉપરથી સિદ્ધ થયું છે. ધીમે ધીમે જુની કલ્પનાઓ નાશ પામતી ગઈ અને ઘણા લોકો ટોમેટાં ખાવા લાગ્યા. માગણીના પ્રમાણમાં ટોમેટાની નીપજ ઘણી વધવા લાગી; અને અત્યારે અમેરિકા, મેકસીકો, ઇટાલી અને બીજા દેશોમાં શાકભાજીઓમાં બટાટાથી ઉતરતું પ્રમાણ ટોમેટાનું છે. ટોમેટાંને શાસ્ત્રીય રીતે વાવે છે ને તેનું સંવર્ધન સુદ્ધાં મોટા પ્રમાણમાં થાય છે.

"શરીર–સંવર્ધનને માટે જોઈતાં કેટલાંક દ્રવ્યો–લોહ, અને બીજા ક્ષાર –ટોમેટાંમાં ઘણાં હોય છે. ટૉમેટાંમાં લોહનું પ્રમાણ દુધમાંના પ્રમાણના કરતાં બમણું અને ઇંડાના રસ કરતાં પાંચઘણું હોય છે. સફરજન, પીઅર્સ, સંતરાં, મોસંબી, દ્રાક્ષ, તરબુચ, સકરટેટી, કાકડી અને પીચીઝના કરતાં પણ ટોમેટાંમાં લોહનું પ્રમાણ વધારે છે. તેમજ કાંદા, મૂળા, શકરીઆં, નૉલકેર, રીંગણાં, ગાજર, કૉલીફ્લાવર, બીટ, કેળાં, ટર્નીપ વિગેરે ફલભાજીઓના કરતાં ટોમેટાંમાં લોહનું પ્રમાણ લગભગ અર્ધો કરતાં વધારે હોય છે.

"લાઈમ નામનો ક્ષાર સુદ્ધાં ટોમેટાંમાં ઘણો હોય છે. સફરજન, કેળાં ને ચોખાના કરતાં ટોમેટાંમાં લાઈમ વધારે છે. રીંગણામાં સરખા પ્રમાણમાં, અને ગોમાંસ, મટન અને માછલાં કરતાં ટોમેટામાં લગભગ ત્રણઘણો લાઈમ હોય છે. ઘણુંખરૂં બધાં ફળ કરતાં અને બીજી શાકભાજીઓ કરતાં ટોમેટાંમાં પોટાશ ક્ષાર ઘણો વધારે હોય છે. ટૉમેટાંમાં જે એક પ્રકારનો સ્વાદ લાગે છે, તે ઓકસેલીક ઍસીડને લીધે લાગે છે એમ ઘણા લોકો પહેલાં માનતા હતા, પણ એ ખરૂં ન હોઇ ટોમેટાંમાં જે સાઇટ્રીક ઍસીડ હોય છે તેનો એ સ્વાદ લાગે છે એમ નિર્વિવાદ રીતે સિદ્ધ થયું છે.

"શરીરપોષક સૂક્ષ્મ દ્રવ્યને અંગ્રેજીમાં Vitamines 'વીટામીન્સ' કહે છે. આ દ્રવ્ય દરેક અનાજમાં હોય છે. ઘણુંખરૂં ફળફળાદિ અને મુખ્યત્વે કરીને શાકભાજીમાંનાં આ સૂક્ષ્મ દ્રવ્યો થોડાક તાપ લાગતાં જ બળી જાય છે. પરંતુ

ટૉમેટાંમાં વીટામીન્સ ૧૪૦ ડીગ્રી ફાર્નહાઇટ તાપ લાગે ત્યાં સુધી બળતાં નથી એમ ડૉ. ગિવન્સ નામના એક સંશોધકે સિદ્ધ કર્યું છે. તેજ પ્રમાણે ટૉમેટાંને ડબામાં રાખી મૂકવાથી ( Canuod ) સુદ્ધાં તે સૂક્ષ્મ દ્રવ્યો નષ્ટ નથી થતાં.

" શરીરપોષક અને શરીરસંવર્ધક સૂક્ષ્મ દ્રવ્યોને અંગ્રેજીમાં વીટામીન્સ કહે છે, એમ ઉપર જણાવ્યું છે. એ સૂક્ષ્મ દ્રવ્યો ત્રણ જાતનાં હોઈ તેમને અંગ્રેજીમાં ' ફૅટ સૉલ્યુબલ-એ ' ' વૉટર સૉલ્યુબલ-બી ' અને ' સી '–આવાં જુદાં જુદાં નામ છે. આ ત્રણે સૂક્ષ્મ દ્રવ્યો ટૉમેટાંમાં ખૂબ હોય છે; અને તે લીલાં ટૉમેટાંમાં જ હોય છે એમ નહિ, પણ સૂકવેલાં અથવા સંરક્ષણ કરીને ડબામાં રાખી મૂકેલાં ( આ પ્રમાણે અમેરિકા વિગેરેમાં ડબામાં શાક તૈયાર મળે છે ) ટૉમેટાંમાં સુદ્ધાં હોય છે. માટે ફળ અને શાકભાજીમાં ટૉમેટાં અત્યંત મહત્વનાં છે. આ ત્રણે પ્રકારનાં વાઇટામીન્સ આપણને મળે એટલા માટે ટૉમેટાં હમેશાં ખાવાં જોઇએ એમ નામાંકિત સંશોધક સેણ્ડલે અને આસબૉર્ન આગ્રહપૂર્વક ભલામણ કરે છે. "

ચિત્રમય જગત્ ઑગસ્ટ ૧૯૨૩

# तिक्तलोणिकादि वर्ग

## N. O. Scrophularineæ.

### ૨૮૭ આગીયો

**નામો**—क्षेत्रनाशिनी, अग्निवृक्ष ( સંસ્કૃત ); આગીયો ( ગુજરાતી ); લઘુ-કુરંડિકા ( મરાઠી ); Striga Lutea-સ્ટ્રીગા લ્યુટીયા ( લેટીન. )

कुरंडिका क्षेत्रभूषा कुरंटी क्षेत्रनाशिनी ॥

**ગુણાઃ—** कुरंटिका सरा रुच्या गुर्वी चाग्निप्रदीपनी ।
नाशिनी कफवातानां वैद्यैस्तु परिकीर्तिता ॥
बृहत्कुरंडिका शीता पाके माध्वी कटुः स्मृता ।
तिक्ता क्षारा च रूक्षा च सरा वृष्या जडा मता ॥
वातला पित्तला बस्तौ वातकारी कफापहा ।
रक्तदोषं मूत्रकृच्छ्रं नाशयेदिति कीर्तिता ॥

॥ नि. र. ॥

ગુણ—સર, રૂચ્ય, ગુરૂ, અગ્નિદીપન, કફઘ્ન, વાતઘ્ન.

**વર્ણન**—આ વનસ્પતિ ઘણું કરીને બીજા વરસાદ પછી ઉગેલી જોવામાં આવે છે. એ ૪ થી ૬ ઇંચ કે વધારેમાં વધારે ૧ ફુટ જેટલી ઉંચાઈની હોય છે. કેટલીક વખતે તે છોડવો શાખાવાળો અને કેટલીક વખતે શાખા વગરનો પણ હોય છે. પાન ઝીણું અને લાંબાં, ઉપર ખરસટ ધોળા વાળની રૂવાંટવાળાં હોય છે. ફુલો સુંદર સફેદ રંગનાં આવે છે. કોઇ વખત એની ઉપર પીળાં અને રાતાં કે જાંબુડી ફુલો પણ આવે છે. આના છોડવા સુકાય છે ત્યારે કાળા પડી જાય છે, આ ઉપરથી જ એને આગીઓ કહેતા હશે.

આ છોડ ખેતરોમાં થાય છે ત્યારે ઘણું નુકશાન કરે છે. તે હરણચરાના ઘાસ ( Lepidagathis trinervis ) ઉપર પણ ઉગેલો જોવામાં આવે છે. આ જો કે સ્વતંત્ર ઉગનારી વનસ્પતિ છે, પણ બીજા છોડનાં મૂળીઆં ઉપર ઉગેલી હોવાથી કેટલાક તેને પરાવલંબી ગણે છે. એના મૂળમાંથી નીકળેલા ઝીણા રેસા જેવા ફાંટાઓ બીજી વનસ્પતિનાં મૂળ ઉપર ચોટડુક બેસી, તેમાંથી રસ ચૂસી લે છે. આને પરિણામે તે મૂળ છોડ કરમાઇને સૂકાઇ જાય છે. પણ દરેક વનસ્પતિ ઉપર તેનું જોર ચાલતું હોય એમ જોવામાં હજી સુધી નથી

આવ્યું. બનતા સુધી, ઘાસની જાતની વનસ્પતિ જેવી કે બાજરી, જુવાર, શેરડી આદિ ઉપર આગીયો પોતાનો હુમલો કરી શકે છે, પણ કપાસ, તલ કે એરંડી ઉપર તે તેમ કરી શકતો નથી. આનું કારણ એમ સમજાય છે કે ઘાસની જાતના છોડવાનાં મૂળ છીછરાં હોય છે એટલે આગીયાનાં મૂળ તે ઉપર સ્હેલાઈથી ચોંટી જાય છે અને સંહારલીલા શરૂ કરે છે. બીજી વનસ્પતિનાં મૂળ જમીનમાં સીધાં ઉતરે છે એટલે તે ઉપર આગીયાનું જોર ચાલતું નથી. એનો નાશ કરવા માટે ખેતરમાં સારી રીતે ખાતર નાખ્યા કરવું અને વાલોળ, મગ, અડદ જેવો પાક વારંવાર લેવો. જમીનનો કસ વધતાં વેંતજ આગીયો અદૃશ્ય થઇ જશે. ઉગ્યા પછી પણ તેને તુરતજ ઉખેડીને બાળી દેવો એ સહીસલામત છે.

આ પત્થરસટ્ટી, કડવી લુણી વિગેરેના વર્ગની વનસ્પતિ છે. એનો દેખાવ બહૂ જ સુંદર હોય છે.

ઉપયોગ—આનો ઉપયોગ કોઇ કરતા હોય એમ જાણમાં નથી. "વનસ્પતિશાસ્ત્ર"માં લખે છે કે "આખા છોડને બાળીને તેની રાખ મીઠા તેલ સાથે મેળવી ખેડુ લોકો ઢોરનાં ભાઠાં ઉપર લગાવે છે." નિઘંટુરત્નાકરે તેના ગુણોની પરીક્ષા શી રીતે કરી હશે તે જાણવું જોઇએ.

**વક્તવ્ય**—નિઘંટુરત્નાકરમાં જ ફક્ત આનો ઉલ્લેખ છે. નૅર્ન સાહેબના પુસ્તકમાં આનો ઉલ્લેખ નથી જણાતો. જલ–આગીયો ( Ammania baccifera ) આથી બહૂ જ ભિન્ન પ્રકારની વનસ્પતિ છે. નૅર્ન સાહેબ, હું ધારૂં છું કે, આગીયાનું વર્ણન ( Orobanche indica. N. O. Orobancheceæ ) કરે છે ખરા, અને તે આજ આગીયો હોય એમ જણાય છે. ( જુઓ Flowering plants of Western India. Page. 221. )

ભૂજમાં એને જોગીડો, ભુરો જોગીડો કહે છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૩૮; Watt VI part II pp. 126-27; N. p. 219.

---

## ૨૮૮ કુલાહલ

### N. O. Scrophularineæ.

**નામો**—कुलाहल ( સંસ્કૃત ); કલહાર, કલાર, કુલાહલ ( ગુજરાતી ); કુકશીમ, કોકશીમ ( હિંદી ); કુટકી ( મરાઠી ); કોલહાલ ( મુંબાઈ ); ગેદર તંબાકુ ( હિંદી ); કુકશિમા ( બંગાલી ); Celsia Coromandeliana—સેલ્સીયા કોરોમેન્ડેલીયાના ( લેટીન ).

**વર્ણન**—કુલાહલના છોડવા ૧ાા થી ૨ કે વખતે ૩ ફીટ ઉંચા વધે છે. તે જરા દૂરથી રાઈ, સરસવ કે મૂળાના છોડવા જેવા દેખાય છે. એની શાખાઓ બહુધા સીધી અને ઉંચી ચઢતી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે—મૂળા કે સરસવના જેવાં જ હોય છે. આખા છોડવા ઉપર સફેદ વાળની ફછાળ અને ચીકણાં બિંદુ કે રસ હોય છે, ને તેમાંથી ઉગ્ર વાસ નીકળે છે. ફુલ ધારણ કરનારી સળી ૦ાા થી ૧ કે ૨ ફીટ લાંબી હોય છે. તે પર જરા છેટે છેટે પીળા રંગનાં ફુલો આવેલાં હોય છે. બીજ કાળા રંગનાં અત્યંત સૂક્ષ્મ હોય છે. મૂળ ૪ થી ૧૦ ઈંચ લાંબુ ધોળા રંગનું હોય છે.

સાબરમતી નદીના ભાઠામાં સત્યાગ્રહ આશ્રમ આગળ મુ. જયકૃષ્ણભાઈ સાથે મ્હેં આ છોડ જોએલો. મીઠા પાણીના ખાડાઓમાં બહુધા શિયાળે આના છોડવા થાય છે.

**ઉપયોગ**—પાનનો રસ તરતની તેમજ જુની સંગ્રહણીમાં બહૂ જ અકસીર છે. તેનો ખાસ ગુણ શામક ( sedative ) અને ગ્રાહી છે.
( ફાર્માકોપીયા ઇન્ડીકા. )

પાનને કૂટીને તેમાંથી કાઢેલો રસ વિસ્ફોટકનાં ચાંદાંવાળા દરદીને અધો ઘુંટડો પીવાડવાથી ઘણો જ ફાયદો થાય છે. પાનનો રસ રાઈના તેલ સાથે સમભાગે ભેળવી હાથની હથેળી અને પગનાં તળીઆંની બળતરા ઉપર ચોપડવામાં આવે છે. ( સર્જન મુકરજી–વૉટ ડીક્ષનેરી. )

આનાં મૂળ ચાવવાથી પાણીની તરસ મટે છે અને ઠંડક થાય છે.
( સર્જન વીલ્સન–વૉટ ડીક્ષનેરી. )

પાનનો રસ દુઝતા હરસ ઉપર સાકર અને પાણી સાથે પીવાડવાથી ફાયદો થાય છે. ( ડૉ. શિરકોરે ).

કુલાહલનાં મૂળ વામક અને કફઘ્ન છે. બચ્ચાંની વરાધમાં તે વપરાય છે. એક આસીસ્ટંટ સર્જન મ્હને જણાવે છે કે આ છોડ મધુપ્રમેહ ઉપર ઘણો અકસીર છે.

( સર્જન ફ્રેંચ મુલેન, વૉટ ટીક્ષનેરીમાં )

આ વનસ્પતિ તત્કાલ ચમત્કાર દેખાડનારી કહેવાય છે. તે લોહીના વેગને નરમ પાડનાર પણ ગણાય છે. ( 'વનસ્પતિશાસ્ત્ર' )

**વક્તવ્ય**—સુશ્રુતના સુરસાદિ ગણમાં કુલાહલનો ઉલ્લેખ છે. ડલ્હણે તેને " मुण्डिकेति प्रसिद्धः" ( સૂ. ૩૮–૧૮ ) આમ ઓળખાવી છે. વાગ્ભટે પણ કુલહલ-

विषमुष्टी भूस्तृणो भूतकेशी (સૂ. ૧૫-૩૦) કહેલું છે. રાજનિઘંટુકારે કુલાહલને 'આમવાતઘ્ન અને રક્તરોગઘ્ન' કહી છે.

"બજારમાં વેચાતો સનેપાત (Schweinfurthia sphœrocorpa H. IV p. 252) આ છે એમ હુકર સાહેબ જણાવે છે. આ સનેપાત "સનેપાત રોગ ઉપર વપરાય છે અને નાકમાંથી લોહી વહેતું હોય તો તેની બારીક ભુકી નાકે સુંઘે છે. (વૉટ). કચ્છ અને કાઠિયાવાડની સ્ત્રીઓ કરાંચીથી આ સનેપાત (કુલાહલનું બીજુ નામ સનેપાત છે. ઘણા એને સનેપાત કહે છે.) નામની દવા ઘરઘરાઉ મંગાવે છે અને તે ગર્ભધારણ ન કરતી હોય તેવી સ્ત્રીને ખવરાવે છે."

આ છોડ વાપરવા જેવો છે.

**નોંધ**—આ કુલાહલને કેટલાક સનેપાત માને છે, પણ ખરો સનેપાત આ નથી પણ **Schweinfurthia sphœrocarpa**—સ્વ્હીનફર્થીયા સ્ફીરોકારપા છે. આ છોડ પણ આજ નૈસર્ગિક વર્ગનો છે. એનું સિંધી નામ તેમજ હિંદી નામ પણ **સનેપાત** છે. આ છોડ સિંધના ડુંગરાઉ મુલકમાં થાય છે. સન્નિપાત ઉપર આ દવા કામ આવે છે એટલે જ આ નામ પડયું હશે? બજારમાં આજ દવા (S. sphœrocarpa) 'નેપાલી-નિંબ' નામથી વેચાય છે. પણ નેપાલમાં આ છોડ થાય છે કે નહિ તે વિષે ડૉ. **ડીમકને** શંકા છે. ખરો નેપાલીનિંબ કેવો છે તે હજી કોઇએ જોયું નથી. વધુ માટે જુઓ ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. વૉ. ૨, પા. ૯૨૭.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૩૩; N. p. 215; Watt II p. 241; Indi. Medi. Plants p. 925.

---

## ૨૮૯ કડુ

### N. O. Scrophularineæ.

**નામો**—कटुकी, कटुरोहिणी, मत्स्यशकला, शकुलादनी, अशोकरोहिणी, शतपर्वा (સંસ્કૃત); કડુ (ગુજરાતી); કટુકી (મરાઠી); Picrorrhiza Kurroa પીક્રોરૂહિઝા કુરૂ (લેટીન).

**परिचय**— शतपर्वा, चित्रांगी, कांडरुहा, चक्रांगी ॥
दाडिमीच्छदना चैव देशे भवति जांगले ॥

**गुणाः**— कटुका पित्तजित्तिक्ता कटुः शीताम्रदाहजित् ।

बलासारोचकान् हन्ति विषमज्वरनाशिनी ॥

॥ ध. नि. ॥

कटुकाऽतिकटुस्तिक्ता शीतपित्तास्रदाहजित् ।
बलासारोचकश्वासज्वरहृद्रेचनी च सा ॥

॥ रा. नि ॥

कट्वी तु कटुका पाके तिक्ता रूक्षा हिमा लघुः ।
भेदिनी दीपनी हृद्या कफपित्तज्वरापहा ॥
प्रमेहश्वासकासास्रदाहकुष्ठक्रिमिप्रणुत् ॥

॥ भा. प्र. ॥

कटुका तु सरा रूक्षा कफपित्तज्वरापहा ॥

॥ राजवल्लभः ॥

चरक— १ हृद्रोगे–यष्ट्याह्विकातिक्तकरोहिणीभ्यां कल्कं पिबेच्चापि सिताजलेन॥

चि. अ—२६

२ स्तन्यशुद्धये–पाययेताऽथवा स्तन्यशुद्धये कटुरोहिणीम् ॥

चि. अ–३०

३ कुष्ठे–सातिविषा च सेव्या सचंदना रोहिणीकटुका॥ चि-७-१३९

सुश्रुत— ४ कफपित्तज्वरे–सशर्करामक्षमात्रां कटुकामुष्णवारिणा ॥ पीत्वा ज्वरं जयेज्जन्तुः कफपित्तसमुद्भवम् ॥ उ.—३९

५ हिक्कायाम्–....गैरिकं कटुरोहिणी....। मधुद्वितीयाः कर्तव्यास्ते हिक्कासु विजानता ॥ उ–५०

शोढल— ६ पित्तज्वरे–सशर्करां कल्कपेष्यां पिबेत्कटुकरोहिणीम् ॥ न हि तुल्यं तथा किंचित्पित्तज्वरनिबर्हणम् ॥

વર્ણન—"આ એક મોટાં મૂળવાળું ગુલ્મ થાય છે. તે કદમાં નાનું અને તેનાં પાંદડાં ઈંડાંના આકારવાળાં થાય છે. ફુલ કાળાં અને ગુચ્છાવાળાં થાય છે. આ છોડ હિમાલય અને તેની આસપાસનાં જંગલોમાં પોતાની મેળે ઉગી નીકળે છે. ત્યાંથી તેનાં મૂળ એકઠાં કરી આ દેશમાં મોકલવામાં આવે છે." કાશ્મીરથી સીકીમ સુધીના હિમાલયના બધા ભાગમાં કડુ થાય છે. કડુનો વેપાર કરીને ઘણા લોકો આજીવિકા ચલાવે છે. બજારમાં જે કડુનાં

નાનાં નાનાં મૂળીયાં મળે છે તે તો કડુના નાના નાના કંદ છે. એમાં ઘણી ગાંઠો થાય છે અને તેથી તેને ' शतपर्वा ' કહે છે. ગળોની માફક કડુ પણ काण्डरुहा છે. કડુ ઉપર નાના નાના ડાઘ હોય છે અને તેથી તે चक्राङ्गी અને चित्राङ्गी કહેવાતી હશે. એ તુરતજ ભાગી જાય છે. એની ગંધ માછલાં જેવી હોવાથી તેને मत्स्यशकला કદાચ કહેતા હોય ! સ્વાદમાં કડુ અત્યંત કડવું છે.

### વૈદ્યકમાં કડુનો ઉપયોગ—

ચરક— ૧ હૃદ્રોગમાં–જેઠીમધ અને કડુ એ બન્નેનું સમાન ભાગે લીધેલું ચૂર્ણ ખાંડ સાથે ફાકીને ઉપરથી પાણી પી જવું. ચિ. અ. ૨૬

૨ ધાવણ સુધારવાને–પાવલીભાર કડુ હમેશાં ફાકી જવું. ચિ. અ. ૩૦

૩ કુષ્ઠમાં–કડુ, અતિવખની કળી અને ચંદન સાથે હમેશ ખાવું. ચિ. ૭. ૧૨૯

સુશ્રુત— ૪ કફપિત્તજ્વરમાં–એક તોલો કડુ, સાકર સાથે ફાકી જઇને ઉપરથી ગરમ પાણી પી જવું. કફપિત્તજ્વર મટી જાય છે. ઉ. ૩૯

૫ હેડકીમાં–સોનાગેરૂ અને કડુ મધમાં ચાટી જવું. ઉ. ૫૦

શોઢલ— ૬ પિત્તજ્વરમાં–સાકર સાથે પાવલીભાર કડુ હમેશાં લેવું. પિત્તજ્વર માટે આના જેવું બીજું એક પણ ઓષધ નથી.

वक्तव्य—ચરક કડુને લેખનીય, ભેદનીય અને સ્તન્યશોધન દશેમાનિમાં ગણાવે છે. પાંડુમાં કડુ ઠીક વપરાયલું છે....कटुरोहिण्या। यथादोषं प्रकुर्वीत भैषज्यं पाण्डुरोगिणाम्' એ ખાસ ધ્યાન ખેંચે છે. ગ્રહણીમાં પણ કડુ છુટથી વપરાયલું જણાય છે ( જુઓ ચરક. ચિ. ૧૯–૧૦૦–૧૨૪–૧૩૫–૧૭૧–૧૮૦–૧૮૫ વિગેરે શ્લોકો ). જ્વરમાં આટલું ઉપયોગી હોવા છતાં ચરકે બહુ વાપરેલું નથી દેખાતું. શઠયાદિ અને બૃહત્યાદિ કવાથોમાં કડુ છે. ગુલ્મમાં અને કુષ્ઠમાં પણ ઠીક વપરાયલું જણાય છે.

સુશ્રુતના મુસ્તાદિગણમાં, પિપ્પલ્યાદિગણમાં અને પટોલાદિગણમાં કડુ છે. ઘણાખરા અધ્યાયોમાં કડુ વપરાયલું જણાય છે.

'વૈદ્યજીવન'માં કડુથી મ્હોં સારૂ થાય છે એમ કહેલું છેઃ–तिक्ताकषायो मुखविकृतिहरः ॥

કાળજાના વ્યાધિઓમાં આ ખાસ વાપરવા જેવું છે. જે વૈદ્યો ચરકના સૂત્રસ્થાનના ચોથા અધ્યાય ઉપરથી વૈદુ કરે છે તેઓ તો કડુ હમેશાં વાપરે છે જ. નિંબાદિ ચૂર્ણ, આરોગ્યવર્ધની વિગેરેમાં જે ગુણ દેખાય છે તે કડુનો જ સમજવાનો છે. લેખન અને ભેદન ગુણને લીધે તે કામ પણ સુંદર કરે છે. આ મારા અનુભવ ઉપરથી જ લખું છું.

**Actions & Uses**—Alterative, bitter, stomachic, and cholagogue; given in dyspepsia, chronic dysentery, asthma, hepatic derangements, jaundice &c. It's action on the liver is similar to, but milder than that of colocynth. It is a valuable antiperiodic in low continued fevers; it is given to children in worms.

(R. N. Khory. II p. 457).

**ભાવાર્થ**—કડુ ચિરગુણકારી કટુપૌષ્ટિક, પાચક અને પિત્તનિઃસારક છે. અજીર્ણ, ગ્રહણી, શ્વાસ, પિત્તવિકાર, કામલા વિગેરે રોગોમાં તે અપાય છે. યકૃત ઉપર કડુની અસર કૅાલોસીન્થ (ઇંદ્રવારૂણી) જેવી પણ સ્હેજ મૃદુ છે. ઘણા વખત સુધી લંબાતા વિષમજ્વરમાં કડુ એક અમોઘ ઔષધ છે. બચ્ચાંને કરમીયાંમાં કડુ અપાય છે. ખોરી. ભા. ૨. પા. ૪૫૭.

**નવ્યમત**—"મ્હારા સ્વાનુભવથી હું કહું છું કે કડુનાં મૂળીયાં બહુજ સુંદર પાચક છે અને અજીર્ણના ઘણાઘરા કેસોમાં તેમજ આંતરડાંના રોગોમાં બહુજ ઉપયોગી છે. માત્રા—જ્વરમાં ૨૦ થી ૪૦ ગ્રેન; પાચક અને કટુપૌષ્ટિક તરિકે ૧૦ થી ૧૫ ગ્રેન-દિવસ માં ૩-૪ વખત થઇને."

(મુદીન શરીફ.)

આ ઔષધનો જલદ કવાથ કરીને દિવસમાં ત્રણ ચાર વખત ત્રણ ચાર દિવસ સુધી સતત આપ્યા કરવાથી ઉદરરોગમાં પાણી જેવા ઘણા ઝાડા થઇને આરામ મળે છે-પેટનો ભરાવો પણ એથી કરી નરમ પડે છે. ધાર્યું પરિણામ લાવવા માટે આ ઔષધ અઠવાડિયા સુધી સતત ચાલુ રાખવું જોઇએ.

(સર્જન મેજર. ડી. આર. થૅામ્પસન. M. D; C. I. E. મદ્રાસ)

પ્રૉ. એફ. જે. ક્રૉફર્ડ (I. M. S. Madras) જણાવે છે કે—

આનો ટીંકચર બનાવીને અમોએ તાવમાં (ill-defined fever) વાપર્યો છે. તેનાથી ઉષ્ણતા કમી થઇ જાય છે; પણ આથી ઝાડા થાય છે એટલે તેનો ઉપયોગ અમારે બંધ કરવો પડયો હતો. આ દવાની અમો કબજીયાતવાળા તાવના દરદીઓ માટે ભલામણ કરીએ છીએ. શ્લીપદના એક કેસમાં આ દવાના ઉપચારથી તાવ એકદમ ઉતરી ગયેલો, ઝાડો પણ એકદમ સાફ

થઇ ગયેલો–પહેલાં અનિયમિત ઝાડો થતો હતો છતાંયે. એક બીજા મેલેરીયા તાવના દરદી ઉપર–જે દરદીનો તાવ બીજી દેશી ઘરગથ્થુ દવાઓથી વધવા પામ્યો ન હતો પણ સાવ ઉતરતોયે નહતો–આ દવા આખા દિવસમાં ૩–૪ વખત આપવામાં આવી હતી અને તેનાથી ૧૦૧° તાવ ૯૯·૫° ડીગ્રી ઉપર આવી ગયો હતો; પણ બે ત્રણ દિવસ સુધી કોઠો ઢીલો થઇ ગયો હતો. આ રેચક ગુણ માત્રા ઓછી આપવાથી અટકી શકે ખરો. આ કેસમાં એક અઠવાડીયા સુધી બીલકુલ તાવ ચઢયો ન હતો.

(ઈન્ડીજીનસ ડ્રગ્ઝ કમીટી રીપૉર્ટ પા. ૩૬)

ઇંડીજીનસ ડ્રગ્ઝ કમીટીના બીજા રીપોર્ટમાં (પા. ૨૯) આ દવાની નીચે પ્રમાણે નોંધ લેવાયલી છેઃ–"આ દવા જ્વરને અટકાવનારી છે પણ ક્વીનાઈન કરતાં ઘણી ઉતરતી છે. કટુપૌષ્ટિક તરિકે તે અતિ ઉપયોગી (distinctly serviceable) છે. 'કુટકી' નામથી હિંદુસ્તાનમાં આ દવા સર્વત્ર વપરાય છે............કડુ સહેજસાજ રેચક છે. એનું ઍકટીવ પ્રીન્સીપલ (ઉપાદાન તત્ત્વ) પીક્રોરીઝીન–Picrorhizin–છે."

ફાર્માકોગ્રાફીયા ઈન્ડીકાના લેખકો જણાવે છે કે–"અમારા અંગત નિરીક્ષણને અંતે અમો જણાવીએ છીયે કે આ ઔષધ સારૂં જ્વરઘ્ન છે. એની રેચક અસર તો ઉલટું સારૂં કામ કરે છે."

'ફાર્માકોગ્રાફીયા ઇન્ડીકા' વૉલ્યુમ ૭. પા. ૧૨–૧૩ માં આ દ્રવ્યના પૃથક્કરણ વિષે સુંદર વિવેચન કરેલું છે. ડૉ. લાલમોહન ઘોષલ કડુ વિષે (Food and Drugs. Jan. 1912 માં) નીચે પ્રમાણે લખે છેઃ—

(૧) કડુમાં ઉપાદાન તત્ત્વ પીક્રોરીઝીન નામનું છે અને તે કડવું છે.

(૨) આ ઔષધ ઉપયોગી છે એનું કારણ આ તિક્ત ઉપાદાન તત્ત્વ જ છે.

(૩) આ દવામાં જરા પણ ઝેરી અસર નથી.

(૪) આથી પાચક રસો (gastric secretions) વધે છે અને તેથી તે પાચક અને કટુપૌષ્ટિક તરિકે સારૂં છે.

(૫) હૃદયના ધડકાનું બલ આ દવાના સેવનથી ઘટે છે અને આથી તાવના કેસોમાં આ દવા વાપરવી સારી છે. બ્લડપ્રેશર ઓછું કરે છે એ અસર ઘણી સારી છે.

(૬) આમાં કૅથાર્ટીક ઍસીડને લીધે મૃદુ રેચક અસર છે.

(ઈન્ડીઅન મેડીસીનલ પ્લૅંટ્સ. પા. ૯૩૬.)

**ઉલ્લેખ**—વનસ્પતિ ગુણાદર્શ. પા. ૩૯૧; રૂ. નિ. પા. ૧૮; Indi. Medi Plants p. 933.

## ૨૯૦ બ્રામ

**N. O. Scrophularineæ.**

નામો—तोयवल्ली, जलाशया, कांडकटुका ( સંસ્કૃત ); નેવરી, કડવી લુણી, બ્રામ ( ગુજરાતી ); બ્રાંબ, નિરબ્રાહ્મી (મરાઠી); નિરબ્રાહ્મી (તામીલ); બરાંભી (હિંદી); બ્રાહ્મી, અધ–બીર્ણી (બંગાલી); Herpestris monniera–હરપેસ્ટ્રીસ મોનીયેરા ( લેટીન ).

परिचय— जलोद्भूता श्यामपुष्पी जलाशया ॥

॥ भा. प्र. ॥

गुणाः— कांडीरः कटुतिक्तोष्णः सरो दुष्टव्रणार्तिनुत् ।
लतागुल्मोदरप्लीहशूलमंदाग्निनाशनः ॥

॥ रा. नि. ॥

सर्पाक्षी कटुका तिक्ता सोष्णा कृमिनिकृन्तनी ।
वृश्चिकोन्दुरसर्पाणाम् विषघ्नी व्रणरोपी च ॥

॥ भा. प्र. ॥

वामी शोफहरा कुष्ठपित्तश्लेष्मानिलापहा ॥

॥ म. नि. ॥

વર્ણન—બ્રામના વેલા થાય છે. તે મીઠા પાણીના કાંઠે થાય છે. તે ૧ થી ૩ ફીટ કે ઓછાવત્તા લાંબા થાય છે. એમાં નાની નાની ઘણી શાખાઓ નીકળેલી હોય છે, તે ગાંઠે ગાંઠે ભોંયમાં મૂળ મૂકતી જાય છે. તેથી એ જ્યાં ઉગે છે ત્યાં ઘણી જમીન એના વેલાથી છવાઇ રહે છે. એનાં પાન બહુધા મ્હોટી લુણીને મળતાં હોય છે. ફુલ સુંદર ધોળાં કે ફીક્કા જાંબુડા રંગનાં હોય છે. ફુલ સૂક્ષ્મ, શીંગો જેવાં, અણી થતાં, ને લીસાં હોય છે. આખા વેલાનો સ્વાદ કડવો હોય છે.

આને કેટલાક નિરબ્રાહ્મી કહે છે. ખરી બ્રાહ્મી તો Hydrocotyle Asiatica છે.

ઉપયોગ—કડવી લુણીનાં પાન તાવવાળાને મરીની સાથે ખવરાવવામાં આવે છે. એના આખા વેલાને સૂકાવી તેનો કાઢો કરી તે સંધિવા અને હમેશની બદહજમી ઉપર અપાય છે. ઉધરસ અને તાવ ઉપર પણ બ્રામનો રસ મધ સાથે અપાય છે. કબજીયાત અને પેસાબના અટકવા ઉપર વિશેષ કરી બ્રામ વપરાય છે.

બામ નાનાં છોકરાંને પેટ ઉપર બાંધવાથી ( બાફીને ) પેટ નરમ પડે છે, દસ્ત આવે છે. બામ ગરમ છે; ગુલ્મ, બરોલ, કૃમિ, સાપ, વીંછી, ઉંદર વિગેરેના ઝેરમાં ઉપયોગી છે. તે ગુંબડાંને પણ મટાડે છે.

**वक्तव्य**—પ્રાચીન ગ્રંથોમાં બામનો ઉલ્લેખ નથી. कारवल्ली, तायवल्ली, गंडाली શબ્દો ક્યાંયે નથી. सर्पाक्षी ચરકસુશ્રુતમાં છે. ડલ્હણે તેનો અર્થ 'सर्पाक्षी लोहितपुष्पा, शंखपुष्पीभेदः' (क. ૮–૧૧૭ ) એવો કરેલો છે. સુશ્રુતમાં એક જ ઠેકાણે तोदपर्णीનો ઉલ્લેખ છે, પણ તે કુધાન્ય છે ( सू. ૪૬–૨૧ ). બંગાલી કવિરાજો આજ છોડને ब्राह्मी માને છે. મંડૂકપર્ણીને Hydrocotyle Asiatica કહે છે.

**નવ્યમત**—હિંદુ વૈદ્યો આને જ્ઞાનતંતુને બલ આપનાર માને છે અને તેથી ઉન્માદ, અપસ્માર અને સ્વરભેદમાં વાપરે છે. ( યુ. સી. દત્ત ).

હિંદુઓ આને બહુ જ ઉત્તમ મૂત્રલ અને શોધક માને છે (એઇન્સ્લી); પણ આ વાતમાં ઝાઝું વજૂદ નથી ( રૅાક્સબર્ગ ). પાનનો રસ ગ્યાસ્તેલ સાથે સંધિવા ઉપર હિંદુસ્તાનમાં ચોપડાય છે; પણ આ પ્રયોગમાં ખરો ફાયદો ગ્યાસ્તેલ કરે છે કે આ રસ તે શંકાસ્પદ છે. ( ફાર્મા૦ ઇન્ડી. )

પાનનો રસ એક ચમચો ભરી બચ્ચાંને પાઇ દીધો હોય તો સળેખમ અને વરાધથી પીડાતાં બચ્ચાંઓને ઉલટી ઝાડા થઇ જઇને આરામ થાય છે. ( યુ. સી. દત્ત ).

પાંડીચેરી તરફ આ વાજીકરણ મનાય છે. લંકા તરફ આને 'લુણાવેલ' નામથી સંબોધે છે અને તાવમાં વાપરે છે.

ઇન્ડીયન મેડીસીનલ પ્લેન્ટ્સ.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૩૬; રૂ. નિ. પા. ૩૨૯; N. p. 217; Watt VI p. 225; Indi medi Plants p. 930.

———

# पाटलादि वर्ग

## N. O. Bignoniaceæ.

### २९१ રગતરોહીડો

**નામો**—रोहितकः, दाडिमपुष्पकः, दाडिमच्छदः (સંસ્કૃત); રગતરોહિડો (ગુજરાતી); રગતરોહીડા (મરાઠી); રોહેડા, રક્તરોશ (હિંદી); રોડા, રયના, હરિણહાડા, પિત્તરાજ (બંગાલી); રોહિરા, લહુરા, હુઆર (પંજાબ); Tecoma undulata-ટેકોમા અન્ડયુલેટા (લેટીન).

**गुणा**—

रोहितको यकृत्प्लीहगुल्मोदरहरः सरः ॥
शुक्लरोहितकश्चैव कटूष्णमुभयं स्मृतम् ॥
कर्णरोगहरश्चैव विषवेगविनाशनम् ॥

॥ ध. नि. ॥

रोहितकौ कटुस्निग्धौ कषायौ च सुशीतलौ ।
कृमिदोषव्रणप्लीहरक्तनेत्रामयापहौ ॥

॥ रा. नि. ॥

रोहितकः प्लीहघाती रुच्यो रक्तप्रसादनः ।
कषायः शीतलः स्निग्धो यकृद्गुल्महरो मतः ॥
नेत्ररोगप्रशमनः क्रिमिघ्नो व्रणनाशनः ॥

॥ भा. प्र. ॥

रोहितको यकृत्प्लीहगुल्मोदरहरः सरः ॥

॥ रा. व. ॥

**चरक**—

१ कफपित्तमेहे—....बैभीतरोहीतककौटजानि । कपित्थपुष्पाणि च चूर्णितानि क्षौद्रेण लिह्यात् कफपित्तमेही ॥ चि. अ-६

२ प्लीहोदरकामलादिसु—रोहितकलतानान्तु काण्डकाः साभयाजले । मूत्रे वा श्रुतमेतच्च सप्तरात्रस्थितं पिबेत् ॥ कामलागुल्ममेहार्शः-प्लीहसर्वोदरक्रमीन् । तद् हन्यात् जाङ्गलरसैः जीर्णैः स्याच्चात्र भोजनम् ॥ चि. अ-१८

३ श्वेतप्रदरे—रोहितकान्मूलकल्कं पाण्डुरे प्रदरे पिबेत् ॥ चि. अ-३०-११४

૪ कुष्ठे—........रोहीतककुटजयवनिम्बाः। सप्तच्छदकरवीरा शस्यन्ते स्नानपानेषु ॥ चि. ७-१२६

વર્ણન—રગતરોહીડાનાં ઝાડ ૧૦થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. એમાં જાડી શાખાઓ થોડી પણ ઝીણી ઝીણી ઘણી શાખાઓ નીકળેલી હોય છે. શાખાઓ સીધી ને બહુધા ઉંચી ચઢતી હોય છે. કોમળ શાખાઓ ઘણીવાર નીચી ઝુકી રહેલી હોય છે. પાન સામસામાં, અને કોઇ કોઇ આંતરે પણ આવેલાં દેખાય છે. પાનનાં ટેળવાં ઘણું કરીને બુટ્ઠાં હોય છે. પાનની બન્ને સપાટી ઘણું કરી એક સરખા લીલા રંગની હોય છે. પાન દાડમડીના પાનને મળતાં હોય છે. પુલ શાખાઓને છેડે સુંદર કેસરીયા રંગનાં શિયાળામાં આવે છે. શીંગો ઉનાળે આવે છે; ૬ થી ૮ ઇંચ લાંબી હોય છે.

જયારે પુલ આવે છે ત્યારે આ ઝાડની શોભા જોવા જેવી હોય છે. એક અંગ્રેજ વિદ્વાન લખે છે કેઃ–" A tree with drooping branches like weeping willow: when in flower, few trees can present a more noble or beautiful sight. This is a rare tree and worthy of cultivation, for the sake of its elegant foliage and showy flowers."

## વૈદ્યકમાં રગતરોહીડાનો ઉપયોગ.

ચરક— ૧ કફપિત્તજન્ય મેહમાં—બહેડાં, રગતરોહીડો, કડો વિગેરેનાં ફુલોનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી પ્રમેહ મટે છે.

ચિ. અ. ૬

૨ પ્લીહોદર, કમળો વિગેરેમાં-રગતરોહીડાના ઝાડની કોમળ શાખાઓના નાના નાના ટુકડાઓને હરડેના કવાથમાં કે ગોમૂત્રમાં સાત દિવસ સુધી રાખી મૂકવા. એ પછી એ ટુકડાઓનું ચૂર્ણ કરી પીવાથી કમળો, ગુલ્મ, પ્રમેહ, હરસ, બરોળ, ઉદર અને કૃમિ વિગેરે મટે છે.

ચિ. ૧૮

૩ સફેદ પ્રદરમાં-રગતરોહીડાના મૂળની છાલનું ચૂર્ણ પીવાથી સફેદ પ્રદર મટે છે. ચિ. ૩૦ ૧૧૪

૪ કુષ્ઠમાં-રગતરોહીડાનો કવાથ સ્નાનમાં, પીવામાં, લેપમાં-દરેકમાં વાપરવો. ચિ. ૭-૧૨૬.

वक्तव्य—ચરકસુશ્રુતમાં रोहीतकનો ઉલ્લેખ છે. ચરકમાં હૃદ્રોગચિકિત્સામાં

રોહીતકની યોજના છે ( चि. ६ स्था. अ. २६-१६ ). સુશ્રુતે પૈતિકકાચમાં ( આંખનો રોગ છે. મોતીયો હશે ? ) નીચેનો પ્રયોગ દર્શાવ્યો છે. पलाशरोहीत-मधूकजा रसाः । क्षौद्रेण युक्ता मदिराग्रमिश्रिताः ।। અર્થાત્ રગતરોહીડાનો સ્વરસ આંખના કામમાં ઉપયોગી હોય એમ જણાય છે, અને નિઘંટુકારોએ પણ તેને ' નેત્રામયાપહ ' કહેલો છે. આની ટીકામાં ડલ્હણે ' रोहितो दाडिमपुष्पतुल्य-पुष्पः '–આવો પરિચય કરાવ્યો છે. આ ઝાડને દાડિમડી જેવાં પાન તો જરૂર છે જ પણ દાડમ જેવાં ફુલ ન કહેવાય એમ મારૂં માનવું છે. ભાગ્યા હાડ ઉપર આની છાલ અકસીર મનાય છે પણ ચરકસુશ્રુતમાં અસ્થિભગ્નચિકિત્સામાં તેનો ઉપયોગ નથી.

બંગાલા તરફ રગતરોહીડો જુદો વપરાય છે. તેનું લેટીન નામ ' એમુરા રોહીતક '–Amoora rohituka છે. તે લીંબડાના વર્ગની વનસ્પતિ છે (N. O. Meliaceæ ).

' રાજનિઘંટુ 'કારે રોહિતકના બે ભેદો દર્શાવ્યા છે:–(૧) લાલ ફુલવાળો રગતરોહિડો અને (૨) સફેદ ફુલવાળો. સફેદ ફુલવાળું ઝાડ મ્હારા જોવામાં તો નથી આવ્યું.

' આયુર્વેદ વિજ્ઞાનમ્ 'ના ૫૬૦ મા પૃષ્ઠ ઉપર રોહિતકનું ચિત્ર આપેલું છે, જે બંગાલ તરફનો રગતરોહિડો હશે એમ લાગે છે.

रोहितो वर्णोऽस्यास्ति इति रोहितकः '–જેની છાલનો અથવા ફુલનો ( સ્પષ્ટ નથી ) રંગ લાલ હોય તેજ રોહિતક ( ભાનુજી દીક્ષિત ). ' रोहितकलता ' શાથી કહ્યું હશે ? જેમ लवली ને लताथी સંબોધેલી છે તેમ આ ઝાડને પણ लता કહીને પહેલાં સંબોધતા હશે એમ જણાય છે.

આ ઝાડ ઠેરેઠેર ઉગાડવાં જોઇએ. બરોળ, ઉદર, કમળો, મૂઢમાર વગેરે પર આનો ગુણ ચોક્કસ જ છે.

**નવ્યમત**—રગતરોહિડો રસાયન, ગ્રાહી, બલ્ય છે. યકૃત્ અને પ્લીહની વૃદ્ધિમાં, મેદમાં અને અશક્તિમાં આ વપરાય છે. ( આર. એન. ખોરી. )

કોમળ શાખાઓની છાલને સિંધ તરફ સીફીલીસમાં વાપરે છે. (મુરે.)

**નોંધ—Tecoma undulata અને Amoora Rohitaka એ બે** ઉપરાંત Rhamnus Wightii ( N. O. Rhamnaceæ ) અને Polygonum glabrum (N. O. Polygonaceæ.)–આ બેને પણ રગતરોહિડા તરિકે ઓળખવામાં આવે છે. મુંબાઇ તરફનાં બજારોમાં આ બન્નેને રગતરોહિડાના નામથી ઓળખે છે. આ ચારમાં ખરો રગતરોહિડો આપણા વાળો જ–Tecoma

undulata-છે એમ માનવામાં જરા પણ વાંધો નથી. તેને વાપરી જોવાથી શંકાશીલોની શંકાઓનું નિરાકરણ થઇ જશે. ધમાંદા હવાખાનાવાળાઓ આ ચારેને વાપરીને ભલે ખાતરી કરી જુએ.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૪૧; રૂ. નિ. પા. ૪૪૭; N. p. 225; Watt VI part IV p. 1; Indi. Medi. Plants p. 943.

---

## ૨૯૨ પાટલા

### N. O. Bignoniaceæ.

નામો—પાટલા, તામ્રપુષ્પી, વસંતદૂતી, અંબુવાસિની (સંસ્કૃત); પાડળ (ગુજરાતી. મરાઠી); પાડેર (હિંદી); કરીંગકુર (મલાયo); પુપાદ્રી (તામીલ); પારૂલગાછ (બંગાલી); પાટુડિ (ઉત્કલ); Steriospermum chelonoides (લેટીન).

परिचय— पाटलापादपः शुद्धः शेलुपत्रः प्रसिद्धकः ।
काष्ठपाटलिका तद्वत् कदंबदलिनी च सा ॥

॥ शिवदत्तः ॥

गुणाः— पाटलाऽरुचिशोथास्त्रश्वासतृट्छर्दिनाशिनी ।
नात्युष्णं तुवरं स्वादु तत्पुष्पं कफवातनुत् ॥
पित्तातिसारदाहघ्नं फलं हिक्कास्रपित्तनुत् ॥

॥ ध० नि ॥

पाटला तु रसे तिक्ता कटूष्णा कफवातजित् ।
शोफाध्मानवमिश्वासशमनी सन्निपातनुत् ॥

॥ रा. नि ॥

पुष्पं कषायं मधुरं हिमं हृद्यं कफास्रनुत् ।
पित्तातिसारदाहघ्नं फलं हिक्कास्रपित्तहृत् ॥

॥ भा. प्र ॥

सितपाटलिका तिक्ता गुरूष्णा वातदोषजित् ।
वमिहिक्काकफघ्नी च श्रमशोषापहारका ॥

॥ ध. नि ॥

सुगंधि विशदं हृद्यं बाकुलं पाटलानि च ॥
सुश्रुत सू. ४६-२८७.

चरक— १ व्रणप्रच्छादनार्थम्–पाटल्याः पिप्पलस्य च। व्रणप्रच्छादने विद्वान् पत्राण्यर्कस्य चादिशेत् ॥ चि. १३–९३

सुश्रुत— २ अश्मर्याम्–पाटलाकरवीराणां क्षारमेवं समाचरेत् ॥ चि. ७–२३

३ हिक्कायाम्–पाटलायाः फलं पुष्पं....।....चत्वारो यूषयोगाः स्युः प्रतिपादप्रदर्शिताः। मधुद्वितीयाः कर्तव्याः ते हिक्कासु विजानता ॥ उ. ५०–२९

४ मूत्रविकारेषु–पाटलाक्षारमाहृत्य सप्तकृत्वः परिश्रुतम्। पिबेन्मूत्रविकारघ्नं संसृष्टं तैलमात्रया ॥ उ. ५८–४६

शोढल— ५ अग्निदग्धव्रणे–सिद्धं कल्ककषायाभ्यां पाटल्याः कटुतैलकम्। दग्धव्रणरुजास्रावदाहविस्फोटनाशनम् ॥ (सद्योव्रणाधिकारे)

वृंद— ६ मूत्राघाते–सतैलं पाटलाभस्म क्षारवद्वा परिस्रुतम् ॥ (मूत्राघाताधिकारे)

વર્ણન—પાટલાનું મોટું ઝાડ થાય છે. ૩ થી ૫ જોડી દલ (leaflets) આવે છે. પાન ગોળાઈ લેતાં, ટેરવે અણીવાળાં અને મોટાં હોય છે. પાનની ડીંટડી $\frac{1}{3}$ થી $\frac{1}{2}$ ઇંચ જેટલી લાંબી હોય છે. ફુલ પીળાશ લેતા રાતા રંગનાં, સુગંધી, ૦॥। ઈંચ જેટલાં લાંબાં હોય છે. પુષ્પાભ્યન્તરકોષની પાંખડીઓ ઉપર, અંદર અને બહાર બહુજ આછી ઝીણી ઝીણી રૂવાંટી હોય છે. ફુલ એપ્રીલ–જુન સુધીમાં હોય છે. મોટી વાંકી શીંગ થાય છે. તેમાં ૧૨ થી ૩૦ બીજ નીકળે છે. દરેક બીજ $\frac{1}{2}$ ઇંચ જેટલાં મોટાં હોય છે.

અયોધ્યાનાં જંગલોમાં, સીકીમમાં ૨૦૦૦ ફીટની ઉંચાઇએ, સીલ્હટ, કાચાર, ચીતાગોંગ, બ્રહ્મદેશ, આસામ વિગેરેમાં આ ઝાડ થાય છે. ફેબ્રુઆરી–માર્ચમાં બધાં પાન ખરી પડે છે. એપ્રીલમાં પાછાં નવાં પાન ફુટે છે. પાન ફુટયા પછી ફુલ ખીલે છે.

આના ફુલને 'વસંતદૂતી' કહેવામાં આવ્યું છે. ફુલ બહુજ સુંદર, લાલ રંગનાં અને સુગંધી હોવાથી સાહિત્યમાં ઠીક વર્ણવાયાં છે. 'ક્ષેમકુતૂહલ'માં તેનાં ફુલ હમેશાં ધારણ કરવાથી શું ફાયદા થાય છે તે દર્શાવેલા છેઃ—पाटलं च महच्छीतं श्लेष्मवातविवर्धनम्। मंदाग्निपित्तदोषघ्नं कर्णव्याधिविनाशनम् ॥ पाटलं धारयेद्यस्तु सम्यग्वाससमन्वितम्। ज्वरमूर्च्छाविपासाघ्नमायुष्यं दाहनाशनम् ॥

મુ. જયકૃષ્ણભાઇએ Kigelia pinnata (N. O. Bignoniaceæ) ને ખોટી પાટલા કહેલી છે.

નૅર્ન સાહેબ લખે છે:-"The flowers are compared by the poets to the quiver of Kama, the god of love (Sir. W. Jones). It is the fragrant Pâtalâ of Hindoo poetry.

## વૈદ્યકમાં પાટલાનો ઉપયોગ.

ચરક— ૧ વ્રણ ઢાંકવા માટે—પાટલાનાં પાનથી વ્રણ ઢાંકવો સારો છે. ચિ. ૧૩-૯૩.

સુશ્રુત— ૨ પથરીમાં—પાટલાનો વિધિસર ક્ષાર કાઢવો અને એ પથરીવાળાને થોડા દિવસ ખવડાવવાથી પથરી નાશ પામે છે. ચિ. ૭ ૨૩.

૩ હેડકીમાં—પાટલાનાં ફુલ અને ફળ બન્નેનું ચૂર્ણ મધ સાથે ચાટવા આપવું. હેડકી મટે છે.

૪ મૂત્રના વિકારોમાં—પાટલાનો ક્ષાર તેલ સાથે પીવાથી અનેક પ્રકારના પેસાબના રોગો મટે છે. ઉ. ૫૮-૪૬.

શોઢલ— ૫ અગ્નિથી દાઝવાથી વ્રણ પડયો હોય તેમાં—પાટલાના મૂળના કવાથમાં પાટલાના મૂળનું ચૂર્ણ કલ્ક તરીકે નાખીને સરસીયું તેલ નાખી વિધિસર પકાવી લેવું. તે ચોપડવાથી દાઝયાની બળતરા, ઘારાં તેમજ વિસ્ફોટક રોગો મટે છે.

વૃંદ— ૬ મૂત્રાઘાતમાં—પાટલાને બાળીને ખાખ કરવી. તે ખાખને ક્ષારની વિધિ પ્રમાણે ગાળી લેવી, અર્થાત્ ક્ષાર કાઢીને તેલ સાથે પીવાડવો.

**વક્તવ્ય**—ચરકે શોથહર દશેમાનિમાં પાટલા યોજેલી છે. પ્રખ્યાત પંચ મહામૂળમાં પાટલાની ગણતરી છે. રસાયનના બન્ને પાઠો બ્રાહ્મરસાયન તેમજ ચ્યવનપ્રાશાવલેહમાં પાટલા યોજાયલી છે. તે વિરેચનોપગ તરિકે યોજાયલી છે. વિષના અધ્યાયમાં એકાદ બે જગોએ તે વપરાયલી છે.

સુશ્રુતે અધોભાગહર તરિકે પાટલાની છાલ ગણાવેલી છે. "तत्र पाटलान्तानां त्वचः" । सू. ૩૯-૪. ખરાબ પાણીમાં તેમજ ઝેરયુક્ત પાણીમાં પાટલાનું પુષ્પ અધિવાસન કરવા સૂચવેલું છે. હરસમાં "पाटलापामार्गबृहतीपलाशक्षारं वा" (चि. ५-१३) આમ કહેલું છે. રક્તાભિષ્યન્દમાં બીજી દવાઓ સાથે પાટલા-પુષ્પ યોજાયલાં છે. મદાત્યયમાં પાટલા યોજાયલી છે.

સફેદ પાટલા પણ થાય છે પણ તેની મ્હને ખબર નથી.

ઉલ્લેખ—Brandis. p. 495; N. p. 225; ઈ. નિ. પા. ૫૦; Indi; medi plants p. 946.

---

## ૨૯૩ ટેંટુ

### N. O. Bignoniaceæ.

નામો—दीर्घवृन्तः, टिण्टुकः, श्योनाकः, पृथुशिम्बः ( સંસ્કૃત ); ટેંટુ ( ગુજરાતી ); ટેન્ટુ ( મરાઠી ); શોણગાછ ( બંગાલી ); Oroxylum Indicum -ઑરોક્સાઈલમ્ ઇન્ડીકમ્ ( લેટીન ).

ગુણાઃ— टिण्टुकः शिशिरस्तिक्तो बस्तिरोगहरः परः ।
पित्तश्लेष्मामवातातिसारकासारुचीर्जयेत् ॥

॥ ध नि ॥

टेण्टुफलं कटूष्णं च कफवातहरं लघु ।
दीपनं पाचनं हृद्यं रुचिकृल्लवणाम्लकम् ॥

॥ रा. नि ॥

श्योणाको दीपनः पाके कटुकस्तुवरो हिमः ।
ग्राही तिक्तोऽनिलश्लेष्मपित्तकासप्रणाशनः ॥
टुण्टुकस्य फलं बालं रूक्षं वातकफापहम् ।
हृद्यं कषायं मधुरं रोचनं लघु दीपनम् ॥
गुल्मार्शःक्रिमिहृत् प्रौढं गुरु वातप्रकोपनम् ॥

॥ भा. प्रा ॥

सुश्रुत— १ अतिसारे—त्वक्पिण्डं दीर्घवृन्तस्य पद्मकेसरसंयुतम् ।
काश्मरीपद्मपत्रैश्चावेष्ट्य सूत्रेण तं दृढम् ।
मृदावलिप्तं सुकृतमङ्गारेष्ववकूलयेत् ।
स्विन्नमुद्धृत्य निष्पीड्य रसमादाय तं ततः ।
शीतं मधुयुतं कृत्वा पाययेतोदरामये ॥ उ अ. ४०

વર્ણન—આ ઝાડ હિમાલયના નજીકના પ્રદેશમાં, યમુના નદીના પૂર્વ પ્રદેશમાં, આસામ, બ્રહ્મદેશ, મલાયા દ્વીપકલ્પ, કોંકણના ઘાટો, આંદામાન વિગેરે ઠેકાણે થાય છે. ગુજરાત કાઠિયાવાડમાં આ ઝાડ જવલ્લેજ દેખામાં આવે છે. ઝાડ ઘણું મોટું થાય છે. લાકડું ઘણું જ પોચું હોય છે. પાન ઘણાં લાંબાં હોય છે. પાંદડાં ( leaflets ) પણ મોટાં હોય છે. શીયાળામાં પાન

ખરી જાય છે. આની શીંગ ઘણી મોટી થાય છે. એક વખત આ શીંગ જોઈ હોય તો ભાગ્યે જ ભૂલાય. શીંગોમાં મોટામાં મોટી શીંગ કહાય આ હશે. કોંકણ તરફ તે બહુ થાય છે. દશમૂળનું આ ઝાડ છે.

## વૈદ્યકમાં ટેંટુનો ઉપયોગ

સુશ્રુત— ૧ અતિસારમાં–ટેંટુની લીલી છાલની લુગદી બનાવી લેવી. તેની ઉપર શીવણ અને કમળનાં પાન લપેટવાં અને દોરો બાંધી દેવો. પછી ઉપર માટીનો થર કરવો. પછી અંગારામાં તે ગોળો મૂકવો. માટી લાલચોળ થાય એટલે ગોળાને અંગારામાંથી લઈ લેવો. ઠંડું પડે એટલે માટી, પાન વિગેરે દૂર કરીને છાલવાળી ચટણીમાંથી રસ નીચોવી લેવો. એ ઠંડા રસમાં મધ નાખીને પીવાથી અતિસાર મટે છે.

ઉ. અ. ૪૦

वक्तव्य—ઘણાખરા અરલુ ( અરડુસો–મહાનિંબ ) અને ટેંટુના નામમાં ગોટાળો કરે છે. કેટલાક તો આ બન્ને ઝાડને એકજ ઝાડ તરિકે ઓળખે છે. નિઘંટુકારોએ પણ ' શ્યોનાકદ્વયમ્ ' કહીને આવો ગોટાળો કરેલો છે. અરલુ ( અરડુસો ) અને ટેંટુના નૈસર્ગિક વર્ગો તદ્દન જુદા છે–બન્નેના ગુણો મળતા હશે ખરા. અરડુસા માટે ' अरलु ' અને આ ઝાડને ' श्योनाक, टेण्टुक ' નામથી મ્હેં ઓળખ્યાં છે.

ચરકે અનુવાસનોપગ, પુરીષસંગ્રહણ, શોથહર અને શીતપ્રશમન વર્ગમાં શ્યોનાકનો ઉલ્લેખ કર્યો છે. અમરકોષમાં શ્યોનાકનાં ૧૨ નામો આપેલાં છે. અરલુ વિગેરે ભેગું જ ગણાયેલું છે. मण्डूकपर्ण, कुटन्नट, शुकनास વિગેરે નામો પરિચય માટે ઠીક છે. मण्डूक इव पर्णमस्य–मण्डूक જેવાં પાન કેમ કહ્યાં હશે ? શુકનાસાના જેવાં પુષ્પ હોય છે માટે શુકનાસ નામ આપેલું છે. कुटन् वक्रीभवन् नटति स्यन्दते इति कुटन्नटः ॥

**Actions & Uses**—As an anodyne the oil is dropped into the ear in otorrhœa. The powder and infusion of the bark combined with opium are sudorific, better than Dover's powder. As an anodyne a bath prepared with the bark is frequently employed in acute rheumatism. It is also used in dropsy.

( Khory II p. 460. )

Dr. B. Evers says:—" I have made a trial of the powder and an infusion of the bark and have found it to be most powerfully

diaphoretic; the drug has slight anodyne properties, also a bath prepared with the bark I have frequently employed in rheumatism. Twenty cases of acute rheumatism were treated with this drug and in all the results have been most satisfactory. The dose of the powder is from 5–15 grains, thrice daily; of the infusion ( 1 ounce of the bark to 10 ounces of boiling water ) an ounce three times a day. Combined with opium it forms a much more powerful sudorific than the compound powder of ipecacuanha. The drug does not possess any febrifuge properties.

[ Indian Medical Gazette. February and March 1875 ].

**ભાવાર્થ**—ટેંટુની છાલથી પકાવેલું તેલ પૂતિકર્ણમાં વપરાય છે. છાલનું ચૂર્ણ અથવા ક્વાથ, અફીણ સાથે સેવન કરવામાં આવે તો 'ડોવર્સ પાઉડર' ના કરતાં શ્રેષ્ઠ પસીનો લાવનાર છે. વેદનાહર તરિકે છાલના ઉકાળા વડે સંધિવાવાળા ભાગ ઉપર સેચન કરવાથી ફાયદો થાય છે. ઉદરરોગમાં પણ આ વપરાય છે. ( ખોરી. )

ડૉ. બી. એવર્સ જણાવે છે:–" છાલનાં ચૂર્ણ અને ક્વાથ બન્ને મ્હેં વાપરી જોયાં છે અને બન્ને ઉત્તમ સ્વેદલ જણાયાં છે. આમાં વેદનાહર ગુણ રહેલો છે; છાલનો ક્વાથ મ્હેં સંધિવાના કેસોમાં બહુ વાપર્યો છે. તીવ્ર સંધિવાના ૨૦ દરદીઓમાં મ્હેં આ દવાનો પ્રયોગ અજમાવ્યો છે અને લગભગ બધા જ કેસોમાં મને આ દવાએ ફાયદો બતાવ્યો છે. છાલના ચૂર્ણની માત્રા ૫ થી ૧૫ ગ્રેનની છે અને ક્વાથ ( ૧ ઔંસ છાલ અને ૧૦ ઔંસ ગરમ પાણી ) એકેક ઔંસ દિવસમાં ત્રણ વખત અપાય છે. અફીણની મેળવણી કરવાથી આ દવા 'કંપાઉન્ડ એપીકાકયુઆના પાઉડર' કરતાં વધારે સ્વેદલ અસર દાખવે છે. જ્વરઘ્ન તરિકે આ દવા કામ કરતી નથી.

( ઇન્ડીયન મેડીકલ ગેઝેટ. ફેબ્રુઆરી માર્ચ. ૧૮૭૫ )

**નવ્યમત**—છાલનું ચૂર્ણ અને હળદરની લુગદી ઘોડાંને પડેલી પીઠ સારી કરનાર છે. ( ગેમ્બલ ).

બીજ રેચક છે. ( જે. જે. વુડના પ્લેન્ટ્સ ઓફ છોટાનાગપુર. પા. ૧૨૫ )

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૪૮; N. p. 224; Brandis p. 496; Indi. Medi. Plants p. 939.

# तिक्तगोक्षुरादि वर्ग

**N. O. Pedalineæ.**

## २९४ तल.

**नाभोः**–तिलः (कृष्ण, श्वेत) (संस्कृत); तल (गुजराती); तिल (मराठी; हिंदी); कुंजद (फ़ारसी); सिमसिम् (अरबी); तिल (बंगाली); Sesamum–सीसेमम् (अंग्रेजी); Sesamum Indicum–सीसेमम् ईन्डीकम् (लेटीन).

**गुणाः**—

तिलो रसे कटुस्तिक्तो मधुरस्तुवरो गुरुः ।
विपाके कटुकः स्वादुः स्निग्धोष्णः कफपित्तनुत् ॥
बल्यः केश्यो हिमस्पर्शः त्वच्यः स्तन्यो व्रणे हितः ।
दन्त्योऽल्पमूत्रकृत् ग्राही वातघ्नोऽग्निमतिप्रदः ॥

॥ ध. नि ॥

स्निग्धो वर्णबलाग्निवृद्धिजननः स्तन्यानिलघ्नो गुरुः
सोष्णः पित्तकरोऽल्पमूत्रकरणः केश्योऽतिपथ्यो व्रणे ।
संग्राही मधुरः कषायसहितः तिक्तो विपाके कटुः
कृष्णः पथ्यतमः सितोऽल्पगुणदः क्षीणास्तथान्ये तिलाः ॥

॥ रा. नि. ॥

पिण्याकं मधुरं रूक्षं तीक्ष्णं नेत्रविकारकृत् ।
मलापष्टम्भकं रक्तं कफवातप्रमेहनुत् ॥
पितास्त्रबलपुष्टिञ्च ददातीति भिषङ्मतम् ॥ नि. रा. ।
तिलो विपाके मधुरो बलिष्ठः स्निग्धो व्रणालेपन एव पथ्यः ।
दन्त्योऽग्निमेधाजननोऽल्पमूत्रः त्वच्योऽथ केश्योऽनिलहा गुरुश्च ॥

॥ राजवल्लभः ॥

तैलं स्नेहोत्तमं प्रोक्तं तिलजं तिलसम्भवम् ।
कषायं च रसे स्वादु सूक्ष्ममुष्णं व्यवायि च ॥
पित्तलं बद्धविण्मूत्रं न च श्लेष्माविवर्द्धनम् ॥

॥ ध. नि ॥

तिलतैलमलंकरोति केश्यं मधुरं तिक्तकषायमुष्णतीक्ष्णम् ।
बलकृत् कफवातजन्तुखर्जूव्रणकण्डूतिहरं च कान्तिदायि ॥

॥ रा. नि ॥

तिलतैलं गुरुस्थैर्यबलवर्णकरं सरम् । वृष्यं विकाशि विशदं मधुरं रसपाकयोः ॥ सूक्ष्मं कषायानुरसं तिक्तं वातकफापहम् ॥ वीर्येणोष्णं हिमं स्पर्शे बृंहणं रक्तपित्तकृत् ॥ लेखनं बद्धविण्मूत्रं गर्भाशयविशोधनम् । दीपनं बुद्धिदं मेध्यं व्यवायि व्रणमेहनुत् ॥ श्रोत्रयोनिशिरः शूलनाशनं लघुताकरम् । त्वच्यं केश्यं च चक्षुष्यं अभ्यंगे भोजनेऽन्यथा ॥ छिन्नभिन्नच्युतोत्पिष्टमथिते क्षतापिच्चिते । भग्नस्फुटितविद्धाग्निदग्धविश्लिष्टदारिते ॥ तथाभिहतनिर्भुग्नमृगव्याघ्रादिभिः क्षते । बस्तौ पानेऽन्नसंस्कारे नस्ये कर्णाक्षिपूरणे ॥ सेकाभ्यंगावगाहेषु तिलतैलं प्रशस्यते ॥

॥ भा प्र. ॥

चरक—

१ अर्शःसु—....तिलकल्कैः....सुखोष्णैः स्नेहसंयुतैः....स्वेदयेत् पोट्टलीकृतैः ॥ चि. ९.

२ रक्तार्शःसु—नवनीततिलाभ्यासात्....अर्शांसि अपयान्ति रक्तानि॥ चि. ९

३ प्रवाहिकायाम्—कल्कः स्याद् बालबिल्वानां तिलकल्कश्च तत्समः। दध्नः सरोऽम्लः स्नेहाढ्यः खडो हन्यात् प्रवाहिकाम्॥ चि. १०.

४ व्रणोपनाहने—सतिलाः....दध्यम्लाः....शक्तुपिण्डिका....शस्ता स्यादुपनाहने ॥ चि. १३.

५ मारुतोत्तरे व्रणे—सदाहा वेदनावन्तो ये व्रणाः मारुतोत्तराः। तेषां तिलान्युमाश्चैव भृष्टान् पयसि निर्वृतान् ॥ चि. १३

वाग्भट—

६ वातरक्ते—लेपः पिष्टाःसतिलास्तद्वत् भृष्टाः पयसि निर्वृताः ॥ चि. २२.

७ पोषणार्थम् दन्तदृढीकरणार्थञ्च—
दिने दिने कृष्णतिलप्रकुञ्चं समश्नतां शीतजलानुपानम् ।
पोषः शरीरस्य भवत्यनल्पो दृढीभवन्त्यामरणाच्च दन्ताः ॥
उ. ३९

८ तृष्णायाम्—सर्वाण्यङ्गानि लिम्पेच्च तिलपिण्याककाञ्जिकैः। चि. ६

हारीत— ९ मूत्ररोधे—यस्तिलकाण्डक्षारं दधिमस्तुसंमिश्रितं पिबेत् ।
स नरश्च मूत्ररोधं हत्वा सद्यः सुखमाप्नोति ॥ चि. ३०

चक्रदत्त— १० वातशूले—तिलैश्च गुडिकां कृत्वा भ्रामयेज्जठरोपरि ।
गुडिका शमयत्येषा शूलञ्चैवातिदुःसहम् ॥

११ अश्मर्याम्—तद्वन्मधुदुग्धयुक्ता त्रिरात्रं तिलनालभूतिश्च ॥

भावप्रकाश— १२ आमवाते—कल्कमद्याद्वा तिलविश्वयोः ॥

१३ व्रणशोधनरोपणे—वर्तिस्तिलानां कल्को वा शोधयेत् रोपयेद्व्रणम् ॥

१४ सूर्यावर्ते—क्षीरपिष्टैस्तिलैः स्वेदः ॥

१५ मांसभक्षणजाजीर्णे—मांसानि सर्वान्यपि यान्ति पाकं।
क्षारेण सद्यः तिलनालजेन ॥

१६ इन्द्रलुप्ते—गोक्षुरस्तिलपुष्पाणि तुल्यं च मधुसर्पिषी ।
शिरः प्रलेपितं तेन केशैः समुपचीयते ॥

वंगसेन— १७ रक्तातिसारे—बदरीमूलकल्कन्तु तिलकल्कं तथैव च ।
संगृह्य स्वरसं तेषामजाक्षीरेण योजयेत् ॥

१८ नेत्ररोगे—स्नानं कृष्णतिलैश्चापि चक्षुष्यं तिमिरापहम् ॥

वैद्यमनोरमा— १९ पादयोः तोदे—दीर्घमार्गगमनेन पादयोः तोदमस्ति यदि तैलमर्दनम् । कोष्णतोयपरिषेचनं निशि प्रोन्नताङ्घ्रिशयनं च शस्यते ॥

२० स्थौल्ये—अतिस्थूलशरीरो यः तिलतैलं प्रगे पिबेत् ॥

२१ भग्ने नम्रे वा अस्थ्नि—भग्ने नम्रे जाठरे वाऽस्थ्नि सम्यक् स्थाने स्थाने संनिवेश्याम्बरेण । तैलाक्तेनोद्बध्य तैलैः सलोष्णैः सिञ्चेच्छेषं वातभैषज्यवच्च ॥

राजमार्तण्ड— २२ भल्लातकोत्थश्वयथौ—हैयंगवीनं महिषीसमुत्थं पयःप्रपिष्टैः संहितं तिलैर्येत् । अभ्यङ्गयोगेन तदामनन्ति भल्लातकोत्थश्वयथुं निहन्ति ॥

શોઢલ— २३ वातरोगे–न तैलसदृशः स्नेहः मारुतस्य निबर्हणः ।
न हि वायुश्च तैलं च चिरं गात्रेषु तिष्ठतः ॥
बृंहणार्थे तिला मुख्या वातरोगविनाशनाः ।
गुडमिश्रान् तिलान् खादेत्....॥

## વૈદ્યકમાં તલનો ઉપયોગ.

ચરક— ૧ હરસમાં—તલની પોટીસ કરીને શેક કરવો. ચિ. ૯

૨ દુઝતા હરસમાં—માખણ અને તલના સતત સેવનથી હરસ મટે છે. ચિ. ૯

૩ મરડામાં—કુમળાં બીલાંનો ગર્ભ અને તલ સમાન ભાગે લઇ ખાટા દહીં અને તેલ વિગેરેમાં ખડ બનાવી લઇ ખાવો. ચિ. ૧૦

૪ વ્રણ ઉપર શેક માટે—તલને ખાંડી, ખાટું દહીં નાખીને પોટીસ કરી શેક કરવો.

૫ વાતજન્ય વ્રણમાં—તલ અને અળસીને ખાંડીને સ્હેજ શેકીને દુધમાં રાંધી ઘટ્ટ થાય એટલે તેનો લેપ મારવો. ચિ. ૧૩

વાગ્ભટ— ૬ વાતરક્ત (gout) માં—તલને શેકી નાખી ઝીણુ બારીક વાટી દુધમાં પીસીને લેપ કરવો. ચિ. ૨૨

૭ પોષણ માટે અને દાંત મજબુત કરવા માટે—હમેશાં એક ખોબો ભરી કાળા તલ ખાઇ જવા (સારી રીતે ચાવીને). ઉપરથી શીતલ જલ પી જવું. આ પ્રમાણે લાંબા વખત સુધી કરવાથી પોષણ મળે છે અને દાંત વજ્ર જેવા મજબુત થાય છે.

૮ તરસ લાગતી હોય ત્યારે—તલના ખોળને કાંજીમાં ઘુંટીને આખા શરીરે ખરડ કરવો. ચિ. ૩

હારીત— ૯ પેસાબ બંધ થઇ ગયો હોય તો—તલનાં તલસરાંને બાળીને ક્ષાર કાઢી લેવો (વિધિસર). એ ક્ષાર દહીંની તર સાથે પીવાથી પેસાબ છુટી જાય છે અને સુખી થાય છે. ચિ. ૩૦

ચક્રદત્ત— ૧૦ વાતશૂળમાં—તલને વાટીને મોટા ગોળા કરી લેવા. આ

ગોળાઓ પેટ ઉપર ફેરવવાથી વાતશૂલ મટે છે.

૧૧ પથરીમાં—તલસરાંનો ક્ષાર મધ અને દુધ સાથે ચાટી જવો.

ભાવપ્રકાશ-૧૨ સંધિવામાં—તલ અને સુંઠનું ચૂર્ણ હમેશાં ખાવું.

૧૩ વ્રણશોધન અને રોપણ માટે—તલની વાટ વ્રણના શોધન અને રોપણ માટે ઉત્તમ છે. વાટની જરૂર ન હોય તો પોટીસ કરીને મારવાથી પણ એવોજ ફાયદો થાય છે.

૧૪ દિવસ ઉગે માથું દુખવા માંડે તો—તલની દુધમાં પોટીસ બનાવીને તે ભાગ ઉપર શેક કરવો.

૧૫ માંસનું અજીર્ણ થયું હોય તો-તલસરાંનો ક્ષાર ખાવાથી મટે છે.

૧૬ માથાની ટાલમાં-ગોખરૂનું ચૂર્ણ, તલનાં ફુલ, મધ અને ઘી સમાન ભાગ લઇ તે સાથે વાટી લેપ કરવો. વાળ ફરીથી ઉગવા લાગશે.

બંગસેન— ૧૭ રક્તાતિસારમાં-બોરડીના મૂલની છાલનું ચૂર્ણ અને તલ સમાન ભાગે લઇ બકરીના દુધ સાથે ખાવું.

૧૮ આંખના રોગમાં-કાળા તલના કવાથથી સ્નાન કરવું એ આંખો માટે હિતકર છે અને તિમિર-ઝાંખ મટાડનાર છે.

વૈદ્યમનોરમા-૧૯ પગમાં ફાટ થતી હોય તો-લાંબી ખેપ કરી હોય અને પગમાં ફાટ થતી હોય તો તેલનું માલીશ કરાવવું અને રાત્રે ગરમ પાણીથી પગ ઝારવા.

૨૦ બહૂ સ્થૂલ શરીર હોય તો-સવારમાં તલનું તેલ પીવું.

૨૧ હાડકું ઘડપણને લીધે ભાગી ગયું હોય અથવા વળી ગયું હોય તો-હાડકું બરાબર બેસાડીને પછી તેલમાં કપડાં બોળી બોળીને તે તે ભાગ ઉપર લપેટીને પાટા બાંધવા; અથવા સ્હેજ સાજ ગરમ તેલથી તે ભાગ ઉપર સેચન કરવું.

રાજમાર્તંડ—૨૨ ભીલામાં ઉડવાથી જે સોજો થાય છે તેમાં-તલને ભેંસના ઘી અને દુધ સાથે સારી રીતે લસોટીને તે વડે સોજાવાળા ભાગ ઉપર માલીશ કરાવવું.

શોઢલ— ૨૩ વાયુના રોગમાં-તલ ખાવાથી શરીરમાં શક્તિ આવે છે અને વાયુના રોગ મટે છે. તલમાં ગોળ મીલાવી ખાવા.

નવ્યમત—યુ. એસ. ડીસ્પેન્સેટરીના તંત્રીએ તલનું તેલ "ઑલીવ ઑઇલ"ની જગોએ ઘણાં વર્ષો સુધી વાપર્યું છે; અને તે સારૂં કામ આપે

છે એમ તે જણાવે છે. તલમાં ઉત્તમ રજઃપ્રવર્તક શકિત છે અને દેશીઓ તેમજ ઇન્ડો-બ્રીટનો પણ માને છે કે તલ બહુ પ્રમાણમાં ખાવાથી ગર્ભપાત થઇ જાય છે. એક મુઠ્ઠીભર તલને ખાંડીને ગરમ પાણીમાં નાખીને તેમાં અલ્પ પીડિતાર્તવવાળી સ્ત્રીને બેસાડવાથી બહુ જ સારૂં પરિણામ આવે છે એમ એ તંત્રીને બહુ જ વજનદાર માણસે કહેલું છે. તલની આ રજઃપ્રવર્તક શક્તિની હજુ વધુ શોધખોળ થવાની જરૂર છે. તલનાં પાન યુ. એસ. ફાર્માકોપીયામાં ઓફીસીયલ છે. પાનમાં ગુંદર જેવી ચીકાશ છે જે પાણીમાં નાખતાં છુટી પડી જાય છે. દક્ષિણ અમેરિકાનાં પરગણાંમાં આનો ઉપયોગ ઠંડક તરિકે કરવામાં આવે છે. તાજા મોટાં ૧ કે ૨ પાન ૦॥ પીંટ ઠંડા પાણીમાં ચોળી નાખવાથી પાણી કામમાં લેવા જેવું થાય છે. પાન સૂકાં લેવાં હોય તો પાણી ગરમ લેવું પડે છે. ઠંડી પોટીસ તરિકે પાન વપરાય છે. ( યુ. એસ. ડીસ્પેન્સેટરી. પા. ૭૧૪ ). આવી રીતે હિંદુસ્તાનમાં થતાં પાનનો ઉપયોગ કેટલે દરજ્જે થઈ શકે તે શંકાસ્પદ છે. ( Ph. Indi )

ડૉ. ઈવર્સ જણાવે છે-" મ્હેં પાનમાંથી જે ગુંદર જેવો ચીકણો પદાર્થ નીકળે છે તે આમાતિસારના ૧૬ દરદીઓ ઉપર વાપરી જોયો છે અને દરેકને સારૂં થઈ ગયેલું પણ છે. પણ ૬-૭ દિવસ સુધી એનો ઉપચાર કરવો પડે છે. પણ મારે કબુલ કરવું જોઇએ કે મ્હારા હાથમાં આવેલા કેસો બહુ જક્કી ( virulent type ના ) ન હતા. ઔષધ શીત છે. એમાં અફીણ ઉમેરવાથી એનું કામ વધી શકે છે. મ્હેં અલ્પપીડિતાર્તવના ૩ કેસોમાં ૧૦ ગ્રેનની માત્રામાં દિવસમાં ૩ થી ૪ વખત તલ વાપર્યા છે અને તે ત્રણેમાં મને સારો ફાયદો જણાયો છે. વૉરીંગે જણાવેલો હીપ-બાથ ( કટિસ્નાન ) પણ મ્હેં અજમાવ્યો હતો. બહુ ખાવાથી ગર્ભવંતીનો ગર્ભસ્રાવ થઇ જાય છે એમ જો કે સાધારણ રીતે મનાય છે, પણ મ્હારા દેખવામાં એવો એક પણ કેસ નથી આવ્યો. "

મ્હને ગનોરીયામાં નીચેનું પ્રીસ્ક્રીપ્શન કોપેબા અને લીકર પોટાસી કરતાં પણ વધારે અકસીર જણાયલું છેઃ—

| | |
|---|---|
| તલનું તેલ | ૨૦ ટીપાં. |
| ઍકવા કૅલ્સીસ | ૨૦ ટીપાં. |
| પાણી | ૩ ડ્રામ. |

( ઑન૦ સર્જન. મૉરીસ. વૉટ ડીક્ષનેરીમાં )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૭૮; N. p. 226; Indig. Drugs. p. 291; Indi. Medi. Plants p. 952

# वासादि वर्ग

## N. O. Acanthaceæ.

### २९५ ઉટીંગણુ

**નામો**—चतुष्पत्री, मस्तकमंजरी, स्वस्तिकः, शितिवारकः, सुनिषण्णकः ( સંસ્કૃત ); ઉટીંગણુ, ચોપાનીવેલ ( ગુજરાતી ); ઉટગન ( મરાઠી ); ઉતંજન ( હિંદી ); Blepharis boerhaviœfolia–બ્લૅફેરીસ બોરહેવીફોલીયા ( લેટીન. )

**परिचय**— चांगेरीसदृशैः पत्रैः चतुर्दल इतीरितः ।
शाको जलान्विते देशे चतुष्पत्रीति चोच्यते ।

॥ भा. प्र ॥

**गुणाः**— सुनिषण्णो हिमो ग्राही मोहदोषत्रयापहः ।
अविदाहि लघुः स्वादुः कषायो रूक्षदीपनः ॥
वृष्यो रुच्यो ज्वरश्वासमेहकुष्ठभ्रमप्रणुत् ।
सुनिषण्णकबीजं तु मूत्रकृच्छ्रनिवारणम् ॥

॥ भा. प्र ॥

सुनिषण्णो लघुर्ग्राहि वृष्योऽग्निकृत् त्रिदोषहा ।
मेधारुचिप्रदो दाहज्वरहारी रसायनः ॥

॥ शोढलः ॥

सुनिषण्णोऽग्निकृत् वृष्यो गुरुर्ग्राही त्रिदोषजित् ।
शितिवारस्तु संग्राही कषायः सर्वदोषाजित् ॥

॥ ध. नि ॥

शितिवारस्तु संग्राही कषायोष्णास्त्रिदोषाजित् ।
मेधारुचिप्रदो दाहज्वरहारी रसायनः ॥

॥ रा. नि ॥

अविदाही त्रिदोषघ्नः संग्राही सुनिषण्णकः ॥

॥ राजवल्लभः ॥

**चरक**— १ वातकासिनः शाकार्थम्–शस्यते वातकासे तु....। चि. २२–७९

२ विषार्त्तानां शाकार्थम्—वार्ताकुसुनिषण्णकाः....। ....विषार्त्तानां भिषग्जितम् ॥ चि. २५–२२१

३ उरुस्तंभे—सुनिषण्णक....आरग्वधः पल्लवैः । शाकैरलवणैरद्याज्ज-लतैलोपसाधितैः ॥　चि. २७–२५

४ मूत्रकृच्छ्रे–तक्रेण युक्तं शितिवारकस्य बीजं पिबेत् कृच्छ्रविनाशहेतोः॥
चि. २६—५४, ५८

५ वातरक्ते शाकार्थम्–सुनिषण्णक....घृतमांसरसे भृष्टं शाकसा-त्म्याय दापयेत् ॥　चि. २९—४९

सुश्रुत—　६ दृष्टेः हितार्थम्—जीवन्तीशाकं सुनिषण्णकं च........दृष्टेः हितं शाकम् ॥　उ. १७–५०

७ रक्तपित्तिनः शाकार्थं—पटोलशेलुसुनिषण्णयूथिका ....हितं च शाकं घृतसंस्कृतं सदा ॥　उ. ४५–१६

वैद्यमनोरमा– ८ व्रणे—सुनिषण्णकल्कलेपः तद्वत्........व्रणं हन्यात् ॥
पृ. ५०. श्लो–११०

વર્ણન—ઉટીંગણના છોડવા વેલા જેવા ચોમાસામાં ઘણા ઉગી નીકળે છે. તે ૧ થી ૪ ફીટ લાંબા વધે છે. તેની શાખાઓ વાડની ઓથ લઇને તે ઉપર ચઢે છે કે જમીન ઉપર પથરાઇ રહેલી માલમ પડે છે. એની ડાંડી અને શાખાઓ સુતળી જેવી જાડી હોય છે. તે લીલા રંગની હોય છે. તેના ઉપર સફેદ વાળની રૂંછાળ હોય છે. ડાંડી અંદરથી પોકળ હોય છે. ગાંઠે ગાંઠે તે સ્હેજ જાડી થયેલી હોય છે. પાન દરેક ગાંઠ આગળથી ચાર ચાર નીકળેલાં હોય છે, અને તે ચારે દિશાએ પથરાયેલાં હોય છે. પાનની ઉપરની સપાટી લીલા રંગની અને નીચેની ફીક્કા લીલા રંગની હોય છે. પાન પાતળાં થાય છે. હાથ ફેરવતાં તે બન્ને સપાટીએ ખરસટ લાગે છે. પાન ઉપર રૂંછાળ હોય છે. પાન બન્ને છેડે સાંકડાં અને વચમાં પહોળાં હોય છે; તેમને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. પાન ૦।। થી ૧।।, ૨ કે ૨।। ઇંચ લાબાં હોય છે. પાનનો સ્વાદ ખટાશ લેતો તુરો લાગે છે. ફુલ પત્રકોણમાંથી અક્કેકું નીકળેલું હોય છે. પુષ્પબાહ્યકોષનાં છ પત્રો હોય છે અને પુષ્પાભ્યન્તરકોષનાં પાંચ પત્રો હોય છે. ફુલ ઘણાં, આસમાની રંગનાં, કે ગુલાબી રંગનાં આવે છે. ફલ નાનાં, લીસાં, ચળકતાં, ભુરારંગનાં હોય છે. પુંકેસરો ૪ ( બે નાનાં અને બે મોટાં ) અને સ્ત્રીકેસર ૧ હોય છે. બીજ ચપટાં અને ગોળાઇ લેતાં ભુરા રંગનાં હોય છે. ભીનાં કરવાથી તે ઉપર ચીકણો લુવાબ આવે છે.

## વૈદ્યકમાં ઉંટીંગણનો ઉપયોગ

ચરક— ૧ વાતજન્ય ખાંસીવાળા માટે-ઉટીંગણનું શાક પ્રશસ્ત છે. ચિ. ૨૨–૭૯

૨ કોઇ પણ જાતનું ઝેર ચઢયું હોય તેના માટે-ઉટીંગણનું શાક સારૂં છે. ચિ. ૨૫–૨૨૨

૩ ઉરૂસ્તંભવાળાને-ઉટીંગણનું શાક મીઠા વગરનું, જલ અને તેલમાં જ પકાવેલું આપવું. ચિ. ૨૭–૨૫

૪ મૂત્રકૃચ્છ્રમાં-ઉટીંગણનાં બીજ છાશ સાથે પીવાં. ચિ. ૨૬–૫૮

૫ વાતરક્તવાળાએ-ઘી અને માંસના રસમાં પકાવેલું ઉટીંગણનું શાક ખાવું. ચિ. ૨૯–૪૯

સુશ્રુત— ૬ આંખના રોગીઓ માટે-ઉટીંગણનું શાક હિતકર છે. ઉ. ૧૭–૫૦

૭ રક્તપિત્તવાળા દરદીઓ માટે-ઘીમાં પકાવેલું ઉટીંગણનું શાક સરસ છે. ઉ. ૪૫–૧૬

વૈદ્યમનોરમા-૮ વ્રણ ઉપર-ઉટીંગણનાં પાનની લેપડી લગાવવી.

**વક્તવ્ય**—ભાવમિશ્રે આપેલો પરિચય જોતાં તો ઉટીંગણ એજ સુનિષણ્ણક લાગે છે. ચાંગેરીનાં પાન જેવાં પાન ઇત્યાદિ ઉટીંગણને બરાબર લાગુ પડે છે. ચાંગેરી જો કે સંદિગ્ધ છે ( ચાંગેરી માટે જુઓ. 'આયુર્વેદવિજ્ઞાન'ના પુસ્તક પાંચમાના ચોથા અંકમાં રા. રા. સુ. ગુરૂવર્યશ્રી અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણીનું ચર્ચાપત્ર ) પણ બીજું ઓળખાણ તો ઉટીંગણને જ આબાદ લાગુ પડે છે. जलान्वित દેશનું શાક, ચતુષ્પત્રી—આ ઉટીંગણનો બરાબર બંધબેસતો પરિચય કરાવે છે. ચર્ચાપત્રમાં સુ. જાદવજીભાઇ જે ચાંગેરી ( ચાર પાનવાળી ) બતાવે છે તે આજ ઉટીંગણ હશે એમ મને તો લાગે છે. બંગાલના સ્વ. કવિરાજ વિરજાચરણ ગુપ્ત તેમના "વનૌષધિદર્પણ"માં સુનિષણ્ણકનો પરિચય બરાબર ઉટીંગણ જેવો જ કરાવે છે. વળી તે "ભાષાનામ"ના હેડીંગમાં ગુજરાતી નામ પણ "ઉટીંગણ" આપે છે. ચાંગેરી સુનિષણ્ણકથી જુદી જ વસ્તુ છે એ તો નિર્વિવાદ વાત છે. ચરકમાં સુનિષણ્ણકચાંગેરીઘૃત છે.

સુશ્રુતટીકાકાર ડલ્હણાચાર્ય "सुनिषण्णकः शिरवालिका, चतुष्पर्णीत्यपरे" આમ ઘણી જગ્યાએ લખે છે. ભાવમિશ્રે જે પરિચય આપ્યો છે તે ડલ્હણા-

ચાર્યે પણ ટાંકેલો છે ( જુઓ. સુશ્રુત. સૂત્રસ્થાન અ. ૪૬–૨૬૨ ). શ્રીકંઠ પણ " सुनिषण्णकः चतुष्पत्रा, अन्ये शिखिलिकामाहुः । " ( अ २०–२५ ) એમ જણાવે છે. शितिमारकः નો વાગ્ભટટીકાકાર અરૂણદત્ત કરંજ અર્થ કરે છે. शितिमारक નો પર્યાય તો ઘણાખરા ટીકાકારો " शालिञ्चः " આપે છે. અરૂણદત્ત સુનિષણ્ણકનો પરિચય નીચે પ્રમાણે આપે છેઃ–" स्वस्तिकाह्वयो जलमध्ये भवति । पत्रैः चांगेरीतुल्योऽग्निकरोऽपि वृष्यः । " ( सू १५-१७ ). " શિતિમાર " એ સુનિષણ્ણકનો જ પર્યાય છે એમ તો શોઢલ, રાજનિઘંટુ, ધન્વન્તરીય નિઘંટુ વિગેરે જણાવે છે. વળી જે એક ઠેકાણે વાગ્ભટટીકાકાર અરૂણદત્ત શિતિમારકનો અર્થ કરંજ આપે છે તે મૂત્રકૃચ્છ્રના અધ્યાયમાં છે. ઉટીંગણનો ગુણ–" મૂત્રલ, ધાતુપૌષ્ટિક અને ઉપલેપક " છે એમ અર્વાચીન દ્રવ્ય–ગુણવેત્તાઓ પણ કબુલ રાખે છે. વળી વાગ્ભટના " पिचुकां कोल्लकतक....फलैः । पीतमुष्णाम्बुना सगुडं शर्करापातनं परम् ॥ " એ શ્લોકમાં पिचुकः शितिवारकः એમ ટીકાકાર જણાવે છે. કરંજનાં બીજનો મૂત્રલ તરિકેનો સ્વતંત્ર ઉપયોગ મારા જોવામાં ક્યાંયે નથી આવ્યો. ફક્ત ભાવમિશ્ર એના ફળને ' तत्फलं कफवातघ्नं मेहार्शःकृमिकुष्ठजित् " જણાવે છે. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે શિતિવારક એ ઉટીંગણ જ છે–કરંજ નહિ. ' વૈદ્યકશબ્દસિંધુ 'કાર પણ " शितिवारः सुनिषण्णकशाके " એમ જણાવે છે અને ' शितिमारकम् शालिञ्चशाके ' દર્શાવે છે.

સુશ્રુત સુનિષણ્ણકને કષાયવર્ગમાં ગણાવે છે ( સૂ ૪૨-૧૮ ). " अथ सर्वप्राणिनामयमाहारार्थं वर्ग उपदिश्यते–એ હેર્ડાંગમાં સુનિષણ્ણક પણ ગણાવે છે ( સૂ. અ. ૫ ). વાગ્ભટ સુનિષણ્ણકને " अग्निकृद्वृष्यः । " ગણાવે છે. सुनिषण्णक, स्वस्तिक, शितिमारक જેવા શબ્દો વૃદ્ધત્રયીમાંથી મળી આવે છે, પણ चतुःपत्री શબ્દ તેમાં જણાયો નથી.

ઉટીંગણ એ सुनिषण्णक ચોક્કસ છે એમ ઉપરનાં પ્રમાણોથી તો સમજાય છે. પણ આથી ચાંગેરીની સંદિગ્ધતા મટતી નથી, પણ એ ઉપરથી ચાંગેરી ઉપર સ્હેજસાજ પ્રકાશ પડે છે. ડૉ. કીર્તિકર **B. edulis** ને ઉટીંગણ કહે છે.

**નવ્યમત**—ઉટીંગણને વૈદ્યકીય જગત્ સમક્ષ મૂકનાર પહેલવહેલો ડૉ. રૉયલ હતો. એણે આ છોડને ' અર્ટીકેસી ' વર્ગમાં ગણ્યો હતો. હોનીગબર્જરે વીયેનાના કોઈ બોટેનીસ્ટ પાસે આ બીજ તપાસાવ્યાં હતાં અને તે ' એકેન્થેસી ' વર્ગનાં જણાયાં હતાં. લાહોરવાળા ડૉ. બર્ટન બ્રાઉને આ બીજને બરાબર ઓળખેલાં છે. આ બીજ સાવવર્ધક, શીત, મૂત્રલ, વાજીકરણ, કફઘ્ન અને રસાયન છે. ( ડીમક ).

**નોંધ**—અત્યાર સુધી ઉટીંગણને ' સુનિષણ્ણક ' માની ઉપરનું વિવેચન કર્યું છે પણ જ્યારે કચ્છ–માંડવીવાળા શેઠ રા. ગોકુલદાસ ખીમજીએ મને

ખંડાલા ટેંક ( પોરબંદર ) આગળ પાણીવાળી જગોમાં ઉગેલો એક બરાબર ચાંગેરીના પાન જેવાં જ પાનવાળો, તેવા જ આકારવાળો એક ચાર પાનનો છોડ બતાવ્યો ત્યારે ખરૂં સુનિષણ્ણક તે ઉટીંગણ નહિ પણ આ નવો છોડ જ એમ મને લાગ્યું. આ નાના છોડને રા. જયકૃષ્ણભાઈ જલકપાસીઆ ( Marsilea quadrifolia. N. O. Marsileaceæ. Dalzell. p. 301 ) કહે છે. તે પાણીમાં જ થાય છે. બરાબર ચાંગેરી ( Oxalis corniculata. N. O. Oxalideæ ) જેવાં જ પાન થાય છે.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 960; વ. શા. પા. ૫૫૪; રૂ. નિ. પા. ૭૦; N. p. 234.

---

## ૨૯૬ એખરો

### N. O. Acanthaceæ.

**નામો**—कोकिलाक्षः, इक्षुरकः ( સંસ્કૃત ); એખરો ( ગુજરાતી ); કાલસન્દ ( મરાઠી ); તાલીમખાના ( હિંદી ); Hygrophila spinosa—હાઇગ્રોફીલા સ્પાઇનોસા ( લેટીન ).

**परिचय**— कंटकी दीर्घपत्रश्च पल्वलेषु प्ररोहति ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— क्षुरकः शीतलो वृष्यः स्वाद्वम्लः पित्तलस्तथा ।
तिक्तो वातामशोथाश्मतृष्णादृष्ट्यानिलास्रजित् ॥

॥ भा. प्र ॥

कोकिलाक्षस्तु मधुरः शीतः पित्तातिसारनुत् ।
वृष्यः कफहरो बल्यो रुच्यः संतर्पणः परः ॥

॥ रा. नि ॥

कोकिलाक्षस्य बीजं तु शीतं स्वादु कषायकम् ।
तिक्तं वृष्यं गुरुर्बल्यं ग्राहकं गर्भस्थापकम् ॥
कफवातकरं चैव मलस्तंभकरं तथा ।
रक्तदोषं च दाहं च पित्तं चैव विनाशयेत् ॥
पर्णं च स्वादु तिक्तं स्याच्छोथशूलविषापहम् ।
आनाहं वातमुदरं पाण्डुरोगं च नाशयेत् ॥

बंधं च मलमूत्राणां वातस्यैव च नाशयेत् ।
वृद्धस्य कोकिलाक्षस्य गुणास्तस्य समानमताः ॥
॥ नि. र ॥

सुश्रुत— १ वाजीकरणार्थ–स्वयंगुप्तेक्षुरकयोः फलचूर्णं सशर्करम् । धारोष्णेन नरः पीत्वा पयसा न क्षयं व्रजेत् ॥ चि. २६–३३

वाग्भट— २ वातरक्ते–कोकिलाक्षकनिर्यूहः पीतस्तच्छाकभोजिना । कृपाभ्यास इव क्रोधं वातरक्तं नियच्छति ॥ चि. २२—१८

चक्रदत्त— ३ शोथे—शोथनुत् कोकिलाक्षस्य भस्म मूत्रेण वाऽम्भसा ॥

वंगसेन— ४ सुखप्रसवार्थम्—सितया चर्वणं कृत्वा कोकिलाक्षस्य मूलकम् । तत्कर्णपूरणेनाशु सुखं नारी प्रसूयते ॥

हारीत— ५ निद्राजननार्थम्—काकजंघात्वपामार्गः कोकिलाक्षः....। क्वाथो निद्राकरः शीघ्रं मूलं वा बान्धयेच्छिखाम् ॥

**वर्णन**—એખરાના છોડવાઓ લગભગ ઘણીખરી જગોએ અને ખાસ કરીને ખાડાઓમાં ૨ થી ૫ ફીટ જેટલા ઉંચા વધેલા જોવામાં આવે છે. ઘણીવાર એક જ જગાએ તે ભેળા ઉગેલા હોય છે. તેમાં કોઇ કોઇવાર સામસામી શાખાઓ નીકળેલી હોય છે અને કોઈ વાર તે શાખા વિનાં ઉંચા ને ઉંચા એકલડાંડીએ વધી ગયેલા હોય છે. પાન લાંબાં હોય છે. ડાંડી અને શાખાઓને શેરડીની પેઠે ગાંઠો હોય છે. આ ગાંઠે ગાંઠે પાંન આવેલાં હોય છે. કાંટાઓ અને ફુલની દડી પણ એ ગાંઠો ઉપર જ આવે છે. ફુલ ફીક્કા આસમાની કે જાંબુડા રંગનાં હોય છે; તે શિયાળે આવે છે. એનાં ફુલ ડાંગરના ફુલ જેવાં હોય છે. એનાં બીજ બહુ જ નાનાં હોય છે, જે પલાળવાથી ચીકણું થાય છે. એખરાની ડાંડીમાંથી શેરડી જેવી વાસ નીકળે છે, માટે એને સંસ્કૃતમાં इक्षुगंधा કહે છે. એનાં આસમાની રંગનાં ફુલની વચમાં પીળા ચાંડલા હોવાથી એને कोकिलाक्ष કહેતા હશે. તાલીમખાના એટલે તાલીમ લેનારાઓનું–કસરત કરનારાઓનું ખાણું. તલાવમાં ઉગે છે તેથી તાલમેખાના કહાય કહેવાતું હશે.

## વૈદ્યકમાં એખરાનો ઉપયોગ

સુશ્રુત— ૧ વાજીકરણ માટે–કવચનાં બીજ અને એખરાનાં બીજ સમાન ભાગે લેવાં. એ બન્નેના ચૂર્ણને સાકર સાથે ધારોષ્ણ

સાથે પી જવું. એથી તે ઘણી સ્ત્રીઓ ભોગવી શકે એટલી શક્તિ મેળવે છે. ચિ. ૨૬–૩૩.

વાગ્ભટ— ૨ વાતરક્તમાં–એખરાના મૂળનો કવાથ પીવો. એખરાનું જ શાક જમવું. કૃપાળુ માણસ જેમ ક્રોધને હણે છે તેમ આ પ્રયોગ વાતરકતને હણે છે. ચિ. ૨૨ ૧૮

ચક્રદત્ત— ૩ શોથમાં–એખરાને બાળીને કરેલી ભસ્મ ગાયના મૂત્ર સાથે પીવી.

બંગસેન— ૪ સુખેથી પ્રસવ કરાવવા–એખરાના મૂળને સાકર સાથે ચાવીને તે થુંક કાનમાં નાખવું. એથી સુખેથી પ્રસવ થશે.

હારીત— ૫ ઉંઘ લાવવા માટે–એખરાના મૂળનો કવાથ ઉંઘ લાવે છે. અથવા એખરાનાં મૂળ માથે બાંધીને સૂઈ જવાથી ઉંઘ આવી જાય છે.

वक्तव्य—ભાવમિશ્ર એખરાનાં નામોમાં इक्षुबालिका નામ ગણાવે છે. इक्षुबालिकाનું ઓળખાણ ચરકટીકાકાર ચક્રપાણિદત્ત 'खामारिका' (सू–४–१७) આપે છે. વૃંદટીકાકાર શ્રીકંઠ

इक्षुबालिका— १ खरजडिका (?) अ–२६–२४

२ षड्गली । सुश्रुते इक्षुबालिकास्थाने इक्षुरकपाठः तत्र कोकिलाक्षकः॥ अ २६—३१

—આવી રીતે ઓળખાણ આપે છે. આ ઉપરથી સમજાય છે કે इक्षुबालिका પહેલાંથી જ વિવાદગ્રસ્ત દ્રવ્ય છે. ડલ્હણે તેનું ઓળખાણ આપ્યું નથી. ભાવમિશ્રના કથનાનુસાર હું इक्षुबालिकाને જ એખરાના અર્થમાં લઉં છું. कोकिलाक्ष અને इक्षुरकનો અર્થ તો સ્પષ્ટ જ છે. तालमखाना શબ્દ ડલ્હણે પણ વાપરેલો છે. આ ઉપરથી એ શબ્દ પ્રાચીનકાળથી ચાલતો આવ્યો છે એમ સિદ્ધ થાય છે.

શુક્રશોધન દશેમાનિમાં અને સ્તન્યજનન દશેમાનિમાં ચરકે ઇક્ષુરકનો ઉલ્લેખ કરેલો છે. અશ્મરીમાં બીજાં સાથે ઇક્ષુરકનો ઉપયોગ દેખાય છે, જેવો કે मूलं श्वदंष्ट्रेक्षुरकोरुबूको । क्षीरेण पिष्टं बृहतीद्वयं च ॥ ઈત્યાદિ કાણ્ડઆસવના લીસ્ટમાં इक्षुबालिकाનો ઉલ્લેખ છે. વમનોપગ તરિકે (वि. ८–१६०), મધુરસ્કંધમાં [वि. ८–१६०], અને ક્ષીરજનન તરિકે [शा. ८–११७] ચરકે તેની ગણના કરી છે.

સુશ્રુત તેને ઉદરમાં બીજાં સાથે વાપરે છે-पारिजातकेक्षुरकापामार्गक्षारं वा तैलसंसृष्टम् पाययेत् [चि. १४–१२]. ગુલ્મમાં બીજાં સાથે ઇક્ષુરકક્ષારનો ઉપયોગ

છે [ ઉ. ૪૨-૪૦ ]. મૂત્રાઘાતમાં પણ બીજાં સાથે છે [ ઉ. ૫૮-૪૪ ]. વાગ્ભટ વાતરક્તમાં સ્વતંત્ર ઉપયોગ દર્શાવે છે. પાછળના ગ્રંથોમાં એનો ઉપયોગ બહુ જોવામાં નથી આવ્યો.

**Constituents**—A principle has been isolated from the roots which has been found to be a **Cholesterol**, this fact having been fully confirmed by Drs. C. G. H. Warden & C. L. Bose.

**Actions and Uses**—The root is demulcent and diuretic and given in dropsy, gonorrhœa, hepatic obstruction, rheumatism, and in urinary affections. The seeds are used as aphrodisiac; a paste of the seeds is applied to rheumatic joints.

R. N. Khory. II p. 466.

"In the Pharmacopœa of India several European contributors bear testimony to the diuretic properties of the plant, but no mention is made of the use of the seeds as an aphrodisiac and diuretic." ( Dymock. III p. 37 ).

**ભાવાર્થ:**—એખરાનું મૂલ સ્નિગ્ધ અને મૂત્રલ છે. તે શોથ, પરમીયો, યકૃત્‌ની વિકૃતિ, સંધિવા અને મૂત્રાશયનાં દરદોમાં વપરાય છે. એનાં બીજ વાજીકરણ તરીકે વપરાય છે. એના બીજનો લેપ સંધિવામાં દુઃખતા સાંધાઓ ઉપર લગાડવામાં આવે છે.

ખોરી. ભા. ૨. પા. ૪૬૬.

"'ફાર્માકોપીયા ઓફ ઇન્ડીયા' નામના ગ્રંથમાં ઘણાખરા યુરોપીયન લેખકો છોડ આખામાં મૂત્રલ અસર છે તે કબુલ રાખે છે પણ બીજમાં વાજીકરણનો ગુણ છે અથવા તો બીજ મૂત્રલ છે તેનો ઉલ્લેખ નથી કરતા."

ડીમક. ભા. ૨. પા. ૩૭.

**નવ્યમત**—ડૉ. કર્ક પેટ્રીક ( Cat. of Mysore Drugs. no. 451 ) જણાવે છે કે તેણે એખરો ઘણાયે dropsical cases માં–શોથના રોગીઓ ઉપર–વાપર્યો છે અને તેનામાં સારી મૂત્રલ અસર છે એ વાત તો નિર્વિવાદ છે. ડૉ. ગીબ્સન પણ એની મૂત્રલ અસરની સાક્ષી પૂરે છે. ડૉ. ઇ. રૉસ અને સર્જન ઈયાસ્વામીએ પણ આનાં સારાં વખાણ કર્યાં છે. ( Ph. Indi )

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 956; વ. શા. પા. ૫૪૯; ફ. નિ. પા. ૫૫૫; N. p. 231; Watt IV p. 316.

## ૨૯૭ અઘેડી.

### N. O. Acanthaceæ.

**નામો**—काकजंघा, नदीकांता, प्राचीबला, काकतिक्ता, सुलोमशा [ **સંસ્કૃત** ]; **અઘેડી** [ **ગુજરાતી** ]; **મસી** ( **હિંદી** ); **રાનકિરાયતા** [ **મરાઠી** ]; Peristrophe bicaliculata-પૅરીસ્ટ્રૉફી બાઈકેલીક્યુલેટા [ **લેટીન** ].

**परिचयज्ञापिका संज्ञा**- 'काकजङ्घा', 'पारावतपदी', 'लोमशा' ॥

**उत्पत्तिबोधिका संज्ञा**-नदीकान्ता ॥

काकजंघा नदीकांता काकतिक्ता सुलोमशा ।
तथा काकपदी काका कृष्णपुष्पा च सुस्थिरा ॥

॥ **शिवदत्तः** ॥

**गुणाः**—
काकजंघा तु तिक्तोष्णा कृमिव्रणकफापहा ।
बाधीर्याजीर्णजित् कट्वी विषमज्वरहारिणी ॥

॥ **रा. नि** ॥

काकजंघा तु तिक्तोष्णा रक्तपित्तज्वरापहा ।
कृमिदोषहरी वर्ण्या विषदोषहरा मता ॥

॥ **ध. नि** ॥

काकजंघा हिमा तिक्ता कषाया कफपित्तनुत् ।
निहंति ज्वरपित्तास्रव्रणकंडूविषकृमीन् ॥
क्षतोपयोगिका चैव बाधिर्यं च विनाशयेत् ॥

॥ **भा. प्र** ॥

काकजंघा हिमा हन्ति रक्तपित्तकफज्वरान् ॥

॥ **म. नि** ॥

**शोढल**—
१ **एकाहिकज्वरे**–काकजंघा....मूलं पुष्येण उद्धृत्य यत्नतः ।
रक्तसूत्रेण संवेष्ट्य बद्धमेकाहिकं जयेत् ॥ पृ० ६९

२ **बाधिर्ये**–समूलकाकजंघायाः रसः तैलेन पाचितः। तेन पूरितकर्णस्य बाधिर्यं शाम्यंति ध्रुवम् ॥ पृ–४२७

३ **शस्त्रक्षते**–दिनत्रयं वायसजंघया यः शस्त्रप्रहारे कुरुते प्रलेपम् ।
अजातपूयो ऽव्यथया विहीनैः संरोहमभ्येति स तस्य शीघ्रम् ॥
पृ–५३४.

४ **सर्पविषे**–सर्वसर्पविषं हन्यात् काकजंघाऽथवा ध्रुवम् ॥ पृ. ६११

चक्रदत्त— ९ निद्रानाशे—काकजंघाजटा निद्राञ्जनयोच्छिरसि स्थिता ॥ ज्वराचि० ।

६ यक्ष्मणि—दुग्धेन केवलेन तु वायसजंघा निपीतैव ॥ यक्ष्मचि० ॥

७ दशनकृमिपातनार्थम्—नीलीवायसजंघा....मूलमेकैकम् ।
संचर्व्य दशनविधृतं दशनकृमिपातनमाहुः॥ ॥ दंतरोगे ।

वृंद— ८ पाण्डुप्रदरे–काकजाङ्घकमूलं वा मूलं कार्पासमेव वा । पाण्डुप्रदर–
शान्त्यर्थं पिबेत्तण्डुलवारिणा ॥ ॥ प्रदराधिकारेः ॥

राजमार्तण्ड—९ शोषे—गव्येन पिष्टा पयसा निपीता निहन्ति शोषं खलु काकजंघा।
। राजयक्ष्माधिकारे ।

१० सुखप्रसवार्थं–....यद्वा मूलं काकजंघासमुत्थम् । कट्यां बद्धं
योषितां सत्प्रसूतिं कुर्यान्मूलम्.... ॥ श्लो. ३३२.

વર્ણન—અઘેડીને પોરબંદર તરફ કાળી અઘેડી કહે છે. તેનાં પાન અને ડાંડીઓ અઘેડાને મળતી આવે છે. ચોમાસામાં તે ઘણી ઉગી આવે છે. પાન સામસામાં, ટેરવે અણી થતાં અને તળીએ વિષમ અથવા ગોળાઇ લેતી કોરવાળાં, ઘેરાલીલા રંગનાં, પાતળાં, અને વાળની રૂવાંટીવાળાં હોય છે. એની ડાંડી ષટ્કોણુ હોય છે. ડાંડીને કાપીને જોતાં વચ્ચેથી સફેદ ગાલો નીકળે છે. સાંધાઓ અને ડાંડી કાગડાની જાંઘના સાંધાને મળતા હોય છે, જે પરથી એને 'કાકજંઘા' કદાચ કહેતા હશે. એના આખા છોડવાનો દેખાવ અઘેડા જેવો જ હોય છે, ફક્ત એમાં કાંટા હોતા નથી. નદીના કાંઠા ઉપર બહુ થાય છે માટે જ એને 'नदीकान्ता' કહી હશે. એને पारावतपदी કેમ કહી હશે તે સમજાતું નથી.

## વૈદ્યકમાં અઘેડીનો ઉપયોગ.

શોઢલ— ૧ એકાંતરીઆ તાવમાં–પુષ્યનક્ષત્રમાં અઘેડીનું મૂળ સંભાળપૂર્વક લઇ આવવું. પછી તેના ઉપર રાતા દોરા બાંધવા. તે હાથે બાંધ્યું હોય તો એકાંતરીઓ તાવ મટે છે. પા. ૬૯

૨ બાધિર્યમાં–અઘેડીના છોડનો રસ કાઢવો. ૧ શેર રસ હોય તો ૦। શેર તેલ નાખી તેને પકાવવું. એ તેલ સિદ્ધ થઇ જાય એટલે તેને શીશીમાં ભરી લેવું. એમાંથી સાંજ-સવાર બન્ને કાનમાં ટીપાં નાખવાથી બાધિર્ય–બહેરાપણું મટે છે. પા. ૪૨૭

૩ ઘા પડયો હોય તો–અઘેડીના પાનની લુગદી ત્રણ દિવસ સુધી બાંધવી. ગમે તેવો વ્રણ હોય તો પણ તે પાકયા વિના અને કોઇ પણ જાતની વ્યથા વિના જલદીથી સારો થઇ જાય છે. પા. ૫૩૪

૪ સાપના ઝેરમાં–કાકજંઘાનો રસ પીવાથી સર્વ જાતના સાપનું ઝેર અવશ્ય ઉતરી જાય છે. પા. ૬૫૫

ચક્રદત્ત— ૫ ઉંઘ ન આવતી હોય તો–અઘેડીનું મૂળ માથે બાંધીને સૂઇ રહેવાથી નિદ્રા તુરત જ આવી જાય છે.
(જ્વરચિકિત્સા)

૬ રાજયક્ષ્મામાં–દુધ સાથે અઘેડીનું મૂળ પીવાથી રાજયક્ષ્મા મટી જાય છે. (યક્ષ્મચિકિત્સામાં)

૭ દાંતમાંથી કૃમિ પાડવા માટે–અઘેડીનું મૂળ ચાવીને દાંતે ઘસ્યું હોય તો દાંતમાં પડેલા કૃમિ તુરત જ પડી જાય છે.

વૃંદ— ૮ પ્રદરમાં–અઘેડીનું મૂળ ચોખાના ધોવણ સાથે લેવાથી પાંડુ અને પ્રદર મટે છે. (પ્રદરાધિકાર)

રાજમાર્તંડ—૯ શોષમાં–કાકજંઘાના પંચાંગનું ચૂર્ણ ગાયના દુધ સાથે પીવાથી ક્ષય મટે છે.

૧૦ સુખેથી પ્રસવ થવા માટે–અઘેડીનું મૂળ સ્ત્રીની કેડે બાંધવાથી સ્ત્રીને પ્રસવ સુખેથી થાય છે.

**वक्तव्य**—काकजंघानो વિષય બહૂ જ ગોટાળા ભરેલો છે. કાકથી શરૂ થતા ઘણા શબ્દો નિઘંટુઓમાં આવે છે. काकनासा, काकाह्वा, काकमाची, काकादनी, ઇત્યાદિ શબ્દો કાકથી શરૂ થાય છે પણ તેમના ભેદ જાણવા બહૂ જ મુશ્કેલ છે. काकतिक्ता અને काकजंघा એ બે પર્યાયો આપણી અઘેડીના જ છે એમાં કોઈ પણ જાતનો સંશય નથી. પણ काकनासा, काकादनी, काकनासिका–એનો નિર્ણય કરવો સહેલો નથી. ઉપર આપેલા નિઘંટુઓના ઉતારા ઉપરથી काकजंघानां નીચે પ્રમાણે નામો દેખાય છેઃ -नदीकांता, प्राचीबला, काकतिक्ता, सुलोमशा, काकपदी ॥ આ શબ્દો બરાબર જ છે. પણ હવે પ્રશ્ન તો એ જ છે કે કેટલાક ટીકાકારો वायसीના काकमाची અને काकजंघा એ બન્ને પર્યાયો આપે છે. સુશ્રુતસંહિતાના ચિકિત્સાસ્થાનના નવમા અધ્યાયમાં ડલ્હણાચાર્ય वायसी काकतिक्ता, चिरपोटिका इति लोके, काकमाचीत्यन्ये એમ લખે છે; એટલે वायसी નો પર્યાયજ काकतिक्ता ડલ્હણ ગણે છે. काकमाचीનો પર્યાય वायसी છે એ તો નક્કી છે પણ ઉપરોકત નામોમાં કાકજંઘાનું નામ વાયસી નથી આપેલું. શારંગધરસંહિતા ઉપરની 'ગૂઢાર્થ-

દીપિકા 'માં काकनासा એટલે काकजंघा ( ઉ. ૫-૪૭ ) ગણાવી છે. અમરકોષમાં काकाङ्गी काकनासिका આવા બે શબ્દોનો ઉલ્લેખ છે. ટીકાકાર ભાનુજી દીક્ષિત કહે છે કે द्वे काकजंघायाः 'कौवाठोठी' इतिख्यातायाः ॥ અમરકોષ પોતે તો काकजंघा શબ્દનો જ ઉલ્લેખ નથી કરતા. काकनासिका શબ્દથી અમરસિંહ શું ધારતા હશે તે કહેવું હાલ શકય નથી. શારંગધરની ગૂઢાર્થદીપિકા ટીકામાં काकनासिकाનો અર્થ विष्णुक्रान्ता કરે છે ( મ. ૬-૧૧ ), અને એ જ ઠેકાણે બીજા ટીકાકાર कौवाडोडीति लोके લખે છે. વળી ચરકટીકાકાર ચક્રપાણિદત્ત शार्ङ्गेष्टा काकतिक्ता લખે છે, એનો જ બીજો અર્થ 'ગુંજા' પણ થાય છે. ચક્રપાણિદત્ત काकाह्वाનો અર્થ પણ गोष्ठोदुम्बरिका કરે છે. આ બધો ગોટાળો પરાપૂર્વથી ચાલતો આવ્યો છે. હવે તો તેને જુદો કરવો જ જોઇએ. સ્વ. કૃતોભટ્ટે काकमाची, काकजंघा, અને काकनासाને સારી રીતે જુદી જુદી વર્ણવેલી છે. काकमाची એટલે **પીલુડી** (Solanum nigrum. N. O. solanaceæ. ), काकजंघा એટલે આપણી અઘેડી અને काकनासाનો ગુજરાતી અર્થ નથી લખતા પણ લેટીન નામ Gymnema sylvestre લખે છે. એટલે काकनासा સંદિગ્ધ રહી. काकादनी એટલે કુંથારો-Capparis sepiaria (રા. જયકૃષ્ણભાઇ ઇંદ્રજીના મત પ્રમાણે). काकादिनी એટલે ઇંદ્રાણું એમ જયકૃષ્ણભાઈ અર્થ કરે છે. 'વૈદ્યકશબ્દસિંધુ 'નો કર્તા काकनासाનું લેટીન નામ Solanum indicum લખે છે, એટલે સ્વ. કૃતોભટ્ટ અને 'વૈદ્યકશબ્દસિંધુ 'ના કર્તા-બન્ને વચ્ચે લેટીન નામ વિષે મતભેદ છે. काकनासा महाश्वेतकाकमाच्याम्-' વૈદ્યકશબ્દસિંધુ 'નો લેખક જણાવે છે. ગમે તેમ હો ફક્ત काकनासा જ સંદિગ્ધ રહેલી છે. ભવિષ્યમાં આપણે તેને જોઇ લઇશું. અહિં તો काकादनी, काकजंघा અને काकमाची ત્રણેનો ભેદ બરાબર લક્ષમાં રાખવો જોઇએ. અસ્તુ.

આખા ચરકમાં काकजंघा શબ્દ શોધ્યો જડયો નથી. काकाह्वा અને वायसी શબ્દો છે પણ એ તો काकमाचीના પર્યાયો છે. સુશ્રુતમાં પણ वायसी અને शार्ङ्गेष्टाना જ ઉલ્લેખ છે; ફક્ત એક જ ઠેકાણે ( चि. ૧૯-૬૩ ) काकजंघाનો ઉલ્લેખ છે. काकजंघा एतन्नाम्ना प्रसिद्धा એમ ત્યાં આગળ ડલ્હણે કહેલું છે. રાજવલ્લભમાં પણ કાકજંઘાના ગુણ લખેલા નથી. વાગ્ભટ આરગ્વધાદિગણમાં काकतिक्ता ( ત્યાં આગળ ટીકાકાર शार्ङ्गेष्टा અર્થ કરે છે ! )નો ઉલ્લેખ કરે છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૬૫; N. p. 243; Watt VI part I p. 141; રૂ. નિ. પા. ૩૧૩; Indi. Medi. Plants p. 982.

---

## ૨૯૮ અરડુસી.

### N. O. Acanthaceæ.

નામો—वासा, आटरूषकः, वृषः, सिंहास्यः, भिषङ्माता (સંસ્કૃત); અરડુસી (ગુજરાતી); અડુસા, બાસક (મરાઠી); અડુસા, વાસક (હિંદી); Adhatoda vasica–આધાતોડા વાસીકા (લેટીન).

वासकः सिंहकर्णी च वृषो वासा च सिंहिका ।
सिंहास्यो वाजिदंतः स्यात् आटरूषोऽटरूषकः ॥
सिंहाननः पंचमुखी भिषङ्माता च सा स्मृता ॥

गुणाः— वासा तिक्ता कटुः शीता कासघ्नी रक्तपित्तजित् ।
कामलाकफवैकल्यज्वरश्वासक्षयापहा ॥

॥ रा॰ नि ॥

वासको वातहृत् स्वर्यः कफपित्तास्रनाशनः ।
तिक्तस्तुवरको हृद्यो लघुः शीतस्तृडर्त्तिहृत् ॥
श्वासकासज्वरच्छर्दिमेहकुष्ठक्षयापहः ॥

॥ भा. प्र ॥

वासकस्य च पुष्पाणि....कटुपाकानि तिक्तानि कासक्षयहराणि च ।
वासकः कासवैस्वर्यरक्तपित्तकफापहः ॥

॥ राजवल्लभः ॥

वासायां विद्यमानायामाशायां जीवितस्य च ।
रक्तपित्ती क्षयी कासी किमर्थमुपसीदति ॥

॥ वैद्यजीवन ॥

वृषपुष्पं....कफपित्तहरं तिक्तं शीतं कटु विपच्यते ॥

॥ चरकः सू. २७ ॥

आटरूषकवेत्राग्र....तिक्ताः पित्तकफापहाः ॥
वृषागस्त्ययोः पुष्पाणि तिक्तानि कटुविपाकानि क्षयकासापहानि ॥

॥ सुश्रुत. सू. अ–४६ ॥

चरक— १ रक्तपित्ते—वासां सशाखां सपलाशमूलां कृत्वा कषायं कुसुमानि चास्य । प्रदाय कल्कं विपचेद् घृतं तत् सक्षौद्रमाश्वेव निहन्ति रक्तम् ॥ चि. अ–४

२ श्वासकासरक्तपित्तनिबर्हणे—आटरूषकमृद्वीकापथ्याक्वाथः सश-

केरः । मधुमिश्रः श्वासकासरक्तपित्तनिबर्हणः ॥ चि. अ-४-६३

३ कृमिकुष्ठे—वृषकुटजसप्तपर्णाः........स्नाने पाने लेपे क्रिमिकुष्ठनुदः सगोमूत्राः ॥ चि-७-१५५

४ राजयक्ष्मणि—हस्तपादांगदाहेषु ज्वरे रक्ते तथोर्ध्वगे । वासासर्पिः शतावर्या सिद्धं वा परमं हितम् ॥ चि. ८-१०३

५ गुल्मे—वासासर्पिः ॥ चि. ५-१२२

सुश्रुत— ६ शोषे—कृत्स्ने वृषे तत्कुसुमैश्च सिद्धम् सर्पिः पिबेत् क्षौद्रयुतं हिताशी । यक्ष्माणमेतत् प्रबलञ्च कासम् श्वासञ्च हन्यादपि पाण्डुतां च ॥ उ. ४१-४३

७ रसायने—वासामूलतुलाक्काथे तैलमावाप्य साधितम् । हुत्वा सहस्रमश्नीयात् मेध्यमायुष्यमुच्यते ॥ चि. २८-१७

८ रक्तपित्ते-....स्वरसं समाक्षिकं । पिबेत्सिताक्षौद्रयुतं वृषस्य वा ॥ उ. ४५-३१.

९ श्वासे--वासकसर्पिः । उ. ५१-२९

वाग्भट— १० वमिकासरक्तपित्ते निवर्हणे—वृषं तु वमिकासघ्नं रक्तपित्तहरं परम् ॥ सू-६-७८

११ मुखरोगे—स्वरसः क्वथितो दार्व्याः (वासायाः च) घनीभूतः सगैरिकः । आस्यस्थः समधुर्वक्रपाकनाडीव्रणापहः ॥ उ. २२-१०६

१२ ज्वरे—गुडूच्याः रक्तकल्काभ्यां....वृषस्य च ।....स्नेहाः सिद्धाः ज्वरच्छिदः ॥ चि. १-९२.

भावमिश्र- १३ पित्तश्लेष्मज्वरे—सपत्रपुष्पवासायाः रसः क्षौद्रसितायुतः । पित्तश्लेष्मज्वरं हन्ति साम्लपित्तं सकामलम् ॥

१४ गात्रदौर्गन्ध्ये—वासादलरसो लेपाच्छंखचूर्णेन संयुतः ।....गात्रदौर्गन्ध्यनाशनः ॥

चक्रदत्त— १५ कच्छौ—कोमलसिंहास्यदलं सनिशं सुरभिमलेन पिष्टम् । दिवसत्रयेण नियतं क्षपयति कच्छुं विलेपनतः ॥

१६ सुखप्रसवार्थ—(१) वासामूले भ्रुवे तद्वत् कटीबद्धे सूते द्रुतम् । (२) आटरूषकमूलेन नाभिबस्तिभगालेपः कर्तव्यः ॥

वंगसेन— १७ मसूरिकासु—वृषस्य स्वरसं दद्यात् क्षौद्रयुक्तं कफात्मके ॥
१८ गुदकीले—रुगतं कफवातेन अत्यर्थं गुदकीलकम् । स्वेदयेद् वा वृषापिण्डैः........॥

वैद्यमनोरमा–१९ गर्भनिष्क्रामणे—वासा....शिफाः पृथक् । पिष्टा नाभेरधो लिप्ता गर्भनिष्क्रामणप्रदाः ॥

शोढल— २० मूत्राघाते–..रसं दुरालभायाः वा कषायं वासकस्य वा ॥ पृ.–२९३
२१ वातासृग्दरे—....शर्करामधुसंयुतम् । वासकस्वरसं वाऽपि....॥
पृ.–५९५.

वृन्द— २२ रक्तपित्तादौ–तालीसचूर्णयुक्तः पेयः क्षौद्रेण वासकस्वरसः । कफपित्तकासतमकश्वासस्वरभेदरक्तपित्तहरः ॥ रक्तपित्ताधिकारे ॥

વર્ણન—અરડુસીના છોડવા સર્વત્ર થાય છે. હિંદુસ્તાનમાં અરડુસીની ઓળખાણ આપવી પડે એમ નથી. ડોસીઓના વૈદાથી લઇને ઠેઠ વૈદરાજોના વૈદક સુધી અરડુસીની પ્રતિષ્ઠા ઠીક થયેલી છે. ( વધુ માટે વાંચો વનસ્પતિ-શાસ્ત્ર. પા. ૫૬૨ )

### વૈદકમાં અરડુસીનો ઉપયોગ.

ચરક— ૧ રક્તપિત્તમાં-પત્ર, પુષ્પ, મૂલ સાથે અરડુસીનો આખો છોડ ઉપાડી લાવવો. પછી તેને ધોઇ નાખીને કુટીને રસ કાઢવો. પછી પુષ્પનો કલ્ક નાખીને યથાવિધિ ઘી પકાવી લેવું. એ ઘી હમેશાં મધ સાથે ચાટવાથી રક્તપિત્ત મટી જાય છે.
ચિ. અ. ૪.

૨ શ્વાસ, કાસ, વગેરેમાં-અરડુસીનાં પાન, દ્રાક્ષ, હરડે-એ ત્રણેનો ક્વાથ કરી સાકર અને મધ નાખીને પીવાથી શ્વાસ, કાસ, રક્તપિત્ત, વગેરે મટે છે. ચિ. અ. ૪–૬૩

૩ કૃમિકુષ્ઠમાં-અરડુસીનાં પાંદડાંનો સ્વરસ કે ઉકાળો કૃમિકુષ્ઠમાં ગાયના મૂત્ર સાથે પીવો અને લેપ કરવો. ચિ. અ. ૭–૧૫૫

૪ ક્ષયમાં-જ્યારે હાથપગ અને શરીરમાં દાહ થાય છે તેમજ જ્વરમાં કે રક્તપિત્તમાં દાહ થાય છે ત્યારે વાસાઘૃત બહુ જ ઉપયોગી છે. ચિ. ૮–૧૦૩

૫ ગુલ્મમાં-પણ વાસાસર્પિ હિતકર છે. ચિ. ૫–૧૨૨

શ્રુત— ૬ ક્ષયમાં-વાસાઘૃત મધ સાથે, હિત ખોરાક સાથે, સેવન કર-

વાથી ક્ષય, દારૂણુ ખાંસી, શ્વાસ અને પાંડુને મટાડે છે.
ઉ. ૪૧-૪૩

૭ રસાયન તરિકે-અરડુસીના મૂળના ૧૦ શેર કવાથમાં તેલ પકાવી લેવું. એ તેલને પછીથી એકહજાર ગાયત્રી પાઠ કર્યા બાદ ખાવું; બુદ્ધિ, બલ અને આયુષ્યને વધારનાર છે. ચિ. ૨૮-૧૭

૮ રક્તપિત્તમાં-અરડુસીનાં પાંદડાંનો રસ સાકર અને મધ સાથે લેવાથી રકતપિત્ત મટે છે. ઉ. ૪૫-૩૧

૯ દમમાં-પણુ વાસાઘૃત હિતકર છે. ઉ. ૫૧-૨૯

વાગ્ભટ— ૧૦ ઉલટી, ખાંસી, રક્તપિત્તમાં-અરડુસીનાં પાનનો રસ મધ સાથે લેવાથી ઉલટી, ખાંસી, રકતપિત્ત દબાય છે. સૂ. ૬-૭૮

૧૧ મુખરોગમાં-અરડુસીનાં પાંદડાંના રસની રસક્રિયા કરી લેવી. અંદર થોડુંક સોનાગેરૂ નાખવું. પછી થોડુંક મધ નાખીને ગોળીઓ વાળી દેવી. તે મ્હોંમાં રાખવાથી મ્હોં પાકયું હોય, ચાંદાં થયાં હોય તો તે પણુ મટી જાય છે.
ઉ. ૨૨-૧૦૬

૧૨ જ્વરમાં-અરડુસીના રસમાં તેનાજ કલ્ક સાથે ઘી પકાવીને સેવન કરવાથી જ્વરનો નાશ થાય છે. ચિ. ૧-૯૩

ભાવમિશ્ર- ૧૩ પિત્તશ્લેષ્મજ્વરમાં-અરડુસીનાં ફુલ અને પાંદડાંનો રસ સાકર અને મધ સાથે લેવાથી પિત્તશ્લેષ્મજ્વર, અમ્લપિત્ત અને કમળો મટે છે.

૧૪ શરીરની દુર્ગંધ મટાડવા-શંખચૂર્ણ સાથે અરડુસીનો રસ શરીરે ચોપડવાથી શરીરની દૌર્ગન્ધ્ય નાશ પામે છે.

ચક્રદત્ત— ૧૫ ખુજલીમાં-અરડુસીનાં કુળાં પાન હળદર અને ગોમૂત્ર સાથે વાટીને લેપ કરવાથી ગમે તેવી ચળ-ખંજવાળ ત્રણુ દિવસમાં મટી જાય છે.

૧૬ સુખથી પ્રસવ થાય તે માટે-(૧) અરડુસીનું મૂલ કેડે બાંધી રાખવાથી જલદીથી પ્રસવ થાય છે. (૨) અરડુસીના મૂળને પાણીમાં ઘસીને નાભિ, બસ્તિ અને ભગ ઉપર ચોપડવાથી તુરત જ સુખેથી પ્રસવ થાય છે.

બંગસેન— ૧૭ કફાત્મક શીતળામાં—અરડુસીનાં પાનનો રસ મધ સાથે આપવો.

૧૮ હરસમાં-અરડુસીનાં પાનની લુગદીથી કફવાતજન્ય અર્શને શેક કરવો. પીડા શાંત થાય છે

વૈદ્યમનોરમા-૧૯ ગર્ભ બહાર કાઢવા માટે-ડુંટીની નીચે અરડુસીના મૂળનો લેપ કરવાથી તુરત જ ગર્ભ બહાર આવી જાય છે.

શોઢલ— ૨૦ મૂત્રકૃચ્છ્રમાં-અરડુસીના મૂળનો કષાય પીવાથી મૂત્રકૃચ્છ્રમાં ફાયદો થાય છે.

૨૧ લોહીવામાં-અરડુસીના મૂલનો રસ સાકર અને મધ સાથે લેવાથી વાતજન્ય રક્તપ્રદર ( લોહીવા ) મટે છે.

વૃંદ— ૨૨ કફ, પિત્ત, ખાંસી, રક્તપિત્ત, વગેરેમાં-અરડુસીનાં પાનનો રસ તાલીસચૂર્ણ સાથે મધ નાખીને પીવાથી કફ, પિત્ત, ખાંસી, દમ, શ્વાસ, સ્વરભેદ અને રક્તપિત્ત મટે છે.

**વક્તવ્ય**—ચરકની દશેમાનિમાં અરડુસીનો ઉલ્લેખ નથી. અરડુસીનું શાક 'कफपित्तहरं तिक्तं शीतं कटु विपच्यते' તિક્તસ્કંધમાં ચરકે ગણાવેલું છે ( વિ. ૮ ૧૬૪ ). બીજાં દ્રવ્યો સાથે આંખના રોગમાં આશ્ચોતન તરિકે તે ગણાવેલી છે. બીજાં સાથે અશ્મરીશર્કરામાં પણ છે. કુષ્ઠમાં બહુ ઠેકાણે તે વપરાયલી છે. ગ્રહણીમાં, શ્વયથુમાં, યોનિરોગમાં, ગુલ્મમાં, અને વાતવ્યાધિમાં બીજાં દ્રવ્યો સાથે તે વપરાયલી છે.

સુશ્રુતે ક્ષારક્રિયામાં તેને ગણાવી છે. જ્વરમાં પણ બીજાં સાથે વપરાયલી છે. વિરેચનકલ્પમાં દંત્યાદિ ચૂર્ણમાં તે છે. વાગ્ભટે પાંડુરોગમાં વાસાદિ ક્વાથ યોજ્યો છે તે અનુભવથી સારો જણાયલો છે. દૂર્વાદિગણમાં વાગ્ભટે અરડુસીનો ઉલ્લેખ કર્યો છે. મુખરોગમાં તેનો ઉપયોગ ચરકસુશ્રુત કરતાં નવીન છે.

**નવ્યમત**—દમના વ્યાધિ ઉપર આ ઔષધિનાં તાજાં પાનને સૂકવી બીડી કરી પીવાથી ઘણી જ ઉત્તમ અસર થાય છે. નાકોલી હૉસ્પીટલના આસીસ્ટંટ ડૉકટર ગોપાલચંદ્ર ગંગુલી કે જેને દમનો વ્યાધિ હતો તેમણે આનો ઉપયોગ કર્યો હતો, અને તેમાં તેઓ ફતેહવંત થયા હતા. ( આસી. સરજન આનંદચંદ્ર મુકરજી. નાકોલી ). ઉત્તમ કફઘ્ન તરિકે એનો ડોઝ ૧ થી ૨૦ ગ્રેન સુધી જુની ખાંસીમાં તથા દમને માટે અપાય છે. ( સરજન ડબલ્યુ, એરન. ભુજ ). આનાં પાંદડાંનો કાઢો ઉકાળી તેનાથી જો શેક કર્યો હોય તો તેનાથી ચસકા તથા સંધિવા મટી જાય છે. વળી સોજાને કમી કરવામાં તે ઉપયોગી નીવડે છે. ( સરજન મી. કીંગસલી મીકોકોલ. મદ્રાસ પ્રેસીડન્સી ). 'ફાર્માકોપીયા ઇંડીકા'નો લેખક આને માટે પોતાના ખાસ અનુભવથી જુની ખાંસી તથા દમને માટે મજબુત ભલામણ કરે છે, પણ ધ્યાન રાખવાનું કહે છે કે ખાંસી તથા દમ સાથે તાવ હોય નહિ. પરંતુ દેશી વૈદ્યોને બહુ અનુભવ છે કે જ્વરવાળા કેસોમાં પણ તેનાથી ફાયદો થાય છે. અભિષ્યન્દના દર્દમાં આનાં

ફૂલોને આંખ ઉપર બાંધવામાં આવે છે. એનાં પાંદડાં, ફુલ અને મૂળીયાં આક્ષેપહર છે, પણ તેના ફુલમાં એ ગુણ વિશેષ રહ્યો છે.

( વનસ્પતિ ગુણાદર્શમાંથી ).

**Actions & Uses**—Expectorant, antispasmodic, and alterative; the flowers and roots with ginger and sitab are given in ague, rheumatism, consumption, asthma, chronic bronchitis and other chest affections: the root is a fair substitute for senega. Leaves are often smoked in asthma. R. N. Khory II p. 464.

" Strong testimony in favour of the remedial properties of the drug was furnished to the authors of the **Pharmacopia of India** by Drs. Jackson and Dutt, who employed it with marked success in bronchitis, asthma and other pulmonary and catarrhal affections. Cases illustrative of its effects in catarrh, bronchitis and phthisis have been published by Mr. O. C. Dutt. ( Indian annals of Med. Sci. 1865 Vol X p. 156 ). In Bengal, the leaves are smoked in asthma; good evidence of their value when thus used has been collected by Dr. G. Watt in the " Dictionary of the Economic Products of India. " Dr. Watt has also brought to notice the use of Adhatoda leaves in rice cultivation in the Sutlej valley. The fresh leaves are scattered over recently flooded fields prepared for the rice crop, and the native cultivators say that they not only act as a manure but also as a poison to kill the aquatic weeds that otherwise would injure the rice. Experiments conducted by us show that the infusion acts upon the cells of those plants in the same manner as certain chemical reagents by contracting their contents and causing their disintegration; it also proves poisonous to any animalcules, frogs, leeches &c, present in the water; on the higher animals the leaves do not have this effect. " (Pharmacographia Indica. Dymock III p. 54).

**ભાવાર્થ**—અરડુસી કફનિઃસારક, આક્ષેપનિવારક અને રસાયન છે મૂલ અને ફુલ, સુંઠ અને સિતાબ ( Ruta Graveolens ) સાથે તાવમાં, સંધિવામાં, ક્ષયમાં, દમમાં, જુના કફના વ્યાધિમાં અને બીજા ઉરોગત શ્લેષ્મરોગમાં સેવવા યોગ્ય છે. મૂલ અંગ્રેજી દવા " સેનેગા "નાં ઉત્તમ પ્રતિનિધિ છે. તેના પાનની બીડી દમમાં પીવામાં આવે છે. ખોરી. ભા. ૨. પા. ૪૬૪.

"ફાર્માકોપીયા ઈન્ડીકા"ના કર્તાએ ડૉ. જેકસન અને ડૉ. ઉદયચંદ દત્ત-બન્નેની પાસેથી અરડુસીની રોગનાશક શક્તિની ખાતરી માટેની સારી સબળ માહિતી મેળવેલી છે. ઉપરોક્ત બન્ને ડૉકટરો, કાસ ( Bronchitis ), શ્વાસ અને અન્યાન્ય ઉરોગત શ્લેષ્મરોગોમાં અરડુસીને વાપરી જોઈને બહુ જ સારા ગુણો તેમાં જોઇ શકયા છે. શ્લેષ્મરોગ ( Catarrh ), કાસ ( Bronchitis ) અને ક્ષયમાં ( Phthisis ) અરડુસીની અદ્ભુત અસર દેખાઈ છે. "ઈન્ડીઅન ઍનલ્સ ઓફ મેડીકલ સોસાયટી" ૧૮૬૫ વૉ. ૧૦ ના પાના ૧૫૬ માં ડૉ. ઉદયચંદ દત્તે લખેલી એક રોગીની હકીકત અવશ્ય વાંચવા જેવી છે. અરડુસીના પાનની બીડી પીવાથી દમ બેસી જાય છે. ડૉ. વૅાટે જાત અનુભવની એક બીજી બીના પણ બહાર પાડેલી છે. પંજાબમાં, સતલજ નદીનાં પૂર ફરી ગયેલાં, ડાંગર માટે તૈયાર કરેલાં ખેતરોમાં અરડુસીનાં તાજાં પાન ત્યાંના લોકો નાખે છે. એ પાન ખાતરની ગરજ સારવા ઉપરાંત બીજું ખડસલું અને ડાભ-કાસડો જેવી ખેતી ખરાબ કરનારી વનસ્પતિઓને પણ મારી નાખે છે. પરીક્ષા દ્વારા એ સિદ્ધ થઇ ચૂકયું છે કે અરડુસીના પાંદડાંનો કવાથ દેડકાં, જળો અને પાણીમાં રહેનારા બીજા ક્ષુદ્ર જીવોનો નાશ કરે છે. આજ પાંદડાં ઉચ્ચ શ્રેણિના પ્રાણીઓ માટે અહિતકર નથી."

( ફારમાકોગ્રાફીયા ઇંડીકા. ડીમક. ભા. ૩ પા. ૫૪ )

ઉલ્લેખ—વ. શા. પા. ૫૬૨; N. p. 241; Watt I p. 109; રૂ. નિ. પા. ૯; Indig. Drugs p. 10; Indi. Medi. Plants p. 974; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૩૦૬.

---

## ૨૯૯ ખડસલીયો પીતપાપડો

### N. O. Acanthaceæ.

નામો—पर्पटः, रेणुः ( સંસ્કૃત ); ખડસલીયો પીતપાપડો ( ગુજરાતી ); પિત્તપાપડા ( મરાઠી ); શાતરા ( ફારસી ); Justicia procumbens-જસ્ટીસીયા પ્રોકમ્બેન્સ ( લેટીન ).

ગુણાઃ— पर्पटः शीतलस्तिक्तः पित्तश्लेष्मज्वरापहः ।
रक्तदाहारुचिग्लानिमदभ्रमविनाशनः ॥

॥ ध. नि; रा. नि ॥

पर्पटो हन्ति पित्तास्त्रभ्रमतृष्णाकफज्वरान् ।
संग्राही शीतलस्तिक्तो दाहनुद्वातलो लघुः ॥

॥ भा. प्र ॥

पर्पटो पित्तहृद्दाहज्वरजित् कफशोषणः ॥

। राजवल्लभः ।

चरक— १ रक्तपित्ते–दुरालभापर्पटकमृणालम् ।....एते समस्ताः गणशः पृथग्वा । रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि. अ–४

२ अतिसारे–मुस्तपर्पटकेन....चि. अ–१०

३ मदात्यये–मुस्तपर्पटकेन वा ॥ चि. अ–१२

वैद्यजीवन— ४ पित्तज्वरे–आरोग्यलक्ष्मीरुपयाति पित्तज्वरातुरं रेणुकषायभाजम् । मां त्वं यथा रत्नकले स्मरार्तं कृतप्रकोपोपशमा सखीभिः ॥

राजमार्तण्ड— ५ सर्वज्वरे–सर्वज्वरप्रशमनार्थमुदाहरन्ति । विश्वौषधेन सह पर्पटकं मुनीन्द्राः ॥

वृंद— ६ छर्द्यां–क्वाथः पर्पटजः पीतः सक्षौद्रश्छर्दिनाशनः ॥

( छर्द्यधिकारे )

વર્ણન—ખડસલીયો દરિયા કિનારાની રેતાળ અને કાદવવાળી જમીનમાં ચોમાસામાં થોકબંધ ઉગે છે. તેનો છોડ બહુ ઉંચો વધેલો હોતો નથી. બહુ સારી જગો અને ઓથ હોય તો તેનો છોડવો ૧ થી ૧ા ફુટ ઉંચો વધે છે. ઘણુંખરૂં તો તે ભોંય ઉપર પથરાયલો જ જોવામાં આવે છે. એનાં પાન લાંબાં કે ગોટકડાં હોય છે. ફુલ લાંબી શેડ કે માંજર ઉપર, ગુલાબી રંગનાં જાંબુડી છાયા લેતાં આવે છે. ફલ ( શીંગ ) જવના દાણા જેવા આકારનાં, લીલા કે ભુરા રંગનાં હોય છે. આખા છોડવા ઉપર ધોળા ખરસટ વાળની ફછાળ હોય છે. ગાંધીને ઘેર જે ખડસલીયો મળે છે તે કનિષ્ટ પ્રકારનો કડવાશ વિનાનો હોય છે.

### વૈદકમાં ખડસલીયાનો ઉપયોગ

ચરક— ૧ રક્તપિત્તમાં–ખડસલીયા પીતપાપડાનું થોડુંક હિમ ચંદન અને મધ નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે. ચિ. અ. ૪

૨ અતિસારમાં–મોથ અને ખડસલીયાનું ચૂર્ણ આપવું. ચિ.૧૦

૩ મદાત્યયમાં–મોથ અને ખડસલીઓ આપવો. ચિ. અ. ૧૨

વૈદ્યજીવન— ૪ પિત્તના તાવમાં–પિત્તપાપડાનો ક્વાથ પિત્તજ્વરવાળા માટે ઉત્તમમાં ઉત્તમ ઔષધ છે.

રાજમાર્તંડ— ૫ સર્વજાતના તાવમાં–પિત્તપાપડાનો ક્વાથ સુંઠ નાખીને પીવાથી દરેક જાતના તાવ મટે છે એમ મુનિઓનું માનવું છે.

વૃંદ— ૬ ઉલટીમાં–ખડસલીયાનો ક્વાથ મધ નાખીને પીવાથી ઉલટી બંધ થાય છે.

**વક્તવ્ય**—ચરકે તૃષ્ણાનિગ્રહણ દશેમાનિમાં પર્પટકનો ઉલ્લેખ કરેલો છે. ચરકે જ્વરમાં, કુષ્ઠમાં, રક્તપિત્તમાં, સંગ્રહણીમાં, પાંડુમાં, અને અતિસારમાં બીજાં દ્રવ્યો સાથે પર્પટ યોજેલો છે. ચરક અને સુશ્રુત બન્નેએ પર્પટકનું શાક પિત્ત હરનાર ગણાવ્યું છે.

ઈન્ફ્લ્યુએન્ઝા વખતે એકલા પર્પટકનો ક્વાથ આપીને પોરબંદરના સદ્ગત વૈદ્યરાજ પ્રાણશંકરભાઇએ ઘણી નામના મેળવી હતી. તાવ માટે આ ઉત્તમ ઔષધ છે.

**નવ્યમત**—પાંદડાંનો સ્વરસ અભિષ્યન્દ (Ophthalmia) નામના આંખના રોગમાં ટીપાં તરિકે નાખવામાં આવે છે. (એઈન્સ્લી)

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 973; વ. શા. પા. ૫૬૨; રૂ. નિ. પા. ૨૧; N. p. 242; Watt VI part I p. 593.

---

## ૩૦૦ કાંટાશેરીયો

### N. O. Acanthaceæ.

**નામો**—૧ सैरेयकः ( श्वेतपुष्पः )-Barleria grandiflora.
२ दासीकुरुण्टकः ( नीलपुष्पः )-B. Cristata.
३ कुरुण्टकः, किंकिरातः ( पीतपुष्पः )-B. Prionitis.
४ कुरवकः ( रक्तपुष्पः )-B. Ciliata.

**परिचय**—
श्वेतपुष्पः सहचरो मृदुकंटो महासहः ।
बाणो उद्यानपाकी च श्वेतसैरेयकश्च सः ॥
नीलपुष्पो नीलझिंटी दासी चार्तगलश्च सः ॥
किंकिरातो कुरंटश्च कनकः पीतपुष्पकः ।
पीताम्लानः सहचरः पीतसैरेयकश्च सः ॥
रक्तम्लानो रक्तपुष्पो रामालिंगनकामुकः ।
रागप्रसवकश्चैव सुभगः शोणझिंटिकः ॥

**गुणाः**—
कुरण्टकः हिमस्तिक्तः शोफतृष्णाविदाहनुत् ।
केश्यो वृष्योऽथ बल्यश्च त्रिदोषशमनो मतः ॥
॥ ध. नि ॥

उष्णः कटुः कुरबको वातामयशोफनाशनो ज्वरनुत् ।
आध्मानशूलकासश्वासार्त्तिप्रशमनो वर्ण्यः ।

किंकिरातः कषायोष्णास्तिक्तश्च कफवातजित् ।
दीपनः शोफकण्डूतिरक्तत्वग्दोषनाशनः ॥

आर्त्तगलः कटुस्तिक्तः कफमारुतशूलनुत् ।
कण्डूकुष्ठव्रणान् हन्ति शोफत्वग्दोषनाशनः ॥

झिण्टिकाः कटुकाः तिक्ताः दंतामयशान्तिदाश्च शूलघ्न्यः ।
वातकफशोफकासत्वग्दोषविनाशकारिण्यः ॥

॥ रा. नि ॥

सैरेयकः कुष्ठवातास्रकफकण्डूविषापहः ।
तिक्तोष्णो मधुरो दन्त्यः सुस्निग्धः केशरञ्जनः ॥

॥ भा. प्र ॥

श्वेतः कुरण्टकः तिक्तः केश्यः स्निग्धो लघुः स्मृतः ।
कटुश्चोष्णो दन्तहितो वलीपलितनाशनः ॥

कुष्ठं वातं रक्तदोषं कफं कण्डूं विषन्तथा ।
नाशयेद्दारुणश्चैव ऋषिभिः परिकीर्तितम् ॥

पीतः कुरण्टकः उष्णः तिक्तश्च तुवरः स्मृतः ।
अग्निदीप्तिकरो वातकफकण्डूहरः स्मृतः ॥

शोथं रक्तविकारञ्च त्वग्दोषञ्चैव नाशयेत् ॥
नीलः कुरण्टकस्तिक्तः कटुः वातकफापहः ।

शोथं कण्डूशूलकुष्ठव्रणत्वग्दोषनाशनः ॥
रक्तः कुरण्टकास्तिक्तो वर्ण्यश्चोष्णः कटुः स्मृतः ।

शोथं ज्वरं वातरोगं कफं रक्तरुजन्तथा ।
पित्तमाध्मानकं शूलं श्वासं कासञ्च नाशयेत् ॥

॥ नि. र. ॥

वाग्भट— १ आखोः विषे–अथवा सैर्यकान् मूलान् सक्षौद्रं तण्डुलाम्बुना ॥

उ. ३८–१७

२ वातजे क्षये–साधितं कासजित् स्वयं सिद्धमार्तगलेन वा ॥
चि. अ. ९

चक्रदत्त— ३ सिध्मनाशाय–नीलझिण्टिकापत्रस्वरसः....
नीलकुरण्टकपत्रं स्वरसेनालिप्य गात्रमतिबहुशः ।
लिम्पेन्मूलकबीजैः पिष्टैस्तक्रेण सिध्मनाशाय ॥

॥ कुष्ठचि० ॥

४ दन्तचाले–आर्तगलदलक्वाथगण्डूषो दन्तचालनुत् ॥

शोढल— ५ शिराग्रन्थौ–शिराग्रन्थौ नवे पेयं तैलं साहचरं तथा ।
उपनाहोऽनिलहरैः बस्तिकर्म शिराव्यधः ॥

६ गर्भवृद्धयर्थम्–यदि सहचरमूलं वारिणा संप्रपिष्टं
पिबति यदि च गोधामांसमश्नाति योषित् ।
प्रतिदिनमभिवृद्धिं याति गर्भस्तदानीं
क्रमवशपरिपुष्टैः धातुभिः पूर्यमाणैः ॥

વર્ણન—કાંટાશેરીઓ એ અરડુસી, એખરો, ઉંટીગણુ વિગેરે વનસ્પતિના વર્ગની વનસ્પતિ છે. પીળો કાંટાશેરીયો બીજી ત્રણ જાતો કરતાં ઘણે ઠેકાણે દેખાય છે. આ છોડવાઓ બારે માસ જોવામાં આવે છે. તે ૨ થી ૫ ફીટ ઉંચા હોય છે. એમાં ઘણી શાખાઓ નીકળેલી હોય છે. પાન લાંબાં અને અણીદાર હોય છે. તે ૨ થી ૮ ઇંચ લાંબાં અને ૧ થી ૪ ઇંચ પહોળાં હોય છે. તે ઘેરા લીલા રંગનાં, જાડાં અને બન્ને સપાટીએ ઘણું કરી લીસાં અને ચળકતાં હોય છે. ફુલ વિવિધ રંગનાં થાય છે. પુંકેસર ૪ અને સ્ત્રીકેસર ૧ હોય છે. ફળ આશરે ૧ ઇંચ લાંબાં હોય છે. દરેક ફળમાં ૨ બીજ હોય છે.

## વૈદ્યકમાં કાંટાશેરીયાનો ઉપયોગ

વાગ્ભટ— ૧ ઝેરી ઉંદરના ઝેરમાં–કાંટાશેરીઆનાં મૂળ, ચોખાના ધોવણ સાથે વાટીને મધ નાખીને પીવાં. ઉ. ૩૮–૩૦

૨ વાતજન્ય ક્ષયમાં–ભુરા ફુલવાળા કાંટાશેરીયાના પંચાંગથી પકાવેલું ઘી વાતજન્ય ખાંસી મટાડે છે. ઉ. ૫

ચક્રદત્ત— ૩ સિધ્મકુષ્ઠમાં–ભુરા ફુલવાળા કાંટાશેરીયાનાં પાનનો રસ દરદવાળા ભાગ ઉપર વારંવાર ઘસવો. પછીથી છાશમાં વાટેલાં મૂળાનાં બીજ તેની ઉપર ઘસવાં.

૪ દાંત હાલતા હોય તો—ભુરા પુલવાળા કાંટાશેરીયાનાં પાનના કવાથનો કોગળો મ્હોંમાં ભરવાથી દાંત હાલતા બંધ થાય છે.

શોઢલ— ૫ શિરાગ્રંથિમાં—કાંટાશેરીયાના પંચાંગથી પકાવેલું તેલ પીવું.

૬ ગર્ભવૃદ્ધિ માટે—હમેશાં કાંટાશેરીયાનું મૂળ પાણીમાં વાટીને સ્ત્રીએ પીવું. ખોરાકમાં ઘોનું માંસ ખાવું. આ પ્રયોગથી પ્રતિદિન ગર્ભવૃદ્ધિ પામે છે.

वक्तव्य—ધન્વન્તરીય નિઘંટુમાં ' सैरेयक 'નો રંગ તેમ જ નીલપુષ્પવાળા કાંટાશેરીયાનું નામ નથી આપેલાં જણાતાં. ભાવમિશ્ર સૈરેયકને " श्वेतपुष्प " કહે છે. નરહરિ કહે છે કે ' नीलपुष्पा तु सा दासी ' અર્થાત્ દાસીકુરંટક એ ભુરો કાંટાશેરીયો. નરહરિ કાંટાશેરીયાની છ જાત માને છેઃ—

(૧) રક્તપુષ્પ (૨) રક્તામ્લાનપુષ્પ (૩) પીતપુષ્પ (૪) પીતામ્લાનપુષ્પ (૫) નીલપુષ્પ (૬) નીલામ્લાનપુષ્પ. એટલે તે સફેદ પુલનો ઉલ્લેખ નથી કરતા એ ધ્યાન રાખવા જેવું છે. નરહરિએ એ છ ભેદ પુલની મલિનતા અને ઉજ્જવલતા ઉપરથી જ પાડેલા છે. ડૅાકુસબર્ગે પણ નીલ અને ઉજ્જવલનીલ એવા રંગ ઉપરથી બે ભેદો દર્શાવેલ છે. તેના મત અનુસાર નીલપુષ્પનું નામ B. Cœrulea અને ઉજ્જવલનીલનું નામ B. Cristata છે.

ડલ્હણના મત પ્રમાણે સૈરેયક એ કાંટાશેરીયા ( તમામ )ને માટે સામાન્ય શબ્દ છે. જુઓઃ–सैरेयकद्वयं–रक्तपुष्पनीलपुष्पकण्टशेलुआद्वयम् ( સૂ. ૩૮–૮ ). કુરંટકને पीतपुष्पः ' कण्टाशेलुआ ' इति लोके અને દાસીકુરંટકને नीलपुष्प તરિકે ડલ્હણે ઓળખાવેલા છે. ' कुरण्टिका ' શબ્દનો અર્થ कृष्णसूक्ष्मफला ' तिरिवालिका ' इति लोके ( સૂ. ૩૮–૧૦ ) આમ કરેલો છે. ' आर्त्तगल ' શબ્દ જેટલો કાંટાશેરીયાને લાગુ પડે છે તેટલો જ, બલ્કે કંઇક વધારે, સાજડને લાગુ પડે છે.

અમરકોષમાં કાંટાશેરીયાનાં નામ અને ભેદ નીચે પ્રમાણે આપેલા છેઃ– (૧) महासहा ( अम्लानः–न म्लायति स्म ) જેને ટીકાકાર ' कटसरया ' सामान्यस्य લખે છે તે મોટો કાંટાશેરીયો–(૨) कुरुबक–રાતો કાંટાશેરીયો. (૩) कुरंटक–પીળો કાંટાશેરીયો. (૪) नीलाझिंटिः, बाणा, दासी, आर्तगलः–ભુરો કાંટાશેરીયો. એ પણ સૈરેયક ને સામાન્ય કાંટાશેરીયા માટે જ રાખે છે.

આરગ્વધાદિ, વીરતર્વાદિ, અને વરૂણાદિ ગણમાં સુશ્રુતે તેનો ઉલ્લેખ કરેલો છે. કંટકસંજ્ઞપંચમૂલમાં સૈરેયક છે. મૂઢગર્ભમાં બતાવેલની માફક જ કાંટાશેરીયાનું તેલ પકવવાનું કહ્યું છે.

ચરકે પુષ્ય નક્ષત્રમાં ગર્ભિણીને કાંટાશેરીયો પાવાનો કહ્યો છે. વાતરક્તમાં "घृतं सहचरान्मूलं जीवंती छागलं पयः" એનો લેપ લખેલો છે. યોનિવાતઘ્ન તેલમાં અને વાતવ્યાધિમાં કાંટાશેરીયો છુટથી વપરાયલો છે. ખાલિત્યમાં મહાનીલ તેલમાં એ નાખેલો છે. કૃમિમાં ઉંદરકણી જેવો જ તેનો ઉપયોગ કરવાનું કહેલું છે (वि. ७-२७). વાગ્ભટે ઉન્માદપ્રતિષેધમાં કાંટાશેરીયાનાં ફુલ 'चतुष्पथे गवां तीर्थे नदीनां संगमेषु च' આપવાનાં કહ્યાં છે. વસિષ્ઠરસાયનમાં કાંટાશેરીયો યોજાયલો છે.

હુકર Barleria જીનસની ૨૬ જાતો ગણાવે છે. આપણે તો ચારથી જ ચલાવવાનું રહ્યું.

**Actions & Uses**—The plant is slightly bitter and astringent and given in catarrhal affections of children accompanied with fever; also in anasarca. Locally, the juice of the leaves is applied to the feet to prevent the cracking of the soles and with common salt to strengthen the gums when spongy. The paste of the root is applied to the boils and glandular swellings to cause their depression. The medicated oil is used as an application to unhealthy wounds. R. N. Khory. II p. 466.

Dr. Bidie observes that it acts as a diaphoretic and expectorant.
(Dymock).

**ભાવાર્થ**—કાંટાશેરીયો સ્હેજ કડવો અને કષાય છે. બાળકોના કફ-જ્વરમાં તેમ જ અગંભીર શોથમાં તે આપવામાં આવે છે. પગનાં તળીયાંમાં ફાટો પડી હોય તો કાંટાશેરીયાનાં પાનનો રસ ચોપડવાથી મટી જાય છે, અને દાંતનાં પેઢાંમાંથી લોહી નીકળતું હોય તો સીંધાલુણ સાથે તે રસનો કોગળો કરાય છે. કાંટાશેરીયાનાં મૂલની ચટણી ગાંઠો અને બદ ઉપર લગાવવામાં આવે તો ગાંઠો બેસી જાય છે. એનું તેલ દુષ્ટ વ્રણમાં સારૂં કામ આવે છે.
(ખોરી. ભા. ૨. પા. ૪૬૬).

ડૉ. બીડી જણાવે છે કે એ પરસેવો લાવનાર છે અને કફઘ્ન છે.
(ડીમક).

**નવ્યમત**—પાન અને મીઠાની લુગદી દાંતનાં પેઢાં મજબુત કરે છે. દંતશૂલ પણ એથી નરમ પડે છે. (સખારામ અર્જુન)

રસાયન તરિકે ચાંદી અને ટાંકીના રોગોમાં તે ઉપયોગી છે.
(ડૉ. સ્ટુઅર્ટ-કટક).

કફમાં અને નાનાં બચ્ચાંના ઝાડામાં ઉપયોગી છે. ( થૉમ્પ્સન-મદ્રાસ ).

આખો છોડ અને ખાસ કરીને મૂળ સીલોન તરફ મૂત્રલ અને બલ્ય દવા તરિકે બહુ વપરાય છે. ( ટ્રીમેન ).

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૫૫; રૂ. નિ. પા. ૧૩૬; N. p. 235; Watt I p. 400; Indi. Medi. Plants p. 961.

---

## ૩૦૧ પાંદડી.

### N. O. Acanthaceæ.

**નામો**—ગિરનારી પાંદડી ( જુનાગઢ ); કારવી ( મરાઠી ); Strobilanthes callosus-સ્ટ્રૉબીલેન્થસ્ કૅલોસસ્ ( લેટીન ).

**પરિચય**—ગિરનાર ઉપર આ છોડ ઢગલાબંધ ઉગે છે. એ તરફના લોક પાંદડીને ન ઓળખે એ ભાગ્યે જ બને. પહેલાં તો નવાબ ( જુનાગઢ ) સાહેબ આ છોડનો ઇજારો આપતા અને તેમાંથી અત્તર કઢાવતા. હવે તો અત્તર કાઢવામાં નથી આવતું. ઓરીયા ઉપર પાંદડી ખૂબ થાય છે; સહેસાવન અને ભરતવનના રસ્તે થઇ નીચે ઉતરતાં પણ રસ્તામાં પાંદડી મળે છે.

આ છોડ ૫–૬ ફીટ ઉંચો થાય છે. પાન સામસામાં, ૬–૭ ઇંચ લાંબાં, અને ૨–૩ ઇંચ પહોળાં ( કેટલીક વખતે આથીયે મોટાં ) દાંતા દાંતાવાળાં, અણીવાળાં હોય છે. પાનની ડીંટડી ૨ ઇંચ જેટલી લાંબી હોય છે. પાનમાં સામસામી ૮ થી ૧૬ જોડી નસો હોય છે. ફુલ આછા ગુલાબી (Pink) રંગનાં હોય છે. આખો છોડ સુગંધી હોય છે.

**બ્રૅંડીસ કહે છે કે**—" A large shrub, forming underwood in forests and attaining 30 feet, flowers in periods of 7 or 9 years..." અર્થાત્ કોઇ કોઇ વખત ૩૦ ફીટ જેટલો આ છોડ ઉંચો થાય છે અને આમાં ૭ અથવા ૯ વર્ષને આંતરે ફુલ આવે છે. નૅર્ન સાહેબ પણ આ વાત લખે છે. આ જાત ( Species ) ના ઘણાખરા છોડો ૭ અથવા ૯ વર્ષને આંતરે જ ફળે છે એમ વિદ્વાનો માને છે.

પાવાગઢ અને આબુ ઉપર પણ આ છોડ થાય છે. મહાબલેશ્વર ઉપર પણ આ છોડ ખૂબ થાય છે અને ત્યાં તે કારવી નામથી ઓળખાય છે.

**ઉપયોગ**—જુનાગઢના ગાંધીઓને ત્યાંથી અમોને જે પાંદડીનો સુકો નમુનો મળ્યો હતો તેમાં જરા પણ સુગંધ ન હતી તેમ કોઇ એને પાંદડી

કહે પણ નહિ એવો તે ખરાબ નમૂનો હતો. સાધારણ રીતે ધુપેલના વસાણામાં નાખવા માટે તે વપરાય છે.

ઉંડી ( Calophyllum inophyllum ) ની છાલ અને આ છોડની છાલનો ખરડ આંચકી વખતે કરવામાં આવે છે. પાંદડીની છાલનો રસ અને ભાંગરાનો રસ સમાન ભાગે લેવો. એ રસને ઉકાળવો અને અર્ધો બાકી રાખવો. આ પછી તેમાં તલનું તેલ, થોડાંક મરી અને થોડીક સુંઠ ઉમેરીને થોડીવાર ઉકાળી પછી ઉતારી લેવું. આ તેલ કર્ણમૂલિક ગ્રંથિના સોજામાં ( Parotitis ) બહાર લગાવવામાં આવે છે. પાંદડીનાં ફુલનો રસ અને મીંઢળના ફુલનો રસ સમાન ભાગે લઈને તેને ચાઠાં અથવા સૉળો ઉઠી હોય ( Bruises ) તે ઉપર ઘસવામાં આવે છે. (ડીમક ).

ઉલ્લેખ—N. p. 233; Brandis p. 500; Indi. Medi. Plants p. 958.

---

# निर्गुंडयादि वर्ग

## N. O. Verbenaceæ.

### ३०२ रतवेलीयो

**नामो**—जलपिप्पली, मत्स्यगंधा ( संस्कृत); रतवेलीयो ( गुजराती ); जल-पीपली, रतोलीया ( मराठी ); भुइंओकरा, भुद्र, जलपीपली ( हिंदी ); Purple Lippia-पर्पल लीपीया ( अंग्रेजी ); Lippia nodiflora-लीपीया नॉडीफ्लोरा ( लेटीन ).

**गुणाः**— जलपिप्पलिका हृद्या चक्षुष्या शुक्रला लघुः ।
संग्राहिणी हिमा रूक्षा रक्तदाहव्रणापहा ॥

॥ भ. नि. ॥

जलपिप्पलिका रूक्षा कषायातिहिता हिमा ।
कटुपाकरसा रुच्या पित्तातिसारनाशिनी ॥
श्वासतृड्विषदाहार्तिभ्रममूर्च्छाज्वरापहा ।
रक्तदोषहरी चैव मुखशुद्धिकरी मता ॥
हृद्याग्निदीपनी वातकारिणी रक्तदोषहा ॥

॥ नि र. ॥

गण्डीरो जलपिप्पल्यः तुम्बुरुः शृङ्गवेरिका ।
तीक्ष्णोष्णकटुरूक्षाणि कफवातहराणि च ॥

चरकः सू. २७-१६५.

**वर्णन**—रतवेलीयाना वेला चोमासे घणा जोवामां आवे छे. ए जमीन उपर चोतरफ फेलायला होय छे. एनी डांडी अने शाखाओमांथी पाननी गांठे गांठे जमीनमां मूळीयां मूकातां जाय छे अने उपरनी बाजु शाखाओ नीकळती जाय छे. एना वेला लीला तेमज राता रंगना होय छे. केटलीक वार एक ज वेलामां बन्ने रंगो होय छे. पान तळीये सांकडां, मथाळे पहोळां, दांतावाळां, सामासामां आवेलां होय छे. उपरनी सपाटीनो रंग लीलो के रातो ने नीचेनीनो फीक्को होय छे. फुल फीक्का घोळा गुलाबी रंगनां के जांबुडी छाया लेतां होय छे. फळ सूक्ष्म होय छे.

दरिआकिनारानी रेताळ जमीनमां, ज्यां वरसादनुं पाणी भराइ रहेतुं होय त्यां, बीजी भेजवाळी जमीनमां, नदीकांठे, तेमज वाडी के खेतरोना धोरीआकांठे आ छोडवा उगे छे.

રતવા ઉપર આનો બધા લોકો ઉપયોગ કરે છે તેથી તેનું નામ રતવેલીયો પડેલું લાગે છે. ફૂલ પીપર જેવાં જ થાય છે ( સ્હેજ મોટાં ) તેથી તેને સંસ્કૃતમાં जलपिप्पली નામ આપ્યું હશે.

ગુણ-ઉપયોગ—રતવેલીઓ હૃદ્ય, ચક્ષુષ્ય, શુક્લ, હલકો, સંગ્રાહી, શીત, રૂક્ષ, દાહ અને વ્રણને મટાડનાર તેમજ રક્તશુદ્ધિકર છે. મ. નિ.

રતવેલીઓ રૂક્ષ, કષાય, ચક્ષુને હિતકર, હિમ, પાકમાં કટુ, રૂચિ ઉત્પન્ન કરનાર, પિત્તાતિસારને મટાડનાર, શ્વાસ, તૃષા, વિષ, દાહ, ભ્રમ, મૂર્છા, જ્વર વિગેરેને મટાડનાર છે. રસના દોષને હરનાર, મુખને શુદ્ધ રાખનાર, હૃદ્ય, અગ્નિદીપન, વાત વધારનાર અને રક્તદોષને હરનાર છે. નિઘંટુરત્નાકર.

રતવેલીઓ ઠંડો હોવાથી પ્રમેહ અને પેસાબનાં દરદોમાં અપાય છે. રતવા ઉપર, રતવેલીયાને વાટીને લેપ કરવામાં આવે છે. માથું દુખતું હોય તો માથા ઉપર વાટીને ચોપડાય છે. બહુ ખાવામાં આવે તો ઠંડો હોવાને લીધે શરદી કરે છે.

वक्तव्य—ચરકમાં ફક્ત એક જ વખત जलपिप्पली નો ઉલ્લેખ છે ( શાકવર્ગમાં ). સુશ્રુતમાં जलपिप्पली શબ્દ નથી. પાછળના ગ્રંથકારોએ રતવેલીયાનો સ્વતંત્ર ઉપયોગ આપેલો જોવામાં નથી આવ્યો. ચરકના મત મુજબ જલપિપ્પલી ઠંડી નહિ પણ ગરમ હોય એમ લાગે છે; પણ આ તો બધાંના ભેગા ગુણો આપેલા છે એટલે આ પ્રમાદ થયેલો હશે.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૬૮; રૂ. નિ. પા. ૩૩૦; N. p. 245; Watt V p. 78; Indi. Medi. Plants p. 986.

---

## ૩૦૩ સાગ.

### N. O. Verbenaceæ.

નામો—शाकः, महापत्रः, खरच्छदः, द्वारदारुः ( સંસ્કૃત ); સાગ ( ગુજરાતી ); સાગવન ( મરાઠી ); સાગન ( હિંદી ); Indian teak-tree-ઇન્ડીયન ટીકટ્રી ( અંગ્રેજી ); Tectona grandis-ટેકટોના ગ્રેન્ડીસ ( લેટીન ).

परिचय— शाको भूमिरुहः पृष्ठपत्रोदरसुकर्कशः ।
महापत्रो रागगर्भो मंजरीकः सुदारुकः ॥
॥ शिवदत्तः ॥

गुणाः— शाकस्तु सारसः प्रोक्तः पित्तदाहश्रमापहः ।
कफघ्नं मधुरं रुच्यं कषायं शाकवल्कलम् ॥
॥ रा. नि. ॥

भूमिरूहस्तु शिशिरो रक्तपित्तप्रसादनः ॥

॥ भा. प्र. ॥

शाकः श्लेष्मानिलामघ्नो गर्भसंधानदो हिमः ॥

॥ म. नि. ॥

गर्भस्थैर्यकरश्चैव गर्भसंधानकारकः ।
वातं पित्तं तथार्शांसि कुष्ठं चातिसृतिं जयेत् ॥
अस्य पुष्पं तु तुवरं तिक्तं च विशदं लघु ।
वातप्रकोपनं रूक्षं कफपित्तप्रमेहनुत् ॥
वल्कलं चास्य मधुरं रूक्षं च तुवरं मतम् ।
फलं तु मूत्रकृच्छ्रघ्नं मुनिभिः परिकीर्तितम् ॥

॥ नि. र. ॥

શોદલ— १ मूत्राघाते–शर्कराजपयःपीता शाकवृक्षस्य मूलिका । मूत्ररोधं तथा दाहं नाशयत्यतिवेगतः ॥

વર્ણન—સાગનાં ઝાડ ૨૦ ફીટથી માંડીને ૧૫૦ ફીટ જેટલાં ઉંચાં થાય છે અને આ જ કારણથી એનું એક નામ 'अभ्रंलिहः' છે. એની શાખાઓ વિગેરે ધોળા રંગની હોય છે. પાન સામસામાં, ઘણાં મોટાં, ખરસટ હોય છે. પાનને ચોળતાં લાલ રંગ હાથે લાગે છે. ફુલના પુષ્પમંડપો શાખાઓને છેડે શાખા પ્રતિશાખાઓમાં આવેલાં હોય છે; તે ઉપર સફેદ રંગનાં અનેક ફુલો આવે છે. આમાંથી ઘણાં જુજ ફુલોમાંથી જ ફલ પાકે છે. ફળ ભુરા રંગનાં, સખ્ત અને બહુધા ચાર ખાંચીયાવાળાં હોય છે. તે ઉપર રૂંવાંટીનું અસ્તર ઘણું જ ઘીચ હોય છે. આનું લાકડું ઘણું કઠિન હોય છે અને ઇમારતી કામમાં બહુ જ વપરાય છે.

વહાણુ બાંધવાના કામમાં આ જ લાકડું વપરાય છે. આના લાકડામાં એક જાતનું તેલ રહે છે જે ખુંટાઓને એવા ને એવા જ રાખે છે.

સાગનું લાકડું કરવત વડે કાપી જુઓ. તેમાં વર્તુલાકાર કેટલીક રેખાઓ ( Rings or Concentric circles ) જણાય છે. હરેક ઝાડમાં આવી રેખાઓ તો જણાય છે જ, પણ આ રેખાઓમાં રહેલું રહસ્ય સમજવા જેવું છે. એક રેખા મૃદુ અને બીજી કઠિન હોય છે એ તમને ચપ્પુ વડે લાકડાને સ્પર્શ કરી જોવાથી સ્પષ્ટ સમજાશે. આમ થવાનું શું કારણ હશે ? ચોમાસામાં આ ઝાડ ખૂબ જોરથી વધે છે અને તે વખતે તેના પર મોટાં મોટાં અસંખ્ય પાન આવેલાં હોય છે. આ વખતમાં આ ઝાડમાં જે વૃદ્ધિ થાય છે તેથી લાકડું

મૃદુ હોય છે. જે કઠિન અને કાળાશ પડતી રેખાઓ જણાય છે, તે ઉનાળા વખતે વૃદ્ધિનો હ્રાસ ( Cessation of growth ) થાય છે તેને આભારી છે. ઉનાળામાં બધાં પાન ખરી જાય છે અને ઝાડ વૃદ્ધિનું કામ અટકાવે છે. આવી રેખાઓ ગણીને આપણે કોઈ પણ ઝાડની ઉમ્મર કહી શકીએ.

આના પાંદડામાં આટલી બધી નસો, અથવા નસોની જટિલ રચના કેમ હશે ? કારણ સિવાય પ્રભુ કશું જ કોઈને નકામું આપતો નથી. આ નસોનાં જાળાં ( Network of veins ) મૂળમાંથી જે રસ ઉંચે ચઢે છે તે પાનના દરેકે દરેક ભાગને પહોંચાડવાનું ઉપયોગી કામ કરે છે, અને લીલાં પાંદડાંમાં જે સ્ટાર્ચ વિગેરે ઝાડને ઉપયોગી ખોરાક તૈયાર થાય છે તે પણ આખા ઝાડને પહોંચાડવાનું કામ આ નસો જ કરે છે. આ નસો તે ઉપયોગી ખોરાક શાખાઓને પહોંચાડે છે અને આવી રીતે સ્ટાર્ચ, કાર્બન વિગેરે પદાર્થો આખા ઝાડને મળે છે. એટલે મૂળમાંથી ઉંચે ચઢતો રસ (Sap) પાનના અગ્રભાગ સુધી લઇ જનાર અને પાનનાં અણુમાંથી લઇને શાખાઓને પહોંચાડનાર આવી બે જાતની ( Up and down ) નસો એક જ પાનમાં ગોઠવાયલી હોય છે. કેટલી સુંદર રચના ! !!

ઉન્હાળામાં પાન ખરી જાય છે. આ પણ ઝાડના હિતને સારૂ જ. આવડાં મોટાં પાન ઉન્હાળામાં એટલું બધું પાણી શ્વાસ વાટે બહાર ફેંકી દે કે ઝાડ બિચારૂં સૂકાઇ જાય. શ્વાસોચ્છ્વાસનું ઉપયોગી કામ તો પાંદડાં જ કરે છે એ સર્વને વિદિત જ હશે ! ઝાડની રક્ષા માટે પ્રભુને કેટલી કાળજી છે ?

પાન ખરતા અગાઉ ઘણા વખત પહેલાં તેની તૈયારીઓ ચાલી રહે છે. શાખા ને પાનની ડીંટડીના સાંધા આગળ એક કાળાશ પડતી રેખા પાન ખરવા અગાઉથી જણાવા માંડે છે. જ્યારે પાન પોતામાં રહેલો ઉપયોગી પદાર્થ બધો ઝાડને આપી દઇને નિવૃત્ત થઇ જાય છે ત્યારે જ આ કાળી રેખા આગળથી પાનને પડવા દે છે. ખરતું પાન માણસોને કેટલો અમૂલ્ય પાઠ ભણાવે છે ! માણસ પણ ખરતા પહેલાં તેનામાં રહેલી શક્તિઓ સમાજ–વૃક્ષને અર્પણ કરી દઇને જ ખરે તો ?

અને પાન ખર્યો પછી પણ તેના જન્મદાતાને ભૂલતું નથી. બધાં પાન થડ આગળ જ પડે છે; અને તેનામાં જે ખનિજ તત્ત્વો ( mineral matters ) હોય છે તે કહોવાઈને ઝાડને પાછાં આપી કૃતાર્થ થાય છે. જે ધરતીમાંથી તેણે એ અમૂલ્ય ખનિજ તત્ત્વો મેળવ્યાં હતાં તેને જ સમર્પણ કરતાં પાનને કેટલો આનંદ થતો હશે ? કહોતી વખતે નસોની વચમાં જે મૃદુ ભાગ ( લીલાશ લેતો પાંદડાનો ભાગ ) હોય છે તે પહેલો કહોવાઈ જાય છે.

આપણે ઉપર જણાવી ગયા તેમ આ ઝાડ દરેક ઋતુને અનુકૂલ થઇ રહેવાની શક્તિ ધરાવે છે. કેટલાંક ઝાડ Xerophillous ( એટલે કે આવાં ઝાડ પ્રવાહી પદાર્થને બહાર જતાં અટકાવવા માટે અનેક યુક્તિઓ જાણતાં હોય છે ) અને બીજાં Hygrophillous ( એટલે કે આ ઝાડોનાં મોટાં પાન હરેક ઉપાયે વધુ પડતો પ્રવાહી પદાર્થ શ્વાસોચ્છ્વાસદ્વારા બહાર કાઢી નાખે છે ) હોય છે. સાગના ઝાડમાં આ બન્ને જાતની શકિતઓ એકત્ર રહેલી છે. ચોમાસામાં પોતાનાં મોટાં મોટાં પાનદ્વારા ઝાડમાંથી વધુ પડતો પ્રવાહી–ભેજ ( moisture ) બહાર કાઢી નાખે છે અને ઉન્હાળામાં વિકાસનો હ્રાસ થતો હોવાથી પાનને ખેરવી નાખે છે. આવા છોડને અંગ્રેજ વનસ્પતિશાસ્ત્રીઓ tropophillous plants કહે છે.

બારીકીથી જોનારને આ એકલું ઝાડ કેટલું અમૂલ્ય જ્ઞાન આપે છે ? આંખો જોઇએ.

## વૈદ્યકમાં સાગનો ઉપયોગ.

શોઢલ— ૧ મૂધાઘ્રાતમાં–સાગનાં મૂળીયાં, સાકર અને બકરીના દુધ સાથે પીવાથી અટકી ગયેલો પેસાબ તરત જ લાવે છે અને દાહને પણ શાંત કરે છે.

वक्तव्य—ચરકમાં ફક્ત એક જ ઠેકાણે–સંગ્રહણીના અધ્યાયમાં સાગનાં ફુલ યોજાયલાં છે ( चि. ૧૯–૧૩૪ ). સુશ્રુતમાં પરૂષકાદિ અને સાલસારાદિગણોમાં शाकનો ઉલ્લેખ છે. કષાયવર્ગમાં તેની ગણત્રી છે. પાન અત્યંત કર્કશ હોવાથી અનુશસ્ત્રમાં તેની ગણત્રી કરાવી છે ( सू. ૮–૧૫ ). પહેલે મહિને ગર્ભસ્રાવની બીક હોય તો मधुकं शाकबीजं च पयस्या सुरदारु च ( शा. ૧૦–૫૯ ) –આ પ્રયોગ દર્શાવેલો છે. નિઘંટુકારે જે ગર્ભસ્થૈર્યકર અને ગર્ભસંધાનકારક ગુણો વર્ણવ્યા છે તેને આથી ટેકો મળે છે. અશ્મરીમાં પાષાણભેદાદિઘૃતમાં સાગનો ઉલ્લેખ છે ( चि. ૭-૬ ). મૂઢગર્ભમાં પણ બીજાં સાથે शाकत्वक् વપરાયલી છે ( चि. ૧૫–૨૧ ).

સાગનાં પુલનો ઉપયોગ પંચમહાલ તરફની ડોસીઓ હજુએ ચુંકમાં અને મૂત્રકૃચ્છ્રમાં કરે છે.

ડલ્હણે સાગનો પરિચય બહુ સરસ આપ્યો છે–" शाकः कर्कशमसृणपृष्ठोदरपत्रो वृक्षः "

ઉલ્લેખ—વ. શા. પા. ૫૬૯; રૂ. નિ. પા. ૫૨૨; N. p. 248; Watt VI part IV p. 1; Glimpses into the life of Indian Plants. pp 109-112; Indi. Medi. Plants p. 990.

## ૩૦૪ સ્થૌણેયક.

### N. O. Verbenaceæ.

નામો—स्थौणेयक, बर्हिपुष्पम् ( સંસ્કૃત ); થુણેર ( ગુજરાતી. મરાઠી ).

ગુણાઃ— स्थौणेयं कफपित्तघ्नं सुगंधि कटुतिक्तकम् ।
पित्तप्रकोपशमनं बलपुष्टिविवर्द्धनम् ॥

॥ रा. नि. ॥

स्थौणेयकं कटु स्वादु तिक्तं स्निग्धं त्रिदोषनुत् ।
मेधाशुक्रकरं रुच्यं रक्षोघ्नं ज्वरजंतुजित् ॥
हन्ति कुष्ठास्रतृड्दाहदौर्गन्ध्यातिलकालकान् ॥

॥ भा. प्र. ॥

ગુણ—થુણેર કફપિત્તને હણનાર છે, સુગંધિ છે, કટુ અને તિક્ત છે, પિત્તનો નાશ કરનાર છે, બલ અને પુષ્ટિને વધારનાર છે. —રાજનિઘંટુ.

કટુ, સ્વાદુ, તિક્ત સ્નિગ્ધ, ત્રિદોષઘ્ન, મેધ્ય, શુક્રલ, રૂચ્ય, રક્ષોઘ્ન, જ્વરઘ્ન અને કુષ્ઠ, તૃષા, દાહ, દૌર્ગન્ધ્ય, તલ વિગેરેનો નાશ કરનાર છે.–ભાવપ્રકાશ.

વક્તવ્ય—સ્વ. કેતોભટ્ટે સ્થૌણેયક અને ચોરકને એક ગણેલાં છે. ગુજરાતી કે બીજી ભાષામાં તેનાં નામ આપેલાં નથી. ફક્ત મરાઠીમાં થુણેર અને ભટીઉર એવાં નામો આપેલાં છે. ' ग्रंथिपर्णभेदो भटीउरः नेपालदेशे भवति ' એમ ઓળખાણ આપીને ચોરકના ગુણ આપે છે. એટલે એમના મત મુજબ ' સ્થૌણેયક ' એ થુણેર અને चोरक એ ભટીઉર છે.

ચરકે स्थौणेयक નો ઉલ્લેખ કરેલો છે ( क. ૧–૩૩; चि. ૩-૨૬૨; चि. ૨૫–૫૨; चि. ૨૮–૧૪૯. ) સ્વતંત્ર ઉપયોગ ક્યાંયે નથી.

સુશ્રુતમાં પણ એલાદિગણમાં અને क. ૫–૬૬ તથા क. ૬-૧૯–આટલી જગોએ સ્થૌણેયકનો ઉલ્લેખ છે.

અમરકોષમાં સ્થૌણેયકનાં નામ " ग्रन्थिपर्णं शुकं बर्हिपुष्पं स्थौणेयकुक्कुरे " આવાં નામ છે. ભાનુજી દીક્ષિત આને ' कुक्कुरवद्रा ' તરિકે ઓળખાવે છે.

चोरकને સુશ્રુતે એલાદિ તેમજ ન્યગ્રોધાદિ વર્ગમાં ગણાવ્યું છે. ' चोरकः स्वनामख्यातः, ग्रन्थिपर्णकभेदो ग्रान्थिपर्णाकार एव । ( सू. ૩૮–૨૪ ) '–આ પરિચયથી તો ચોરક અને સ્થૌણેયક એક બીજાને બહૂ મળતાં છે એ વાત નિર્વિવાદ છે.

ચરકે चोरकને સંજ્ઞાસ્થાપન દશેમાનિમાં ગણાવ્યું છે. બચ્ચાનાં વસ્ત્રોને ધૂપ દેવા માટે જે દ્રવ્યો ગણાવ્યાં છે તેમાં ' ચોરક ' પણ છે ( શા. ૮–૧૨૨). ઉન્માદના મહાપૈશાચિકઘૃતમાં ચોરક છે. અપસ્મારમાં પણ બે જગોએ

ઉલ્લેખ છે. હિક્કાશ્વાસમાં ચોરક છે ( चि. २१-१२०-१३७ ). સંજ્ઞાસ્થાપન હોવાથી તે શિરોવિરેચન તો હશે જ અને તેથી પીનસનાસારોગચિકિત્સામાં ચરકે " प्रेयाश्च रौहिषाजाजीवचालर्कारीचोरकाः । " ( चि २६-१२० ) તેને બીજાં સાથે યોજ્યું છે. બીજે પણ ચોરકનો ઉલ્લેખ છે ( क. ४-१३, क. १-३३, सि. ४-१९ ).

સ્વ. કેતોભટે આનું લેટીન નામ ( Clerodendron infortunatum. N. O. Verbenaceæ. ) રાખ્યું છે. નૅર્ન સાહેબે આનું વર્ણન આપ્યું છે અને જણાવ્યું છે કે દક્ષિણ કોંકણમાં અને બેલગામમાં આ છોડ બહુ થાય છે. બહુજ નાનો છોડ છે. મરાઠી નામ આપ્યું નથી. ( Nairne. Page 248. )

**Medicinal Uses of**—C. infortunatum—

The fresh juice of the leaves is used as a bitter tonic and febrifuge, in malarial fevers, especially in those of children. The root of this plant in 10 to 15 grain doses made into a paste with water has been found of great value in hæmorrhoidal disturbances. It readily relieves congestion and torpidity of the bowel and acts as a slight aperient. (**Indig. Drugs. p. 90.**)

આટલું છતાં પણ સ્થૌણેયક શું તે હું નક્કી કરી શકતો નથી. બંગાલીમાં C. Infortunatum ને ભોંટ કહે છે. ( 'વનૌષધિ દર્પણ'ભા. ૨ પરિશિષ્ટમાં જુઓ. )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૫૧; N. p. 248; Brandis p. 507; Indi. Medi. Plants p. 1007.

---

## ૩૦૫ શીવણ.

### N. O. Verbenaceæ.

**નામો**—काश्मरी, गम्भारी, श्रीपर्णी, भद्रपर्णी (સંસ્કૃત); શીવણ, શવન, સવન ( ગુજરાતી ); શિવન, ગમાર ( મરાઠી ); કંભારી, કંભહાર, ગંહાર ( હિંદી ); ગામાર ( બંગાલી ); સીવની ( કર્ણાટકી ); Gmelina arborea–મૅલીના આરબોરીયા ( લેટીન ).

ગુણાઃ— श्रीपर्णी स्वरसे तिक्ता गुर्व्युष्णा रक्तपित्तजित् ।
त्रिदोषश्रमदाहार्त्तिज्वरतृष्णाविषाञ्जयेत् ॥
काश्मर्यं कुसुमं बल्यं वृष्यं पित्तास्रनाशनम् ॥
॥ ध. नि ॥

काश्मरी कटुका तिक्ता गुरूष्णा कफशोफनुत् ।
त्रिदोषविषदाहार्त्तिज्वरतृष्णास्रदोषजित् ॥

॥ रा. नि ॥

काश्मरी तुवरा तिक्ता वीर्योष्णा मधुरा गुरुः ।
दीपनी पाचनी मेध्या भेदिनी भ्रमशोषजित् ॥
दोषतृष्णाऽऽमशूलार्शोविषदाहज्वरापहा ।
तत्फलम् बृंहणं वृष्यं गुरु केश्यं रसायनम् ॥
वातपित्ततृषारक्तक्षयमूत्रविबन्धनुत् ।
स्वादु पाके हिमं स्निग्धं तुवराम्लविशुद्धिकृत् ।
हन्याद्दाहतृषावातरक्तपित्तक्षतक्षयान् ॥

॥ भा. प्र. ॥

गम्भारिकाफलं ग्राहि सतिक्तं मधुरं गुरु ।
केश्यं रसायनं मेध्यं शीतलं दाहपित्तजित् ॥

॥ राजवल्लभः ॥

चरक— १ रक्तातिसारे—काश्मर्याः फलयूषो वा किञ्चिदम्लः सशर्करः ॥
चि. अ—१०

२ गर्भे शुष्के शुष्यति बाले च—गर्भे शुष्के तु वातेन बालानाञ्चापि शुष्यताम् । सिताकाश्मर्यमधुकैः हितमुत्थापने पयः ॥
चि. अ—२८

३ वातरक्ते—सिद्धं ( तैलं ) मधुककाश्मर्यरसैर्वा वातरक्तनुत् ॥
चि. अ—२९

सुश्रुत— ४ दाहतृष्णान्विते पित्तज्वरे—....काश्मर्यस्याथवा पुनः ।.... कषायैः शर्करायुतैः । सुशीतैः शमयेत्तृष्णां प्रवृद्धां दाहमेव च ॥ उ. अ—३९

चक्रदत्त— ५ रक्तपित्ते—पक्वोदुम्बरकाश्मर्य....। मधुना घ्नन्ति संलीढा रक्तपित्तं पृथक् पृथक् ॥

६ शीतपित्ते—गम्भारिकाफलं पक्वं शुष्कमुत्स्वेदितं पुनः । क्षीरेण शीतपित्तघ्नं स्वादितं पथ्यसेविना ॥

भावमिश्र— ७ अङ्गुलिवेष्टे–काश्मर्याः सप्तभिः पत्रैः कोमलैः परिवेष्टितः । अंगुलिवेष्टकः पुंसां ध्रुवमाशु प्रशाम्यति ॥

बंगसेन— ८ पतितयोः पयोधरयोः–श्रीपर्णीरसकल्काभ्यां तैलं सिद्धं तिलोद्भवम् । तत्तैलं तूलके न्यस्य स्तनयोः परिधारयेत् ॥ पतितावुत्थितौ स्त्रीणां भवेयातां पयोधरौ । गजकुम्भसमाकारावुन्नतौ परिमण्डलौ ॥

વર્ણન—શીવણનાં ઝાડ ૫૦ થી ૬૦ ફીટ જેટલાં ઉંચાં થાય છે. એનાં થડ અને ડાળનો રંગ સફેદ હોય છે. પાન બરાબર પીપળા જેવાં પણ મોટાં હોય છે. પાન શિયાળે ખરી જાય છે અને હોળી પછી તુરત જ નવાં પાન અને ચૈત્ર માસમાં ભુરાશ લેતા પીળા રંગનાં ફુલો આવે છે. વૈશાખ જેઠમાં ફળ પાકે છે. ફલ રંગે પીળાં, લીલાં, ચળકતાં અને સાધારણ જાંબુ જેવડાં હોય છે. ઝરણાંને કાંઠે આ ઝાડ વિશેષ જોવામાં આવે છે. એનાં સુંદર પાનને લીધે જ તેનું નામ श्रीपर्णी, भद्रपर्णी પડયું હશે.

## વૈદ્યકમાં શીવણનો ઉપયોગ.

ચરક— ૧ રક્તાતિસારમાં–શીવણના ફલનો યૂષ સ્હેજ ખટાશ નાખીને સાકર સાથે પીવાથી રક્તાતિસાર મટે છે. ચિ. ૧૦

૨ ગર્ભ સુકાતો હોય અથવા વાયુને લીધે બાળક સુકાતું હોય ( સુકતાનમાં ) તો–શીવણનાં ફલ અને જેઠીમધ એ બેમાં સિદ્ધ કરેલું ઘી બાળકને સાકર સાથે આપવાથી સુકતાન મટે છે. ચિ. ૨૮

૩ વાતરક્તમાં–જેઠીમધ અને શીવણ–બન્નેમાં સિદ્ધ કરેલું તેલ હમેશાં સેવન કરવાથી વાતરક્ત મટે છે. ચિ. અ. ૨૯

સુશ્રુત— ૪ દાહ અને તૃષ્ણાયુક્ત પિત્તજ્વરમાં–શીવણના ફલના ગર્ભનો ક્વાથ–સાકર નાખીને, ઠંડો કરી પીવાથી દાહ અને તૃષા તેમજ તાવ વિગેરે મટે છે. ( ટીકાકાર ડલ્હણ અહીં આગળ લખે છે કે काश्मरीफलमत्र लिखितं तथापि काश्मरीफलमज्जा गृह्यते એટલે ફલનો ગર્ભ લેવો એજ ઇષ્ટ છે. )

ચક્રદત્ત— ૫ રક્તપિત્તમાં–શીવણના ફલની મજ્જા મધ સાથે ચાટવાથી રક્તપિત્ત મટે છે.

૬ શીળવામાં-શીવણનાં પાકાં ફલને સૂકવી નાખી ચૂર્ણ કરીને દુધમાં સિદ્ધ કરી લઈને તે દુધ પીવાથી શીળવા મટે છે.

ભાવપ્રકાશ—૭ અંગુલિવેષ્ટ નામના રોગમાં-આંગળી ઉપર શીવણનાં કોમળ સાત પાન વીંટી રાખ્યાં હોય તો તે રોગ મટે છે.

બંગસેન— ૮ જે સ્ત્રીના સ્તન લબડી પડયા હોય અને તેને ઉન્નત કરવાની ઇચ્છા હોય તેણીએ શીવણની છાલનો કવાથ અને તેજ છાલનો કલ્ક નાખી વિધિ પ્રમાણે તલનું તેલ સિદ્ધ કરી લેવું. આ તેલમાં રૂ ભીંજાવી તે રૂ સ્તન ઉપર રાખવાથી હાથીના ગંડસ્થલ જેવા ઉન્નત સ્તન થાય છે.

વક્તવ્ય—ચરકે શીવણને વિરેચનોપગ અને શોથહર દશેમાનિમાં તેમ જ દાહપ્રશમન વર્ગમાં ગણાવેલી છે. સુશ્રુતે સારિવાદિ ગણમાં ઉલ્લેખ કરેલો છે.

**Actions & Uses**—Demulcent, stomachic, tonic, refrigerant, and laxative. The root-bark is given in fevers, indigestion and anasarca. With liquorice it is given to increase the secretion of milk in women. The juice of the leaves is demulcent and given in gonorrhœa. Other properties are similar to those of Arani. The fruits are bitter and cooling and given in fever and burning heat of the body. The bark is used to regulate fermentation of toddy. The wood is used for making artificial limbs, stethoscopes etc. R. N. Khory II p. 470.

ભાવાર્થ—શીવણ સ્નિગ્ધ, પાચક, બલ્ય, શ્રમહર અને મૃદુરેચક છે. મૂલત્વક્ તાવમાં, અજીર્ણમાં, અને સોજામાં ઉપયોગી છે. ધાવણ વધારવા માટે આ છાલ, જેઠીમધ સાથે કવાથના રૂપમાં અપાય છે. પાનનો રસ સ્નિગ્ધ છે અને તે ગનોરીયામાં ( પરમીયામાં ) સેવવા યોગ્ય છે. શીવણના ઘણાખરા બીજા ગુણો અરણીને મળતા જ છે. શીવણનાં ફલ તિક્ત અને ઠંડાં છે અને તેથી દાહયુક્ત પિત્તના જ્વરમાં ઉપયોગી છે. તાડીમાં ઉભાણ ( fermentation ) નિયમિત રીતે આવે એટલા સારૂ છાલ અંદર નાખવામાં આવે છે. શીવણના લાકડામાંથી કૃત્રિમ અંગો, સ્ટેથોસ્કોપ વિગેરે બનાવવામાં આવે છે.

ખોરી. ભા. ૨ પા. ૪૭૦

ઉલ્લેખ—વ. શા. પા. ૫૭૧; રૂ. નિ. પા. ૫૨; N. p. 246; Watt III p. 514; Indi. Medi. Plants p. 996.

## ૩૦૬ અરણી.

**N. O. Verbenaceæ.**

**નામો**—अरणी, तर्कारी, गणिकारिका, अग्निमंथ, वैजयन्तिका ( સંસ્કૃત ); અરણી ( ગુજરાતી ); એરન, અરણી ( મરાઠી ); પીરન, અરની ( હિંદી ); Clerodendron phlomoides-ક્લેરોડેંડ્રોન ફ્લૉમોઈડીસ્-( લેટીન ).

**अन्वर्थसंज्ञा**—" गंधपुष्पा, " " तनुत्वचा " ।

**गुणाः**—

तर्कारी कटुरुष्णा च तिक्तानिलकफापहा ।
शोफश्लेष्माग्निमान्द्यार्शोविड्बंधाऽऽध्माननाशनी ॥
अग्निमंथद्वयञ्चैव तुल्यं वीर्यरसादिषु ।
तत्प्रयोगानुसारेण योजयेत् स्वमनीषया ॥

॥ रा. नि. ॥

तर्कारी कटुका तिक्ता तथोष्णाऽनिलपाण्डुजित् ।
शोथश्लेष्माग्निमान्द्यामविबन्धांश्च विनाशयेत् ॥

॥ ध. नि ॥

अग्निमंथः श्वयथुनुद्वीर्योष्णः कफवातहृत् ।
पाण्डुनुत् कटुकस्तिक्तस्तुवरो मधुरोऽग्निदः ॥

॥ भा. प्र ॥

गणिकारी तु शोथघ्नी हिता वातविकारिणाम् ॥

॥ राजवल्लभः ॥

अग्निमन्थो गुरुस्तिक्तो वातशोफामजित्सरः ॥

॥ शोढलः ॥

लघ्वग्निमंथस्य गुणाः प्रोक्ताः वृद्धाग्निमंथवत् ।
विशेषाल्लेपने चोपनाहे शोफे च कीर्तितः ॥

॥ नि. र ॥

**चरक**—

१ अर्शःसु—अग्निमंथस्य पत्राणि....। जलेनोत्क्वाथ्य सुखार्तं स्वभ्यक्तमवगाहयेत् ॥ चि. ९–४५

२ ग्रन्थिप्रलेपे—वंशपत्राण्यग्निमंथं कुर्यात् ग्रन्थिप्रलेपनम् ॥ चि. ११–१२५

३ उरुस्तंभे–अग्निमंथकरंजौ च जलेनोत्क्वाथ्य सेचयेत्। प्रलेपो मूत्रपिष्टैर्वाप्युरुस्तंभनिवारणः ॥ चि. २७–९४

सुश्रुत— ४ इक्षुमेहे–इक्षुमेहिनं वैजयन्तीकषायम् ॥ चि. ११–८

५ वसामेहे–वसामेहिनं अग्निमंथकषायम् ॥ चि. ११–८

हारीत— ६ वातव्रणे–मातुलुंगाग्निमंथौ च....काञ्जिकेन च।....लेपो वातव्रणे हितः ॥

चक्रदत्त— ७ शीतपित्ते–अग्निमंथभवं मूलं पिष्टं पीतञ्च सर्पिषा। शीतपित्तोदर्दकोठान् सप्ताहादेव नाशयेत् ॥

८ स्थौल्ये–स्थौल्यनुत् स्यादग्निमन्थरसम्वापि शिलाजतु ॥

शोढल— ९ व्यंगे–तद्वाऽरणीत्विगथवा छगलीस्तनोत्थक्षीरान्विता क्षपयति प्रसभं प्रलेपात् ॥ पृ. ५६७

१० उदरशोफे–अरणीक्षारसंमिश्रं तोयं क्वथितशीतलम्।
त्रिदिनं पानतोऽभ्यङ्गाच्छोफं हन्त्युदरोद्भवम् ॥

पृ. ३३८

**વર્ણન**—અરણીનાં ઝાડ સર્વત્ર થતાં જણાય છે. એનાં પાન પહોળાં, ફુલ ધોળાં અને ફલ નાનાં હોય છે. કારતક માગશરમાં એને જ્યારે ફુલ આવે છે ત્યારે તે ઝાડ પાસેથી ખસવાનું મન થતું નથી. એનાં ફુલની સુગંધિ અત્યંત મનોહારી હોય છે. પાન સામસામાં આવેલાં હોય છે. એની પોલી ડાંડીઓમાંથી હુકાની નળી બનાવે છે.

## વૈદ્યકમાં અરણીનો ઉપયોગ

ચરક— ૧ **હરસમાં**–અરણીનાં પાનના ઉકાળામાં હરસની બીમારીથી પીડાતા માણસને બેસાડવો. તેથી વેદના શાંત થાય છે અને હરસને પણ ઠીક લાગે છે. ચિ. ૯–૪૫.

૨ **ગાંઠમાં**–વાંસનાં પાન અને અરણીનું મૂલ–એ બેનો લેપ કરવાથી ગાંઠ બેસી જાય છે. ચિ. ૧૧–૧૨૫.

૩ **ઉરૂસ્તંભમાં**–અરણીનું મૂળ અને કરંજનાં પાન પાણીમાં ઉકાળી લઇને કવાથ કરવો. પછી તે કવાથથી ઉરૂસ્તંભવાળા ભાગ ઉપર શેક કરવો અથવા ધાર કરવી; અથવા અરણી

અને કરંજ-બન્નેનાં મૂળ ગાયના મૂત્ર સાથે વાટીને ચોપડવાથી પણ ઉરુસ્તંભ મટે છે. ચિ. ૨૭-૫૪

સુશ્રુત— ૪ ઈક્ષુમેહવાળાને (જેનો પેસાબ શેરડીના રસ જેવો થતો હોય તેને)-અરણીના મૂલનો ઉકાળો આપવો. ચિ. ૧૧-૮

૫ વસામેહવાળાને પણ અરણીના મૂળનો ઉકાળો પીવા આપવો. ચિ. ૧૧-૮

હારીત— ૬ વાતજન્ય વ્રણ ઉપર-બીજોરાનું અને અરણીનું મૂળ ખાટી કાંજી સાથે વાટીને ચોપડવાથી વાતવ્રણ મટે છે.

ચક્રદત્ત— ૭ શીળવામાં-અરણીના મૂલનો ઘસારો ઘી સાથે પીવાથી શીળવા, આફરો વિગેરે સાત દિવસમાં મટે છે.

૮ સ્થૂલતા મટાડવા માટે-અરણીના પાનનો રસ પીવાથી સ્થૂલતા મટે છે.

શોઢલ— ૯ વ્યંગમાં-અરણીના મૂળની છાલને બકરીના દુધ સાથે વાટીને ઘાટો લેપ કરવાથી વ્યંગ મટે છે. (મ્હોં પર કાળાં ધાબાં પડી જાય છે તે વ્યંગ.) પા. ૫૬૭

૧૦ ઉદરના સોજામાં-અરણીના ક્ષાર સાથે પાણી ઉકાળવું અને પછી ઠંડુ પાડી, ત્રણ દિવસ સુધી પીવાથી અને અભ્યંગ કરવાથી ત્રણ જ દિવસમાં ઉદરશોફ મટે છે. પા. ૩૩૮

વક્તવ્ય—ચરક અનુવાસનોપગ, શોથહર અને શીતપ્રશમન દશેમાનિમાં અરણીનો ઉલ્લેખ કરે છે. પ્રખ્યાત દશમૂળમાંનું તે એક છે. મેદહર તરિકે ચરકે સૂત્રસ્થાનના ૨૧ મા અધ્યાયમાં તેને વાપરેલું છે. બસ્તિમાં પણ તેને યોજેલું છે. સુશ્રુત વરૂણાદિગણમાં, વીરતર્વાદિગણમાં અને વાતસંશમનવર્ગમાં (સૂ. ૩૯-૭) અરણીનો ઉલ્લેખ કરે છે. પાંડુરોગમાં અયસ્કૃતિમાં અગ્નિમંથ વિગેરેનો રસ કામમાં લીધેલો છે. નૈગમેષપ્રતિષેધમાં 'बिल्वाग्निमंथपूतिकाः परिषेचने' એમ ગણાવેલું છે. વિષમ જ્વરમાં કોલાદિ ઘૃતની બનાવટમાં અગ્નિમંથ છે. વાગ્ભટે ગુલ્મમાં અરણીના કાષ્ઠથી તપાવેલા લોઢાવડે ડામ આપવાનું કહેલું છે. ક્ષારક્રિયામાં અરણી છે.

અરણીની બે જાત ગણાવેલી છે-(૧) મોટી અને (૨) (નાની). સ્ત્રીઓના ગર્ભાશયના રોગોમાં અરણી સારૂં કામ કરે છે. માયાં વિગેરે કષાય વસ્તુઓને અરણીના રસની સાત ભાવના આપી તે વાપરવા આપવાથી ગર્ભાશયને ઠેકાણે લાવી દે છે એવો અનુભવ આવ્યો છે.

નવ્યમત—" ડૉકટર એઇન્સ્લી કહે છે કે દેશી વૈદ્યો, પ્રમાદથી પડી રહેલા ઉપદંશના દરદીઓ માટે આનો ઉપયોગ કરે છે, અને અર્ધાથી એક આઉંસ સુધી અથવા એથી વધારે પ્રમાણમાં આપે છે. ડૉકટર કેમ્બેલ ઢોરોની દવા તરિકે આને વાપરે છે."

( ડૉ. સખારામ અર્જુન. )

ઓરીથી થયેલી આંચકીમાં કટુપૌષ્ટિક તરિકે ડીમકે તેને વાપરી જોએલી છે.

**Actions & Uses**—Stomachic, alterative and tonic. The infusion of the leaves is used in eruptive fevers, colic and flatulence; the decoction of the root is given in gonorrhœa, during convalesence from fevers; also in rheumatism and neuralgia.

( R. N. Khory. Part II p. 472. )

**Ainsle** states that the root has a warm bitter taste and agreeable smell; and is prescribed in decoction as a general cordial and stomachic in fevers. **Rheede** calls the plant Apeel, and notices the use of a decoction of the leaves for flatulence. **Atkinson** states that the leaves rubbed with pepper are administered in colds and fevers, and that externally a decoction of the whole plant is used in rheumatism and neuralgia.

( Dymock III p. 67. )

ભાવાર્થ—અરણી પાચક, રસાયન અને બલ્ય છે. એનાં પાનનો કવાથ વિસ્ફોટક વિગેરેથી આવેલા તાવમાં, શૂલમાં અને ઉદરાધ્માનમાં અપાય છે. મૂળીયાંનો કવાથ પરમીયામાં, તાવ પછીની નબળાઈમાં, સંધિવામાં અને વાયુના રોગોમાં હિતાવહ છે.

( ખોરી. ભા. ૨ પા. ૪૭૨ )

એઇન્સ્લી કહે છે કે અરણીના મૂળનો કવાથ હૃદ્ય, પાચક અને જ્વરમાં હિતકર છે. રૂહીડ એના છોડને " અપીલ " કહે છે અને ઉદરાધ્માનમાં તેના પાનનો કવાથ હિતકર છે એમ સૂચવે છે. ઍટકીન્સન કહે છે કે શરદીમાં અને તાવમાં અરણીનાં પાન, મરી સાથે લેવાય છે. આખા છોડનો કવાથ કરીને તે કવાથમાં બેસવાથી કે તે કવાથથી પરિષેચન કરવાથી સંધિવા અને બીજા વાતરોગો મટે છે. ( ડીમક. ભા. ૩ પા. ૬૭ )

ઉલ્લેખ—વ. શા. પા. ૫૭૪; રૂ. નિ. પા. ૪૭; N. p. 247; Watt II p. 374; Indi. Medi. Plants p. 1004; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૩૧૧

## ૩૦૭ ભારંગમૂલ

**N. O. Verbenaceæ.**

**નામો**—हञ्जिका, ब्राह्मणी, अंगारवल्ली, ब्रह्मयष्टिका, पद्मा, भार्गी ( સંસ્કૃત ); ભારંગી, ભારંગમૂલ ( ગુજરાતી ); ભારંગ ( મરાઠી ); બભનેટા ( હિંદી ); Cleodendron serratum-ક્લીયોડેન્ડ્રોન સીરેટમ ( લેટીન )

गुणाः— भार्गी स्यात् स्वरसे तिक्ता चोष्णा श्वासकफापहा ।
गुल्मज्वरासृग्वातघ्नी यक्ष्माणं हन्ति पीनसम् ॥

॥ ध. नि ॥

भार्गी तु कटुतिक्तोष्णा कासश्वासविनाशनी ।
शोफव्रणकृमिघ्नी च दाहज्वरनिवारिणी ॥

॥ रा. नि ॥

भार्गी रूक्षा कटुस्तिक्ता रुच्योष्णा पाचनी लघुः ।
दीपनी तुवरा गुल्मरक्तनुन्नाशयेत् ध्रुवम् ॥
शोथकासकफश्वासपीनसज्वरमारुतान् ॥

॥ भा. प्र ॥

भार्गी तु श्वासकासघ्नी ॥

॥ राजवल्लभः ॥

पर्णमस्या ज्वरं दाहं हिक्कां दोषत्रयं हरेत् ॥

॥ नि. र ॥

चरक— १ श्वासे--भार्गीनागरयोः कल्कं....।....अम्बुना पिबेत् ।
चि. अ–२१

२ कासे–....कोष्णेन भार्गीनागरमम्बुना ॥ चि. अ–२२

सुश्रुत— ३ अपस्मारे–भार्गीशृते पचेत् क्षीरे शालितण्डुलपायसम् । त्र्यहं शुद्धाय तद्भोज्यं वराहायोपकल्पयेत् ॥ ज्ञात्वा च मधुरीभूतं तं विषस्य तदुद्धरेत् । त्रीन्भागांस्तस्य चूर्णस्य किण्वभागेन संसृजेत् ॥ मण्डोदकार्थे देयश्च भार्गीक्वाथः सुशीतलः । शुद्धे कुम्भे निदध्याच्च सम्भारं तं सुरां ततः । जातगन्धां जातरसां पाययेदातुरं भिषक् ॥ उ. अ–६१.

चक्रदत्त— ४ गण्डमालायाम्–पिष्टं ज्येष्ठाम्बुना मूलं लेपात् ब्राह्मणयष्टिजम् ॥

बंगसेन— ५ वातकासे–भार्गीकल्कैः घृतञ्चाथ पचेद्दध्नि चतुर्गुणे । भार्गीरसं द्विगुणितं वातकासहरं परम् ॥

६ कुरण्डे–यवाम्बुना तु संपिष्टं मूलं भार्ग्याः प्रलेपनात् ॥

७ ब्रध्ने–भार्गीमूलस्य खण्डन्तु पानाद्ब्रध्नवातजित् ॥

शोढल — ८ शस्त्रक्षते–....भार्गीणां मध्यतः प्रलेपेन । एकस्याः जलपिष्टं मूलं शस्त्रक्षतेषु हितम् ॥

વર્ણન—"ભારંગીનાં ઝાડ મોટાં થાય છે. તેનાં પુલ શ્વેત રંગનાં અને ફળ આસમાની થાય છે. પાંદડાં થડની પાસે જ હોય છે. તેનો દેખાવ સુંદર હોય છે અને તે ઉપર ભમરો બહુ ફર્યા કરે છે. આ ઝાડ કુમાઉન, બંગાળ અને દક્ષિણ હિંદુસ્તાનમાં મળી આવે છે. સીલોનની વાડીઓમાં તે બહુ સાધારણ છે. તેમાં એક જાતનો ગુંદર થાય છે. આ ઝાડના મૂળની છાલ ઔષધ તરીકે વપરાય છે જે ઔષધ વેચનારાઓને ત્યાં મળી શકે છે."

કચ્છ–ભૂજના શરદ બાગમાં Cleodendron Serratum ( ભારંગી ) નામનું એક ૮–૧૦ હાથ ઉંચું ઝાડ મને રા. સુ. જયકૃષ્ણભાઈએ બતાવ્યું હતું. તેનાં પાન બરાબર જાસુસ જેવાં પણ તેથી વધારે દાંતાદાર ( serrate ) હતાં. જાસુસનાં પાન આંતરે હોય છે જ્યારે ભારંગીનાં પાંદડાં સામસામાં હોય છે. એનાં ફુલફળ જોવામાં નથી આવ્યાં.

અનેક નામોમાં એક નામ पद्मा–पद्माभं पुष्पमस्याः–છે. ભાર્ગી બંગાલામાં બહૂ થાય છે એમ સ્વ. બિરજાચરણ જણાવે છે. તે લેટીન નામ Siphonanthus indica આપે છે.

### વૈદ્યકમાં ભારંગમૂળનો ઉપયોગ.

ચરક— ૧ શ્વાસમાં–ભારંગમૂલની છાલનું ચૂર્ણ અને સુંઠ ગરમ પાણી સાથે પીવું. ચિ. અ. ૨૧

૨ ખાંસીમાં–ભારંગમૂલની છાલ અને સુંઠ સમાન ભાગે ગરમ પાણી સાથે પીવું. ચિ. અ. ૨૨

સુશ્રુત— ૩ કેફરામાં–ભાર્ગીની મૂલત્વક્‌માં ક્ષીરપાકવિધિથી દુધ પકાવી લેવું. એ દુધનો દુધપાક કરવો. ત્રણ દિવસ ઉપવાસ કરાવેલા એક કુક્કરને તે દુધપાક ખવડાવી દેવો. ભોજન પછી કુક્કરના શરીરમાં લાલાસ્રાવાદિ વિલક્ષણ પ્રકાર જ-

ણાય છે અને તે બધો દુધપાક ઓકી કાઢે છે. એ વમન દ્રવ્ય બધું લઈ લેવું. એ અન્નના ૩ ભાગ, સુરાબીજ ૧ ભાગ, ૧૪ ભાગ ભાર્ગીક્વાથ સાથે મીલાવીને શુદ્ધ કુંભમાં રાખી મુકવું. પછી જ્યારે તે સુરા જાતગંધ અને રસવાળી થાય ત્યારે વૈદ્યે તેને અપસ્મારવાળા દરદીને પાવી. ઉ. ૬૧

ચક્રદત્ત— ૪ ગંડમાલામાં–ભારંગમૂલ ચોખાના ધોવણમાં વાટીને લેપ કરવો.

બંગસેન— ૫ વાતજન્ય ખાંસીમાં–બેઘણા ભાર્ગીસ્વરસ અને ચારઘણા દહીંમાં ભાર્ગીકલ્કથી યથાવિધિ પકાવેલું ઘી પરમ વાતકાસહર છે.

૬ વધરાવળમાં ( कुरण्ड )–ભારંગમૂલ જવના પાણીમાં ઘુંટીને વધરાવળ ઉપર લેપ કરવો. અવશ્ય મટે છે.

૭ બ્રધ્ન નામના રોગમાં ( વંક્ષણમાં વાયુને લીધે વેદના થાય છે તે રોગમાં )–ભાર્ગીમૂલના નાના નાના ટુકડા કરી તેનું ચૂર્ણ કરીને તે ફાકવું.

શોઢલ— ૮ શસ્ત્ર વાગવાથી લોહી વહેતું હોય તો–ભારંગમૂલ પાણીમાં ઘસીને લેપ કરવો.

નવ્યમત—"મી. બાડન પોવેલ લખે છે કે આ છોડવો સહેજ કડવો અને ગ્રાહી છે. આનો ગુંદર ઉપદંશથી થયેલ સંધિવામાં ઉપયોગી છે. એનાં પાંદડાંનો રસ અને નરમ ડાળીઓ ઘી સાથે મેળવીને જ્ઞાનતંતુમાર્ગ ચ-કના ( હરપેટીક ઇરપ્શન ) અને પરૂવાળા ફોડા ( પેંફીગસ્ ) ઉપર લગાડવામાં આવે છે. મી. હોમ કહે છે કે આનું લાકડું બંગાળી લોકો ગળામાં જાદુ તરીકે બાંધે છે, અને જુદી જાતનાં દરદ મટાડવાને માટે વપરાય છે."

તાવ અને કફમાં દેશીઓ ભારંગમૂળ વાપરે છે. ( ફાર્માકોપીયા ઇન્ડીકા ). મેલેરીયાના તાવમાં રત્નાગિરિના લોકો આનાં પાનનું શાક કરીને ખાય છે. ( સ્વ. કીર્તિકર ). બીજનું ચૂર્ણ ઘીમાં તળી લઇને રસાયન તરિકે શોથમાં વપરાય છે. ( ડૂચુરી. )

વક્તવ્ય—ઘણાં દરદોમાં ભારંગમૂલ યોજાયલું જણાય છે. અત્યારે જે ભારંગમૂલ બજારમાં મળે છે તે ખરૂં છે કે ખોટું તેનો નિર્ણય થવો જોઇએ.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 1005; રૂ. નિ. પા. ૩૦; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૫૭; N. p. 248.

## ૩૦૯ તવર.

## N. O. Verbenaceæ.

નામો—તવર, તવરીયાં ( ગુજરાત ); તિવર ( મરાઠી ); બિના (હિંદી); ચેરીયાં, બકલનાં ઝાડ (કચ્છી); Mangrove-મૅનગ્રોવ (અંગ્રેજી); Avicennia officinalis-એવીસીનીયા ઑફીસીનેલીસ્ ( લેટીન ).

વર્ણન—તવરનાં ઝાડ ૨૦ થી ૨૫ ફીટ ઉંચાં થાય છે. તેનું થડ કોઈ વાર બે માણસની બાથમાં ન આવી શકે એટલું જાડું થાય છે. ઘણીવાર ઘણાં જુનાં ઝાડમાં તે કેવળ આંબલીનાં થડની પેઠે પોકળ થઇ ગયેલું હોય છે. તેમાં માણસ કે જાનવર સહેલાઈથી રહી શકે છે. એનાં ઝાડમાં ઘણી શાખાઓ નીકળે છે. એનાં પાન ઘણાં ચકચકિત અને મધ્યમ કદનાં હોય છે. ફુલ પીળા રંગનાં ચૈત્રવૈશાખે આવે છે. તેમાંથી ઘણી મધુર સુગંધ છેટે સુધી ફેલાતી હોય છે. એનાં ફળ ફીક્કા ધોળા રંગનાં, આંબલીનાં બોટકાં જેવાં થાય છે. તે આષાઢ ઉતરતાં પાકે છે. એનાં ઝાડની ઘટા સુંદર હોય છે. જ્યારે દરિઆની ભરતી વખતે તેનાં થડ પાણીમાં ડુબેલાં હોય છે ત્યારે એનો દેખાવ કંઈ ઓર જ થઇ રહે છે.”

આ ઝાડ વિષે ઘણું જાણવા જેવું છે. પ્રભુની અગાધ શક્તિનો—નાનામાં નાની વસ્તુ માટે તેને જે દરકાર છે તેનો—આ ઝાડના અભ્યાસથી આપણને સરસ ખ્યાલ મળે છે.

પ્રથમ તો આ ઝાડ સમુદ્રની ભરતી આવતી હોય એવી ખાડીઓ ઉપર જ થાય છે. ખારા પાણીમાં પાણીની આવજા થતી હોય એવામાં પણ આ ઝાડવાં આપોઆપ—સંભાળ સિવાય-ઉગે છે. આ ઝાડનાં પાનને સૂક્ષ્મદર્શકયંત્ર નીચે મૂકીને જોવાથી માલમ પડે છે કે પાનની ઉપરની સપાટી એક જાડા થરથી ( Cuticle ) આસ્તૃત થયેલી છે. આ ઉપરની સપાટીની નીચે ઘણાં બારીક પડોમાં અસંખ્ય કોષો ( Cells ) આવેલા છે જેમાં પાણી ભરેલું જ હોય છે. Stomata નીચલી ચામડીમાં ઉંડાણમાં આવેલા હોય છે. અર્થાત્ Xerophillous plants-સૂકી જમીનમાં ઉગતા છોડવા—ની જે ખાસીયત હોય છે તેવી જ ખાસીયત આ પાણીમાં ઉગનારા છોડની છે એ નવાઈ નહિ તો બીજું શું છે ?

કાદવવાળી અને ભેજવાળી જમીનમાં ઉગતા આ ઝાડમાં Hygrophillous ( જે ઝાડવાંને પાણી પુષ્કળ છુટથી મળે છે તે પાણીને બહાર કાઢવા માટે પાંદડાંમાં એક જાતની ખાસ રચના હોય છે. આવી જાતનાં ઝાડવાં ‘ હાઈગ્રોફીલસ ’ કહેવાય છે. ) રચના ( Structure ) હોવાને બદલે આવી જાતની

Xerophillous રચના દેખીને ઘણાને નવાઇ લાગશે. પણ સ્હેજ બારીકાઇથી તપાસીશું તો માલમ પડશે કે આવી જાતની રચનામાં એક જાતનું ગૂઢ રહસ્ય સમાયલું છે. જે જમીનમાં તવર થાય છે તે જમીન ભેજવાળી અને ખારી હોય છે. આ ઝાડ જો મીઠાનો ભાગ વધારે પ્રમાણમાં ચૂસ્યા કરે તો મૂળીઆં અને દાંડીના બધા જ કોષો ( vessels ) મીઠાથી ભરાઇ જાય અને પરિણામે ઝાડ મરી જાય. આ કારણથી જેમ બને તેમ, મૂળીઆં જે પાણી ચૂસે છે તે પાણીના પ્રમાણને ઓછું કરવાની ફરજ ઝાડ ઉપર આવી પડે છે– જે ઉચ્છ્‌વાસના કાર્યને ઓછું કર્યાથી ( which is effected by diminishing the action of transpiration. ) થઇ શકે છે. આવી રીતે જે પાણી ચૂસવામાં આવે છે તે બધું છિદ્રોદ્વારા બહાર ઉડી જતું ( transpired ) નથી, પણ પાંદડાં તેને સંઘરી રાખે છે અને મીઠાના પ્રમાણને ઘણું ઓછું કરી નાખે છે.

ઉપરાંત, સમુદ્ર કિનારે પવનના સપાટા ચાલુ જ હોય છે. ( સૂર્યના તાપથી સમુદ્ર કરતાં જમીન જલદીથી વ્હેલી ગરમ થઇ જાય છે. ) આથી જમીન ઉપરની ગરમ હવા ઉંચે ફેલાય છે અને તેની જગોએ સમુદ્ર ઉપરની ઠંડી હવા ધસવા મથે છે. દિવસે સમુદ્ર કિનારાની પવનની લહેર આ જાતની હોય છે. રાત્રે આથી જુદી જ જાતની ગોઠવણ હોય છે. જમીન જેમ તપે છે વહેલી તેમ ઠંડી પણ વહેલી જ પડે છે ( સમુદ્ર કરતાં ). સમુદ્ર ઉપરની ગરમ હવા ઉંચે ચઢે છે અને તેની જગોએ જમીન ઉપરની હવા ત્યાં પહોંચી જાય છે. આવી રીતે તવર જેવા ઝાડને રાતદિવસ હવાની સાથે કુસ્તીઓ કરવાની જ હોય છે. જો પાંદડાં પાણી સંઘરતાં ન હોય અને બધું છિદ્રોદ્વારા બહાર કાઢી નાખતાં હોય તો આ હવાના ઘસારાથી અને તેની અસરથી ઝાડ જલદી ચીમળાઈ જાય. આવી રીતે દયાળુ પ્રભુએ તેની રક્ષા માટે તેનાં પાંદડાંમાં વિસ્મયજનક રચના કરેલી છે.

વળી કાદવવાળી જગોમાં તવરને મૂળીઆં નાખવાનાં હોય છે. ભરતીની વારંવાર અથડામણી સાથે તેનાં મૂળીયાંને ટકવાનું હોય છે. આથી તવર પોતાનાં મૂળીઆં ઉંડાં ઘાલે છે એટલું જ નહિ પણ વધુ સલામતી માટે શાખોદ્‌ભવ મળ ( adventitious roots ) લંબાવીને તે દ્વારા ઝાડને વધુ મજબુત બનાવે છે. આ સ્કંધોદ્‌ભવ મૂળીયાં જમીનમાં ઉંડાં ખુંપી જાય છે અને ઝાડને વધુ સહીસલામત બનાવે છે. જ્યારે ભરતીનું પાણી આવેલું હોય છે ત્યારે તવરનાં ઝાડવાંનો દેખાવ આ સ્કંધોદ્‌ભવ મૂળીઆંને લીધે, બહુ જ રમણીય લાગે છે. પાણી આમથી તેમ અથડાયા જ કરે છે પણ આ મૂળીયાં સમાધિસ્થ યોગીની પેઠે તેની જરાક પણ પરવા કર્યા વિના શાંત બેસી રહે છે.

આ ઉપરાંત તવરનાં ફળ અને બીજ વિષે પણ નવીનતા છે. બીજાં ઝાડવાં તો બીજને નીચે નાખી દે છે એટલે પોતાની વંશવૃદ્ધિ માટે તેઓ નિશ્ચિંત જ હોય છે. આવી કાદવવાળી-કાયમ માટે પાણી ભરાઈ રહે એવી જગોમાં તવરને બીજ ક્યાં નાખવાં ? બીજ નાખે છે તો તે પાણીમાં તણાઈ જાય અથવા કાદવમાં ઉંડાં દટાઈ જાય. આવી રીતે બીજનો વ્યય કરે એટલું આ ઝાડ મૂર્ખ નથી. ઝાડ ઉપર ને ઉપર જ આ બીજ ફલિત થાય છે અને મૂળીયાં વિગેરે નીપજાવે છે. ફળના મથાળામાંથી ગર્ભનાં મૂળોદ્ભવ પાન ( Radicle of the embryo ) નીચલી તરફથી નીકળે છે અને એક ભલ્લાકૃતિ જેવું શરીર પ્રગટાવે છે. આવી રીતે પગવાળું ટટાર ચાલી શકે તેવું બચ્ચું થયા પછીથી ઝાડ તેને તેનાથી છુટું પાડે છે. તુરત જ આ રોપો કાદવમાં પડે છે અને મૂળીયાં કાદવમાં ચોટી જાય છે અને આજુબાજુથી ઝપાટાભેર બીજાં નાનાં મૂળ કાઢવાં શરૂ કરે છે, અને પોતાનું અસ્તિત્વ કાયમનું કરે છે.

જીવન્ત ઝાડના પ્રત્યેક અવયવને પ્રાણવાયુ ( Oxygen ) તો જોઇએ જ. તવરને પણ પ્રાણવાયુની તો જરૂર હોયજ ને ? પણ કાદવવાળી ભેજવાળી જમીનમાં તે પ્રાણવાયુ સંભવતો નથી. તે તો ત્યાં પડેલી વનસ્પતિને સડાવવાના કામમાં જ ખરચાઇ ગયેલો હોય છે. આવી જ સ્થિતિમાં મૂકાયલી બીજી વનસ્પતિઓ ( કમળ જેવી. જુઓ કમળ. ) મોટાં પાનદ્વારા હવા ચૂસીને મૂળીઆંને પહોંચાડયા કરે છે. પણ તવર જેવા ઝાડમાં ઉપરની ગોઠવણ ચાલી શકે નહિ. ત્યારે સાધારણ પ્રશ્ન એ થાય છે કે તવર હવા શી રીતે મેળવતું હશે ? શ્વાસ શી રીતે લેતું હશે અને જીવતું હશે ? આ માટે પણ સવડ થયેલી છે. મૂળીયાં શ્વાસ લેવા માટે ફણગા પેદા કરે છે જે પાણીની સપાટી ઉપર જ રહે છે. આવા ફણગાને કાપીને જોવાથી તે પોલા જેવા જણાય છે અને મથાળે તેમાં નાનાં નાનાં બારીક છિદ્રો હોય છે. આ છિદ્રોદ્વારા હવા ખેંચાય છે અને આવી રીતે ઝાડને પ્રાણવાયુ પહોંચાડવામાં આવે છે.

આ ઉપરાંત ખાડીઓના કિનારા ઉપર-ભરતીની આવજાવ જ્યાં થતી હોય છે તેવી જગોમાં-તવરનાં ઝાડ ઉગાડવામાં દયાળુ પ્રભુએ જનસમાજ ઉપર વધુ કલ્યાણ કરેલું છે. દરિઆની ખાડીમાં ભરતીની વખતે ઘસડાઇ આવતો જીવતો અગર મરેલો પ્રાણીય અને વનસ્પતિ પદાર્થ જે તેના કીચડમાં જમા થાય છે અને ઓટ થઈ ગયા પછી કહોવાવા માંડે છે, તે એટલો તો ખરાબ ગંધાય છે કે ઘણે દૂર સુધી તેની દુર્ગંધ ફેલાય છે અને માણસો તે સહન કરી શકતાં નથી. આ હવા જો વધુ વખત ફેલાય તો તે ભાગમાં રોગ વધે અને માણસો ઘણાં મરે. પણ જે કામ કરોડો રૂપીઆ અને હજારો

માણસોથી થઇ શકે તેવું નથી તે કામ પ્રભુ આ તવરાંનાં ઝાડદ્વારા કરાવી લે છે. વિદ્વાનોનું માનવું છે કે "દરિઆની ભરતીઓટવાળી ખાડીઓમાં થતી બેસુમાર ગંદકી અને તેમાંથી નીકળતી બદબોની સામે તવર (Mangrove) નાં ઝાડો ઇશ્વરી તંદુરસ્તીખાનાં છે."

આ ઉપરાંત પાણીના ઘસારાથી ખાડીઓના કિનારા ધોવાઇ જાય અને થોડાં વર્ષોમાં તો ખાડીઓ ભાગી ભાગીને મોટી નદીઓ જેવી બની જાય. પણ તવરનાં ઝાડ જ્યાં થાય છે ત્યાંની જમીન ભાગતી નથી. મોટા બંધો બાંધવાથી જે થવું અશક્ય છે તે તવરનાં ઝાડમાંથી સ્વાભાવિક રીતે જ થાય છે. 'ઇન્ડીયન ફૉરેસ્ટર' (ડીસેમ્બર ૧૯૦૨)માં એક વિદ્વાને કહ્યું છે કેઃ–

"Mangrove roots solidify the mud where they vegitate and raise it; and their sanitary value is increased from the tannin yielded to the mud by the falling leaves, bark and seeds, which is a powerful antidote against putrefaction."

ગુણ—ઘણા વૈદ્યો તવરીઆંને જ ભૂલથી 'तुवरक' માને છે અને તે પ્રમાણે જ તેના ગુણો છે એમ કહે છે. તવરનાં પાન તાવમાં અપાય છે. તવરનાં પાનની પોટીસ ગડગુંબડ ઉપર બાંધવામાં આવે છે. શોઢલ કહે છે કે "तुवरो सागरोद्भूतः कुष्ठहाऽलसकापहः" અર્થાત્ તવરીયાં પણ કુષ્ઠને હરે છે અને અલસક મટાડે છે. ઢોરને ખવડાવવાથી દુધ વધે છે એમ તેને વાપરનારા કહે છે.

'तुवरक' આ નથી. વધુ માટે જુઓ **ચેલમોગરો.**

**નવ્યમત**—મૂળમાં વાજીકરણ શક્તિ છે. કાચાં બીયાંની પોટીસ ગુંબડાં પકાવવા અને ફોડવા માટે વપરાય છે. મદ્રાસ તરફ એ શીતળામાં વપરાય છે. "છાલ ગ્રાહી છે." (વૉટ્સ ડીક્ષનેરી.)

(ઇન્ડીયન મૅડીસીનલ પ્લૅંટ્સ.)

ઉલ્લેખ—વ. શા. પા. ૫૭૬; રૂ. નિ. પા. ૫૩૮; N. p. 248; Watt I p. 360; Indi. Medi. Plants p. 1009.

---

## ૩૦૯ નગોડ.

### N. O. Verbenaceæ.

**નામો**—सिंधुवारः, श्वेतपुष्पः, सिन्दुकः–Vitex trifolia. **निर्गुण्डी, नीलपुष्पः**–Vitex negundo. **નગોડ** (ગુજરાતી); **નિર્ગુંડી** (મરાઠી); **નિસિન્દા** (બંગાલી); Five-leaved Chastetree-**ફાઇવલીવ્ડ ચેસ્ટટ્રી** (અંગ્રેજી).

परिचय— शेफालिका च निर्गुण्डी कटूग्राढकीसंदला ।
गुल्मगुच्छाऽव्यक्तसस्या सितान्या तादृशी तनुः ॥
निर्गुंडी श्वेतकुसुमा सिन्दुकः सिंदुवारकः ।
सुगंधान्या शीतसहा निर्गुंडी नीलसिंदुकः ॥

गुणाः— निर्गुण्डी कटुतिक्तोष्णा कृमिकुष्ठरुजापहा ।
वातश्लेष्मप्रशमनी प्लीहगुल्मारुची जयेत् ॥
॥ ध. नि ॥

सिन्दुवारः कटुस्तिक्तः कफवातक्षयापहः ।
कुष्ठकण्डूतिशमनः शूलहृत् काससिद्धिदः ॥
कटूष्णा नीलनिर्गुण्डी तिक्ता रूक्षा च कासजित् ।
श्लेष्मशोफसमीरार्त्तिप्रदराध्मानहारिणी ॥
॥ रा. नि ॥

सिन्दुकः स्मृतिदस्तिक्तः कषायः कटुको लघुः ।
केश्यो नेत्रहितो हन्ति शूलशोथाममारुतान् ॥
कृमिकुष्ठारुचिश्लेष्मज्वरान् नीलापि तद्विधा ।
सिन्दुवारदलं जन्तुवातश्लेष्महरं लघु ॥
॥ भा. प्र ॥

निर्गुण्डी कर्त्तरीयुक्ता कट्वी तिक्ता कफापहा ।
वातं क्षयं च शूलञ्च कण्डूं कुष्ठञ्च नाशयेत् ॥
प्रोक्ता चाऽऽरण्यनिर्गुण्डी पथ्या पित्तं ज्वरं हरेत् ।
विषं च गृध्रसीवातं नाशयेत् वर्णकारिणी ॥
पर्णशाकस्यास्तु कटुकं चाग्निदीप्तिकरं लघु ।
कृमीन् कफञ्च वातञ्च कुष्ठं शोथञ्च नाशयेत् ॥
अरुचेनाशाकं प्रोक्तं कण्डूश्चैव विनाशयेत् ॥
॥ नि. र ॥

चरक— १ सकफे विसर्पे—इन्द्रानीशाकं काकाह्वां....। पृथगालेपनं कुर्याद्द्वन्द्वशः सर्वशोऽपि वा । प्रदेहा सर्व एवैते देयाः स्वल्पघृताप्लुताः ॥ चि. अ. ११

२ दर्वीकरैः दष्टे–सिन्धुवारस्य मूलञ्च....। पानं दर्वीकरैः दष्टे....॥ ।चि. अ–२१

३ नाडीकुष्ठानिलार्त्तिषु–निर्गुण्डयाः मूलपत्राभ्यां गृहीत्वा स्वरसं ततः। तेन सिद्धं समं तैलं नाडीकुष्ठानिलार्त्तिषु। हितं पामापचीनाञ्च पानाभ्यञ्जनपूरणम् ॥ चि. अ–२८

सुश्रुत— ४ रक्तपित्ते–....तथातिमुक्ताङ्कुरसिन्दुवारजम्। हितञ्च शाकं घृतसंस्कृतं सदा ॥ उ. अ–४१

भावमिश्रे— ५ स्नायुकरोगे–गव्यं सर्पिः त्र्यहं पीत्वा निर्गुण्डीस्वरसं त्र्यहं। पिबेत् स्नायुकमत्युग्रं हन्त्यवश्यं न संशयः ॥

चक्रदत्त— ६ यक्ष्मणि निर्गुण्डी–समूलफलपत्रायाः निर्गुण्डयाः स्वरसैः घृतम्। सिद्धं पीत्वा क्षयक्षीणो निर्व्याधिः भाति देववत् ॥ (यक्ष्माचि०)

७ गण्डमालायाम्–....नस्यकर्मणि योजयेत्। निर्गुण्डयाश्च शिफां सम्यग्वारिणा परिपेषिताम् ॥

८ कफज्वरे–सिन्दुवारदलक्वाथः सोषणः कफजे ज्वरे। जंघयोश्च बले क्षीणे कर्णे वा पिहिते पिबेत् ॥

बंगसेन— ९ कफोत्थकासे–निर्गुण्डीपत्रस्वरसेन सिद्धम्। सर्पिः कफोत्थं विनिहन्ति कासम् ॥

१० पूतिकर्णे–निर्गुण्डीस्वरसे तैलं सिन्धुधूमरजोगुडः। पूरणं पूतिकर्णस्य शमनं मधुसंयुतंः ॥

वैद्यमनोरमा— ११ कटीप्रदेशस्थवाते–एरण्डतैलं निर्गुण्डीस्वरसे च पृथक् पृथक्। पीत्वा कटीप्रदेशस्थं वातं जित्वा सुखी भवेत् ॥

राजमार्तण्ड— १२ बालानां दन्तोद्भवरोगे—

प्राचीगतं पाण्डुरसिन्धुवारमूलं शिशूनां गलके निबद्धम्।
करोति दन्तोद्भववेदनाया निःसंशयं नाशमकाण्डमेव ॥

१३ कंठशालूकोपजिह्विकयोः—

शेफालिकामूलमुशन्ति कण्ठशालूकहन्तृ प्रतिचर्वितं सत्।
रोगं निहन्यादुपजिह्विकाख्यं नासान्तरप्रस्रुतरक्तधारम् ।

१४ सन्धिकवाते–शेफालिकामूलविनिर्मितो वा क्वाथो नृणां सन्धिकवातरोगम् ॥

गदनिग्रह— १५ गृध्रस्याम्–शेफालिकादलैः क्वाथो मृद्वग्निपरिपाचितः ।
दुर्वारं गृध्रसीरोगं पीतमात्रः प्रणाशयेत् ॥

१६ दद्रौ–शेफालिकादलैः घृष्टा तद्रसेन प्रलेपिता ।
दद्रुः क्षिप्रमजीर्णोत्था नाशमायात्यसंशयम् ॥

વર્ણન—નગોડનાં ઝાડવાં સર્વત્ર થાય છે. તેનાં ત્રણ ત્રણ પાન હોય છે. પાનની ઉપરની સપાટી ફીક્કી અને નીચેની સપાટી લીલી હોય છે. નગોડને બધાં જ સ્ત્રીપુરૂષો ઓળખે છે. વાયુ ઉપર અને માથાના દુખાવા ઉપર નગોડનાં પાનનું બંધારણ બહુ જ ઘરગથ્થુ ઔષધ છે. નગોડની ઘણી જાતો વનસ્પતિશાસ્ત્રીઓએ બહાર આણી છે. નૅર્ન સાહેબે ૪–૫ જાતો ગણાવેલી છે. થોડા વર્ષો પહેલાં "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" માં નગોડની એક જાત–Vitex peduncularis Roxburghii–વિષે ઉલ્લેખ આવ્યો હતો. તેનાં પાન મેલેરીયા ઉપર અકસીર હવા છે એમ તેમાં કહેલું હતું. આ જાત રૅાકસબર્ગે બંગાલામાં જોયેલી હશે. એનાં પાન ડીંટડી સુધી ઉતરી આવેલાં હોય છે. કીર્તિકરના 'Indian Medicinal Plants'માં આનું ચિત્ર આપેલું છે તે જીજ્ઞાસુઓએ જોઇ લેવું. આ છોડ બંગાળામાં થાય છે. કટીંગ અને બીજથી બીજે ઠેકાણે તે ઉગાડી શકાય છે. આ છતાં પણ કોઈએ તેને મંગાવીને ઉગાડી હોય એવું અદ્યાપિ જાણમાં નથી. ચક્રદત્તે પણ કફજ્વર ઉપર નિર્ગુંડી વાપરેલી છે. વાતઘ્ન, કફઘ્ન, પૌષ્ટિક તરિકે જે નિર્ગુંડી પ્રખ્યાત છે તેજ નિર્ગુંડીની આ જાત મેલેરીયા ઉપર અકસીર નીવડતી હોય તો તેમાં નવાઇ જેવું કશું જ નથી. અમેરીકનો ચેલમોગરાનાં બીજ લાવવા માટે હિંદુસ્તાનમાં આવે અને ત્યાં તે ઝાડ ઉગાડે ત્યારે આપણે બંગાળામાં ઉગતી નગોડની આ બેનને ગુજરાતમાં લાવીને ઉગાડવા જેટલુંયે સાહસ નથી બતાવી શકતા !

## વૈદ્યકમાં નગોડનો ઉપયોગ.

ચરક— ૧ કફજન્ય વિસર્પમાં–નગોડનાં પાનનો રસ સ્હેજ ઘી નાખીને ચોપડવો. ચિ. અ. ૧૧

૨ સાપના ઝેર ઉપર–નગોડના મૂળનો રસ પાવો. ચિ. અ. ૨૫

૩ નાડી, કુષ્ઠ અને વાનાં દરદો ઉપર–નગોડનાં મૂળ અને પાનનો સ્વરસ કાઢી, તેની સમાન તેલ મેળવી તેલ પકાવી લેવું. આ તેલ પીવામાં અને બહારના ઉપયોગમાં વાપરવું. નાડી, કુષ્ઠ, વા, અપચી વિગેરે નાશ પામશે. વિ. અ. ૨૮

સુશ્રુત— ૪ રક્તપિત્તમાં–નગોડનાં પાનનું શાક ઘીમાં વઘારીને ખાવું. ઉ. અ. ૪૫

ભાવમિશ્ર— ૫ વાળાના રોગ ઉપર–ત્રણ દિવસ સુધી એકલું ગાયનું ઘી પીવું. અને પછી ત્રણ દિવસ સુધી એકલો નગોડનો સ્વરસ પીવો. ગમે તેવો ઉગ્ર વાળો હશે તો તે પણ નીકળી જશે.

ચક્રદત્ત— ૬ ક્ષયમાં–નગોડનાં મૂળ, ફૂળ અને પાનનો રસ કાઢી તેનાથી ઘી પકાવી લેવું. એ પકાવેલું ઘી પીવાથી ક્ષયથી પીડાતો દરદી વ્યાધિમુક્ત થઇને દેવ જેવી કાંતિવાળો બને છે.

૭ ગંડમાળામાં–નગોડનું મૂળ પાણીમાં ઘસીને નસ્ય આપવું.

૮ કફના તાવમાં–નગોડનાં પાનનો ક્વાથ મરી નાખીને પીવાથી કફજ્વર મટે છે. જંઘાનું બળ કમી થઇ ગયું હોય અને કાન બ્હેર મારી ગયા હોય તે પણ સાફ થાય છે.

બંગસેન— ૯ કફજન્ય ખાંસીમાં–નિર્ગુંડીના સ્વરસથી પકાવેલું ઘી પીવાથી કફજન્ય ખાંસી મટે છે.

૧૦ કાનમાંથી પરૂ વહેતું હોય અને ગંધ મારતી હોય તો–નગોડના પાનનો રસ, તેલ, સિંધાલુણ, ગોળ–આ બધાંને પૂરવાથી પૂતિકર્ણ મટે છે.

વૈદ્યમનોરમા–૧૧ કેડમાં વા થયો હોય તો–નગોડનો રસ અને દીવેલ પીવાથી કટીપ્રદેશમાં થયેલો વા મટે છે.

રાજમાર્તંડ–૧૨ નાનાં બચ્ચાંને દાંત ફુટતી વખતે જે વેદના થાય છે તે પૂર્વદિશા તરફનું નગોડનું મૂળ બચ્ચાના ગળામાં બાંધવાથી તુરત જ મટી જાય છે.

૧૩ કંઠશાલૂક અને ઉપજિહ્વિકા નામના રોગોમાં–નગોડનાં મૂળ ચાવવાં. નાકમાંથી પડતું લોહી પણ આથી અટકશે.

૧૪ સંધિવામાં–નગોડનાં મૂળનો ક્વાથ પીવાથી સંધિવા મટે છે.

ગદનિગ્રહ—૧૫ ગૃધ્રસીમાં–બહુ જ ધીમા તાપ ઉપર તૈયાર કરેલા નગોડના પાનનો ક્વાથ પીવાથી ગમે તેવી ગૃધ્રસી (sciatica) હોય તો તે પણ મટી જાય છે.

૧૬ દાદરમાં–દાદર ઉપર નગોડનાં પાન ઘસવાં અને પછી નગોડનાં પાનનો રસ તે ઉપર લગાવવો. આથી અજીર્ણથી ઉત્પન્ન થયેલી દાદર તુરત જ મટી જશે.

वक्तव्य—'सिन्धुवारं विजानीयाद्धितं पित्तविनाशनम्' (સુશ્રુત. સૂ. ૪૬–૨૮૬) અર્થાત્ નગોડ પિત્તનાશક છે એમ સુશ્રુતનું મંતવ્ય છે. અહીં આગળ ટીકાકાર સિન્ધુવારનો અર્થ નગોડનાં ફુલ એવો કરે છે. સુશ્રુતે નગોડની બે જાતો ગણાવેલી છે. શ્વેતપુષ્પા અને નીલપુષ્પા. 'सिंधुवारः निर्गुण्डीभेदः' આમ ડલ્હણે ઓળખાણ આપેલું છે (क. अ. ६–२१). કલ્પસ્થાનમાં વિષનાં પ્રકરણોમાં શ્વેતનિર્ગુંડી જ યોજેલી જણાય છે. અમરસિંહના વખતથી શ્વેત અને નીલનો ભેદ પ્રચલિત હતો એમ અમરકોષ ઉપરથી જણાય છે, પણ ત્યાં પણ નામો તો અરસ્પરસ એક જ ગણાવેલાં છે. સિન્દુક, સિન્ધુવાર, નિર્ગુંડી, ઇંદ્રાણિકા વિગેરે નામો એક જ સાથે ગણાવેલાં છે. શેફાલિકાને અમરસિંહ નીલપુષ્પા નિર્ગુણ્ડી ગણાવે છે. સફેદ ફુલની નગોડ માટે 'श्वेतसुरसा' અને 'भूतवेशी'–બેજ શબ્દો યોજેલા છે. તે વખતના સમાજમાં સિન્ધુવાર માટે 'स्योण्डी', અને નિર્ગુણ્ડી (ભુરા ફુલની નગોડ) માટે 'न्यवारी' શબ્દો પ્રચલિત હતા એમ ટીકાકારના વચનોથી સિદ્ધ થાય છે. ડલ્હણ શેફાલિકાનો પરિચય 'रक्तवृन्ता, शारदकुसुमा'થી આપે છે (सू अ. ८). 'शेरते शेफा अल्योऽस्याम् इति शेफालिका'–આમ ભાનુજી દીક્ષિત અર્થ કરે છે. આના ફુલમાં સુગંધ નથી છતાંયે ભમરા કેમ ગુંજતા હશે? ડલ્હણ પ્રમાણે નીલપુષ્પા નિર્ગુંડીનાં ફુલ શરદ ઋતુમાં આવે છે. કાલિદાસ 'वसंतपुष्पाभरणं वहन्ती' પાર્વતીને વર્ણવતાં કહે છે કે '...काकलापीकृतसिन्दुवारम्' અર્થાત્ સિન્દુવાર વસંતમાં ખીલતાં હશે એમ અનુમાન કરી શકાય છે. નિઘંટુરત્નાકરમાં 'कर्तरीनिर्गुण्डी' અને 'अरण्यनिर्गुण्डी'–આવી બે જાત ગણાવી છે. જેનાં પાન કરવતના જેવાં ધારવાળાં હોય છે તે 'કર્તરીનિર્ગુંડી'. જંગલમાં ઉગતી નગોડને 'અરણ્યનિર્ગુણ્ડી' કહેતા હશે. શેફાલિકા અરણ્યનિર્ગુંડીનું નામાંતર છે એમ 'વનૌષધિદર્પણ'માં કહેલું છે.

સુશ્રુત સુરસાદિગણમાં સુરસી (શ્વેતનિર્ગુંડી) અને નિર્ગુંડી (નીલ–

પુષ્પા નિર્ગુંડી ) ગણાવે છે ( સૂ. ૩૮-૧૮ ). ચરકે સિન્ધુવારને વિષઘ્ન દશેમાનિમાં ગણાવી છે. નિર્ગુંણ્ડીને ક્રિમિઘ્ન દશેમાનિમાં ગણાવેલી છે.

**Actions & Uses**—Vitex trifolia is highly extolled by Bontius ( Diseases of India p. 226 ). He speaks of it as anodyne, diuretic and emmenagogue and testifies to the value of fomentations and baths prepared with " this noble herb " as he terms it, in the treatment of ' Beri-Beri ' and in the allied and obscure affection, burning of the feet in natives.

Of Vitex negundo **Fleming** remarks ( Asiatic Researches Vol XI ) that its leaves have a better claim to the title of discutient than any other vegetable remedy, with which he is acquainted. The mode of application followed by the natives is to put fresh leaves into an earthenpot and heat them over the fire till they are as hot as can be borne without pain; they are then applied to the affected part, and kept *in situ* by a bandage, the application is repeated three or four times a day until the swelling subsides. Dr. Hove ( 1787 ) states that the Europeans in Bombay call it the fomentation shrub and that it is used in the hospitals there as a foment in contractions of the limbs occasioned by the land winds. According to **Ainsle** the mahomedans are in the habit of smoking the dried leaves in cases of headache and catarrh. The dried fruit is deemed vermifuge. "

(Dymock. Vol III p. 74-5).

**ભાવાર્થ**—' ડીસીઝીઝ ઓફ ઇન્ડીયા ' નામના તેના પુસ્તકમાં બોન્ટીયસ નગોડનાં મુક્તકંઠે વખાણ કરે છે. તે નગોડને વેદનાહર, મૂત્રલ, રજઃસ્રાવવર્ધક માને છે અને આ ' ઉત્તમ છોડ 'નો ક્વાથ ' બેરીબેરી ' નામના રોગમાં, અસાધ્ય ગણાતા દરદોમાં, હાથે પગે દાહ બળતો હોય તેમાં-બહુ જ વખાણે છે.

ફ્લેમીંગ ( એસીયાટીક રીસર્ચીઝ વૉ. ૧૧ માં ) નગોડની સરખામણીમાં શોથહર તરિકે બીજી એક પણ વનસ્પતિ તેની જાણમાં નથી એમ જાહેર કરે છે. માટલીમાં તાજાં પાંદડાંને બાફીને તે પાન દુઃખવાળા ભાગ ઉપર લગાવવામાં આવે છે. જ્યાં સુધી સોજો ઉતરી જતો નથી ત્યાં સુધી વારંવાર તેને લગાવવામાં આવે છે. મુંબાઈમાં યૂરોપિયનો આ છોડને ' શેક કરવાનો

છોડ ' ના નામથી જ ઓળખે છે એમ ડૉ. હોવે ( ૧૭૮૭ માં ) કહેલું છે. એઇન્સ્લી કહે છે કે જ્યારે માથું ચઢે છે ત્યારે મુસલમાનો આના પાનની બીડી પીવે છે. એનાં સૂકાં ફૂળ કૃમિઘ્ન મનાય છે.

( ડીમક. ભા. ૩ પા. ૭૪–૭૫ )

**નવ્યમત**—દેવપ્રસાદ સન્યાલે ( એલ. એમ. એસ ) ' જરનલ ઑફ આયુર્વેદ 'માં નગોડનો એક સરસ અનુભવ રજુ કર્યો છે. ' આયુર્વેદ વિજ્ઞાન ' ( પુસ્તક ૭ મું. અં. ૧૧ મો )માં એક ૮૦ વર્ષના વૃદ્ધને નિર્ગુંડીતૈલથી શી અદ્ભુત અસર થઈ હતી તે વર્ણવેલું છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૭૨; રૂ. નિ. પા. ૩૩૭; N. p. 240; Watt VI part IV p. 248; Indi. medi. Plants p. 999.

## तुलस्यादि वर्ग

## N. O. Labiateæ.

### ૩૧૦ લવંડર.

નામો—જંગલી લવંડર, સર્પનો ચારો, આસમાની ગલગોટા (ગુજરાતી); ગોરીયા, આસમાની (મરાઠી); Lavendula Burmanni–લવેન્ડયુલા બર્મેનાઈ (લેટીન).

વર્ણન—લવંડર ચોમાસામાં ઢગલાબંધ થાય છે (જ્યાં થાય છે ત્યાંજ). તેનો છોડ ૨ થી ૩ ફુટ ઉંચો થાય છે. આ છોડમાં કોઇવાર ઘણી શાખાઓ અને કોઇવાર મુદ્દલેય શાખાઓ હોતી નથી. જ્યારે શાખાઓવાળો છોડ હોય છે ત્યારે એની ડાંડી ઘણી જાડી અને મજબુત હોય છે. શાખા વગરના છોડવામાં તે પાતળી, નરમ અને તરસાની પેઠે લાંબી વધી ગયેલી હોય છે. આના છોડવા જ્યાં ઉગે છે ત્યાં આગળ ઘણું કરી ઢગલાબંધ ઉગે છે. એને ગલગોટા જેવાં વિભાગિત, ઝીણાં, સાંકડા છેડાઓવાળાં પાન આવે છે. ફુલ ફીક્કા ધોળા અથવા આસમાની રંગનાં હોય છે. ફુલ પુષ્પબાહ્યકોષમાં ચાર બીજવાળાં થાય છે. પાનને જરા સુંઘવાથી ભાંગ જેવી અને ચોળવાથી લવંડર (Oil of Lavender) જેવી સુવાસ આવે છે.

કાદવવાળી જમીનમાં અને જ્યાં સાપનો વાસો હોય ત્યાં આગળ આ વનસ્પતિ વિશેષ ઉગે છે. યુરોપથી આવતું લવંડર તેલ આજ છોડના જેવા છોડ (Lavendula Vera)માંથી કાઢવામાં આવે છે. આપણે પણ આ છોડમાંથી એવું સુગંધી તેલ કેમ ન બનાવી લઇએ?

ઉપયોગ—જ્યાં સાપની વસ્તી વધારે હોય છે ત્યાંજ આ છોડ થાય છે. સાપના ઝેરનો આ છોડ ઉતાર છે એમ મનાય છે. મૂળીઆંને પાણીમાં ઘસીને ડંખ ઉપર ચોપડાય છે અને સર્પદંશ થયો હોય તેને ઉંઘ ન આવે એટલા માટે પાન વાટીને વારંવાર સુંઘાડવામાં આવે છે.

તાવવાળા માણસને આ છોડને પાણીમાં ઉકાળીને તેની વરાળ આપવામાં આવે છે. શરદીથી દુખતા માથામાં આ પાન વાટીને માથે ચોપડાય છે. વિષહર અને જ્વરઘ્ન તરિકે વાપરવા જેવો આ છોડ છે.

વક્તવ્ય—રા. રા. જયકૃષ્ણભાઇ લખે છે કે-"આ વનસ્પતિનો દવા તરિકે થોડો ઉપયોગ બરડાના ગામડીઆ અને રબારી લોકોએ કરેલો છે. તે સિવાય

બીજા કોઇએ તે કરેલો હોય એમ જણાતું નથી; પણ એ વનસ્પતિ અરબી ઉસ્તે ખુદુસની જગોએ વાપરી શકાય એમ જણાય છે. ઉસ્તે ખુદુસ (Lavendula stœchas) એ એશિઆ માઇનરથી હિંદુસ્તાનમાં આવે છે, તો તેની જગોએ જંગલી-લવંડર અથવા સર્પનો ચારો ઉપયોગમાં આવી શકતો હોય તો શા માટે તેનો ઉપયોગ ન કરવો?....લખનારના મુરબ્બી મર્હુમ ડૉ. સખારામ અર્જુન ઉસ્તે ખુદુસના ગુણ વિષે લખે છે "-તે ઉત્તેજક, સ્વેદલ અને ઋતુને નિયમિત કરનાર છે; અને દેશી સ્ત્રીઓ એ દવાને અલફ્ફ જનનાં નામથી ઘણી વાપરે છે-" Bombay Drugs p. 100. 1879."

મર્હુમ ડૉ. કીર્તિકરે આ છોડની ઉપયોગીતા વિષે પ્રોફેસર ડી. ડી. કુંગાનું ધ્યાન ખેંચ્યું હતું, જે ઉપરથી તે પ્રોફેસરે આ છોડનાં ફુલ અને પાનમાંથી તેલ કાઢી જોયું હતું. ફુલ કરતાં પાનમાંથી વધારે અને ઉત્કૃષ્ટ કોટિનું તેલ હાથ આવ્યું હતું. જેનું વર્ણન વાંચવું હોય તેણે Indian Medicinal Plants પાનું ૧૦૨૦ જોઇ લેવું.

"આ છોડ વિષે ડૉ. લીસ્બો "બોંબે ગેઝેટીયર્સ વૉ. ૨૫. બૉટની"-માં લખે છે કે-" આ વનસ્પતિ દક્ખણ અને પુનામાં ઘણી થાય છે. તે યુરોપમાંથી લવંડર તેલ આવે છે તેની જગોએ કામમાં લઇ શકાય."

ઉલ્લેખ—વ શા. પા. ૫૮૪; N. p. 254; Watt IV p. 595; Indi. Medi. Plants p. 1019.

---

## ૩૧૧ તુલસી

### N. O. Labiateæ.

નામો—तुलसी, सुरसा, देवदुंदुभि, वृन्दा (સંસ્કૃત); તુલસી (ગુજરાતી. મરાઠી. હિંદુસ્તાની. બંગાળી); Sacred Basil-સૅક્રેડ બાસીલ (અંગ્રેજી); Ocimum Sanctum-ઑસાઇમમ્ સેંક્ટમ્ (લેટીન).

गुणाः— तुलसी लघुरुष्णा च रूक्षा कफविनाशनी ।
क्रिमिदोषं निहन्त्येषा रुचिकृद्वह्निदीपनी ॥
॥ ध. नि ॥

तुलसी कटुतिक्तोष्णा तुलसी श्लेष्मवातजित् ।
जन्तुभूतक्रमिहरा रुचिकृद्वातशान्तिकृत ॥
॥ रा. नि ॥

तुलसी कटुका तिक्ता हृद्योष्णा दाहपित्तकृत् ।

दीपनी कुष्ठकृच्छ्रास्रपार्श्वरुक्कफवातजित् ॥
शुक्ला कृष्णा च तुलसी गुणैस्तुल्या प्रकीर्त्तिता ॥
॥ भा॰ प्र. ॥

तुलसी पित्तकृत् वाताक्रिमिदौर्गन्ध्यनाशनी ।
पार्श्वशूलाऽरतिश्वासकासाहिक्काविकारजित् ॥
॥ राजवल्लभः ॥

चरक— १ कफजकासे—सक्षौद्राः कफकासघ्नाः सुरसस्यासितस्य च ॥
चि. अ-२२.

शोढल— २ नवनेत्रकोपे—ताम्बूलशिग्रुकरवीरशिरिषदन्तीश्यामादधित्थसुमना-सुरसार्जकानाम् । प्रत्येकशो मधुयुतः स्वरसोऽञ्जनेन कोपं नवं नयनयोः सहसैव हन्ति ॥

३ पूतिकर्णे—....पूर्णौ कर्णौ रसोनसुरभिसलिलेन वापि । पूत्यामयं त्यजति तत्क्षणसंप्रणष्टतीव्रव्यथापरिचयप्रतिपन्नसौख्यः ॥

४ कुष्ठे—प्रातः पिबेद्वा सुरसस्य मूलम् । सनागरं कोष्णजलेन वापि ॥

**વર્ણન**—તુલસીને હરકોઈ ઓળખે છે. એની ઘણી જાતો છે. શ્વેતતુલસી, કૃષ્ણતુલસી, રામતુલસી વિગેરે આની જાતો છે. **રામતુલસી**-Ocimum gratissimum-આનાં પાન તુલસી જેવાં પણ સ્હેજ મોટાં થાય છે. તુલસીની જાતમાં સૌથી ઉંચા છોડવા રામતુલસીના થાય છે. આ જંગલમાં ઉગે છે તેથી તેને રાનતુલસી પણ કહે છે. આનાં થડ અને ડાંડી ઘણાં જાડાં હોવાથી તેની માળાઓ બનાવવામાં આવે છે એટલે જ એને રામતુલસી નામ આપ્યું હશે.

તુલસીને હિંદુઓ પવિત્ર માને છે. " विष्णुवल्लभा " નામ તુલસીવિવાહનું સ્મરણ કરાવે છે. કહેવાય છે કે જ્યાં આગળ તુલસીનાં ઝાડવાં હોય છે ત્યાં આગળ સાપ વિગેરે જીવજંતુઓ ભાગ્યે જાય છે-હવા પણ શુદ્ધ રહે છે. દરેક ઘર આગળ તુલસીના ૫-૬ છોડવાઓ ઉગાડવાજ જોઇએ. પણ શોકની વાત છે કે અંધ અનુકરણ કરનારા આપણા ભાઇઓ ઘર આગળ કુંડાંઓમાં ક્રોટન્સ-Crotons અને ઍરેલીયા જેવા નિર્ગંધ, પરદેશી છોડવાઓ ઉછેરવા લાગ્યા છે. હિંદુસ્તાનમાં ઝાડપાન પણ પરદેશી પોષાવા લાગ્યાં એ જાણીને કયા કલાપ્રિય સજ્જનને દુઃખ નહિ થાય ? તુલસીકવચનો નિત્યપાઠ કરનારાના ઘરમાં પરદેશી કુંડાંઓ દેખીને મનને આઘાત થાય છે ! પ્રભુ હિંદુઓને-દરેક હિંદીને સદ્બુદ્ધિ આપે.

## વૈદ્યકમાં તુલસીનો ઉપયોગ.

તુલસીના ફક્ત આટલા જ ઉપયોગ છે એમ માની લેવાનું નથી. સંસ્કૃત ગ્રંથોમાંથી સ્વતંત્ર ઉપયોગો બીજા મળ્યા નથી એટલે જ આટલાથી ચલાવ્યું છે. આગળ ઉપર વધુ વિવેચન.

### વૈદ્યકમાં તુલસીનો ઉપયોગ.

ચરક— ૧ ખાંસીમાં-કાળી તુલસીનો રસ મધ નાખીને પીવાથી ખાંસી મટાડે છે.

શોઢલ— ૨ આંખો દુખવા આવી હોય તો-તુલસીનો સ્વરસ મધ નાખીને આંજવાથી નવી દુખવા આવેલી આંખ તુરત મટી જાય છે.

૩ કાનમાંથી પરૂ વહેતું હોય-દુર્ગંધ મારતી હોય-તો તુલસીના પાનનો સ્વરસ કાનમાં નાખવો.

વૈદ્યમનોરમા-૪ કુષ્ઠમાં-તુલસીના મૂળનો રસ હમેશાં સવારે સવારે પીવાથી કુષ્ઠ, દાદર વિગેરે મટે છે.

**નવ્યમત**—"મુસલમાન લેખકો જણાવે છે કે તુલસીનો રસ સાકર નાખીને પીવાથી છાતીનું દરદ અને ખાંસી દૂર થાય છે. તેના પાણીના કોગળા કરવાથી કે પાંદડાં ચાવવાથી મ્હોંની દુર્ગંધ નાશ પામે છે. તેનાં પાંદડાં પલાળી તેને ચોળી તે રસ પીવાથી દરેક સાંધાઓ મજબુત થાય છે."

આનાં પાંદડાંનો રસ સુંઠ મેળવીને બચ્ચાંની ચુંકને માટે દેવામાં આવે છે. ( સીવીલ સર્જન શિરકોરે. મુર્શીદાબાદ. )

આનાં પાંદડાંનો ફાંટ બચ્ચાંને માટે દીપનપાચન તથા સારક તરીકે બહુ વપરાય છે. ( સર્જન ટોમસ-માંગલોર )

આનો તાજાં પાંદડાનો રસ મધ સાથે મેળવીને બચ્ચાંઓને ખાંસીના વ્યાધિમાં આપવાથી ફાયદો થાય છે. ( આસીસ્ટંટ સર્જન ગુપ્તે-બાંકીપુર ).

આનો રસ પીવાથી જવર અને ફેફસાંનું તથા નાકનું મોટું સળેખમ મટાડવામાં ઉત્તમ છે. ( ટી. આર. મુદલીયાર ).

**વક્તવ્ય**—ધન્વંતરિનિઘંટુ, રાજનિઘંટુ, ચરક, સુશ્રુત વિગેરેમાં 'તુલસી' શબ્દ જવલ્લેજ જોવામાં આવે છે. 'सुरसा' શબ્દ ઘણો પ્રચલિત થયેલો જણાય છે. અમરકોષમાં પણ તુલસી શબ્દ નથી.

ચરકે શ્વાસહર દશેમાનિમાં સુરસાનો ઉલ્લેખ કરેલો છે. શિરોવિરેચન તરિકે પણ તુલસી ગણાવી છે. કૃમિમાં જેવો ઉંદરકણીનો ઉપયોગ બતાવ્યો

છે તેવો જ તુલસીનો પણ છે એમ કહેલું છે ( ચિ. ૭–૨૭ ). તુલસી ખાઈને દુધ પીવાનું ના પાડેલું છે ( સૂ. ૨૬–૧૯૩ ). વિષના અધ્યાયમાં તુલસી ઘણી જગોએ યોજાયલી છે એજ એના જંતુઘ્ન, કૃમિઘ્ન અને વિષઘ્ન ગુણ માટે બસ છે. ' अपेतराक्षसी ' એવો એક તુલસીનો પર્યાય પણ છે.

સુશ્રુતે તુલસીનાં પાનને શિરોવિરેચન ગણાવ્યાં છે (સૂ. ૩૯–૬). ડલ્હણના વખતથી સુરસા ' तुलसी ' તરિકે લોકમાં ઓળખાતી હતી. સુરસાદિગણ સુશ્રુતમાં છે.

તુલસીનાં બી પૌષ્ટિક છે. સ્વ. અમૃતલાલ પઢીયાર આ બીજનો છુટથી ઉપયોગ કરતા અને ગુણ પણ સારો જણાયો હતો. આનાં બીયાંના ચૂર્ણની ગોળમાં ગોળી કરીને ખાવાથી શક્તિમાં વૃદ્ધિ થાય છે.

**Actions & Uses**—Demulcent, expectorant, and antiperiodic; with Kālāmari it is given in catarrhal affections of the lungs and cough. The powder of dry leaves is used by the natives as snuff in ozœna and for destroying maggots. The paste of the leaves with suntha and Safedmari is given in intermittent and remittent fevers. The medicated oil is used as drops into the ears in earache and in purulent discharges and into the nose in ozœna. With lime juice the leaves are rubbed over ringworm. The seeds are mucilaginous and used as a diuretic in scanty urine and in cough.

ભાવાર્થ—તુલસી શીતસ્નિગ્ધ, કફનિઃસારક, અને જ્વરઘ્ન છે. ફેફસાંમાં રહેલા કફમાં અને ખાંસીનાં દરદોમાં કાળાં મરી સાથે એનો રસ આપવામાં આવે છે. દેશી લોકો સુકાં પાનને દુષ્ટ પીનસમાં સુંઘવામાં વાપરે છે. વારંવાર ઉથલા ખાતા તાવમાં અને વિષમજ્વરમાં સુંઠ અને ધોળાં મરી સાથે પાનનો રસ અપાય છે. તુલસીનાં પાનથી સિદ્ધ કરેલું તેલ કાનમાં નાખવાથી ચસકા, પરૂ વિગેરે મટે છે અને સળેખમમાં તે તેલ નાકમાં નાખવાથી સળેખમ મટે છે. લીંબુના રસ સાથે તુલસીનો રસ મીલાવીને દાદર ઉપર લગાડવામાં આવે છે. તુલસીનાં બીયાંમાં પૌષ્ટિક ગુણ છે અને મૂત્રલ તરિકે અલ્પમૂત્રતામાં વાપરવામાં આવે છે. કફમાં પણ તે વપરાય છે.

નોંધ—તુલસીની ઘણી જાતોનો ઉલ્લેખ વનસ્પતિશાસ્ત્રીઓએ કર્યો છે. Ocimum viride ( તુલસીની એક જાત ) મચ્છરને દૂર રાખવા માટે સર્વથી સારી છે એટલે તેનું અંગ્રેજી નામ "મૉસ્કવીટો પ્લેન્ટ" રાખ્યું છે. સર-જ્યૉર્જ બર્ડવુડે ' ટાઈમ્સ ' ૨૯ એપ્રીલ. ૧૯૦૪ માં આ વિષે એક લેખ આપેલો છે, જેનો સાર નીચે પ્રમાણે છે:—

"જ્યારે વીક્ટોરીયા ગાર્ડન્સ અને આલ્બર્ટ મ્યુઝીયમ મુંબાઈમાં સ્થપાયાં ત્યારે કામ ઉપર ચઢેલા મજુરો તે વખતે મચ્છરના ત્રાસથી અજબ હેરાન થયા-તાવથી ઘણુાયે પાયમાલ થઈ ગયા હતા. આથી હિંદુ કારભારી (મેનેજર) ની સૂચનાથી ચારે બાજુ તુલસીની જે જાતો હાથમાં આવી તે બધી ઉછેરવામાં આવી. નવાઇ જેવું તો એ બન્યું કે આ પછીથી મચ્છરો દેખાયાજ નહિ. આ પહેલાં બાગની જગો ઘણીજ મેલેરીયલ હતી. તે વખતે કોઈને આ જમાનાની 'મેલેરીયા-મૉસ્કવીટો થીયરી' જાણુ ન હતી. હું જાતે પોતેજ મચ્છરોને લીધે હીરાબોળ ( myrrh ) વાપરતો હતો. પથારી પાસે હીરાબોળ બાળવાથી અથવા તો પથારીમાં હીરાબોળનું ટીંકચર છાંટીને હું રાત્રે સૂઈ જતો હતો. જે દેશીઓ હમેશના ખોરાકમાં તજ, જાયફળ વિગેરે ખાય છે તેઓને કદાપિ મેલેરીયાનો તાવ લાગુ પડયો હોય કે તેઓ કોલેરાથી મરી ગયા હોય એવું મ્હારી જાણમાં તો નથી." ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. પા. ૧૦૧૫.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૮૨; રૂ. નિ. પા. ૩૨૩; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૯૧; N. p. 251; Watt V p. 443; Indi. Medi. Plants p. 1014.

---

## ૩૧૨ રામતુલસી.

### N. O. Labiateæ.

**નામો**—अर्जकः, गंधपत्रः, कुठेरकः, उग्रगंधः, बर्बरी ( સંસ્કૃત ); રામતુલસી, રાનતુલસી ( ગુજરાતી ); રાનતુલસ ( મરાઠી ); રામતુલસી ( હિંદી ); Ocimum gratissimum-ઓસાઈમમ્ ગ્રેટીસીમમ્ ( લેટીન ).

**परिचय**— अर्जकः क्षुद्रतुलसी क्षुद्रपर्णो मुखार्जकः ।
उग्रगंधस्तु जंबीरः कुठेरस्तु कठिंजरः ॥
सितार्जकस्तु वैकुंठो वटपत्रः कुठेरकः ।
जंबीरो गंधबहुलः सुमुखः कटुपत्रकः ॥
कृष्णार्जकः कालमालो मालुकः कृष्णमालुकः ।
स्यात्कृष्णमल्लिका प्रोक्ता गरघ्नो वनबर्बरः ॥

**गुणाः**— अर्जकास्तु कटूष्णाः स्युः कफवातामयापहाः ।
नेत्रामयहरा रुच्याः सुखप्रसवकारकाः ॥

॥ रा. नि ॥

बर्बरत्रितयं रूक्षं शीतं कटु विदाहि च ।
तीक्ष्णं रुचिकरं हृद्यं दीपनं लघुपाकि च ॥
पित्तलं कफवातास्रदद्रुक्रिमिविषापहम् ॥

॥ भा. प्र ॥

वनबर्बरिकान्या तु सुगंधिः सुप्रसन्नकः ।
दोषोत्क्लेशी विषघ्नश्च सुमुखः सूक्ष्मपत्रकः ॥
निद्रारिः शोफहारी च सुवक्रश्च दशाह्वयः ॥

॥ रा. नि ॥

अर्जकः शीतलस्तिक्तः श्लेष्मामयविनाशनः ।
द्विविधञ्च विषं हन्यात् दुष्टरक्तविनाशनः ॥
कुठेरकाः सुगंधाः स्युः कटुपाकरसाः स्मृताः ।
पित्तघ्ना लघुरूक्षाश्च तीक्ष्णोष्णाः पित्तवर्धनाः ॥

॥ ध. नि ॥

शोढल— ४ नवनेत्रकोपे—....सुरसार्जकानाम् । प्रत्येकशो मधुयुतः स्वरसोऽञ्जनेन कोपं नवं नयनयोः सहसैव हन्ति ॥ पृ. ४७४

२ वृश्चिकाविषे—कुठेरकस्य बीजैस्तु क्षीरेणाजेन भावितैः । प्रलेपनं प्रशंसन्ति वृश्चिकस्य विषापहम् ॥ पृ. ६९९

सुश्रुत— १ शीतपीडिते ज्वरे—दिह्यात् पलाशैरथवा सुरसार्जकशिग्रुजैः ॥

उ–३९–२१७

વર્ણન—અર્જકત્રયનાં ચોક્કસ નામો ગુજરાતીમાં આપવાં રહેલાં નથી. સ્વ. કૃતોભટ્ટ રાનતુલસી તથા મરવાના એ ભેદ છે એમ કહે છે. રાનતુલસી એટલે અર્જક કે નહિ એ કહેવું પણ રહેલું નથી. રાનતુલસીને મ્હેં અર્જક માનેલી છે. એનાં પાન તુલસી જેવાં પણ તેથી મ્હોટાં હોય છે. ફુલની માંજર પણ તુલસી જેવી જ હોય છે. આખો છોડ તુલસીને મળતો જ લાગે છે. પાન પર કાંગરી હોય છે. તુલસીની બધી જાતોમાં આ રાનતુલસી સર્વથી મ્હોટી છે. એનાં મૂળ અને ડાંડી ઘણાં જાડાં હોવાથી ખાખી લોકો એમાંથી રામભજનની માળા અને ગળામાં પહેરવાના ગંઠા બનાવે છે. આ કારણથી એને રામતુલસી કહે છે. તુલસી જંગલમાં નથી થતી, રાનતુલસી જંગલમાં જ થાય છે.

વૈદ્યકમાં અર્જકનો ઉપયોગઃ—

શોઢલ— ૧ નવી આવેલી આંખમાં—રાનતુલસીનો રસ મધ સાથે આંજવાથી નવી આવેલી આંખ મટી જાય છે. પા. ૪૭૪.

૨ વીંછીના ઝેરમાં—રાનતુલસીનાં બીજને બકરીના દુધની અનેક ભાવનાઓ આપીને ડંખ ઉપર ચોપડવાથી વીંછીનું ઝેર નાબુદ થાય છે. પા. ૬૫૯.

સુશ્રુત— ૩ બહુ ટાઢ વાઈને તાવ આવતો હોય તો—રાનતુલસીનાં પાન શરીરે ઘસવાથી ગરમી ઠીક આવે છે. ઉ. ૩૯–૨૬૭

વક્તવ્ય—નરહરિ પંડિતે વર્ણવેલું અર્જક અને ધન્વન્તરિએ વર્ણવેલું કુઠેરક એક છે–ભિન્ન ભિન્ન નથી. અર્જકના ત્રણ પ્રકાર છે, તેમ કુઠેરકના પણ ત્રણ પ્રકાર છે. ધન્વન્તરિના મત પ્રમાણે કુઠેરકના ત્રણ ભેદ–(૧) કુઠેરક, (૨) પર્ણાસ અને (૩) શાલૂક–છે. " वटपत्रः कुठेरोऽन्यः पर्णासो बिल्वगंधकः "। જેનાં પાન વડ જેવાં મોટાં અને બીલીના પાનની સુગંધ જેવાં સુગંધી તે કુઠેરક. એનો જ પર્યાય પર્ણાસ છે. " कुठेरकस्तृतीयोऽन्यः शालूकःकृष्णशालूकः "–એનું જ બીજું નામ કૃષ્ણાર્જક છે. ધન્વંતરિ કહે છે–कुठेरकस्तु वैकुंठः क्षुद्रपर्णोऽर्जकस्तथा–અર્થાત્ નાના પાનના અર્જકને જ કુઠેરક કહે છે. નરહરિ કહે છે–" अर्जकः क्षुद्रतुलसी क्षुद्रपर्णी " એટલે કુઠેરક અને અર્જક; " सितार्जकस्तु वैकुंठो वटपत्रः कुठेरकः "–અર્થાત્ પર્ણાસ અને સિતાર્જક; " कृष्णार्जकः कृतमालो शतमालो शालूकः कृष्णशालूकः "–અર્થાત્ કૃષ્ણાર્જક અને શાલૂક:–આ બધાં સ્વરૂપતઃ અભિન્ન જ છે. પણ અર્જક, સિતાર્જક અને કૃષ્ણાર્જક–એ ત્રણેનાં ગુજરાતી નામો શું? અર્જક એ તુલસી કરતાં પણ નાની જાત છે એમ જણાય છે ( क्षुद्रतुलसी ). સિતાર્જક એટલે સફેદ તુલસી અને કૃષ્ણાર્જક એટલે કૃષ્ણ–તુલસી.

ડલ્હણ કહે છે–अर्जकः बर्बरिकाकारो लघुमंजरीकः सूक्ष्मपत्रो निर्गंधः श्वेतकुठेरकः ( सू. ३८–१८ ); अर्जकः कुठेरकः ( सू. ३९–६ ); अर्जकः कुठेरकः, अन्ये श्वेतपर्णासमाहुः ( उ. ३९–२६७ ). ચરકટીકાકાર ચક્રપાણિ દત્ત અને સિદ્ધયોગના પ્રખ્યાત ટીકાકાર શ્રીકંઠ–બન્ને " अर्जकः श्वेतपर्णासः " એમ કહે છે. આ ઉપરથી પણ ઉપરના મતને ટેકો મળે છે.

ચરક એને પિત્તને ઉત્ક્લેશન કરનાર માને છે ( सू. ૨૭–૧૬૪ ); કટુસ્કંધમાં એને ગણાવે છે; દુધ સાથે ખાવાનું ન કહે છે ( सू. ૨૬–૧૧૩ ). કુટજ, મુસ્તા, હરિદ્રા સાથે કિક્કિસમાં અર્જક વપરાયલું છે. ઉરુસ્તંભમાં અને કુષ્ઠમાં બીજાં સાથે અર્જક યોજાયલું છે.

સુશ્રુત સુરસાદિગણમાં અર્જકનો ઉલ્લેખ કરે છે; શિરોવિરેચન તરિકે તેનાં પાન ગણાવે છે. कटुपाकरसा चैव सुरसार्जकभूस्तृणाः (सू. ४६–२३५) એમ તે

કહે છે. શ્લેષ્માભિષ્યન્દમાં અંજનમાં અને ગુલ્મના પાઠાદિકવાથમાં વપરાયલું છે. વાગ્ભટે બીજાં સાથે સ્વેદમાં ગણાવેલું છે.

**Actions & Uses of Ocimum Gratissimum**—Demulcent, and carminative; generally combined with other expectorants in cough mixtures; also used in urinary disorders such as gonorrhœa, scanty and scalding urine &c. Locally, the juice mixed with Gul. i. armāni is used as an application to swollen hands or feet. Baths and fumigations of tulsi are used in rheumatism.

**ભાવાર્થ**:-અર્જક ઉપલેપક અને કફઘ્ન છે. ઘણું કફઘ્ન ઔષધો સાથે એને યોજવામાં આવે છે. પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર વિગેરેમાં તે વપરાય છે. સોજા વિગેરેમાં ગુલ. ઇ. અરમાની સાથે બહાર તેનો રસ ચોપડવામાં વપરાય છે. તેનાં ધૂપ અને સ્નાન સંધિવામાં ઉપયોગી છે.

**નવ્યમત**—અનોરીયા માટે આ બહુજ જાણીતો પ્રસિદ્ધ ઉપાય છે. ડૉ. વેઇટ્ઝ (Waitz) જણાવે છે કે બચ્ચાંના શુલીયામાં આ છોડનો જલદ કવાથ, જ્યારે બીજાં યુરોપિયન ઔષધો નકામાં નીવડેલાં ત્યારે, ઉપયોગી જણાયો હતો. સંધિવામાં, પક્ષાઘાતમાં આ છોડવા સાથે બીજાં સુગંધી દ્રવ્યો નાખીને તેનો નાહ ઉપયોગી હોવાનું જણાવે છે. (Bonton. Medi. Plants of Mauritius p. 120). વીર્યસ્રાવમાં પાનનો કવાથ ઉપયોગી છે ( સખારામ અર્જુન ). આનાં બીજ શિરઃશૂલ અને આધાશીશીમાં વપરાય છે. ( Indi. Medi. Plants )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૮૧; રૂ. નિ. પા. ૩૨૬; N. p. 251; Watt V p. 443; Indi. Medi. Plants p. 1013.

---

## ૩૧૩ ડમરો–મરવો.

### N. O. Labiateæ.

**નામો**—फणिज्जकः, मरुवकः, आजन्मसुरभिः, मंजरीकः ( સંસ્કૃત ); ડમરો ( ગુજરાત ); મરવો ( કાઠિયાવાડ ); સબજા, મવી ( મરાઠી ); સબઝા ( હિંદી ); Sweet marjoran–સ્વીટ મારજોરન્ ( અંગ્રેજી ); Ocimum Basilicum–ઓસાઇમમ્ બેસીલીકમ્ ( લેટીન ).

**गुणाः**— मरुदग्निप्रदो हृद्यः तीक्ष्णोष्णः पित्तलो लघुः ।
वृश्चिकादिविषश्लेष्मवातकुष्ठकृमिप्रणुत् ॥
कटुपाकरसो रुच्यः तिक्तो रूक्षः सुगंधिकः ॥

॥ भा० प्र ॥

फणिज्जको हिमस्तिक्तः रूक्षः कफविनाशनः ।
रक्तहारी तथा हन्ति सुघोरं कृत्रिमं विषम् ॥

॥ ध. नि. ॥

मरुवकः कफहरो रुच्यो मुखसुगंधकृत् ।
आरुष्करादिभवं शोथं नाशयेच्च प्रलेपतः ॥

॥ नि र. ॥

चक्रदत्त— १ पोथक्याम्—फणिज्जकरसोनस्य रसैः पोथकिनाशनः ॥
॥ नेत्ररोगचि० ॥

वंगसेन— २ वातव्याधौ—बृहत्फणिज्जकोत्थेन रसेन परिलेपयेत् । प्रदेशं वायुना ग्रस्तं नरः सम्यक् प्रशान्तये ॥

३ शुक्रनामाक्षिरोगे—फणिज्जकरसे बीजं पलाशस्य विभावितम् । शोषयित्वा सुपिष्टं तत् चाञ्जनाच्छुक्रहृत् परम् ॥ (नेत्ररोगचि०)

४ वरटीविषे—फणिज्जकरसो हन्यात् लेपनाद्वरटीविषम् ॥

વર્ણન—આ તુલસીની જાતના છોડવા અત્યંત સુગંધી હોય છે. આ તુલસીથી ઉંચા, જાડી ડાંડલી, અને શાખાઓવાળા અને વિશેષ ભરાયલા હોય છે. છોડ ઉપર માંજર ફૂબ આવે છે. એનાં પાન સૂકાયા છતાં સુગંધી મૂકતાં નથી. બાગોમાં આ બહુ વાવવામાં આવે છે.

## વૈદ્યકમાં ડમરાનો ઉપયોગ

ચક્રદત્ત— ૧ પોથકી* નામના આંખના રોગમાં-ડમરો અને લસણનો રસ પોથકી ઉપર ચોપડવો.

બંગસેન— ૨ વાયુના વ્યાધિમાં-મોટા ડમરાનો રસ, વાને લીધે જે ભાગ દુખતો હોય તે ભાગ ઉપર ચોપડવો. દુખાવો મટી જાય છે.

૩ આંખના ફુલામાં-ખાખરાના બીજના ચૂર્ણને ડમરાના પાનના રસની ૭ ભાવના આપવી. પછી એ ચૂર્ણ આંજવું. ફુલું મટશે.

૪ વરટીના ઝેરમાં—ડમરાના પાનનો રસ વરટી ( ભમરી ?) ના ડંખ ઉપર ચોપડવાથી વેદના મટે છે.

---

* पोथक्यः पिडिकाः श्वेताः सर्षपाभा घनाः कफात् ।-કફને લીધે સરસવના જેવી સફેદ ઘન ફોલ્લીઓ આંખ ઉપર થાય છે તેને પોથકી કહે છે.

**वक्तव्यः**—તુલસીની ઘણી જાતોમાંની આ પણ એક જાત છે. 'फणाम-पत्रपुष्पत्वात् । फणी उज्झको वर्जकोऽस्य इति केचित्'—અમરકોષના ટીકાકાર ભાનુજી દીક્ષિતનું આ નિરૂક્ત છે. આનું બીજું નામ प्रस्थपुष्पः છે. માંજરો ખૂબ આવે છે એને લીધે આ નામ હશે. એના પાનના રસનું ટીપું કાનમાં મૂકવાથી કાન વહેતો મટે છે. બીલાડું ઉઠયું હોય તો તે ઉપર આનો રસ ચોપડવાનું કહેલું છે. સુશ્રુતે સુરસાદિગણમાં ફણિજ્જકનો ઉલ્લેખ કરેલો છે. ડલ્હણ સમજાવે છે કે फणिज्जकः तीक्ष्णगन्धो 'मरुवक' इति लोके, अन्ये तु अनेनैव नाम्ना प्रसिद्धः ॥ શ્લેષ્માભિષ્યન્દમાં બીજાં સાથે ફણિજ્જકનો ઉલ્લેખ છે.

ચરકે પાનને શિરોવિરેચન ગણાવ્યાં છે. કટુસ્કંધમાં અને કુષ્ઠઘ્ન લેપમાં ફણિજ્જકનો ઉલ્લેખ છે.

આ છોડનેજ ગુજરાતમાં **ડમરો** કહે છે. સ્વ કેતોભટ્ટ ડમરા નામના કાંટાવાળા પણ સુગંધી છોડનું વર્ણન આપે છે. સંસ્કૃત નામો दमनकः, गंधोत्कटः, मुनिपुत्रः આપે છે. આ છોડ શું હશે ? એ ડમરો ફણિજ્જક નથી.

**નવ્યમત**—આ છોડનાં બીજનો લુવાબ ચીકણો ગુંદર જેવો થાય છે; તે ઠંડો છે. પરમીઓ, અતિસાર, સંગ્રહણી વિગેરે રોગોમાં તે અપાય છે. પાનનો રસ ઉત્તમ દર્દઘ્ન છે ( Excellent nostrum ); પાનની લેપડી વીંછીના ડંખ ઉપર બાંધવામાં ગુણકારી છે. બીજ અને ફૂલમાં ઉત્તેજક, મૂત્રલ અને સ્નિગ્ધ ગુણો છે. સ્વેદલ અને કફઘ્ન ગુણો પણ કેટલાક જણાવે છે. પ્રસવ પછીની વેદનામાં બીજનો કવાથ અપાય છે. કુકડીયા ખાંસીમાં પાનનો રસ અને મધ અપાય છે. ( કનૈયાલાલ દે. )

ડૉ. **ઇરવીન** જણાવે છે કે ૧ થી ૩ ડ્રામ સુધીની માત્રામાં બીજ વાજીકર છે. આનાં બીજ પાણીમાં મોઇને, પથ્થર ઉપર લસોટીને ખરાબ વ્રણ ઉપર ચોપડવામાં આવે છે જાથુની કબજીયાત અને અંદરના હરસમાં પણ આ બીજ શરબત સાથે આપવામાં આવે છે. કર્ણશૂળ અને બાધિર્યમાં પાનના રસનાં ટીપાં કાનમાં નાખવાથી તે રોગો મટે છે. બચ્ચાંની પેટની બિમારીમાં મૂળીયાં વપરાય છે.

( ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ પા. ૧૦૧૨ )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૮૩; રૂ. નિ. પા. ૩૨૩; N. p. 251; Watt V p. 440; Indi. Medi. Plants p. 1011.

## ૩૧૪ કુબો.

### N. O. Lablateæ.

નામો—द्रोणपुष्पी, कुंभी, फलेपुष्पा ( સંસ્કૃત ); કુબો ( ગુજરાતી ); કુંભા, દેવકુંભા ( મરાઠી ); Leucas cephalotes—લ્યુકાસ સીફેલોટસ ( લેટીન ).

गुणाः— द्रोणपुष्पी कटुः सोष्णा रुच्या वातकफापहा ।
अग्निमान्द्यहरा चैव पथ्या वातापहारिणी ॥
देवद्रोणी कटुस्तिक्ता मेध्या वातार्तिभूतनुत् ।
कफमान्द्यापहा चैव युक्त्या पारदशोधनी ॥
॥ रा. नि ॥
द्रोणपुष्पी गुरुः स्वादुः रूक्षोष्णा वातपित्तकृत् ।
सतीक्ष्णलवणस्वादुपाका कट्वी च भेदिनी ॥
कफामकामलाशोथतमकश्वासजन्तुजित् ।
द्रोणपुष्पीदलं स्वादु रूक्षं गुरु च पित्तकृत् ॥
भेदनं कामलाशोथमेहज्वरहरं कटु ॥
॥ भा. प्र ॥
द्रोणपुष्पी कफार्शोघ्नी कामलाकृमिशोथजित ॥
॥ राजवल्लभः ॥
द्रोणपुष्पी कटुः सोष्णा रुच्या वातकफापहा ।
अग्निमांद्यहरा चैव पक्षाघातस्य नाशिनी ॥
॥ शोढलः ॥

भावप्रकाश— १ विषमज्वरे—द्रोणपुष्पीरसो वापि निहन्ति विषमज्वरान् ॥
( ज्वराचि० )

वृन्द— १ कामलायाम्—अंजने कामलार्तानां द्रोणपुष्पीरसो हितः ॥
( पाण्डुरोगाधिकारे )

शोढल— ३ पटले—हरति पटलमक्ष्णोः तन्दुलाम्बुप्रपिष्टा । सितयगलितसारा नावनाद्द्रोणपुष्पी । शमयति च रसोऽस्या नेत्रयोरंजनेन प्रसभमति चिरोत्थं कामलारोगमाशु ॥

વર્ણન—કુબાની ઘણી જાત થાય છે. ખેતરમાં ઉગનારા કુબાના છોડવા ०॥ થી ૧ અથવા ૧॥ થી ૩ ફીટ જેટલા ઉંચા થાય છે. કોઇવાર તેમાં ઘણી

શાખાઓ નીકળીને છોડવાનો દેખાવ એક ઝુમ્મર જેવો થઇ રહે છે. એમાં પહોળાં, કાંગરીવાળાં, જરા ખરસટ પાન આવે છે. ફુલ ધોળા રંગનાં, ન્હાની ન્હાની દડી કે કુબાઓની અંદર આવે છે. ફલ પુષ્પબાહ્યકોષની અંદર સૂક્ષ્મ હોય છે. આખા છોડમાંથી એક જાતની ઉગ્ર વાસ આવે છે. પાન આંતરે આવે છે. એના છોડ પાસે સાપ આવતો નથી એમ લોકોનું માનવું છે. ફુલની દડી મહાદેવજીને ચઢાવવામાં આવે છે. ગામડાના તમામ લોકો કુબાથી વાકેફ હોય છે.

## વૈદ્યકમાં કુબાનો ઉપયોગ

ભાવપ્રકાશ— ૧ વિષમજ્વરમાં-કુબાનો રસ વિષમજ્વરને હણે છે.

વૃંદ— ૨ કમળામાં-કુબાના પાનનો રસ આંખમાં આંજવાથી કમળો મટે છે. પાંડુરોગાધિકાર.

શોઢલ— ૩ આંખના પડળમાં અને કમળામાં-કુબાના છોડને ચોખાના ધોવણ સાથે વાટીને તેનું નસ્ય લેવાથી આંખનું પડળ કપાય છે; અને તેનો રસ આંખમાં આંજવાથી કમળો મટે છે.

वक्तव्य—નૅર્ન સાહેબ જણાવે છે કે હુકરે આ જીનસની ૩૮ જાત ગણાવી છે; તેમાંથી ૧૧ જાત તો કાઠિયાવાડ સિંધમાં જ થાય છે. મુ. જયકૃષ્ણભાઇએ તેમના "વનસ્પતિશાસ્ત્ર"માં નીચે પ્રમાણે જાતો ગણાવેલી છેઃ-

(૧) કુબો–Leucas urticœfolia.

(૨) ડુંગરાઉ કુબો–L. Stelligera.

(૩) લાંબા પાનનો કુબો–L. Longifolia.

(૪) ખેતરાઉ કુબો–S. Cephalotes.

(૫) ઝીણું પાનનો કુબો–L. Linifolia.

ખેતરમાં કુબો બહુ ઉગવાથી નુકસાન થાય છે. હુકર લખે છેઃ-

"In poor soil, a white flowered leucas monopolized the space, like our charlock and poppy; it was apparently a pest to the agriculturist covering the surface in some places like a sprinkling of snow."

ચરકમાં ફક્ત એક જ ઠેકાણે द्रोणीपुष्पा (चि. २६-२३७) વપરાયલી છે. એ સિવાય બીજે કોઇ પણ સ્થળે વપરાયલી મારા જોવામાં નથી આવી. સુશ્રુતમાં અને વાગ્ભટમાં પણ આનો ઉલ્લેખ નથી. શોઢલ કહે છે કે કુબો

પક્ષાઘાતનો નાશ કરે છે. કામલા અને જ્વરમાં એની ખ્યાતિ અદ્યાપિ છે. રાજનિઘંટુકાર કહે છે કે યુક્તિપૂર્વક આના રસમાં પારદ શુદ્ધ થાય છે. કુબાની બાફ લેવાથી પણ તાવ ઉતરે છે. શારંગધરનો ટીકાકાર द्रोणपुष्पीનું ઓળખાણ 'नहुल इति प्रसिद्धा 'गूमा' शब्दवाच्या इति लोके' આ પ્રમાણે આપે છે. ગુમા અદ્યાપિ હિંદીમાં પ્રચલિત છે. અમરકોષમાં દ્રોણપુષ્પીનો ઉલ્લેખ નથી.

નવ્યમત—કુબો ઉત્તેજક અને સ્વેદલ ગણાય છે. ( સ્ટયુઅર્ટ ). આનાં બીજમાંથી એક જાતનું તેલ કાઢવામાં આવે છે જે સંતાલ લોકો તેમની દવાઓમાં વાપરે છે. ( રેવરંડ. કેમ્પબેલ ). કેટલાક પ્રાંતોમાં કુબાનો રસ ખસ ઉપર ચોપડવાના કામમાં લેવાય છે. કુબાનાં ફુલનો સીરપ બનાવી કફ અને શરદીના રોગોમાં ઘરગથ્થુ દવા તરિકે વપરાય છે.

Indi. Medi. Plants p. 1045.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૮૯; રૂ. નિ. પા. ૫૬૩; N. p. 259; Indi. Medi. Plants p. 1044.

---

## ૩૧૫ ફુદીનો

### N. O. Labiateæ.

નામો—पुदिनः, रोचनी ( સંસ્કૃત ); ફુદીનો ( ગુજરાતી ); પુદિના ( મરાઠી ); ફોદિના, પોદિના ( હિંદી ); પુદિના ( બંગાલી ); Mentha sylvestris-મેન્થા સીલ્વેસ્ટ્રીસ ( લેટીન ).

ગુણાઃ— पुदिनस्तु गुरुः स्वादू रुच्यो हृद्यः सुखावहः ।
मलमूत्रस्तंभकरः कफकासमदापहः ॥
अग्निमान्द्यविसूचीघ्नः संग्रहण्यातिसारहा ।
जीर्णज्वरं कृमींश्चैव नाशयेदिति कीर्तितम् ॥

॥ नि. र. ॥

रोचनी वह्निजननी वक्त्रजाड्यनिषूदनी ।
कफवातहरी बल्या छर्घरोचकवारिणी ॥

॥ वनौषधिदर्पणे ॥

ગુણ—ફુબો સ્વાદુ, રૂચિ કરનાર, અગ્નિ પ્રદીપ્ત કરનાર, મ્હોં સાફ કરનાર કફવાતને હરનાર, બલ્ય, અને ઉલટી, અરૂચિ વિગેરેનો નાશ કરનાર છે.

વર્ણન—ફુદીનાની ઘણી જાતો થાય છે. Mint-મીંટની અંદરજ પીપરમીંટની બીજી જાતોનો સમાવેશ થાય છે.

**Actions & Uses**—Stimulant, carminative and stomachic; given in hiccough, vomiting &c. A vapour of the leaves is largely inhaled with olen chah in catarrh and fevers.

R. N. Khory II p. 488.

Different kinds of mint are used as domestic remedies on account of their stimulant and carminative properties. They are often made into a medicinal chutney, which is eaten to remove a bad taste in the mouth in febrile conditions of the body; e. g. pudina, kharik ( dry dates ), black pepper, rock salt, raisins, and cumin in equal proportions are rubbed into a chutney with limejuice.

Dymock. III p. 103.

ઉલ્લેખ--રૂ. નિ. પા. ૫૨૫; Indi. Medi. Plants p. 1024.

# स्निग्धजीरकादि वर्ग

## N. O. Plantagineæ.

### ૩૧૬. ઓથમી જીરૂં

**નામો**—श्लक्ष्णजीरक, स्निग्धजीरक, ईषद्गोल ( સંસ્કૃત ); ઓથમીજીરૂં, ઈસબગોલ ( ગુજરાતી ); ઈસબગુલ ( મરાઠી. હિંદી ); Isapghul or Spogel seeds-ઈસપગુલ ઑર સ્પોજલ સીડ્ઝ ( અંગ્રેજી ); Plantago ovata-પ્લેન્ટેગો ઑવેટા ( લેટીન ).

**इतिहास**—

इसबगोल इति प्रथितं जने, हरति तज्ज्वरभाजमतिस्रुतिं ।
अनुभवाल्लिखितं न तु शास्त्रतो, भवतु तद्भिषजामुपयौगिकम् ॥
॥ इति वैद्यामृते ॥

ईषद्गोलं परं वृष्यं मधुरं ग्राहि शीतलम् ।
पिच्छिलं तुवरं किञ्चिद्वातकृत् कफपित्तहृत् ॥
रक्तातिसारास्रपित्तं नाशयेदिति कीर्तितम् ॥
॥ वैद्यामृतम् ॥

मूत्रलं शीतबीजं स्यादुष्णवातनिवारणम् ।
बस्तिसंशोधनं प्रोक्तं शुक्रमेहनिवारणम् ॥
आध्मानापहरश्चास्य योज्यः शीतकषायकः ॥
॥आयुर्वेदविज्ञानम्॥

**વર્ણન**—આ બીયાંને માટે ખેતરોમાં તેનું વાવેતર કરવામાં આવે છે. ડૉક્ટર વૉટ કહે છે કે આ છોડ સતલજની પશ્ચિમ બાજુએ નાની ટેકરીઓમાં અને પંજાબના મેદાનોમાં મળી આવે છે. પંજાબ અને સિંધમાં પણ તે થાય છે અને બંગાલામાં કેટલેક ઠેકાણે તેનું વાવેતર કરવામાં આવે છે એમ ડૉ. કનૈયાલાલ દે કહે છે. આ દવાનો ઉપયોગ પ્રાચીન ગ્રંથોમાં જોવામાં આવતો નથી; પરંતુ વૈદ્ય મોરેશ્વરે પોતાના 'वैद्यामृत' ગ્રંથમાં તેનો ઉલ્લેખ કરેલો છે. આ છોડ મૂળ મીસર દેશમાંથી આવે છે એમ વિદ્વાનોનું માનવું છે. મખજનનો લખનાર આનું વર્ણન આપતાં જણાવે છે કે આ એક ગજ સુધીનું ઉંચું ખડ થાય છે. તેનાં પાંદડાં પાતળાં, લાંબાં, અને કમોદના જેવાં થાય છે. તેના મૂળમાંથી પાતળી પાતળી ડાળીઓ નીકળે છે અને માથા ઉપર ઘઉંના જેવી ડુંડીઓ નીકળે છે. ઉપરના ભાગમાં ફોતરાં અને અંદરના ભાગમાં બીજ હોય છે; તે ઉનાળામાં પાકે છે. આની ત્રણ જાતો

આવે છે. પહેલી સફેદ–તે સૌથી ઉત્તમ ગણાય છે. તે પાણીમાં નાખવાથી નીચે બેસી જાય છે. બીજી રાતી થાય છે અને તે જરા ઓછા ગુણવાળી થાય છે. પરંતુ ઘણા લોકો તેને જ ઉત્તમ માને છે. ત્રીજી કાળી–તે બધાથી હલકી થાય છે. ધોળી જાત મીસરથી અને રાતી જાત બરબેસથી આવે છે. પાણીમાં પલાળવાથી એનો ચીકણો લુવાબ થાય છે.

ગુણ—ઇસબગુલ વૃષ્ય, મધુર, ગ્રાહી, શીતળ, પિચ્છિલ, તુવર, કફ અને પિત્તને હરનાર, રક્તાતિસાર અને રક્તપિત્તનો નાશ કરનાર છે. ( વૈદ્યામૃત )

મૂત્રલ, શીતળ, ઉષ્ણવાતનું નિવારણ કરનાર, બસ્તિનું સંશોધન કરનાર, શુક્ર અને પ્રમેહના દોષોને મટાડનાર, અને આફરો હરનાર છે.

" આયુર્વેદ વિજ્ઞાનમ્ "

ધર્મ અને ઉપયોગ—આનાં બીયાંને પાણીમાં રાખવાથી ચીકણો લુવાબ થાય છે. આ લુવાબજ બધી જગોએ વાપરવાના કામમાં આવે છે. પ્રથમ ૧૭૧૯ માં લુઈકે અંગ્રેજી પુસ્તકોમાં ઇસબગુલને બહાર આણ્યું. એ પછી ફ્લેમીંગ, એઈન્સ્લી અને રૉકસબર્ગે પણ તેને મળતું જ તેના ગુણોનું વર્ણન કરેલું છે. એઈન્સ્લી કહે છે કે આનો ગુણ ઘણો ઠંડો છે અને ગરમ પાણીની સાથે ઉકાળવાથી અથવા પલાળવાથી મ્યુસીલેજ ( લુવાબ ) ઘણો થાય છે, કે જે દેશી વૈદ્યો ઘણો જ વાપરે છે. થોડો વખત થયાં હિંદુસ્તાનના યુરોપિયન ઑફીસરો સળેખમ ( કૅટાર ), ગનોરીયા અને મૂત્રાશયના વ્યાધિઓમાં ( નૅફ્રાઇટીક એફેકશન્સ ) તે વાપરે છે. આ ઔષધમાં જે ઉત્તમ માર્દવકર ( Demulcent ) ગુણો રહેલા છે તેને વાઇનીંગે ' ડીસીઝીઝ ઓફ બેંગાલ ' વૉલ્યુમ ૧ લું–માં વધારે ભાર મૂકીને બહાર પાડયા હતા. ૧૮૬૮ માં આ બીજ ઇંડીયન ફાર્માકોપીયામાં દાખલ કરવામાં આવ્યાં હતાં. અતિસારમાં –ખાસ કરીને " હીલડાયેરીયા "માં આ બીયાંનો ગુણ અજબ પ્રકારનો છે. ગરમીના રોગોમાં આનો લુવાબ પીવો હિતકર મનાયેલો છે.

નવ્યમત—" જુના મરડાની ચિકિત્સામાં આ ઘણું જ કિમતી ઔષધ છે. મેં એને ઘણું વાપર્યું છે અને તેનાથી બહુ જ સારાં પરિણામ આવેલાં છે. તેની અસરને માટે ખાસ મારી જાતે ખાત્રી આપી શકું છું. હું તેનાં બીયાં ૧ ચમચાભાર ( સ્પુનફુલ ) લઇ તેને પાણીમાં પંદરથી વીસ મીનીટ સુધી ભીંજવી રાખતો અને તે બધું ચીકણું થઇ જાય ત્યારે પાઇ દેતો. મ્હેં દેશીઓમાં તથા અંગ્રેજોમાં જુના અતિસારમાં અને મરડામાં આનો બહોળો ઉપયોગ કરી જોયો છે અને તેમાં ઘણું જ કિમતી ઔષધ માલમ પડેલું છે."

( સરજન. સી એચ. જોબર્ટ. દાર્જીલીંગ. )

" આ જેમ અતિસાર અને મરડાને માટે ઉપયોગી છે તેમ પ્રમેહમાં પણ ઉપયોગી છે. ( આ. સરજન. ટી. એન. ઘોષ. મીરત ) "

" ગરમીના કેસોમાં અને પેસાબમાં થતી બળતરાને માટે આનો મ્યુસીલેજ બનાવી સાકર અથવા શરબતના રૂપમાં લેવામાં આવે તો બહુ ઉપયોગી છે. " ( સરજન. એસ. સી. ભટ્ટાચાર્યજી. ચંદા. મધ્ય પ્રાંત. )

" મૂત્રકૃચ્છ્રના વ્યાધિઓમાં તથા મૂત્રાશયના વરમમાં એકલું અથવા બીજા ક્ષારો અને મૂત્રલ દવાઓ સાથે મિશ્ર કરીને ઘણું ઉપયોગી છે. અહિંઆં દેશીઓ તેના જેવા જ કેસોમાં તેનો ઘણો ઉપયોગ કરે છે. "

[ ઍપોથીકરી. જે. સી. ઑાસ્વર્થ, મદ્રાસ. ]

" જ્યારે આમાતિસારનો રોગ જોરમાં હતો અને બધી દવા નિષ્ફળ ગઇ હતી ત્યારે મેં આ દવાથી સારૂં થતાં જોયું છે. ( વી. રીચર્ડસ. સિવિલ મેડીકલ ઓફીસર. ગોહુડો. બંગાલ. ) " [ વનસ્પતિ ગુણાદર્શ. ]

**Actions & Uses**—Demulcent, emollient and diuretic; used in inflammatory and other derangements of the stomach and intestines as in gastric catarrh, dysentery, gonorrhœa and affections of the kidney. Made into a poultice with venegar and gora tela, they are applied to rheumatic and gouty swellings; they are also useful in coughs and colds. When roasted, they are used with sākar in protracted irritation of the bowels in children.

(R. N. Khory.)

**ઉલ્લેખ**—વ. ગુણાદર્શ. પા. ૩૮૩; રૂ. નિ. પા. ૫૯૬; Indig. Drugs p. 248; Indi. Medi. Plants p. 1052.

# पुनर्नवादि वर्ग

## N. O. Nyctagineæ.

### ३१७ સાટોડી

**નામો**—(૧) रक्तपुनर्नवा ( સંસ્કૃત ); નાનો વસેડો, વસેડી, પુનર્નવા, રાતો વસેડો [ગુજરાતી]; વસુ, તામડાપુનર્નવા, ઘાકટા ખાપ્રા [મરાઠી]; લાલ પુનર્નવા (હિંદી); શ્યાપુણ્યા, ગાદાપુણ્યે [ બંગાલી ]; Boerhavia repens–બોરહેવીયા રીપેન્સ (લેટીન).

(૨) श्वेतपुनर्नवा, श्वेतमूला, रक्तपुष्पा [સંસ્કૃત]; સાટોડી ( ગુજરાતી ); લહાન-નમી [મરાઠી]; અલેટી (હિંદી); Trianthema crystallina–ટ્રાયેન્થેમા ક્રીસ્ટેલીના [ લેટીન ].

**ગુણાઃ**—

पुनर्नवा भवेदुष्णा तिक्ता रूक्षा कफापहा ।
सशोफपाण्डुहृद्रोगकासोरःक्षतशूलनुत् ॥
रक्ता पुनर्नवा तिक्ता सारिणी शोफनाशिनी ।
रक्तप्रदरदोषघ्नी पाण्डुपित्तप्रमर्द्दनी ॥

॥ ध. नि ॥

श्वेता पुनर्नवा सोष्णा तिक्ता कफविषापहा ।
कासहृद्रोगशूलास्रपाण्डुशोफानिलार्त्तिनुत् ॥
नीला पुनर्नवा तिक्ता कटूष्णा च रसायनी ।
हृद्रोगपाण्डुश्वयथुश्वासवातकफापहा ॥

॥ रा. नि ॥

कटुः कषायानुरसा पाण्डुघ्नी दीपनी परा ।
शोफानिलगरश्लेष्महरी ब्रध्नोदरप्रणुत् ॥
कासहृद्रोगदुर्नामशूलानिलनिकृन्तनी ।
पुनर्नवाऽरुणा तिक्ता कटुपाका हिमा लघुः ॥
वातला ग्राहिणी श्लेष्मपित्तरक्तविनाशिनी ॥

॥ भा. प्र ॥

पुनर्नवा तु वीर्योष्णा भेदिनी च रसायनी ।
कफानिलामदुर्नामब्रध्नशोथोदरापहा ॥

॥ रा. व ॥

चरक— १ कुष्ठे—........पुनर्नवा चेति कुष्ठिनो योगाः। दधिमण्डयुताः सर्वे देयाः........॥ चि. अ-७

सुश्रुत— २ अश्मर्याम्—वर्षाभूसिद्धमेव वा ॥ चि-७.

३ शोथे—वर्षाभूकषायं मूलकल्कं वा। सशृङ्गवेरं प्रायोऽनुपानमहरहर्मासम् ॥ चि. अ-२३.

४ मूषिकविषे—क्षौद्रेण लिह्यात् श्वेताश्चापि पुनर्नवाम् ॥ क. अ-६.

५ अलर्कविषे—श्वेतां पुनर्नवाश्चास्य दद्यात् धुस्तूरकायुताम् ॥ क. अ-६.

६ ज्वरे—....वर्षाभूः पयश्चोदकमेव च। पचेत् क्षीरावशिष्टन्तु तद्धि सर्वज्वरापहम् ॥ उ. अ-३९.

वाग्भट— ७ मदात्यये—पयःपुनर्नवाक्वाथयष्टीकल्कप्रसाधितम्। घृतं पुष्टिकरं पानान्मद्यपानहतौजसाम् ॥

८ रसायनार्थम्—पुनर्नवस्यार्धपलं नवस्य पिष्टं पिबेद्यः पयसाऽर्द्धमासम्। मासद्वयं तत् त्रिगुणं समां वा जीर्णोऽपि भूयः स पुनर्नवः स्यात् ॥

चक्रदत्त— ९ शोथे—पुनर्नवाक्वाथकल्कसिद्धं शोथहरं घृतम् ॥

१० विद्रधौ—श्वेतवर्षाभुवो मूलं....। जलेन क्वथितं पीतं अपक्वं विद्रधिं जयेत् ॥

११ विषदोषप्रतिषेधार्थम्—धवलपुनर्नवजटया तण्डुलजलपीतया च पुष्यर्क्षे। अपहरति विषधरविषोपद्रवं मासं संवत्सरं पुंसाम् ॥

हारीत— १२ निद्राकरत्वे—....पुनर्नवाक्वाथो निद्राकरो नृणाम् ॥

भावप्रकाश—१३ आमवाते—शटीविश्वौषधिकल्कं वर्षाभूक्वाथसंयुतम्। सप्तरात्रं पिबेज्जन्तुः आमवातविनाशनम् ॥

१४ नेत्ररोगे—दुग्धेन कण्डुं क्षौद्रेण नेत्रस्रावञ्च सर्पिषा। पुष्पं तैलेन तिमिरं काञ्जिकेन निशान्धताम्। पुनर्नवा हरत्याशु भास्करस्तिमिरं यथा॥

वंगसेन— १५ चातुर्थकज्वरे—सितवर्षाभूमूलं पयसा पीतञ्च पैत्तिकं जयति। चातुर्थकं सुचिरजं ताम्बूलेनैव भक्षणादथवा ॥

१६ वातकण्टकाख्ये वातव्याधौ—पुनर्नवायाः श्वेतायाः तैलं मूलेन साधितम्। वातकण्टकमाहन्यात् पादाभ्यङ्गेन मर्दनात् ॥

१७ आमवाते—........शाकं पौनर्नवम् हितम् ॥

शोढल— १८ योनिशूले—अपामार्गपत्रद्वयं योनिमध्ये निविष्टं क्षणाद्योनिशूलं निहन्ति। सुदुर्वारमप्येवमेव प्रयुक्तो विदध्यात् रसः तत्र पौनर्नवोऽपि ॥

१९ मूढगर्भे—मूलं पुनर्नवायाः सतैलमपिष्टकृतं गुह्ये । गर्भं प्रवेपमानं सहसा स्त्रीणां बहिः कुरुते ॥

२० विषे—यः पिबति पुष्यदिवसे जलपिष्टं सितपुनर्नवामूलम् । तत्संनिधौ न वर्षं वृश्चिकभुजगाः प्रसर्पन्ति ॥

वैद्यमनोरमा—२१ गुल्मतोदे—कालशाकलवणौषधान्वितं भक्तपक्कमथ सार्पिषाऽन्वितम् । मूलमस्याति पुनर्नवोद्भवं गुल्मतोदमचिरेण निश्चितम् ॥

२२ सुखप्रसवार्थम्—क्षुण्णा सतैला वर्षाभूशिफा च सुखसूतिदा ॥

राजमार्तण्ड—२३ शुक्ररोगे—श्वेताद्रिकर्ण्याः सपुनर्नवायाः मूलैः प्रपिष्टैर्यवचूर्णयुक्तैः । विलोचनं पूरितमम्बुयुक्तैः विमुच्यते पुष्पकृतोपसर्गात् ॥

२४ प्लीहोदरे—मूलं समं तण्डुलधावनेन प्रपेषितं श्वेतपुनर्नवायाः । पीतं भवेत्प्लीहविनाशहेतुः........॥

વર્ણન—સાટોડીની ઘણી જાતો છે. આ છોડવા જમીન ઉપર પથરાયલા હોય છે અથવા વાડોએ ચઢેલા હોય છે. છોડ બહુધા લાલ રંગના હોય છે. આ છોડવા સૂકાય છે ત્યારે ઘણું કરી કાળા થઇ જાય છે. ડાંડી અને શાખાઓ ઝીણી સુતળી જેવી જાડી હોય છે. પાન લાંબાં કે ગોટકડાં, પહોળાં, અણીવાળાં, કે ગોળાઇ લેતાં, ઉપર લીલા કે ઘેરા લીલા અથવા રાતા રંગનાં, અને નીચે ફીક્કા ધોળા કે રતાશ લેતા રંગનાં, ૦ાા કે ૧ કે કોઇવાર તેથી સ્હેજ વધારે લાંબાં હોય છે. પાનની કોર કોઇવાર જરા ખાંચા ખાંચાવાળી હોય છે. પત્રકોણમાંથી પુષ્પ ધારણ કરનારી સળી નીકળે છે અને તેની ઉપર દડી કે છત્રની પેઠે ફીક્કા, ઘેરા ગુલાબી રંગનાં સૂક્ષ્મ ફુલો પાસે પાસે આવેલાં હોય છે. આ ફુલ સવારમાં ઉઘડે છે. મૂળ સફેદ હોય છે, પણ મોટા વસેડા જેટલાં સફેદ હોતાં નથી. મૂળ સુતળીથી હાથના કાંડા જેવું જાડું થાય છે.

રા. સુ. જયકૃષ્ણભાઇ નીચે પ્રમાણે જાતો ગણાવે છેઃ—

૧ रक्तपुनर्नवा—વેલા લાલ હોય છે તે—Bœrhavia rapens. **N. O. Nyctagineæ.**

૨ रक्तपुष्पा, श्वेतमूला—Trianthema Crystallina **N. O. Ficoideæ**

૩ સાટોડો—वर्षाभू—T. Monogyna. **N. O. Ficoideæ.**

૪ વસેડો–B. repanda. **N. O. Nyctagineæ.**

૫ મોટો વસેડો–पुनर्नवा, विषघ्नी B. Verticillata. **N. O. Nyctagineæ.**

**વૈદ્યકમાં સાટોડીનો ઉપયોગ.**

ચરક— ૧ કુષ્ઠમાં–સાટોડીનાં મૂળ દહીંના મંડ સાથે આપવાં. ચિ. ૭

સુશ્રુત— ૨ પથરીમાં–સાટોડીનાં મૂળ દુધમાં ઉકાળીને પીવાં. ચિ. ૭

૩ સોજામાં–સાટોડીનાં મૂલનો ક્વાથ સુંઠ નાખીને પીવો. ચિ. ૨૩

૪ ઉંદરના ઝેરમાં–ધોળી સાટોડીનાં મૂળનું ચૂર્ણ મધ સાથે હમેશાં ખાવું. ક. અ. ૬

૫ હડકાયા કુતરાના ઝેરમાં–સફેદ સાટોડીનાં મૂળ ધંતુરાનાં બીજ સાથે હમેશાં પાણી સાથે પીવાં. ક. અ. ૬

૬ તાવમાં–દુધ અને પાણીમાં સાટોડીનાં મૂલ, પાણી બળતા સુધી ઉકાળવાં. એ દુધ પીવાથી સર્વ જાતના જ્વર નાશ પામે છે. ઉ. ૩૯

વાગ્ભટ— ૭ મદાત્યયમાં–સાટોડીનાં મૂળનો ક્વાથ, દુધ, જેઠીમધનો કલ્ક આ બધામાં ઘી પકાવવું. આ ઘીના સેવનથી શક્તિ આવે છે અને મદાત્યય મટે છે.

૮ રસાયન તરિકે–સાટોડીનાં મૂળ તો. ૨ નું ચૂર્ણ, પખવાડીયું, મહિનો, બે મહિના, ૬ મહિના, અથવા ૧ વર્ષ સુધી દુધ સાથે પીવાથી ઘરડો માણસ પણ જુવાન થાય છે.

ચક્રદત્ત— ૯ સોજામાં–પુનર્નવાના ક્વાથ અને કલ્કથી સિદ્ધ કરેલું ઘૃત શોથહર છે.

૧૦ વિદ્રધિમાં–સફેદ સાટોડીનાં મૂળ પાણીમાં ઉકાળીને પીવાથી અપક્વ વિદ્રધિ મટે છે.

૧૧ વિષદોષની અસર ન થાય એટલા માટે–ધોળી સાટોડીનાં મૂળ પુષ્યનક્ષત્રમાં ચોખાના ધોવણ સાથે પીવાથી સાપનું ઝેર મટે છે.

હારીત— ૧૨ ઉંઘ લાવવા માટે–સાટોડીના મૂળનો ક્વાથ પીવાથી ઉંઘ આવે છે.

ભાવપ્રકાશ–૧૩ સંધિવામાં–પટ્કચુરો અને સુંઠ એ બેનો કલ્ક, સાટોડીના ક્વાથ સાથે સાત દિવસ સુધી પીવાથી સંધિવા મટે છે.

૧૪ આંખના રોગમાં-સાટોડીનું મૂળ દુધમાં ઘસીને આંખે લગાવવાથી ચળ, ખુજલી મટે છે; મધમાં ઘસીને ચોપડવાથી આંખમાંથી પાણી વહેતું હોય તે મટે છે; ઘી સાથે આંજવાથી ફુલું મટે છે, તેલ સાથે અંધાપો મટાડે છે અને કાંજી સાથે આંજવાથી આંધળાપણું મટાડે છે. અર્થાત્ આંખના રોગોમાં સાટોડી સારૂં કામ કરે છે.

બંગસેન— ૧૫ ચોથીયા તાવમાં-સફેદ સાટોડીનાં મૂળનું ચૂર્ણ દુધ સાથે પીવાથી પૈત્તિક જ્વર, લાંબા વખતનો ચોથીઓ તાવ વિગેરે મટે છે. નાગરવેલના પાન સાથે પણ ખવાય.

૧૬ 'વાતકંટક' નામના વાતવ્યાધિમાં-સફેદ સાટોડીનાં મૂળમાં સિદ્ધ કરેલું તેલ પગ ઉપર અભ્યંગ-મર્દન કરવાથી વાતકંટક મટે છે.

૧૭ સંધિવામાં-સાટોડીનું શાક ખાવું હિતકર છે.

શોઢલ— ૧૮ યોનિશૂલમાં-સાટોડીનાં લીલાં પાનને કૂટીને નાની સોગઠી બનાવીને યોનિમાં પહેરવાથી ગમે તેટલું ભયાનક યોનિશૂલ પણ મટે છે.

૧૯ મૂઢગર્ભમાં-આડું આવ્યું હોય તે-સાટોડીના મૂલનો ઘસારો સ્હેજ તેલ નાખીને લગાવવાથી (યોનિમાં) ફરકતો ગર્ભ તુરતજ બહાર સહેલાઈથી પડી જાય છે.

૨૦ ઝેરમાં-પુષ્ય નક્ષત્રમાં જે માણસ સફેદ સાટોડીનાં મૂળ પાણી સાથે પીવે છે તેને આખા વર્ષમાં વીંછી અને સાપની બીક રહેતી નથી. અર્થાત્ તેની પાસે સાપ વિગેરે જાય જ નહિ.

વૈદ્યમનોરમા-૨૧ ગુલ્મના શૂલમાં-સાટોડીનાં મૂળ કાલશાક (?) અને સિંધાલુણ સાથે ખાવાથી તુરત જ ગુલ્મતોદ મટે છે.

૨૨ સુખેથી પ્રસવ થાય એ માટે-સાટોડીનાં મૂળનું ચૂર્ણ, તેલ સાથે મેળવીને યોનિમાં ચોપડવાથી સુખેથી પ્રસવ થાય છે.

રાજમાર્તંડ—૨૩ આંખના ફુલામાં-સફેદ ગરણી અને સફેદ સાટોડીનાં મૂળીઆંનું ચૂર્ણ તથા જવનું ચૂર્ણ પાણીમાં કાલવીને આંખમાં આંજવાથી ફુલું મટે છે.

૨૪ પ્લીહોદરમાં-સફેદ સાટોડીનું મૂળ ચોખાના ધોવણ સાથે પીવાથી પ્લીહોદર મટે છે.

વક્તવ્ય—ચરકે સ્વેદોપગ, અનુવાસનોપગ, કાસહર અને વયઃસ્થાપન દશેમાનિમાં પુનર્નવાનો ઉલ્લેખ કર્યો છે. શાકવર્ગમાં પુનર્નવા શાકનો ઉલ્લેખ

નથી. તે સ્વેદોપગ છે તો જ્વરમાં ઉપયોગ કરી શકાય. સુશ્રુત તેનો વિદા-રિગંધાદિગણમાં ઉલ્લેખ કરે છે. ' तेषु पौनर्नवं शाकं विशेषात् शोफनाशनम् '-આ પ્રમાણે શાકવર્ગમાં લખેલું છે. રાજનિઘંટુમાં વર્ણવેલી નીલપુનર્નવા અદ્યાપિ સમજવામાં આવી નથી.

બંગાલ સ્કુલ ઓફ ટ્રોપીકલ ડીઝીઝીઝમાં ડૉ. ચોપરાએ પુનર્નવાનું પૃથક્કરણ કરીને તેમાંથી ' પુનર્નવાઈન ' તત્ત્વની શોધ કરી છે. તે મૂત્રલ અને શોથઘ્ન છે એ પણ પ્રયોગોથી પૂરવાર કરવામાં આવ્યું છે. રસાયનશાસ્ત્રની કસોટીમાં ભલે પુનર્નવાના આટલા જ ગુણ જણાય પણ ઉપરોક્ત ઘણાખરા પ્રયોગોમાં પુનર્નવાનું કાર્ય ચોક્કસ જ છે. બીજી એક વાત તાજાં સાટોડીનાં મૂળીઆં વાપરવાથી અને બંગાલ કેમીકલ ફાર્મસીનો Tincture Punarnava વાપરી જોવાથી મૂળીયાં વધારે ગુણદાયક છે એમ મારી ઘણા દરદીઓ ઉપર અજમાવી જોયા પછીથી ખાત્રી થયેલી છે. Chemistry-રસાયનશાસ્ત્ર હજુ અધુરૂં છે એમ આ ઉપરથી તો લાગે છે. સાટોડી ટૉનીક, મૂત્રલ, સ્વેદલ, શોથઘ્ન, આંખના રોગોમાં ઉપયોગી, અને યોનિના રોગોમાં ઉપયોગી છે એ નિર્વિવાદ છે.

**Actions & Uses**—Stomachic, laxative, diuretic, expectorant, and emetic; given in asthma, gonorrhœa, dropsy, jaunndice, enlargement of the liver and spleen, ascites, anasarca, scanty urrine, and internal inflammations. As a remedy for scorpian bites it is applied externally and given internally. Pounded leaves are applied over œdematous swellings. Khory II p. 503.

**Ainsle** in his materia medica says-" The root is given in powder as laxative and an infusion as a vermifuge. The taste is slightly bitter and nauseous. **E. F. Warring** in Pharmacopœa of India says-It has been found a good expectorant and been prescribed in asthma with marked success, given in form of powder, decoction and infusion. Taken largely, it acts as an emetic."

**ભાવાર્થ**—પાચક, રેચક, મૂત્રલ, કફઘ્ન, અને વામક છે. શ્વાસ, પ્રમેહ, ઉદર, કામલા, યકૃત્પ્લીહવૃદ્ધિ, શોથ, મૂત્રકૃચ્છ્ર અને અંતર્વિદ્રધિ વિગેરેમાં તે ઉપયોગી છે. વીંછીના ડંખ ઉપર મૂલ પીવામાં અને બહાર લગાવવામાં આવે છે. શોથ ઉપર પાન વાટીને લગાવાય છે. ખોરી. ભા. ૨ પા. ૫૦૩

**ઉલ્લેખ**—વ. શા. પા. ૫૬૫; રૂ. નિ. પા. ૧૩૪; N. p. 264; Watt I p. 485; Indig. Drugs. p. 48; Indi. Medi. Plants p. 1052.

# अपामार्गादि वर्ग

**N. O. Amarantaceæ.**

## २१८ અઘેડો.

**નામો**—अपामार्गः, शिखरी, प्रत्यक्पुष्पी, अधःशल्या, खरमंजरी, मयूरकः [સંસ્કૃત]; અઘેડો [ગુજરાતી]; અઘાડા (મરાઠી); લટજીરા (હિંદી); રફ ચેફ ટ્રી (અંગ્રેજી); Achyranthus aspera-એકીરેન્થસ ઍસ્પેરા. (લેટીન).

**परिचय**—
अपामार्गस्तृणवत् सिद्धो दुर्मंजरी स्थिरः ।
वारनार्य इवाकृष्टिं कुर्वत्यध्वगवाससाम् ॥
॥ शिवदत्तः ॥

अपामार्गस्तु शिखरी ह्यधःशल्यो मयूरकः ।
मर्कटी दुर्ग्रहा चापि किणिही खरमंजरी ॥
॥ भा. प्र ॥

**गुणाः**—
अपामार्गस्तु तिक्तोष्णः कटुश्च कफनाशनः ।
अर्शःकण्डूदरामघ्नो रक्तहृद्ग्राही वान्तिकृत् ॥
रक्तापामार्गकः शीतः कटुकः कफवातनुत् ।
व्रणकण्डूविषघ्नश्च संग्राही वान्तिकृत् परः ॥
॥ ध. नि; रा. नि ॥

अपामार्गः सरस्तीक्ष्णो दीपनस्तिक्तकः कटुः ।
पाचनो नावनः छर्दिकफमेदोऽनिलापहः ॥
निहन्ति हृद्रुजाध्मार्शःकण्डूशूलोदरापचीः ॥
अपामार्गोऽरुणो वातविष्टम्भी कफकृद्धिमः ।
रूक्षः पूर्वगुणैर्न्यूनः कथितो गुणवेदिभिः ॥
अपामार्गफलं स्वादु रसे पाके च दुर्जरम् ।
विष्टम्भि वातलं रूक्षं रक्तपित्तप्रसादनम् ॥
॥ भा. प्र ॥

अपामार्गोऽग्निकृत्तीक्ष्णो नस्यात्शीर्षकृमीञ्जयेत् ।
वामको रक्तसंग्राही रक्तातीसारनाशनः ।

नस्ये वांतौ प्रशस्तः स्यात् ददुकंडूकफापहः ॥

॥ शोढलः ॥

अपामार्गोऽग्निवत्तीक्ष्णः क्लेदनः स्रंसनः परः ।

॥ राजवल्लभः ॥

चरक— १ शिरोविरेचने–प्रत्यक्पुष्पी शिरोविरेचनानाम् ॥ सू. २९–३३

सुश्रुत— २ अर्शःसु—अपामार्गमूलञ्च तण्डुलोदकेन सक्षौद्रमहरहः ॥ चि. ६–१३

३ क्रिमिषु—ततः शिरीषकिणिहीरसं क्षौद्रयुतं पिबेत् ॥ उ. अ–५४.

वाग्भट— ४ शर्करायाम्—क्षारः पेयोऽविमूत्रेण शर्करास्वश्मरीषु च ॥ चि–११–३१.

वृन्द— ५ कर्णनादबाधिर्ययोः—मार्गक्षारजलेन तत्कृतकल्केन साधितं तिलजम् । अपहरति कर्णनादं बाधिर्यं चापि पूरणतः ॥ अ–५९–२४.

६ तृतीयकज्वरे—अपामार्गजटा कट्यां लोहितैः सप्ततंतुभिः । बद्धा वारे रवेःस्तूर्णं ज्वरं हन्ति तृतीयकम् ॥ अ–१–२३९

शोढल— ७ विषमज्वरे—अपामार्गस्य मूलं तु प्रातरक्षालिताननः विषमज्वरनाशाय बध्नीयाद्वामपाणिना ॥ ज्वराधिकारे पृ. १३९.

८ शिरोरुजायाम्—....तैलमभ्यंगात् । शिरसो रुजः समग्रा यदि वाऽपामार्गफलसिद्धम् ॥ पृ. ४१७.

९ नेत्रपीडायाम्—अपामार्गशिफा घृष्टा मधुना सैन्धवेन च । ताम्रपात्रे भृता नेत्रे हन्ति पीडां तदुद्भवाम् ॥ पृ. ४७४.

१० सद्योव्रणेषु रक्तस्रुतौ—अपामार्गस्य संसिक्तं पत्रोत्थेन रसेन तु । सद्योव्रणेषु रक्तं हि प्रवृत्तं परितिष्ठति ॥

( ग. नि. पृ. ५३२ तथा चक्रदत्तः व्रणशोथाचि० )

११ सद्योव्रणे शस्त्रघाते—निष्पीडितैः करपुटेन मयूरकस्य पत्रैर्विनिः–सरति यः स्वरसोऽतिसान्द्रः । तत्पूरिते सततवेगमपि क्षणेन

रक्तं निरुद्धमवतिष्ठति शस्त्रघाते ॥

राजमार्तण्डः पृ. २५ तथा गदनिग्रह पृ. ५३५.

१२ असृग्दरे—अन्यैरनाख्याय कदाचिदाशु मूर्धन्यपामार्गरसोऽभिषिक्तः ॥ पृ. ५९९.

१३ सुखप्रसवकरे योगे—( १ ) मूलं प्रत्यक्पुष्प्याः पाठायाश्च विनिवेशितं गुह्ये । स्त्रीणां दुष्प्रसवानां प्रसवं कुरुते सुखेनैव ॥ पृ–६१०

( २ )....मयूरकजटाः पृथक् । नाभिबस्तिभगालेपात् सुखं नारी प्रसूयते ॥ पृ–६१०

१४ गर्भधारणार्थे—शिफां बर्हिशिखायास्तु क्षीरेण परिपेषिताम् । पिबेदृतुमती नारी गर्भधारणहेतवे ॥ पृ–६१३.

१५ पुत्रप्रसवार्थे—मूलं भुजंगारिशिखासमुत्थं दुग्धेन संयुक्तमृतौ निपीतम् । गर्भस्य हेतुः प्रमदाजनस्य....॥ पृ–६१४.

१६ योनिशूले—अपामार्गपत्रद्वयं योनिमध्ये निविष्टं क्षणाद्योनिशूलं निहन्ति । मुहुर्बारमप्येवमेव प्रयुक्तो विदध्यात्....॥ पृ. ६१६

१७ सर्पविषे—साज्या मयूरचूडा तु पीता तंदुलवारिणा । सर्वसर्पविषं हन्यात्काकजंघाऽथवा ध्रुवम् ॥ पृ. ६५५.

वैद्यमनोरमा– १८ मूत्रकृच्छ्रे—मूत्रकृच्छ्रं जयेत् पीता क्षीरेण शिखरीशिफा । अजाक्षीरेण संपेष्य पीता नीलीजटा तथा ॥ पृ–१४.

१९ सिध्मकुष्ठे—प्रलेपात्सिध्म यात्यस्तमपामार्गस्य भस्मना । केवलेन यथा पापं चंद्रशेखरभस्मना ॥ पृ–२६.

२० योनिशूले—पिष्ट्वा लिप्ते योनौ मूलं खरमंजरीपुनर्नवयोः । नवसूतायाः शूलं योनिगतं सकलमपनयतः ॥ पृ–३४.

२१ अतिप्रवृत्ते रक्ते—अपामार्गदलालेपः सद्यो बध्नाति शोणितम् । अतिप्रवृत्तमप्याशु सेतुबन्ध इवोदकम् ॥ पृ–५१.

रसरत्नाकर— २२ वीर्यस्तंभनार्थे—रक्तापामार्गमूलं तु सोमवारेऽभिमंत्रयेत् । भौमे प्रातः समुद्धृत्य बन्धेत्कट्यां च वीर्यधृक् ॥
रसायनखंडः । उ–७.

भावमिश्र— २३ विसूचिकायां—जलपतिमपामार्गमूलं हन्यात् विसूचिकाम् ॥

शार्ङ्गधर— २४ रक्तार्शःसु—अपामार्गस्य बीजानां कल्कस्तण्डुलवारिणा । पीतो रक्तार्शसां नाशं कुरुते नात्र संशयः ॥

हारीत— २५ निद्रानाशे—काकजंघा त्वपामार्गः....। क्वाथो निद्राकरः शीघ्रं....॥

२६ शोथे—संस्वेदनक्रिया कार्या....। मयूरैः कोकिलाक्षैश्च....॥

વર્ણન—વર્ષાઋતુમાં અઘેડો સર્વત્ર જણાય છે. એક પણ વાડ એવી નથી હોતી કે જ્યાં ઓછો વત્તો પણ તે ન ઉગતો હોય. તેનાં પાંતરાં લંબગોળ અને છેડે અણીવાળાં હોય છે. તેના છોડની ડાળીઓને તથા થડને ઉભી રેખાઓ પડેલી જોવામાં આવે છે. ડાળીઓને માથે એક મોટી સળી ઉપર માંજર આવે છે. તેના ઉપર ફળ બેસે છે. ફળનાં મ્હોં નીચે નમેલાં હોય છે, એથી એને 'अधःशल्या' કહે છે. માણસોનાં લુગડાંમાં આ ફળ ભરાઇ જાય છે એથી એને 'मर्कटी' કહે છે. આની ત્રણ જાત થાય છે. ધોળો અઘેડો, રાતો અઘેડો અને કાળો અઘેડો. આ ત્રણમાંથી ધોળો અઘેડો ગુણમાં શ્રેષ્ઠ મનાય છે. રાતો અને કાળો જવલ્લે જ દેખાય છે. 'नीलपुष्पमपामार्गं' એવું પણ લખાણ મળી આવે છે. એનો ક્ષાર સારો નીકળે છે. પાંદડામાં ક્ષાર વિશેષ હોય છે એથી એને 'क्षारमध्या' કહે છે. યુરોપિયન લેખકો કહે છે કે આની રાખમાં આલ્કેલૉઇન હોવાથી રંગ ખીલવવાની મેળવણીમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે.

## વૈદ્યકમાં અઘેડાનો ઉપયોગ.

ચરક— ૧ શિરોવિરેચનમાં–અઘેડાનાં બીજ શિરોવિરેચનમાં [જે વસ્તુનું નસ્ય લેવાથી છીંકો આવી નાકમાંથી પ્રચૂર શ્લેષ્મસ્રાવ બહાર નીકળે છે તેને શિરોવિરેચન કહેવાય છે.] શ્રેષ્ઠ છે. સૂ–૨૫.

સુશ્રુત— ૨ હરસમાં–અઘેડાનું મૂલ ચોખાના ધોવણ સાથે મધ નાખીને હમેશાં લેવાથી અર્શમાં ફાયદો થાય છે. ચિ. ૬–૧૩

૩ કરમ પડયા હોય ત્યારે–કાળીયા સરસ અને અઘેડાના પાનનો રસ મધ નાખીને પીવા આપવો. ઉ. અ–૫૪.

વાગ્ભટ— ૪ પથરીમાં અને રેતીમાં–અઘેડાનો ક્ષાર ઘેટીના મૂત્ર સાથે પીવાથી પથરી અને પેસાબમાં રેતી પડતી મટે છે.

ચિ. ૧૧–૩૧

વૃંદ— ૫ કર્ણનાદ અને બાધિર્યમાં–અઘેડાના ક્ષારવાળા પાણીમાં એજ ક્ષારના કલ્ક સાથે તલનું તેલ પકાવી લેવું. તે તેલનાં ટીપાં કાનમાં મૂકવાથી કાન બહેર મારી ગયો હોય અથવા વિચિત્ર અવાજ સંભળાતા હોય તો તે મટે છે.

અ. ૫૯–૨૪

૬ એકાંતરીઆ તાવમાં–અઘેડાના મૂલ ઉપર સાત રાતા દોરા લપેટવા. પછી તેને રવિવારને દિવસે કેડ ઉપર બાંધવાથી ત્રીજે ત્રીજે દિવસે આવનારો તાવ જલદીથી મટે છે.

અ. ૧–૨૩૫

શોઢલ— ૭ વિષમજ્વરમાં–જેને વિષમજ્વર આવતો હોય તેણે સવારમાં વહેલા ઉઠીને મ્હોં પણ ધોયા વિના ડાબે હાથે અઘેડાનું મૂલ બાંધી દેવું. એથી તાવ અટકે છે. ( જ્વરાધિકાર )

૮ માથાની વેદનામાં–અઘેડાના બીનું તેલ પકાવી લેવું. તે તેલના અભ્યંગથી તમામ જાતની માથાની વેદના મટે છે.

પા. ૪૧૬

૯ આંખના દુખાવામાં–અઘેડાના મૂલને તાંબાના વાસણ ઉપર સ્હેજ સિંધાલુણ નાખીને અને થોડુંક મધ નાખીને ઘસવું. એ આંખમાં આંજવાથી આંખનો દુખાવો નરમ પડે છે.　　પા. ૪૭૪

૧૦–૧૧ તરતના ઘામાં–કોઇ પણ શસ્ત્રથી ઘા થયો હોય અને લોહી નીકળતું હોય તો અઘેડાના પાનનો રસ હાથવડે દાબીને કાઢવો અને ઘામાં ભરી દેવો. તુરત જ લોહી બંધ થઇ જશે.　　પા. ૫૩૫

૧૨ લોહીવામાં–જે સ્રીને લોહીવા થયો હોય તેના માથા ઉપર અઘેડાના પાનનો રસ રેડવો. એથી કોઇક વખત બીજી દવાઓથી ન થયો હોય એવો સુંદર ગુણ જણાય છે.

પા. ૫૯૯

૧૩ સુખેથી પ્રસવ થવા માટે-(૧) જે સ્ત્રી પ્રસવ કરતાં કષ્ટાતી હોય તે સ્ત્રીની યોનિમાં અઘેડાનું મૂલ રાખવા આપવું. એથી બહુ જ સુખથી પ્રસવ થાય છે. પા. ૬૧૦
(૨) અઘેડાના મૂલનો ઘસારો ડુંટી, બસ્તિ, અને યોનિ ઉપર લગાવ્યો હોય તો પણ સુખેથી પ્રસવ થાય છે. પા. ૬૧૦

૧૪ ગર્ભધારણ માટે-અઘેડાનું મૂલ દુધ સાથે ઘસીને ઋતુમતી સ્ત્રી જો પીએ તો ગર્ભ રહે છે. પા. ૬૧૩

૧૫ પુત્રોત્પત્તિ માટે-અઘેડાનું મૂલ દુધ સાથે ઘસીને ઋતુ વખતે પીવાથી સ્ત્રીને પુત્ર ઉત્પન્ન થાય છે. ૬૧૪

૧૬ યોનિશૂલમાં-અઘેડાનાં બે પાન યોનિમાં રાખવાથી ગમે તેવું યોનિશૂલ મટી જાય છે. પા. ૬૧૬

૧૭ સાપના ઝેરમાં-અઘેડાનું મૂલ ચોખાના ધોવણમાં ઘી સાથે પીધું હોય તો સર્વ જાતના સાપનું ઝેર ઉતરી જાય છે. પા. ૬૫૫

વૈદ્યમનોરમા-૧૮ મૂત્રકૃચ્છ્રમાં-અઘેડાનું મૂલ બકરીના દુધ સાથે ઘસીને પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે. ગળીનું મૂળ પણ આવી રીતે પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે.

૧૯ સિધ્મકુષ્ઠમાં-અઘેડાની ભસ્મ કરીને સરસીયા તેલ સાથે કાલવીને સિધ્મકુષ્ઠ ( છાતી ઉપર જ થાય છે ) ઉપર લગાવવાથી સિધ્મકુષ્ઠ સાફ થઇ જાય છે. પા. ૨૬

૨૦ યોનિશૂલમાં-અઘેડો અને સાટોડી-બન્નેનાં મૂળ પાણીમાં ઘસીને યોનિમાં ચોપડી આપ્યાં હોય તો પહેલી સુવાવડ સૂનાર સ્ત્રીની યોનિમાં ગમે તેવું શૂલ આવતું હોય તો તે પણ તેનાથી મટી જાય છે. પા. ૩૪

૨૧ બહુ લોહી વહેતું હોય તો-પાણીને અટકાવવા માટે જેમ પાળ બાંધવામાં આવે છે તેમજ અઘેડાના પાનનો લેપ પણ ગમે તેવા લોહીને તુરત જ બંધ કરે છે. પા. ૫૧

રસરત્નાકર-૨૨ વીર્યસ્તંભન માટે-સોમવારે શ્વેત અઘેડાનું મૂળ મંત્રાવવું. મંગળવારે સવારે તેને કેડે બાંધી દેવું. પછી સંભોગમાં પ્રવૃત્ત થવાથી વીર્ય વધારે વખત સુધી ટકે છે. (સપ્તમોપદેશ)

ભાવપ્રકાશ-૨૩ કૉલેરામાં-અઘેડાનું મૂળ પાણી સાથે કૉલેરા પીવાથી મટે છે.

શારંગધર—૨૪ દુઝતા હરસમાં-જેને હરસમાં લોહી પડતું હોય તેણે અઘેડાનાં બીજનો કલ્ક ચોખાના ધોવણ સાથે પીવો.

હારીત- ૨૫ નિદ્રાનાશમાં—અઘેડાનો ક્વાથ પીવાથી નિદ્રા આવી જાય છે.

૨૬ સોજામાં-અઘેડાની પોટીસથી સોજા ઉપર શેક કરવો. તેથી સોજો મટી જાય છે.

વક્તવ્ય—ચરકે અપામાર્ગને શિરોવિરેચનોપગ તરિકે ગણાવેલો છે ( સૂ. ૫-૫૧ ); સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં પણ શિરોવિરેચન તરિકે તેનાં બીજ ગણાવેલાં છે. નસ્ય તેલમાં પણ તે વાપરેલો છે ( ચિ. ૨૬-૧૬૭). ભસ્મક રોગમાં તેનાં બીજ ખાવાથી ફાયદો માલમ પડે છે એમ જે કહેવામાં આવે છે તેનું મૂળ ચરકમાં 'क्षुधं हन्यात् अपामार्गक्षीरगोधारसैः श्रुता '( સૂ. ૨-૩૧ ) એમ લખેલું તેમાં છે. અર્શમાં અઘેડાનો ઉપયોગ ઠીક થયેલો છે. પણ ચરકે અર્શમાં અપામાર્ગ વાપર્યો જણાતો નથી. સુશ્રુતે અર્શમાં તેનો ઉપયોગ કરેલો છે. સુશ્રુતે નાડીમાં અપામાર્ગ વર્ણવેલો છે. ચરકે ઉન્માદમાં હિંગુલ, હિંગુપત્રિકા વગેરે સાથે અંજનમાં તેને વાપરેલો છે; સેવનનો ઉલ્લેખ નથી જણાતો. સુશ્રુતની ઉન્માદચિકિત્સામાં અપામાર્ગનો ઉલ્લેખ જ નથી. સુશ્રુત પ્લીહોદરીને પારિજાતક અને ઇક્ષુરક સાથે અપામાર્ગક્ષાર, તેલ સાથે આપવાનું કહે છે. ચરકમાં પણ અગ્નિમંથ વિગેરેનું ક્ષારતૈલ છે તેમાં અપામાર્ગ આવે છે. અગસ્ત્યહરીતકીમાં અને કાસચિકિત્સાના પાઠોમાં અપામાર્ગ ચરકે વાપરેલો છે. મુષ્કક વિગેરેનો ક્ષાર કરવાની જે વિધિ વર્ણવી છે તે જ પ્રમાણે અપામાર્ગનો ક્ષાર કરવાનું લખેલું છે. અપસ્મારના પંચગવ્યઘૃતમાં સુશ્રુતે અપામાર્ગ યોજેલો છે. સુશ્રુતે સર્પવિષમાં બીજાં દ્રવ્યો સાથે અપામાર્ગ વાપરેલું છે. કર્ણપાલિવર્ધન માટે સુશ્રુતે અપામાર્ગ બીજાં દ્રવ્યો સાથે વાપરેલું છેઃ-

પુંસવનસંસ્કાર વખતે પુષ્ય નક્ષત્રમાં 'गौरदंडमपामार्गं' એમ વાગ્ભટે વર્ણવેલું છે. બાળકો માટે વચાદિઘૃત ( બુદ્ધિવર્ધક ઘી છે )માં પણ વાગ્ભટે અપામાર્ગ વાપર્યો છે. રાજયક્ષ્મામાં જીવંતી વિગેરે દ્રવ્યો સાથે ઉત્સાદન માટે અપામાર્ગ વાપરેલો છે. બાલકોના ગ્રહપ્રતિષેધમાં બીજાં સાથે પરિષેકમાં અપામાર્ગનો ઉલ્લેખ છે.

નૉર્ન સાહેબ Achyranthes bidentata નામની બીજી એક જાત ગણાવે છે.

અમરકોષમાં અપામાર્ગનો સમાસ નીચે પ્રમાણે જુદો પાડેલો છેઃ-
अपमार्जन्त्यनेन इति । અથવા आकृष्ट आसमन्तात् मार्गोऽस्य ॥. શિખરી માટે शिखरे

प्रायेण भवति । એમ કહ્યું છે. धामार्गव પણ અપામાર્ગનું જ નામ છે એમ અમરકોષમાં છે. કોશાતકીનો પર્યાય પણ ધામાર્ગવજ છે. કેટલાક ' अधामार्गव ' નામ ગણાવે છે. किणिनो व्रणान्हन्ति इति किणिही ॥ કાંટો વાગ્યો હોય તો અઘેડાનાં ત્રણ ચાર પાનની ગોળમાં ગોળી કરીને ત્રણ ચાર દિવસ સુધી ગળાવ્યા કરવી; આપોઆપ કાંટો નીકળી જાય છે એમ બે ત્રણ દરદીઓએ મને કહ્યું છે.

**નવ્યમત—ડીમકે** अधःशल्यને બદલે ' अध्वशल्य ' માની તેનો "Road side rice" રસ્તાની બાજુએ થતા ચોખા—એવો અર્થ કરેલો છે. શલ્યનો અર્થ ચોખા નથી થતા એ તો બધાને જ ખબર છે. ફૂલનો આકાર તેના જેવો છે એટલે કદાચ તેમ કહ્યું હશે. ખોરીએ અપામાર્ગનો 'Apa or ab water and mârga a washerman એવો અર્થ કરેલો છે. ' માર્ગ ' શબ્દનો અર્થ ' ધોબી ' કોઇપણ કોષમાંથી મળતો નથી. અમરકોષમાં ' अपमार्जन्त्यनेन इति ' જેનાથી સાફ થાય છે તે—એવો સ્પષ્ટ અર્થ કરેલો છે. એની રાખમાં ક્ષાર—પોટાશ—વધારે હોવાથી ધોબી લોકો એને ધોવાના કામમાં લે છે અને લેતા હતા એ વાત ખરી, પણ તેથી એવો ખોટો અર્થ ન કરાય.

" બંગાળાની સ્ત્રીઓ આનો ગર્ભપાતને માટે ઉપયોગ કરે છે; પણ તે ઘણું કરીને યાંત્રિક ( મિકેનીકલ ) ગુણને લીધે એ કાર્ય કરે છે, એટલે તે ઔષધીય ગુણથી નહિ પણ તેની ફુલવાળી ડાળીઓ ગર્ભાશયની અંદર રાખવાથી તે કાર્ય કરે છે. વળી એક વાત એવી છે કે એ છોડનો રસ કાઢીને તેની જો ગર્ભાશયની અંદર પીચકારી મારવામાં આવે તો ઘણી જ ઝડપથી વીણ આવવી શરૂ થાય છે અને બીજી બાજુએથી છોડનો કવાથ આપવાથી સારક અને મળને વધારનાર તરિકે ઉત્તમ કહેવાય છે. જળોદરની અંદર તેના વર્ગની મેળવણીવાળી દવાઓ મેળવીને વપરાય છે."

( યુ. સી. દત્ત. સીવીલ મેડીકલ ઓફીસર. સરામપુર ).

ડૉકટર ભીડે કહે છે કે ઘણા અંગ્રેજી ડૉકટરોએ આનો કવાથ કરી મૂત્રલ તરિકે વાપર્યો છે. ડૉ. કૅાર્મીસ્ જલોદરના ઉપચારમાં તેના પક્ષમાં છે. તે કહે છે કે આ છોડની અંદર કિંમતી ઔષધીય ગુણો છે... આનાં પાંદડાં અને બીજ સર્પદંશ અને હડકવામાં ઉલટી કરાવવાને ઉપયોગી મનાયલાં છે. ( ટી. એન. મુકરજી, એમસ્ટર્ડમ કેટલોગ ). મી. ટર્નર કહે છે કે સર્પદંશને માટે આ દવા ઉપયોગી છે. મેજર મુઇદીન શરીફ કહે છે કે આની ફુલવાળી ડાંખળી વીંછીની સામે બચાવ છે, અને કહે છે કે જો એ ડાળી ઉપરથી વીંછી ચાલે તો તેને પક્ષાઘાત થાય છે. પણ સર્જન બી. ઈવર્સ, એમ. ડી. ( વરધા )—લખે છે કે " મ્હેં ફુલવાળી અને ખાલી ડા-

ળીઓ તથા મૂળીયાંનો ઉપયોગ કરી જોયો હતો પણ તેને પક્ષાઘાતની કંઇ પણ અસર થઇ નહોતી. જ્યારે તેના ઉપરથી એ ડાળી ઉપાડી લેવામાં આવી ત્યારે તે ખુશીથી બહુ જ ઝડપથી દોડતો ગયો." અઘેડો અસાધારણ મરડાને માટે ઘણો જ ઉપયોગી છે. ( ફાર્માકોપીયા ઈન્ડીકા. પાનું ૧૮૪ ). ફુલોની ડાળીઓનો રસ વીંછીના દંશને માટે અને છોડની રાખ જલોદરમાં ફતેહમંદ રીતે વપરાય છે. ( બોમ્બે ગેઝેટ. વૉ. ૬ પા. ૧૪ ). ભમરા અને માખીના તથા બીજાં જીવડાંઓના ડંખને માટે આને લેપડીના રૂપમાં લગાડવામાં આવે છે. અઘેડો મૂત્રલ છે અને જળોદરને માટે ઉપયોગી છે. ( આસી. સર્જન. શિવચંદર ભટ્ટાચાર્યજી. સેંટ્રલ પ્રોવીન્સીસ ). મ્હેં જોયું છે કે સોજાને માટે તે બહુ જ ઉપયોગી છે. ( સરજન જનરલ વીલીયમ રૉબર્ટ કોરનીસ–મદ્રાસ. )[1]

**Actions & Uses**—Astringent, diuretic and alterative; given in menorrhagia, diarrhœa & dysentery. Khar is largely used in anasarca, ascites and dropsy. It is also given in cutaneous affections and enlargements of glands; and to loosen expectoration in cough. It has a great reputation in dog-bites and bites of snakes and other venomous reptiles for which purpose it is given internally and also applied externally. The juice is sometimes applied in tooth-ache and the paste as eye-salve (anjan) in opacity of the cornea. A medicated oil is dropped into the ear in deafness and noises in the ears. (R. N. Khory. p. II p. 504-5).

**ભાવાર્થ**—અઘેડો સંકોચક, મૂત્રકારક અને રસાયન છે. રજઃસ્રાવ, અતિસાર, અને સંગ્રહણીમાં તે અપાય છે. અઘેડાનો ક્ષાર શોથ, જલોદર, ચર્મરોગ અને ગલગંડાદિ રોગમાં સેવવા યોગ્ય છે. તે કફને છુટો કરે છે. સાપ અને કુતરાંના કરડ ઉપર તેની સારી કીર્તિ છે; તે માટે અંદરથી અને બહારથી–બન્ને રીતે તેનો ઉપયોગ કરવામાં આવે છે. કેટલીક વખત દાંતના ચસકામાં અઘેડાનાં પાંદડાંનો રસ લગાવવામાં આવે છે. આંખની છારીમાં પણ અઘેડાના પાનનો રસ લગાડવામાં આવે છે. કર્ણનાદ અને કર્ણબાધિર્યમાં પણ તેના ક્ષારથી પકાવેલું તેલ કાનની અંદર નાખવામાં આવે છે.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 1061; વ. શા. પા. ૬૦૫; N. p. 268; Watt I; p. 81 રૂ. નિ. પા. ૧૨૬; વ. ગુણાદર્શ. ૨૮૦.

---

૧ 'વનૌષધિ ગુણાદર્શ' માંથી.

## ૩૧૯ કણેજરો.

### N. O. Amarantaceæ.

**નામો**—कुणंजरः, मंजरीकः, अरण्यवास्तुकः ( સંસ્કૃત ); કણુજો ( પોરબંદર ); કણેજરો ( ગુજરાત ); ગીતના ( મરાઠી ); લટમહુરીઆ [ હિંદી ]; Digera arvensis-ડાઈજેરા આરવેન્સીસ. [ લેટીન ].

**परिचय—**

कुणंजरः कुणंजी च कुणंजोऽरण्यवास्तुकः ॥

॥ रा. नि ॥

क्षेत्रशाको सुशाकश्च मंजरी श्वेतमंजरी ।
अतीमारस्य जनको शाको दुर्भिक्षवल्लभः ॥

॥ शोढलः ॥

**गुणाः—**

कुणंजरः त्रिदोषघ्नो मधुरो रुच्यदीपकः ।
ईषत्कषायसंग्राही पित्तश्लेष्महरो लघुः ॥

॥ रा. नि ॥

कुटिंजरः स्वादुपाकः क्षारो रूक्षश्च शीतलः ।
गुरुः मलस्तंभकरो दोषोत्पादनकारकः ॥

॥ नि. र ॥

**વર્ણન**—કણેજરાના છોડવા ચોમાસામાં ઘણા ઉગી નીકળે છે. તે ૦॥ ફુટથી ૨ કે ૩ ફુટ જેટલા ઉંચા વધે છે. તે જ્યાં ઉગે છે ત્યાં ઘણું કરી જથાબંધ ઉગે છે. પાન તાંદલજાના પાનના જેવાં થાય છે. તે આંતરે આવેલાં હોય છે. પાનની ડીંટડી ૧ થી ૩ ઇંચ લાંબી, ઉપરની બાજુ પહોળી નીકવાળી અને પાછળની બાજુ ઉભી હાંસોવાળી હોય છે. ડીંટડી પરની ધાર રાતા રંગની ને તે પર ધોળા ચળકતા વાળની છિન્નભિન્ન હાર આવેલી હોય છે. પાનની ઉપરની સપાટી લીલા રંગની, લીસી, અને ચળકતી હોય છે; નીચેની ફીક્કા લીલા રંગની ને તેના પર આછી રૂંવાટી હોય છે. પાન લંબગોળ ને સાંકડાં હોય છે. પાનની કિનારી ઘણું કરી રાતી અને તે પર સફેદ, ચળકતી, બેડોળ, સૂક્ષ્મ કાંગરી આવેલી હોય છે. પત્રકોણમાંથી સુતળી જેવી પાતળી, લીલા રંગની, ૧ થી ૩ ઇંચ કે ૦॥ થી ૧ ફુટ લાંબી પુષ્પ ધારણ કરનારી સળી કે મંજરી નીકળેલી હોય છે. તે ઉપર ઉભી હાંસો આવેલી હોય છે. અધવચથી ઉપર સૂક્ષ્મ ગુલાબી રંગનાં નાનાં નાનાં ફુલો આવેલાં હોય છે. વાસ સ્હેજ સુગંધિત હોય છે. ફુલ એ મંજરીમાં જરા છેટે છેટે ગોઠવાયલાં હોય છે. તે ઘણું કરી ૩-૩ પાસે હોય છે. તેમાં પાસેનાં બે કલગીવાળાં લીલા

રંગનાં કડપલાં જેવાં થઇ ગયેલાં હોય છે. વચલું ફુલ ઉઘડી ગયા પછી તેમાં ફુલ જેમ જેમ પાકતું ને વધતું જાય છે તેમ તેમ આ બે પકડ પણ ફલની સાથે તેની બન્ને બાજુ રહીને વધતી જાય છે. જ્યારે ફળ પાકી રહે છે ત્યારે તેને વચમાં લઇ બન્ને બાજુ સજ્જડ બેસી જાય છે. આ વખતે એનો આકાર બે સામસામાં લીલાં પક્ષી કે મોર બેઠેલાં હોય એવો દેખાય છે. આ ઇશ્વરી બનાવટ ખરેખર સૂક્ષ્મદર્શક કાચથી જોવા લાયક છે.

કણેજરાની ભાજી કરીને લોકો ખાય છે.

**वक्तव्य**—પ્રાચીન ગ્રંથોમાં આ છોડનો ઉલ્લેખ નથી. શોઢલ તેને ' अतिसारस्य जनकः ' કહે છે, જ્યારે રાજનિઘંટુકાર એને ' કષાય, સંગ્રાહી ' કહે છે. નિઘંટરત્નાકરમાં તેને ' ગુરૂ, મલસ્તંભકૃત્ અને દોષોત્પાદનકૃત્ ' ગણાવેલું છે. સદ્ગત કતોભટ્ટ કહે છે કે મલસ્તંભ કરીને પછી દસ્ત લગાડે છે. આનાં ફુલ અને બીજ પ્રમેહ ઉપર અપાય છે એમ ' વનસ્પતિશાસ્ત્ર 'માં કહેલું છે. શોઢલ એના શાકને ' दुर्भिक्षवल्लभः ' કહે છે. કોઇ પણ શાક ન મળતાં હોય ત્યારે જ આ ખાવા જેવું છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૫૯૭; રૂ. નિ. પા. ૬૦૬; N. p. 266; Watt III p. 112.

---

## ૩૧૨ તાંદલજો.

### N. O. Amarantaceæ.

**નામો**—तण्डु(न्दु)लीय, अल्पमारिष, मेघनाद, पथ्यशाक ( સંસ્કૃત ); તાંદલજો ( ગુજરાતી ); તાન્દુલીજા ( મરાઠી ); ચૌલાઇકા શાક ( હિંદી ); કુઇકોરા, મોલાકુરા ( તેલુગુ ); Amaranthus Poligamous-ઍમેરેન્થસ્ પૉલીગેમસ્ ( લેટીન ).

**गुणाः**—

तण्डुलीयो विषघ्नश्च रूक्षः शीततरः शुचिः ।
मधुरो रसपाकाभ्यां रक्तपित्तापघातकः ॥
॥ ध. नि. ॥

तण्डुलीयस्तु शिशिरो मधुरो विषनाशनः ।
रुचिकृद्दीपनः पथ्यः पित्तदाहभ्रमापहः ॥

तण्डुलीयकदलं हिममर्शःपित्तरक्तविषकासविनाशि ।
ग्राहकश्च मधुरश्च विपाके दाहदोषशमनं रुचिदायि ॥
॥ रा. नि ॥

तण्डुलीयो लघुः शीतो रूक्षः पित्तकफास्रजित् ।
सृष्टमूत्रमलो रुच्यो दीपनो विषहारकः ॥
पानीयतण्डुलीयन्तु 'कञ्चट' समुदाहृतम् ।
कञ्चटं तिक्तकं रक्तपित्तानिलहरम् लघु ॥
॥ भा. प्र ॥

चरक— १ रक्तपित्ते—....वेतसतण्डुलीयम् ।....निशि स्थिता वा स्वरसीकृता वा कल्कीकृता वा मृदिताः शृता वा । एते समस्ताः गणशः पृथग्वा रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि. अ–४.

२ सर्वविषदोषे—तण्डुलीयकजीवन्ती....हितम् । चि. अ–२९

३ प्रदरे—तण्डुलीयकमूलञ्च सक्षौद्रं तण्डुलाम्बुना ॥
चि–अ–३०

सुश्रुत— ४ अर्शःसु—यथादोषं शाकैः वास्तुकतण्डुलीयक....अन्यैर्वा ॥
चि–अ–६.

५ मूषिकविषे—तण्डुलीयककल्कन्तु लिह्यात्तत्र समाक्षिकम् ॥
क- अ -५.

चक्रदत्त— ६ अतिसारे—उष्णाम्बुना तण्डुलीयम् पीतञ्च ससितामधु ॥
( अतिसारचि० )

७ ग्रहण्याम्—जंबूदाडिमशृंगाटपाठाकञ्चटपल्लवैः । पक्वं पर्युषितं बालबिल्वं सगुडनागरम् । हन्ति सर्वानतिसारान् ग्रहणीमतिदुस्तराम् ॥

भावप्रकाश— ८ रक्तपित्ते—शाकार्थे शाकसात्म्यानां तण्डुलीयादयो हिताः ॥

हारीत— ९ विषशमनार्थम्—तण्डुलीयकमूलानि पिष्ट्वा चोष्णेन वारिणा । पीतं पीतविषं हन्ति वमने लाघवं भवेत् ॥ चि–अ–५५.

बंगसेन— १० पूतिनस्ये—तण्डूलीयकमूलस्य चूर्णं पूतिनस्यापहम् ।
( क्षुद्ररोगाचि० ).

शोढल— ११ ज्वरनाशार्थम्—तन्दुलीयकमूलन्तु बद्धं मूर्ध्नि ज्वरापहम् ॥
(ज्वराधिकारे ).

१२ सर्वप्रदरनाशार्थम्—मधुताक्ष्यजसंयुक्तं मूलं स्यात्तन्दुलीयकम् । तन्दुलाम्बुयुतं पीतं सर्वप्रदरनाशनम् ॥

१३ सर्पविषे—तन्दुलीयकमूलं तु पीतं तन्दुलवारिणा । तक्षकेणापि संदष्टं निर्विषं कुरुते नरम् ॥

वैद्यमनोरमा— १४ कुकूणके—सीमन्तिनीपयसा मेघरवस्य मूलं । संघृष्य तेन परिषेचनमुत्तमं च ॥

१५ सव्रणेऽक्ष्णि—मेघनादाशिफासमानतडागशुक्तियुतं पयः । सेचितं च निहन्ति तोदमसह्यमाक्षिभवं नृणाम् ॥ तत्फलं घृतभर्जितं परिपेषितं निशि निक्षिपेत् । सव्रणेऽक्ष्णि निर्व्रणं भवति क्षणात्रिचतुर्दिनैः ॥

વર્ણન—તાંદલજાના છોડવા ચોમાસે બાગબગીચામાં ઘણા ઉગી નીકળે છે. તાંદલજાની ભાજી ઘણા ખાય છે. લોકો આ છોડને સારી રીતે ઓળખે છે.

### વૈદ્યકમાં તાંદલજાનો ઉપયોગ

ચરક— ૧ રક્તપિત્તમાં—તાંદલજાનો રસ, શીતપાનીય, કલ્ક અથવા ક્વાથ મધ નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે. ચિ. અ. ૪

૨ દરેક જાતના ઝેર ઉપર—તાંદલજો અને દોડીનાં શાક દરેક જાતના ઝેરને માટે સારાં છે. ચિ. અ. ૨૫-૨૨૨

૩ પ્રદરમાં—તાંદલજાનું મૂળ, ચોખાના ધોવણમાં મધ નાખીને પીવું. ચિ. અ. ૩૦-૧૪

સુશ્રુત— ૪ હરસમાં—તાંદલજાનું શાક હિતકર છે. ચિ. અ. ૫

૫ ઉંદરના ઝેરમાં—તાંદલજાના મૂળનું ચૂર્ણ ( અથવા લીલું હોય તો રસ ) મધ સાથે ચાટવું. ક. અ. ૫

ચક્રદત્ત— ૬ અતિસારમાં—તાંદલજાનું મૂળ, ચોખાના ધોવણમાં સાકર અને મધ સાથે પીવાથી અતિસાર મટે છે. (અતિસારચિ૦)

૭ સંગ્રહણી માટે—જાંબુ, દાડમ, સીંગોડાં, કાળીપાઠ અને જલતાંદલજાનાં પાન ઉપરાઉપર ગોઠવી, ઉપર એક કાચું બીલું મૂકવું. યોગ્ય પાણી મૂકી આને બાફવું. બફાઈ ગયેલું આ બીલું વાસી થાય એટલે સમાન ભાગે જૂનો ગોળ અને સુંઠ મેળવી ખાઈ જવું. ઉપરથી બીલું જેમાં બાફેલું

તે પાણી પી જવું. આ પ્રયોગથી સર્વ પ્રકારના અતિસાર અને દુસ્તર એવી સંગ્રહણી પણ મટે છે.

ભાવપ્રકાશ— ૮ રક્તપિત્તમાં–તાંદલજાનું શાક રક્તપિત્તમાં હિતકર છે.

હારીત— ૯ વિષની શાંતિ માટે–તાંદલજાનું મૂળ, ગરમ પાણીમાં ઘસીને પીવું. ખાવામાં આવેલા ઝેરની ઉલટી થઇ જશે અને આરામ થઇ જશે.

બંગસેન— ૧૦ નખ કહોવાઈ ગયા હોય તો–તાંદલજાના મૂળનું ચૂર્ણ જ્યાં પાક હોય ત્યાં ભભરાવવું. અગર લીલા તાંદલજાની લુગદી બાંધવી.

શોઢલ— ૧૧ તાવ દૂર કરવા માટે–તાંદલજાનું મૂળ માથે બાંધવાથી તાવ મટે છે.

૧૨ બધી જાતના પ્રદર માટે–તાંદલજાના મૂળનો રસ, ચોખાનું ધોવણ, મધ અને રસવંતી (તાર્ક્ષ્યજ)–પીવાથી બધી જાતનાં પ્રદર મટે છે.

૧૩ સાપના ઝેરમાં–તાંદલજાનું મૂળ ચોખાના ધોવણ સાથે પીવાથી તક્ષક જેવો ભયંકર સાપ કરડયો હોય તો તેનું પણ ઝેર ઉતરી જાય છે.

વૈદ્યમનોરમા–૧૪ બાળકોને દાંત ફુટે છે ત્યારે આંખો આવે છે તે વખતે–તાંદલજાનું મૂળ ધાવણ સાથે ઘસીને તેનાં ટીપાં આંખમાં નાખવાથી દાહ, અશ્રુ, વેદના વગેરે મટે છે.

૧૫ આંખમાં ચાંદુ (Ulcer) હોય તો–તાંદલજાનું ફળ ઘીમાં શેકીને બારીક વાટી નાખવું. રાત્રે તે ચૂર્ણ આંખમાં ભરવું. આવી રીતે ૩–૪ દિવસ કરવાથી આંખનું ચાંદુ રૂઝાઇ જાય છે. તાંદલજાનું મૂળ દુધમાં વાટીને તેનાં ટીપાં આંખમાં નાખવાથી પણ આંખની અસહ્ય વેદના મટે છે.

વક્તવ્ય—ચરકમાં તાંદલજાના ગુણ નીચે પ્રમાણે આપેલા છેઃ–

रूक्षो मदविषघ्नश्च प्रशस्तो रक्तपित्तिनाम् ।
मधुरो मधुरः पाके शीतलस्तण्डुलीयकः ॥

सू–२७–१०.

સુશ્રુતે ગ્રણમાં તાંદલજાનું શાક હિતકર ગણાવ્યું છે. સર્વ પ્રાણીને હિતકર એવો જે આહાર ગણાવવામાં આવ્યો છે તેમાં તાંદલજાનું નામ પણ છે. તાંદલજાનું શાક આંખના રોગમાં હિતકર છે.

ઘણા પ્રાચીન સમયથી તાંદલજો 'ચઉરાઈ' નામથી ઓળખાતો આવ્યો છે. હજીએ હિંદી નામ ચોલાઈ પ્રચલિત છે.

નવ્યમત—મૂળીઆંને વાટીને તેની લુગદી ગડગુંબડને જલદી પકાવવા માટે બાંધવામાં આવે છે. ( આસી. સર્જન. એ. સી. મુકરજી ). આખો છોડ સર્પવિષના ઉતાર માટે ઉપયોગી છે. મૂળમાં ચુંક બેસાડવાનો ગુણ છે. તે સ્તન્યવર્ધક છે અને હાળોમાં ઉકાળીને ગાયોને તે ખવરાવવામાં આવે છે. (I. P. P. 184). આસી. સર્જન અમૃતલાલ દવે ( હાઉરા ) જણાવે છે કે તાંદલજાનું મૂળ પરમીયામાં અકસીર ( specific ) છે અને તેનો ઉપયોગ ખરજવા ઉપર પણ થાય છે. ( I. M. G. Nov. 1881. )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૩૫૪; N. p. 267; Indi. Medi. Plants p. 1057.

---

## ૩૨૧ મયૂરશિખા

### N. O. Chenopodiaceæ.

નામો—मयूरशिखा, बर्हिचूडा ( સંસ્કૃત ); મોરશિખા ( ગુજરાતી ); લાલ મુરઘા, રાજગીરી ( મરાઠી ); લાલ મુરઘા ( હિંદી ); Garden cockscomb –ગાર્ડન કૉકસકોમ્બ ( અંગ્રેજી ); Celosia cristata–સીલોસીયા ક્રીસ્ટેટા ( લેટીન ).

ગુણાઃ— नलिकंठशिखा लध्वी पित्तश्लेष्मातिसाराजित् ॥

॥ भा. प्र ॥

बर्हिचूडा रसे स्वादुः मूत्रकृच्छ्रविनाशिनी ।
बालग्रहादिदोषघ्नी वश्यकर्मणि शस्यते ॥

॥ रा. नि ॥

मयूराह्वा शिखा शीता कषायाम्लाम्लपाकिनी ।
लध्वी पित्तकफं पित्तमतिसारं विनाशयेत् ॥

॥ नि. र ॥

ઔષધ— १ पुत्रप्रसवार्थम्—मूलं भुजंगारिशिखासमुत्थं दुग्धेन संयुक्तमृतौ निपीतम् । गर्भस्य हेतुः प्रमदाजनस्य स्यात्[illegible]मेव ॥

२ सर्पविषे—साज्या मयूरचूडा तु पीता तन्दुलवारिणा । सर्वसर्पविषं हन्यात् काकजंघाऽथवा ध्रुवम् ॥

વર્ણન—આ છોડ લોંપડી (Celosia argentia) ને મળતો છે. લોંપડીની ઉપર જેમ ગુલાબી અને સફેદ રંગની ચમરી આવે છે એમ આના ઉપર પણ આવે છે. આની ઉપર લાલ રંગની ચમરી આવતી હશે એમ તેનાં નામ ઉપરથી જણાય છે. આ છોડને બાગોમાં શોભા માટે ઉછેરવામાં આવે છે અને એવી રીતે તેનામાં અજબ ફેરફાર-ખેતીની સુધારણાને લીધે-થઇ ગયો છે. હુકર કહે છે કે–It assumes many forms under cultivation from which many species have resulted.

## વૈદ્યકમાં મયૂરશિખાનો ઉપયોગ.

શોઢલ— ૧ પુત્રપ્રાપ્તિ માટે-ઋતુ વખતે જે સ્ત્રી મયૂરશિખાનું મૂળ દુધ સાથે પીએ છે તેને પુત્રપ્રાપ્તિ થાય છે.

૨ સાપના ઝેરમાં-મયૂરશિખાનું મૂળ ચોખાના ધોવણ સાથે ઘી નાખીને પીવાથી સાપનું ઝેર ઉતરી જાય છે.

વક્તવ્ય—ચરકસુશ્રુતમાં 'મયૂરશિખા'નો ઉલ્લેખ નથી. મયૂરશિખા પહેલાં કોને કહેતા હશે એ જાણવું અત્યારે મુશ્કેલ છે. સ્વ. કૃતોભટ્ટે મયૂરશિખાનું લેટીન નામ Celosia cristata રાખ્યું છે એટલે તે ઉપરથી મ્હેં પણ રાખ્યું છે. પણ મયૂરશિખા આને કેમ કહી શકાય એ સંદિગ્ધતા હજુ ઉભી જ છે. વળી આજ લેટીન નામ કાયમ રાખીને, કૃતોભટ્ટે 'મુખમલ ફુલ' [સં. संडूकः]નું વર્ણન પણ કરેલું છે. ખરી રીતે મુખમલ ફુલ આપણે જેનું વર્ણન કર્યું છે તેને લાગુ પડી શકે એવું નામ છે. છતાંયે સ્વ. કૃતોભટ્ટનું મયૂરશિખા નામ C. cristata માટે કાયમ જ રાખ્યું છે.

અમરસિંહના ટીકાકાર શ્રી ભાનુજી દીક્ષિત 'ખરાશ્વા, કારવી, દીપ્ય, મયૂર, લોચમસ્તક'–આવાં પાંચ નામોને 'મયૂરશિખા'નાં નામો તરિકે ઓળખાવે છે; જ્યારે બીજા ટીકાકાર ક્ષીરસ્વામિન્ 'लोचमर्कट' તરિકે ઓળખાવે છે. આ ઘુંચવાડો જેવો તેવો નથી. ખરાશ્વા, કારવી, દીપ્ય–એ શબ્દો અજમા માટે વપરાય છે અને છતાં મયૂરશિખા તરિકે ભાનુજી દીક્ષિતે તેને કેમ ઓળખ્યા હશે ?

સ્વ. કૃતોભટ્ટ લખે છે કે "શોઢલ ગ્રંથનો લેખ જોતાં તો લજામણુ ને મોરશિખા એક હોય એવું લાગે છે." આ મંથનમાંથી અમૃત કાઢવું કેટલું મુશ્કેલ છે એ વિદ્વાનો સમજી શકશે.

લોંપડીની આ જાત (લાલ મુરઘા) વાપરી જોવાથી તેના ગુણોની ખાત્રી થઇ જશે. લોંપડી મૂત્રલ, અતિસારઘ્ન અને શોથઘ્ન તરિકે કામ ઠીક કરે છે.

એની જ આ જાત એ ગુણોવાળી હશે પણ વિષમ છે કે કેમ તે નક્કી કરવું જોઇએ. સાંભળ્યું છે કે લોંપડી પણ ઝેરને ઉતારનાર છે.

નવ્યમત—ફુલ ગ્રાહી મનાય છે. અતિસારમાં તેમ જ લોહીવામાં તે વપરાય છે. ( સ્ટયુઅર્ટ ). બીજ શીત છે અને મૂત્રકૃચ્છ્ર, કફ, અને સંગ્રહણીમાં ઉપયોગી છે. ( યુ. સી. દત્ત. )

નોંધ—મુ. જયકૃષ્ણભાઇને આ વિષે પુછાવતાં તેઓશ્રીએ નીચેનો ખુલાસો મોકલ્યો છેઃ-

" મયૂરશિખા તો ઘણાખરા લોકો Polycarpœa corymbosa ને કહે છે; પણ ઉત્તરહિંદ, મારવાડ, મેવાડ, અને કોંકણમાં હંસરાજની જાતની એક વનસ્પતિ જેને Asplenium radiatum કહે છે તે મનાય છે; અને તે જ મને ખરી " મયૂરશિખા " લાગે છે. નાથદ્વારામાં તેના સેંકડો છોડવા મેં જોયા હતા અને ભેળા પણ કર્યા હતા. એ વર્ગ Filicesની વનસ્પતિ છે. જુઓ Dalzell-Bombay Flora p. 307. એને ગુજરાતીમાં " છોગાળો હંસરાજ " પણ કહે છે. માટે મયૂરશિખાનું લેટીન નામ Asplenium radiatum રાખશો, અને રીમાર્ક કરશો કે Celosia cristataને કલગી મુગો અથવા લાલ મુર્ગો પણ કહે છે. "

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૭૨; N. p. 266; Indi. Medi. Plants p. 1057; રૂ. નિ. પા. ૪૮૦.

# वास्तुकादि वर्ग

## N. O. Chenopodiaceæ.

### ૩૨૨ ટાંકો તથા ચીલ

**નામો:—**૧. वास्तुक, क्षारपत्र ( સંસ્કૃત ); ટાંકો ( ગુજરાતી ); बथुवा ( હિંદી ); ચાકવત ( મરાઠી ); બેતોશાક ( બંગાલી ); White goose-foot વ્હાઈટ ગુઝફુટ ( અંગ્રેજી ); Chenopodium album-ચીનોપોડીયમ્ આલ્બમ ( લેટીન ).

૨ चिल्ली ( સંસ્કૃત ); ચિવિલ ( મરાઠી ); ચીલ ( ગુજરાતી ); चिल्ली ( હિંદી ); Purple goose-foot-પર્પલ ગુઝફુટ ( અંગ્રેજી ); Chenopdium atriplicis-ચીનોપોડીયમ્ એટ્રીપ્લીસીસ્ ( લેટીન ).

परिचय— वास्तूकं वास्तूकं च स्यात् क्षारपत्रं च शाकराट् ।
तदेव तु बृहत्पत्रम् रक्तं स्याद्गौडवास्तुकम् ॥
प्रायशो यवमध्ये स्यात् यवशाकमिति स्मृतम् ॥

॥ भा. प्र ॥

पलाशलोहिता चिल्ली ( रा. नि. ); चिल्ली महद्दला रक्ता ॥

॥ म. नि ॥

गुणाः— वास्तुकं तु मधुरं सुशीतलं क्षारमीषदम्लं त्रिदोषजित् ।
रोचनं ज्वरहरं महार्शसाम् नाशनश्च मलमूत्रशुद्धिकृत् ॥

चिल्ली वास्तुकतुल्या च सक्षारा श्लेष्मपित्तनुत् ।
प्रमेहमूत्रकृच्छ्रघ्नी पथ्या च रुचिकारिणी ॥

श्वेतचिल्ली सुमधुरा क्षारा च शिशिरा च सा ।
त्रिदोषशमनी पथ्या ज्वरदोषविनाशनी ॥
स्वचिल्ली कटुतीक्ष्णा च कण्डूतिव्रणहारिणी ॥

॥ रा. नि ॥

वास्तुकवाग्निकरो रसे च मधुरः पित्तापहश्चक्षुषः
स्निग्धो वातविनाशनः कृमिहरः पित्तादिदोषापहः ।
वर्चोमूत्रविशोधनः प्रथमतः श्लेष्मामयानां तथा
शाकानामपि चोत्तमो लघुतरः पथ्यः सदा प्राणिनाम् ॥

सक्षारः कृमिजित्रिदोषशमनः संदीपनः पाचनः
चक्षुष्यो मधुरः सरो रुचिकरो विष्टंभशूलापहः ।
वर्चोमूत्रविशोधनः स्वरकरः स्निग्धो विपाके गुरुः
वास्तूकः सकलामयप्रशमनः चिल्ली तदेवोत्तमा ॥
अर्शोस्त्रिदोषारुचिजंतुहारी ।विस्रंसनो बुद्धिबलाग्निकारी ।
क्षारो विपाके कटुर्वास्तुकः स्यात् तद्वच्च चिल्ली लघुपत्रयुक्ता ॥

॥ सुखेमदेवः ॥

सक्षारः सर्वदोषघ्नो वास्तुको रोचकः सरः ॥
कटुर्विपाके कृमिहा मेधाग्निबलवर्धनः ।
चिल्ली वास्तुकवत् ज्ञेया.......... ॥

॥ सुश्रुतः सू-४६ ॥

' वास्तुकद्वितयं ' स्वादु क्षारं पाके कटूदितम् ।
दीपनं पाचनं रुच्यं लघुशुक्रबलप्रदम् ॥
सरं प्लीहास्रपित्तार्शःकृमिदोषत्रयापहम् ॥

॥ भा. प्र ॥

कटुर्विपाके कृमिहा मेधाग्निबलवर्धनः ।
संस्कारे सर्वदोषघ्नो वास्तुको रोचनः सरः ॥

॥ राजवल्लभः ॥

चरक— १ रक्तार्शःसु—छागलीपयःप्रयुक्तो निहन्ति रक्तं सवास्तुकरसश्च ॥ चि—अ—९.

२ प्रवाहिकायाम्—....यमान्या वास्तुकस्य वा ।....शुष्कशाकेन वा पुनः । दधिदाडिमासिद्धेन बहुस्नेहेन भोजयेत् ॥ चि. अ—१०.

३ वातजकासे—वास्तुकं....शस्यते वातकासे तु....॥ चि—२२.

४ उरुस्तम्भे—शाकैरलवणैरद्याज्जलतैलोपसाधितैः ।.........वायसी वास्तुकैः........उरुस्तंभविनाशनाः ॥ चि—२७.

शोढल— ५ आयुष्कामीये—भुक्त्वा वास्तुकशाकेन सतक्रं लवणं पिब । हरीतकीं भुंक्ष्व राजन् नश्यन्तु व्याधयश्च ते ॥

वैद्यमनोरमा- ६ रक्तपित्ते—सक्षौद्रं रक्तपित्तघ्नम् बीजं वा वास्तुकोद्भवम् ॥

વર્ણન—ટાંકો અને ચીલ બન્નેને શાક માટે બાગમાં વાવવામાં આવે છે. બન્ને એકજ જાતનાં શાક છે. રંગ ઉપરથી અને નાનાં મોટાં પાન ઉપરથી બન્ને વચ્ચે ભેદ પાડેલા છે એમ વર્ણન ઉપરથી સમજાય છે. આ છોડ નાનો અને સીધો થાય છે. શાખા-દાંડી વિવિધ રંગવાળી નજરે ચડે છે. પાંદડાં પણ વિવિધ તરહેનાં-વિવિધ રંગનાં અને વિવિધ આકારનાં હોય છે. કેટલાંક ભાલા જેવાં, કેટલાંક અંડાકાર, કેટલાંક દાંતાવાળાં અને કેટલાંક વિભાગિત હોય છે. ખેતીને લીધે આ બધી જાતો થઈ હશે. જવનાં ખેતરોમાં બહુ થાય છે એટલે એને यवशाक નામ આપેલું છે.

## વૈદ્યકમાં ટાંકાનો ઉપયોગ

ચરક— ૧ દુઝતા હરસમાં-ટાંકાની ભાજીનો રસ બકરીના દુધ સાથે લેવાથી દુઝતા અર્શ મટે છે. ચિ. ૯

૨ મરડામાં-દહીં અને દાડમના ખાટા રસમાં સિદ્ધ કરેલું, સારી રીતે તેલ નાખેલું ટાંકાનું શાક ખાવું. ચિ. ૧૦

૩ વાતજન્ય ખાંસીમાં-ટાંકાની ભાજી ખાવી એ સારૂં છે. ચિ. ૨૨

૪ ઊરૂસ્તંભમાં—પાણી અને તેલમાં પકાવેલી ટાંકાની ભાજી મીઠું નાખ્યા સિવાયની-ઉરૂસ્તંભવાળાએ ખાવી હિતકર છે. ચિ. ૨૭

શોઢલ— ૫ દીર્ઘાયુષ્ય માટે-હે માણસો ! હમેશાં ટાંકાનું શાક ખાઓ અને મીઠું નાખીને છાશ પીઓ. તમારા વ્યાધિઓ દૂર થશે.

વૈદ્યમનોરમા—૬ રક્તપિત્તમાં-ટાંકાનાં બીજનું ચૂર્ણ મધ સાથે ખાવાથી રક્તપિત્ત મટે છે.

વક્તવ્ય—સુશ્રુતે સર્વ પ્રાણીને હિતકર ખોરાકની ગણતરીમાં વાસ્તુક અને ચિલ્લ ગણાવ્યાં છે. મધુવાળાને પણ ટાંકાનું શાક હિતકર છે. રક્તપિત્તમાં સુશ્રુતે ટાંકાનાં બીજ વાપર્યાં છે (ઉ. ૪૫-૩૧).

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૦૧; N. p. 270; Indi. Medi. Plants p. 1064.

---

## ३२३ पोई.

**N. O. Chenopodiaceæ.**

**નામો.**—उपोदकी, उपोदिका, पोतकी (સંસ્કૃત); પોથીની વેલ, પોઈ ( ગુજરાતી ); મયાલ, મયાલચી વેલ ( મરાઠી ); પોઇ, પોઇકી વેલ ( હિંદી ); પુંઇશાક ( બંગાલી ); Red Malabar nightshade-રેડ મલબાર નાઇટશેડ (અંગ્રેજી); Basella rubra—બૅસેલા રૂબ્રા (લેટીન).

परिचय— उपोदक्यूर्ध्वगावल्ली पिच्छलच्छदना स्थिरा ।
वृत्तपत्रा रक्तदण्डा रक्तबीजा च सा स्मृता॥
॥ शिवदत्तः ॥

उपोदिका 'पोई' इति डल्हणः ॥ सुश्रुत सू. ४६.

गुणाः— उपोदकी कषायोष्णा कटुका मधुरा च सा ।
निद्रालस्यकरी रुच्या विष्टम्भश्लेष्मकारिणी ॥
क्षुद्रोपोदकयाः गुणाः–रसवीर्यविपाकेषु सदृशी पूर्वया त्वियम् ॥
'वनजोपोदकी' तिक्ता कटूष्णा रोचनी च सा । मूलपोती त्रिदोषघ्नी वृष्या बल्या लघुश्च सा ॥ बलपुष्टिकरा रुच्या जठरानलदीपनी॥
॥ रा. नि ॥

पोतकी शीतला स्निग्धा श्लेष्मला वातपित्तनुत् ।
अकंठ्या पिच्छिला निद्राशुक्रला रक्तपित्तनुत् ॥
बलदा रुचिकृत् पथ्या बृंहणी तृप्तिकारिणी ॥
॥ भा. प्र. ॥

चरक— १ अर्शःसु अतिप्रवृत्ते रक्ते—
....तक्रेण उपोदिकां सबदराम्ल ॥ चि. अ. ९-२०४.

२ अतिसारे-उपोदिकायाः शाकेन........दधिदाडिमसिद्धेन बहुस्नेहेन भोजयेत् ॥ चि. अ. १०-३४

शोढल— ३ अर्बुदे-(१) उपोदिका काञ्जिकतक्रपिष्टा तयोपनाहो लवणेन मिश्रः । दृष्टोऽर्बुदानां प्रशमाय कैश्चिद्दिने दिने मर्मशरीरजानाम् ॥
(२) उपोदिकारसाभ्यक्तास्तत्पत्रपरिवेष्टिताः ॥
प्रणश्यन्त्यचिरान्नृणां पिटिकार्बुदजातयः ॥

वैद्यमनोरमा — ४ व्रणे—प्रलेपयेदङ्कुरकामुके व्रणे ह्युपोदकीं वा सघृतां जटीं वा ॥

५ निद्राजननार्थम्—निद्रां करोत्यनिद्राणां प्रदोषे शिरसा धृता।
उपोदिका कपोतायाः शिफा वाऽथ धृता तथा ॥

વર્ણન—પોઈની વેલ બારે માસ ઘણી જગોએ જોવામાં આવે છે. ચોમાસામાં તેના વેલા આપોઆપ ઘણા ઉગી નીકળે છે. એના વેલા અને પાન લીલાશ લેતાં તેમજ રતાશ લેતાં પણ થાય છે. એનાં પાનનાં ભજીયાં, શાક વગેરે કરવામાં આવે છે. એનાં બીજનો રંગ પણ રાતો હોય છે.

## વૈદ્યકમાં પોઈનો ઉપયોગ

ચરક— ૧ દુર્ઝતા હરસમાં લોહી પડતું હોય તો—છાશ સાથે પોઇનાં પાનનું શાક ( ખટાશ તરિકે બોર નાખવાં ) ખાવા આપવું. ચિ. ૯–૨૦૪

૨ અતિસારમાં—પોઇનાં પાનનું શાક દહીં અને દાડમનો રસ મીલાવી વધારે તેલ નાખી ખાવાથી અતિસાર મટે છે. ચિ. ૧૦–૩૪.

શોઢલ— ૩ રસોળીમાં—(૧) પોઇનાં પાન, કાંજી અને છાશમાં સારી પેઠે વાટી, અંદર સ્હેજ સિંધવ નાખી પોટીસ બનાવવી. રસોળી ઉપર આ પોટીસનો શેક કરવો. રસોળી કેટલાક દિવસ પછી બેસી જાય છે

(૨) પોઇનો ઘાટો રસ ચોપડી તેના ઉપર પોઈનાં પાન બાંધવાં. ટુંક વખતમાં ફોલ્લીઓ, રસોળી વિગેરે મટે છે.

વૈદ્યમનોરમા-૪ વ્રણમાં—પોઈનાં પાન વાટી સ્હેજ ઘી નાખી લેપલી વ્રણ ઉપર મૂકવાથી વ્રણ વહેલો રૂઝપર આવે છે.

૫ ઉંઘ માટે—પોઇનાં મૂળીયાં (અથવા પોઈની આખી ઝુડી) પ્રદોષ વખતે માથે બાંધીને સૂઈ રહેવાથી ઉંઘ ન આવતી હોય તેને ઉંઘ આવે છે.

વક્તવ્ય—ચરકે "उपोदिकादधिभ्यां तु सिद्धा ( यवागू ) मदविनाशिनी ॥ ( સૂ.૨–૩૧ ) અર્થાત્ મદ ઉતારવા માટે પોઇ અને દહીંની રાબડી સારી છે એમ કહેલું છે. વાતરક્તમાં પોઇનું શાક 'घृतमांसरसे भृष्टं शाकसात्म्याय दापयेत् ।' કહેલું છે. ચિ. ૨૯–૫૦

સુશ્રુત પોઇના ગુણ નીચે મુજબ આપે છેઃ-स्वादुपाकरसा वृष्या वातपित्त-गदापहा । उपोदिका सरा स्निग्धा बल्या श्लेष्मकरी हिमा ।। (सू. ४६-२५९ )

વાગ્ભટ કહે છે કે તલના કલ્ક સાથે સિદ્ધ કરેલી પોઇની યવાગૂ અતિસારવાળાને આપવી. (सू. ७-४१ ).

રાજનિઘંટુકારે ઉપોદકી, વનજોપોદકી, ક્ષુદ્રોપોદકી અને મૂલપોતી—એવા ચાર ભેદ દર્શાવ્યા છે. વનમાં થનારી વનજોપોદકી, બહુ નાની જાત ક્ષુદ્રોપોદકી અને સર્વત્ર થાય છે તે આપણી પોઈ—ઉપોદકી. મૂલપોતી શું ?

સ્વ. વિરજાચરણ ગુપ્ત કવિરાજ લખે છે—"ચરકના કોઇ નવીન વ્યાખ્યાતાના મત પ્રમાણે ઉપોદિકાનો અર્થ પુદિનો થાય છે." ઉપોદકીને પુદીનો કહેવામાં તે વ્યાખ્યાતાની શી મતલબ હશે ? ઉપોદકી એટલે તો પોઈ જ. ડલ્હણના વખતથી પોઈ નામ જ ચાલતું આવ્યું છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૬૧૧; રૂ. નિ. પા. ૬૦૭; N. p. 271; Watt I p. 404; Indi Medi. Plants p. 1070.

# चुक्रिकादि वर्ग.

## N. O. Polygonaceæ.

### ३२४ ચુક્રિકા.

**નામો**—चुक्रिका, अम्लवास्तुकम् ( સંસ્કૃત ); ચુકો, ખાટી ભાજી (ગુજરાતી); ચુકા, ચાકવટ ( મરાઠી ); ચુકાકી ભાજી ( હિંદી ); Bladder dock or Country sorrel–બ્લૅડર ડૉક, કંટ્રી સૉરેલ ( અંગ્રેજી ); Rumex Vesicarius રૂમેક્સ વેસીકેરીયસ ( લેટીન ).

**परिचय**— चुक्रिका स्यात्तु पत्राम्ला रोचनी शतवेधनी ॥

॥ भा. प्र ॥

**गुणाः**— चुक्रं स्यादम्लपत्रं तु लघूष्णं वातगुल्मनुत् ।
रुचिकृद्दीपनं पथ्यमीषत् पित्तकरं परम् ॥

॥ रा. नि ॥

चुक्रा त्वम्लतरा स्वाद्वी वातघ्नी कफपित्तकृत् ।
रुच्या लघुतरा पाके वृंताकेनातिरोचनी ॥

॥ भा. प्र. ॥

चुक्रकं दुर्जरं भेदि अम्लं पित्तकरं गुरु ॥

॥ चक्रदत्तः ॥

**चक्रदत्त**— १ **कर्णशूले**—कर्णे कोष्णेन चुक्रेण पूरयेत् कर्णशूलिनः ॥

**चरक**— २ **रक्तार्शःसु**—....क्षीरिण्याः चुक्रिकायाश्च । .... दध्नः सरेण सिद्धान् दद्याद्रक्ते प्रवृत्तेऽति ॥ चि. ९–२०२

३ **राजयक्ष्मिणः अतिसारे**—
चाङ्गेर्याः चुक्रिकायाश्च दुग्धिकायाश्च कारयेत् ।
खण्डान् दधिसरोपेतान् ससर्पिष्कान् सदाडिमान् ॥ चि. ८–१२७

**વર્ણન**—ચુકાની ભાજી ટાંકાને લગભગ મળતી હોય છે. નર્ન સાહેબે Le Maout નો મત ટાંકતાં કહ્યું છે કે-The numerous species of Polygonum and Rumex are scattered everywhere from the sea-shore to the snow line. અર્થાત્ આ બધાની ઘણી જાતો થાય છે અને તેને ઓળખી કાઢવી મુશ્કેલી પણ નડે છે.

**वक्तव्य**—ચરકે, સંગ્રહણીમાં અને અતિસારમાં ચુકનો ઉપયોગ સારો કર્યો છે એટલે તે દીપન, પાચન અને ગ્રાહી છે એમ સમજાય છે. મહાત્યયમાં પણ બીજાં સાથે રોચક હોવાથી તે યોજાયલી છે. ભાવમિશ્ર કહે છે કે રીંગણાં સાથે આનો સ્વાદ બહુજ સરસ આવે છે.

**નવ્યમત**—હિંદુસ્તાનમાં આને સૉરેલ નામથી ઓળખવામાં આવે છે. દેશીઓ તેને ઠંડી, શોધક અને કંઇક અંશે મૂત્રલ પણ માને છે. (એઇન્સ્લી). પાનનો રસ દાંતનો દુખાવો કમી કરનાર કહેવાય છે. તેના કષાય ગુણને લીધે રસ વવમિષા અટકાવે છે, ભૂખ લગાડે છે અને અપથ્ય વસ્તુઓ તરફ રોગગ્રસ્ત મનોવૃત્તિથી જે લાલસા ઉદ્ભવે છે તેને પણ આ રસનું સેવન અટકાવે છે. સાપ અને જીવડાંના દંશથી જે અગન બળે છે તે આનો રસ ઠંડો હોવાને લીધે ચોપડવાથી શાન્ત થાય છે. આનાં બીજમાં પણ આવાજ ગુણ છે અને તે શેકીને સંગ્રહણીમાં વપરાય છે. ઔષધમાં મૂળ પણ વપરાય છે. (ડીમક.)

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૧૦૪; N. p. 273; Indi. Medi. Plants p. 1084-85.

---

## ૩૨૫ અમ્લવેતસ

### N. O. Polygonaceæ.

**નામો**—अम्लवेतसः, शतवेधी, महाक्षारः ( સંસ્કૃત); અમલવેત (ગુજરાતી); ચુકા ( મરાઠી ); અમ્લબેત ( હિંદી ); કંટ્રી સૉરેલ ( અંગ્રેજી ); Rumex vesicarius.-રૂમેકસ વેસીકેરીયસ્ ( લેટીન ).

अम्लोऽम्लवेतसो भीमो रसाम्लो विडवेतसः ।
फलाम्लो गुल्महा हृद्यः शतवेधी च भेदकः ॥
अस्थिद्रावी महाक्षारो वेतसाम्लोऽथ शूलनुत् ॥

॥ नि॰ सं॰ ॥

गुणाः— कषायं कटु रूक्षोष्णं अम्लवेतसकं विदुः ।
तृट्कफानिलजन्त्वर्शोहृद्बाधाश्मरीगुल्मजित् ॥

॥ ध. नि. ॥

अम्लवेतसमत्यम्लं कषायोष्णञ्च वातजित् ।
कफार्शःश्रमगुल्मघ्नमरोचकहरं परम् ॥

॥ रा॰ नि॰ ॥

अम्लवेतसमत्यम्लं मेदनं लघु दीपनम् ॥
हृद्रोगशूलगुल्मघ्नं पित्तलं लोमहर्षणम् ॥
रूक्षं विण्मूत्रदोषघ्नं प्लीहोदावर्तनाशनम् ।
हिक्कानाहारुचिश्वासकासाजीर्णवमिप्रणुत् ॥
कफवातामयध्वंसि छागमांसद्रवत्वकृत् ।
चणकाम्लगुणं ज्ञेयं लोहसूचीद्रवत्वकृत् ॥

॥ भा० प्र ॥

अम्लवेतसमत्यम्लं आनाहकफवातजित् ।
तदेव सिद्धं दोषघ्नं श्रमघ्नं ग्राहि गुर्वपि ॥

॥ राजवल्लभः ॥

अम्लवेतसं भेदनीयदीपनीयानुलोमिकवातश्लेष्मप्रशमनानाम् ॥

चरकः सू. अ. २९....३३

वंगसेन— १ प्लीह्नि–अम्लवेतससंयुक्तः शिग्रुकाथः ससैन्धवः। पीतः प्लीहोदरं हन्ति पिप्पलीमरिचान्वितः ॥ ( उदरचि० )

વર્ણન—સ્વ. વિરજાચરણ કવિરાજ તેમના "વનૌષધિદર્પણ" ગ્રંથમાં અમ્લવેતસનું નીચે પ્રમાણે વર્ણન આપે છે:–"અમ્લવેતસનાં ઝાડ ફૂલના બગીચામાં ઉછેરવામાં આવે છે. એના ફૂલને બંગાળીમાં "થૈકલ" કહે છે. ઝાડ મોટાં થાય છે; પાન મોટાં, પહોળાં અને કર્કશ હોય છે. આષાઢ મહિનામાં ફુલ આવે છે. શરદ ઋતુમાં ફલ પાકે છે. કાચાં ફળો લીલા રંગનાં અને પાકાં હળદરના જેવા પીળાશ લેતા રંગનાં હોય છે. આકારમાં તે 'નાશપાતિ' (બંગાલી નામ છે. ગુજરાતી નામ શું હશે તેની મને ખબર નથી.) ના જેવાં પણ તેથી ત્રણ કે ચારઘણાં મોટાં હોય છે. કુચબિહારના રાજ્યમાં અમ્લવેતસનાં ઝાડ સર્વત્ર થાય છે. રાજનિઘંટુકારે "मोटदेशे प्रसिद्धम्" એમ જે કહ્યું છે તે યોગ્ય જ છે. અમો જેમ બંગાળામાં આંબાની કેરીનું અથાણું કરીએ છીયે, તેજ પ્રમાણે કુચબિહારના લોકો એને સૂકવીને રાખી મૂકે છે. કેટલાક એ સૂકાં ફળોને સરસીયા તેલમાં ભીંજવી રાખે છે અને એ તેલ વાના રોગોમાં વાપરે છે. સુકાં ફળ બહુ જ કઠિન હોય છે. એનું ચૂર્ણ સહેલાઇથી થઇ શકતું નથી. ફલ અત્યંત ખાટાં હોય છે."

## વૈદ્યકમાં અમ્લવેતસનો ઉપયોગ.

બંગસેન—સરગવાના પાનનો કવાથ, અમ્લવેતસ, સિંધાલુણ, લીંડીપીપર અને મરી સાથે લેવાથી પ્લીહોદરનો નાશ થાય છે.

**वक्तव्य**—ચરક દીપનીય દશેમાનિમાં, શ્વાસહર દશેમાનિમાં, હૃદ્ય દશેમાનિમાં અમ્લવેતસનો ઉલ્લેખ કરે છે. ચરકમાં લેદિની યવાગૂમાં (સૂ. ૨-૨૭), રાજયક્ષ્મામાં યવાનીખાડવચૂર્ણમાં, શ્વાસહિક્કાચિકિત્સામાં, ગુલ્મમાં, ગ્રહણીમાં અને કાસમાં–બીજાં દ્રવ્યો સાથે અમ્લવેતસ વપરાયલું છે. સુશ્રુતમાં ગુલ્મમાં તેનો ઉલ્લેખ વારંવાર દેખાય છે ( ઉ. ૪૨–૨૭, ૨૯, ૩૧, ૭૦ વિગેરેમાં ). સુશ્રુત શિરોરોગમાં અને જ્વરમાં શિરના લેપમાં અમ્લવેતસનો ઉલ્લેખ કરે છે. અપતંત્રકમાં તુંબુર્વાદિ ચૂર્ણમાં અમ્લવેતસ છે. વાગ્ભટે શોથ, મુખરોગ અને અર્શમાં અમ્લવેતસને બીજાં ઔષધો સાથે વાપરેલું છે.

ગદનિગ્રહમાં ઔષધિકલ્પાધ્યાયમાં અમ્લવેતસનો કલ્પ વર્ણવેલો છે તે વાંચકોની જાણ માટે નીચે આપવામાં આવ્યો છેઃ—

हिमवत्परमावासे दिव्यौषधिसमाकुते ।
गंधर्वयक्षाध्युषिते नानाधातुविचित्रिते ॥ १
विश्वसृड् भगवांस्तत्र मार्तण्डं भास्करं किल ।
भ्रममारोपायामास रूपहेतोः कदाचन ॥ २
कृतवान् कनकप्रख्यं रूपं जनमनोहरम् ।
विरूपशकलास्तेभ्यो ये पेतुर्गिरिमूर्धनि ॥ ३
तेभ्यस्तेजस्विनो जाता वेतसा नाम पादपाः ।
नहि तेषु विलीयन्ते पतंगा न सरीसृपाः ॥ ४
तेषां फलेभ्यो निर्यासः सोऽम्लत्वादम्लवेतसः ।
कषायकटुरूक्षश्च मधुजम्बीरसप्रभः ॥ ५
भस्मतस्तत्परीक्षा तु स्फुटं चटचटायते ।
पाषाणमथ काष्ठं वा लोहं वा एवमेव च ॥ ६
भिनत्त्येष महातेजा न तु भिन्द्यादलाबुकम् ।
तस्मादलाबुप्रचुरं तस्य भाजनमिष्यते ॥ ७

.... .... .... ....

गुल्मी पिबेदरिष्टेन मंदाग्निर्मधुना युतम् ।
कोलाम्भसाऽर्शोविकारी घृतेन तु जलोदरी ॥ १०
अश्मर्यां दधिमण्डेन प्रमेही शीतवारिणा ।
गवां मूत्रेण तु प्लीही वाते यूषरसेन तु ॥ ११

सुखोष्णेनाम्भसा शूले पयसा क्षीणरेतसि ।
पुण्येऽहनि सुनक्षत्रे काले नात्युष्णशीतले ॥ १२

सुविशुद्धशरीरस्तु पिबेत्कर्षार्धमादितः ।
ततोऽष्टरात्रात्तु परमर्धकर्षविवर्धितम् ॥ १३

पलं क्षीरयुतं मासं क्षीरवृत्तिरनन्नभुक् ।
एष प्रयोगः पुष्ट्यायुर्बलारोग्यकरः परः ॥ १४

रूपयौवनसौभाग्यशोभाकान्तिसुखप्रदः ।
नातःपरतरं किंचिच्छ्रेष्ठमस्ति रसायनम् ॥
दृष्टं गुल्मार्शसामाशु भेदनं परमौषधम् ॥ १६

અર્થાત્ અમ્લવેતસ રસાયન છે; વિવિધ અનુપાનો સાથે વિવિધ પ્રકારના રોગો મટાડે છે. પત્થરને, કાષ્ટને અને લોહને પણ ભેદી નાખવાની તે શકિત ધરાવે છે માટે તેને તુંબડી ( अलाबु )માં રાખવામાં આવતું હતું. તેના ઝાડમાં પશુ, પંખી, સાપ વિગેરે પ્રવેશ કરતાં નથી.

એનાં બીજાં નામો सहस्रवेधी, चुक्र, भीम, शंखद्रावी વગેરે છે. ખાટી લુણી, ઝીણકો ઓખરાડ–એ જાતની આ વનસ્પતિ છે. નૅર્ન સાહેબ કહે છે–" The numerous species of Polygonum and Rumex are scattered everywhere from the seashore to the snow line. " આપણા ગુજરાતમાં અમ્લવેતસનું એક પણ ઝાડ નથી.

નવ્યમત—ડૉ. કનૈયાલાલ દેએ આનું વર્ણન નથી કર્યું. ડૉ. ઉદયચંદ દતે " ચુક્ર "ના હેડીંગમાં અમ્લવેતસનો ઉલ્લેખ કર્યો છે, પણ ચુક્ર એ જુદી વનસ્પતિ છે. આવા ઉપયોગી ઝાડ વિષે બહુ જ ઓછી ખબર ડૉકટરોને છે તે નવાઇની વાત છે. ઇન્ડીયન મેડીસીનલ પ્લેન્ટ્સમાં R. vesicarius નું સંસ્કૃત નામ ચુક્ર અને શતવેધી રાખેલું છે. ( P. 1084. )

# कीटमार्यादि वर्ग

## N. O. Aristolochiaceæ.

### ૩૨૬ નોળવેલ.

નામો—નाकुली, नकुलेष्टा (સંસ્કૃત); નોળવેલ (ગુજરાતી); સાપસન (મરાઠી); ઈશરમૂળ (હિંદી); The Indian birthwort (ઈંગ્લીશ) Aristolochica indica- ઍરીસ્ટોલોકીયા ઇન્ડીકા (લેટીન).

ગુણાઃ— नाकुली तुवरा तिक्ता कटुकोष्णा विनाशयेत् ।
भोगिलूतावृश्चिकाखुविषज्वरकृमिव्रणान् ॥

॥ भा॰ प्र॰ ॥

नाकुली कटुका तिक्ता तथोष्णा कृमिरोगहृत् ।
वृश्चिकोन्दुरसर्पादिविषं नाशयति क्षणात् ॥
तुवरा च त्रिदोषघ्नी कंदेऽप्येते गुणाः स्मृताः ॥

॥ ग॰ नि॰ ॥

नाकुलीयुगलं तिक्तं कटूष्णं च त्रिदोषनुत् ।
अनेकविषविध्वंसि किंचिच्छ्रेष्ठं द्वितीयकम् ॥

॥ रा. नि ॥

વર્ણન—મુંબાઈની આસપાસ સાપસનના વેલા ખૂબ થાય છે. ગુજરાત કાઠિયાવાડમાં તે ભાગ્યે જોવામાં આવે છે. નોળવેલની વેલ થાય છે. બે જાતનાં પાન થાય છે. મોટાં પાન નાગરવેલના પાન જેવડાં થાય છે (linear to obovate). પાનની કિનારી મોજાંની લ્હેરીઓ જેવી (waved) હોય છે. ફળ લીસાં હોય છે. ફુલ ઘેરા લીલા રંગનાં આવે છે. કંદ નીચે થાય છે. કોંકણ તરફ આ વેલ બહુ થાય છે.

વક્તવ્ય—નાકુલી શબ્દના અનેક અર્થો થયેલા છે. અમરકોષમાં રાસ્નાનાં નવ નામો નીચે મુજબ આપેલાં છેઃ—

"નાકુલી, સુરસા, રાસ્ના, સુગંધા, ગંધનાકુલી, નકુલેષ્ટા, ભુજંગાક્ષિ, છત્રાકી, સુવહા." મેદિનીકોષકાર "नाकुली कुक्कुटीकन्दे रास्नायां चव्यके स्त्रियाम्" એ પ્રમાણે લખે છે. વૃન્દટીકાકાર શ્રીકંઠ "नाकुलीद्वयम् सर्पगन्धाद्वयमित्यन्ये।" (અ. ૨૦–૨૬) આમ રાસ્ના અને સર્પગંધા બેઉ અર્થનો ઉલ્લેખ કરે છે. સુશ્રુતમાં ફક્ત એક જ જગોએ (क. अ. ८–१०२) નાકુલીનો ઉલ્લેખ છે પણ કલ્હણે તેનો

કંઇ સ્ફોટ કર્યો નથી. રાસ્નાને ડલ્હણે ગંધનાકુલી કહેલી છે અને ગંધનાકુલીના પર્યાયમાં સુગંધિ રાસ્ના અથવા સુગંધમૂલા રાસ્ના ( उ. अ. ૩૨ અને क. अ. ૬ ) કહેલું છે. ચરકટીકાકાર ચક્રપાણિદત્તે પણ નાકુલીદ્વયને રાસ્નાદ્વય ( ચિ. ૯. ૫૬ ) કહેલી છે. ચરકે વિષના અધ્યાયમાં બે જગોએ નાકુલી વાપરી છે. અપસ્મારમાં અભ્યંજન, નસ્ય વિગેરે માટેના તેલના પાઠમાં નાકુલી છે ( चि. ૧૫–૩૧ ). ઉન્માદના મહાપૈશાચિકઘતમાં નાકુલીદ્વયનો ઉલ્લેખ છે ( चि. ૧૪–૫૬ ). જ્વરમાં અગુર્વાદિ તેલમાં પણ છે. સુશ્રુતે ગંધનાકુલી પણ ત્રણ જ જગોએ વાપરી છે ( क. ૮–૧૧૭, क. ૬–૨૨, અને उ. ૩૨–૭ પૂતના પ્રતિષેધમાં ). સુશ્રુતે 'રાસ્ના' શબ્દ કલ્પસ્થાનમાં ફક્ત એક જ વખત યોજેલો છે; ચરકમાં પણ તેમજ છે. અહિં યાદ રાખવું ઘટે છે કે નિઘંટુકારોએ નાકુલીને વિષમાં વાપરવા જેટલી ભલામણ કરેલી છે તેટલી 'રાસ્ના' માટે નથી કરી. ચરકસુશ્રુતમાં રાસ્ના વિવિધ રોગોમાં વપરાયલી છે પણ વિષમાં એક જ અપવાદ સિવાય ( તે પણ બીજા સાથે યોજાયલી છે ) બીજે ઠેકાણે 'રાસ્ના' શબ્દ જ નથી. અમને તો એમ લાગે છે કે ચરકસુશ્રુતના મત પ્રમાણે ગંધનાકુલી એ સુગંધી રાસ્નાનું નામ હશે પણ નાકુલી તો રાસ્ના કરતાં જુદીજ વસ્તુ તેઓ માનતા હશે. પાછળથી ટીકાકારોએ 'રાસ્નાદ્વયમ્'માં નાકુલી અને ગંધનાકુલી બન્નેનો ભૂલથી સમાવેશ કરેલો જણાય છે. સ્વ. કેતોભટ્ટે રાસ્ના અને નાકુલીના ભેદ બહુ જ સ્પષ્ટ બતાવેલા છે. નાકુલી શબ્દ જ રાસ્નાને માટે વાપરવો યોગ્ય નથી. " नकुलाय हिता इति नाकुली એ જોતાં નોળવેલ જ નાકુલી માટે યોગ્ય શબ્દ છે. રાસ્ના એ નાકુલી ન હોઇ શકે.

'વૈદ્યકશબ્દસિંધુ'કાર નાકુલીને Vanda Roxburghii ( વાંડા રૉક્સબર્ગીયાઇ ) કહીને 'a variety of रास्ना' રાસ્નાની એક જાત છે એમ જણાવે છે. આગળ લખે છે 'रास्नामहूयातमहाकन्दशाकविशेषे' અને 'नाकुली नापि विषमुंगरीति लोके' આમ જણાવે છે. આથી પણ નાકુલી રાસ્ના નહિ પણ સાપસન જ ઠરે છે, કારણકે રાસ્નાને કંદ નથી હોતા. રાસ્ના પણ સંદિગ્ધ જ છે ને ?

સાપસન સાપના ઝેર માટે સારી છે એવી માન્યતા પ્રચલિત છે.

ટૅનૅન્ટ સાહેબ જણાવે છે-" "This is one of the plants said to be an antidote to the cobra's bite, sought out and used by the Mungoose ( Tennent )."

" Vegetable Drugs of India "માં ડૉ. દેવપ્રસાદ સન્યાલ Ophiorrhiza mungos ( N. O. Rubiaceæ )ને નાકુલી કહે છે અને A. indicaને

અર્કમૂલા, રૂદ્રજટા, ઈશ્વરી ( સંસ્કૃતમાં ), ઈશરમૂલ ( બંગાળીમાં ), ઈશ્વરી (મરાઠીમાં ) જણાવે છે. આજ વનસ્પતિનું બંગાલી નામ સ્વ. કનૈયાલાલ દે. 'ગંધનાકુલી' આપે છે અને સંસ્કૃત નામ 'सर्पाक्षी' આપે છે. Ophiorrhiza mungos માટે સ્વ. કનૈયાલાલ દે લખે છે કે The roots are sold to ignorant people in some places as a charm against snake bite, the name of the plant having some relation to the fact that the plant is supposed to afford the curious little animal, the nungoose, an antidote to the bites of poisonous snakes. Medicinally the root is an agreeable bitter tonic. "

A. Indica ને સ્વ. કનૈયાલાલ દે ઈશરમૂલ જ માને છે. સંસ્કૃત 'અર્કમૂલા' નામ આપે છે. એના ગુણ લખતાં તે જણાવે છે " It is perhaps the best antidote to the bites of poisonous insects, being used both internally and externally.

નૈર્ન સાહેબ Ophiorrhiza ની બીજી જાતો વિષે લખે છે પણ mungos વિષે લખતા નથી એટલે કોંકણમાં તે થતી નહિ હોય એમ ધરાય છે.

રા. રા. મુ. જયકૃષ્ણભાઈ નોળવેલને જ A. indica કહે છે. સ્વ. કેતો-બટ્ટ નોળવેલનું લેટીન નામ Ranwolfia serpentiana આપે છે; અને આ પણ ઉપયોગી વનસ્પતિ છે.

આટલી બધી ચર્ચા પછી નોળવેલને જ नाकुली કહેવાનું અમને ઠીક લાગે છે. વધુ પ્રકાશ નાખવાની જરૂર તો રહે છે જ.

**Actions & Uses**—of A. Indica—

It is a powerful emmenagogue and antiarthritic. Mixed with honey it is given in white leprosy. It is also considered useful in dropsy. Macerated with black pepper-corns it is given in cases of cholera and diarrhœa with much benefit. The fresh leaves applied to the stomach of a child remove constipation.

( Indigenous Drugs of India p. 36. )

" It is a valuable medicine in the bowel complaints of childern who we teething. In the form of decoction it is given in cold, fevers, headache, flatulent distension of the bowels and dysuria: it is also used in intermittent fevers. **Ainsle** mentions the use of this drug in the bowel complaints of children at the time of teething by the Tamil doctors. He also says that the powdered drug is given internally in cases of

snake-bites, and applied to the bitten part. Mixed with honey it is given in leucoderma.

(Vegetable Drugs of India p. 322.)

ભાવાર્થ—બચ્ચાંને દાંત ફુટે છે અને તે વખતે જે અનેક ઉપદ્રવો થાય છે તેને માટે આ ઉત્તમ ઔષધ છે. ક્વાથ તરિકે તે શરદીમાં, જ્વરમાં, માથાના દુખાવામાં, કબજીયાતમાં અને મૂત્રકૃચ્છ્રમાં આપી શકાય છે. વિષમજ્વરમાં તે વપરાય છે. એઇન્સ્લી જણાવે છે કે તામીલ ડૉકટરો બચ્ચાંને દાંત ફુટે છે તેમાં આ દવાનો છુટથી ઉપયોગ કરે છે. સાપ કરડયો હોય ત્યારે કંદનું ચૂર્ણ પીવા માટે તેમજ બહાર લગાવવા માટે પણ ત્યાંના ડોકટરો વાપરે છે. સફેદ કોઢમાં મધ સાથે તે આપી શકાય. (ડૉ. દેવપ્રસાદ સંન્યાલ.)

આનાં પાન બચ્ચાંને પેટ ઉપર બાંધવાથી કબજીયાત અને આફરો મટી જાય છે. આનું ચૂર્ણ મરી સાથે કોલેરામાં અને અતિસારમાં બહુ જ સારૂં કામ કરે છે.

નોંધ—મ્હારા ગુરૂવર્ય શ્રી અમૃતલાલભાઈ ગીરનારમાંથી એક નમુનો લાવેલા જેને પાંચ પાંચ પાન હતાં. તેનો વેલો થાય છે. નીચે બરાબર નોળીયાના જેવા જ બે ત્રણ કંદો હતા. એ કંદો તેઓશ્રીએ મ્હને અને વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઇને અમો પાટણ ગયા ત્યારે બતાવ્યા હતા. બરાબર કંદ નોળીયાના આકારના હતા. મુ. જયકૃષ્ણભાઇએ એનું લેટીન નામ Dioscoria pentaphylla (N. O. Dioscoriaceæ) રાખ્યું હતું. 'પાંચપાની નોળવેલ' એવું નામ પણ સૂચવ્યું હતું. આ કંદ વારાહીકંદની જાતનો છે. જો આને નોળવેલ આપણે માનીએ (અને માનવાનું પૂરતું કારણ છે) તો પછી સાપસનને આપણે નાકુલી શું ન કહી શકીએ? આ પાંચપાની નોળવેલના કંદ ખાઇ શકાય એવા છે એમ નૅર્ન જણાવે છે. "The small flowers are sold in the bazzar and eaten as green and are said to be very wholesome and they resemble fish rose in flavour" ઘાટમાં અને કોંકણમાં આ બહુ થાય છે. સેંદુરવેલ એવું મરાઠી નામ છે. (નૅર્ન. પાનું ૩૪૪).

'ફારમાકોપીયા ઇન્ડીકા'માં સરપેન્ટરી રૂટસનો ટીંકચર (Tinctura serpentaria) વપરાય છે. આ મૂળીમાં aristolochia serpentaria-ઍરીસ્ટોલોકીયા સરપેન્ટેરીયાનાં છે. આનું એક નામ Verginia snakeroot છે. ઉત્તર અમેરિકાનું તે વતની છે. આપણે પણ સાપસનનો ક્વાથ કે ટીંકચર બનાવી તે માફક વાપરી શકીએ. સરપેન્ટરી ટીંકચર ઘણું સારૂં કામ કરે છે

એમ મુ. જાદવજીભાઈએ વાર્તા પ્રસંગે કહેલું મ્હને યાદ છે. આ રહ્યો તે ટીંકચરનો ઉપયોગઃ—

It is a bitter stomachic; also said to be a diaphoretic and diuretic. Small does act like other bitter tonics; large ones irritate the gastro-intestinal tract throughout its extent with production of much flatulence. It is chiefly used as a vehicle for other drugs in bronchitis and typhoid fever. Many properties are ascribed to it, *but many of these are imaginary*. It is strongly reco mmended by *Garrod* in gout, and is said to be a useful substitute for *guaicum*, when people are unable to take that drug.

[ Rakhaldas Ghosh. Materia Medica. p. 466. ]

**ઉલ્લેખ**—Vegetable drugs of India p. 311; Indigenous drugs of India p 36; **વ. શા. પા. ૬૧૪; રૂ. નિ. પા. ૩૪૮;** Indi. Medi. Plants p. 1088; Glimpses ( fourth Edition page 127. **પુષ્પ ફલિત શી રીતે થાય છે તેનું રસિક વર્ણન આપેલું છે.**

---

## ૩૨૭ કીડામારી

### N. O. Aristolochiaceæ.

**નામો**—कीटमारी, कीटारि, धूम्रपत्रा ( સંસ્કૃત ); કીડામારી ( ગુજરાત ); કડુ ( હાંસોટ ); કીડામાર (મરાઠી); Aristolochia bracteata-ઍરીસ્ટોલૉકીયા બ્રેકટીયેટા ( લેટીન ).

**ગુણાઃ**— वातश्लेष्मज्वरहरा संध्यस्थीनि प्रसारिणी ॥ शोढलः ॥
तिक्ता, शोफघ्नी, कृमिघ्नी, उष्णा, कासघ्नी, रुच्या, दीपनी च ॥
॥ रा. नि. ॥

**વર્ણન**—કીડામારીના છોડવા કપાસના ખેતરોમાં પુષ્કળ જોવામાં આવે છે. તે ચોમાસામાં ઉગી નીકળે છે અને શરદ્ ઋતુમાં ઠેરઠેર માલમ પડે છે. તેનાં પાંદડાં ગોળ અને ધુમાડો લાગ્યા જેવાં કાળાશ પડતા રંગનાં દેખાય છે. તેનાં ફુલ કીરમજી રંગનાં દેખાય છે. ફળનાં ડોડવાં કદમાં નાનાં બોર જેવડાં થાય છે. તેના બહિરાચ્છાદન પડ ઉપર ઊભા આંકા પડેલા નજરે પડે છે. તેની અંદરથી કાળાં બી નીકળે છે. આખા છોડનો વાસ બહુ જ ઉગ્ર ગંધવાળો હોય છે. બધે ઠેકાણે આ થાય છે.

ગુણ—કીડામારી વાયુ, કફ અને તાવને હરે છે. સાંધા દુખતા હોય તે અને હાડ રહી ગયાં હોય એ ઉપર કીડામારી લગાવવામાં આવે છે. શોઢલ.

તે કડવી છે, ઉષ્ણવીર્યા છે અને તેથી તાવ મટાડે છે; સોજાને ઉતારે છે; કૃમિને મારવામાં સરસ છે, ખાંસીમાં પણ હિતકર છે; જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે અને ખોરાક ઉપર રૂચિ ઉપજાવે છે. રાજનિઘંટુ

ઉપયોગ—લોકોમાં આ દવા બહુ જ ઘરગથ્થુ દવા તરિકે મશહૂર છે. સોજા ઉપર તેનો રસ ચોપડવામાં આવે છે. ઢોરને જીવાત પડી હોય એ વખતે ગામડાના લોકો એનાં લીલાં પાનની લુગદી લગાવી દે છે અને તેથી કીડા મરી જાય છે. રૅાકસબર્ગ કહે છે કે આનાં તાજાં પાંદડાં પાણીમાં વાટીને મોટા માણસને દિવસમાં બે વખત આપવામાં આવે તો આંકડી સાથે થતા જુલાબ બંધ થાય છે. બચ્ચાંની નાભિ ઉપર આનાં પાંદડાં લગાવવામાં આવે તો ઝાડો સાફ આવે છે. ડોકટર ડાલ્ઝેલ કહે છે કે ચઢતા ઉતરતા તાવમાં જ્વરઘ્ન તરિકે આ દવા વખણાયલી છે. લગભગ બધા જ ગ્રંથકારો આનો જ્વરઘ્ન ગુણ સ્વીકારે છે. ડૉ. ડીમક અને સખારામ અર્જુનની જોઇન્ટ કમીટીએ જાહેર કર્યું હતું કે–" આખો છોડ ફળ સુદ્ધાંત ઔષધ તરિકે વપરાય છે. આ અતિશય કડવો હોય છે, અને ગુણમાં કૃમિઘ્ન, જ્વરઘ્ન તથા રૂતૂત્પાદક છે. પ્રસવ વખતે ગર્ભાશયના સંકોચ માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે. માત્રા–પ્રસવ વખતે સૂકાએલાં મૂળીયાંનું ચૂર્ણ દોઢ ડ્રામ અથવા તેટલાનો ફાંટ બનાવી અપાય છે."

આ અને આના વર્ગની બીજી વનસ્પતિઓમાં ગર્ભ પાડવાનો તીવ્ર ગુણ રહેલો છે. જનાવરો ઉપર તેજ પ્રમાણે અસર કરે છે. આનાં મૂળીયાં તીખાં સાથે મેળવી દેવાય છે. ( સરજન ડબલ્યુ. ડી. સ્ટુઅર્ટ. કટક ). જ્વરઘ્ન, કૃમિઘ્ન, અરગટને મળતા ગુણવાળું, અને પ્રસવ વખતે ગર્ભાશયને સંકોચવામાં તીવ્ર અસર કરનારૂં છે. ડોઝ ૧ થી ૨ ડ્રામ. ( સરજન ડબલ્યુ. બેરન કચ્છ–ભુજ. )

वक्तव्य—પ્રાચીન ગ્રંથોમાં આનો ઉલ્લેખ નથી. શોઢલે પહેલ વહેલી આની શોધ કરી છે એમ જણાય છે. શોઢલ આને कीटारि અને રાજનિઘંટુ धूम्रपत्रा કહે છે. "વૈદ્યકશબ્દસિંધુ" કાર કીટમારીના "हंसपादीलतायाम्" અને 'रक्तलज्जालुकायाम्' આવા બે અર્થો કરે છે. કીડામારી વાપરવા જેવી ચીજ છે.

માત્રા—પ્રસવ પછી ગર્ભાશયનો સંકોચ કરવા માટે સૂકાયલાં મૂળનું ચૂર્ણ ૧ ડ્રામથી ૧॥ ડ્રામ અથવા તેટલાનો ક્વાથ. ( ડૉ. જે. ન્યુટન )

નવ્યમત—ડાલ્ઝેલ અને ગીબ્સન સતતજ્વરમાં જ્વરઘ્ન તરિકે આ દવાની સારી સ્તુતિ કરે છે.

ડૉ.. હોવ જણાવે છે કે આ છોડનાં મૂળીઆં અને પાંદડાં અતિશય કડવાં હોય છે. એનો રસ જાડો પીળાશ લેતો નીકળે છે. ઉકાળેલા દુધમાં આ રસ મેળવીને ચાંદીટાંકીના રોગોમાં વપરાય છે. સ્હેજ અફીણ નાખીને આપવાથી આ રસ ગનોરીયામાં બહુ જ સુંદર કામ કરે છે.

એઇન્સ્લી જણાવે છે કે આનાં પાનને ઝીણું વાટી સ્હેજ દીવેલ નાખીને ખરાબ ખસ ( obstinate psora ) ઉપર ચોપડવાથી સારૂં પરિણામ આવે છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૬૧૩; રૂ. નિ. પા. ૫૮૭; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૪૧૫; N. p. 274; Watt I p. 314.

# मरिचादि वर्ग

## N. O. Piperaceæ.

### ૩૨૮ નાગરવેલ.

**નામો**—ताम्बूलवल्ली, नागवल्ली, ताम्बूली ( સંસ્કૃત ); નાગરવેલનાં પાન, પાન ( ગુજરાતી ); નાગરવેલ, પાનવેલ્ય ( મરાઠી ); પાન ( હિંદી. બંગાલી ); નાગવલ્લીપર્ણ ( કર્ણાટકી ); Betel leaf-બીટલલીફ ( અંગ્રેજી ); Piper Betel પાઈપર બીટલ્ ( લેટીન ).

**ગુણાઃ**—

ताम्बूलं कटु तिक्तमुष्णमधुरं क्षारं कषायान्वितम्
वातघ्नं कफनाशनं कृमिहरं दुर्गन्धनिर्नाशनम् ।
वक्त्रस्याभरणं विशुद्धिकरणं कामाग्निसंदीपनम्
ताम्बूलस्य सखे ! त्रयोदशगुणाः स्वर्गेऽपि ते दुर्लभाः ॥
कृष्णं पर्णं तिक्तमुष्णं कषायं धत्ते दाहं वक्त्रजाड्यं मलं च ।
शुभ्रं पर्णं श्लेष्मवातामयघ्नं पथ्यं रुच्यं दीपनं पाचनञ्च ।

॥ ध. नि ॥

ताम्बूलपत्रं तीक्ष्णोष्णं कटु पित्तप्रकोपनम् ।
सुगंधि विशदं तिक्तं स्वर्यं वातकफापहम् ॥
स्रंसनं कटुकं पाके कषायं वह्निदीपनम् ।
वक्त्रकंडूमलक्लेददौर्गन्ध्यादिविशोधनम् ॥

॥ सुश्रुतः ॥

नागवल्ली कटुस्तीक्ष्णा तिक्ता पीनसवातजित् ।
कफकासहरा रुच्या दाहकृद्दीपनी परा ॥
श्रीवाटी मधुरा तीक्ष्णा वातपित्तकफापहा ।
रसाढ्या सरसा रुच्या विपाके शिशिरा स्मृता ॥
स्यादम्लवाटी कटुकाम्लतिक्ता तीक्ष्णा तथोष्णा मुखपाककर्त्री ।
विदाहपित्तास्रविकोपनी च विष्टंभदा वातनिबर्हणी च ॥
सतसा मधुरा तीक्ष्णा कटुरुष्णा च पाचनी ।
गुल्मोदराध्मानहरा रुचिकृद्दीपनी परा ॥

गुहागरे सप्तशिरा प्रसिद्धा तत्पर्णजूतातिरसाऽतिरुच्या ।
सुगन्धि तीक्ष्णा मधुरातिहृद्या सन्दीपनी पुंस्त्वकराऽतिबल्या ॥
नाम्नाऽन्याऽ'म्लसरा' सुतीक्ष्णमधुरा रुच्या हिमा दाहनुत् ।
पित्तोद्रेकहरा सुदीपनकरी बल्या मुखामोदिनी ॥
स्त्रीसौभाग्यविवर्धनी मदकरी राज्ञां सदा वल्लभा
गुल्माऽऽध्मानविबन्धजिच्च कथिता, सा मालवे तु स्थिता ॥
अन्ध्रे 'पटुलिका' नाम कषायोष्णा कटुस्तथा ।
मलापकर्षा कंठस्य पित्तकृद्वातनाशनी ॥
'व्हेसनीया' कटुस्तीक्ष्णा हृद्या दीर्घदला च सा ।
कफवातहरा रुच्या कटुर्दीपनपाचनी ॥

॥ रा॰ नि ॥

नागवल्लीफलं हृद्यं सुगन्धि कफवातजित् ॥

॥ आत्रेयसंहिता ॥

न नेत्ररोगे न च रक्तपित्ते क्षते न वाते न विषे न शोषे ।
मदात्यये नापि च मोहमूर्च्छाश्वासेषु ताम्बूलमुशन्ति वैद्याः ॥

॥ सुषेणदेवः ॥

पथ्यं सुप्तोत्थिते स्नाने भुक्ते वांते च संगरे ।
सभायां विदुषां राज्ञां कुर्यात् ताम्बूलचर्वणम् ॥

॥ भा॰ प्र ॥

पित्तकृत् स्रंसनं वृष्यं वह्निकृत् बस्तिशोधनम् ॥

॥ राजवल्लभः ॥

शोढल— १ नवनेत्रकोपे—ताम्बूलशिग्रूकरवीरशिरीषदन्ती ।....प्रत्येकशो मधुयुतः स्वरसोऽञ्जनेन । कोपं नवं नयनयोः सहसैव हन्ति ॥

बंगसेन— २ श्लीपदे—सप्तताम्बूलपत्राणां कल्कं तप्तेन वारिणा । संसृष्टलवणोपेतं श्लीपदं हन्ति सेवनात् ॥

**વર્ણન**—બંગાલા, ઓરીસા, મદ્રાસ, મધ્યપ્રાંતો, બ્રહ્મદેશ અને મુંબાઈ ઇલાકામાં પાનનું વાવેતર ખૂબ થાય છે. કાઠિયાવાડમાં આવેલા ચોરવાડમાં પાનની પુષ્કળ વાડીઓ છે. પાન આખા દેશમાં છુટ્ટથી ખવાય છે અને તેથી તેનો મોટો વેપાર ચાલે છે. એના વેલા થાય છે. તેને માંડવા ઉપર ચઢાવે છે. એના

ઉછેર માટે ઘણી જ સાવચેતી રાખવી પડે છે. હુગલી નદીના કિનારા ઉપરના બાગોમાં સારામાં સારાં પાન થાય છે એમ સ્વ. કનૈયાલાલ દેનું કહેવું છે.

દરેક જાત અને જ્ઞાતિવાળા હિંદુસ્તાનમાં પાન ખાય છે. ચુનો અને કાથો ચોપડી તેને ખાવાની પ્રથા ઘણા વખતથી ચાલતી આવેલી છે. આથી મ્હોં સારૂં થાય છે, ચીકાશ દૂર થાય છે, ખુશબો આવે છે. તે મંદ ઉત્તેજક છે. ( Gentle stimulent ) પાચક અને બલ્ય છે. શુંકને તે ખૂબ વધારે છે અને તેથી ખોરાક પચાવવામાં ઉપયોગી છે આમ ઘણાનું માનવું છે. વળી આ ઉપરાંત પાનનો કૃમિઘ્ન ગુણ છે તે તો નફામાં જ. પણ આજકાલ જે રીતે પાન ખાવામાં આવે છે તે પદ્ધતિ સારી નથી. તેથી દાંત બગડે છે અને શુંકને ભારે રંગી નાખે છે તેથી ધાર્યો ગુણ દેખાતો નથી.

પાનમાં એક જાતનું સુગંધી તેલ ( aromatic essential oil ) છે, જે ક્રેમ્પે ૧૮૮૫ માં જુદું પાડયું હતું. કૉસ્ટીક પોટાસ સાથે તે તેલ મેળવવાથી ચૅવીકોલ નામનું-કારબોલીક એસીડ કરતાં પણ જે પાંચ ઘણું જલદ છે એવું-ફેનોલ થાય છે. ડૉ. વૉટ તેમના Economic products of India નામના અતિ મૂલ્યવાન્ ગ્રંથમાં જણાવે છે કે પાનમાંથી ઍરેકેન ( arakene ) નામનું તત્ત્વ ( alkaloid ) નીકળે છે જે કોકેઇનને મળતું છે. મી. ડેવીડ હુપર ( F. C. S; F. L. S ) એ ઉપર ટીકા કરતાં જણાવે છે કે " હું આ વિષે સંમત નથી. મને આ તત્ત્વ મળ્યું નથી. " પાનમાંથી નીકળતું તેલ યૂરોપમાં હજુ ઉપયોગી હોવા છતાં, વપરાશમાં નથી લેવાયું. શ્વાસનળીના સોજામાં તેનો ઉપયોગ દર્શાવવામાં આવે છે. આ તેલ બહુ જલદ હોય છે.

( ઇન્ડીજીનસ ડ્રગ્ઝ ઓફ઼ ઇન્ડીઆ )

## વૈદ્યકમાં નાગરવેલનો ઉપયોગ

**શોઢલ—** **૧ આંખ દુખવા આવી હોય તો**-પાનનો રસ કાઢી સમાન ભાગે મધ મેળવી તેનાં ટીપાં આંખમાં મૂકવાં. જલદી આરામ થાય છે.

**બંગસેન—** **૨ હાથીપગામાં**-સાત પાનનો કલ્ક, સ્હેજ સિંધાલુણ અને ગરમ પાણી સાથે ખાવાથી શ્લીપદ મટી જાય છે.

**वक्तव्य**—ધન્વંતરિનિઘંટુમાં શ્વેત અને કૃષ્ણ એવા બે ભેદ પાનના દર્શાવ્યા છે. રાજનિઘંટુકારે નીચે પ્રમાણે સાત પ્રકાર દર્શાવ્યા છે. શ્રીવાટી, અમ્લવાટી, સતસા, ગુહાગરે, અમ્લસરા, પટુલિકા અને વ્હેસનીયા. આમાંનાં ' ગુહાગરે ' અને ' અમ્લસરા ' સુગંધિ તાંબૂલ છે. અમ્લસરા માળવામાં, પટુલિકા આંધ્રમાં, અને વ્હેસનીયા સમુદ્રતીરવર્તી દેશોમાં થાય છે. આપણે અહિંઆં તો કપુરી, દેશી એવી જાતો બજારમાં વેચાય છે.

ચરકમાં ફક્ત એક જ ઠેકાણે 'તામ્બૂલ' નો ઉલ્લેખ છે. धार्याण्यास्येन वैशद्यरुचिसौगन्ध्यमिच्छता એ યાદીમાં 'कक्कोलकफलं पत्रं ताम्बूलस्य शुभं तथा' આટલું લખેલું છે. સુશ્રુતમાં પણ અન્નપાનવિધિ અધ્યાયમાં ઉલ્લેખ છે. સ્થાવર તૈલવર્ગમાં તાંબૂલનો ઉલ્લેખ નથી જણાતો.

**Actions & Uses**—"Of late years the medicinal properties of betel leaves have been investigated in Europe. Dr. Kleinstuck of Zwatzen, near Jena, has found that the essential oil is of much use in catarrhal affections, inflammations of the throat, larynx and bronchi; it has an antiseptic action. He has used it in diphtheria as a gargle and by inhalation. The dose is one drop in one hundred grams of water. In India the juice of the leaves may be used similarly diluted.

(Dymock. Part III p. 116.)

Stimulant, carminative and antiseptic; given in flatulence, fœtor of the mouth, dyspepsia, colic &c; mostly used as a masticatory by the natives of India. Chavicoal is a powerful antiseptic, 5 times stronger than Carbolic acid and twice as strong as eugenol. The juice is also antiseptic and used in catarrhal affections and inflammation of the throat and bronchi in diphtheria &c. (R. N. Khory. Part II p. 516.)

**ભાવાર્થ**—"યૂરોપમાં થોડાંક વર્ષો થયાં નાગરવેલનાં પાનના ગુણદોષ જાણવામાં આવ્યા છે. ડૉ. કલેઈનસ્ટકને પાનમાંથી નીકળતું તેલ કફનાં દરદોમાં, ગળાના સોજામાં અને શ્વાસનળીના સોજામાં અગત્યનું જણાયું છે. તેનામાં જંતુઘ્ન ગુણો રહેલા છે. ગંડૂષદ્વારા અને ધૂમાડો શ્વાસમાં લેવાથી ડીપ્થેરીયા (કંઠરોહિણી)માં તે અગત્યનું જણાયલું છે. ૧૦૦ ગ્રામ પાણીમાં ૧ ટીપુ તેલ નાખીને તે અપાય છે. હિંદુસ્તાનમાં પાનનો રસ આજ કાર્યોમાં યોજી શકાય. (ડીમક ભાગ ૩ જો. પા. ૧૮૬)

પાન ઉત્તેજક, પાચક, સડો દૂર કરનાર (antiseptic) છે. ઉદરાધ્માન, મુખદૌર્ગન્ધ્ય, અજીર્ણ, શૂળ, વિગેરે રોગોમાં ખાસ કરીને ચાવીને વપરાય છે. પાનમાંથી જે અતિ જલદ તેલ કાઢવામાં આવે છે તે 'ચૅવીકોલ' નામથી ઓળખાય છે. ચેવીકોલ કારબોલીક એસીડ કરતાં ૫ ઘણું અને 'યુજેનૉલ'થી ૨ ઘણું વધારે જલદ છે. પાનનો રસ પણ જંતુઘ્ન છે અને કફના રોગોમાં, ગળાના સોજામાં, શ્વાસનળીની શાખાઓના સોજાઓમાં વિગેરેમાં વપરાય છે. (ખોરી. ભા. ૨ પા. ૫૧૬)

પાન ઘરમાં હોવાથી તેનો ઘણી રીતે ઉપયોગ થઈ શકે છે. બચ્ચાંને ઝાડો આવતો ન હોય, પેટ ચઢેલું હોય અને ઝાડો કરાવવાની જરૂર જણાય તો ત્યાં આગળ હિંદુસ્તાનમાં સ્ત્રીઓ પાનના ડીંટા ઉપર દીવેલ ચોપડી તેને ગુદદ્વારમાં રાખે છે જેથી સપોઝીટરીઝ-સોગટીઓ જેવું કામ કરે છે. માથાના દુઃખાવામાં લમણાં ઉપર પાન બાંધવામાં આવે છે. બચ્ચાંના કફના રોગોમાં પાનનો શેક બહુ જ પ્રચલિત છે. ધાવણ અટકાવવા માટે સ્તન ઉપર તે બાંધવામાં આવે છે. ગંધાતાં ઘારાં ઉપર પાનનું ડ્રેસીંગ કરવામાં આવે છે. આથી રૂઝ વહેલી આવતી હોય એમ જણાય છે.

(હિંદુ મેટેરીયા મેડીકા. પા. ૨૪૫.)

**ઉલ્લેખ**—Indi Medi Plants. p 1093; N. p. 276; રૂ. નિ. પા. ૬૯૧; Indig. Drugs. p. 239

---

## ૩૨૯ પીપર.

### N. O. Piperaceæ.

**નામો**—पिप्पली, मागधी, कृष्णा, चपला, उपकुल्या, वैदेही, कणा (સંસ્કૃત); લીંડીપીપર (ગુજરાતી); પિંપળી (મરાઠી); પીપર (હિંદી); પિપુલ (બંગાલી); તિપ્પિલી (સિંધી); Long pepper-લોંગ પીપર (અંગ્રેજી); Piper longum-પાઇપર લોંગમ્ (લેટીન).

**परिचय**— अथ पिप्पलिकावल्ली नागवल्लीदला मृदुः ।

**गुणाः**— पिप्पली कटुका स्वादुः हिमा स्निग्धा त्रिदोषजित् ।
तृड्ज्वरोदरजन्त्वामनाशनी च रसायनी ।
कटूष्णं पिप्पलीमूलं श्लेष्मसंघातनाशनम् ।
वातोच्छित्तिकरं हन्ति कृमीन् वह्निप्रदीप्तिकृत् ॥

॥ ध. नि. ॥

पिप्पली ज्वरहा वृष्या स्निग्धोष्णा कटुतिक्तका ।
दीपनी मारुतश्वासकासश्लेष्मक्षयापहा ॥
कटूष्णं पिप्पलीमूलं श्लेष्मकृमिविनाशनम् ।
दीपनं वातरोगघ्नं रोचनं पित्तकोपनम् ॥

॥ रा. नि ॥

पिप्पली दीपनी वृष्या स्वादुपाका रसायनी ।
अनुष्णा कटुका स्निग्धा वातश्लेष्महरी लघुः ॥
पिप्पली रेचनी हन्ति श्वासकासोदरज्वरान् ।
कुष्ठप्रमेहगुल्मार्शःप्लीहशूलाममारुतान् ॥
आर्द्रा कफप्रदा स्निग्धा शीतला मधुरा गुरुः ।
पित्तप्रशमनी सा तु शुष्का पित्तप्रकोपिनी ॥
पिप्पली मधुसंयुक्ता मेदःकफविनाशिनी ।
श्वासकासज्वरहरा वृष्या मेध्याग्निवर्द्धिनी ॥
जीर्णज्वरेऽग्निमांद्ये च शस्यते गुडपिप्पली ।
कासाऽजीर्णारुचिश्वासहृत् पाण्डुकृमिरोगनुत् ॥
द्विगुणः पिप्पलीचूर्णात् गुडोऽत्र भिषजां मतः ।
दीपनं पिप्पलीमूलं कटूष्णं पाचनं लघु ॥
रूक्षं पित्तकरं भेदि कफवातोदरापहम् ।
आनाहप्लीहगुल्मघ्नं कृमिश्वासक्षयापहम् ॥

॥ भा. प्र ॥

चरक— १ कासे—अथवा पिप्पलीकल्कं घृतभृष्टं ससैन्धवम् ॥ चि. २२

सुश्रुत— २ वातशोणिते—....पिप्पलीर्वा क्षीरपिष्टा वारिपिष्टा वा पंचाभिवृद्ध्या दशाभिवृद्ध्या वा पिबेत् क्षीरौदनाहारो दशरात्रं । भूयश्चापकर्षयेत् एवं यावत् पञ्चदश चेति । तदेतत् पिप्पलीवर्द्धमानकम् वातशोणितविषमज्वरारोचकपाण्डुरोगप्लीहोदरार्शःकासश्वासशोफशोषाग्निसादहृद्रोगोदराण्युपहन्ति ॥ चि. अ. ५.

३ अर्शःसु—पिप्पलीपिप्पलीमूल....पूर्ववदेव,निरन्नो वा तक्रमहरहः मासमुपसेवेत ॥ चि. अ. ६

४ क्रिमिषु—पिबेद्वा पिप्पलीमूलमजामूत्रेण संयुतम् । उ. ५४.

वाग्भट— ५ कफजकासे—तैलभृष्टञ्च वैदेहीकल्काक्षं ससितोपलम् । पाययेत् कफकासघ्नं कुलत्थसलिलाप्लुतम् ॥ चि. अ. ३

६ प्रवाहिकायाम्—पिप्पल्याः पिबतः सूक्ष्मं रजो मरिचजन्म वा । चिरकालानुषक्ताऽपि नश्यत्याशु प्रवाहिका ॥ चि. ९

હારીત— ७ श्लेष्मज्वरे—क्षौद्रेण पिप्पलीचूर्णं लिह्यात् श्लेष्मज्वरापहम् । प्लीहानाहविबंधार्तिकासश्वासाविमर्दनम् ॥ चि. अ ३.

८ कासादौ—कासाजीर्णे श्वासहृत्पाण्डुरोगे मंदे वाग्नौ कामलाऽरोचके च । तेषां शस्ता पिप्पली स्याद् गुडेन हन्यात्तृष्णां जीर्णमाशु ज्वरं च ॥ चि. अ. ५२

९ स्तन्यवर्धनार्थम्—मरिचं पिप्पलीमूलं क्षीरं क्षीरविवृद्धये ॥ चि. अ. ५२.

चक्रदत्त— १० वातश्लेष्मज्वरे—पिप्पलीभिः शृतं तोयमनभिष्यन्दि दीपनम् । वातश्लेष्मविकारघ्नं प्लीहज्वरविनाशनम् ॥

११ रक्तपित्ते—वासकस्वरसे....सप्तधा परिभाविता । कृष्णा वा मधुना लीढा रक्तपित्तं द्रुतं जयेत् ॥

१२ उरुस्तम्भे—....पिप्पलीमथ नागरम् । उरुस्तंभे पिबेत् मूत्रैः दशमूलीरसेन वा ॥

१३ शोथे—....सेवेत पिप्पली वा पयोऽन्विता ॥

१४ अम्लपित्ते—पिप्पली मधुसंयुक्ता चाम्लपित्तविनाशिनी ॥

भावप्रकाश— १५ प्लीह्नि—तथा दुग्धेन पातव्याः पिप्पल्यः प्लीहशान्तये ॥

१६ गृध्रस्याम्—गोमूत्रैरण्डतैलाभ्यां कृष्णाचूर्णं पिबेन्नरः । दीर्घकालोत्थितां हन्ति गृध्रसीं कफवातजाम् ॥

बंगसेन— १७ निद्रानाशे—गुडं पिप्पलीमूलस्य चूर्णेनालोडितं लिहन् । चिरादपि च सन्नष्टां निद्रामाप्नोति मानवः ॥

१८ परिणामशूले—क्वाथेन कल्केन च पिप्पलीनाम् । सिद्धं घृतं माक्षिकसंप्रयुक्तम् । क्षीरानुपानं विनिहन्त्यवश्यम् शूलं प्रवृद्धं परिणामसंज्ञम् ॥

शोढल— १९ जीर्णज्वरे—कासाजीर्णारुचिश्वासहृत्पाण्डुकृमिरोगनुत् । जीर्णज्वरेऽग्निसादे च शस्यते गुडपिप्पली ॥

२० प्रवाहिकायाम्—पयसा पिप्पलीकल्कः पीतो वा मरिचोद्भवः त्र्यहान्निर्वाहिकां हन्याच्चिरकालानुबंधिनीम्

२१ कामलायाम्—कामलार्त्तस्य वैडङ्गं पिप्पल्यो नावनाञ्जने ॥

२२ हिक्कायाम्—पिप्पली शर्करान्विता । हिक्काघ्नं नावनत्रयम् ॥

२३ विषमज्वरे—यः पिप्पलीमूलविमिश्रिताज्यमध्वन्वितं सुकथितं च गव्यम् । पयः पिबत्याशु विनाशमेति हृद्रोगकासौ विषमज्वराश्च ॥

२४ श्लैष्मिकार्शःसु—पिप्पलीवर्धमानं वाऽप्यभयां वाऽपि शीलयेत् ॥

२५ कफोदरे वातोदरे च—उष्णाम्भसा तु युंजीत पिप्पलीं च कफोदरी ॥ पिप्पलीवर्धमानं वा पयसैव प्रयोजयेत् ॥
जाठराणां विनाशाय नास्ति तेन समं भुवि ॥

२६ प्लीहोदरे—पिप्पलीलोहचूर्णं वा पयसा प्लीहनाशनम् ॥

२७ दन्तहर्षे—माक्षिकं पिप्पलीसर्पिःमिश्रितं धारयेन्मुखे ॥

२८ गण्डमालायाम्—पिप्पलीवर्धमानं वा गण्डमालासु योजयेत् ॥

२९ शीघ्रदन्तोद्गमनार्थम्—दन्तपालीं समधुना चूर्णेन प्रतिसारयेत्। पिप्पल्याः.... ॥

३० कर्णशूले—तप्ताङ्गारोपरिक्षिप्तवस्त्रबद्धे कणापुटे । यो धूमः तद्धृते कर्णे पूतिशूलं विनश्यति ॥

—अथ पिप्पलीकल्पं व्याख्यास्यामः—

पंचाष्टौ सप्त दश वा पिप्पलीः मधुसर्पिषा ।
रसायनगुणान्वेषी समामेकां प्रयोजयेत् ॥
तिस्रः तिस्रस्तु पूर्वाह्णे भुक्त्वाऽग्रे भोजनस्य च ।
पिप्पल्यः किंशुकक्षारभाविता घृतभार्जिताः ॥
प्रयोज्याः मधुसंमिश्राः रसायनगुणैषिणा ।
दशवृद्ध्या दशाहानि दशपैप्पलिकं हितम् ॥
वर्धयेत्पयसा सार्धं तथैवापनयेत्पुनः ।
जीर्णौषधस्तु भुञ्जीन षष्टिकं क्षीरसर्पिषा ॥
पिप्पलीनां प्रयोगोऽयं सहस्रस्य रसायनम् ।

पिष्टास्ता बलिभिः पेयाः शृता मध्यबलैर्नरैः ॥
शीतीकृताः क्षीणबलैः वीक्ष्य दोषान् प्रयोजयेत् ।
तद्वद्वै छागदुग्धेन द्वे सहस्रे प्रयोजयेत् ॥
एभिः प्रयोगैः पिप्पल्यः कासश्वासगलग्रहान् ।
यक्ष्ममेहग्रहण्यर्शःपाण्डुत्वाग्निविषमज्वरान् ।
घ्नन्ति शोफं वमिं हिध्मां प्लीहानं वातशोणितम् ॥

## વૈદ્યકમાં પીપરનો ઉપયોગ.

ચરક— ૧ **ખાંસીમાં**—પીપરના ચૂર્ણને ઘીમાં શેકીને, સિંધાલુણ થોડુંક મેળવીને, મધ સાથે ચાટવું. ચિ. ૨૨.

સુશ્રુત— ૨ **વાતરક્ત વિગેરે રોગોમાં**—દુધમાં વાટીને અથવા પાણીમાં વાટીને, હમેશાં પાંચ પીપર અથવા ૧૦ પીપર વધારતા જઇને, ખોરાકમાં ફકત ભાત દુધ જ લઈને, દશ રાત સુધી આ પ્રયોગ અજમાવવો. દશ દિવસ પછી વળી પાછું એવી જ રીતે ઘટાડતા જવું. આ 'પિપ્પલીવર્ધમાન'—પીપર વધારતા જવાનો પ્રયોગ—વાતરકત, વિષમજ્વર, અરૂચિ, પાંડુ, પ્લીહોદર, અર્શ, કાસ, શ્વાસ, શોફ, શોષ, અગ્નિમાંદ્ય, હૃદ્રોગ, ઉદર વિગેરે રોગોને મટાડે છે.

ચિ. અ. ૫.

૩ **હરસમાં**—પીપર કે પીપરીમૂલ, પહેલાંની માફક જ ફકત છાશ ઉપર રહીને ( જરા પણ ખોરાક ખાધા વિના ) એક માસ સુધી ખાવાં. ચિ. અ. ૬.

૪ **કૃમિમાં**—પીપરીમૂલ બકરીના મૂત્ર સાથે પીવું. ઉ. ૫૪.

વાગ્ભટ— ૫ **કફજન્ય ખાંસીમાં**—૧ તોલો પીપરને તેલમાં શેકીને, સાકર નાખીને કળથીના કવાથ સાથે પીવાથી કફકાસ મટે છે. ચિ. અ. ૨

૬ **અતિસારમાં**—પીપરનું બારીક ચૂર્ણ મધ સાથે ચાટવાથી ગમે તેટલા લાંબા વખતથી થયેલો અતિસાર પણ મટે છે.

ચિ. અ. ૯.

હારીત— ૭ **શ્લેષ્મજ્વરમાં**—પીપરનું ચૂર્ણ મધ સાથે ચાટવાથી શ્લેષ્મજ્વર મટાડે છે.

૮ ખાંસી વિગેરે રોગોમાં—પીપરનું ચૂર્ણ ગોળ સાથે સેવન કરવાથી ખાંસી, અજીર્ણ, શ્વાસ, હૃદયના રોગ, પાંડુરોગ, મંદાગ્નિ, કમળો, અરૂચિ અને જીર્ણજ્વર—જલદીથી મટે છે.
ચિ. અ. ૨

૯ ધાવણ વધારવા માટે—પીપરીમૂલ અને મરી દુધ સાથે પીવાથી ધાવણ વધે છે. ચિ. અ. ૫૨.

ચક્રદત્ત— ૧૦ વાતશ્લેષ્મજ્વરમાં—પીપરનો કવાથ અનભિષ્યન્દી અને દીપન હોવાથી વાતશ્લેષ્મના વિકારોને તેમજ બરોળ, તાવ વિગેરેને દૂર કરે છે.

૧૧ રક્તપિત્તમાં—સાત દિવસ સુધી પીપરના ચૂર્ણને અરડુસીના રસની ભાવના આપવી. આ ચૂર્ણ મધ સાથે ચાટવાથી રક્તપિત્ત મટે છે.

૧૨ ઉરૂસ્તંભમાં—પીપર અને સુંઠનું ચૂર્ણ ગોમૂત્ર સાથે અથવા દશમૂલના રસ સાથે પીવું.

૧૩ સોજામાં—દુધ સાથે લીંડીપીપર પીવી.

૧૪ અમ્લપિત્તમાં—મધ સાથે પીપર ચાટવી. અમ્લપિત્ત મટે છે.

ભાવપ્રકાશ—૧૫ બરોળમાં—દુધ સાથે પીપરનું ચૂર્ણ લેવાથી બરોળ નાશ પામે છે.

૧૬ ગૃધ્રસીમાં—પીપરનું ચૂર્ણ ગોમૂત્ર અને દીવેલ સાથે પીવાથી ગમે તેટલા લાંબા કાળથી થયેલી વાતકફજન્ય રાંઝણને મટાડે છે.

બંગસેન— ૧૭ ઉંઘ ન આવતી હોય તો—પીપરીમૂલના ચૂર્ણને ગોળમાં કાલવી ઉપરથી ભેંસનું દુધ પીવું. ઉંઘ આવશે.

૧૮ પરિણામશૂળમાં—પીપરના કલ્ક અને કવાથમાં સિદ્ધ કરેલું ઘી મધ સાથે ચાટવાથી અને ઉપરથી અનુપાન તરિકે દુધ પીવાથી ગમે તેવું વધેલું પરિણામશૂલ અવશ્ય મટે છે.

શોઢલ— ૧૯ જીર્ણજ્વરમાં—ગોળ અને પીપર ખાવાથી કાસ, અજીર્ણ, અરૂચિ, શ્વાસ, પાંડુ, કૃમિરોગ, જીર્ણજ્વર, અગ્નિમાંદ્ય વિગેરે મટે છે.

૨૦ ઝાડા માટે—દુધ સાથે પીપરનું ચૂર્ણ લેવું. ત્રણ દિવસ પીવાથી ગમે તેટલા લાંબા કાળનો મરડો મટાડે છે.

૨૧ કમળામાં—વાવડીંગ અને પીપરનું નસ્ય અને અંજન કરવું.

૨૨ હેડકીમાં—પીપર અને સાકર બન્નેને પાણીમાં મીલાવીને નસ્ય આપવાથી હેડકી બેસી જાય છે.

૨૩ વિષમજ્વરમાં-પીપરીમૂલનું ચૂર્ણ મધ ઘી સાથે ચાટીને ઉપરથી સારી રીતે ઉકાળેલું ગાયનું દુધ પીવું. હૃદ્રોગ, ખાંસી અને વિષમજ્વર મટે છે.

૨૪ કફજન્ય હરસમાં-પિપ્પલીવર્ધમાનનો પ્રયોગ અજમાવવો.

૨૫ કફોદર અને વાતોદરમાં--પિપ્પલીવર્ધમાનના પ્રયોગ જેવો બીજો એક પણ ઉપાય ઉદરરોગ માટે અકસીર નથી.

૨૬ પ્લીહોદરમાં—પીપર અને લોહનું ચૂર્ણ દુધ સાથે સેવવું.

૨૭ દાંત અંબાઈ ગયા હોય તો-પીપરનું ચૂર્ણ, મધ અને ઘીમાં મેળવીને મ્હોંમાં રાખવું.

૨૮ ગંડમાલામાં—પિપ્પલીવર્ધમાનનો પ્રયોગ અજમાવવો સારો છે.

૨૯ નાનાં બચ્ચાંને દાંત વહેલા ફુટી નીકળે તે માટે— મધમાં પીપર મેળવીને દાંતનાં પેઢાં ઉપર ઘસવું.

૩૦ કાનના ચસકામાં-પોટલીમાં પીપરના ચૂર્ણને બાંધીને તે અંગાર ઉપર મૂકવી. તેમાંથી જે ધૂમાડો નીકળે તે કાનમાં લેવાથી કાનની દુર્ગંધ અને શૂલ-બન્ને મટે છે.

**Actions & Uses**—Stimulant, carminative, laxative, and alterative; given in chest affections, dyspepsia, chronic cough, enlargement of the spleen and other abdominal viscera, gout, lumbago, &c; as a resolvent they are useful in relieving of symptoms due to obstructions of the liver and spleen. With pākhāṇbheda a paste of them is applied to the breast as a lactagogue.

R. N. Khory. II p. 519.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૧૮૯; વનસ્પતિ. ગુણાદર્શ. પા. ૫૨૬; N. p. 276; Indi. Medi Plants. p. 1090.

## ૩૩૦ મરી.

**N. O. Piperaceæ**

**નામો:**—मरिचम्, वल्लीजम्, धर्मपत्तनम्, ऊषणम्, धन्वन्तरि ( સંસ્કૃત ); મરીઆં ( ગુજરાત ); તીખાં ( કાઠીયાવાડ ); મિરિચ્યૂ, મિરે ( મરાઠી ); Black pepper-બ્લૅક પીપર ( અંગ્રેજી ); Piper nigrum-પાઇપર નાઇગ્રમ ( લેટીન ).

**गुणाः**—

मरिचं कटुतिक्तोष्णं पित्तकृत् श्लेष्मनाशनम् ।
वायुं निवारयत्येव जन्तुसन्ताननाशनम् ॥

॥ ध. नि. ॥

मरिचं कटुतिक्तोष्णं लघु श्लेष्माविनाशनम् ।
समीरकृमिहृद्रोगहरञ्च रुचिकारकम् ॥

॥ रा. नि ॥

मरिचं कटुकं तीक्ष्णं दीपनं कफवातजित् ।
उष्णं पित्तकरं रूक्षं श्वासशूलकृमीन् हरेत् ॥
तदार्द्रं मधुरं पाके नात्युष्णं कटुकं गुरु ।
किंचित्तीक्ष्णगुणं श्लेष्मप्रसेकि स्यादपित्तलम् ॥

॥ भा. प्र ॥

**चरक**— १ कासे-लिह्यान्मरिचचूर्णं वा सघृतक्षौद्रशर्करम् ।
सर्वकासहरं श्रेष्ठं लेहं कासार्दितो नरः ॥ चि. २२

**सुश्रुत**— २ अपतानके-अभुक्तवता पीतमम्लं दधि मरिचवचायुतं अपतानकं हन्ति ॥ चि. अ. ५

**वाग्भट**— ३ प्रवाहिकायाम्-पिबतः सूक्ष्मं रजो मरिचजन्म वा ।
चिरकालानुसक्तापि नश्यत्याशु प्रवाहिका ॥ चि. ९

४ रात्र्यान्ध्ये-दध्ना विघृष्टं मरिचं रात्र्यान्ध्याञ्जनमुत्तमम् ॥ अ. १३

**हारीत**— ५ रसवृद्ध्यर्थम्-मरिचैः क्वथितं दुग्धं पाने रात्रौ प्रशस्यते ॥
रसानां तेन वृद्धिः स्यात् ॥ चि. १०

भावप्रकाश— ६ भुक्तस्य सर्पिषः पाकार्थम्—........सर्पिः । मरिचादपि तच्छीघ्रं पाकं यात्येव..........॥

७ अतिनिद्राप्रशमनार्थम्—क्षौद्राश्वलालासंघृष्टैः मरिचैः नेत्रमंजनात् । अतिनिद्रा शमं याति तमः सूर्योदयादिव ॥

८ सर्वेषु पीनसरोगेषु—सर्वेषु सर्वकालं पीनसरोगेषु जातमात्रेषु । मरिचं गुडेन दध्ना भुञ्जतो नरः सुखं लभते ॥

वंगसेन— ९ निद्रालाभार्थम्—मरिचं लालया घृष्टं कस्तूर्याञ्जनमिष्यते । त्रिरात्रादपि सन्नष्टां निद्रामाप्नोति मानवः ॥

१० शिशोः शोथे—मरिचं नवनीताढ्यं शोथघ्नं भक्षयेत् शिशुः ॥

वैद्यमनोरमा— ११ कृशाधिकारे—मासद्वयं प्रकुर्याद्दशमरिचोपेतमेकताम्बूलम् । खात्त्वा सुशीतमम्भः पिबेत् कृशः स्यादतिस्थूलः ॥

१२ शूले—शूलं तदाशु शमयेत् विण्मूत्रे च्यावयेन्नियतम् । स्तन्यनिघृष्टं मरिचं नासि (?) निहितं नाशयेच्छूलम् ॥

१३ पामायाम्—अभिनवगोघृतेन मरिचस्य रजः पिबताम् । हुतवहदेशकालबलदोषसात्म्यवताम् ॥ जघनकराङ्गुलिविवर. कूर्परजानुभवाः । कररुहबान्धवाः सपदि यान्ति रुजः शमनम् ॥

१४ चक्षुःकण्डूतिमिरनाशार्थम्—चिंचास्वरसानिघृष्टं मरिचं सायन्तने तथा साज्यम् । अक्षिनिषिक्तं शमयाति कण्डूं तिमिरं च वातोत्थम् ॥

## વૈદ્યકમાં મરીનો ઉપયોગ.

ચરક— ૧ ખાંસીમાં--મરીઆંનું ચૂર્ણ મધ, ઘી, અને સાકર સાથે ચાટી જવાથી બધી જાતની ખાંસી મટે છે. ચિ. ૨૨.

સુશ્રુત— ૨ હીસ્ટીરીયામાં—જરા પણ ખાધા વિના, નયણા કોઠે ખાટું દહીં, વજ, અને મરી પીવાથી હીસ્ટીરીયા મટે છે. ચિ. અ. ૫.

વાગ્ભટ— ૩ ઝાડામાં—મરીનું બારીક ચૂર્ણ પાણી સાથે ખાઇ જવાથી ગમે તેટલા લાંબા વખતનો મરડો મટી જાય છે. ચિ. ૯

૪ રતાંધળાપણામાં-દહીંમાં મરી ઘસીને આંખમાં આંજવું. રતાંધળાપણા માટે ઉત્તમ અંજન છે. ઉ. ૧૩

હારીત— ૫ રસની વૃદ્ધિ માટે-મરીઆંથી ઉકાળેલું દુધ રાત્રિએ પીવાથી રસવૃદ્ધિ થાય છે. ચિ. ૧૦.

ભાવપ્રકાશ- ૬ ખાધેલું ઘી પચાવવા માટે-મરીનુ ચૂર્ણ ફાકી જવાથી ઘી પચી જાય છે.

૭ બહુ ઉંઘ આવતી હોય તે અટકાવવા-ઘોડાની લાળ ( બહૂ મુસાફરી કરીને આવ્યા પછી ઘોડાના મ્હોંમાંથી જે સફેદ ફીણુ આવે છે તે ), મધ, અને મરીનું ચૂર્ણ-એકઠું કરી આંખમાં આંજવાથી અતિ નિદ્રા મટી જાય છે.

૮ સર્વ જાતના સળેખમમાં-અધોળ દહીં, ૧ રૂપીઆભાર ગોળ અને પાવલીભાર મરીનું ચૂર્ણ-આટલું પીવાથી ગમે તેવું સળેખમ મટી જાય છે.

બંગસેન- ૯ નિદ્રા લાવવા માટે-ઘોડાની લાળમાં ઘસીને મરી આંખમાં આંજવાથી ત્રણ દિવસથી ઉડી ગયેલી ઉંઘ હશે તો તે પણ આવે છે.

૧૦ બાળકોના સોજામાં-માખણ સાથે મરી ચટાડવાથી સોજો મટે છે.

વૈદ્યમનોરમા-૧૧ જાડું થવું હોય તો—નાગરવેલના એક પાનમાં હમેશાં ૧૦-૧૦ મરીના દાણા ખાવા અને ઉપરથી ઠંડુ પાણી પીવું. બે મહિના સુધી આ પ્રયોગ કરવાથી ગમે તેવો કૃશ માણસ પણ જાડો થાય છે.

૧૨ શૂલમાં-ધાવણમાં ઘસીને મરીનું નસ્ય લેવાથી શૂલ મટે છે.

૧૩ ખસમાં-મરીનું સૂક્ષ્મ ચૂર્ણ તુરતના તાજા ગાયના ઘીમાં કાલવીને ખસ ઉપર ચોપડવાથી અને હિત તેમજ સાત્મ્ય એવો ખોરાક ખાવાથી ખસ મટી જાય છે.

૧૪ આંખમાં ચેળ આવતી હોય કે ઝાંખ પડતી હોય તો—આંબલીના પાનના રસમાં મરી ઘસીને સ્હેજ ઘી નાખીને સાંજે આંજવાથી ચેળ તેમજ ઝાંખ મટે છે.-

**વક્તવ્ય**-ચરક શિરોવિરેચન, દીપનીય, કૃમિઘ્ન અને શૂલપ્રશમન વર્ગમાં મરીનો ઉલ્લેખ કરે છે. ત્રિકટુમાં મરી આવે છે. સફેદ અને કાળાં એવાં બે જાતનાં મરી થાય છે.

**Actions & Uses**—It is a local irritant, causing intense burning on the skin. In medicinal doses it stimulates the heart, the kidneys and the mucous membrane of the urinary and intestinal tracts. It is eliminated in the urine and fœces. In large doses it causes abdominal pain, vomiting, irritation of the bladder and urethra, and urticaria on the skin. As a gastric stimulant it is chiefly used in flatūlence, dyspepsia and atony of the stomach; like cubebs it is given in gonorrhœa, gleet and hœmorrhoides and other rectal disorders. Piperin acts as an antiperiodic and antipyretic. It relieves intermittent fevers by causing perspiration. ...The oil is applied to muscular rheumatic pains, headache and to pain of hœmorrhoides.

R. N. Khory II p. 521.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 1096; રૂ. નિ. પા. ૧૯૮; N. p. 275.

---

## ૩૩૧ ચણુકબાબ.

### N. O. Piperaceæ.

**નામો**—कंकोल, कक्कोल, मारिचम् ( સંસ્કૃત ); ચણુકબાબ ( ગુજરાતી ); કાપૂરચિનિ ( મરાઠી ); ચીનીકબાબ, કબાબચીની ( હિંદી ); Cubeb pepper -કયુબેબ પીપર ( અંગ્રેજી ); Cubeba officinalis-કયુબેબા ઓફીસીનેલીસ ( લેટીન ).

**ગુણા**—

कंकोलं कटुतिक्तोष्णं वक्त्रजाड्यहरं परम् ।
दीपनं पाचनं रुच्यं कफवातामकृंतनम् ॥

॥ रा० नि ॥

कंकोलं लघु तीक्ष्णोष्णं तिक्तं हृद्यं रुचिप्रदम् ।
आस्यहृद्रोगदौर्गन्ध्यकफवातामयांध्यहृत् ॥

॥ भा० प्र ॥

कंकोलं कटुकं तिक्तं उष्णं दीपनपाचनम् ।
रुच्यं हृद्यं सुगंधि च लघु च कफनाशकम् ॥
मुखजाड्यं वातरोगं हृद्रोगं च कृमींस्तथा ।
अंधत्वमुखदौर्गन्ध्यमामं चैवाग्निमांद्यकम् ॥
नाशयेत् इति च प्रोक्तमृषिभिस्तत्त्वदर्शिभिः ।
एते गुणास्तु सुबृहत् कंकोलस्यापि गद्यते ॥

॥ नि. र. ॥

कक्कोलकं लवंगं च तिक्तं कटु कफापहम् ॥

॥ सुश्रुतः ॥

વર્ણન--ચણુકબાબની બે જાત છે. એક નાની અને બીજી મોટી. ચણુકબાબનો પરિચય શ્રી કૈયદેવે નીચે પ્રમાણે કરાવ્યો છેઃ-

कंकोलवल्लिका बाढदला मरिचसंफला । कंकोलं मरिचस्थूलं स्वादे मुस्तकसान्निभम् ॥
द्वितीयं कोलसदृशं स्थूलं वल्कलसंयुतम् । कंकोलकं शुभं विद्धि वेष्टितं सूक्ष्मया त्वचा ॥
मरिचाभं वरं प्रोक्तमपरं मध्यमाधमम् ॥

અર્થાત્ ચણુકબાબની વેલ થાય છે. પાન મોટાં થતાં હશે. ફળ મરીતીખાં જેવાં થાય છે; સ્વાદમાં મોથના જેવો સ્વાદ હોય છે. મોટાં ચણુકબાબ બોર જેવડાં મોટાં થાય છે અને તેની ઉપર જાડી છાલ હોય છે. આ મોટી જાત સારી ગણાતી નથી. મરી જેવાં નાનાં ચણુકબાબ જે આપણા બજારોમાં મળે છે તેજ ઉત્તમ છે. શિવનિઘંટુકાર એને 'મુખમાં શીતલતા લાવનાર' તરિકે ઓળખાવે છે. 'उल्लकद्वीपम्' આવું નામ છે તે ઉપરથી તે બેટ (ઉલ્લક એ કયો બેટ હશે તે મારાથી સમજાતું નથી.)માં થનાર વસ્તુ લાગે છે. ઉમવા (?) બેટથી ચણુકબાબ હિંદમાં આવે છે એમ ગાંધીઓનું કહેવું છે. મ્હોંમાં રાખવાથી સુગંધી-ખુશબો આવે છે.

वक्तव्य--ઘણા પ્રાચીન સમયથી ચણુકબાબ પાનના મસાલામાં અથવા તો એકલો મુખશુદ્ધિને માટે વપરાતો આવ્યો છે. ચરકમાં 'धार्याण्यास्येन वैशद्यरुचिसौगन्ध्यमिच्छता ।' એ યાદીમાં કક્કોલક પણ ગણાવેલું છે (सू. ૫-૭૦). મુખરોગમાં ખદિરાદિગુટિકાના પાઠમાં કક્કોલક યોજાયલું છે. વાતરોગના બલાતૈલમાં સુગંધિ માટે તે પડેલું છે. સુશ્રુતમાં પણ પાનના મસાલામાં કંકોલનો ઉલ્લેખ છે. અંગ્રેજી વૈદ્યામાં આનું તેલ અને ટીંકચર વપરાય છે.

**Pharmacology**-પીપરના જેવા જ એના ગુણ છે. નાની માત્રામાં એ ઉત્તેજક છે, પાચક છે અને વાતઘ્ન છે. મોટી માત્રામાં તે પાચનક્રિયાને

વિકૃત કરનાર છે. ઘણી મોટી માત્રામાં જઠર અને આંતરડાંમાં દાહ—બળતરા ઉપજાવે છે.

ચણુકબાબ જલદીથી લોહીમાં મળી જાય છે અને તે કોપેબા જેવું જ કામ ધાતુ અને અવયવો ઉપર કરે છે. શ્વાસયંત્રની શ્લેષ્મકલામાંથી આ વધારે સ્રાવ કરાવે છે; જનનેન્દ્રિયની શ્લેષ્મકલામાંથી પણ આથી વધારે સ્રાવ થાય છે અને એ બધાંને જંતુરહિત બનાવે છે. મૂત્રપિંડ અને ચામડીના કાર્યને પણ તે વેગ આપે છે. કેટલીક વખત એનાથી ખુજલી પણ ઉઠે છે.

કફના ગળફામાં અને પેસાબમાં આ પાછું નીકળી જાય છે.

કફ, શરદી, ગલક્ષત વિગેરે માટે જે સોગઠીઓ બનાવવામાં આવે છે તે બધામાં ચણુકબાબ પડે છે. ચણુકબાબની બીડી પીવાથી ઘણી વખત દમનો હુમલો નરમ પડે છે. જનનેન્દ્રિય અને પેસાબના અવયવો ઉપર આની ખાસ અસર હોવાને લીધે ચણુકબાબ પરમીયામાં અને મૂત્રદાહ ( Cystitis )માં ખાસ વપરાય છે.

( રાખાલદાસ ઘોષ. મેટીરીઆ મેડીકા પા. ૪૮૧. )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૩૩; Indig. Drugs. p. 241.

# जातिफलादि वर्ग

## N. O. Myristiceæ.

### ૩૩૨ જાયફળ–જાવંત્રી.

નામો—૧ जातिफलम्, मदशौण्डम् ( સંસ્કૃત ); જાયફલ ( ગુજરાતી. બંગાલી. હિંદી. મરાઠી ); Nut-meg–નટમેગ (અંગ્રેજી); Myristica fragrans મીરીસ્ટીકા ફ્રેગ્રન્સ. ( લેટીન ).

૨ जातिपत्री, जातिकोषा, सौमनशायिनी સંસ્કૃત ); જાવંત્રી ( ગુજરાતી ); જાયપત્રી ( મરાઠી ); જાવિંત્રી [ હિંદી ]; જત્રી [ બંગાલી ]; Mace–મેસ ( અંગ્રેજી ); M. fragrans–મીરીસ્ટીકા ફ્રેગરન્સ [ લેટીન ].

गुणाः— जातिफलं रसे तिक्तं तीक्ष्णोष्णं रोचनं लघु ॥
कटुकं दीपनं ग्राहि स्वर्यं श्लेष्मानिलापहम्
निहन्ति मुखवैरस्यम् मलदौर्गंध्यकृष्णताम् ।
कृमिकासवमिश्वासशोषपीनसहृद्रुजः ॥
जातिपत्री लघुः स्वादुः कटूष्णा रुचिवर्णकृत् ।
कफकासवमिश्वासतृष्णाकृमिविषापहा ॥

॥ भा॰ प्र. ॥

जातिफलं कषायोष्णं कटु कंठामयार्तिहृत् ।
वातातिसारमेहघ्नं वृष्यं दीपनदं लघु ॥
जातिपत्री कटुस्तिक्ता सुरभिः कफनाशिनी ।
वक्त्रवैशद्यजननी जाड्यदोषनिकृंतनी ॥

॥ रा. नि ॥

तैलं जातिफलोद्भुतं समुत्तेजनमग्निदम् ।
जीर्णातिसारशमनमाध्मानाक्षेपशूलनुत् ॥
आमवातहरं बल्यं दंतवेष्टव्रणार्तिनुत् ॥

॥ आत्रेयसंहिता ॥

चक्रदत्त— १ पीपासोत्क्लेशयोः—पिपासायामथोत्क्लेशे .... जातिफलस्य वा शीतम्।

( अग्निमान्द्यचि॰ )

भावप्रकाश—२ व्यंगनीलिकासु—जातिफलस्य लेपस्तु हरेत् व्यङ्गं च नीलिकाम्

( मुखरोगाचि॰ )

बंगसेन— ३ विपादिकायाम्—पिष्ट्वा जातिफलं लेपाद्विनिहन्ति विपादिकाम् ॥
(कुष्ठाधिकारे)

વર્ણન—જાયફળનાં ઝાડ મલાયા દ્વીપકલ્પમાં અને પીનાંગમાં થાય છે. મદ્રાસ તરફ સમુદ્રકિનારાવાળી ભૂમિમાં પણ તે થાય છે. જાયફળ એ વૃક્ષનાં બીજ છે. આ બીજને વળગેલી અને ફળના સૌથી ઉપરના પડને અંદરથી વળગેલી એવી એક કેસરીયા રંગની છાલ હોય છે તેજ જાવંત્રી. જાયફળ અને જાવંત્રી બન્નેમાંથી સુગંધી તેલ કાઢવામાં આવે છે જે ઘણા કામમાં આવે છે.

વૈદ્યકમાં જાયફળનો ઉપયોગ.

ચક્રદત્ત— ૧ અજીર્ણમાં—તરસ બહુ લાગે છે અને ઉલટી થાય છે ત્યારે જાયફળનો ઠંડો ક્વાથ પીવા આપવો.
(અગ્નિમાંદ્યચિ૦)

ભાવપ્રકાશ— ૨ વ્યંગ અને નીલિકામાં—જાયફળ ઘસીને ચોપડવાથી વ્યંગ અને નીલિકા મટી જાય છે.

બંગસેન— ૩ પગ ફાટયો હોય તો—જાયફળ ઘસીને ચોપડવાથી પગમાં પડેલી ફાટો મટી જાય છે. [કુષ્ઠાધિકારમાં].

वक्तव्य—ઘણા લાંબા વખતથી જાયફળ-જાવંત્રી પાનના મસાલામાં વપરાતાં આવ્યાં છે. કહેવાય છે કે રસચિકિત્સાનો પ્રચાર થયો તે પછીથીજ જાયફળ-જાવંત્રીનો વધુ ઉપયોગ વૈદ્યકમાં થવા લાગ્યો છે.

**Actions & Uses**—Aromatic, stomachic and stimulant- In small dozes it stimutates digestion, increases appetite, relives flatulence, dyspepsia and colic. In large dozes it causes stupor and delirium. As a carminative, anodyne, and astringent it is given in diarrrhœa and dysentery, to allay nausea and vomiting; small dozes, frequently given, relieve strangury. A paste of it is used as an external application to the head in headache, palsy, cramps &c. The wood is used as an astringent to check diarrhœa. The oil is stimulant and carminative; and in large dozes narcotic and is given in atonic dyspepsia, arrhœa and as an adjunct to other stimulant medicines. Locally, diluted with bland oil, it is applied in rheumatism, paralysis, sprains &c. Butter of nutmeg is externally applied in rheumatism, contusions, sprains &c. Mace is used for the same purpose as the kernal.

R. N. Khory II p. 524.

ભાવાર્થ—જાયફળ અને જાવંત્રી પાચક, સુગંધી અને ઉષ્ણ છે. અલ્પ માત્રામાં ખાવાથી તે પાચનક્રિયાને વધારે છે, ભુખ લગાડે છે અને ઉદરાધ્માન, અતિસાર અને શૂલ વિગેરેને મટાડે છે. અતિમાત્રામાં લેવાથી મૂઢતા અને પ્રલાપ થાય છે. તે પાચક, વેદનાહર અને ગ્રાહી હોવાથી અતિસાર, સંગ્રહણી, મોળ અને ઉલટી વિગેરેમાં વપરાય છે. થોડી માત્રામાં આપવાથી મૂત્રકૃચ્છ્ર અને રક્તમૂત્રમાં હિતકર છે. માથાના દુખાવામાં, વાતવ્યાધિમાં અને હાથપગના સંકોચમાં બાહ્યોપચાર તરિકે જાયફળ લગાડવામાં આવે છે. જાયફળ વૃક્ષનાં કાષ્ટ સ્તંભક છે અને તે અતિસારમાં વપરાય છે. તેલ ઉષ્ણ, વાયુનાશક છે અને બીજી પાચક અને ઉત્તેજક દવાઓ સાથે યોજવામાં આવે છે. તેલ મોટી માત્રામાં માદક છે અને અગ્નિમાંદ્ય, અતિસાર વિગેરેમાં યોજવામાં આવે છે. આ તેલ સરસીયા તેલમાં મેળવીને તે સંધિવા, પક્ષાઘાત, લચક વિગેરેમાં માલીશ કરવા માટે અપાય છે. જાવંત્રી જાયફળની માફક જ ગુણવાળી છે.

( ખોરી. ભા. ૨. પા. ૫૨૪ ).

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૩૦–૨૩૨; Brandis. p. 524. બ્રેંડીસે આ generaની ૧૫ Species ગણાવેલી છે.

---

# तमालपत्रादि वर्ग

## N. O. Laurineæ.

### ૩૩૩ તમાલપત્ર.

**નામો**—तमालपत्रम्, पत्रम् ( સંસ્કૃત ); તમાલપત્ર ( ગુજરાતી. મરાઠી ); તેજપાત ( હિંદી ); Cinnamomum Tamala–સીનેમોમમ્ તમાલ ( લેટીન ).

**ગુણાઃ**— पत्रकं मधुरं किंचित् तीक्ष्णोष्णं पिच्छिलं लघु ।
निहन्ति कफवातार्शोहृल्लासारुचिपीनसान् ॥

॥ भा॰ प्र॰ ॥

पत्रकं लघु तीक्ष्णोष्णं कफवातविषापहम् ।
बस्तिकंडूतिदोषघ्नं मुखमस्तकशोधनम् ॥

॥ रा॰ नि ॥

पत्रमुष्णं लघु श्लेष्महृल्लासार्शोऽनिलापहम् ।
हृद्रोगं पीनसं चैव त्रिदोषमपि नाशयेत् ॥

॥ म. नि. ॥

पत्रकं कफवातास्रहृल्लासारोचकापहम् ॥

॥ शोढलः ॥

**વક્તવ્ય**—તમાલપત્ર એ શેનાં પાન છે તે સંદિગ્ધ છે. प्रतानीपूर्वोक्तः यः त्वग्वृक्षः तस्य पत्राणि तमालः । આમ રાજનિઘંટુકારના મત મુજબ તો તજના ઝાડનાં પાન એજ તમાલપત્ર લાગે છે. તેમાં સુગંધ હોય છે. એનાં ઝાડ મલબાર અને સીલોન તરફ થાય છે. અત્યારના અંગ્રેજી લેખકોએ પણ તાલીસ અને તમાલપત્રોમાં ગોટાળો કરેલો છે. સ્ત્રીઓ લલાટમાં ચાંલ્લો કરે છે તેનો એક પર્યાય પણ 'तमालपत्र' અમરકોષમાં છે ટીકાકાર ભાનુજી દીક્ષિતે 'तमालपत्रम् इव' એમ ત્યાં આગળ સમજુતી આપેલી છે. પ્રથમના વખતની સ્ત્રીઓનાં લલાટતિલક કેવા આકારનાં હશે એ ચોક્કસ રીતે કહી શકાય તેમ નથી; પણ પાન બહુ નાનાં અને ગોળાકાર હશે એમ વર્ણન ઉપરથી લાગે છે.

સુશ્રુતે શિરોવિરેચનમાં પત્ર ગણાવ્યાં છે. ચરકે કુષ્ઠ, કાસ, શ્વાસ, વિગેરેમાં તમાલપત્ર યોજેલાં છે. તમાલ નામનું એક બીજું ઝાડ પણ થાય છે, પણ તેનાં પાન આ નથી.

**ગુણ**—તમાલપત્ર ઉષ્ણ, લઘુ, કફઘ્ન, અરૂચિને મારનાર, હરસનો નાશ કરનાર, હૃદ્રોગ, પીનસ અને ત્રિદોષ વિગેરેમાં હિતકર છે; અરૂચિ મટાડે છે; સુગંધી છે અને તેથી સુંઘવાથી માથાની પીડા મટાડે છે.

**નવ્યમત**—પંજાબ તરફ તમાલપત્ર ઉષ્ણ મનાય છે અને સંધિવામાં વપરાય છે. તે શૂલ અને અતિસારમાં પણ વપરાય છે. છાલ પરમીયામાં અપાય છે. "પ્રસવ પછી જે સ્રાવ થાય છે તે ન થતો હોય તો છાલનો ક્વાથ અથવા સૂક્ષ્મ ચૂર્ણ અપાય છે અને તે બહુ જ સારૂં ફાયદાકારક છે."

( ડૉ. રેટન. વૉટ ડીક્ષનેરીમાં. )

ડૉ. હુપર લખે છે-"આ જાતનાં ( Genus Cinnamomum ) ઝાડની છાલ ભેગી કરતી વખતે, અભણ દેશીઓ, 'લીટ્સીયા' ( Litsœa ) નામની જાત ( Species ) ની છાલને ભૂલથી ભેગી કરે છે. લીટ્સીયાની દરેક જાતોમાં તમાલપત્ર જેવી જ સુગંધી હોય છે, પણ તે ઘણી જ ઝેરી છે; કારણ કે તેમાં એક એવું ઝેરી તત્ત્વ રહેલું છે કે જે 'સ્ટ્રીકનીન' જેવું જલદ છે."

**નોંધ**—હિમાલય, સિંધુના મૂળ પાસે, ભુતાન, સીક્કીમ, સીલહટ અને ખાસી પર્વતોમાં જ આ ઝાડ થાય છે. બારે માસ લીલું રહેનાર આ ઝાડ અત્યંત સુગંધી હોય છે. મુંબાઇના બજારમાં ૪–૫ ઇંચ લાંબાં, સુંવાળાં, અને સ્હેજ સુગંધવાળાં જે પાન મળે છે તે તમાલપત્ર ખરાં છે એમ શા. જયકૃષ્ણભાઈનું માનવું છે. ગૂજરાત પ્રાંતિક વૈદ્ય સંમેલન વખતે ખરાં **તમાલપત્ર** અને **તાલીસપત્રના** નોખા નોખા નમુના તેઓશ્રીએ બતાવ્યા હતા.

તમાલની જગાએ બીજી એક વેલનાં પાન વપરાય છે. બાગોમાં **મેલાલ્યુકા** નામની Myrtaceæ વર્ગની એક અતિ સુંદર, લાલ ફુલની વેલ થાય છે. એનાં પાનને ચોળવાથી તેમાંથી અતિ મનોહર સુગંધ આવે છે. મથુરાં, વૃંદાવન, શ્રીનાથજી વિગેરે ઠેકાણે તમાલપત્રને બદલે આનાં જ પાન વેચાય છે એમ પૂ. જયકૃષ્ણભાઇ કહે છે.

Diospirous tomentosæ-વરખલી, ઢેકી ( ચરોતર ); મકરોડી (પાટણ); કૃષ્ણતમાલ ( વ્રજ )–નામના ઝાડને વ્રજ તરફ કૃષ્ણતમાલ તરીકે ઓળખવામાં આવે છે. ચરોતરમાં આ ઝાડ ખૂબ થાય છે. તે શું કામમાં આવે છે તેની મને ખબર **નથી.** N. O. Ebenaceæ. નૅર્ન સાહેબે આનો ઉલ્લેખ નથી કરેલો. ત્યાંના લોકો તેનાં પાંદડાંનો તાવમાં નાહ લે છે એમ મેં સાંભળ્યું છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૧૭૮; Indi Medi Plants. p. 1098; Brandis p. 533.

———

## ૩૩૪ તજ.

**N. O. Laurineæ.**

**નામો**—वराङ्गम्, त्वक्, गुडत्वक्, सैंहलम्, चोचं, लाटपर्णम् [ સંસ્કૃત ]; તજ ( ગુજરાતી ); દાલચીની ( મરાઠી. હિંદી ); Cinnamon Bark–સીનેમોન્ બાર્ક ( અંગ્રેજી ); Cinnamomum Zeylanicum–સીનેમોમમ્ ઝેલેનીકમ્ ( લેટીન).

**ગુણાઃ**—

वराङ्गम् लघु तीक्ष्णोष्णं कफवातविषापहम् ।
कंठवक्त्ररुजो हन्ति शिरोरुग्बास्ति शोधनम् ॥

॥ ध. नि. ॥

त्वचम्बु कटुकं शीतं कफकासविनाशनम् ।
शुष्कामशमनञ्चैव कंठशुद्धिकरं लघु ॥

॥ रा. नि. ॥

त्वचं लघूष्णं कटुकं स्वादु तिक्तञ्च रूक्षकम् ।
पित्तलं कफवातघ्नं कण्डामारुचिनाशनम् ॥
हृद्वास्तिरोगवातार्शःक्रमिपनिमशुक्रहृत् ।
सुरभिः शक्रला वर्ण्या मुखशोषतृषापहा ॥

॥ भा. प्र ॥

वह्निमान्द्यानिलहरमाध्मानाक्षेपनाशनम् ।
वान्त्युत्क्लेशप्रशमनं संग्राहि दशनार्तिहृत् ॥
त्वाचं तैलं रजःस्त्रावि तोये क्षिप्तं निमज्जति ।

॥ आत्रेयसंहिता ॥

**વર્ણન**—તજનાં ઝાડ સીલોનમાં ઘણાં થાય છે અને એજ કારણથી એનું નામ 'सैंहलम्' પડેલું છે. હાલમાં આયર્લેંડના પશ્ચિમ કિનારા તરફ તેનાં ઝાડ ઉછેરવામાં આવ્યાં છે. દક્ષિણ હિંદુસ્તાનમાં મલબાર તરફ આનાં ઝાડ થાય છે, ચીનમાં પણ થાય છે. એનાં પાનને તેજપત્ર કહે છે જેને તમાલપત્રની જગોએ લોકો વાપરે છે. આનાં પાન સૂકાય છે ત્યારે લવીંગ જેવાં સોહાય છે. ઝાડની ડાંડલીઓ ઉપર સફેદ રંગનાં ફુલ આવે છે જેની સુગંધી ગુલાબનાં ફુલને મળતી આવે છે. તેનાં ફળ કરમદાના ફળ જેવડાં આવે છે. ફળને ઉકાળવાથી મીણ જેવું તેલ નીકળે છે જે મીણબત્તી બનાવ-

વાના કામમાં આવે છે. સીલોનમાં સૌથી ઉંચી જાતની તજ થાય છે એમ કહેવાય છે. આ ઝાડની અંતરછાલમાંથી એક જાતનું ઉડનારૂં તેલ નીકળે છે. છાલમાંથી, પાનમાંથી, અને મૂળમાંથી, આમ ત્રણ જાતનું તેલ કાઢવામાં આવે છે.

ગુણ—તજ ઉષ્ણ છે, કફ અને વાના રોગોને હરે છે, પિત્તલ છે, અરૂચિ, આમ, કૃમિ, પીનસ વિગેરેને મટાડનાર છે. તે શુક્લ છે, મુખ સારૂં કરનાર છે, તરસને છીપાવનાર છે.

હૃદયના રોગો, મૂત્રાશયના રોગો, હરસ, વિગેરેમાં પણ તજ ઉપયોગી છે.

નવ્યમત—તજનું ચૂર્ણ ૨૦ ગ્રેનના વજનમાં મરડા માટે જગપ્રસિદ્ધ દવા છે. ( આસીસ્ટંટ સર્જન. ટી. એન. ઘોષ. મીરત ). નષ્ટાર્તવના ચોક્કસ રૂપમાં તજનું તેલ ( ઑઇલ સીનેમૉમ્ ) ઉપયોગી દેખાય છે. ( સરજન મેજર જી. વાઇ. હંટર-કરાંચી ). :ઉષ્ણતા સાથે હોજરીને શક્તિ આપનાર, દીપન પાચન તરિકે અને અતિસાર તથા આફરા માટે તજનું તેલ ઉપયોગી છે. માથાની વ્યથામાં તેમજ ચસકા અને અસહ્ય લાગતી શિરોવ્યથાને માટે બન્ને લમણા ઉપર તે લગાડવામાં આવે છે. ( કે. એન. એ. ઢાકા' )

वक्तव्य—સુશ્રુતે એલાદિગણમાં તજનો ઉલ્લેખ કર્યો છે. ચરક અને સુશ્રુતમાં તજ અનેક જગોએ યોજાયલી છે.

તમાલપત્રનાં ઝાડની છાલનો તજમાં ભેગ કરવામાં આવે છે.

**Actions and Uses**—The bark is an agreeable carminative antispasmodic, aromatic, stimulant, astringent and germicide and is used as adjunct to other medicines. The oil has no astringency. It is a vascular and nervine stimulant. In large doses the oil is an irritant and narcotic poison. In medicinal doses it is a good remedy for flatulence, paralysis of the tongue, enteralgia and cramps in the stomach; also to check nausea and vomiting. As an antiseptic it is used as an injection in gonorrhœa. As a germicide it destroys the pathogenic bacilli and is used internally in typhoid fever. The bark is hœmostatic, and has a specific action on the uterus and is given in othe uterine hœmorrhages; also given in flatulence, nausea, vomiting and to check diarrhæa and the gripes caused by other medicines. Cinnamic acid is anti-tubercular and is used as an injection in phthisis.

(R. N. Khory. Vol II p. 521.)

ભાવાર્થ—તજ સરસ વાયુનાશક, આક્ષેપહર, સુગંધી, ઉષ્ણ, સંકોચક અને રોગોત્પાદકજીવાણુનાશક છે. બીજાં દ્રવ્યો સાથે તે વપરાય છે. તજના તેલમાં સંકોચક ગુણ નથી. તેલ મોટી માત્રામાં દાહક અને ઝેરી અસર કરનારૂં છે. ઔષધીય માત્રામાં તેલ ગુલ્મમાં, જીભના પક્ષાઘાતમાં (જીહ્વાસ્તંભમાં), ગ્રહણી, આંત્રશૂલ, આમાશયમાં થતા દુખાવાથી થયેલી આંચકી, વિવમિષા અને વમન વિગેરેમાં સરસ દવાનું કામ કરે છે. એન્ટીસેપ્ટીક હોવાથી ગનોરીયા રોગમાં તેનું ઇંજેકશન અપાય છે. જંતુઘ્ન તરિકે તે ટાઇફૉઇડ રોગના તેમ જ બીજા જીવાણુને મારે છે. તજ રક્તશોધક છે અને ગર્ભાશયની ઉપર તેની ખાસ અસર થાય છે. ગર્ભસ્થાનમાંથી થતા રક્તસ્રાવ ઉપર તજ સારી દવા છે. તજ આમાતિસારમાં અને રેચક ઔષધસેવન કરવાથી થયેલી પેટની ચુંકમાં સારી દવા છે. ક્ષયમાં તજના એસીડનીફ્રૂ(સીનેમીક એસીડ) પીચકારી આપવામાં આવે છે. (ખોરી. ભા. ૨. પા. ૫૨૮)

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૧૭૬; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૮૨; N. p. 278; Indig. Drugs p. 83; Brandis. p. 533; Indi Medi Plants. p. 1101.

---

# अगर्वादि वर्ग

## N. O. Thymelœaceæ.

### ३३५ અગર.

**નામો**—अगुरु, राजार्ह, लोह, क्रिमिज, जोङ्गक, कालागुरु (સંસ્કૃત); બધીજ દેશી ભાષાઓમાં 'અગર' નામથી જ ઓળખાય છે. ઇગલવુડ (અંગ્રેજી); Aquilaria agallocha-ઍક્વીલેરીયા ઍગેલોકા (લેટીન).

**गुणप्रकाशिका संज्ञा**—"वर्णप्रसादनम्"।

**गुणाः**— स्वादु स्त्वगुरुसारः स्यात् सुधूम्यो गन्धधूमजः।
स्वादुः कटुकषायोष्णः सधूमामोदवातजित्॥
कृष्णागुरु कटूष्णञ्च तिक्तं लेपे च शीतलम्।
पाने पित्तहरं किंचित् त्रिदोषघ्नमुदाहृतम्॥
काष्ठागुरु कटूष्णं च लेपे रूक्षं कफापहम्।
दाहागुरु कटुकोष्णं केशानां वर्धनञ्च वर्ण्यञ्च।
अपनयति केशदोषानातनुते सततञ्च सौगन्ध्यम्॥
मङ्गल्यागुरु शिशिरं गंधाढ्यं योगवाहिकम्॥

॥ रा. नि. ॥

गंधराजश्च धूपार्हः कृमिजग्धो ह्यनार्यकः।
वर्णप्रसादनः श्वेतागुरुधूपः सुधूपकः॥
अन्योऽगुरु पीतकं च धूमामोदं च कीर्तितम्।
अनार्यकमसारं च कृमिजग्धं च काष्ठकम्॥
कृष्णागरुः स्यादगरुः कालीयः काकतुंडकः।
कालागुरुः कालसारः केश्यश्च गुरुगंधिकः॥
दाहागरु दहनागरु दाहककाष्ठं च वह्निकाष्ठं च।
भूपागरु तैलागरु पुरं च पुरमथनवल्लभं चैव॥
मंगल्या मल्लिकागंधमंगलागरुवाचका॥

॥ रा. नि. ॥

कटु तिक्तोष्णमगुरु स्निग्धं वातकफापहम्।
श्रुतिनेत्ररुजं हन्ति माङ्गल्यं कुष्ठनुत् परम्॥

॥ ध. नि. ॥

अगुरूष्णं कटु त्वच्यं तिक्तं तीक्ष्णञ्च पित्तलम् ।
लघु कर्णाक्षिरोगघ्नं शीतवातकफप्रणुत् ॥
कृष्णं गुणाधिकं तत्तु लोहवद्वारि मज्जति ।
अगुरुप्रभवः स्नेहः कृष्णागुरुसमो मतः

॥ भा० प्र० ॥

अगुरु व्रणजित्तिक्तं कटूष्णं कफवातजित् ॥

॥ राजवल्लभः ॥

अगुर्वादीनां तिक्तानां उष्णमुच्यते ॥ चरक, सू. २१–७५,

चरक— १ हिक्कायाम्—"मधुना संयुतं लेह्यं चूर्णं वा काललोहजम्" ॥

॥ चि. २१. ॥

सुश्रुत— २ दद्रुकुष्ठकिटिमेषु—शिंशपागरुसारस्नेहा दद्रुकुष्ठकिटिमेषु ।

चि. ३१–५.

३ लवणमेहे—लवणमेहिनं पाठागरुकषायम् ॥ चि. ११–८.

वाग्भट— ४ कासे—मधुनैव च जोङ्गकम् । चि. ३

५ हिक्काश्वासयोः—गुरु वागरु । चि. ४

६ श्वयथौ—....वा चंडागुरु विलेपने ॥ चि. १७–३६

७ रसायने—

बिल्वार्धमात्रेण च पिप्पलीनां पात्रं प्रलिंपेदयसो निशायाम् ।
प्रातः पिबेत्तत्सलिलांजलिभ्याम् वर्षं यथेष्टाशनपानचेष्टः ॥
....अगुरु....सारास्तथा पिप्लीवत्प्रयोज्याः ।
लोहोपलिप्ताः पृथगेव जीवेत्समाः शतं व्याधिजराविमुक्तः ॥

उ. ३९–१०५.

८ रसायने–....अगुरुचंदनानाम् । वदंति पौनर्नवमेव कल्पम् ॥

उ. ३९–१९६

**વર્ણન**—"અગરનાં ઝાડો બંગાળા ઈલાકાના વાયવ્ય ખુણા તરફ સીલહટ જીલ્લાની આસપાસ 'જંટિયા' પર્વત ઉપર થાય છે; તે જ પ્રમાણે આસામ પ્રદેશમાં પણ ઘણે ઠેકાણે આ ઝાડો થાય છે. ચીનની સરહદ નજીક 'નવકા' શહેરના તાબાના 'ચતિયા' બેટમાં પણ આ ઝાડો ઉત્પન્ન થાય છે. મલબારમાં પણ કોઇક ઠેકાણે આની ઉત્પત્તિ થાય છે.

"અગરનાં ઝાડ મોટાં હોઈ સદા સર્વકાળ લીલાંછમ રહે છે. એનાં પાંદડાં આકારમાં અરડુસીનાં પાન સરખાં અને ઝીણા ડીંટડા ઉપર હોય છે. આ ઝાડ ચૈત્ર ( એપ્રીલ ) મહિનામાં ફુલે છે, અને તેનાં બીજ શ્રાવણ (ઑગસ્ટ) મહિનામાં પાકે છે. લાકડું નરમ હોઇ તેનાં છિદ્રો કોમળ રાળ જેવા સુગંધી પદાર્થથી ભરેલ થાય છે. આ સુગંધી પદાર્થ ઝાડને ટોચ્યા મારીને કાઢી લે છે. અગરનું લાકડું જલદીથી સડી જાય છે અને સડવાના ભાગમાં એક પ્રકારની સુગંધ ઉત્પન્ન થાય છે. આ સુગંધી જલદી ઉત્પન્ન કરવાને અગરનું લાકડું ભીની જમીનમાં દાટી મૂકે છે. દાટવાથી જે ભાગ સડવા લાગે છે તે તેલીયા, જડ, કાળા રંગનો થાય છે. તે પછી હલકી ભારે જાત જુદી પાડવાને કકડા કરીને પાણીમાં નાખે છે. જે કકડો પાણીમાં છેક ડુબી જાય છે તે 'ગરકી', અર્ધ ડુબે તે 'નિમગરકી', તથા જે છેક ઉપર તરે તે 'સમાલે'–આ પ્રમાણે એનાં નામ આપે છે. ગરકી અગર કાળા રંગનો હોય છે અને બીજા ફીક્કા ભુરા રંગના હોય છે.

"મુંબઇના બજારમાં ત્રણ પ્રકારનો અગર વેચાવા આવે છે, અને તેનો 'સિયામ' અથવા 'માવરધી', 'સિંગાપુરી', અને 'ગાગુળી' આ નામથી વ્યવહાર થાય છે. આ સિવાય ઝાંઝીબારથી પણ અગર આવે છે. અગરના લાકડામાં ગુંદર જેવો એક ચીકણો પદાર્થ થાય છે, તેના કમી જાસ્તી પ્રમાણ ઉપર લાકડાના રંગનું માપ આધાર રાખે છે. સર્વોત્કૃષ્ટ અગરના લાકડામાં ખાડા પડેલા હોય છે, અને તે પાણીમાં ડુબે છે. તે દેવતા ઉપર રાખવાથી સુગંધ આપે છે અને ખોટો અગર બાળ્યો હોય તો રબર બાળ્યા પ્રમાણે દુર્ગંધ આવે છે." ×

અગરનું લાકડું જલદીથી સડી જાય છે માટે જ પ્રાચીન આચાર્યોએ એને कृमिज, कृमिजग्ध કહ્યું છે. પાણીમાં ડુબવાથી જ તેને लोहवद्वारि मज्जति કહેલું છે.

**અગરૂના પ્રકાર**—રાજનિઘંટુમાં ચાર પ્રકાર વર્ણવેલા છેઃ—

(૧) कृष्णागुरु (२) काष्ठागुरु (३) दाहागुरु અને (૪) मंगल्यागुरु—આ બધામાં 'કૃષ્ણાગુરૂ' ઉત્તમ મનાય છે. ભાવપ્રકાશકાર અગરૂના ચાર ભેદનો સ્વીકાર કરતા નથી.

**ઔષધાર્થ વ્યવહાર**—કાષ્ઠ અને તેલ.

## વૈદ્યકમાં અગરૂનો ઉપયોગ.

ચરક— ૧ હેડકીમાં—અગરૂનું ચૂર્ણ મધ સાથે ચાટવું. ચિ. ૨૧.

× "આર્યભિષક્"માંથી.

સુશ્રુત— ૨ દાદર, ખરજવું, કુષ્ઠ વિગેરેમાં—અગરનાં સાર અને સ્નેહ વાપરવાં. (ચિ–૩૧–૫)

૩ લવણમેહવાળાને—અગરૂ અને કાળીપાઠનો ક્વાથ આપવો. (ચિ–૧૧–૮)

વાગ્ભટ— ૪ ખાંસીમાં—મધ સાથે અગર ચાટવાથી ખાંસી મટે છે. ચિ–૩.

૫ હેડકી અને દમમાં—અગર આપવું. ચિ–૪

૬ સોજામાં—અગરનો લેપ કરવો. ચિ–૧૭

૭ રસાયન તરીકે—રાત્રે લોખંડના વાસણમાં અગરસારને પાણીમાં પલાળી રાખવો. પછી સવારમાં એક ખોબા જેટલું (લગભગ ૪ તોલા) પાણી પી જવું અને ઉપરથી યોગ્ય ખાનપાન રાખવાં. આથી રસાયન જેવો ગુણ થાય છે; વ્યાધિ અને ઘડપણથી મુક્ત થઈને દીર્ઘાયુષી થવાય છે.

૮ રસાયન તરીકે—સાટોડીનાં મૂળીઆં દુધ સાથે ખાવાથી જેમ નવીન આયુષ્યની પ્રાપ્તિ થાય છે તેમ અગરનો સાર પીવાથી પણ રસાયનનો ગુણ થાય છે.

વક્તવ્ય—ઘણા જુના વખતથી અગરૂનો ઉપયોગ આપણા દેશમાં થતો આવ્યો છે. પ્રથમથી જ તે ઘણું કિંમતી મળતું હશે એમ જણાય છે. 'राजार्ह' નામથી તેની ખાતરી થાય છે. એનો શરીર ઉપર લેપ કરવામાં આવે તો શરીરનો વર્ણ બદલાય છે. ઘણીયે સ્ત્રીઓ અને પુરૂષો અગરૂ અને ચંદનનો પ્રલેપ કરતાં હતાં એવું સાહિત્યમાં આપણે વાંચીએ છીયે. આજ કારણથી એનું નામ 'वर्णप्रसादन' પડયું હશે.

ચરક ૨૫ મા અધ્યાયમાં 'रास्नागुरुणी शीतापनयनप्रलेपनानाम्'–અર્થાત્ રાસ્ના અને અગરૂ લેપ કરવાથી ઠંડી નાબુદ કરે છે; એટલે કે તે ઉષ્ણ છે. ત્રીજા અધ્યાયમાં પણ શીતહર પ્રલેપમાં તે વપરાયલું છે. સૂત્રસ્થાનના ચોથા અધ્યાયમાં તે શ્વાસહર દશેમાનિમાં અને શીતપ્રશમન દશેમાનિમાં ગણાયલું છે. વિમાનસ્થાનના ૮ મા અધ્યાયમાં શિરોવિરેચન તરિકે તેને ગણાવેલું છે. અગર તિક્ત છે પણ ઉષ્ણ છે (अर्कागुरुगुड्चीनां तिक्तानां उष्णमुच्यते । सू. २६–७५). વાગ્ભટ જેમ પુનર્નવા અને પિપ્પલીની માફક તેને રસાયનમાં ગણાવે છે તેમજ ચરક પણ નાગબલાની માફક રસાયનમાં તેનો ઉલ્લેખ કરે છે. બ્રાહ્મારસાયન, ચ્યવનપ્રાશ વિગેરે પ્રયોગોમાં પણ અગુરૂ છે. તિક્તસ્કંધમાં તેની ગણતરી થયેલી છે (वि. ८–१६४). બલ્યબસ્તિમાં તેમજ જ્વરહર સ્નેહબસ્તિમાં પણ અગરૂ વપરાયલું છે.

સુશ્રુત ગુગ્ગુલ્વાદિ દ્રવ્યો સાથે વ્રણધૂપમાં અગુરૂ વાપરે છે. વ્રણરોપણ માટે પણ કાલાનુસાર્યાદિ તૈલમાં તેને નાખેલું છે. સાલસારાદિ અને એલાદિ ગણમાં પણ તે છે. અગુરૂનું તેલ પણ સુશ્રુતે વાપરી જોયું છે; કારણ કે સૂ. ૪૫-૧૨૩ માં અગરૂસારસ્નેહને દુષ્ટવ્રણશોધન, કૃમિકફકુષ્ઠાનિલહર અને તિક્તકટુકષાય-એમ લખેલું છે. જે વ્રણમાંથી અગરૂ જેવી ગંધ આવે તે માણસને મુમૂર્ષુ ગણાવ્યો છે ( સૂ. ૨૮-૧૧ ). કર્ણસ્વેદ માટે ક્ષૌમગુગ્ગુલ-અગુરૂનો ધૂપ વર્ણવેલો છે ( ઉ. ૨૧-૧૧ ). ચરક અને સુશ્રુત બન્ને તેને વિસર્પના પ્રલેપોમાં વાપરે છે.

નૅર્ન સાહેબ અગરૂનો ઉલ્લેખ નથી કરતા. બ્રેંડીસે ' ઇન્ડીયન ટ્રીઝ ' નામના પુસ્તકમાં તેનો સારો પરિચય કરાવ્યો છે. તે કહે છે કે આસામના જુના રાજાઓ તેના સારને તાલપત્ર જેવું બનાવીને લખવાના કામમાં લેતા હતા. તે અગરૂની બીજી જાત-Aquilaria Mallaccensis-ગણાવે છે. આ જાત મલાયા દ્વીપકલ્પમાં થાય છે અને તે પણ સુગંધી જ હોય છે.

**Actions & Uses**—Used as perfume and as stimulant, cholagogue, also deobstruent. It is an ingredient in various nervine tonic, carminative and stimulant preparations. It is used in gout and rheumatism, also to check vomiting. A paste of Agara & Sūpsandā with brandy is applied to the chest in bronchitis of children and to the head in headache.

( R. N. Khory. II p. 525 )

**નવ્યમત**—સુગંધી લેપ તરિકે અગર વાપરવામાં આવે છે. તે ઉત્તેજક, પિત્તનિઃસારક અને સ્વેદલ છે. જ્ઞાનતંતુઓની નબળાઈના દરદોમાં પાચક અને વાતશ્લેષ્મઘ્ન દવાઓમાં તે વપરાય છે; વાતરક્ત અને સંધિવામાં પણ વપરાય છે. તે ઉલટી બંધ કરવાના કામમાં વપરાય છે. નાનાં બચ્ચાંની વરાધ વખતે છાતીની વેદનામાં અને શિરોરોગમાં શિરની વેદનામાં બ્રાંડી સાથે અગરનો લેપ કરવાથી આરામ થાય છે. ( ખોરી. ભા. ૨. પા. ૫૩૫ )

**ઉલ્લેખ**—Brandis p. 546; Indi. Drugs p. 33. રૂ. નિ. પા. ૨૨૩; Indi. Medi. Plants p. 1111.

# वृक्षरुहादि वर्ग

## N. O. Loranthaceæ.

### ૩૩૬ વાંદો.

**નામો**—वन्दा, वन्दाकः, वृक्षादनी, वृक्षरोहिणी, अमरोहिणी, वृक्षरुहा (સંસ્કૃત); વાંદો (ગુજરાતી); બાંદા, બાંદગુલ (મરાઠી); બાંદા, બંદાલ, પાંદા (હિંદી); બાંદુ, માન્દડા, પરગાછા (બંગાલી); Loranthus longiflorus-લૉરેન્થસ્ લોંજીફ્લોરસ્ (લેટીન).

**ગુણાઃ**

बंदाकः स्याद्धिमस्तिक्तः कषायो मधुरो रसे।
मांगल्यः कफवातास्त्ररक्षोव्रणविषापहः॥

॥ भा॰ प्र॰ ॥

बंदाकः कफवातास्त्रस्नायुव्रणविषापहः॥

॥ म॰ नि॰ ॥

वंदाकः तिक्तशिशिरः कफपित्तश्रमापहः।
वश्यादिसिद्धिदो वृष्यः कषायश्च रसायनः॥

॥ रा. नि. ॥

रसायनो मंगलदो ग्राहको मधुरो रसे।
व्रणरोपणकर्त्ता च रक्षोबाधानिवारणः॥
कफं वातं रक्तदोषं ग्रहपीडां च नाशयेत्।
विषव्रणश्रमान् हन्ति इति धन्वन्तरेः मतम्॥

॥ नि. र. ॥

वृक्षादनी वातहरा....॥ सुश्रुतः सू. ४६-२९२.

**ભાવાર્થ**—વાંદો ઠંડો છે, સ્વાદમાં કડવો છે, કષાય અને મધુર રસવાળો છે. વાંદો કફ, વાતરક્ત, કૃમિ, વ્રણ, વિષ વિગેરેને મટાડનાર છે; લોહીવિકાર, ગડગુંબડાં, કફ, વાયુ, ગ્રહની પીડાઓ તેમ જ થાકનો નાશ કરનાર છે.

**વર્ણન**—વાંદાની ઘણી જાતો છે. નૅર્ન અને ભ્રેંડીસે તેની ઘણી જાતો આપી છે. આંબો, જાંબુડો, પીપળ, મહુડો વિગેરે ઝાડ ઉપર વાંદા થતા જોવામાં આવે છે. વનસ્પતિશાસ્ત્રીઓએ તે દરેકનાં જુદાં જુદાં નામ અને જાત વર્ણવેલાં છે. આંબા ઉપર વધારે વાંદા જોવામાં આવે છે. જે ઝાડ ઉપર તે થાય છે તે ઝાડ નાશ પામે છે, માટે જ એને સંસ્કૃતમાં વૃક્ષાદની કહેલું છે.

પાન લંબગોળ, જાડાં, રસભર્યાં, લીસાં, ઘેરા લીલા રંગનાં, સામસામાં કે વખતે આંતરે આવેલાં હોય છે. તે ઘણું કરી ૩ થી ૬ ઇંચ લાંબાં અને ૧ થી ૨ ઇંચ પહોળાં હોય છે. ફુલ ગુલાબી છાયા લેતાં આવે છે. ફલ કાચાં હોય ત્યારે લીલાં અને પાકે છે એટલે રાતાં બની જાય છે. ફલ લીસું, અંડાકૃતિનું થાય છે. તેમાં બહુ જ ચીકણો ગર્ભ હોય છે. બચ્ચાં તે ખાય છે. બીજની આજુબાજુનો આ ચીકટ પદાર્થ જનાવરો ખાય છે, પણ તે એમને એમ બી સાથે આંતરડામાંથી પાછો નીકળી જાય છે. પક્ષીઓ જે ડાળ ઉપર બેસે છે અને હઘાર મૂકે છે ત્યાં આ ઝાડ થાય છે.

**वक्तव्य**—સ્વતંત્ર ઉપયોગ ચરક સુશ્રુત કે બીજા પાછળના ગ્રંથોમાંથી મળતો નથી. ચરકે વૃક્ષાદનીને હિક્કાનિગ્રહણ, મૂત્રવિરેચનીય અને શુક્રજનન દશેમાનિમાં ગણાવેલી છે, જે એની ઉપયોગીતા બતાવવા માટે બસ છે.

સુશ્રુતે વીરતર્વાદિગણમાં વૃક્ષાદનીનો ઉલ્લેખ કરેલો છે. ડલ્હણ ત્યાં આગળ લખે છે કે " वन्दाकः 'कवलेरवू' इति लोके वृक्षकलम्बुकमलमपरे। " અશ્મરીના પાષાણભેદાદિઘૃતમાં વૃક્ષાદની છે ( चि ૭–૬ ). આમપાચન કષાયમાં બીજાં સાથે તે છે ( ઉ.–૪૦–૪૦ ). ત્રીજે મહિને ગર્ભસ્રાવ થઇ જવાની ધાસ્તી હોય તો વૃક્ષાદની, પયસ્યાલતા અને ઉત્પલસારિવાનો કવાથ પીવાની સુશ્રુતે ભલામણ કરેલી છે. વાતાભિષ્યન્દમાં બીજાં સાથે તે યોજાયું છે.

' વૈદ્યકશબ્દસિંધુ 'કાર વાંદાનું લેટીન નામ Epidendrum tesselatum રાખે છે, પણ તે યોગ્ય નથી. ' વનૌષધિદર્પણ ' માં રાસ્નાના પ્રકરણમાં તેના વિદ્વાન્ લેખક જણાવે છે કે બંગાલી વૈદ્યો આ જ વાંદાને રાસ્નાની જગોએ વાપરે છે. રાસ્ના સંદિગ્ધ છે પણ વાંદાને રાસ્ના ઠેરવી શકાય તેમ છેજ નહિ.

વાંદો શુક્રજનન છે, તો તેને વાપરીને ખાતરી કરવી જોઇએ.

ઉલ્લેખ—૧. શા. પા. ૬૧૫; ૩. નિ. પા. ૩૪૫; N. p. 282; Watt V. p. 92.

# चंदनादि वर्ग

## N. O. Santalaceæ

### ३३७ ચંદન.

નામો—(१) चन्दनम्, श्रीखंडम्, भद्रश्रीः, श्वेतचन्दनम्, गंधसारः (સંસ્કૃત); સુખડ (ગુજરાતી); ચંદન (મરાઠી); સફેદચંદન (હિંદી); Sandalwood-સેંડલવુડ (અંગ્રેજી); Santalum album-સેંટેલમ્ આલ્બમ (લેટીન). **N. O. Santalaceæ.**

(२) रक्तचन्दनम्, रक्तसारः (સંસ્કૃત); રતાંજળી (ગુજરાતી); રક્તચંદન (હિંદી. મરાઠી); રક્તચંદન (બંગાળી); Red sandal wood-રેડ સેંડલવુડ (અંગ્રેજી); Pterocarpus santalum-ટેરોકારપસ સેન્ટેલમ (લેટીન). **N. O. Leguminoseæ**

(३) कुचन्दनम् (સંસ્કૃત); રાતાવાલ, રતાંજલી (કાઠિઆવાડ. ગુજરાત); થોરલાગુંજ, વાલ (મરાઠી); બરીગુંચી, રકતચંદન (હિંદી); Adenanthera pavonia-એડેનેન્થેરા પેવોનીયા (લેટીન). **N. O. Leguminoseæ.**

चंदनभेदाः— श्रीखंडं शबरं पीतं पत्राङ्गं रक्तचन्दनम् ।
बर्बरं हरिगंधं च चंदनं सप्तधा स्मृतम् ॥

गुणाः— सर्वाण्येतानि तुल्यानि रसतो वीर्यतस्तथा ।
गंधेन तु विशेषं स्यात् पूर्वं श्रेष्ठं गुणैः समम् ॥
चन्दनम् द्विविधं प्रोक्तं वेट्ट सुकडी संज्ञकम् ।
वेट्टन्तु सार्द्रविच्छेदं स्वयंशुष्कं तु सुकडी ॥
वेट्टचन्दनमतीव शीतलम् दाहपित्तशमनं ज्वरापहम् ।
छर्दिमोहतृषिकुष्ठतैमिरान् कासरक्तशमनं च तिक्तकम् ॥
॥ रा. नि ॥

स्वादे तिक्तं कषे पीतं छेदे रक्तं तनौ सितम् ।
ग्रन्थिकोटरसंयुक्तम् चन्दनम् श्रेष्ठमुच्यते ॥
॥ भा. प्र. ॥

श्रीखंडं शीतलं स्वादु तिक्तं पित्तविनाशनम् ।
रक्तप्रसादनम् वृष्यं अन्तर्दाहापहारकम् ॥

पित्तास्त्रविषतृड्दाहकृमिघ्नं गुरु रूक्षणम् ।
सर्वं सतिक्तमधुरं चन्दनम् शिशिरं परम् ॥
रक्तचन्दनमप्याह रक्षोघ्नं तिक्तशीतलम् ।
रक्तोद्रेकहरं हन्ति पित्तकोपं सुदारूणम् ॥
स्वादु पाके रसे शीतं पतङ्गं नातिशीतलम् ।
'कुचन्दनम्' तु तिक्तं स्यात् सुगन्धि व्रणरोपणम् ।
॥ ध. नि. ॥

चरक— १ रक्तपित्ते—उशीरकालीयक.... । पृथक् पृथक् चन्दनतुल्यभागिकाः । सशर्करास्तण्डुलधावनाप्लुताः । रक्तं सपित्तं शमयन्ति सद्यः ॥ चि. अ. ४

२ रक्तार्शसां स्निग्धरक्तसंग्रहणे—....सनागरश्चन्दनरसश्च ॥ चि. अ. ९.

४ हिक्कायाम्—नावयेच्चन्दनं वापि नारीक्षीरेण संयुतम् ॥ चि.अ.२१

४ वमने—धात्रीरसेनोत्तमचन्दनं वा ॥ चि अ. २३.

५ रक्तातिसारे—पीत्वा सशर्कराक्षौद्रं चन्दनं तण्डुलाम्भसा ।
दाहतृष्णाप्रमेहेभ्यो रक्तस्रावाद्विमुच्यते ॥ चि.अ.१०

सुश्रुत— ६ प्रदरे—दुर्गन्धिपूयसंकाशे मज्जतुल्ये तथाऽऽर्तवे ।
पिबेद्भद्रश्रियः क्वाथं चन्दनक्वाथमेव वा ॥ शा. अ. २

७ शुक्रमेहे—ककुभचन्दनकषायं वा.... ॥ चि. अ. ११

८ मंजिष्ठामेहे—मंजिष्ठामेहिनं मंजिष्ठाचंदनकषायम् ॥ चि. अ.११

वाग्भट— ९ पित्तोत्क्लिष्टे नेत्ररोगे—....क्षीरं चन्दनसाधितम् ।

भावप्रकाश— १० मूत्राघाते—श्रृतशीतपयोऽन्नाशी चन्दनं तण्डुलाम्बुना ।
पिबेत्सशर्करं श्रेष्ठमुष्णवाते सशोणिते ॥ मूत्राघातचि०

वंगसेन— ११ मसूरिकायाम्—श्वेतचंदनकल्केन हिलमोचाभवं रसम् ।
पिबेन्मसूरिकारम्भे.... ॥

१२ शिशोः नाभिपाके—....नाभिपाकेऽवचूर्णनम् । त्वक्चूर्णैः क्षीरिणां वापि कुर्याच्चन्दनरेणुना ॥

શોઢલ— ૧૩ रक्तप्रदरे–चन्दनं क्षीरसंयुक्तं पाययेत्सघृतं भिषक् ।
शर्करामधुसंयुक्तमसृग्दरविमर्दनम् ॥

વૈદ્યમનોરમા— ૧૪ शीतपित्ते—शीतपित्तशमनाय चन्दनम् छिन्नरोहरसपेषितं तथा॥

**વૈદ્યકમાં ચંદનનો ઉપયોગ**

ચરક— ૧ **રક્તપિત્તમાં**—ચોખાના ધોવણમાં સાકર સાથે સુખડનું ચૂર્ણ પીવાથી રક્તપિત્ત મટે છે. ચિ. અ–૪

૨ **હરસમાંથી ઘાટું લોહી પડતું હોય તો**—સુખડનો ઘસારો અને સુંઠ પીવાથી લોહી પડતું બંધ થઈ જાય છે. ચિ. અ–૯

૩ **હેડકીમાં**—સ્ત્રીના ધાવણમાં સુખડ ઘસીને તેનાં ટીપાં નાકમાં મૂકવાથી હેડકી બંધ થઇ જાય છે. ચિ. અ–૨૧

૪ **ઉલટીમાં**–આંબળાના રસ સાથે ઉત્તમ ચંદન પીવું. ચિ. અ–૨૩

૫ **રક્તાતિસારમાં**–સુખડનું બારીક ચૂર્ણ, ચોખાના ધોવણમાં મધ અને સાકર સાથે લેવાથી રક્તાતિસાર, દાહ, તૃષ્ણા, પ્રમેહ વિગેરે મટે છે. ચિ. અ–૧૦

સુશ્રુત— ૬ **પ્રદરમાં**—દુર્ગંધી, પરૂ જેવા, મજ્જાના જેવા ખરાબ આર્તવમાં રતાંજલીનો અથવા ચંદનનો કવાથ પીવો. શા. અ–૩

૭ **શુક્રમેહમાં**–સાજડ અને ચંદનનો કવાથ પીવો. ચિ. અ–૧૧

૮ **મંજીષ્ઠામેહમાં**—મજીઠ અને ચંદનનો કવાથ પીવો. ચિ. અ–૧૧

વાગ્ભટ— ૯ **પિત્ત પ્રબળ હોય એવા નેત્રરોગમાં**—ચંદનથી પકાવેલું ઘી ઉપયોગમાં લેવું.

ભાવપ્રકાશ– ૧૦ **મૂત્રાઘાતમાં**—ચોખાના ધોવણમાં સાકર નાખીને તે સાથે સુખડનું ચૂર્ણ લેવું. ઉપરથી, ઉકાળીને ઠંડુ કરેલું દુધ પીવું. હિત અન્ન પાન લેવાં. આથી પેસાબની બળતરા, પેસાબમાં લોહી પડવું, વિગેરે મટશે.

બંગસેન— ૧૧ **શીતળામાં**—શીતળા દેખાય કે તુરત જ હિલમોચિકાના રસમાં સુખડ ઘસીને પીવી.

૧૨ **બચ્ચાંની ડુંટી પાકે છે તેમાં**—સુખડનું બારીક ચૂર્ણ ડુંટી પાકી હોય તેના ઉપર છાંટવું.

શોઢલ— ૧૩ રક્તપ્રદરમાં—દુધમાં ઘી, સાકર, અને મધ નાંખીને સુખડનું સૂક્ષ્મ ચૂર્ણ લેવું.

વૈદ્યમનોરમા-૧૪ શીળવામાં-સુખડ ગળાના રસ સાથે લેવાથી શીળવા મટે છે.

ચંદનના ભેદો—ધન્વંતરીય નિઘંટુમાં ચંદન, રકતચંદન, કુચંદન, કાલીયક અને બર્બરીક આ પાંચ પ્રકાર છે. રાજનિઘંટુમાં સાત પ્રકાર છે. ભાવપ્રકાશમાં ચંદન, રક્તચંદન, કાલીયક ( પીતચંદન ), અને કુચંદન ( પત્રાંગ વા પતંગ ) આ ચાર પ્રકારના ચંદનનો ગુણોલ્લેખ છે. ધન્વંતરીય નિઘંટુમાં હરિચંદનનો નોખો ઉલ્લેખ નથી. રકતચંદનના પર્યાય તરિકે જ હરિચંદન શબ્દ વાપરેલો છે ભાવપ્રકાશકારે હરિચંદનનો પૃથક્ ઉલ્લેખ નથી કર્યો પણ પીતચંદનના પર્યાયોમાં કાલીયક અને હરિચંદન શબ્દોનો ઉલ્લેખ કરેલો છે.

શ્વેતચંદન—સાધારણ વ્યવહારમાં ' चंदने रक्तचदनम् '-અર્થાત્ ચંદનની જગોએ રતાંજલી-વાપરવાનો ચાલ છે, પણ નિઘંટુમાં આ છુટ લેવાની નથી. ઉત્પતિ સ્થાનના ભેદને લીધે શ્વેતચંદનની વિવિધ જાતો ગણાવેલી જણાય છે. ' भद्रश्रीस्तु मलयजम् ' અર્થાત્ મલય પર્વતમાં થતું ચંદન ' ભદ્રશ્રી ' નામથી પ્રખ્યાત છે. વળી ધન્વંતરીય અને રાજનિઘંટુકારે શ્વેતચંદનના પર્યાયો 'ગોશીર્ષ' અને ' તિલપર્ણ ' આપેલા છે. અમરકોષના ટીકાકાર ક્ષીરસ્વામી ' तैलपर्णगोशीर्षौ गिरी आकरावस्य ' જણાવે છે, અર્થાત્ તિલપર્ણ અને ગોશીર્ષ એ બન્ને પર્વતનાં નામ છે. ' વેટ્ટ ' ચંદન એટલે લીલા સુખડના ઝાડને છેદીને જે ચંદન તરિકે વાપરવામાં આવે છે તે. સ્વયંશુષ્ક ચંદનને ' સુક્કડી ' કહે છે. મલયાદ્રિ પર્વતની પાસેની બધી પર્વતમાળા ' વેટ્ટ ' નામથી જાણીતી થયેલી છે. ચંદન જેમ જુનું તેમ વધારે સુગંધી, તેલવાળું અને ગુણવાળું હોય છે. ૪૦ થી ૫૦ વર્ષના જુના સુખડના ઝાડમાંથી જે સુખડ થાય છે તે ઉત્તમ ગણાય છે. આવી રીતે ઉત્પત્તિસ્થાનના ભેદને લીધે તેમ જ છેદવાના કાલભેદને લીધે નામમાં અને ગુણમાં ભેદ પડેલા જણાય છે. બર્બર એટલે બર્બર પર્વતોદ્ભવ શ્વેતચંદન; રાજનિઘંટુકારે બર્બરને श्वेतबर्बरक આજ કારણથી કહ્યું હશે. ધન્વંતરીય નિઘંટુના મતે બર્બર ' નિર્ગંધ ' અને રાજનિઘંટુના મતે એ 'સુગંધી' છે. આવી રીતે એક જ શ્વેતચંદન ગોશીર્ષ, તૈલપર્ણ, વેટ્ટ, સુક્કડી અને બર્બર આવા પાંચ પ્રકારથી નિઘંટુઓમાં વર્ણવાયલું જણાય છે.

મ્હૈસુર રાજ્યમાં ચંદનનાં ઝાડ બહૂ જ થાય છે. મ્હૈસુર રાજ્યને આની મોટી આવક છે. મ્હૈસુરથી સુખડ મુંબાઇ આવે છે. મુંબાઇવાળાઓ તેને ફ્રાંસ, ઇંગ્લંડ, અમેરિકા વિગેરે દેશોમાં ચઢાવે છે. મ્હૈસુરમાં સુખડનું તેલ કાઢવાની પણ વ્યવસ્થા થયેલી છે. એવું કહેવાય છે કે ૧ મણ સુખડના

લાકડામાંથી દોઢપાશેર તેલ હાથ આવે છે. થડના કરતાં શાખાઓ અને શાખાઓ કરતાં નાની ડાળીઓમાં તેલ ઓછું હોય છે. આથી ત્રણ જાતનાં તેલ કાઢવામાં આવે છે. મૂળમાંથી જે તેલ નીકળે છે તે ઉત્તમ મનાય છે. તેલનો રંગ ફીક્કો પીળો હોય છે." ('વનૌષધિદર્પણ'માંથી)

**પીતચંદન**—"બન્ને નિઘંટુઓમાં 'પીતચંદન' નામના ચંદનનો કશો જ ઉલ્લેખ નથી. ધન્વન્તરિનિઘંટુકારે કાલીયકના પર્યાય તરિકે "मलयोत्थं पीतकाष्ठम् चतुर्थं हरिचंदनम्" અર્થાત્ **કાલીયક** એટલે મલય પર્વત ઉપર થતું પીળા કાષ્ઠવાળું ચંદન એમ કહેલું છે. રાજનિઘંટુકારે કાલીયક અને હરિચંદનનો પૃથક્ ઉલ્લેખ કરેલો છે. વળી ભાવમિશ્રે પીતચંદનના પર્યાયમાં કાલીયક અને હરિચંદન બન્નેનો ઉલ્લેખ કરેલો છે; તે બંનેનો બીજો પૃથક્ ઉલ્લેખ નથી. બન્ને નિઘંટુઓમાં પીતકાષ્ઠવત્ રક્તકાષ્ઠહરિચંદનનો પણ ઉલ્લેખ છે. રાજનિઘંટુકારે સ્પષ્ટ જ કહી દીધું છે કે રક્તવર્ણનું હરિચંદન 'दुर्लभं मनुजैः'—મૃત્યુલોકના માનવીઓ માટે દુર્લભ છે. એટલે ભાવમિશ્રે હરિચંદન શબ્દ પીતચંદનના અર્થમાં જ લીધો છે અને કાષ્ઠવર્ણાનુસારના ભેદથી કાલીયક અને હરિચંદનને પીતચંદનનાં સામાન્ય નામો જ ગણાવેલાં છે. ધન્વંતરિ 'मलयोत्थं पीतकाष्ठम्' આ વાક્યમાં શ્વેતચંદનની પેઠે પીતચંદનનું ઉત્પત્તિસ્થાન પણ મલય પર્વતજ છે એ સ્વીકારે છે. ઉત્તમ શ્વેતચંદનના વર્ણનમાં ધન્વંતરિ અને ભાવમિશ્ર બન્ને કહે છે કે–'कषे पीतम्' અર્થાત્ ઉત્તમ શ્વેતચંદન ઘસતાં પીળું જ થાય છે. ઉત્તમ શ્વેતચંદન અને પીતચંદન–બન્ને ઘસતાં તો સરખાં જ થાય છે એમ સ્પષ્ટ જણાય છે. શ્વેત અને પીત ચંદનનાં ઉત્પત્તિસ્થાન અને ઘસારો સરખાં જ છે–કેવળ કાષ્ઠનું જ વર્ણપાર્થક્ય એની વચમાં રહેલું છે. અહિંઆં જો એ સિદ્ધાન્ત જ કરી લેવામાં આવે કે ઉત્તમ શ્વેતચંદનનો સાર એ જ પીતચંદન–તો તેમાં અસંગત જેવું શું છે? નવ્યગણ પણ કહે છે કે શ્વેત અને પીતચંદન–એ બન્ને એકજ વૃક્ષનાં કાષ્ઠ છે. ચંદનવૃક્ષનું ઉપરનું–પીળાશ લેતા સફેદ રંગનું લાકડું એ જ શ્વેતચંદન અને અંદરનું પીળા રંગનું જે સારકાષ્ઠ તે જ પીતચંદન."

('વનૌષધિદર્પણ'માંથી)

**રક્તચંદન**—"ધનવન્તરીય નિઘંટૂક્ત રક્તચંદન "अन्यल्लोहितं हरिचंदनम्" અર્થાત્ 'महागंध' લોહિતચંદનનેજ ધન્વતરિ 'રક્તચંદન' શબ્દના અર્થમાં વાપરે છે. અત્યારે રતાંજલી અર્થાત્ જે રક્તચંદન આપણે વાપરીએ છીએ તે ધન્વતરીયનિઘંટૂક્ત કુચંદન અને રાજનિઘંટૂક્ત 'પતંગ' અથવા 'પત્રાંગ' છે. એનાં 'રાગકાષ્ઠ' 'પટ્ટરંજન,' સુરંગ' વિગેરે નામો ઉપરથી

પહેલાંના વખતમાં આ રકતચંદન અનુલેપનના કામમાં નહિ પણ વસ્ત્ર રંગવાના ઉપયોગમાં આવતું હશે એમ અનુમાન થાય છે. રકતચંદનનો જેમ અભાવ થતો ગયો તેમ આ નિર્ગંધ રકતચંદન તેને સ્થાને વપરાવા લાગ્યું."

( 'વનૌષધિ દર્પણ'માંથી )

અમરકોષમાં ગંધસાર, મલયજ અને ભદ્રશ્રી એટલા ચંદનના પર્યાયો છે; તૈલપર્ણિક, ગોશીર્ષ શી હરિચંદનના ( ચંદનવિશેષ ) પર્યાયો છે અને તિલપર્ણી, પત્રાંગ, રંજન, કુચંદન એ રકતચંદનના પર્યાયો છે.

वक्तव्य—વર્ણ્ય, કંડૂઘ્ન, વિષઘ્ન, તૃષ્ણાનિગ્રહણ, દાહપ્રશમન, અને અંગમર્દપ્રશમન દશેમાનિમાં ચરકે, અને સુશ્રુતે સાલસારાદિ, પટોલાદિ, સારિવાદિ, પ્રિયંગ્વાદિ અને ગુડૂચ્યાદિગણમાં ચંદન અને કુચંદનનો ઉલ્લેખ કરેલો છે. સાલસારાદિગણમાં कालीयक ગણાવેલું છે. ટીકાકારો તો કુચંદનનો અર્થ રકતચંદન જ કરે છે. સુશ્રુતે ઘણી જગોએ ચંદન, કુચંદન એક જ સાથે યોજેલું છે. ચંદન શબ્દનો અર્થ રકતચંદન થતો હોય તો પછી કુચંદનનો ઉલ્લેખ નિરર્થક જ લેખાય. પણ ઋષિઓને મન ચંદનનો અર્થ રકતચંદન એવો છેજ નહિ. નિર્વાપણ પ્રદેહમાં 'પ્રિયંગુકાલીયકચંદનાનિ' એમ કહેલું છે. આ ઠેકાણે ચંદન શબ્દનો અર્થ શ્વેતચંદનના અર્થમાં જ છે, નહિ તો કુચંદનનો ઉલ્લેખ વ્યર્થ હોત. 'चंदने रक्तचंदनम्' એ ઉકિત ઋષિ લેખકોને માન્ય નથી. ચરક અને સુશ્રુતોકત સ્થાવર તૈલયોનિવર્ગમાં ચંદનનો ઉલ્લેખ નથી.

**Actions and Uses**—The wood is bitter, cooling, sedative and astringent. The oil is an astringent to the mucous membrane. It causes dryness in the fauces, great thirst, colicky pains and fulness in the loins; a paste of it is applied to the body in pains, in limbs during high fever; with rose-water and camphor or with sarcocolla, to the head in headache, to inflammatory swellings, or to the skin in skin affections. The oil is astringent, diuretic, expectorant and stimulant; given internally with cardamoms and bamboo-manna in gonorrhœa, bronchitis, in inflammation of the mucous membranes as cystitis, pyelitis and chronic diarrhœa. The seeds are used as pessaries by native women to procure abortion.

ભાવાર્થ—ચંદનનું લાકડું તિક્ત, શીત, શામક અને ગ્રાહી છે. ચંદનનું તેલ શ્લેષ્મકલા ઉપર ગ્રાહી અસર કરે છે. તે પીવાથી ગળું સુકાઇ જાય છે, તરસ ખૂબ લાગે છે, ચુંકની વેદના થાય છે અને નિતંબ ભારે ભારે લાગ્યા કરે છે. સુખડનો ઘસારો ગુલાબજળ અને કપુર સાથે વાટીને સખ્ત

તાવમાં સાંધાઓમાં જે દુખાવો થાય છે તેની ઉપર ચોપડવામાં આવે છે; માથાના દુઃખાવા ઉપર, સાંધાઓ ઉપર સોજો આવી ગયો હોય તે ઉપર, અથવા ચામડીનાં દરદોમાં ચામડી ઉપર પણ ચોપડવાના કામમાં તે લઇ શકાય છે. સુખડનું તેલ ગ્રાહી, કફઘ્ન, મૂત્રલ, ઉત્તેજક છે. એલચી અને વાંસકપૂર સાથે એ તેલ પરમીયામાં, વરાધમાં, પેસાબનાં દરદોમાં તેમ જ જુના ઝાડામાં અપાય છે. સુખડના ઝાડનાં બીજ હિંદુસ્તાનની સ્ત્રીઓ ગર્ભપાત માટે પોટલીમાં વાપરે છે.

(આર. એન. ખોરી.)

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 1119; Brandis p. 553; રૂ. નિ. પા. ૨૧૨.

# आमलक्यादि वर्ग.

## N. O. Euphorbiaceæ.

### ૩૩૮ નાગલાદુધેલી.

નામો:—दुग्धिका, नागार्जुनी, क्षीरिणी ( સંસ્કૃત ); રાતી દુધેલી, નાગલાદુધેલી ( ગુજરાત ); રાતો ઠાકરડુમરો ( પોરબંદર ); નાયટી, મોટી દુધી ( મરાઠી ); લાલ દુધી, બડી દુધી ( હિંદી ); Euphorbia pilulifera-યુફોર્બિયા પીલ્યુલીફેરા ( લેટીન ).

गुणाः— दुग्धिकोष्णा गुरू रूक्षा वातला गर्भकारिणी ।
स्वादुक्षीरा कटुस्तिक्ता सृष्टमूत्रमलापहा ॥
स्वादुर्विष्टंभिनी वृष्या कफकुष्ठकृमिप्रणुत् ॥

॥ भा. प्र ॥

दुग्धफेनिः कटुस्तिक्ता शिशिरा विषनाशिनी ।
व्रणापसारणी रुच्या शुक्रत्रा चैव रसायनी ॥

॥ रा. नि ॥

दुग्धिकोष्णा गुरू रूक्षा वातला गर्भकारिणी ॥

॥ म. नि. ॥

धातुवृद्धिकरी हृद्या चोष्णा पारदबंधिनी ।
मलस्तंभकरी मेहकफकुष्ठकृमीन् हरेत् ॥

॥ नि. र. ॥

शोढल— १ दद्रौ—शुष्कगोमयसंघृष्टामजीर्णप्रभवां बुधः । दुग्धिकायास्तु दुग्धेन दद्रुनाशाय लेपयेत् ॥

२ विस्फोटके-एरण्डफलयुक्ता वा दुग्धिका स्फोटनाशिनी ॥

३ कृमिदन्तके—संपीड्य दशनैर्गाढं मूलं सम्यक् प्रधारितम् । नाशयेद्दुग्धिकायास्तु कृमीन् दन्तसमुद्भवान् ॥

चरक— ४ रक्तार्शःसु-रसं सशूलमथवा निदिग्धिकादुग्धिकासिद्धम् ।

चि. ९-१९८.

५ खालित्ये-....दुग्धिकाकरवीरकौ। उत्पाटच पलिते देयौ तावुभौ पलितापहौ ॥ चि २६-२६३

વર્ણન—ગુજરાતમાં ઘણાખરા ચમારદુધેલીને 'નાગલાદુધેલી' કહે છે. પણ નાગલાદુધેલી એ નથી. દુધેલીની ત્રણ ચાર જાતો થાય છે. એક બહુ જ નાના પાનની દુધેલી–Euphorbia thymifolia. બીજી દુધેલીના નામથી જ ઓળખાતી–E. hypericifolia, અને એ સિવાય બીજી એકાદ બે જાત થાય છે. આપણી નાગલાદુધેલી આ બધા કરતાં તદ્દન જુદી પડે એવી છે. ચોમાસે આ ઘણી ઉગે છે, બારે માસ પણ આ છોડવા જોવામાં આવે છે. આની શાખાઓ સુતળી જેવી જાડી, રતાશ લેતા રંગની, ભુરા વાળની ફેવાંટીવાળી હોય છે. તે ૬ ઇંચથી ૧ કે ૨ ફીટ જેટલી લાંબી હોય છે. આનાં પાન "લાંબાં, લંબગોળ, ટેરવે અણીવાળાં, ભલ્લાકૃતિનાં, ડીંટડી પાસે વિષમ કોરવાળાં, અને બીજી દુધેલીઓના પાન કરતાં લાંબાં હોય છે." પાનની ઉપલી સપાટી લીલી અને નીચલી રતાશ લેતા રંગની હોય છે. આખો છોડવો રાતો જ જણાય છે.

## વૈદ્યકમાં નાગલાદુધેલીનો ઉપયોગ.

શોઢલ— ૧ દાદરમાં–અજીર્ણથી થયેલી દાદરમાં સૂકું છાણું પહેલાં ખૂબ ઘસવું અને એ પછીથી નાગલાદુધેલીનો રસ તેની ઉપર લગાવવો. દાદર મટી જશે.

૨ વિસ્ફોટકમાં–દીવેલીઓ અને નાગલાદુધેલીનો રસ સારી રીતે બારીક વાટીને વિસ્ફોટક ઉપર લેપ કરવો.

૩ દાંતમાં કૃમિ પડયા હોય તો–નાગલાદુધેલીનું મૂળ દાંતો વડે સારી રીતે ચાવવું. કૃમિ મરી જશે.

ચરક— ૪ હરસમાં લોહી પડતું હોય તો–ભોરીંગણી અને દુધેલી બન્નેના રસમાં ઘી પકાવીને તે ખાવું. ચિ. ૯–૧૯૮

૫ ટાલ પડી હોય તો–દુધેલી અને કરેણ એ બન્નેનો રસ ટાલ ઉપર ચોપડવો, અથવા તેલ પકાવી લેવું અને તે લગાવવું. ચિ. ૨૬–૨૬૩.

વક્તવ્ય—સુશ્રુતમાં दुग्धिका કે नागार्जुनीનો ઉલ્લેખ નથી. ચરકમાં દુગ્ધિકાનો ઉલ્લેખ છે, પણ નાગાર્જુનીનો ઉલ્લેખ નથી. વાગ્ભટ અને ત્યાર પછીના ઘણાખરા લેખકોએ 'નાગાર્જુની'નો ઉલ્લેખ બહુ કરેલો જણાતો નથી. શોઢલે અને રાજનિઘંટુકારે તેનો ઉલ્લેખ કરેલો છે. ચરકે વિસર્પમાં બીજાં દ્રવ્યો સાથે દુધેલીનો પણ ઉલ્લેખ કરેલો છે; રાજયક્ષ્મામાં પણ એકાદ જગોએ છે. गर्भकारिणी હોવા છતાં ચરકસુશ્રુત તેમજ બીજા ગ્રંથોમાં તે એ તરિકે

વપરાયલી જ નથી. ભાવપ્રકાશ એને 'मूत्रकृच्छ्रमलापहा' કહે છે જ્યારે નિઘંટરત્નાકર તેને 'मलस्तंभकरी' જણાવે છે અને પારદબંધન કરે છે એમ કહે છે. 'क्षीरिणी' શબ્દના ઘણા અર્થો થાય છે. અર્કફુલ, રાજાદન, ચમારદુધેલી વિગેરેને પણ ક્ષીરિણી કહેવાય અને કહેલી પણ છે. રસાયન, ગર્ભપ્રદ અને ટૉનીક હોવા છતાં તેનો જોઈએ તેવો ઉપયોગ થયેલો નથી અને થતો પણ નથી. કેટલાક નાગલાદુધેલીને 'દમમાં અકસીર' માને છે, પણ ડૉ. વૉટ કહે છેઃ– "દમ ઉપર આનો ઉપયોગ ખાસ કરીને વખણાયલો છે; એ છોડવાનું પૃથક્કરણ કરવામાં આવેલું છે, તો એમાં કોઈ એવી દમ મટાડી શકે એવી વસ્તુ જણાયલી નથી. એના ગુણદોષ વિષેનો અજમાયશ લેતાં એ જરા ઉત્તેજક અને માદક (નીશો લાવનાર) માલમ પડેલ છે; પણ દમ ઉપર એ ચોક્કસ ઉપાય તરિકે કાર્ય કરતું જણાયું નથી; એથી ઉલટું કોઈ વખતે દમના દરદીને દમ લેવાને હરકત કરતું થઈ પડે તેમ જણાય છે."

**નવ્યમત**—The fresh plant is used largely in India in affections of children, chiefly in bowel-complaints and chest affections. A fluid extract of the plant was strongly advocated some years ago as a specific for asthma. It has been found decidedly useful lately as a remedy in acute and chronic dysentery."

સ્વ. કનૈયાલાલ દે.

"ડૉ. વામન ગણેશ દેસાઈ એમ. બી. (લંડન) જણાવે છે–"આ દમ ઓછો કરનારી દવા છે. બધી જાતના દમ ઉપર આ દવા ફાયદો કરે છે. હૃદય અને શ્વાસોચ્છ્વાસક્રિયાના જ્ઞાનતંતુના કેન્દ્ર ઉપર શામક અસર કરીને તે દમ ઓછો કરે છે. પણ આ વનસ્પતિ બહુ સંભાળીને વાપરવી, નહિ તો શ્વાસોચ્છ્વાસ ઓછા થઈને મૃત્યુ થવાનો ભય છે."

('આયુર્વેદ વિજ્ઞાન' ૧૯૭૪ આશ્વિન. પા. ૩૭૪)

**નવ્યમત**—જુની વરાધમાં અને દમમાં આ ઉપયોગી હોવાનું જાહેર થયેલું છે. આ દવા કવાથના રૂપમાં અથવા રસક્રિયાના રૂપમાં વપરાય છે. (ક્રીસ્ટીઝ ન્યુ પ્લેન્ટ્સ એન્ડ ડ્રગ્ઝ. નં. ૫ પા. ૬૪). ડૉ. ડ્યુરી મ્હને જણાવે છે કે બન્ને દુધેલીનો સ્વરસ આમાતિસાર અને શૂલમાં ઉપયોગી છે. (ક્રીસ્ટીઝ N. C. P. no. IX. p. 36.)

આમાં કૃમિઘ્ન અસર છે. (ડીમક).

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૬૫; વ. શા. પા. ૬૧૮; Watt III p. 299; N. p. 298; Indi. Medi. Plants. p. 1122.

## ૩૩૯ થોર.

**N. O. Euphorbiaceæ.**

**નામો**—स्नुही, स्नुक, सुध, सुधावृक्षः, समंतदुग्धा, सेहुण्डः, वज्रवृक्षः (સંસ્કૃત); થોર (ગુજરાતી); કંટાળો (કાઠિયાવાડ); નિવડુંગ, કાંટેનિવડુંગ (મરાઠી); થોહર, કટથોહર (હિંદી); મનસાગાછ (બંગાલી); Euphorbia nivulia- યુફોર્બીયા નીવ્યુલીઆ (લેટીન).

**ગુણાઃ**—
सेहुण्डको रसे तिक्तो गुरूष्णः कफवातजित् ।
दुष्टव्रणाश्मरीं हन्ति तथा वातविशोधनः ॥
स्नुहीक्षीरं विषाऽऽध्मानगुल्मोदरहरं परम् ।
स्नुही रसेषु तिक्ता च गुरूष्णा कफवातजित् ॥

॥ ध. नि. ॥

स्नुहिरुष्णा पित्तदाहकुष्ठवातप्रमेहनुत् ।
क्षीरं वातविषाऽऽध्मानगुल्मोदरहरं परम् ॥
स्नुहिरन्या 'त्रिधारा' स्यात् तिस्रो धारास्तु यत्र सा ।
पूर्वोक्तगुणवत्येषा विशेषाद्रससिद्धिदा ॥

॥ रा. नि ॥

सेहुण्डो रेचनस्तीक्ष्णो दीपनः कटुकः गुरुः ।
शूलमष्ठीलिकाऽऽध्मानकफगुल्मोदरानिलान् ॥
उन्मादमेहकुष्ठार्शःशोथमेदोऽश्मपाण्डुताः ।
व्रणशोथज्वरप्लीहविषदूषीविषं हरेत् ॥
उष्णवीर्यं स्नुहीक्षीरं स्निग्धञ्च कटुकं लघु ।
गुल्मिनां कुष्ठिनाञ्चापि तथैवोदररोगिणाम् ॥
हितमेतद् विरेकार्थं ये चान्ये दीर्घरोगिणः ।
सेहुण्डस्य दलं तीक्ष्णं दीपनं रोचनं हरेत् ।
आध्मानाष्ठीलिकागुल्मशूलशोथोदराणि च ॥

॥ भा. प्र ॥

विरेचनानां सर्वेषां सुधा तीक्ष्णतमा मता ।
संघातन्तु भिनत्त्याशु दोषाणां कष्टविभ्रमा ॥
तस्मान्नैषा मृदौ कोष्ठे प्रयोक्तव्या कदाचन ।

न दोषनिचये चाल्पे सति वान्यपरिक्रमे ॥
पाण्डुरोगोदरे गुल्मे कुष्ठे दूषीविषार्दिते ।
श्वयथौ मधुमेहे च दोषाविभ्रान्तचेतसि ॥
रोगैरेवंविधैर्ग्रस्तं ज्ञात्वा सप्राणमातुरम् ।
प्रयोजयेन्महावृक्षं सम्यक् स ह्यवचारितः ॥
सद्यो हरति दोषाणां महान्तमपि संचयम् ।
द्विविधः स मतो यैश्च बहुभिश्चैव कण्टकैः ॥
सुतीक्ष्णैःकण्टकैरल्पैः प्रवरो बहुकण्टकः ॥
॥ चरकसंहितायां दृढबलः ॥
स्नुक्पयः तीक्ष्णविरेचनानाम् ॥ चरकः ॥
सू. स्था. अ–२५.

चरक— १ वातगुल्मिनः विरेकार्थम्—सुधाक्षीरद्रवे चूर्णं त्रिवृतायाः सुभावितम् । कार्षिकं मधुसर्पिर्भ्यां लीढ्वा साधु विरिच्यते ॥
चि. अ–५.

२ उदररोगिणः शाकार्थम्—....स्नुक्पल्लवैः । शाकं गाढपुरीषाय प्राग्भक्तं दापयेत् भिषक् ॥ चि. अ–१८

शोढल— ३ कर्णशूले—वज्रीकाण्डात्त्वचाहीनादाग्नितापनपीडनात् । यज्जलं तद्धृते कर्णे शूलं शाम्यति देहिनाम् ॥ ( कर्णरोगाधिकारे )

४ उदरे पिप्पलीयोगः—यः सप्तरात्रत्रितयं सुधायाः क्षीरेण चूर्णं मृदितं कणायाः । लेढि प्रकामं मधुरं च भुंक्ते तस्योदरव्याधिरुपैति नाशम् ॥

५ उदरे यूषयोगः–स्नुक्पयसा परिभाविततण्डुलचूर्णैर्विनिर्मितो यूषः । उदरमुदारो हिंस्याद्योगोऽयं सप्तरात्रेण ॥

६ मूढगर्भे—न्यस्तेन मूर्धनि सुधापयसाऽल्पकेन । स्त्रीणामुपैति सहसैव हि गर्भशल्यम् ॥ ( मूढगर्भाधिकारे )

७ कृमिदन्तके—नीलीधात्रीस्नुही.... ....। आसामन्यतमान्मूलं धारणात्कृमिदन्तजित् ॥ ( मुखरोगाधिकारे )

वैद्यमनोरमा– ८ दुर्नामादौ—स्विन्नं निष्पीडितं स्नुह्याः पत्रं पायौ निधापयेत् ।
दुर्नामकृमिकण्डूतिशोफरुक्शान्तिकृत् परम् ।

९ पादविदारिकायाम्—स्नुक्क्षीरपलसंसिद्धतैलसैन्धवलेपनात् ।
रोहेत् सहस्रधा भिन्नमपि पादतलं क्षणात् ॥

१० व्रणे—द्रुतजातमतिसुकठिनं नाशयति व्रणं चिरन्तनं चापि । स्विन्नं विमृज्य लिप्तं स्नुक्पत्रं पंचषैः दिवसैः ॥

વર્ણન—થોર ન જોયા હોય એવાં સ્ત્રીપુરૂષો બહુ જ ઓછાં હશે. થોર દવાના કામમાં આવે છે એટલું જ નહિ પણ તે ઉપરાંત તે ઘણો ઉપયોગી છે. ગમે તેવી ચુના કાંકરાવાળી જમીનને થોર સુધારે છે. કાઠિયાવાડ જેવા પથરાળા મુલકમાં કંટાળા થોર જેમ બને તેમ વધારે વાવવામાં આવે તો જમીન ઘણી સુધરી શકે એમ છે. વળી કંટાળાની ઓથમાં બીજા છોડવા, ઝાડવાં વિગેરે થાય છે તે જુદું. ( વધુ વિવેચન માટે જુઓ "વનસ્પતિશાસ્ત્ર" પાનું ૬૨૫–૨૬–૨૭ ).

## વૈદ્યકમાં થોરનો ઉપયોગ

ચરક— ૧ વાતગુલ્મવાળાને રેચ માટે–નસોતરના સૂક્ષ્મ ચૂર્ણને થોરના દુધની ૨૧ ભાવનાઓ આપવી. આમાંથી ૧ તોલો દવા મધ અને ઘી સાથે ચાટવાથી બહુ સારો રેચ લાગે છે. ( આ જમાનાના લોકો માટે આટલી માત્રા વખતે જીવલેણ નીવડે. આ જમાનાની માત્રા વા. ૦॥ થી ૧ વાલ જેટલી બસ થશે. બહુ ક્રૂર કોષ્ઠવાળાએ ૦॥ તોલા સુધી અજમાવી જોવું. ) ચિ. અ. ૫.

૨ ઉદરરોગવાળાને–જેને બહુ જ કઠિન સૂકાયલો ઝાડો ઉતરતો હોય એવાને થોરનાં પાનનું શાક, ખાધા પહેલાં ખાવા આપવું. ચિ. અ. ૧૮

શોઢલ— ૩ કાનમાં ચસકા મારતા હોય તો–થોરના લીલા ડુંડલાની ઉપરની છાલ કાઢી નાખી તેને પુટપાટ વિધિથી પકાવીને રસ કાઢી લેવો. તે રસ કાનમાં નાખવાથી કાનના ચસકા મટે છે.

૪ ઉદરરોગમાં–લીંડીપીપરનું સૂક્ષ્મ ચૂર્ણ કરવું. તેને થોરના દુધની ૨૧ ભાવના આપવી. આ ચૂર્ણ ઇચ્છા મુજબ–શક્તિ

પ્રમાણે—ખાવાથી અને ઉપરથી મધુર એવું ભોજન કરવાથી ઉદરરોગ મટી જાય છે.

૫ ઉદરરોગમાં—ચોખાને થોરના દુધમાં પલાળી મૂકવા અને પછી સૂકવી નાખવા. આ ચોખાની રાબ અથવા કાંજી કરીને ઉદરરોગવાળા દરદીને સાત દિવસ સુધી આપવાથી ઉદર રોગ મટી જાય છે.

૬ મૂઢગર્ભમાં—આડું આવ્યું હોય તો—થોરનું થોડુંક દુધ માથામાં બરાબર ભરી દેવું. તરત જ ગર્ભશલ્ય—આડું આવ્યું હોય તે—શમી જાય છે—બહાર આવતું રહે છે.

૭ કૃમિદંતકમાં—થોરનું મૂળીયું ચાવવાથી અને જ્યાં દુખાવો થતો હોય ત્યાં આગળ રાખી મૂકવાથી દાંતના મૂળમાં જીવ હોય તે મરી જાય છે. ( કૃમિદંતક એ પાયોરીયા હશે ? )

વૈદ્યમનોરમા—૮ મસામાં—થોરના પાનને બાફીને, તેને નીચોવીને ગુદામાં રાખી મૂકવું. આથી હરસ, કૃમિ, ચેળ, સોજો, વેદના વિગેરેની શાંતિ થશે.

૯ પગ ફાટતા હોય તો—૪ તોલા થોરના દુધમાં તેલ પકાવી લેવું ( તૈલ વિધિથી ). આ તેલમાં સ્હેજ સિંધાલુણ નાખીને પગની ફાટોમાં ઘસવું. ગમે તેટલો પગ ફાટયો હોય તો તે પણ મટે છે.

૧૦ વ્રણમાં—ઘણા લાંબા વખતનું ગમે તેવું કઠિન ગડગુંમડ હોય તો તે પણ પાંચ છ દિવસ સુધી થોરનું પાન બાફીને ઉપર બાંધવાથી સારૂં થઇ જાય છે.

**वक्तव्य**—સુશ્રુતના શ્યામાદિ ગણમાં સુધાનો ઉલ્લેખ છે. દઢબલે બહુ કંટકવાળો અને બીજો સુતીક્ષ્ણ અલ્પ કંટકવાળો થોર આવી બે જાત બતાવી છે. 'ત્રિધારા' નામની એક ત્રીજી જાત પણ થાય છે. સુધા અને સેહુણ્ડ એક બીજાના પર્યાયો તરિકે ટીકામાં વપરાયલા છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૬૨૨; રૂ. નિ. પા. ૧૧૦; N. p. 290; Watt III p. 289; Indi. Medi. Plants p. 1128.

## ૩૪૦ આંબળાં

### N. O. Euphorbiaceæ.

**નામો**—आमलकी, धात्री, धात्रिफल, अमृतफल, वयःस्था ( સંસ્કૃત ); આંબળાં ( ગુજરાતી ); આંવલે ( મરાઠી ); આંબળાં ( હિંદી ); આમલજ્ ( અરબી ); The Emblic myrobalans-ધી એમ્બ્લીક માયરોબેલન્સ ( અંગ્રેજી ); Phylanthus emblica-ફાઇલેંથસ એમ્બ્લીકા ( લેટીન ).

गुणाः—

कषायं कटुतिक्तोष्णं स्वादु चामलकं हिमम् ।
रसं त्रिदोषहृद्वृष्यं ज्वरघ्नञ्च रसायनम् ॥
हन्ति वातं तदम्लत्वात् पित्तं माधुर्यशैत्यतः ।
कफं रूक्षकषायत्वात् फलं धात्र्याः त्रिदोषजित् ॥

॥ ध. नि ॥

आमलकं कषायाम्लं मधुरं शिशिरं लघु ।
दाहपित्तवमीमेहशोफघ्नञ्च रसायनम् ॥
कटु मधुरकषायं किंचिदम्लं कफघ्नम् ।
रुचिकरमतिशीतं हन्ति पित्तास्रतापम् ।
श्रमवमनविबन्धाऽऽध्मानविष्टम्भदोष–
प्रशमनममृताभं चामलक्याः फलं स्यात् ॥

॥ रा. नि. ॥

हरीतकीसमं धात्रीफलं किन्तु विशेषतः ।
रक्तपित्तप्रमेहघ्नं परं वृष्यं रसायनम् ॥
हन्ति वातं तदम्लत्वात् पित्तं माधुर्यशैत्यतः ।
कफं रूक्षकषायत्वात् फलं धात्र्याः त्रिदोषजित् ॥
यस्य यस्य फलस्येह वीर्यं भवति यादृशम् ।
तस्य तस्यैव वीर्येण मज्जानमपि निर्दिशेत् ॥

॥ भा. प्र ॥

आदौ अन्ते च मध्ये च भोजनस्य प्रशस्यते ।
निरत्ययं दोषहरं फलेष्वामलकीफलम् ॥

॥ राजवल्लभः ॥

तान्गुणांस्तानि कर्माणि विद्यादामलकीष्वपि ।
यान्युक्तानि हरीतक्या वीर्यस्य तु विपर्ययः ॥

॥ चरकः ॥

चरक— १ रसायने—आमलकचूर्णाढकमेकविंशतिरात्रमामलकसहस्रस्वरसपरिपीतं मधुघृताढकाभ्यां द्वाभ्यामेकीकृतमष्टभागपिप्पलीकं शर्कराचूर्णचतुर्भागसंप्रयुक्तं घृतभाजनस्थं प्रावृषि भस्मराशौ निदध्यात्तद्वर्षान्ते सात्म्यपथ्याशी प्रयोजयेत्। अस्य प्रयोगाद्वर्षशतमजरमायुस्तिष्ठतीति समानं पूर्वेण ॥ इति आमलकचूर्णम् । चि. १–८९.

२ प्रयोग—संवत्सरं पयोवृत्तिर्गवां मध्ये वसेत्सदा ।
सावित्रीं मनसा ध्यायन्ब्रह्मचारी जितेन्द्रियः ॥
संवत्सरान्ते पौषीं वा माघीं वा फाल्गुनीं तिथिम् ।
त्र्यहोपवासी शुद्धश्च प्रविश्यामलकीवनम् ॥
बृहत्फलाढ्यमारुह्य द्रुमं शाखागतं फलम् ।
गृहीत्वा पाणिना तिष्ठेज्जपन्ब्रह्मामृतागमात् ॥
तदा ह्यवश्यममृतं वसत्यामलके क्षणम् ।
शर्करामधुकल्पानि स्नेहवन्ति मृदूनि च ॥
भवन्त्यमृतसंयोगात्तानि यावन्ति भक्षयेत् ।
जीवेद्वर्षसहस्राणि तावन्त्यागतयौवनः ॥
सौहित्यमेषां गत्वा तु भवत्यमरसन्निभः ।
स्वयं चास्योपतिष्ठन्ते श्रीर्वेदा वाक्च रूपिणी ॥

चि. १–१०७–११२

२ ज्वरे—अस्वेदनिद्रस्तृष्णार्तः पिबेत्पेयां सशर्कराम् ।
नागरामलकैः सिद्धां घृतभृष्टां ज्वरापहम् ॥ चि. ३–१८३

३ ,,—रसमामलकानां वा घृतभृष्टं ज्वरापहम् ॥ चि. ३–२२५

४ अर्शःसु अतिप्रवृत्ते रक्ते—काश्मर्यामलकानां....दध्नः सरेण सिद्धान्दद्याद्रक्ते प्रवृत्तेऽति ॥ चि ९–२०३.

५ प्रदरे—जलेनामलकाद्बीजं कल्कं वा ससितामधु ।
मधुनामलकाच्चूर्णं रसं वा लेहयेत् च ताम् ॥

चि. ३० ११४–११५.

६ [illegible]—....रसमामलकाद्वा घृतमिश्रं प्रदापयेत्। स एव गुल्कोष्ठाय त्रिवृन्मूलयुतो हितः ॥ चि. ११-६६.

७ रक्तपित्ते—....आमलकानि वा। .... रसः प्रशस्यते तेषां विशेषतः ॥ चि. ४-५६

८ जालकगर्दभे—धात्रीप्रयोगांश्चिशिरान्प्रदेहान्। कुर्यात्सदा जालकगर्दभस्य ॥ चि १७-९६

९ हिक्कायां—पिप्पलीमधुयुक्तौ वा रसौ धात्रीकपित्थयोः ॥
चि. २१-१३२

१० तिमिरे—धात्रीरसांजनक्षौद्रसर्पिर्भिस्तु रसक्रिया। पित्तरक्ताक्षिरोगघ्नी तैमिर्यपटलापहा ॥ चि २६-२५९.

सुश्रुत—

११ रक्ताभिष्यन्दे—पत्र फलं चामलकस्य पक्त्वा। क्रियां विदध्यादथवाऽञ्जनार्थे ॥ उ. १२-४९

१२ मूत्रदोषरुजातुरे—प्रपीड्यामलकानां तु रसं कुडवसंमितं। पीत्वाऽगदीभवेज्जन्तुः मूत्रदोषरुजातुरः ॥ उ. ५८-४०

१३ कासे—चूर्णं पिबेच्चामलकस्य वाऽपि। क्षीरेण पक्वं सघृतं हिताशी ॥ उ. ५२-३६.

१४ प्रमेहे—शुद्धदेहम्....आमलकरसेन हरिद्रां मधुसंयुक्तां पाययेत्। चि. ११-७.

१५—अर्शे—....एष एव....आ[illegible]षु तक्रकल्पः ॥
चि. अ. ६-१३

१६ वातरक्ते—....सर्वेषु च पुराणघृतमामलकरसाविपक्वं वा पानार्थे ॥ चि. ५-१२.

१७ स्वास्थ्यरक्षणार्थम्—....कषायेण....आमलकस्य वा। प्रक्षालयेन्मुखं नेत्रे स्वस्थः शीतोदकेन वा ॥ नीलिकां मुखशोषं च पीडकाम् व्यंगमेव च। रक्तपित्तकृतान्रोगान् सद्य एव विनाशयेत् ॥ चि २४-१९.

१८ वाजीकरणे—एवमामलकचूर्णं स्वरसेनैव भावितम्। शर्करामधुसर्पिर्भिः युक्तं लीढ्वा पयः पिबेत्। एतेनाशीतिवर्षोऽपि युवेव परिहृष्यति ॥ २६–२४

१९ पांडुरोगे—(१) धात्रीफलानां रसमिक्षुजं च। मंथं पिबेत्क्षौद्रयुतं हिताशी ॥ उ. ४४–१८

(२) धात्रीफलं वा मधुनाऽवलिह्यात् ॥ उ. ४४–२७

२० उदावर्ते—धात्रीफलानां स्वरसं सजलं वा पिबेत् त्र्यहम् ॥ उ. ५५–२२

२१ मूर्च्छायाम्—हरीतकीकाथशृतं घृतं वा। धात्रीफलानां स्वरसैः कृतं वा....पिबेत् ॥ उ. ४६–१९

वृन्द— २२ रक्तप्रदरे—....जलेनामलकाद्बीजकल्कं वा ससितामधु ॥ (प्रदराधिकारे)

२३ मूत्रकृच्छ्रे—गुडेनामलकं वृष्यं श्रमघ्नं तर्पणं प्रियम्। पित्तासृग्दाहशूलघ्नं मूत्रकृच्छ्रनिवारणम् ॥ (मूत्रकृच्छ्राधिकारे)

२४ शीतपित्ते—....गुडमामलकैः सह प्रयोजयेत् ॥

२५ नासास्रुतशोणितवारणार्थम्—नासाप्रवृत्तरुधिरं घृतभृष्टं श्लक्ष्णपिष्टमामलकम्। सेतुरिव तोयवेगं रुणद्धि मूर्ध्नि प्रलेपेन ॥ (रक्तपित्ताधिकारे)

चक्रदत्त— २६ पित्तशूले—धात्रीरसं....पिबेत्सशर्करं सद्यः पित्तशूलनिषूदनम् ॥ शूलचि०।

भावप्रकाश— २७ मूत्रनिग्रहे—आमलक्याश्च कल्केन बस्तिभागं प्रलेपयेत्। तेन प्रशाम्यति क्षिप्रं नियमान्मूत्रनिग्रहः ॥

२८ योनिदाहे—धात्रीरसं सितायुक्तं योनिदाहे पिबेत्सदा ॥

बंगसेन— २९ नवदृक्कोपे—धात्रीफलनिर्यासः नवदृक्कोपं निहन्ति पूरणतः ॥

३० शिशोःविच्छिन्नामरोगे—आमलकयाः पलान्यष्टौ गोमूत्रे सप्तभावयेत् भावयित्वातपे पश्चाद्विच्छिः लिप्ता प्रशाम्यति ॥ बालरोगचि० ॥

क्षेमकुतूहल— ३१ अग्निसंधुक्षणार्थम्—अंगारपाकपचितानि फलानि धात्र्याः आज्येन जीरलवणेन विमिश्रितानि । बाह्लीकधूमपरिधूपितमौरभाणि संधुक्षयन्ति जठरानलमुद्धतानि ॥

वैद्यमनोरमा— ३२ मेधावर्धनार्थे—तिलधात्रीफलचूर्णं समधुघृतं प्रतिदिनं प्रगे लीढम् । जनयेन्मासेन मतिं महतीं हन्याज्जरां च पराम् ॥

राजमार्तण्ड— ३३ स्वरभंगे—अभिलषति विजेतुं यः स्वरस्य प्रणाशं स पिबतु सह दुग्धेनामलक्याः फलं वा ॥

३४ रसायनार्थे—चूर्णमामलककृतमम्भसा सर्पिषाऽथ मधुनाऽथवा निशि । पीयमानमुदराग्निनासिकाश्रोत्रनेत्रबलयौवनप्रदम् ॥

३५ नेत्ररोगे—वृक्षस्थिताद्विगलितो नखभेदनेन धात्रीफलाद्विदलितात् परिपूर्णरूपात् । रोगान् रसो हरति लोचनयोः प्रभूतान् दोषैः कृतान् पवनपित्तकफैः प्रदुष्टैः ॥

शोढल— ३६ पित्तश्वयथौ—....पीतो वाऽऽमलकाद्रसः ॥

३७ सोमरोगे—सुपक्कं कदलीफलं धात्रीफलरसं मधु । शर्करासहितं पेयं सोमधारणमुत्तमम् ॥

વર્ણન—હિંદુસ્તાનનાં ઘણાં જંગલોમાં આ ઝાડ થાય છે. કેટલેક ઠેકાણે તે નાનાં અને કેટલેક ઠેકાણે મોટાં થાય છે. થડ ઉપરની છાલ કડાયા કે ગુગળનાં ઝાડની પેઠે ઉખડી જતી જોવામાં આવે છે. એનાં પાન આંતરે આવેલાં છે. તે ઘણાં પાસે પાસે ગોઠવાયલાં હોય છે. દરેક દલ (leaflet)માં નાનાં નાનાં આંબલીના પાન જેવાં ૧૦૦ પત્રો હોય છે. આજ કારણથી સંસ્કૃતમાં એને शतपत्री કહે છે. ફળ જેમ મોટાં અને દળદાર હોય છે તેમ તે સારાં ગણાય છે. કાશી તરફનાં આંબળાં વખણાય છે.

## વૈદ્યકમાં આંબળાંનો ઉપયોગ.

ચરક— ૧ રસાયન તરીકે—૨૫૬ તોલા આંબળાંના ચૂર્ણને એક હજાર લીલાં આંબળાંના રસની અંદર ૨૧ દિવસ રાખી મૂકવું. ૨૫૬ તોલા મધ અને ૨૫૬ તોલા ઘી પણ સાથે મેળવવું. એની અંદર આઠમા ભાગની પીપર ( એટલે ૯૬ તોલા ) અને ૪૮ તોલા સાકર નાખવી. આ બધાને ભેગું કરીને એક રીઢા વાસણમાં ભરવું, અને બરાબર મ્હોં બંધ કરી લઈ પ્રાવૃટ્ઋતુમાં ભસ્મના ઢગલામાં તેને દાટી

દેવું. એક વર્ષ પછી તેને કાઢવું અને પથ્ય આહારવિહાર સાથે તેમાંથી સવારસાંજ યથેચ્છ પ્રાશન કરવું. આ પ્રયોગથી જીવન વધે છે. ચિ. ૧. ૮૫

પ્રયોગ ૨ જો—એક વર્ષ સુધી કેવળ ગાયના દુધ ઉપર રહેવું અને ગાયો સાથે જ વસવું. મનથી સાવિત્રી (ગાયત્રી મંત્ર)નો જપ કરવો, બ્રહ્મચર્ય પાળવું, જિતેન્દ્રિય રહેવું. એક વર્ષ પછી ત્રણ દિવસનો ઉપવાસ કરી, શુદ્ધ થઇ પોષ, મહા કે ફાગણ માસની કોઈ પણ તિથિએ આંબળાંના વનમાં પ્રવેશ કરવો. મોટાં ફળથી ભરપુર એવા આંબળાના ઝાડ ઉપર ચઢીને શાખાઓ ઉપર આવેલાં આંબળાંને હાથમાં પકડી બ્રહ્મનો જપ કરતાં કરતાં તેમાં અમૃતનો પ્રવેશ થાય એવી ભાવના કર્યા કરવી. અને અવશ્ય એ વખતે તેમાં અમૃત આવીને વસે છે પણ ખરૂં. આ અમૃતના સંયોગથી આંબળાં સાકર અને મધ જેવાં મીઠાં, સ્નેહવાળાં અને મૃદુ થાય છે. આવાં આંબળાં જેટલાં ખાવામાં આવે તેટલા હજાર વર્ષ જીવન લંબાય છે, યૌવન પાછું આવે છે. આ આંબળાંના સેવનથી તે માણસ સાક્ષાત દેવ જેવો જ બની જાય છે; સાક્ષાત શ્રી, અને સરસ્વતી તેની પાસે આવીને રહે છે. ચિ. ૧. ૧૦૭ થી ૧૧૨

૨ તાવમાં—જેને ઉંઘ અને પરસેવો ન આવતાં હોય અને તરસ ન છીપતી હોય, તેને આંબળાં અને આદુની, ઘીસાકર સાથે રાબડી બનાવીને આપવી. ચિ. ૩. ૧૮૩

૩ તાવમાં—આંબળાંનો રસ, ઘીમાં વઘારીને ખાવાથી તાવ મટે છે. ચિ. ૩–૨૨૫

૪ હરસમાંથી લોહી બહુ પડતું હોય તો—દહીંની ઉપરની તોર સાથે આંબળાં આપવાં.

૫ શ્વેતપ્રદરમાં—સાકર અને મધ સાથે આંબળાંના બીજનું ચૂર્ણ પીવું. અથવા આંબળાંનું ચૂર્ણ કે રસ મધ સાથે ચાટવું.

૬ રતવાના તાવમાં—આંબળાંનો રસ ઘી સાથે પીવાડવો. કોઠો જો બહુ જ કઠણ હોય તો તેજ રસમાં નસોતરના મૂલનું ચૂર્ણ નાખીને આપવું. આથી દાહ શાંત થશે અને રતવાનું જોર નરમ પડશે.

૭ રકતપિત્તમાં—આંબળાંનો રસ મધ સાથે આપવો.

૮ જાલગર્દભ નામના રોગમાં-ઠંડા ઉપચાર સાથે, આંબળાંનું સેવન હમેશાં કરાવવું.

૯ હેડકીમાં—આંબળાંનો અને કોઠીનો રસ પીપર અને મધ સાથે પીવા આપવો.

૧૦ આંખે બહુ ઝાંખ પડતી હોય તો—આંબળાંનું ચૂર્ણ, રસવંતી, મધ અને ઘી–થી રસક્રિયા બનાવવી. તે આંજવાથી પિત્તજન્ય આંખના રોગો, તિમિર અને પટલ મટે છે.

સુશ્રુત— ૧૧ રકતાભિષ્યન્દમાં—આંબળીનાં પાન અને ફૂલની રસક્રિયા બનાવી તે આંજવી.

૧૨ પેસાબ ન આવતો હોય અને પીડાતો હોય તે માણસે આંબળાંનો રસ તો. ૧૬ પી જવો—તુરત જ દુઃખથી મુક્ત થશે.

૧૩ ખાંસીમાં—દુધની સાથે ઉકાળેલું આંબળાંનું ચૂર્ણ ઘી સાથે પીવું અને હિત ખોરાક લેવો

૧૪ પ્રમેહમાં—શુદ્ધ દેહવાળાને આંબળાંના રસ સાથે હળદરનું ચૂર્ણ, મધ નાખીને પાવું.

૧૫ અર્શમાં—ચિત્રાના મૂળની છાલની માફક જ આંબળાના ચૂર્ણને પણ રીઢા વાસણમાં છાશ સાથે ચોપડીને પીવું.

૧૬ વાતરક્તમાં—દરેક જાતના વાતરકતમાં જુના ઘી સાથે આંબળાંનો રસ પકાવીને પીવો.

૧૭ તંદુરસ્તી જાળવવા માટે હમેશનો પ્રયોગ—દાતણ કરી રહ્યા પછી આંબળાંનો કવાથ મ્હોંમાં ભરીને પછી તેજ કવાથથી આંખો ઉપર છાલકો મારવી. મ્હોં પણ એનાથી ધોવું. આ પ્રયોગથી મ્હોં ઉપરની ફોલ્લીઓ, વ્યંગ, મુખશોષ, રક્તપિત્તથી ઉત્પન્ન થતા રોગો, સારા થાય છે. પ્રયોગ હમેશાં નિયમિત કરવો.

૧૮ વાજીકરણમાં—આંબળાંના ચૂર્ણને આંબળાના રસની એકવીસ ભાવનાઓ આપવી. પછી એ ચૂર્ણ પાવલી પાવલીભાર સવાર સાંજ સાકર, મધ સાથે ચાટી ઉપરથી દુધ

પીવાથી એંશીવર્ષનો ડોસો હોય તો તે પણ જુવાન પેઠે કામક્રીડામાં પ્રવૃત્ત થઇ શકે છે.

૧૯ પાંડુરોગમાં—હિત આહાર સાથે આંબળાંનો અને શેરડીનો રસ મધ સાથે હમેશાં પીવો.

૨૦ ઉદાવર્તમાં—આંબળાંનો રસ, પાણી સાથે ત્રણ દિવસ પીવો.

૨૧ મૂર્છામાં—આંબળાંના સ્વરસથી ઘી પકાવી લેવું. અને તે મધ સાથે ખાવું.

વૃન્દ— ૨૨ લોહીવા થયો હોય તો—આંબળાંનું ચૂર્ણ સાકર અને મધ સાથે ચાટવું અથવા પાણી સાથે પી જવું.

૨૩ મૂત્રકૃચ્છ્રમાં આંબળાંનો રસ ગોળ સાથે પીવાથી વૃષ્ય, શ્રમઘ્ન, અને તર્પણકર્તા છે; રક્તપિત્ત, દાહ, શૂળ વિગેરેને હણનાર અને મૂત્રકૃચ્છ્રનું નિવારણ કરનાર છે.

૨૪ શીળવામાં-આંબળાંનું ચૂર્ણ ગોળ સાથે ખાવું.

૨૫ નાકમાંથી લોહી પડતું હોય તો-આંબળાંના બારીક ચૂર્ણને ઘીમાં શેકીને પાણી સાથે સારી રીતે લઢીને માથા ઉપર લેપ કરવો. તુરત જ લોહી પડતું બંધ થઇ જશે-જેમ પુસ્તો બાંધવાથી જલનો વેગ બંધ થઇ જાય છે તેમ.

ચક્રદત્ત— ૨૬ પિત્તના શૂલમાં-આંબળાંનો રસ સાકર સાથે પીવો. તુરત જ શૂળ મટી જશે.

ભાવપ્રકાશ- ૨૭ મૂત્રનો અટકાવ થયો હોય તો-આંબળાના ચૂર્ણને પાણીમાં વાટીને લેપ જેવું કરીને પેઢુ ઉપર ચોપડી આપવું. પેસાબ આવશે.

૨૮ યોનિના દાહમાં-આંબળાનો રસ સાકર સાથે હમેશાં પીવો. દાહ મટી જશે.

બંગસેન— ૨૯ આંખો ખૂબ જોરમાં આવી હોય તો-આંબળાનો રસ નવી દુખતી આવેલી આંખમાં નાખવાથી-પૂરવાથી-વેદના મટે છે.

૩૦ બચ્ચાંઓને 'વિચ્ચિ' નામનો રોગ થાય છે તેમાં-૩૨ તોલા આંબળાંના ચૂર્ણને ગૌમૂત્રની સાત ભાવના આપવી. પછી એ ચૂર્ણને વિચ્ચિ ઉપર લગાડવું.

**ક્ષેમકુતૂહલ-૩૧ જઠરાગ્નિ પ્રદીપ્ત કરવા માટે**-આંબળાંને અંગારાના તાપમાં પકાવી લેવાં. પછી તેને ઘી અને જીરાનો વઘાર આપી, મીઠું નાખી, સુગંધી ધૂપથી સુગંધિત બનાવીને ખાવાં. એથી અગ્નિ પ્રદીપ્ત થાય છે.

**વૈદ્યમનોરમા-૩૨ બુદ્ધિ વધારવા માટે**-આંબળાંનું ચૂર્ણ અને તલ-સમાન ભાગે હમેશાં ઘી અને મધ સાથે સવારમાં ખાવું. એક મહિનાના પ્રયોગથી બુદ્ધિ વધે છે અને ઘડપણ દૂર થાય છે.

**રાજમાર્તંડ-૩૩ ઘાંટો બેસી ગયો હોય તો**-દુધ સાથે આંબળાંનું ચૂર્ણ લેવું.

૩૪ **રસાયન તરિકે**-આંબળાંનું ચૂર્ણ પાણી સાથે, અથવા ઘી સાથે, અથવા મધ સાથે-રાત્રે પીવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે; નાક, કાન, આંખ, વિગેરે સારાં થાય છે; યૌવન આવે છે.

૩૫ **નેત્રના રોગમાં**-નાનાં ચુંટેલાં આંબળાંમાંથી નખવડે રસ કાઢવો. એ રસ આંખમાં નાખવાથી આંખના ઘણા રોગો સારા થાય છે.

**શોઢલ**— ૩૬ **પિત્તજન્ય સોજો હોય તેમાં**-આંબળાંનો રસ પીવો.

૩૭ **સોમરોગમાં**-આંબળાંના ફૂલનો રસ સાકર અને મધ નાખીને હમેશાં પીવો અને પાકેલાં કેળાં ખાવાં. બહૂ જ સરસ પ્રયોગ છે.

**નવ્યમત**—ડૉ. **મેકનાફ** તથા ડૉ. **ઈર્વીન** કહે છે કે આમાં એન્ટીસ્કૅારબ્યુટીક ગુણો રહેલા છે. એનાં સુકાં ફળો અતિસાર અને મરડાના વ્યાધિમાં ગ્રાહી તરિકે વપરાય છે. **ઓંટીયસ** આ વ્યાધિઓમાં તે ઘણું કિમતી છે, એમ ખાત્રી કરી આપે છે. ( ડીસીઝીઝ ઓફ ઈન્ડીઆ. પા. ૨૦૦ ). આ ઔષધ અતિસાર, મરડો, ઉરઃક્ષત ( હીમૉપ્ટીસીસ ) અને પેટમાંથી પડતા લોહીના વ્યાધિમાં ( હીમેટેમેસીસ ) ગ્રાહી, ઉપલેપક અને શકિતવર્ધક તરીકે ૧ થી ૩ ડ્રામના વજનથી વપરાય છે. ( હૉસ્પીટલ આસીસ્ટંટ, ચુનીલાલ. જબલપુર. )

સીરીબ્રલ સરક્યુલેશનના વ્યાધિ સાથે માથાની અંદર થતો દાહ અને દુખાવો કે ગભરામણ તથા વખતે વાળ ખરી જતા હોય એવા કેટલાએક કેસોમાં રાઇના તેલમાં અમૂક વખત આંબળાં પલાળી તે તેલ ફતેહથી વાપર્યું છે. એવી રીતે બનાવેલા તેલને થોડા દિવસ માથા ઉપર લગાડયું, તેથી માથા ઉપર થતી બળતરા શાંત થઇ, ગભરામણ ઓછી થઇ, અને વાળ ખરી જવાના

કેસમાં બહુ જલદીથી વાળ પાછા ઉગી નીકળ્યા. ( સીવીલ સરજન ડી. બાસુ. ફરીદપુર—બંગાળ. )

આંબળાંનો ફાંટ શીતળ અને ગ્રાહી છે, અને બીજા ઔષધની સાથે અતિસાર તથા મરડામાં ઉપયોગી મુખ્ય દવા છે. વળી મૂત્રમાર્ગે થતા રક્તસ્રાવ ( હીમેચ્યુરીયા ) ને માટે તે અસરકારક છે એમ માલમ પડયું છે. ( આસી. સરજન એસ. સી. ભટ્ટાચાર્યજી. ચંદા. )

તાજાં ફળો ખૂબ ખાવામાં આવે તો જુનો મરડો મટાડે છે. ( એપોથી—કરી થોમસ ગુડ ). આનાં સુકાં ફળોને કોરા માટીના વાસણમાં રાત આખી ભીંજવી, સવારે ગાળી લેવાથી હિમ થાય છે. તે આંખના દરદમાં આંખમાં છાંટવાના ઉપયોગમાં લેવામાં આવે છે. (સરજન. આર. એ. લાહોર)

( વનસ્પતિ ગુણાદર્શમાંથી )

**वक्तव्य**—ચરકે ગ્રહણીમાં, દુરાલભાસવના પાઠમાં ૧ પ્રસ્થ આંબળાં નાખેલાં છે, એ ઉપરથી જણાય છે કે સંગ્રહણી, અતિસાર, મરડો વિગેરેમાં આંબળાં વાપરી શકાય એ શોધનું માન તેમને ઘટે છે. સુશ્રુતે ગ્રહણીમાં આંબળાં નથી વાપર્યાં. અર્શમાં ચરકે આંબળાંનો છુટથી ઉપયોગ કરેલો છે. અર્શના અધ્યાયમાં કનકારિષ્ટમાં આંબળાંની એક તુલા ( ૧૦ શેર ), અને અભયારિષ્ટમાં અને ફલારિષ્ટમાં આંબળાં ૧ પ્રસ્થ ( ૬૪ તોલા ) નાખેલાં છે. તે ઉપરથી અર્શોઘ્ન ગુણ એનો છે એમ જણાય છે. ચરક આંબળાંને વિરેચનોપગ કહે છે. સુશ્રુત પણ અધોભાગહર સંશમનમાં તેને ગણાવે છે. आमलकं वयःस्थापनानाम् । ( सू. २५-३३ ) એમ ચરક જણાવે છે. ચરકે તેને વયઃસ્થાપન, જ્વરહર, કાસહર અને કુષ્ઠઘ્ન દશેમાનિમાં ગણાવેલું છે. સુશ્રુતે આંબળાંને પાંડુમાં સ્વતંત્ર યોજ્યું છે, એ ઉપરથી સમજાય છે કે તેમાં લોહનો મોટો ભાગ હોવો જોઈએ. ચરકે આંબળાંને વાજીકરણમાં નથી વાપર્યાં, જ્યારે સુશ્રુત વિગેરેએ તેને વાપરેલાં છે.

સુશ્રુતમાં સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયના ૨૦૬ મા શ્લોકમાં ' प्राचीनामलक ' ગણાવેલું. છે. એનો અર્થ શો હશે ?

સદ્‌ગત ભગવાનલાલ ઈંદ્રજી આંબળાંની હૃદય ઉપર સાદક (sedatve) અસર થાય છે એમ કહેતા હતા. જીવન હૃદ્રોગવાળા દરદીને ન અપાય એમ તેઓ વારંવાર દરેકને કહેતા હતા. ચ્યવનપ્રાશની ફલશ્રુતિમાં....उरोरोगं हृद्रोगं....अवकर्षति—જણાવે છે. હૃદય ઉપર આંબળાંની અસર શામક છે એ વાત માન્યામાં નથી આવતી. વિદ્વાનો વિચાર કરશે ?

**Actions and Uses**—The fresh fruit is refrigerant, diuretic, laxative and is used in chronic constipation. The dried fruit is cooling, stomachic, and astringent. With grapes and honey it is a favourite cooling drink for fever and diarrhœa. An extract prepared from the wood is astringent like kūthŏ. Its branches put into muddy water render the water clear. It is one of the ingredients in the preparation known as triphalā.

( R. N; Khory II p. 530-1 )

ઉલ્લેખ—વ. શા. પા. ૬૨૯; રૂ. નિ. પા. ૧૦૨; વનસ્પતિ ગુણાદર્શ પાનું. ૩૩૯; N. p. 291; Watt. III part I p. 217; Indi. Medi. Plants p. 1139.

---

## ૩૪૧ ભોંયઆંબળી.

### N. O. Euphorbiaceæ.

**નામો**—भूम्यामलकी, तामलकी, भूधात्री (સંસ્કૃત); ભોંયઆંબળી (ગુજરાતી); ભુંઇઆવલી ( મરાઠી ); ભોંયઆવલી ( હિંદી ); ભુંઇઆમલા ( બંગાલી ); Phyllanthus niruri–ફાયલેન્થસ નીરૂરી ( લેટીન ).

**गुणाः**— भूधात्री मधुरा तिक्ता वीर्यतः शिशिरा स्मृता ।
पित्तं हन्ति कफास्रघ्नी दृष्टिदाहविनाशनी ॥

॥ ध. नि. ॥

भूधात्री तु कषायाम्ला पित्तमेहविनाशनी ।
भूधात्री वातकृत् तिक्ता कषाया मधुरा हिमा ॥
पिपासाकासपित्तास्रकफकण्डूक्षतापहा ॥

॥ भा. प्र. ॥

भूधात्री तु विशेषेण विषघ्नी पुत्रदायिनी ॥

॥ शोढलः ॥

**चरक**— १ हिक्काश्वासयोः—सशर्करां तामलकीं....प्राशयेन्नावयेत् तथा ॥

चि, अ–२१.

**चक्रदत्त**— २ नेत्रपीडायाम्—भूम्यामलकी घृष्टा ससैन्धवगृहवारियोजिता ताम्रे ।
जाता घनत्वमक्ष्णोः जयति बहिर्लेपतः पीडाम् ॥

**वंगसेन**— ३ रक्तप्रदरे—भूम्यामलकीबीजन्तु पीतं तण्डुलवारिणा । दिनत्रयप्रयोगेणैव स्त्रीरोगं नाशयेत् ध्रुवम् ॥

વર્ણન—ભોંયઆંબળીના છોડવા ચોમાસે ઘણા ઉગે છે. તે ૬ ઇંચથી દોઢ ફુટ જેટલા ઉંચા થાય છે. તેમાં ઘણી ઝીણી શાખાઓ નીકળે છે. પાન સૂક્ષ્મ અને આંબળીના પાન જેવાં હોય છે. પાન આંતરે આવેલાં હોય છે. ફુલ પત્રકોણમાં જરા નીચાં નમતાં ફીક્કા ધોળા કે લીલા રંગનાં આવે છે. ફળ આમળા જેવા આકારનાં, બારીક, નીચાં નમતાં હોય છે.

### વૈદ્યકમાં ભોંયઆંબળીનો ઉપયોગ.

ચરક— ૧ હેડકી અને શ્વાસમાં—ભોંઆંબળીનું મૂળ પાણીમાં ઘસી તેમાં સાકર નાંખીને ખાવાથી તથા નસ્ય લેવાથી હેડકી અને શ્વાસ બન્ને મટે છે. ચિ. અ-૨૧.

ચક્રદત્ત— ૨ આંખની પીડામાં—તાંબાના વાસણ ઉપર ભોંઆંબળીને સિંધાલુણ સાથે પાણીમાં ઘાટું થાય સુધી ઘસવી. આંખની બહાર લેપ કરવાથી આંખની પીડા દૂર થાય છે.

બંગસેન— ૩ રક્તપ્રદરમાં—ભોંઆંબળીનાં બીજનું ચૂર્ણ ચોખાના ધોવણ સાથે બે કે ત્રણ દિવસ સુધી પીવાથી રક્તપ્રદર અને સ્ત્રીરોગ મટે છે.

વક્તવ્ય—ચરકે કાસહર અને શ્વાસહર દશેમાનિમાં તામલકીનો ઉલ્લેખ કરેલો છે. મધુરસ્કંધમાં તામલકી ગણાવેલી છે. રાજયક્ષ્માના ગોક્ષુરાદ્ય ઘૃતમાં અને જીવંત્યાદિ ઘૃતમાં તામલકી પડેલી છે; તેમજ " धान्यनागरसिद्धं वा तामलकयाऽथ वा श्रृतम्।........अन्नानि कल्पयेत् ॥ " [ चि-८-६८ ] એમ પણ કહેલું છે. ક્ષતક્ષીણના અધ્યાયમાં છે ( ચિ. ૧૬-૩૪ ). જીવનના પાઠમાં છે ( ચિ ૧-૬૦). જ્વરના બલાદ્ય ઘૃતમાં પડે છે ( ચિ. ૩-૨૨૦ ). શિરોરોગના મહામાયૂર ઘૃતમાં, હૃદ્રોગના ત્ર્યૂષણાદ્ય ઘૃતમાં, વાતરોગના અમૃતાદ્ય ઘૃતમાં, વાતરક્તના તામલક્યાદિ ઘૃતમાં–વિગેરેમાં ભોંઆંબળી યોજાયલી છે. શ્વાસકાસમાં તો તે જાણીતી છે જ. સુશ્રુતમાં તે બહુ નથી વપરાયલી જણાતી.

**Actions and Uses**—Antiperiodic, diuretic, stomachic and demulcent. It is used in intermittent fevers to prevent paroxysms, also given in diseases of the spleen and liver, in dropsy, gonorrhœa, acid urine and in jaundice. A poultice of the leaves mixed with salt is used for itch and scaly affections of the skin. The infusion mixed with methi, is used as a stomachic, bitter and astringent and also given as a ramedy in chronic dysentery.

R. N. Khory. II p. 552.

**ભાવાર્થ**—ભોંયઆંબળી જ્વરનિવારક, મૂત્રલ, પાચક અને શીત છે. વિષમજ્વર અને યતકૃપ્લીહનાં દરદોમાં, શોથ, ગનોરીયા, અમ્લમૂત્રમાં અને કમળામાં તે વપરાય છે. પાનના કલ્કની મીઠું નાખીને કરેલી પોટીશ ખસ, ચામડીના રોગ વિગેરેમાં હિતકર છે. આખા છોડનો ક્વાથ મેથી નાખીને પીવાથી પાચક, કટુપૌષ્ટિક, અને ગ્રાહી તરિકે ઉપયોગી છે. ગ્રાહી હોવાથી જુના અતિસારમાં પણ ઉપયોગી છે. ખોરી. ભા. ૨ પા. ૫૫૨

**નવ્યમત**—નાના છોડવાનો ક્વાથ સંગ્રહણીમાં અપાય છે. પાન પાચક છે. (વૅાટ). ડાંડીના રસનાં સ્હેજ તેલ સાથે ઑપ્થેલ્મીયા (અભિષ્યન્દ)માં આંખમાં ટીપાં નંખાય છે. પાન અને મૂળનું ચૂર્ણ કરી, ચોખાના ધોવણમાં પોટીસ બનાવીને પણ તેમજ સોજા ઉપર બાંધવામાં આવે છે. (ડુરી.) રેવરંડ ડૅા. જ્હૅાને મને કહ્યું છે કે આ છોડનું તાજું મૂળ કમળા માટે અકસીર ઇલાજ છે. એક તોલા જેટલાં તાજાં મૂળીયાં એક પ્યાલા દુધમાં વાટીને સવાર સાંજ થઇને પીવાથી બહુ જ ટુંક વખતમાં આરામ થઇ જાય છે." (રૅાકસબર્ગ.)

ભોંયઆંબળી—( P. niruri ) અને ખરસટ ભોંઆંબળી-( P. urinaria ) આ બન્ને છોડો હિંદુસ્તાનમાં બધે જ થાય છે આ બન્ને બહુ જ સારા મૂત્રલ છે એમ દેશીઓ માને છે અને તેથી તેનો સોજો, ઉદર, પરમીયો, અને બીજા જનનેન્દ્રિયના રોગો વિગેરેમાં ઉપયોગ કરે છે. હૅાર્સફીલ્ડે પણ આ બન્ને છોડના ગુણોની ઠીક સ્તુતિ કરી છે, પણ એનાં ગુણ ખાસ ધ્યાન ખેંચતા નથી.

"પાન અને મૂળનો ક્વાથ બહુ જ કડવો છે. પૅાર્ટો રીકોના લોકોમાં આ ક્વાથ વિષમજ્વર, સંતતજ્વર વિગેરેમાં બહુ જ જાણીતો ઇલાજ છે. મ્હેં મારી જાતે પણ ઘણીયે વખત તાવના હુમલાને આ પ્રયોગથી અટકાવ્યો છે. આ આખા છોડનો ટીંક્ચર બનાવીને ૨ ડ્રામ જેટલી માત્રામાં સવારમાં હું આપતો હતો. કેટલીક વખત તો અનેકવાર મેં આ ટીંક્ચર આપી જોયો છે અને તેથી સ્હેજ રેચક અસર જણાતી હતી. યકૃતપ્લીહની વૃદ્ધિ સાથેનાં જક્કી સતત જ્વરોમાં તે ઘણું જ ઉપયોગી ઔષધ છે. મૂળ અને પાનનો ક્વાથ સુંદર બલપ્રદ છે–અને વારંવાર લેવાથી તે મૂત્રલ પણ છે."

(Dr. A. J. Amades in Pharmaceut. Journ Aprll. 28, 1888)

મૂળને ચોખાના ધોવણ સાથે ઘસીને અતિ રક્તસ્રાવ (લોહીવા) માં કોંકણ તરફ, આપવામાં આવે છે. (ડીમક).

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. પા. ૧૧૪૪

**ઉલ્લેખ**—૧. શા. પા. ૬૩૨; રૂ. નિ. પા. ૨૫૯; N. p. 292; Watt VI part I p. 222; Indi. Medi. Plants. p. 1143.

## ૩૪૨ હરફારેવડી.

**N. O. Euphorbiaceæ.**

નામો-लवली, ज्योत्स्नाफल (સંસ્કૃત); ખાટી આમળી-હરફારેવડી (ગુજરાતી); કાંકણું, આંમળી, હરપડરેવડી ( પોરબંદર ); હરફારેરી, કાટઆંબળા (મરાઠી); હરફારેરી, ચલમેરી ( હિંદી ); Phyllanthus distichus-ફાયલેન્થસ ડીસ્ટીચસ્ ( લેટીન ).

परिचय— घना स्निग्धा हरित्प्रांशुः कासमर्दसदृक्च्छदा ।
सुगंधमूला लवली पांडुकोमलवल्कला ॥
लवल्याः फलमुद्दिष्टं श्यामम् ज्योत्स्नाफलं तथा ॥
॥ सुश्रुतटीकायाम् कश्चित् ॥

गुणाः— लवलीफलमर्शाःकफपित्तहरं गुरु ।
विशदं रोचनं रूक्षं स्वाद्वम्लं तुवरं सरम् ।
॥ भा. प्र ॥

रायामलकं तुवरं रुचिप्रदं प्रियं चाम्लम् ।
तिक्तं रूक्षं विशदं स्वादु सुगंधं वातलं चोक्तम् ॥
स्वादिष्टं लघु चोक्तं कफपित्तहरं च वातपित्तघ्नम् ।
मूत्राश्मर्यर्शोघ्नमृषिभिश्चोक्तं च पूर्वजे ग्रन्थे ॥
॥ नि. र. ॥

कषायं कफपित्तघ्नं किंचित्तिक्तं रुचिप्रदम् ।
हृद्यं सुगंधि विशदं लवलीफलमुच्यते ।
सुश्रुतः सू. ४६-१८९.

कषायविशदत्वाच्च सौगन्ध्याच्च रुचिप्रदम् ।
अवदंशक्षमं रूक्षं वातलं लवलीफलम् ॥
चरकः सू. २७-१३८.

વર્ણન—હરફારેવડીનાં ઝાડ બાગબગીચામાં શોભા માટે વાવવામાં આવે છે. એની શાખાઓ ખડબચડી અને બહુધા ટુંકી હોય છે. એની પાનવાળી શાખાઓ ૧ થી ૨ ફીટ લાંબી હોય છે. પાન પાતળાં, મથાળે પીળાશ લેતાં લીલા રંગનાં, તળીએ ફીક્કાશ લેતા લીલા કે ધોળા રંગનાં હોય છે. ડીંટડી ઘણી ટુંકી હોય છે. ફુલ રાતા રંગનાં, ઘણાં પાસે પાસે, જાડી શાખાઓ ઉપર આવેલાં હોય છે. ફળ પીળાં, રસભર્યા, ખાટાં, ૩ થી ૪ કે

૮ ખાંચીયાવાળાં હોય છે. ચોમાસાની શરૂઆતમાં ફળ પાકે છે. આના ફળનું અથાણું કરવામાં આવે છે. સરબત પણ સારો થાય છે. આંબળાં જેવાજ ગુણ છે એમ કેટલાક માને છે.

આ ઝાડ મલાયા ટાપુનું વતની છે એમ નૅર્ન લખે છે. એનાં ફળ Country gooseberry નામથી ઓળખાય છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૪૪; વ. શા. પા. ૬૩૨; N. p- 232; Watt VI part I. p. 217; Indi. Medi. Plants p. 1145;

---

## ૩૪૩ કંબોઇ.

### N. O. Euphorbiaceæ.

**નામો**—कांबोजी, बहुपुष्पा, बहुप्रजा (સંસ્કૃત); કંબોઇ, કાળી કંબોઈ (ગુજરાતી); काळी चीकली (મરાઠી); કાલા મહમ્મદ (હિંદી); Breynia patens—બ્રેયીનીઆ પેટન્સ (લેટીન).

**ગુણાઃ**— कांबोजी ग्राहिणी वातशोथरक्तविभेदकृत् ॥

॥ शोढलः ॥

**વર્ણન**—કંબોઇનાં ઝાડવાં પંચમહાલ તરફ ખૂબ થાય છે. ઘણું કરીને નદીનાળાંના કિનારા ઉપર અથવા પાણીની નજીકમાં તે ખૂબ થાય છે. તે લીલાશ લેતાં કાળાં કે કાળા રંગનાં હોય છે. તે ૪ થી ૮ ફીટ ઉંચાં વધે છે. તેની શાખાઓ પથરાતી, લાંબી સોટીઓ જેવી હોય છે. પાન આંતરે આવેલાં હોય છે અને આવળનાં પાનને મળતાં હોય છે. ચૈત્ર વૈશાખે ફળફુલ આવે છે. એમાં નર અને માદા ફુલ જુદાં જુદાં એક જ ઝાડ ઉપર આવેલાં હોય છે. ફળ વટાણા જેવડું મોટું હોય છે. ફળ પ્રથમ લીલાં અને પાકે એટલે કાળાં થઈ જાય છે. ફળનો રંગ જાંબુડા રંગનો હોય છે. બીજાં દાતણના અભાવે પંચમહાલ તરફ લોકો કંબોઇનાં દાતણ કરે છે. પંચમહાલ તરફ કંબોઇની ડાંડીનો રસ આંખ આવી હોય તેમાં ઉપયોગમાં લે છે.

**वक्तव्य**—ચરકમાં काम्बोजीનો ઉલ્લેખ નથી મળતો. સુશ્રુત અને વાગ્ભટમાં એકાદ વખત તેનો ઉલ્લેખ મળી આવે છે. શોઢલે આને નિઘંટુમાં દાખલ કર્યું છે. સુશ્રુતટીકાકાર ડલ્હણ 'कांबोजिका कृविका, गयी तु माषपर्णीमाह।' (चि. अ—१९) આમ લખે છે. વ્રણપ્રક્ષાલનમાં બીજાં સાથે તે યોજાયલી છે. કાંબોજિકા ઘણું કરીને રક્તગુંજાના અર્થમાં કે માષપર્ણીના અર્થમાં જ વપરાયલી છે. વાગ્ભટે ગુહ્યરોગપ્રતિષેધના અધ્યાયમાં 'શ્વેતકાંબોજિકા' યોજેલી

છે. અમરકોષમાં માષપર્ણીના પર્યાય તરિકે જ કામ્બોજી ગણાવેલી છે. ગદનિગ્રહમાં કાંબોજી વપરાયલી નથી એ નવાઈ જેવું છે. આ છોડ ગ્રાહી છે અને તેથી રક્તાતિસાર, અતિસાર વિગેરેમાં વાપરી ખાતરી કરવા લાયક છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૬૩૪; રૂ. નિ. પા. ૫૩૬; N. p. 293.

---

## ૩૪૪ પુત્રંજીવ

### N. O. Euphorbiaceæ.

નામો—पुत्रञ्जीवः ( સંસ્કૃત ); પુત્રંજીવ ( ગુજરાતી. મરાઠી ); પિતોજીયા ( હિંદી ); જીયાપુતા, પુતજીયા ( બંગાલી ); Putrajiva Roxburghii—પુત્રજીવ રૉકસબર્ઘીયાઇ ( લેટીન ).

परिचय— पुत्रंजीवः मध्यवर्तुलः तीक्ष्णाग्रफलो जंबीरपत्रो वृक्षः ।

सुश्रुतटीकायां डल्हणः उ. अ–३१....८

गुणाः— पुत्रजीवो हिमो वृष्यः श्लेष्मदो गर्भजीवदः ।
चक्षुष्यः पित्तशमनो दाहतृष्णानिवारणः ॥

॥ रा. नि ॥

पुत्रञ्जीवो गुरुर्वृष्यो गर्भदः श्लेष्मवातहृत् ।
सृष्टमूत्रमलो रूक्षो हिमः स्वादुः पटुः कटुः ॥

॥ भा. प्र ॥

सुश्रुत— १ श्लीपदे—अनेनैव विधानेन पुत्रञ्जीवकजं रसम् । प्रयुञ्जीत भिषक् प्राज्ञः कालसात्म्यविभागवित् ॥ चि. अ–१९–६१

भावप्रकाश– २ विस्फोटे—पुत्रंजीवस्य मज्जानं जले पिष्ट्वा प्रलेपयेत् । कालस्फोटं विस्फोटञ्च सद्यो हन्ति सवेदनम् ॥

बंगसेन— ३ उरोग्रहे—पुत्रञ्जीवकाशिमूत्थाः........रसा एकैकशः कोष्णा द्विशो वा रामठान्विताः ॥

વર્ણન—બહુ ઉંચું નહિ અને બહુ નીચું નહિ એવું Middle-siezd આ ઝાડ છે. બારે માસ તે લીલુંછમ રહે છે. તે છાયાવૃક્ષ હોય એમ લાગે છે, કારણ કે શાખાઓ સારી રીતે ઝુકેલી હોય છે. શાખાઓ અને પાનની ડીંટડીઓ રુંવાળી રૂંછાળવાળી હોય છે. પાન ચીકટ, ઘેરા લીલા રંગનાં, ચકચકિત, લંબ-

ગોળ, કરવતના જેવા દાંતીયાવાળાં ( Margins ) હોય છે. નર અને માદાપુલ જુદા જુદા ઝાડ ઉપર જુદાં જુદાં આવે છે ( Diœcious ). ફુલ માર્ચ અને મેની વચમાં આવે છે. ફળ હીંગોળીયા જેવું, વચમાં ગોળ, બન્ને છેડે અણીવાળું હોય છે. ફળને પાકતાં ૧ વર્ષ લાગે છે. ફલ પાકતા સુધી પુષ્પબાહ્યકોષનાં પત્રો તેને વળગેલાં રહે છે. ચીનાબની પૂર્વમાં ૨૫૦૦ ફીટ જેટલી ઉંચાઇએ આ ઝાડ જોવામાં આવે છે. ભેજવાળાં, ઘાટાં જંગલોમાં, નદીઓના કિનારા ઉપર આ ઝાડ થાય છે–પણ બહુ નથી થતાં. બાગોમાં એને ઉછેરવામાં આવે છે. ( બ્રેંડીસ. પાનું ૫૬૬. )

કોલ્હાપુર જીલ્લામાં આ ઝાડ બહુ થાય છે એમ સ્વ. કવિરાજ બિરજાચરણ ગુપ્ત કહે છે. બંગાળામાં તે ભાગ્યે જ જોવામાં આવે છે. સ્વ. કૃતોભટ્ટ પુત્રંજીવનું ઝાડ હીંગોળીયા જેવું થાય છે એમ કહે છે પણ તે ભૂલ છે. ફળ હીંગોળીયા જેવું થાય છે તે સાચું છે. ડલ્હણના મત પ્રમાણે જંબીર (લીંબુ) ના પાન જેવાં પાનવાળું અને હીંગોળીયાના ફળ જેવાં ફળવાળું ઝાડ તે પુત્રંજીવ. પાવાગઢમાં પણ આનાં ઘણાં ઝાડ થાય છે. ત્યાં એને ' જીયાપુતા ' કહે છે.

### વૈદ્યકમાં પુત્રંજીવનો ઉપયોગ

સુશ્રુત— ૧ **હાથીપગામાં**–પુત્રંજીવનો રસ, કાલ, સાત્મ્ય વિગેરે જાણનાર વૈદ્યે હાથીપગામાં યોજવો. ચિ. ૧૯–૬૧

ભાવપ્રકાશ— ૨ **વિસ્ફોટકમાં**–પુત્રંજીવની ફલની મજ્જાને પાણીમાં વાટીને લેપ કરવો. તુરત જ વિસ્ફોટકની વેદના મટી જશે.

બંગસેન— ૩ **ઉરોગ્રહમાં**–પુત્રંજીવનો રસ હિંગ નાંખીને સ્હેજસાજ ગરમ કરીને પીવો.

**વક્તવ્ય**—ચરક અને વાગ્ભટે પુત્રંજીવનો ઉલ્લેખ નથી કર્યો. સુશ્રુતે શ્લીપદમાં અને રેવતીપ્રતિષેધમાં પુત્રંજીવનો ઉલ્લેખ કરેલો છે. સ્વ. કૃતોભટ્ટ લખે છે કે " બનારસ તરફના લોક જેને દીકરો જીવતો ન હોય તે એની માળા પહેરે છે. પ્રજા ન થતી હોય તેને પણ એ માળા પહેરાવે છે. " આ વાતને સુશ્રુતનું વાક્ય–' सततं धारयेच्चापि कृतं वा पौत्रजीविकम् ( रुचकम् ) ॥ ( ઉ. ૩૧–૮ ) ટેકો આપે છે. સુશ્રુતમાં पुत्रश्रेणी શબ્દ એએક જગોએ જોવામાં આવે છે, પણ તે ' દ્રવન્તી ' શબ્દ માટે યોજાયલો છે. ' રસરત્નાકર 'ની વિષચિકિત્સામાં ફલના ગુણ વર્ણવેલા જોવામાં આવે છેઃ—

पुत्रजीवफलमज्जानं शीततोयेन पेषयेत् ।
भोजने चाञ्जने पाने लेपः सर्वविषापहः ॥

અર્થાત્ વિષઘ્ન તરિકે તેનું ફળ અતિ ઉપયોગી હોય એમ આ ઉપરથી જણાય છે. કેટલાક એને यष्टीपुष्प કહે છે.

**નવ્યમત**—પાંદડાં અને ફળના ઠળીયાનો કવાથ શરદીમાં અને તાવમાં અપાય છે. ( સ્ટયુઅર્ટ ). બચ્ચાંને કંઈ વળગાડ ન વળગે અને સાજાં સારાં રહે એટલા માટે બચ્ચાંની ડોકમાં ફળ પહેરાવી રાખવામાં આવે છે. નિઘંટુ-ઓમાં તેને 'ગર્ભંકર' માનેલું છે. ( ડીમક ).

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૧૯; Brandis. p. 566; Indi. Medi. Plants p. 1148.

---

## ૩૪૫ રતનજોટ.

### N. O. Euphorbiaceæ.

**નામો**—द्रवन्ती, रण्डा, शंबरी, चित्रा, आखुपर्णिका, न्यग्रोधी ( સંસ્કૃત ); રતનજોટ ( ગુજરાતી ); થોરદંતી ( મરાઠી ); મુગલાઈ એરંડ ( હિંદી ); Jatropha Curcas—જેટ્રોફા કરકસ ( લૅટીન ).

**गुणाः**—

द्रवन्ती ग्रहणीतृष्णात्रिदोषशमनी हिता ।
अभिच्छिन्नतनौ ग्रन्थ्यां प्रमेहे जठरे गरे ॥
कफपित्तामये पाण्डौ कृमिकोष्ठे भगन्दरे ।
द्रवन्ती हृद्रोगहरा कफकृमिविनाशिनी ॥

॥ ध. नि. ॥

**વર્ણન**—રતનજોટનાં ઝાડ મોટાં થાય છે. એનાં પાન ચિત્ર વિચિત્ર રંગનાં થાય છે. એનાં ફળ એરંડા જેવાં જ થાય છે. અને તેમાંથી એરંડાની મીંજ જેવી મીંજ નીકળે છે. એનાં પાન તોડવાથી છીર આવે છે. એના છોડવા ઠેર ઠેર ઉગેલા જોવામાં આવે છે. ઉંદરના કાન જેવાં તેનાં પાન નથી એટલે 'आखुपर्णिका' તો નજ કહેવાય.

**वक्तव्य**—दन्तीद्वय માં રતનજોટ ( द्रवन्ती )નો સમાવેશ થઇ જાય છે. જેટલા નેપાળાના ઉપયોગ-ગુણ છે તેટલાજ ( ઘણે ભાગે ) આના છે. द्रवन्ती સંદિગ્ધ છે. રૂદન્તીના પર્યાય તરિકે 'द्रवन्ती' શબ્દ યોજાય છે. द्रवन्ती ને आखुपर्णिका, मूषिकपर्णी એવાં નામો પણ આપેલાં છે. આ જોતાં રતનજોટને द्रवन्ती શી રીતે ઠેરવી શકાય? અમરસિંહે द्रवन्ती નાં ૧૦ નામો આપેલાં છેઃ—ચિત્રા, ઉપચિત્રા, ન્યગ્રોધી, દ્રવંતી, શંબરી, વૃષા, પ્રત્યક્‌શ્રેણી, સુતશ્રેણી, રંડા, મૂષિકપર્ણી વિગેરે.

રાજનિઘંટુકાર द्रवन्ती ના "मधुरा शीता रसबंधकरी परा। ज्वरघ्नी क्रिमिहा शूलशमनी च रसायनी ॥" આવા ગુણો આપે છે. મારા ધારવા પ્રમાણે આ ગુણો રતનજોટના નહિ, પણ રૂદંતીના છે. રૂદંતી પારદબંધન અને રસાયની તરિકે લબ્ધખ્યાતિ છે.

ચરકે દન્તીદ્રવન્તીનો ભેગો જ કલ્પ વર્ણવેલો છે ( क. १२ ). મૂલિનીના લીસ્ટમાં દ્રવન્તીનો ઉલ્લેખ છે. પકવાશયમાં ગયેલા દોષોને બહાર કાઢવા માટે દ્રવન્તી વપરાયલી છે એટલે તે રેચક છે એ તો નિર્વિવાદ જ છે. વિરેચન દ્રવ્યોમાં દન્તીદ્રવન્તી બન્નેનો ઉલ્લેખ છે. મૂલાસવના લીસ્ટમાં દન્તી દ્રવન્તી બન્ને છે. દૂષ્યોદરમાં "दन्तीद्रवन्तीफलजं तैलं दूष्योदरे हितम्" છે.

સુશ્રુતે તિક્તવર્ગમાં દ્રવન્તી એકલીને ગણાવી છે. દન્તીદ્રવન્તીનો સાથેજ ઉલ્લેખ મળી આવે છે. ડલ્હણે 'ચીરિતપત્રિકા' તરિકે દ્રવન્તીનો ઉલ્લેખ કરેલો છે અને તે વખતે 'संवरी' નામથી તે પ્રચલિત હતી એમ જણાય છે.

**નવ્યમત**—બીજમાંથી એક જાતનું તેલ નીકળે છે જે રેચક અને વામક છે. ચામડીના રોગો ઉપર તેનો ઉપયોગ થાય છે ( ગેંબલ ). મોટી માત્રામાં બીજ ઝેરી ( Acro-narcotic ) અસર ઉપજાવે છે. જુના સંધિવામાં તેલનું માલીશ સારૂં છે. પાન સ્તન ઉપર ધાવણ વધારવા માટે બંધાય છે. ( Pharm. Indica ).

ગોવા તરફ મૂળની છાલ સંધિવામાં વપરાય છે. એજ મૂળની છાલ હિંગ અને માખણ સાથે, કોંકણ તરફ, અજીર્ણ અને અતિસારનાં દરદોમાં વપરાય છે. ( ડીમક. )

પાનનો રસ રક્તસ્રાવને રોકનાર ( Hœmostatic ) છે એમ ડૉ. એવર્સ જણાવે છે.

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. પા. ૧૧૫૩.

**ઉલ્લેખ**—N. p. 295; Indi. Medi. plants. p. 1152; રૂ. નિ. પા. ૫૩૩.

---

## નેપાળો ૩૪૬

### N. O. Euphorbiaceæ.

**નામો**—( १ ) दन्ती, निकुम्भा, मुकूलकः, उपचित्रा ( સંસ્કૃત ); નેપાળો, નેપાળાનાં મૂળ [ ગુજરાતી ]; લઘુદંતી [ મરાઠી ]; દન્તી, તિરિફ્લ ( હિંદી ); દંતી ( બંગાલી ); Croton triglium–ક્રોટન ટ્રીગ્લીયમ્ ( લેટીન ).

[२] रेचकः, दन्तीबीजम् , जयपालः ( સંસ્કૃત ); નેપાળાનાં બીજ (ગુજરાતી); જયપાલ ( બંગાલી ); જમાલગોટા ( હિંદી ); Seeds of Croton triglium ( અંગ્રેજી ).

**गुणाः**—

दन्ती तीक्ष्णोष्णकटुका कफवातोदराञ्जयेत् ।
अर्शोव्रणाश्मरीशूलान् हन्ति दीपनशोधनी ॥
जयपालः कटुरुष्णश्च क्रिमिहारी विरेचनः ।
दीपनः कफवातघ्नो जठरामयशोधनः ॥

॥ ध. नि. ॥

दंती कटूष्णा शूलामत्वग्दोषशमनी च सा ।
अर्शोव्रणाश्मरीशल्यशोधनी दीपनी परा ॥
अन्या दन्ती केशरुहा विषभद्रा जयावहा ।
आंवर्त्तकी वरांगी च जयाह्वा भद्रदंतिका ॥

॥ रा॰ नि ॥

दन्तीद्वयं सरं पाके रसे च कटुदीपनम् ।
गुदांकुराश्मशूलार्शकंडूकुष्ठविदाहनुत् ॥
तीक्ष्णोष्णं हन्ति पित्तास्त्रकफशोथोदरक्रमीन् ॥

॥ भा॰ प्र ॥

तैलं निकुंभबीजोत्थं अत्युग्रं रेचनं परम् ।
आनाहमुदरं हन्ति संन्यासञ्च शिरोगदम् ॥
धनुस्तंभज्वरोन्मादं गदमेकांगसंभवम् ।
आमवातञ्च शोषञ्च मर्दनात् कासनाशनम् ॥

॥ आत्रेयसंहिता ॥

**चरक**— १ अर्शःसु दन्तीशाकम्—त्रिवृद्दन्तीपलाशानां.......। सुभृष्टं यमके दद्यात् शाकं दधिमरायुतम् ॥ चि. अ–९

२ दूष्योदरे—दन्तीद्रवन्तीफलजं तैलं दूष्योदरे हितम् ॥
चि. अ–१८

३ पाण्डुरोगे—दन्त्याश्चतुष्पलरसैः पिष्टैः दन्तीशलाटुभिः । तद्वत् प्रस्थो घृतात्सिद्धः प्लीहपाण्ड्वर्त्तिशोफजित् ॥ चि. अ–२०

४ कामलायाम्—दन्त्यर्द्धपलकल्कं द्विगुडं शीतवारिणा । कामली.... ....पिबेत् ॥ चि. अ–२०.

५ गुल्मोदरे—तयोः (दन्तीद्रवन्त्योः) मूलानि संगृह्य स्थिराणि बहलानि च । हस्तिदन्तप्रकाराणि श्यावताम्राणि बुद्धिमान् । पिप्पलीमधुलिप्तानि स्वेदयेत् मृत्कुशान्तरे । शोषयेदातपेऽर्काग्नौ हतो ह्येषां विकाशिताम् । दधितक्रसुरामण्डैः बिण्डमक्षसमं तयोः । पियालकोलबदरपीलुशीधुभिरेव च । पिबेद्गुल्मोदरी दोषैः अभिखिन्नश्च यो नरः ॥ क. अ–१२

६ विरेचनार्थम्—पाटयित्वेक्षुकाण्डं वा कल्केनालिप्य चान्तरा । स्वेदयित्वा ततः खादेत् सुखं तेन विरिच्यते ॥ क. अ–१२

७ पक्वशोथप्रभेदने—....हेमक्षीरी मुकूलकः । इत्युक्तो भेषजगणः पक्वशोथप्रभेदनः ॥

शोढल— ८ नवनेत्रकोपे—ताम्बूलशिग्रुकरवीरशिरीषदन्ती........ । प्रत्येकशो मधुयुतो स्वरसोऽञ्जनेन । कोपं नवं नयनयोः सहसैव हन्ति ॥

વર્ણન—શિવદત્ત કહે છે કે નેપાળાનાં પાન ઉંબરડાના જેવાં થાય છે; અને ફળ એરંડાના જેવાં થાય છે. બ્રહ્મદેશ તરફ આ ઝાડ વધારે થાય છે. મલાયા દ્વીપકલ્પ આ ઝાડનું અસલ વતન છે એમ આધુનિક પંડિતો માને છે. ઝાડ બારે માસ લીલુંછમ રહે એવું હોય છે. ફળ દીવેલી જેવાં જ હોય છે.

ભેદ—ધન્વંતરિનિઘંટુકાર દન્તી, અરણી અને દ્રવન્તી; રાજનિઘંટુકાર દંતી, અન્યાદંતી અને દ્રવન્તી; ભાવમિશ્ર લઘુદંતી, અને બૃહદ્દંતી–નો ઉલ્લેખ કરે છે. અરણી અને અન્યાદંતી એકજ હશે, અત્યારે તો તે બન્ને નામ માત્રથી જ પરિચિત છે. ભાવમિશ્ર દન્તીને લઘુદંતી અને દ્રવન્તીને બૃહતદંતી કહે છે. દ્રવન્તી એટલે રતનજોટ. દંતીનાં મૂળ 'स्थिराणि, बहलानि

हस्तिदंतप्रकाराणि ' અને ' श्यावताम्राणि ' દઢબલે વર્ણવેલાં છે. આવાં મૂળ અત્યારે ભાગ્યે જ મળે છે.

## વૈદ્યકમાં નેપાળાનો ઉપયોગ

ચરક— ૧ હરસમાં–ઘી અને તેલમાં પકાવેલું નેપાળાનાં પાનનું શાક, દહીંની તર સાથે ખાવું હિતાવહ છે. ચિ. અ. ૯

૨ દૂષ્યોદરમાં–નેપાળાનું તેલ દૂષ્યોદરમાં હિતકર છે. ચિ. ૧૮

૩ પાંડુરોગમાં–નેપાળાનાં પાનનો રસ તોલા ૧૬ લેવો અને તે વડે નેપાળાનાં કોમળ ફળ વાટવાં. આ કલ્ક સાથે ૧ પ્રસ્થ ( ૬૪ તોલા ) ઘી સિદ્ધ કરી લેવું ( વિધિથી ). આ ઘીના સેવનથી પ્લીહ, પાંડુ, શોથ વિગેરે મટે છે. ચિ. ૨૦

૪ કમળામાં–નેપાળાનાં મૂળની છાલ તોલા ૨, એથી બમણા જુના ગોળ સાથે ઠંડા પાણીમાં ખાવાથી કમળો મટે છે. ( આ માત્રા આ જમાના માટે મોટી કહેવાય. બાપાલાલ. ) ચિ. અ. ૨૦

૫ ગુલ્મોદરમાં–નેપાળાનાં હાથીદાંત જેવાં સુંદર મૂળ લેવાં. તેની ઉપર પીપર અને મધ ચોપડીને પુટપાક જેવી વિધિ કરીને પછી તાપમાં સૂકવવાં. આથી મૂળમાં જે વિકાશી ગુણ હોય છે તે નષ્ટ થઇ જાય છે. આ મૂળની છાલનું ચૂર્ણ ૧ તોલો, દહીં, છાશ, અને સુરાના મંડ સાથે ખાવાથી ગુલ્મોદર મટે છે. ક. અ. ૧૨

૬ રેચમાટે–એક શેરડીના કકડાને ઉભો ફાડી તેમાં નેપાળાનાં મૂળની છાલ (ચૂર્ણ) ચોપડી દેવી. પછી પુટપાકવિધિથી તે શેરડીના કકડાને પકાવીને રસ કાઢી તે રસ પી જવો. બહુ જ સારો રેચ લાગે છે. ક. અ. ૧૨

૭ વ્રણ પાકેલું હોય તેને ફોડવા માટે–નેપાળાનાં મૂળની છાલ બાંધવી.

શોઢલ— ૮ આંખો દુખવા આવી હોય તો–નેપાળાનાં મૂળની છાલના રસનાં મધ સાથે આંખમાં ટીપાં મૂકવાથી નવી દુખવા આવેલી આંખોની વેદના શમી જાય છે.

वक्तव्य—નેપાળાનાં મૂળ અને બીજ શુદ્ધ કર્યા સિવાય વાપરવાં યોગ્ય નથી. મૂળને શી રીતે શોધવાં તે દઢબલે કલ્પસ્થાનના ૧૨ મા અધ્યાયમાં

બતાવેલું છે. બીજનું શોધન આ પ્રમાણે કરવું–ઉપરનું પડ કાઢી નાખી અંદરની મીંજો કાઢી લેવી. આ મીંજોની લુગડામાં પોટલી બાંધીને તે પોટલીને છાણના રસમાં દોલાયંત્રથી પકવવી. ચારેક કલાકના તાપ પછી પોટલી કાઢી લઈ મીંજોને સારા પાણીથી ધોઇ કાઢી તે મીંજોને બે ભાગમાં ફાડવી. વચ્ચેથી નાની જીભ જેવું મળી આવશે તે ફેંકી દેવું. આવી રીતે ધીરજ રાખી એકેએક મીંજ ફાડી લેવી. આ પછી ઔષધમાં યોજવી. આંખે હાથ ન લાગે તે સંભાળવું.

અત્યારે જે નેપાળાનાં બીજ (જયપાલ–જમાલગોટા) મળે છે તે Croton Triglium નામના ઝાડનાં બીજ હોય છે. વૈદ્યકોક્ત જયપાલબીજ દન્તી અને દ્રવન્તી ઝાડનાં બીજ હતાં. આ ઝાડ ઉંચાં થાય છે. દન્તી અને દ્રવન્તીનાં બીજ કરતાં આ બીજ બહુજ સખ્ત રેચક છે.

**નવ્યમત**—"દંતીમૂળ રેચક છે. ગોળો ચઢતો હોય તથા કબજીયાત રહેતી હોય તેમાં, સોજામાં અને કમળામાં બીજાં સુગંધી દ્રવ્યો સાથે તે વપરાય છે. દંતીબીજ અતિ રેચક છે. ૧ થી ૩ ગ્રેન જેટલી માત્રામાં ત્રિકટુ અને ટંકણખાર સાથે વપરાય છે.

(આર. એન. ખોરી. ભા. ૨ જો. પાનું. ૫૩૯)

નેપાળાનાં બીજને શુદ્ધ કર્યો સિવાય ઉપયોગમાં લેવામાં નથી આવતાં. આ બીજ અતિ રેચક છે. ચામડી ઉપર આ બીજ લગાડવાથી ચામડી લાલચોળ થઇ જાય છે. નેપાળાનું તેલ બહુ જ ઉત્તેજક છે. ચામડી ઉપર લગાડવાથી ફોલ્લા ઉઠે છે. બહુ જ થોડી માત્રામાં તે સત્વર પાણી જેવા પુષ્કળ ઝાડા કરાવે છે. મોટી માત્રામાં લેવાથી વમન, આંતરડાંમાં દાહ, આંતરડાંમાં રહેલી glands–ગ્રંથિઓની ઉત્તેજના, આંતરડાંની શ્લેષ્મધરા કલા (mucous membranc) નો પ્રદાહ અને આંતરડાંની અળસીયા જેવી ગતિ (peristaltic movements) પણ વૃદ્ધિ પામે છે. ક્ષાર સાથે યોજવાથી એની રેચની શક્તિ ઓરજ વધે છે. આ અપસ્માર, મનોવિકાર, જ્ઞાનહીન અને ઠંડા અંગવાળી બેભાન અવસ્થા (Coma), ઉદાવર્ત, પક્ષાઘાત, શોથ, અને કબજીયાતના રોગોમાં વપરાય છે. આંતરડાંમાં પ્રદાહ હોય અથવા એવી બીજી કોઇ અટકાયત (organic obstruction) હોય તો આનું સેવન કરવું ઉચિત નથી. જે દરદીને ઔષધની મોટી માત્રા અપાય એમ નથી હોતું, તેવા દરદીને માટે તેલ સારૂં છે. જે દરદી જુલાબની દવા ખાવાની આનાકાની કરતો હોય તેની જીભ ઉપર તેલનું એક ટીપું નાખવાથી યથેચ્છ લાભ થાય છે. બીજ અને તેલ અનેક રોગોમાં વપરાય છે. તાવ, કબજીયાત, કૃમિ, સોજો, ઉદરરોગ, પ્લીહ અને યકૃતની વૃદ્ધિ,

ઉદરાધ્માન, શૂલ, પથરી, રેતી અને બીજા રોગોમાં ખાસ કરીને તે ઉપયોગી છે. બીજનો પ્રલેપ અથવા તેલનો અભ્યંગ, તરૂણ શિરોરોગમાં માથા ઉપર પૃષ્ઠવંશની પીડાવિશેષમાં ( Spinal meningitis ), કરોડ ઉપર ( Cerebral diseases ), જુની ખાંસીના રોગોમાં છાતી ઉપર, અને વાગિન્દ્રિયપ્રદાહમાં ( laryngitis ) કંઠ ઉપર–કરવામાં આવે છે. આનો લીનીમેન્ટ આધાશીશી, ગૃધ્રસી, ઓઅંડના પ્રદાહમાં ( ovaritis ), વાયુ, ગ્રંથિસ્ફીતિ, વિવિધ જાતના છાતીના રોગોમાં અને જુના સંધિવા વિગેરે રોગોમાં હિતકર છે.

આર. એન. ખોરી. ભા. ૨ પાનું ૫૪૨.

**નોંધ–દંતી** ( Baliospermum Montanum. N. O. Euphorbiaceæ ) ના છોડ પાવાગઢમાં ઢગલાબંધ ઉગે છે. એનાં મૂળ ચાખી જોવાથી ગળામાં અગન બળે છે અને ઉલટી થાય એવું લાગે છે; ઝાડા પણ થાય છે. દંતીમૂળ તે આ જ.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 1158; રૂ. નિ. પા. ૧૦૬; N. p. 296.

---

## ૩૪૭ વનસર.

### N. O. Euphorbiaceæ.

**નામો**—વનસર ( મરાઠી ); અખ ( નેપાલ ); કુસમ ( તેલુગુ ) Croton oblongifolius-ક્રોટન ઑબ્લોંગીફોલીયસ્ ( લેટીન ).

**વર્ણન**—આ સાધારણ ઉંચું ઝાડ નેપાળાની જાતનું છે. નાની કોમળ શાખાઓ, અને દરેક કોમળ અવયવો ઉપર કડપલાં ( scales ) આવેલાં હોય છે. પાન લંબગોળ, દાંતાદાંતાવાળાં, અણીવાળાં, આછા લીલા રંગનાં હોય છે. પાન ૫ થી ૧૦ હોય છે. પાનની ડીંટડી ૧ થી ૨ ઇંચ જેટલી લાંબી હોય છે. ફુલ આછા પીળાશ લેતા લીલા રંગનાં, નાના નાના પુષ્પદંડ ઉપર પુષ્પપત્રોના ખુણામાં, ચમરીના આકારમાં આવે છે. ફુલનાં પુંકેસર ૧૨ હોય છે. તંતુઓ સુંવાળાં રેશમ જેવાં હોય છે. ફળ ત્રણ ખુણીયાં નાનાં નાનાં થાય છે.

છોટાનાગપુર, બ્રહ્મદેશ, બંગાળા, સીલ્હટ્, સીલોન અને મહારાષ્ટ્ર તરફ આ ઝાડ થાય છે.

**Actions and Uses**—The seeds and fruits are purgative. "The Goanese and inhabitants of southern Concan administer the bark in chronic enlargements of the liver and in remittent

fever. In the former disease, it is both taken internally and applied locally. As an application to sprains, bruises, rheumatic swellings etc, it is in great request." Dymock.

In the southern Concan, it has a reputation as a remedy in snake-bites ( Pharma. Ind. III. p. 287 ).

The Santals use the bark and the root as a purgative and as an alterative in dysentery. ( Campbell )

**ભાવાર્થ**—ધનસરનાં બીજ અને ફળ રેચક છે. ( ડૉ કીર્તિકર ). ગોવાના અને દક્ષિણ કોંકણના રહેવાસીઓ પણ લાંબા વખતની યકૃતવૃદ્ધિ અને સતત વિષમજ્વરમાં છોડની છાલ વાપરે છે. યકૃતવૃદ્ધિમાં આનો બન્ને રીતે ઉપયોગ કરવામાં આવે છે-પીવામાં તેમજ બહારથી ચોપડવામાં. મૂઢમાર, લચક, સંધિવાના દુઃખાવા વિગેરેમાં આ દવા બહુ પ્રખ્યાત છે. ( ડીમક. )

દક્ષિણકોંકણમાં આ દવાની સર્પવિષ ઉપર સારી ખ્યાતિ છે.

( ફારમાકોઆર્ગ્રીયા ઇન્ડીકા. પા. ૨૮૭ ).

સંતાલો છાલ અને મૂળને રેચક માને છે; સંગ્રહણીમાં રસાયન તરિકે યોજે છે. ( કેમ્પબેલ. )

**વક્તવ્ય**—આ દવા નેપાળાના વર્ગની છે અને તેનો ઉપયોગ કરવો ગુણદાયક છે. કહેવાય છે કે કંઠમાળ વિગેરેમાં પણ આ દવા કામ સારૂં કરે છે.

**ઉલ્લેખ**—N. p. 295; Brandis. p. 577; Indi. Medi. Plants Vol II p. 1156.

---

## ૩૪૮ દાદરો.

### N. O. Euphorbiaceæ.

**નામો**—દાદરો ( કાઠીયાવાડ ); વેંછીકાંટો ( ગુજરાત ); ખોખલી, કૂપી, ખાજોટી ( મરાઠી ); ખોખલા, કુપ્પિ ( હિંદી ); મુક્તાવર્ષી ( બંગાલી ); Indian Acalypha-ઇન્ડીયન્ ઍકેલીફા ( અંગ્રેજી ); Acalypha Indica-એકેલીફા ઇન્ડીકા ( લેટીન ).

**વર્ણન**—દાદરાના છોડવા ચોમાસામાં ઘણા ઉગી નીકળે છે. તે કેટલીક જગોએ શિયાળામાં અને ઉનાળામાં પણ જોવામાં આવે છે. તે ૧ થી ૩ ફીટ ઉંચા વધે છે. એની ડાંડી ઘણું કરી પાતળી ને સીધી વધેલી હોય છે. તેમાં વિશેષ શાખાઓ, ઉત્તરોત્તર નાની થતી, નીકળેલી હોય છે. તેનો આખો છોડવો ઝુમ્મર જેવો ભરાયલો દેખાય છે.

મૂળ ૩ થી ૧૦ ઇંચ લાંબું, કેટલાક ફાંટાઓવાળું, અને પેન્સીલ જેટલું જાડું હોય છે. ડાંડી સ્લેટપેનથી કંઇક જાડી, લીલા રંગની હોય છે. ડાંડીને આડો કાપ કરી જોતાં તેમાં સચ્છિદ્ર પોચો સફેદ ગાભો દેખાય છે. પાન બન્ને છેડે જરા સાંકડાં થતાં, વચમાં ઘણાં પહોળાં, ૧ થી ૩ ઇંચ લાંબાં, ૦।। ઇંચથી ૨।। ઇંચ પહોળાં હોય છે. પાનની કોર સૂક્ષ્મ દાંતાવાળી હોય છે. પાનને ટેરવે સૂક્ષ્મ અણી હોય છે. ડીંટડી ૨ થી ૩।। ઇંચ લાંબી હોય છે. પાનની ઉપલી સપાટી ઘેરા લીલા રંગની અને નીચેની ફીક્કા લીલા રંગની હોય છે. ફુલો પુષ્પધારણ કરનારી સળી–જે પત્રકોણમાંથી નીકળે છે તેની ઉપર આવે છે. નર અને માદા ફુલ જુદાં જુદાં એ કલગીઓ ઉપર આવેલાં હોય છે. કલગીના ઉપરના ભાગમાં પીળાશ લેતા લીલા રંગનાં, સૂક્ષ્મ દાણા જેવાં ૧૨ ફુલ આવેલાં હોય છે અને નીચેના ભાગમાં માદા ફુલો આવેલાં હોય છે. ફળ ત્રણ ખાંચીયાવાળું, ૩ બીજવાળું હોય છે.

હિંદના ઘણાખરા ભાગોમાં આ થાય છે. "દાદર ઉપર એના પાનનો રસ ચોપડવામાં આવે છે તે ઉપરથી એનું નામ **દાદરો** પડેલું જણાય છે. ખોખલી અને કુપ્પી–એ નામ ઉધરસ અને કફ ઉપર એનો ઉપયોગ હોવાને લીધે પડેલાં હશે. એનાં ફુલની કલગી ઉપર પુષ્પપત્રોની રચના અને તેનો આકાર પણ દાદર અને કુપ્પી જેવાં હોય છે. કદાચ તે ઉપરથી એ નામો પડેલાં હશે."

આના નાના છોડવા **દાદરી** ( Acalypha Ciliata) નામથી ઓળખાયછે.

**Actions and Uses**—Cathartic, emetic, expectorant and vermifuge. The infusion with a little garlic is used to expel worms in children. The decoction is a safe, speedy and sure laxative, and emetic like senega or ipecacuanah. It increases the pulmonary secretions but does not cause any depression of the vital powers; given in pulmonary croup, asthma and bronchitis of children. Externally the decoction is used in earache. The juice made into liniment with oil is used in rheumatism and venereal pains; with lime ( Chuno ) it is used as an application in skin diseases. Cataplasm of leaves relieves pain attendant on bites of venomous insects; also recommended for syphilitic ulcers; suppository of bruised leaves relieves constipation of children. ( R. N. Khory. Vol II p. 538. )

In the Pharmacopœa of India ( p. 202 ), the following reference to this plant by Dr. **Bidie** of Madras, will be found—

"The expressed juice of the leaves is in great repute, wherever the plant grows, as an emetic for children, and is safe, certain and speedy in its action like ipecacuanah; it seems to have little tendency to act on the bowels or depress the vital powers; and it decidedly increases the secretion of the pulmonary organs. The dose of the expressed juice for infant is a teaspoonful." Dr. Æ. Ross speaks highly of its use as an expectorant, ranking it in this respect with senega; he found it specially useful in bronchitis of children. The purgative action of the root noticed by Rheede is confirmed by Dr. H. E. Busteed, who has used it as a laxative for children. In Bombay, the plant has a reputation as an expectorant, hence the native name *khoki* (cough). Brigade Surgeon Langley in a communication to Dr. Watt ( Dict. Econ. Prod. Ind. Vol-1.) writes. "This plant is called in Canara chalmari as well as kuppi. The natives use it in congestive headache. A piece of cotton is saturated with the expressed juice and inserted into each nostril; this relieves the head symptoms by causing hœmorrhage from the nose. The powder of the dry leaves is used in bedsores and wounds attacked by worms. In asthma and bronchitis I have employed it with benefit both for children and adults." Dr. Langley recommends a tincture of fresh herb made with spirits of ether ( 3oz to 1 pint ) dose 20 to 60 minims, frequently repeated during the day, in honey; it acts as an expectorant and nauseant; in large doses it is emetic.

( Dymock. Vol III p. 297-3 )

ભાવાર્થ—દાદરો રેચક, વામક, કફઘ્ન અને કૃમિઘ્ન છે. છોડનો ક્વાથ, સ્હેજ લસણ નાખેલો, બચ્ચાંના પેટમાંથી કૃમિ બહાર કાઢવા માટે અપાય છે. દાદરાનો ક્વાથ બહુ જ સરસ, ખાત્રીલાયક રેચક છે અને તે 'સેનેગા' અથવા 'એપીકાક્યુઆના' જેવો જ વામક છે. તે ફેફસાંમાં રહેલા કફનો સ્રાવ કરે છે ( Pulmonary secretions ); પણ જીવનપ્રદ શક્તિઓનો ( vital powers ) ક્ષય નથી કરતો. ફુસ્ફુસગત ટ્યુબરક્યુલોસીસ, વ્હુપીંગકફ ( કુકડીયા ખાંસી ), દમ, અને બચ્ચાંની વરાધમાં તે સારૂં કામ કરે છે. કાનના ચસકામાં આ ક્વાથનાં ટીપાં નાખવાથી ફાયદો થાય છે. દાદરાના રસમાં થોડું તેલ મીલાવી મલમ ( લીનીમેન્ટ ) બનાવીને સંધિવામાં અને

ગુહ્યેન્દ્રિયનાં દરદોમાં ચોપડાય છે. એ રસમાં થોડો ચુનો મીલાવીને ચામડીના રોગોમાં ચોપડવાથી સારૂં કામ કરે છે. ઝેરી કીટદંશોદ્‌ભૂત વેદના, આ પાંદડાંને વાટીને તે ભાગ ઉપર બાંધવાથી, શમી જાય છે. ચાંદીના રોગમાં દુષ્ટ ત્રણ પડયાં હોય તે ઉપર પણ આ પાન બંધાય છે. પાનને બારીક વાટીને બનાવેલી વાટ બચ્ચાંની ગુદામાં પહેરાવવાથી કબજીયાત ટાળી ઝાડો સાફ લાવે છે. ( ખોરી. )

મદ્રાસના ડૉ. **બીડી** ફાર્માકોપીયા ઓફ ઇન્ડીઆમાં નીચે પ્રમાણે દાદરા વિષે ઉલ્લેખ કરે છેઃ-" દાદરાનો રસ એપીકાકયુઆનાના જેટલો જ અકસીર વમનકર્ત્તા છે. માત્રા-૧ ચમચો બચ્ચાં માટે. બહુ જ સરસ અને ખાત્રી લાયક આ વામક ઔષધિ છે. " ડૉ, ઇ. રોસ પણ આને ઉત્તમ કફઘ્ન હોવાનું જણાવે છે, અને સેનેગાની બરોબરીમાં ગણાવે છે. બચ્ચાંની વરાધમાં દાદરો, તેમને અકસીર લાગ્યો છે. દાદરાના મૂળમાં રેચક શક્તિ છે અને તે ડૉ. બસ્ટીડ પણ કબુલ રાખે છે. બચ્ચાં માટે તે સારો રેચ લાવનાર છે. મુંબાઇમાં કફ માટે આ લબ્ધખ્યાતિ છે, અને તેથીજ તેનું નામ ખોકલી ( કફ ) છે. ડૉ. વોટ સાથેના પત્રવ્યવહારમાં બ્રીગેડ જનરલ લેંગલે લખે છે- " કાનડામાં આ છોડ ચાલમરી અને કુષ્પિ નામથી ઓળખાય છે. દેશીઓ માથાના દરદમાં આનો ઉપયોગ કરે છે. આના રસમાં રૂનાં પુમડાં બોળીને બન્ને નસકોરાંમાં રાખવામાં આવે છે; થોડી વારમાં નાકમાંથી લોહી નીકળીને માથાનું દરદ શાન્ત થઈ જાય છે. કીટદષ્ટ ઘારાં અને ચાંદાં ઉપર પાનનું સુકું ચૂર્ણ છાંટવાથી આરામ થાય છે. બચ્ચાં અને વૃદ્ધો-બન્ને ઉપર દમ અને વરાધમાં મ્હેં આ દવાનો છુટથી ઉપયોગ કરી જોયો છે અને દરેકમાં પરિણામ ઘણું સારૂં આવ્યું છે. " ડૉ. લેંગલે આના તાજા છોડનો સ્પીરીટ ઇથર ( ૧ પીંટમાં ૩ ઔંસ ) માંથી ટીંકચર બનાવવાની ભલામણ કરે છે. ટીંકચરની માત્રા ૨૦ થી ૬૦ ટીપાં-દિવસમાં વારંવાર થઇને-આપી શકાય છે. મોટી માત્રામાં તે વામક છે. ( ડીમક વૉ. ૩. પા. ૨૯૨-૩ )

**નવ્યમત**—લસણ નાખીને કરેલો પાનનો ઉકાળો કૃમિઘ્ન છે. પાનનું ચૂર્ણ અને સ્હેજ મીઠું-બન્નેને ખસ ઉપર ચોપડાય છે. પાનનો સ્વરસ તેલ સાથે સંધિવાના દુખાવા ઉપર માલીસ માટે વપરાય છે.

**ર્‌હીડ**—( Rheed )ના મત પ્રમાણે દાદરાનું મૂળ મલબાર તરફના લોકો રેચક તરિકે વાપરે છે. ( Hort. Mal. x. 161 ). " આના રેચક ગુણની ખાત્રી ડૉ. એચ. ઇ. બસ્ટીડે કરી જોઈ છે. બચ્ચાંને આપી જોવાથી રેચક જણાઇ

છે." ઢાકાના એક સદ્‌ગૃહસ્થ અને જણાવે છે કે હાહરાનું મૂળ મૃદુ રેચક છે અને સ્વ. કનૈયાલાલ દે. રાય બહાદુરે ગવર્મેંટ ઓફ ઈન્ડીયાના સરકારી કૉરેસ્પોન્ડન્સ ( વાતચિત પ્રસંગે ) વખતે મુક્તાજુરી ( બંગાળી નામ છે ) ને વામક દ્રવ્ય પણ ગણાવ્યું હતું.' (ડીમક).

પાનના કવાથનાં કર્ણશૂલમાં ટીપાં નંખાય છે. પાનની લુગદી સીફીલીસનાં ઘારાં ઉપર બાંધવામાં આવે છે. સર્પદંશની પીડા શાંત કરવા માટે પણ પાનની લુગદી બંધાય છે. ( ફ્રૂરી ). નીમુના મત પ્રમાણે જેમ વૅલેરીયન બીલાડીઓને આકર્ષે છે તેમ આ છોડનાં મૂળ પણ બીલાડીઓને આકર્ષે છે. ( Voigt. 160 Treasuary of Botany)

બચ્ચાંને ઉલટી કરાવવા માટે પાનના સ્વરસની માત્રા ૧ ડ્રામ છે. કૃમિ-જગ્ધ વ્રણમાં પાનની લુગદી બાંધવાથી કૃમિ મરી જાય છે.

( સર્જન. ડબલ્યુ. ડી. સ્ટયુઅર્ટ. કટક )

ઉલ્લેખ—વ. શા. પા. ૬૩૬; N. p. 297; Watt I p. 62; Indig-Drugs. h. 2; Indi Medi Plants p. 1160.

---

## ૩૪૯ કપીલો.

### N. O. Euphorbiaceæ.

નામો—कम्पिल्लकः, रक्तांगः, रेची, रक्तफलः, (સંસ્કૃત); કપીલો (ગુજરાતી); કપિલા ( મરાઠી ); કમીલા ( હિંદી ); Mallotus Phillipinensis–મૅલોટસ્ ફીલીપેન્સીસ ( લેટીન ).

परिचय—

इष्टिकाचूर्णसंकाशः चंद्रिकाढ्योऽल्परेचनः ।
सौराष्ट्रदेशे वृक्षस्य पुष्परेणुः कम्पिल्लकः ॥

॥ शिवदत्तः ॥

गुणाः—

कम्पिल्लको विरेची स्यात् कटूष्णो व्रणनाशनः ।
गुल्मोदरविबन्धाध्मश्लेष्मक्रिमिविनाशनः ॥
पित्तव्रणाध्मानविबन्धनिघ्नः श्लेष्मोदरार्त्तिक्रिमिगुल्मवैरी ।
शूलामशोथव्रणगुल्महारी कम्पिल्लको रेच्यगदापहारी ॥

॥ ध. नि. ॥

कम्पिल्लको विरेची स्यात् कटूष्णो व्रणनाशनः ।
कफकासार्तिहारी च जन्तुक्रिमिहरो लघुः ।

॥ रा. नि ॥

कम्पिल्लः कफपित्तास्रक्रिमिगुल्मोदरव्रणान् ।
हन्ति रेची कटूष्णश्च मेहाऽऽनाहविषाश्मनुत् ॥
॥ भा. प्र ॥

तच्छाकं शीतलं तिक्तं वातलं ग्राहि दीपनम् ॥
॥ बृ. नि र. ॥

चरक— १ गुल्मे—लिह्यात् कम्पिल्लकं वापि विरेकार्थं मधुद्रवम् ;
चि. अ—१२६

२ व्रणे—........तैलं कम्पिल्लकेन वा ।........प्रधानं व्रणरोपणम् ॥
चि. १३-९१

भावप्रकाश— ३ क्रमिषु—कंपिल्लचूर्णकर्षार्द्धं गुडेन सह भक्षितम् । पातयेत्तु क्रमीन् सर्वानुदरस्थान्न संशयः ॥ क्रमिचि० ॥

**વર્ણન**—કપીલાનું ઝાડ મ્હારા જોવામાં આવ્યું નથી તેથી બરમાવાળા શા. દામોદરદાસ શંભુલાલ જેમણે એ ઝાડ પ્રત્યક્ષ જોઇને 'વૈદ્યકલ્પતરૂ' માં (૧૯૧૩. જુલાઇ અંક ૭ મો ) વર્ણન આપેલું છે તે વર્ણન નીચે રજુ કરૂં છું:-

"એનું એક ઝાડ પીનમાના (બરમા)માં મારી ઓફીસની સામેના એક વાડામાં હતું તે મ્હેં જોયેલું છે. એનાં ફળ દીવેલીનાં ફળને કંઇક મળતાં હોય છે અને અંદર લાલ રંગનો ગરભ હોય છે, કે જેની અંદર બીયાં દટાયલાં જણાય છે . ફેબ્રુઆરી તથા માર્ચમાં જ્યારે એ ફળ પાકે છે ને સુકાય છે ત્યારે એ ફળ ફાટે છે ને તેની અંદરનો લાલ ગરભ લોટ જેવો થઇ જાય છે. તેનાં બીયાં કાળાં હોય છે. એનો રંગ લાલ કસુંબા જેવો જરા પીળી સુરખી વાળો હોય છે. વજનમાં તે હલકાં હોય છે. બરમાના જંગલોમાં તેનાં ઘણાં ઝાડ છે. સુરતમાં કપીલો રંગવાના કામમાં વપરાય છે. સુરતમાં પટોળાં બનાવવાના કારખાનામાં તે વપરાતો હતો તે મને યાદ છે. અમોને નાનપણમાં હાથે ખસના ફોલ્લા થતા હતા ત્યારે પટોળાંવાળાને ત્યાંથી કપીલો લાવીને તેમાં કણઝીનું તેલ મેળવી લગાડતો, તેથી ફાયદો થતો હતો. એ કપીલો તો વજનમાં થોડો ભારે હતો તથા રેતી કે ઇંટના ભુકા જેવો કરકરો હતો. મને એમ લાગે છે કે તેમાં કશાનો ભેળ કરેલો હોવો જોઇએ. કપીલા વિષે વધારે સંપૂર્ણ માહિતી મેળવવી હોય તો ડૉ. વૉટની બનાવેલી 'ડીક્ષનેરી ઓફ ઇકોનૉમીકલ પ્રૉડક્ટ્સ ઓફ ઇન્ડીઆ"ના પાંચમા વૉલ્યુમના પહેલા ભાગમાં ૧૧૪ થી ૧૨૪ મા પૃષ્ઠ સુધીમાં "મૅલોટસ ફીલીપાઇનેન્સીઝ" Mallotus Phillipinensis—એટલે કપીલા વિષેનું બ્યાન છે તે વાંચવું."

## વૈદ્યકમાં કપીલાનો ઉપયોગ

ચરક— ૧ પિત્તગુલ્મમાં-જુલાબ માટે કપીલો મધ સાથે લેવો. ચિ. ૫-૧૨૬

૨ વ્રણુમાં-કપીલાથી પકાવેલું તેલ વ્રણુરોપણ છે. ચિ. ૧૩-૯૧

ભાવમિશ્ર— ૩ કૃમિમાં-અર્ધો તોલો કપીલાનું ચૂર્ણ ગોળ સાથે ખાવાથી પેટમાંના બધા જ કૃમિ પડી જાય છે.

વક્તવ્ય—ચરકમાં કપીલાનો ઉપયોગ જણાય છે. સુશ્રુતમાંથી 'કંપિલ્લક' શબ્દ મ્હને જડયો નથી. ચરક સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં કપીલાનું ફલ વિરેચન તરિકે ગણાવે છે (સૂ ૧-૮૨); વિરેચનોપગ તરિકે પણ ગણાવ્યું છે (वि. ૮-૧૫૮); અને તિલ્વકકલ્પમાં કપીલાના કવાથ સાથે અમુક દ્રવ્ય લેવાનાં પણ કહેલાં છે. આરગ્વધીય અધ્યાયમાં લેપમાં (सू. ૩-૮], અને કુષ્ઠમાં પણ બીજા લેપોમાં તેમજ કનકક્ષીર તેલમાં કપીલો વપરાયો છે. ગ્રંથિવ્રણુમાં બીજાં સાથે યોજાયલો છે (चि. ૧૧-૧૩૬). ઉદાવર્ત અને અશ્મરીમાં પણ એક જગોએ બીજાં દ્રવ્યો સાથે તે યોજાયલો છે.

મ્હારા ગુરૂવર્ય રા. રા. અમૃતલાલભાઇએ પહેલાં કપીલા વિષે સરસ શંકાઓ રજુ કરી હતી ('વૈદ્યકલ્પતરૂ' ૧૯૧૦ નાં જાનેવારીના અંકમાં). નીચે પ્રમાણેની શંકાઓ હતીઃ—

"ચરક કહે છે કે સમગ્ર ફળ જુલાબ માટે ઉપયોગી છે. શિવદત્ત કહે છે કે પુષ્પનું ચૂર્ણ એ કપીલો છે. વૈદ્ય રૂગનાથજીભાઇ કહે છે કુલની ઉપરનો ભુકો તે કપીલો છે. રસસિદ્ધો કહે છે કે કપીલો ખનિજ પદાર્થ છે. વેપારીઓ રેતી અને ઠીંકરાના ભુકા જેવો તોલદાર કચરો વેચે છે."

ઉપરોક્ત શંકાઓનું સમાધાન રા. રા. મુ. દુર્ગાશંકરભાઇએ ('વૈદ્યકલ્પતરૂ' ૧૯૧૭ મે.) નીચે પ્રમાણે કરેલું છેઃ—

"(૧) ચરક કહે છે કે સમગ્ર ફળ જુલાબ માટે ઉપયોગી છે. હવે વસ્તુતઃ સુશ્રુતના કહેવા પ્રમાણે ફળની રજ ઉપયોગી છે. આમાં ખાસ વિરોધ નથી, કારણ કે ફળનો એક ભાગ ઉપયોગી હોય છતાં ફળ ઉપયોગી છે એમ કહેવાય. જેમકે ચરકે ગરમાળાના ફળનો અંદરનો ગર્ભ ઉપયોગી હોવા છતાં આરગ્વધ નું ફળ લખ્યું છે. તેમજ કમ્પિલ્લકના ફળની રજ ઉપયોગી હોવા છતાં શિથિલ રીતે कम्पिल्लारग्वधयोः फलं એમ લખ્યું છે. ફળ સાથે 'સમગ્ર' એવું વિશેષણ ચરકમાં નથી.

"(૨) શિવદત્ત કહે છે કે પુષ્પનું ચૂર્ણ–' पुष्परेणुः ' કપીલો છે. શિવદત્ત માટે તો મને એમ લાગે છે કે એણે બજારમાં મળતો કપીલો જોઈને એ પુષ્પની રેણુ હશે, એમ તર્ક કર્યો છે; કારણ કે બજારમાં મળે છે તેમાં ફુલની ટીશીઓનો પણ ભુકો હોય છે. એ ' ઇંટના ચૂર્ણ જેવો ' એમ લખે છે, એ પણ બજારી વસ્તુને બરાબર લાગુ પડે છે.

"(૩) "વૈદ્ય રૂગનાથજીભાઈ ફુલની ઉપરનો ભુકો તે કપીલો કહે છે." આમાં ફુલ એ ખોટું છપાણું છે, કારણ કે રૂગનાથજીભાઈ ફળની ઉપરના ભુકાને કપીલો કહે છે, જે ચરકસુશ્રુત સાથે અવિરોધી છે. વળી અહીં એક વાત ધ્યાનમાં રાખવાની છે કે રૂગનાથજીભાઈ પોતાના નિઘંટમાં જે ગુજરાતીમાં લખે છે તે ઘણીવાર ઉપરના સંસ્કૃત ઉતારાઓનો તરજુમો નથી હોતો; પણ પોતાનો અનુભવ હોય છે. આ પ્રસંગમાં એમ જ છે.

"(૪) રસસિદ્ધો કહે છે કે કપીલો પાર્થિવ પદાર્થ છે. આ વિરોધ મોટો છે. એનું સમાધાન મુશ્કેલ છે. આ વિરોધના બે ખુલાસા થઇ શકે. એક તો રસસિદ્ધોનો કપીલો, ઉપરોક્ત વનસ્પતિજન્ય કપીલાથી જુદો હોઇ પાર્થિવ પદાર્થ હોય અથવા તો રસસિદ્ધોનો ભ્રમ હોય. મારો મત તો એમ છે કે ' રસરત્નસમુચ્ચય 'માં કપીલાનું જે વર્ણન છે તે શિવદત્તના વર્ણનને એટલું બધું બંધબેસ્તું છે કે એકમાંથી બીજાએ ઉતારો કર્યો જણાય છે. માત્ર ' पुष्परेणु ' શબ્દ શિવદત્તમાં છે તે ' રસરત્નસમુચ્ચય 'માં નથી. અર્થાત્ બજારમાં મળતી કપીલા નામની વસ્તુ જોઈને શિવદત્તે એને પુષ્પરેણુ ધારી અને ' રસરત્નસમુચ્ચય 'કારે ઈંટના ચૂર્ણ જેવો ચળકાટ જોઈને કોઇ પાર્થિવ પદાર્થ ધાર્યો. ખરી રીતે આ વિરોધનું કારણ બજારી વસ્તુમાં ઇંટના ચૂર્ણનો ભેગ જ છે. અને એજ શિવદત્ત અને ' રસરત્નસમુચ્ચય 'કાર જેવાઓને ગોટાળામાં નાખનાર છે. ઉપરના તર્કમાં રસરત્નસમુચ્ચય જેવા પ્રતિષ્ઠિત ગ્રંથમાં કપીલા જેવો રસ ખોટો દાખલ થઇ ગયો છે એમ કહેવામાં જોખમ છે, એ હું સમજું છું. મેં પણ તર્કજ કર્યો છે. છતાં કોઇ વિદ્વાન્ રસશાસ્ત્રોક્ત બીજો કપીલો બતાવશે તો દેશી વૈદ્ય ઉપર અજવાળું પડશે."

આનાં ઝાડ કાશ્મીરથી તે ઠેઠ લંકા સુધી બધે જ થાય છે. સીંગાપુર, આંદામાન અને અને બર્મા તરફ બહુ થાય છે. ઝાડ બહુ મોટાં હોતાં નથી. સ્વ. વિરજાચરણ ગુપ્ત કપીલાનો ભેદ નીચે પ્રમાણે દર્શાવે છે:—

"કપીલો ભેગો કરનાર સંગ્રાહકગણ ' કપીલો ' અને ' કપીલી ' એવી બે જાત જુદી પાડીને વેચે છે. કેવળ કમ્પિલ્લકફલમાંથી જે રજ પ્રાપ્ત થાય છે તેને "કપીલી" તરિકે ઓળખે છે. આ ' કપીલી ' જ વાપરવામાં શ્રેષ્ઠ

છે. ઝાડના અન્યાંશમાંથી જે કંઈ ભેગું કરવામાં આવે છે તેને 'કપીલો' કહે છે. 'કપીલી' રક્તવર્ણું અને 'કપીલો' હરિદ્રાભ રક્તવર્ણું છે. કપીલી કરતાં કપીલો ગુણમાં હીન છે. ઇત્યાદિ." કપીલો ચોકખો છે કે કેમ તે જાણવાની પરીક્ષા–" આંગળી ઉપર સ્હેજ પાણી ચોપડીને કપીલાની રજ આંગળી ઊપર લેવી. પછી તેને સફેદ કાગળ ઉપર ઘસવી. ઘસવાથી કાકર સ્હેજ પણ ન જણાય અને કાગળ ઉપર ઉજ્જવલ પીતવર્ણ દેખાય તો સમજવું કે કપીલો ચોકખો અને સારો છે. વાણીઆઓ આવી જ રીતે કપીલાની પરીક્ષા કરે છે."

ઍંડીસે કપીલાની ૨૭ જાતો વર્ણવેલી છે.

**Actions and Uses**—Cathartic, and anthelmintic; given with treacle, it kills and expels round and thread worms; as a purgative it causes nausea, but does not cause vomiting; it relieves colicky pain and removes bile. It is a local remedy for ringworm, pityriasis, freckles, and scabies.

( R. N. Khory. II p. 550. )

**ભાવાર્થ**—કપીલો વિરેચક અને કૃમિઘ્ન છે; ગોળ સાથે આપવાથી બધી જાતનાં કૃમિને મારે છે અને બહાર કાઢે છે. જુલાબ તરિકે આપવાથી સ્હેજ મોળ આવે છે. પણ ઉલટી નથી થતી. ચુંકની વેદના તેનાથી મટે છે અને પિત્તને બહાર કાઢે છે. દાદર વિગેરે ચામડીના રોગો ઉપર કપીલાનો ઉપયોગ પ્રસિદ્ધ છે.

( ખોરી. ભા. ૨ પા. ૫૫૦ )

**ઉલ્લેખ**—N. p. 297; Indig. Drugs p. 179; રૂ. નિ. પા. ૨૮૧; Brandis p. 590; Indi. Medi. Plants. p. 1166

---

## ૩૫૦ એરંડો.

### N. O. Euphorbiaceæ.

**નામો**—गंधर्वहस्तकः, पंचांगुलः, चित्रबीजः, एरण्डः, वातारिः, रुबुः, उरूबुकः, ( સંસ્કૃત ); એરંડો [ ગુજરાતી ]; એરંડ ( મરાઠી ); Castor oil plant–કૅસ્ટર ઑઈલ પ્લેન્ટ ( અંગ્રેજી ); Ricinus Communis–રીસીનસ કૅામ્યુનીસ (લેટીન).

**भेदाः**— श्वेतैरण्डः, रक्तैरण्डः, स्थूलैरण्डः ॥

गुणाः—

श्वेतैरण्डः सकटुकरसस्तिक्त उष्णः कफार्ति-
ध्वंसं धत्ते ज्वरहरमरुत्कासहारी रसाढ्यः ।
रक्तैरण्डः श्वयथुपवनभ्रांतिरक्तार्तिपांडु-
भ्रांतिश्वासज्वरकफहरोऽरोचकघ्नो लघुश्च ॥

॥ रा. नि. ॥

एरंडो हन्ति वृष्यो गुरुमधुरतरः शोधनः श्वासवर्ध्मान् ।
गुल्मानाहोदरार्शःकसनकफमरुत्पित्तमेहामवातान् ॥
हन्यात् पक्त्र्याख्यशूलक्रमिपवनरुजान् रक्तपित्तप्रकोपी
पुष्पं तस्यापि वर्ध्मानिलकफगुदजान् गुल्मशूलोर्ध्ववातान् ॥

॥ शोढलः ॥

एरण्डोऽपि रसे तिक्तः स्वादूष्णोऽनिलनाशनः ।
उदावर्तप्लीहगुल्मबस्तिशूलान्त्रवृद्धिनुत् ॥
गुरुः वातप्रशमनो विकारान् शोणिताञ्जयेत् ।
फलं स्वादु च सक्षारं लघूष्णं भेदि वाताजित् ।
एरण्डयुगलं वृष्यं स्वादुपित्तसमीरजित् ॥

॥ ध. नि. ॥

एरण्डयुग्मं मधुरमुष्णं गुरु विनाशयेत् ।
शूलशोथकटीबस्तिशिरःपीडोदरज्वरान् ॥
व्रध्नश्वासकफानाहश्वासकुष्ठाममारुतान् ।
एरण्डपत्रं वातघ्नं कफक्रमिविनाशनम् ॥
मूत्रकृच्छ्रहरश्चापि पित्तरक्तप्रकोपनम् ।
वाताग्रदलं गुल्मबस्तिशूलहरं परम् ॥
कफवातक्रमीन् हन्ति वृद्धिं सप्तविधामपि ।
एरण्डफलमत्युष्णं गुल्मशूलानिलापहम् ॥
यकृत्प्लीहोदरार्शोघ्नं कटुकं दीपनं परम् ।
तद्वन्मज्जा च विड्भेदी वातश्लेष्मोदरापहः ।

॥ भा. प्र ॥

एरण्डतैलं मधुरं गुरु श्लेष्माभिवर्धनम् ।
वातासृग्गुल्महृद्रोगजीर्णज्वरहरं परम् ॥

॥ राजवल्लभः ॥

चरक—

१ ज्वरे—एरण्डमूलोत्क्वथितं ज्वरात् सपरिकर्त्तिकात्। पयो विमुच्यते पीत्वा........॥ चि. ३–२३०

२ प्रवाहिकायाम्—शृतमैरण्डमूलेन....पयः। एवं क्षीरप्रयोगेण रक्तं पिच्छावशाम्यति ॥ चि. १०–५१

३ उदरे—संजातबलकायाग्निं पुनः स्निग्धं विरेचयेत्। पयसा सत्रिवृत्कल्केनोरुबूकशृतेन वा ॥ चि. १८–६८

४ कासे—एरण्डपत्रक्षारं वा व्योषतैलं गुडान्वितम्। लिह्यात् एतेन विधिना ॥ चि. २२–१६९

५ वातरक्ते—क्षीरपिष्टं....एरण्डस्य फलानि च। कुर्याच्छूलनिवृत्त्यर्थं........॥ चि. २९–७९

६ उदावर्ते—पयसा मांसरसैर्वा त्रिफलारसयूषमूत्रमदिराभिः। दोषानुबन्धयोगात्प्रशस्तमैरण्डजं तैलम् ॥ चि. २६–२७.

७ गुल्मे—पिबेदैरण्डकं तैलं वारुणीमंडमिश्रितं। तदेव तैलं पयसा वातगुल्मी पिबेन्नरः ॥ चि. ५–८९.

८ अर्शे—वृषार्कैरण्डबिल्वानां पत्रोत्क्वाथैश्च सेचयेत् ॥ चि–९–४४.

सुश्रुत—

९ अपतानके—उरुबूकतैलं........अपतानकिनां परिषेकादिषु उपयोज्यम् ॥ चि–५–१८

१० वृद्धौ—सक्षीरं वा पिबेन्मासं तैलमेरण्डसंभवम्। चि. १९–६

११ वातश्वयथौ—तत्र वातश्वयथौ त्रैवृतमैरण्डतैलं वा मासमर्धमासं पाययेत् ॥ चि. २३–१४

१२ वाताभिष्यन्दे—एरण्डपल्लवे मूले त्वचि वाजं पयः शृतम्। ....सुखोष्णं सेचने हितम् ॥ उ. ९–११.

वाग्भट—

१३ रात्र्यान्ध्ये—....पल्लवानि च भक्षयेत्। तथातिमुक्तकैरण्ड....॥ उ–१३.

१४ अनिलजे श्लीपदे—....पाययेच्च तम्। मासमेरण्डजं तैलं गोमूत्रेण समन्वितम् ॥ उ. ३०–९

भावप्रकाश— १५ ज्वरदाहे—ततो दाहे तु संजाते पत्रैरेरण्डसंभवैः । शीतलैः धारितैरङ्गे दाहं तस्यापनोदयेत् ॥

१६ कटीशूले गृध्रस्यां च—निष्कुष्यैरण्डबीजानि पिष्ट्वा क्षीरं विपाचयेत् । तत् पानन्तु कटीशूले गृध्रस्यां परमौषधम् ॥

१७ आमवाते—आमवातगजेन्द्रस्य शरीरवनचारिणः । एक एव निहन्ताशु एरण्डगजकेसरी ॥

१८ शूले—विश्वमेरण्डजं मूलं क्वाथयित्वा जलं पिबेत् । हिंगुसौवर्चलोपेतं सद्यः शूलनिवारणम् ॥

१९ स्थौल्ये—यद्वोरुबूकमूलं मधुदिग्धं स्थाप्यते निशां सकलाम् । तस्य सलिलस्य पानात् जठरे वृद्धिः शमं याति ॥

वंगसेन— २० मेदोवृद्धिविनाशाय—क्षारं वातारिपत्रस्य हिंगुयुक्तं पिबेन्नरः । मेदोवृद्धिविनाशाय भक्तमण्डसमन्वितम् ॥

२१ कर्णशूले—एरण्डपत्रपुटपाकविपाचिताम्बु । तुल्यार्द्रकस्य सलिलं मधुकेन मिश्रम् । पक्त्वा च तैललवणेन युतं सुखोष्णम् । कर्णे रुजं हरति तत्क्षणमेव दत्तम् ॥

२२ नवदृक्कोपे—एरण्डपत्रमसकरसोऽथवा सैन्धवसंयुक्तः । नवदृक्कोपशमनः.... ॥

चक्रदत्त— २३ शूले—तैलमेरण्डजं वापि मधुकक्वाथसंयुतम् । शूलं पित्तोद्भवं हन्यात् गुल्मं पैत्तिकमेव च ॥

गदनिग्रह— २४ मषके—वातारिपत्रवृन्तप्रान्तेनादाय चूर्णकं बहुशः । निघृष्टस्तेन मषः प्रस्रुतरुधिरः क्षयं याति ॥

२५ योनिशूले—(१) योनिशूलहरं नारी योन्यां प्रक्षिप्य धारयेत् । पिचुमेरण्डबीजं तु परिगृह्य विधानतः ॥

(२) एरण्डतैलेन परिप्लुता स्यात्कार्पासपिण्डी यदि योनिमध्ये । शूलं तदानीं शमयेत्तदीयं संधावको मुण्डितिकाकृतो वा ॥

२६ कामलायां—एरण्डमूलिका पीता मधुना हन्ति कामलाम् ।

२७ वातरक्तजनेत्ररोगे—एरण्डमूलं सफलप्ररोहं विजर्जरं क्षीरयुतं

गवां च । स्याद्वातरक्तापहमुग्रमेतदाश्चोतनं सद्भिषजो वदन्ति ॥

२८ गर्भप्रदे—एरण्डस्य च बीजानि मातुलुंगस्य चैव हि । सर्पिषा परिपिष्टानि पिबेद्गर्भप्रदानि च ॥

२९ वातकण्टके—....पिबेदेरण्डतैलं वा.... ॥

३० अर्शःसु—एरण्डतैलं त्रिफलारसेन च विशोधनम् । विट्पित्त-श्लेष्मवातानुलोमनाद्गुदजापहम् ॥

## વૈદ્યકમાં એરંડાનો ઉપયોગ

ચરક—

૧ તાવ સાથે મરડો થયો હોય તો—એરંડાનાં મૂળ દુધમાં ઉકાળીને પીવાં. ચિ. ૩–૨૩૦

૨ મરડામાં—દીવેલાનાં મૂળ દુધ સાથે ઉકાળીને પીવાથી મરડામાં પડતું લોહી અને જળસ મટી જાય છે. ચિ. ૧૦–૫૧

૩ ઉદરમાં—દીવેલાના મૂળથી પકાવેલા દુધથી ઉદરરોગવાળાને વિરેચન આપવું. ચિ. ૧૮–૧૮

૪ ખાંસીમાં—એરંડાના પાનનો ક્ષાર, ત્રિકટુ, તેલ અને ગોળ સરખે વજને હમેશ ચાટવું. ચિ. ૨૨–૧૯૯

૫ વાતરક્તમાં—દીવેલીઓને દુધમાં વાટીને પીવી. વેદના મટી જાય છે. ચિ ૨૯–૭૯

૬ ઉદાવર્તમાં—દુધ સાથે, માંસના રસ સાથે, ત્રિફલાના કવાથ સાથે, યૂષ સાથે, ગૌમૂત્ર સાથે, મદિરા સાથે—આ બધાં અનુપાનથી એરંડાનું તેલ (દીવેલ) ઉદાવર્તમાં વપરાય છે. ચિ. ૨૬–૩૭

૭ ગુલ્મમાં—વારૂણીના મંડ સાથે દીવેલ લેવું. દુધ સાથે પણ દીવેલ લેવાથી ગુલ્મ મટે છે. ચિ. ૫–૮૯

૮ અર્શમાં—અરડુસી, આકડો, એરંડો–વિગેરેનાં પાનના કવાથથી મસા ઉપર સેચન કરવું. ચિ. ૯–૪૪

સુશ્રુત—

૯ અપતાનકમાં—દીવેલ આ રોગમાં પરિષેક વિગેરેમાં વાપરવું. ચિ. ૫–૧૮

૧૦ વૃદ્ધિમાં—એક માસ સુધી દુધ સાથે દીવેલ પીવું. ચિ. ૧૯–૬

૧૧ વાયુના સોજામાં—૧૫ દિવસ કે ૧ માસ સુધી દીવેલ અને નસોતર લેવાં. ચિ. ૨૩–૨૪

૧૨ વાતાભિષ્યન્દમાં—એરંડાનાં પાન, મૂળ, છાલ વિગેરે બકરીના દુધમાં પકાવવાં. પછી તેનાં સ્હેજસ્હાજ ગરમ ટીપાં આંખમાં નાખવાં ઉ. ૯—૧૧

વાગ્ભટ— ૧૩ રતાંધળાપણામાં—દીવેલાનાં પાન ખાવાં. ઉ. ૧૩

૧૪ વાતજન્ય શ્લીપદમાં—એક માસ સુધી ગોમૂત્ર સાથે દીવેલ પીવું. ઉ. ૩૦—૯

ભાવપ્રકાશ—૧૪ તાવમાં દાહ થતો હોય તો—એરંડાનાં ઠંડાં પાંદડાં અંગ ઉપર ધારણ કરવાં. દાહ મટી જશે.

૧૬ ગૃધ્રસી ( Sciatica ) અને કેડના દુઃખાવામાં—દીવેલીઓની મીંજોને વાટીને દુધમાં પકાવીને તે દુધ પીવાથી કટીશૂલ અને ગૃધ્રસી મટે છે. આ પરમ ઔષધ છે.

૧૭ આમવાતમાં—શરીરરૂપી વનમાં વિચરનાર આમવાત જેવા ગજેન્દ્રને મારવા માટે એરંડારૂપી એક જ કેસરી (સિંહ) બસ છે.

૧૮ શૂળમાં—એરંડાનાં મૂળ અને સુંઠ એ બન્નેનો કવાથ કરી હિંગ અને સંચળ નાખીને પીવાથી શૂળ મટે છે.

૧૯ શરીર જાડું થયું હોય તેમાં—એરંડાનાં મૂળને મધમાં બોળીને આખી રાત એક વાસણમાં રાખી મૂકવું. તે પાણી પીવાથી પેટની ફાંદ ઓગળી જાય છે.

બંગસેન— ૨૦ મેદોવૃદ્ધિના નાશ માટે—દીવેલાના પાનનો ક્ષાર હિંગ સાથે, ચોખાના ધોવણ સાથે લેવો. મેદ નાશ પામશે.

૨૧ કાનમાં ચસકા મારતા હોય તો—એરંડાના પાનના કલ્કમાંથી પુટપાકવિધિથી રસ કાઢી લેવો. એ રસની બરાબર આદુનો રસ લેવો. જેઠીમધનો કલ્ક નાખવો. આ પ્રમાણે તેલ પકાવી લેવું. એ તેલમાં સિંધવ નાખીને સ્હેજ ગરમ ટીપાં કાનમાં નાખવાથી કાનનો દુખાવો તુરત જ મટે છે.

૨૨ નવી આંખો દુખવા આવી હોય તો—દીવેલાનાં પાનનો રસ સિંધાલુણ નાખીને આંખમાં ટીપાં નાખવાં. આંખને આરામ થશે.

ચક્રદત્ત— ૨૩ શૂળમાં—જેઠીમધના કવાથમાં દીવેલ નાખીને પીવાથી પિત્તગુલ્મ અને પૈત્તિક શૂલ મટે છે.

ગદનિગ્રહ—૨૪ મષક ( તલ માટે )—દીવેલાના પાનના દાંડા ઉપર થોડોક ચુનો લઈને તલ ઉપર વારંવાર ઘસવું. લોહી નીકળી જઈને તલ ખરી જશે.

૨૫ યોનિશૂળ માટે—દીવેલની અંદર ચોકખું રૂનું પુમડું ભીંજવીને યોનિમાં રાખવું. યોનિશૂલ શાંત થઈ જશે.

૨૬ કમળા માટે—દીવેલનું મૂળ મધ સાથે ચાટવું.

૨૭ વાતરક્તજન્ય નેત્રકોપમાં—પાન, ફૂલ અને મૂલ સહિત એરંડાનો છોડ લાવી, બારીક ટુક કરી કૂટીને તેને ગાયના દુધમાં પકાવવું. એ દુધનાં ટીપાં આંખમાં મૂકવાં. નિષ્ણાત વૈદ્યરાજોનું માનવું છે કે એથી વાતરક્તજન્ય નેત્રપ્રકોપ શાંત થઇ જાય છે.

૨૮ ગર્ભપ્રદ યોગ—બીજોરાનાં બીજ અને એરંડાનાં બીજ, ઘી સાથે વાટીને પીવાથી, ગર્ભપ્રદ મનાયલાં છે.

૨૯ વાતકંટક નામના રોગમાં—દીવેલ પીવું.

૩૦ અર્શમાં—ત્રિફલાના કવાથ સાથે દીવેલ પીવાથી ઝાડો, પિત્ત, કફ, વાયુ વિગેરે દૂર થઇને હરસને આરામ મળે છે.

વક્તવ્ય—અંગમર્દપ્રશમન દશેમાનિમાં, સ્વેદોપગ દશેમાનિમાં, ભેદનીય દશેમાનિમાં ચરકે એરંડો ગણ્યો છે. एरण्डमूलं वृष्यवातहराणाम् ( सू. ૨૫-૩૩ )-વૃષ્ય અને વાતઘ્ન વસ્તુઓમાં એરંડાનાં મૂળ ઉત્તમ છે અને તદનુસાર બ્રાહ્મયરસાયનના પાઠમાં પણ એરંડમૂળ યોજાયલાં છે. મધુરસ્કંધમાં તે ગણાવેલાં છે. સ્વેદના અધ્યાયમાં દીવેલાનાં પાતરાં ઉપર સુવડાવવાનું લખ્યું છે. સુશ્રુતે અધોભાગહર સંશમન તરિકે ઉલ્લેખ કરેલો છે ( सू. ૩૯-૪ ). વિદારીગંધાદિ ગણમાં છે. રતાંધળાપણામાં એરંડાનો ઉપયોગ એકલા વાગ્ભટ જ કરે છે.

**Actions & Uses**—All the constituents of the seeds except the oil are drastic, generally given with ginger, tea or with decoction of dash-muladi quāth. The oil is non-irritant; when it reaches the duodenum it is decomposed by the pancreatic juice into recinoleic acid which irritates the bowels, stimulates the intestinal glands and the muscular coat and causes purgation, it does not stimulate the liver. It acts in 4 or 5 hours, causing liquid stools

without pain or griping and has a sedative effect on the intestines. With glycerine the effects of the oil are increased. Recinoleic acid is absorbed into the blood tissues and is excreted with the human milk which when sucked imparts to the child its purgative action. Ricin, a toxic ferment is a violent irritant of the intestines, kidneys, and bladder. It gives rise to inflammation of the bile duct and very often to jaundice and to dysuria. The oil is best given in flatulence, costiveness, fever, rheumatism and in inflammation of the genito-urinary organs and nephritis, cystitis, gonorrhœa, calculi, stricture of rectum or urethra. In diarrhœa, due to the presence of irritating substances in the intestine leading to congestion or to excessive secretions, it acts without exhausting the strength. It is used after oprations on the abdominal or pelvic viscera. It overcomes constipation of typhoid fever, during pregnancy, and before labor and in post-mortem conditions. In intestinal or renal colic it is given with the juice of fresh ginger with prompt relief. It expels lumbrici. In enteritis, peritonitis and dysentery it is given with laudanum. If depression exists, oil of turpentine 5 to 10 ms. may be added. A poultice of the crushed seeds is used to promote suppuration, to mature boils and to reduce gouty and rheumatic swellings; as a galactagogue varalians or poultices of the leaves are applied to inflamed breasts in women during lactation. Hot leaves are applied to the hypogastrium to increase the flow of menses. The root bark is an alterative and given in chronic visceral enlargements and in chronic skin-diseases.

(R. N. Khory. II p. 553).

**ભાવાર્થ**—તેલ સિવાય એરંડબીજનાં બધાં જ ઉપાદાનો (Constituents) અતિવિરેચક છે. દીવેલ ઘણું કરીને, આદુના રસ, ચા કે દશમૂલાદિ કવાથ સાથે આપવામાં આવે છે. તે ઉત્તેજક નથી. દીવેલ લીધા પછી જ્યારે તે ગ્રહણીમાં (Duodenum) પહોંચે છે ત્યારે તે પેંક્રીયાટીક રસ સાથે મળી જઇને રેસીનૅાલીક ઍસીડમાં પરિણુત થઇ જાય છે. આ ઍસીડ આંતરડાંને, આંતરડાંની ગ્રન્થિઓને (glands) અને પેશીરચિત આવરણુ વિગેરેને ઉત્તેજીત કરે છે—અર્થાત્ વિરેચન ક્રિયા શરૂ કરે છે પણ લીવર-યકૃત્‌ની કાર્યશક્તિ વધારતું નથી. દીવેલ લીધા પછીથી ૪ કે ૫ કલાકમાં જુલાબ લાગવો શરૂ

થાય છે-જરા પણ શૂલ કે આમળાયા વિના પ્રવાહી મળ કાઢી નાખે છે. દીવેલ આંતરડાં ઉપર અવસાદક અસર કરે છે. ગ્લીસરાઇન સાથે દીવેલ યોજવાથી દીવેલની રેચન શક્તિ વધે છે. રેસીનૉલીક એસીડ, રક્ત અને બીજી શારીરકલા (tissues) દ્વારા શોષિત થાય છે અને બચ્ચું જ્યારે ધાવણ ધાવે છે ત્યારે ધાવણ સાથે તે બહાર નીકળે છે; આજ કારણથી માને જુલાબ આપવાથી બાળકને રેચ લાગે છે. 'રીસીન' નામનું એક જાતનું ઝેરી ઉભાણુ (ferment) આંતરડાં, મૂત્રપિંડો તેમજ મૂત્રાશયને અતિશય ઉત્તેજીત કરી મૂકે છે. કેટલીક વખતે તે ઉત્તેજના કમળો અને પિત્તની કોથળીના વરમને પણ પેદા કરે છે. દીવેલ, ઉદરાધ્માન, કોષ્ટકાઠિન્ય, જ્વર, વાત; અને મૂત્રોત્પાદક ઇંદ્રિયોનો પ્રદાહ, બસ્તિનો પ્રદાહ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, ગનોરીયા, અશ્મરી અને ગુદા અને મૂત્રમાર્ગમાં સંકોચાત્મક પીડા (stricture) વિગેરેમાં ઉપયોગી છે. આંતરડાંમાં ઉત્તેજના કરે એવું કાંઈ ગયું હોય તો દીવેલ પીવું હિતકર છે. એથી અશક્તિ આવતી નથી. પેટ અને પેઢુ ઉપર શસ્ત્રક્રિયા કરાયા પછીથી દીવેલ આપવામાં આવે છે. આંત્રિક (Typhoid) જ્વરમાં, ગર્ભાવસ્થામાં, પ્રસવ પહેલાં અને પછી જો કબજીયાત રહેતી હોય તો દીવેલ આપવું શ્રેયસ્કર છે. આંતરડાંમાં કે પેશાબના સ્થાનમાં કંઈ શૂળ મારતું હોય તો આદુના રસ સાથે દીવેલ પીવાથી તુરતજ શૂલ મટી જાય છે. જાડા લાંબા કરમીયા દીવેલ પીધાથી બહાર પડી જાય છે. અંત્રપ્રદાહ (Enteritis), અંત્રવેષ્ટપ્રદાહ (Peritonitis) આમ, અને રક્તાતિસારમાં 'લૉડેનમ્' સાથે દીવેલ પીવું. રોગી હોંશિયાર ન જણાય તો ટરપેન્ટાઇન તેલનાં ૫-૧૦ ટીપાં અંદર નાખવાં. દીવેલીઓની બીજની પોટીસ, પાકોન્મુખ ફોલ્લાઓને સત્વર પકાવી દે છે અને સંધિવા વિગેરેમાં દુખતા સાંધાઓ ઉપરનો સોજો કમી કરે છે. બચ્ચું ધાવતું હોય તે વખતે સ્તન ઉપર સખત સોજો અથવા પોડા થઈ આવી હોય તો દીવેલાનાં પાનને ગરમ કરીને સ્તન ઉપર બાંધવાથી અજબ આરામ થાય છે. એરંડાનાં પાંદડાં ગરમ કરીને પેઢુ ઉપર બાંધવાથી આર્તવ વખતે રજઃસ્રાવ ઠીક પ્રમાણમાં થાય છે. એરંડમૂલત્વક્ રસાયન છે અને તે પુરાણુ યકૃત્પ્લીહવૃદ્ધિમાં અને લાંબા વખતથી થયેલા ચર્મરોગોમાં વપરાય છે.

( આર. એન. ખોરી. ભા. ૨ પા. ૫૫૩ )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૧૪૫; વ. ગુણાદર્શ પા. ૩૭૧; N. p. 300; Indig. Drugs. p. 270; Indi. Medi. Plants p. 1170.

## ૩૫૧ ખાજવણી.

**N. O. Euphorbiaceæ.**

**નામો**--वृश्चिकार्ली, कंडूरा, दुःस्पर्शा, अलिपर्णिका ( સંસ્કૃત ); ખાજવણીની વેલ ( ગુજરાતી ); Dalechampia indica-ડૅલેચેમ્પીઆ ઇન્ડીકા (લેટીન).

**परिचय**---

लघु कच्छूवां च लोमालुर्लोमशा बालकच्छुरा ।
वातविध्वंसिनी चैव तथा संततिवर्द्धिनी ॥

॥ शोढलः ॥

**गुणाः**---

वृश्चिकाली पिच्छलाम्ला स्यादंत्रवृध्यादिदोषनुत् ॥

॥ रा० नि ॥

लघुः कच्छुकरी शीता वृष्या पित्तानिलापहा ।
सिध्मातिसारहंत्री च वंध्यानां चाप्यपत्यदा ॥

॥ शोढलः ॥

वृश्चिकाली तु बल्या स्यात्तिक्ता कटी विबंधनुत् ।
हृद्या चोष्णा बस्तिशुद्धिकारिणी रक्तपित्तहा ॥
अरोचकं नाशयति इत्येवं आहुः मनीषिणः ॥

॥ नि. र. ॥

**વર્ણન**---ખાજવણીના વેલાઓ ચોમાસામાં ઘણેખરે ઠેકાણે જોવામાં આવે છે. એનાં પાન આંતરે આવેલાં હોય છે. તે ફીક્કા કે ઘેરા લીલા રંગનાં, બન્ને સપાટી ઉપર વાળની સખત રૂવાંટીવાળાં અને ત્રણ ઉંડા ખાંચીઆવાળાં હોય છે. તેમાં બાજુના બન્ને ખાંચીઆની નીચેની કોર ડીંટડી પાસે ગોળાઇ લેતી પહોળી કે વખતે બુઠ્ઠી, નાના ખાંચીઆવાળી હોય છે, અને વચલો ખાંચીઓ બન્ને છેડે ઘણું કરી સાંકડો થતો જાય છે. પાન ૨ થી ૩ ઇંચ લાંબાં, કોર ઉપર દાંતાવાળાં અને કુમાશમાં પાતળાં હોય છે. પાનની ડીંટડી પાસે બે ઉપપાન આવેલાં હોય છે. ફુલ ધારણ કરનારી સળી પત્રકોણમાંથી નીકળેલી હોય છે. તે ઉપર અકકેકું ફુલ આવેલું હોય છે. ફુલને ટેરવે પણ પહોળાં, ફીક્કા રંગનાં, ટેરવે બહુધા વિભાગિત થયેલાં, બે પુષ્પપત્રો હોય છે. બન્ને સપાટી ઉપર સખત વાળની રૂછાળ હોય છે. પુંકેસરો ઘણાં અને સ્ત્રીકેસર એક જ હોય છે. ફલ રૂછાળવાળાં અને બીજ ગોળાઇ લેતાં હોય છે.

આ વેલને અડકવાથી રૂવાંટી હાથમાં લાગે છે અને સખત ચળ અને બળતરા આવે છે. કાઠિયાવાડના ગરીબ લોકો એને વાણીયાની દેવી કહે છે. એના સંબંધી એક રમૂજી વાત ચાલે છે તે વાંચવી હોય તો જુઓ 'વનસ્પતિશાસ્ત્ર' પાનું ૬૩૯.

**वक्तव्य**—ચરકસુશ્રુતના વખતથી वृश्चिकाली વપરાતી આવી છે. બન્નેએ તિક્તવર્ગમાં વૃશ્ચિકાલી ગણાવી છે. બન્ને ગ્રંથોમાં સ્વતંત્ર ઉપયોગ દેખાતો નથી. ચરકમાં અપસ્મારમાં બે વખત, ઉન્માદમાં એક ઠેકાણે (મહાપૈશાચિક ઘૃતમાં), ઉદરમાં એક વખત, મૃદ્ભક્ષણજન્ય પાંડુમાં એક વખત, બીજાં દ્રવ્યો સાથે वृश्चिकाली યોજાયલી છે. સુશ્રુતે અર્કાદિગણમાં અને વિદારીગંધાદિગણમાં વૃશ્ચિકાલી યોજેલી છે. વાતસંશમન વર્ગમાં પણ વૃશ્ચિકાલીનું નામ છે. વાગ્ભટમાં ચરક પ્રમાણે જ ઉલ્લેખ છે.

પણ वृश्चिकाली સંદિગ્ધ છે. 'સિદ્ધયોગ'નો ટીકાકાર **શ્રીકંઠ** वृश्चिकालीના નીચે પ્રમાણે અર્થો આપે છેઃ-(૧) वृश्चीपत्री (अ-२०-२६) અને (૨) विच्छावती (अ-८-२२). સુશ્રુતટીકાકાર ડલ્હણ નીચે પ્રમાણે સવિસ્તર ઓળખાણ આપે છેઃ

'वृश्चिकाली कंटकितमेषशृंगतुंगाकारफला, पाठापत्रा ईषद्रोमषा श्वेतपुष्पगुच्छा, दक्षिणावर्तवल्ली मेषशृंगीभेदः।' (सू-अ-३८), અને सू-अ-३७માં वृश्चियाकः આવો બીજો અર્થ આપે છે. ચરકટીકાકાર ચક્રપાણિદત્ત वृश्चिकालीનો 'पथ्या' અર્થ કરે છે (चि-१०-३१). વાગ્ભટટીકાકાર શ્રી અરૂણદત્ત નીચે પ્રમાણે બે અર્થો वृश्चिकालीના આપે છેઃ—

(૧) उष्ट्रधूमकः [सू-१५-२८] અને (૧) उष्ट्रधूमकः मेषशृंगी [सू-१५-९] અમરસિંહે वृश्चिकालीનો ઉલ્લેખ નથી કર્યો.

સ્વ. કુંતોભટ્ટે ખાજવણીનું સંસ્કૃત નામ वृश्चिकाली પાડેલું છે. ગુજરાતી વૈદ્ય શોઢલે 'लघुकच्छुकरी' વિશેષણ વૃશ્ચિકાલીનું યોજેલું છે એ ઉપરથી કુંતોભટ્ટે ખાજવણીને વૃશ્ચિકાલી ઠેરવી હોય ખરી; કારણ કે કુવેચના જેવી જ ચળ ખાજવણીને અડકવાથી પણ થાય છે. સ્વ. કુંતોભટ્ટ એનું લેટીન નામ Gyrardiana heterophylla આપે છે. 'વૈદ્યકશબ્દસિંધુ'નો કર્તા તેનું નામ Fragia involucrata રાખે છે. મુ. જયકૃષ્ણભાઇ તેનું લેટીન નામ Dalechampia indica રાખે છે. નૅર્ન સાહેબના પુસ્તકમાં આ ત્રણ પૈકી એકે નામ જડતું નથી. ખાજવણી આટલી બધી થાય છે છતાંયે Western Indiaનાં ફુલઝાડ લખનારની દૃષ્ટિએ આ ન પડી એ નવાઇ નથી શું? 'વૈદ્યકશબ્દસિંધુ'કારે વૃશ્ચિકાલીનું બંગાલી નામ 'વિછાતી' આપ્યું છે.

ડલ્હણના મત પ્રમાણે વૃશ્ચિકાલીને મેષશૃંગીભેદ ગણીએ પણ મેષશૃંગીની સંદિગ્ધતા જ ક્યાં દૂર થયેલી છે? મેષશૃંગીના અર્થો ડલ્હણ નીચે પ્રમાણે આપે છેઃ—

(१) मेषशृङ्गी कर्कटशृंगी उ. अ-४०

(२) कर्कटशृंगी । गयी तु पुत्रञ्जीवकमेदमाह ॥ चि-अ-९

(३) मेंढशृंगः, पुत्रजीवकसदृशपत्रो वृक्षः ઇત્યાદિ. सू-अ-३९.

આવી સ્થિતિમાં વૃશ્ચિકાલીનો નિર્ણય થઇ શકે તેમ નથી. આજ કારણથી સ્વ. કુતોભટ્ટ જેવા મહાનુભવી વિદ્વાન્ શોધકનું પાડેલું નામ હું પણ કબુલ રાખું છું અને જ્યાં સુધી કોઇ શોધક આ વિષય ઉપર વધુ પ્રકાશ ન નાખે ત્યાં સુધી ખાજવણીને જ વૃશ્ચિકાલી માનું છું. આપણા જ પ્રાંતના શોઢલે પણ ખાજવણીને જ વૃશ્ચિકાલી માનેલી જણાય છે. ઘણા વૈદ્યો 'ચમારદુધેલી' એવો અર્થ કરે છે.

ઉપર જે ગુણો આપવામાં આવ્યા છે, તદનુસાર ખાજવણીનો ઉપયોગ વૈદ્યો કરે અને ખાત્રી કરે તો પણ આ ઉપર વધુ અજવાળું પડે એમ છે.

**ઉલ્લેખ**—૧. શા. પા. ૬૩૯; H. V. p. 467; ૩. નિ. પા. ૫૮૫; Brandis p. 583.

---

## ૩૫૨ હપુષા.

### N. O. Euphorbiaceæ.

**નામો**—हपुषा ( સંસ્કૃત ); છીણી ( ગુજરાતી ); શેરણી ( મરાઠી ); Fluggia leucopyrus-ફ્લ્યુગીયા લ્યુકોપાઇરસ્ ( લેટીન ).

**परिचय**— शूलहन्त्री, विषघ्नी, प्लीहघ्नी, स्वल्पफला, ध्वांक्षनासिका ॥

॥ रा. नि ॥

**गुणाः**— हपुषा कटुतिक्तोष्णा गुरुः वातबलासजित् ।
प्रदरोदरविड्बंधशूलगुल्मार्शसां हरा ॥

॥ रा. नि ॥

हपुषा दीपनी तिक्ता कटूष्णा तुवरा गुरुः ।
पित्तोदरसमीरार्शोग्रहणीशूलगुल्महृत् ॥
पराप्येतद्गुणा प्रोक्ता रूपभेदोद्वयोरपि ॥

॥ भा. प्र ॥

**वक्तव्य**—हपुषा સંદિગ્ધ છે. ડલ્હણે તેનો પરિચય આપ્યો નથી. ચરકે અતિસારમાં ઉપયોગી વસ્તુઓનું લીસ્ટ આપી છેવટે તેના ગુણ આપ્યા છે—

वातश्लेष्महरो ह्येष गणो दीपनपाचनः । ग्राही बल्यो रोचनश्च तस्माच्छस्तोऽतिसारिणाम् ॥ ( चि. १०–३० ). અર્શમાં હપુષાની પોટલીથી શેક કરવા લખ્યું છે ( चि. ९–४३ ). અશ્મરીમાં બીજાં સાથે યોજાયલું છે ( चि २६–५९ ). ગુલ્મમાં તો તે શૂલઘ્ની હોવાથી વપરાયલી હોય જ. ઉદરમાં તેનો ઉપયોગ ખાસ ધ્યાન ખેંચે છે. बद्धोदरी तु हपुषा यमान्यजाजी सैन्धवैः અર્થાત્ છાશમાં આ બધું નાખીને બદ્ધોદરીને છાશ પીવા કહેલ છે (चि. १८–१९३). ઉદરમાં हपुषाद्यचूर्ण છે અને નારાયણ ચૂર્ણમાં પણ હપુષા છે.

સુશ્રુતે ઉદરમાં કે અતિસારમાં તેનો ઉલ્લેખ નથી કરેલો. બીજાં સાથે મૂત્રકૃચ્છ્રમાં, ગુલ્મમાં અને કાસના કલ્યાણક ઘૃતમાં તે યોજાયલું છે. બસ્તિમાં हपुषाफलकल्क બીજાં સાથે યોજાયલો છે.

રા. રા. વૈદ્યરાજ જાદવજીભાઇએ ગૂ. પ્રા. વૈદ્યક સંમેલનની પ્રથમ બેઠક વખતે અમદાવાદમાં પ્રાંસ ( Tamarix gallica )નો નમૂનો જોઇને કહ્યું હતું કે "છોટે માંઇના નામથી આ ઓળખાય છે અને એ જ આપણી हपुषा." હપુષા આજ છે એમ માનવાનું તેમની પાસે શું કારણ હશે ? પ્રાંસ મોટું ઝાડ છે જ્યારે રાજનિઘંટુકારે क्षुपની ગણત્રીમાં हपुषा ગણાવેલું છે. પણ એ વાત દૂર મૂકીએ તો પણ પ્રાંસને કે છીણીને हपुषा શી રીતે ઠેરવી શકાય ? પ્રાંસને મળતો જ છીણીનો છોડવો થાય છે. બરાબર તેવાં જ પાન અને આકાર પણ તેવો જ હોય છે. નૅર્ન સાહેબ પણ લખે છે–" growing with Tamarix and resembling the latter. " क्षुप હોવાથી પ્રાંસને જ મળતા આ છોડને મ્હેં हपुषा નામ આપ્યું છે.

નોંધ—ભાવમિશ્રે બે હપુષા ગણાવેલી છે. " तन्मध्ये प्रथमं फलं मत्स्यसदृशं विस्रगन्धम्, द्वितीयमश्वत्थफलसदृशं मत्स्यगन्धम् ॥ અર્થાત્ પહેલીનું ફળ માછલાની ગંધ જેવું અને બીજીનું પીપળાની ટેટી જેવું. છીણીનું ફળ આ બીજા પ્રકારના ફળ સાથે મોટે ભાગે મળતું આવે છે ખરૂં. આ બે હપુષા લેખીએ તો એક પ્રાંસ અને બીજી આ છીણી.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૧૫૧; N. p. 298; Brandis p. 593.

---

## ૩૫૩ એકલકંટો.

### N. O. Euphorbiaceæ.

નામો—एकवीरः, महावीरः ( સંસ્કૃત ); એકલકંટો ( ગુજરાતી ); અસન, કૂથરફોડ, પાલેહસનં ( મરાઠી ); ખાજ, કાજ, કસી, ગોલિ ( હિંદી ); કદુપલ ( સંતાલ ); ગોલિ ( ગઢવાલ ); ગય ( દેહરાદુન ); કમકુઇ ( ચિતાગોંગ );

ગુંજન, અસાના ( ભીલ ); મોંજ ( ગુજરાત–બ્રેંડીસના આધારે. ગુજરાતમાં આ નામથી કોઈ આ ઝાડને ઓળખતું નથી ); Briedelia retusa–બ્રાયેડેલીયા રેટયુઝા ( લેટીન ).

**परिचय—** एकवीरो महावृक्षः प्लक्षपत्रश्च मंजरी ॥

॥ शिवदत्तः ॥

**गुणाः—** एकवीरो महत्पुष्टः कटुकस्तोदवातनुत् ।
गृध्रसीकटिपृष्ठादिशूलपक्षाभिघातनुत् ॥

॥ रा॰ नि ॥

एकवीरा स्मृता तिक्ता चात्युष्णा वातहा स्मृता ।
पक्षाघातं पृष्ठकटीशूलं चैव विनाशयेत् ॥

॥ नि॰ र ॥

**વર્ણન**—એકલકંટાનાં ઝાડ ૫૦ થી ૬૦ ફુટ જેવડાં ઉંચાં થાય છે. બરડા અને ગિરનારમાં એનાં ઝાડ ૧૫ થી ૨૦ ફીટ જેટલાં ઉચાં થયેલાં જોવામાં આવે છે. ઝાડ જો મોટું વધેલું હોય છે તો ભાગ્યે જ કાંટા જોવામાં આવે છે, નાનું હોય તો કોમળ શાખાઓ ઉપર મજબુત, શંકુ આકારના, છુટાછવાયા કાંટા આવેલા હોય છે. એની છાલ ૦ા ઈંચ જેટલી જાડી, ભુખરી હોય છે. પાન પીપળ જેવાં, ઘણાં ચકચકિત, લીસાં, આંતરે આવેલાં, અંડાકૃતિનાં અને સુંદર હોય છે. પાનની ઉપરની સપાટી લીસી, ચળકતી, અને ફીક્કા કે ઘેરા લીલા રંગની હોય છે. નીચેની સપાટી પર સૂક્ષ્મ વાળની રૂંવાંટી હોય છે. નર અને માદા ફુલ જુદાં જુદાં ઝાડ પર આવ્યાં હોય છે. ફુલ લીલાશ લેતા પીળા રંગનાં હોય છે; તે શાખાઓને છેડે ગુચ્છીઓની પેઠે આવેલાં હોય છે. ફળ પ્રથમ નાના આંબળા જેવાં, લીલાશ લેતા પીળા રંગનાં, ચળકતાં, લીસાં, રસભર્યા હોય છે; પાકે છે ત્યારે તે કાળાં પડી જાય છે. સ્વાદે તે અતિશય તુરાં હોય છે.

પાવાગઢ, ગિરનાર, બરડો, કોંકણુ તેમજ હિમાલય અને હિંદુસ્થાનના બધા ભાગોમાં આ ઝાડ થાય છે. બ્રેંડીસ જણાવે છે કે ફળ ખવાય છે અને લીલાં કબુતરો ( green pigeon ) ખાઇને તેનો વિસ્તાર વધારે છે.

નૅર્ન સાહેબે આની ૩ જાતો વર્ણવેલી છે. બ્રેંડીસે એની ૧૨ જાતોનો ઉલ્લેખ કરેલો છે.

**ગુણ અને ઉપયોગ**—એકલકંટો ગરમ છે, વાતઘ્ન છે, સ્વાદે તીખો છે. ગૃધ્રસી, કટિશૂલ, પૃષ્ઠશૂલ, પક્ષાઘાત, વિગેરે વાતરોગોને મટાડે છે. આ બહુ જ ગરમ છે એટલે વાયુના રોગો ઉપર સારો છે.

એની છાલ અને પાન ચામડું રંગવાના કામમાં આવે છે. એનાં પાન ઢોરને પેટમાં જીવાત પડી હોય તો ખવડાવવામાં આવે છે. છાલ અને ફળ ઘણાં ગ્રાહી છે.

**નવ્યમત**—છાલ અતિ ગ્રાહી છે અને પશ્ચિમ હિંદુસ્થાન તરફ તે અશ્મરીઘ્ન ( lithontriptic ) તરિકે વપરાય છે. ( ડીમક ). સંધિવામાં છાલનો લેપ લગાવવામાં આવે છે. ( સર્જન મેજર રૅટન ). મૂળ ગ્રાહી છે. ( છોટાનાગપુર પ્લેંટ્સ ). આમાં કૃમિઘ્ન શક્તિ છે એમ કહેવાય છે. મુંબઇ અને ગોવા તરફ ગ્રાહી દવા તરિકે આનો ઉપયોગ કરવામાં આવે છે. ( વૉટ ).

**वक्तव्य**—રાજનિઘંટુમાં આનો ઉલ્લેખ મળી આવે છે. પ્રાચીન ગ્રંથોમાં આનો ઉલ્લેખ નથી. 'एकवीर' નામ શાથી રાખ્યું હશે ? હું ધારૂં છું કે પર્વત ઉપર એકલું ઉગ્યું હોય છતાંયે પર્વત સામે તે ટક્કર ઝીલીને અડગ ઉભું રહેતું હશે તે કારણથી આ નામ અપાયું હશે. પાવાગઢ ઉપર માચી આગળ આવું એક પ્રચંડ ઝાડ છે. એક કાંટાને લીધે પણ एकवीर નામ રાખ્યું હોય એ સંભવ છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૬૨૭; રૂ. નિ. પા. ૫૨૮; N. p. 291; Brandis. p. 560; Indi. Medi. Plants p. 1134; Watt I p. 536.

# वटादि वर्ग

## N. O. Urticaceæ.

### ૩૫૪ ભાંગ.

**નામો**—भंगा, विजया, शक्राशनम्, त्रैलोक्यविजया, मोहिनी ( સંસ્કૃત ); **ભાંગ** ( ગુજરાતી ); ભાઙ્, સિદ્ધિ [ બંગાળી ]; ભાઙ્ [ હિંદી ]; Cannabis sativa કેનેબીસ સેટાઇવા ( લેટીન ).

**ગુણાઃ**—

भङ्गा कफहरी तिक्ता ग्राहिणी पाचनी लघुः ।
तीक्ष्णोष्णा पित्तला मोहमदवाग्वह्निवर्द्धिनी ।

॥ भा० प्र ॥

भृंगी तु दीपनी रुच्या ग्राहिणी पाचनी लघुः ।
निद्रापित्तप्रदोष्णा च कामदा कफवातजित् ॥

॥ शोढलः ॥

भंगा भंगकरी मतेः रतिपतेः अत्यादरं कारिणी ।
प्रौढत्वान्न समासमेषु विभवप्रद्योतहृत् संगमे ॥
तीक्ष्णोष्णा मदमोहपित्तशमनी वाग्वर्द्धिनी ग्राहिणी ।
तिक्ता श्लेष्महरा लघुश्च कथिता संदीपनी पाचनी ॥

॥ रा० नि ॥

मदनोद्दीपनी निद्राजननी हर्षदायिनी ।
धनुस्तम्भं जलत्रासं विसूचीञ्च मदात्ययम् ।
प्रवृत्तिं रजसो वह्निं हन्त्यपत्यप्रसूतिकृत् ॥

॥ कश्चित् ॥

ગુણ—ભાંગ કફને હરનાર, તિક્ત, ગ્રાહી, પાચન, લઘુ, તીક્ષ્ણ, ઉષ્ણ, અને પિત્ત વધારનાર છે; મોહ, મદને વધારનાર અને તેથી વધુ બોલ બોલ કરવાની તેમજ જઠરાગ્નિ વધારવાની તેનામાં શક્તિ છે. ભાવપ્રકાશ.

ભાંગ બુદ્ધિનો ભ્રંશ કરનારી છે, વિષયસુખમાં આનંદ આપનારી છે, ઝાડા વિગેરે રોગોમાં ગ્રાહી તરિકે કામ કરનારી છે, જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે, નિદ્રા વધારે છે. ગમે તેવું દુઃખ હોય તો તે પણ થોડીવાર તો તેના સેવનથી ભૂલી જવાય છે; ભુખ લાગે છે અને ખૂબ ખવાય છે.

વર્ણન—આ છોડ પશ્ચિમ અને મધ્ય એશિઆનો વતની છે, અને અત્યારે તે હિંદુસ્તાનમાં ઘણે સ્થળે થાય છે. યૂરોપમાં જે ભાંગ થાય છે તેના કરતાં હિંદુસ્તાનમાં થતી ભાંગ જુદી તરેહની થાય છે. એટલા જ માટે આધુનિક વનસ્પતિશાસ્ત્રીઓએ તેનું લેટીન નામ Cannabis indica પાડયું છે –અત્યારે જો કે આ નામ વપરાતું બંધ થયું છે. હિંદુસ્તાનના ઘણાખરા પ્રાંતોમાં તેનું હવે વાવેતર થવા લાગ્યું છે. હિમાલય અને કાશ્મીરમાં એની મેળે જંગલી રીતે પણ ભાંગ ઉગી નીકળે છે. વ્યસન તરિકે ભાંગનો ઉપયોગ હિંદુસ્તાનમાં ઘણાં વર્ષો થયાં ચાલી આવ્યો છે. મથુરાના ભૈયાઓ, ચોબાઓ વિગેરે લોકો તો બારે માસ ભાંગ પીધા કરે છે. શિવજીને નામે પણ હિંદુઓ ભાંગ પીતાં શરમાતા નથી! ભાંગના છોડમાંથી ત્રણ વસ્તુઓ જે બને છે અને જે હિંદુસ્તાનમાં છુટ્ટથી વપરાય છે તે નીચે મુજબ છેઃ-(૧) ગાંજો–બંગાળા, મધ્ય પ્રાંતો અને મુંબાઈ તરફ આ વસ્તુ બહુ થાય છે. ભાંગના છોડમાં જ્યારે ફુલ આવે છે ત્યારે આ ફુલવાળા ભાગને ફલિત થતા પહેલાં (unfertilized resinous flowering shoots) તોડી લેવામાં આવે છે. આજ વસ્તુ ગાંજો છે. આજ ફુલ ફલિત થયા પછી તેમાંથી ઘેન લાવવાની શક્તિ ઉડી જાય છે. આ ગાંજો સાધુઓ અને બીજા બંધાણીઓ અમલમાં પીવામાં વાપરે છે. ભાંગના છોડનો અપકવ ફુલવાળો ભાગ તેજ ગાંજો. (૨) ભાંગ–પાન અને ફુલવાળો ભાગ તેજ ભાંગ. ઘણીખરી યાકુતિઓ, માજુમો અને ઘેન લાવનારી બનાવટોમાં આ છુટથી વપરાય છે. ઉનાળામાં પીવાથી ઠંડક આપે છે. (૩) ચરસ–પાંદડાં, ડાંડીઓ, અને ફળ ઉપર એક જાતનો ગુંદર જેવો પદાર્થ જામે છે તેજ વસ્તુ ચરસ (Cannabis Resin) નામથી ઓળખાય છે. પણ બધી ભાંગના છોડ ઉપરથી તે હાથ નથી આવતો. ગિરિપ્રદેશમાં ૬૦૦૦ થી ૮૦૦૦ ફીટ જેટલી ઉંચાઇએ જે ભાંગના છોડ થાય છે તેમાંથી જ ચરસ હાથ આવે છે. આમાં સખ્ત માદક અસર છે અને તંબાકુ સાથે તેને ઘણા લોક પીએ છે. ચામડાંની કોથળીઓમાં એને ભેગો કરવામાં આવે છે.

બ્રીટીશ ફાર્માકોપીઆમાં ગાંજો વપરાય છે. આમાંથી કૅનેબાઈન નામનું તત્વ હાથ આવ્યું છે જે ખૂબ માદક છે. ઈજીપ્તના લોકો ભાંગનાં બીજ ઉપરથી જે ધુડસાં–ફોતરાં હાથ આવે છે તેની હસીસ–ભાંગ–બનાવે છે. વ્હીટીયરે ઠીક મશ્કરી કરીને કહ્યું છે કે—

"Of all that orient lands can vaunt
Of marvels with our own competing,
The strangest is the Haschish plant
And what will follow on its eating."

**Actions & Uses**—" They use Bhang in gonorrhœa and dyspepsia. Locally, a decoction of the leaves is applied to erysipelas and neuralgic painful parts. Its application to the anus is used to relieve the pain of hœmorrhoides. A paste applied to the head relieves dandruff and vermin. "

( R. N. Khory II p. 570 ).

" The medicinal properties of cannabis have now been investigated by many European physicians in India. **O'shaughnesy** tried it with more or less success in various diseases, especially in tetanus, hydrophobia, rheumatism, the convulsions of children and cholera. Subsequent experience has confirmed the value of the drug as a remedy in tetanus and cholera. In the former disease we have obtained most satisfactory results; large doses are required, and the patient must be kept under the influence of the drug for some days. In cholera its action may be compared with that of opium; it is most likely to be successful when resorted too early in the disease. " ( Dymock. III p. 325. )

**ભાવાર્થ**—પરમીયામાં અને ગ્રહણીમાં ભાંગ વપરાય છે. ભાંગનો ક્વાથ રતવા અને વાયુથી દુખતા ભાગ ઉપર સેચન કરવામાં આવે છે. ગુદા ઉપર ભાંગની લુગદી બાંધવાથી હરસની વેદના શાન્ત થઇ જાય છે. માથા ઉપર ભાંગની લુગદી લગાવવાથી ખોડો અને જુ, લીખ વિગેરે દૂર થઈ જાય છે.

ખોરી. ભા. ૨. પા. ૫૭૦.

હિંદુસ્તાનમાં વસતા ઘણા યૂરોપીયન ડૉકટરોએ ભાંગનો ઔષધીય ગુણ જાણ્યો છે. ધનુસ્તંભ, હડકવા, સંધિવા, બચ્ચાંઓની આંકડી અને કૉલેરામાં ભાંગની અસર **ઓશાઉધ્નેસી** નામના વિદ્વાને જણાવી છે. એના પછીના શોધકોએ પણ ધનુસ્તંભ અને કૉલેરામાં ભાંગ ઉત્તમ છે એમ જાહેર કર્યું છે. ધનુસ્તંભમાં ભાંગ મોટી માત્રામાં આપવાથી સારાં પરિણામ આવેલાં જણાયાં છે; દરદીને આ દવાની અસરમાં જ થોડા દિવસ રાખવો જોઇએ. કૉલેરામાં તો ભાંગ અફીણના જેવું જ કામ કરે છે. શરૂઆતમાં જ જો ભાંગનો ઉપયોગ કરવામાં આવે તો કૉલેરામાં કામ સારૂં કરે છે.

( ડીમક. ભા. ૩. પા. ૩૨૫ )

**ઉલ્લેખ**—Indi Medi Plants. p. 1181; રૂ. નિ. પા. ૬૯૦; N. p. 311.

---

## ૩૫૫ ગાંજો.

**N. O. Urticaceæ.**

નામો—मातुलपुत्रक ( સંસ્કૃત ); ગાંજો ( ગુજરાતી ); ગંજા ( બંગાલી ); The female flowering top of Cannabis sativa. ( અંગ્રેજી ).

गुणाः—
आग्नेयी तर्पणी बल्या मन्मथोद्दीपनी चला ।
निद्रासंजननी गर्भपातिनी च विकाशिनी ॥
वेदनाक्षेपहारिणी ज्ञेया च मदकारिणी ॥

॥ आत्रेयसंहिता ॥

श्वशृगालादिदंशोत्थं जलातङ्कं निवारयेत् ।
बाह्यायामान्तरायामौ विसूचीमपि दारुणाम् ॥
मदात्ययं महाघोरं शूलञ्चैवाम्लपित्तकम् ।
अग्निमान्द्यं हरेच्चापि रजोऽस्त्रमतिसंस्रुतम् ॥

॥ कश्चित् ॥

ગુણ—ગાંજો અગ્નિજનક, તર્પક, બલપ્રદ, કામોદ્દીપક, મનનું ચાંચલ્ય વધારનાર, નિદ્રાજનક, ગર્ભપાતકૃત્, વિકાશી, વેદનાહર, આક્ષેપહર અને મદકર છે. આત્રેયસંહિતા.

કોઇ એકના મત પ્રમાણે ગાંજો ગાંડાં કુતરાં કે શીયાળવાંના કરડવાથી થતા હડકવામાં ઉપયોગી છે. બાહ્યાયામ ( બહારથી માણસ ખેંચાઇ જાય છે તે ) અને અંતરાયામ, દારૂણ કોલેરા, મહાઘોર મદાત્યય, અમ્લપિત્તજન્ય શૂલ, અગ્નિમાંદ્ય, લોહીવા વિગેરેને મટાડે છે.

વર્ણન—જુઓ ભાંગનું વર્ણન. ભાંગના છોડનાં સ્ત્રીપુલવાળાં ઝુમખાં તેજ ગાંજો.

**Actions and Uses**—Anodyne, hypnotic, antispasmodic, sudorific, aphrodisiac, and appetizing; in large dozes narcotic. In medicinal dozes and taken for the first time it acts as an agreeable intoxicant, as a result of which time, distance and sound are magnified. It exhilarates the spirit, excites the imagination and increases the appetite; medicinally it acts as an anodyne and antispasmodic, but is inferior to opium. It has however the advantage of not producing constipation, loss of appetite nor the unpleasant after effects peculiar to opium. It is largely used in headache of a continuous or chronic character, asthma,

whooping cough, chronic bronchitis, tetanus, hydrophobia and other spasmodic affections as hysteria, chorea &c. It is also used in nervous vomiting, mental depression, delirium tremens &c. It is sometimes used in place of opium as a hypnotic where opium cannot be borne and largely used in menorrhagia and dysmenorrhœa, also used in chronic rheumatism. Among the natives it is largely used as an aphrodisiac and as an intoxicant like opium and alcohol. In large doses, or if habitually taken, or its use preserved in, it produces a bloated face, congested eyes, tremulous and weak limbs, imbecility, weakness or loss of memory. (R. N. Khory III p. 570.)

ભાવાર્થ—ગાંજો વેદનાહર, નિદ્રાજનક, આક્ષેપનિવારક, પરસેવો લાવનાર, વૃષ્ય અને ક્ષુધાવર્ધક છે; મોટી માત્રામાં માદક છે. કોઇ દિવસ ગાંજો ખાતો કે પીતો ન હોય તેવા માણસને ઔષધીય માત્રામાં પહેલીજ વાર ગાંજો આપવામાં આવે તો એવો તો સ્ફૂર્તિજનક નિશો ચઢે છે કે તે વખતે સમય, અંતર અને અવાજ વિશાળતા પ્રાપ્ત કરે છે. ગાંજો સાહસ, કલ્પનાશક્તિ અને ક્ષુધા વધારે છે. ઔષધ તરિકે તે વેદનાહર, અને આક્ષેપનાશક છે, પણ અફીણ કરતાં ઉપરોક્ત અસર ઓછી થાય છે. પણ ગાંજાનો વિશિષ્ટ ગુણ એ છે કે અફીણસેવનમાં જે કબજીયાત, ક્ષુધામાંદ્ય, અને બીજી અરૂચિકર અસરો થાય છે તે આમાં મુદ્દલ થતી નથી. ગાંજો પુરાણ અથવા કાયમી માથાના દુખાવામાં; શ્વાસ, કુકડીયા ખાંસી, પક્ષાઘાત, દીર્ઘકાલની વરાધ, હડકવા, અને હીસ્ટીરીયા, કોરીઆ જેવાં જ્ઞાનતંતુનાં દરદોમાં ઉપયોગી છે. તેમજ જ્ઞાનતંતુઓની ઉશ્કેરણીને લીધે થતા વખતમાં, વિષણ્ણતા, પ્રલાપ અને કંપાદિ રોગોમાં પણ હિતકર છે. નિદ્રા લાવવા માટે જ્યાં અફીણનો પ્રયોગ દરદી માટે અસહ્ય થઇ જાય છે ત્યાં ગાંજો વપરાય છે; સ્રીઓના અધિક અટકાવમાં, અથવા પીડિતાર્તવમાં અને જુના સંધિવામાં પણ વપરાય છે. અહિંના લોકોમાં વાજીકરણ માટે તેમજ અફીણ અને દારૂની માફક નિશાને માટે ગાંજો બહુ જ વપરાય છે. મોટી માત્રામાં અથવાં હમેશાં ખાવાની ટેવ પડી ગઈ હોય એવા માણસોનાં મુખ ફુલેલાં (Bloated)-થેથરાયલાં, આંખો લાલચોળ, હાથપગનો કંપ અને ક્ષીણતા, અને સ્મૃતિશક્તિની દુર્બળતા અથવા લોપ—થાય છે. (ખોરી. ભા. ૨ પા. ૫૭૦)

ગાંજાનું લાંબા દિવસ સુધી સેવન કરનાર માણસોને પાછળથી ઉન્માદનું દરદ લાગુ પડે છે અને તેઓ સ્વભાવે વહેમી બને છે.

(ગુરૂવર્ય અમૃતલાલ પ્રા. પટ્ટણી.)

## Therapeutics

બાહ્યોપચાર—અળસી સાથે ગાંજાની પોટીસ કરીને શેક કરવાથી દાહ શાંત થાય છે, અર્શ પુલ્યા હોય તે બેસી જાય છે. ભાંગ પણ એવી જ રીતે ઉપયોગમાં લઇ શકાય.

આંતરોપચાર—ભૂખ લગાડવાની અને હોજરીને ઉત્તેજીત કરવાની ગાંજામાં અજબ શક્તિ છે. અજીર્ણ, અજીર્ણાતિસાર, જુનો મરડો–આ બધા રોગોમાં ગાંજો સુંદર કામ કરે છે. આ દેશના લોકો ભાંગ તૈયાર કરીને આવા રોગમાં વાપરે છે. જઠરમાં દાહ બળતો હોય તે અને રેચની દવાઓથી પેટમાં જે ચુંક ઉપડે છે તેને ગાંજો શાંત કરે છે.

ગાંજાનો ધુમાડો શ્વાસવાટે લેવાથી અગર ગાંજો ખાવા આપવાથી આક્ષેપહર છે. ક્ષયની ખાલી ખાંસીમાં અને દમના હુમલા વખતે તેમજ કુકડીયા ખાંસીના હુમલામાં ગાંજો સારૂં કામ કરે છે.

માથાના દુઃખાવામાં ( Migraine ) ગાંજો રામબાણ દવા છે. ફેનેઝોન અને એવી જ બીજી દવાઓની શોધ પહેલાં માથાના દુખાવા માટે ગાંજો એક રામબાણ ઉપાય મનાતો હતો. જાશુના માથાના દુખાવામાં હજુ પણ તે વખતોવખત વાપરવામાં આવે છે. આર્તવ બંધ થવાની મુદ્દત વખતે (menopause) તેમજ થાક અને ચિંતાને લીધે દુખવા આવતા માથાના દરદમાં હજુ પણ આ સારૂં કામ આપે છે. ઘેન માટે હવે ગાંજો વપરાતો નથી; છતાં પણ ઉન્માદ, તંદ્રા, વિમર્શોન્માદ વિગેરે દરદોમાં બ્રોમાઇડો સાથે આપવાથી તે ઉપયોગી જણાય છે. સર રસેલ રેનોલ્ડઝ ગાંજાનો ઍક્સટ્રૅક્ટ ( $\frac{1}{4}$ થી $\frac{1}{3}$ ગ્રેન ) નિદ્રાનાશ ( senile insomnia ) માં વાપરવા માટે સખત ભલામણ કરે છે. ક્લોરલ હાઇડ્રેટ સાથે તે કોરીયામાં ઉપયોગી થઈ પડે ખરો. ધનુર્વામાં ગાંજાની કિમતી અસર ઘણા લાંબા વખતથી મંજુર રખાયલી છે. આ લેખક પોતે ઘણા લાંબા અનુભવથી તેની ઉપયોગિતાની ( ધનુર્વામાં ) ખાતરી આપે છે.

આર્તવના રોગોમાં, અલ્પપીડિતાર્તવમાં અને બીજકોષના પ્રદાહમાં ( Ovarian irritation ) ગાંજો દુઃખ શાંત કરે છે એટલું જ નહિ, પણ ગર્ભાશયની માંસપેશીઓને મજબુત પણ કરે છે. ઘણી વખત તે તુરતના પરમીયામાં ( Subacute gonorrhœa ) અને નપુંસકત્વમાં વપરાય છે.

તરતના અને જુના વખતના બ્રાઈટ્સ ડીઝીઝમાં ગાંજો આપવાથી મૂત્રાશયમાં થતું દુઃખ નરમ પડે છે અને રક્તમૂત્રતા ( hœmaturia ) અટકાવે છે.

હમણાં હમણાં હું તેની થોડી જ્વરઘ્ન શક્તિ તેમજ જંતુરહિતતાની શક્તિમાં માનતો થયો છું અને આને માટે ૧૮૯૦ માં ભરાયેલા રૌયલ હેમ્પ કમીશન આગળ મ્હેં મેલેરીયાના તાવમાં ગાંજો ઉપયોગી છે એમ કહેલું પણ ખરૂં." (રાખાલદાસ ઘોષ. પા. ૩૫૧-૫૨)

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 1181; Indig. Drugs p. 59; રૂ. નિ. પા. ૬૯૦; N. p. 311.

---

## ૩૫૬ ઉમરડો.

### N. O. Urticaceæ.

નામો—उदुम्बरः, जंतुफलः, सदाफलः, खरपत्रः (સંસ્કૃત); ઉમરડો (ગુજરાત); ઉમર, ઉંબરો (કાઠીયાવાડ); ગુલર (મરાઠી. હિંદી); Ficus glomerata ફાઈકસ ગ્લૉમેરેટા (લેટીન).

परिचय— उदुम्बरः क्षीरवृक्षो हेमदुग्धः सदाफलः ।
अपुष्पफलसंबद्धो यज्ञांगः शीतवल्कलः ॥
कृमिवृक्षो जंतुफलो मशकी जघ्नेफलः ।
पुष्पशून्यः शीतफलः पवित्रः सुप्रतिष्ठितः ॥

उदुम्बरस्य गुणाः—.

उदुम्बरो हिमो रूक्षो गुरुः पित्तकफास्रजित् ।
मधुरस्तुवरो वर्ण्यो व्रणशोधनरोपणः ॥
॥ भा. प्र ॥

औदुम्बरं फलमतीव हिमं सुपक्वम्
पित्तापहं च मधुरं श्रमशोफहारि ।
आमं कषायमति दीपनरोचनञ्च
मांसस्य वृद्धिकरमस्रविकारहारि ॥
॥ रा. नि ॥

उदुम्बरं कषायं स्यात् पक्वं तु मधुरं हिमम् ।
कृमिकृत् पित्तरक्तघ्नं मूर्च्छादाहतृषापहम् ॥
॥ ध. नि ॥

काकोदुम्बरिकायाः गुणाः—

काकोदुम्बरिका शीता कषाया व्रणनाशिनी ।
गुर्विणी गर्भरक्षायां हिता स्तन्यप्रदायिनी ॥
आमानिलप्रशमनी पक्का गौल्याम्लका कटुः ।
त्वग्दोषरक्तपित्तघ्नी तद्वल्कमतिसारजित् ॥
फलं तु शीतलं स्वादु कषायं गुरु तर्पणम् ।
शुक्लं मधुरं पाके स्निग्धं विष्टंभि बृंहणम् ॥
ग्राहि वातं कफं पित्तं क्षयदाहविषास्रजित् ।
उदुम्बरीत्वचा शीता कषाया व्रणनाशिनी ॥

॥ रा० नि ॥

काकोदुम्बरिका शीता कषाया दद्रुघातिनी ।
रक्तातिसारहंत्री च मुखनासास्रघातिनी ॥

॥ शोढलः ॥

चंदनोदुम्बरं दाहनिर्वापणानाम् । चरकः सू. २५–३२.

चरक— १ श्वित्रे काकोदुम्बरः—श्वित्रे स्रंसनमग्र्यं मलपूरस ईष्यते सगुडः ॥ चि–७.

२ योनिरोगे—उदुम्बरस्य दुग्धेन षट्कृत्वा भावितांस्तिलान् । तैलं क्वाथे च तस्यैव सिद्धं धार्यञ्च पूर्ववत् ॥ चि. ३०–७५.

३ अत्यग्निशांतये—नारीस्तन्येन संयुक्तां पिबेदौदुम्बरीं त्वचम् । आभ्यां वा पायसं सिद्धं दद्यादत्यग्निशांतये ॥ चि. १९–२२७.

४ पित्तातिसारे—....उदुम्बर....आदि पल्लवाः । कषायाः स्तंभनाः शीताः हिताः पित्तातिसारिणाम् ॥ सू–२७–१००.

सुश्रुत— ५ रक्तपित्ते—उदुम्बरफलं पिष्ट्वा पिबेत्तद्रसमेव वा ॥ उ. ४५–२३.

६ तृष्णायाम्—पर्यागतोडुम्बरजो रसस्तु सशर्करस्तत्क्वथितोदकं वा ॥ उ. ४८–२२.

वाग्भट— ७ अक्षिरोगे—उदुम्बरफलं लोहे घृष्टं स्तन्येन धूपितम् । साज्यैः शमीच्छदैः दाहशूलरागाश्रुहर्षजित् ॥ उ. १६–३६.

भावप्रकाश— ८ असृग्दरे—क्षौद्रयुक्तं फलरसमौदुम्बरभवं पिबेत् । असृग्दरविनाशाय सशर्करपयोऽन्नभुक् ॥

वंगसेन— ९ वातव्याधौ—काकोदुम्बरदुग्धैः सरामठैः हरेत् सर्वयोगविच्च । कपिकच्छुमूलयुक्तैः नस्यैः अवबाहुजां पीडाम् ॥

१० योनिगाढीकरणे—पलाशोदुम्बरफलं तिलतैलसमन्वितम् । मधुना योनिमालिप्य गाढीकरणमुत्तमम् ॥

११ सारमेयविषे काकोदुम्बरमूलम्—काकोदुम्बरमूलन्तु धुस्तूरफलकान्वितम् । पिबेत्तण्डुलतोयेन सारमेयविषापहम् ॥

चक्रदत्त— १२ रक्तपित्ते काकोदुम्बरः—समाक्षिकः फल्गुफलोद्भवो वा । पीतो रसः शोणितमाशु हन्ति ॥

शोढल— १३ प्रमेहपिटिकायाम्—क्षीरमौदुम्बरं यद्वा......। पिटिकासु समस्तासु लेपनं संप्रशान्तये ॥

१४ गर्भपातनिवारणार्थम्—उदुम्बरक्वाथयुतं सिताढ्यं सुगंधशालिप्रभवं सितं च । या पिष्टमश्नाति न गर्भपातपीडामसौ विन्दति जातु नारी ॥

१५ नासारक्ते—उदुम्बराणि पक्वानि गुडेन मधुनाऽपि वा । उपयुक्तानि निघ्नन्ति नासारक्तं नृणां ध्रुवम् ॥

१६ अर्शसि—काकोदुम्बरिकायास्तु क्षीरेण परिलेपिताः । गुदजाः घृतपानेन निपतन्त्याशु देहिनाम् ॥

वैद्यमनोरमा— १७ गर्भधारणार्थम्—बन्दाकमौदुम्बरमादरेण वंध्याङ्गना पुष्पविशुद्धिवारे । पूर्वं विरिक्ता लभते कुमारं छागस्य दुग्धेन सह प्रपीत्य ॥
पटल. १३.

१८ अपरापातनार्थम्—चर्म....उदुम्बरस्य वा । पिष्टं तुषाम्बुना पीतमपरां पातयेत्क्षणात् ॥ पटल—१३.

વર્ણન—ઉંબરડાનાં ઝાડ ૨૦ થી ૩૦ ફુટ ઉંચાં થાય છે. તેમાં ઘણી શાખાઓ હોય છે. પાન વડ જેવાં તોપણ તેના કરતાં સાંકડાં અને ન્હાનાં હોય છે. એનાં થડ અને જાડી શાખા ઉપર ફુલની કર્ણિકા અથવા પુષ્પાધાર

( Receptacle )ના ઝુમખા આવે છે, જેને આપણે ઉંબરાં કહીએ છીએ, અને આજ ફુલ મનાય છે. તે અંજીર જેવાં દેખાય છે. કાચાં હોય છે ત્યારે તે ફીક્કા લીલા રંગનાં અને તે ઉપર ભુરા કે ધોળા વાળની રૂવાંટી હોય છે. જ્યારે તે પાકે છે ત્યારે લીસાં, ચળકતાં અને પાકાં અંજીર જેવાં રતુમડાં થઇ જાય છે. પાકા ફુલોને કાપતાં તેમાંથી જીવાત નીકળે છે તેથી જ તેને " जंतुफल " કહેલું છે. કાચાં ઉંબરડાંનું શાક કરવામાં આવે છે. જેને આપણે ફુલ કહીએ છીએ તે ફળ નથી પણ પુષ્પાધાર–receptacle–છે. આજ પુષ્પાધારમાં નર અને માદા–બન્ને જાતનાં ફુલ ઉપરાછાપરી રહેલાં હોય છે. જ્યારે ઉંબરડાં બહુ જ પાકાં થઇ જાય છે ત્યારે અંદર જોતાં બીજ પણ દેખાય છે. લોકો માને છે કે ઉંબરડો, વડ, પીપળો વિગેરેમાં ફુલ નથી આવતાં, પણ આ તેમની ભૂલ છે. ફુલ શિવાય ફળ થઈ શકતાં જ નથી. સ્થૂલદૃષ્ટિએ આપણને ફુલ નથી જણાતાં એ વાત ખરી, પણ જેને આપણે ફુલ કહીએ છીએ તેના ભીતરમાં જ પુષ્પ રહેલાં છે. ખરી રીતે તો આ વૃક્ષને 'अपुष्प' નહિ પણ 'गूढपुष्प' કહેવું જોઇએ. એનાં ઝાડને જખમી કરતાં તેમાંથી દુધ જેવો ચીકણો રસ નીકળે છે તેને ઉમરડાનું છીર કહે છે.

કાકોદુંબરિકાનાં ઝાડ ઉંબરડાનાં ઝાડ કરતાં ઘણાં નાનાં થાય છે. ઉંબરડાનાં પાન કર્કશ હોય છે. પાન સામસામાં, તળીએ હૃદયાકૃતિનાં, અને મોટાં હોય છે. ઉપરથી પાન ચળકાટ મારે છે અને નીચે આછાં ભુરાં હોય છે. એની ડાળીઓ અને જાડી શાખાઓ પોલી હોય છે. ફુલ તો ઉંદુબરની માફક જ આવે છે. જેને ઢેડ ઉંબરડી કહે છે તે આજ. જેને યજ્ઞોડુમ્બર કહે છે તે આ નહિ પણ ઉંબરડો. કોંકણમાં તે ઘણાં ઉગે છે. સંધિવા ઉપર એની છાલ વપરાય છે એમ કહેવાય છે.

### વૈદ્યકમાં ઉંબરડાનો ઉપયોગ—

**ચરક—** ધોળા કોઢ ઉપર–કાકોદુમ્બરના ફુલનો રસ ગોળ સાથે આપવો. ચિ. ૭.

૨ યોનિરોગમાં–ઉમરડાના દુધથી તલને છ ભાવના આપવી. પછી એજ તલથી ઉમરડાનાં કવાથમાં તેલ પકાવી લેવું. એ તેલનું પોતું યોનિમાં રાખવાથી યોનિ દૃઢ અને સ્વચ્છ થાય છે. ચિ. ૩૦–૭૫

૩ જઠરાગ્નિ બહુ જ પ્રદીપ્ત થયો હોય તો–ઉંબરાની છાલ સ્ત્રીના ધાવણ સાથે વાટીને પી જવી. અથવા તો

એ બન્નેથી દુધપાક પકાવી લેવો અને તે ખાવો. અતિ અગ્નિ શાંત થાય છે. ચિ. ૧૯-૨૨૭.

૪ પિત્તાતિસારમાં-આંબો, ઉંબરો વિગેરેનાં પાનના ઉકાળા ઠંડા કરીને પીવાથી પિત્તાતિસાર મટે છે. સૂ. ૨૭-૧૦૦.

સુશ્રુત— ૫ રક્તપિત્તમાં-ઉંબરડાના ફુલનો રસ કાઢીને પીવો. ઉ. ૪૫-૨૩.

૬ તૃષ્ણામાં-પાકેલાં ઉંબરડાંનો રસ સાકર સાથે પીવો અથવા તો તેનો ઉકાળો પીવો. ઉ. ૪૮-૨૨.

વાગ્ભટ— ૭ આંખના રોગમાં-લોઢાના પાત્ર ઉપર ઉંબરડાના પુલને સ્રીના ધાવણ સાથે ઘસવું. પછી એને સમડીનાં-ખીજડાનાં પાન અને ઘીનો ધૂપ આપવો. એ બહાર ચોપડવાથી અગન, ચસકા, રતાશ અને આંખમાંથી પાણી ઝરતું હોય તે-વિગેરે શાંત થઈ જાય છે. ઉ. ૧૬-૩૬.

ભાવપ્રકાશ— ૮ લોહીવામાં-ઉંબરડાંનો રસ મધ સાથે પીવો. લોહીવા મટશે. દુધ અને સાકરવાળાં અન્ન ખાવાં.

બંગસેન— ૯ વાયુના રોગમાં-કાકોદુમ્બરના દુધમાં સ્હેજ હિંગ મેળવીને તેનું નસ્ય આપવાથી અવબાહુક નામનો વાતવ્યાધિ મટે છે. કોચાનાં મૂળનો રસ પણ મેળવવો.

૧૦ યોનિ ગાઢ કરવા માટે-ઉંબરાનું કાચું ફુલ અને ખાખરાનાં બીજ-બન્નેને તલના તેલમાં વાટીને યોનિ ઉપર અને અંદર ચોપડવું. યોનિ એથી ગાઢ થશે.

૧૧ હડકાયા કુતરાના ઝેરમાં-કાકોદુમ્બરનું મૂળ ધંતુરાના બીજ સાથે ચોખાના ધોવણ સાથે પીવાથી હડકાયા કુતરાનું ઝેર મટે છે. માત્રા-મૂલ વા-૪ અને બીજ વા. ૦॥.

ચક્રદત્ત— ૧૨ રક્તપિત્તમાં-કાકોદુમ્બરના ફલનો રસ મધ સાથે પીવો.

શોઢલ— ૧૩ પ્રમેહપિડકા ઉપર-ઉંબરડાનું છોર ફોલ્લીઓ ઉપર ચોપડવું. ફોલ્લીઓ મટી જશે.

૧૪ ગર્ભપાતનિવારણ માટે-ઉંબરડાના ક્વાથમાં સાકર નાખીને તેનાથી શાલિ ચોખાનો લોટ બાંધીને, તેની પુરીઓ પકાવીને ખાવી. ગર્ભપાત થતો અટકશે. એકલો ક્વાથ સાકર નાખીને પણ ખાઇ શકાય.

૧૫ નાકમાંથી લોહી પડતું હોય તો–પાકાં ઉંબરડાં મધ કે ગોળ સાથે ખાવાં. લોહી પડતું બંધ થશે.

૧૬ મસામાં–કાકોદુમ્બરિકાના છીરનો મસા ઉપર લેપ કરવો. એ પ્રયોગ વખતે ઘી પીવાનું રાખવું. મસા ખરી પડશે.

વૈદ્યમનોરમા–૧૭ ગર્ભધારણ માટે–ઉંબરડાના ઝાડ ઉપરનો વાંદો વાટીને બકરીના દુધ સાથે પીવાથી વંધ્યા પણ પુત્રપ્રસવ કરે છે. રજસ્વલા થયા પછીથી શુદ્ધ થઇને આ પ્રયોગ અજમાવવાનો છે.

૧૮ ઓર પાડવા માટે–ઉંબરડાની છાલ ચોખાના ધોવણ સાથે ઘસીને પીવાથી તુરતજ ઓર પડી જાય છે.

वक्तव्य—રાજનિઘંટુકાર ત્રણ જાતના ઉદુમ્બર ગણાવે છે. (૧) ઉદુમ્બર (૨) કાકોદુમ્બર અને (૩) નદ્યુદુમ્બર. આમાંથી પહેલા બેનાં વર્ણન આપેલાં છે. ત્રીજાનું વર્ણન नद्योदुम्बरिका चान्या लघुपत्रफला તથા–નિઘંટુકારોએ આપેલું છે; એટલે તેનાં પાન અને ફલ બહૂ જ નાનાં થતાં હશે. પાણીવાળા ભાગમાં કે નદીના કિનારા ઉપર તે ઝાડ થતાં હશે એટલે તે ઉપરથી કદાચ નદીઉદુમ્બર નામ આપવામાં આવ્યું હશે. નદીઉદુમ્બરના ગુણ ઉદુમ્બર અને કાકોદુમ્બરના જેવા જ ગણાવેલા છેઃ–नद्युम्बरीगुणैः सर्वैः सदृशास्तु मता बुधैः । रसवीर्यविपाकेषु किंचित् न्यूना च पूर्वतः ॥ કવિરાજ વિરજાચરણ ગુપ્ત કહે છે કે એની શાખાઓ જમીન ઉપર પથરાયલી હોય છે. કુચબિહારમાં તેને "ખુકિમ" કહે છે. તે જણાવે છે કે ફળ ઉપર નાની નાની અર્બુદ હોય છે.

મૂત્રસંગ્રહણ દશેમાનિમાં, ચરકે ઉદુમ્બરને ગણાવેલું છે. આસવયોનિના લીસ્ટમાં ફલનો ઉલ્લેખ છે. કષાયસ્કંધમાં તે ગણાવ્યું છે. સમિધ્ દ્રવ્ય તરિકે તે મશહૂર છે. બ્રાહ્મયરસાયન ઉદુમ્બર પાત્રમાં સાધવાનું કહેલું છે (चि. ૧-૪૮) અર્શમાં પરિષેચન માટે અને વિસર્પમાં પ્રદેહ માટે બીજાં દ્રવ્યો સાથે તે યોજાયલું છે.

ન્યગ્રોધાદિ ગણમાં સુશ્રુતે ઉદુંબર યોજેલું છે. ગર્ભપાત ન થાય તેટલા માટે ઉદુમ્બરશુંગ દુધ સાથે પીવાનાં સુશ્રુતે કહેલાં છે. વ્રણબંધનાર્થે ઉદુમ્બરત્વક્નો ઉપયોગ કરેલો છે. અર્બુદ ઉપર ઉદુમ્બરનાં પાન (ખરસટ હોવાથી) ઘસવાનું કહેલું છે.

શારંગધરના ટીકાકારો काकोदुम्बरिकाने 'कठुमरिशब्दवाच्या' (म. ४–३) કહે છે. 'સિદ્ધયોગ'નો ટીકાકાર શ્રીકંઠ ઉદુમ્બર અને કાકોદુમ્બરનો ભેદ

સમજતો જણાતો નથી. જુઓ " उदुम्बरः काकोदुम्बरिका कर्कशपत्रत्वात् । ". ડલ્હણ 'કાકોદુમ્બર' અને 'મલપૂ' ને નોખાં માને છે. " उदुम्बरी भद्रनामा, काष्ठोदुम्बरिका महती, मलपूः सैव अल्पविटपा " ( चि ૯–૧૫ ) આમ ડલ્હણ વર્ણવે છે. काकोदुम्बरिका નો પર્યાય જ काष्ठोदुम्बरिका યોજાયલો છે (જુઓ સુશ્રુત. चि ૯–૧૦). फल्गुનું ઓળખાણ " काकोदुम्बरिका कठुम्बरीति लोके " એમ ડલ્હણે આપેલું છે. 'અંજીર'ને પણ મદનપાલનિઘંટુમાં काकोदुम्बरिकाफल કહેલું છે. આ ગોટાળો છે. આપણે સ્પષ્ટતા માટે નીચે પ્રમાણે ભેદો પાડીએ—

૧ ઉદુમ્બર—ઉંબરડો, ગુલર–F. glomerata.

૨ કાકોદુમ્બર / ફલ્ગુ–મલપૂ }—નાનો ઉંબરડો–F. hispida

૩ રાજોદુમ્બર—અંજીર–F. Carica

૪ નદીઉદુમ્બર—અહજ નાનો ઉંબરો–F. ......... (?)

**Actions and Uses**—Astringent, carminative and stomachic; given in hœmaturia, menorrhagia and hœmoptysis. With cumin and sugar, the juice from the root is given in gonorrhœa; a decoction of the root bark with nimado is used as a gargle in salivation, as a wash for ulcers and as an injection in leucorrhœa. The milky juice is given internally as an alterative, tonic and also applied as a lépa to the chest, abdomen and to rheumatic joints, mumps and other glandular enlargements. The application is covered with a pad of cotton.

R. N. Khory, Part II p. 558.

**ભાવાર્થ**—ઉમરડો કષાય, વાયુનાશક, આધ્માનહર અને પાચક છે. એ રક્તમૂત્ર, રક્તપ્રદર, રક્તપિત્ત અને રક્તવમનાદિ રોગોમાં સેવ્ય છે. મૂલનો રસ ખાંડ અને કાળીજીરીની સાથે " ગોનોરીયા " રોગમાં વાપરવામાં આવે છે. મૂલની છાલનો કવાથ મ્હોંમાંથી બહુ લાલાસ્રાવ થતો હોય તેમાં, ક્ષત ધોવામાં અને પ્રદરમાં પીચકારી માટે ( ધોવા માટે ) વપરાય છે. ઉંબરડાનું દુધ રસાયન અને બલકૃત છે. તે છાતી ઉપર, પેટ ઉપર, સંધિવામાં દુખતા સાંધાઓ ઉપર, ગાલપચોરીયાંમાં અને બીજા સોજાઓમાં લેપ તરિકે લગાવવાના કામમાં આવે છે. લેપ માર્યા પછી ઉપરથી રૂ દાબીને પાટો બાંધી દેવો.

( ખોરી. ભા. ૨ પા. ૫૫૮ )

**નવ્યમત**—" ઉંબરડાં ગ્રાહી, પાચક અને વાતઘ્ન મનાય છે. રક્તસ્રાવમાં તે ઉપયોગી છે. એનું દુધ અર્શ અને અતિસારમાં ઉપયોગી મનાયલું

છે. કેન્સરમાં આ દુધ તલના તેલ સાથે અપાય છે. પાકા ફૂલનો રસ ભસ્મોના અનુપાન માટે વૈદ્યો આપે છે. મધુપ્રમેહમાં તો આ અનુપાન ખાસ યોજાય છે. મુંબાઈમાં તો આનો રસ ગાલપચોરીઆં ((Mumps) તેમજ બીજી ગાંઠો ઉપર–સોજા ઉપર ચોપડવા માટે ખાસ જાણીતો છે; અને આજ રસ ચાર તોલાની માત્રામાં જીરા અને સાકર સાથે પરમીયામાં અપાય છે."

**ડીમક**

મૂલનો રસ મધુપ્રમેહમાં અપાય છે. (ટી. આર. મુદલીયાર). છાલનો કવાથ તામીલ ડોકટરો અતિરકતસ્રાવમાં બહુ વાપરે છે. (ડૉ. થોમસ. વૉટ્સ ડીક્ષનેરીમાં.)

"કવિરાજ એ. સી. બિશારદે પાનનો રસ ગનોરીયામાં બહુ જ સારા પરિણામ સાથે વાપરી જોયો છે; આ રસનાં ઇંજેકશન પણ તેઓશ્રીએ મૂત્ર-નલિકામાં (Urinary canal) આપી જોયાં છે અને તેથી 'ગ્લીટ,' ગનોરીયા અને નિરૂદ્ધપ્રકાશ (Stricture)ના ઘણાયે કેસો સારા કરેલા છે. બીજા એક કવિરાજ નપુંસકપણામાં 'ઉદુમ્બરકલ્પ' આપવાની ભલામણ કરે છે. કવિરાજ ગણનાથસેને આનાં પાનમાંથી ઍકસટ્રેકટ બનાવ્યો છે, જેને તેઓશ્રી 'उदुम्बरपत्रसार' નામથી ઓળખે છે. આ બનાવટ તેઓશ્રીએ ઘણા દરદીઓ ઉપર વાપરી જોઇ છે અને તેમનો તે વિષેનો અનુભવ તેમણે 'કલકત્તા આયુર્વેદિક સભા' આગળ ભાષણના રૂપમાં વાંચી બતાવ્યો હતો. આ ઉદુંબર–પત્રસાર, તેમના પ્રયોગોના અનુભવ પ્રમાણે, દુઃખાવામાં, લચકમાં, મૂઢમારમાં, વ્રણક્ષતમાં, કપાઇ ગયેલાં અંગમાં, ક્ષયની ગ્રંથિઓનાં, શ્લીપદમાં, દુષ્ટક્ષતમાં, ન રૂઝાતાં ચાંદાંમાં, આંખના રોગોમાં, નાડીવ્રણમાં, ગુમડાંમાં, ભગંદરમાં, ગળામાં ક્ષત હોય તેમાં, પાયોરીયામાં, જીભ ઉપરની ગેંગ્રીનમાં, કર્ણ-પાકમાં, નાકમાં ચાંદાં હોય તેમાં, અગ્નિદગ્ધ વ્રણોમાં, હાથ પગ ફાટીને ચીરાડા પડયા હોય તેમાં–બાહ્યોપચારથી જ ઘણો ગુણદાયક તેમને જણાયો છે. જુના વખતના આમાતિસારમાં, મરડામાં અને અજીર્ણમાં પણ તેમણે આ પત્રસાર ખાવા માટે પણ આપી જોયો છે અને ગુણ સારો જણાયો છે. પરમીયો, મધુપ્રમેહ, પિત્તના રોગો, જીર્ણજ્વર વિગેરેમાં પણ આ પત્રસાર ખાવા માટે આપી જોયો છે.

આ પત્રસાર બનાવવાની રીતઃ–પાનને પાણીમાં ઉકાળી લેવાં. જ્યારે પાનનું બધું તત્ત્વ પાણીમાં ચૂસાઇ જાય એટલે પાણી જાડા લુગડા વડે દાબીને ગાળી લેવું. વળી પાછું તે પાણી ગરમ કરવું અને ઘાટું થાય ત્યાં સુધી ઉકાળી લેવું. અફીણના જેવી આ રસક્રિયા થશે. આ પછી એને એક મજબુત બુચવાળી બાટલીમાં ભરી લેવું. કોઇ પણ ઋતુમાં, ગમે તેટલા વખત સુધી

રાખવાથી પણ આ બનાવટ બગડી જતી નથી. જ્યાં તાજાં લીલાં પાન મળી શકે તેમ હોય ત્યાં આગળ તે પાનને તાજો રસજ વાપરવા તેઓશ્રીએ ભલામણ કરેલી છે; પણ ઉપર જણાવેલો પત્રસાર આવા રસ કરતાં ૧૮ ઘણો વધારે શક્તિવાળો ( potent ) છે એમ તેમણે જણાવ્યું છે.”

( ઈન્ડીયન મેડીકલ રેકર્ડ. )

ઉલ્લેખ—વ. શા. પા. ૬૪૭; ૩. નિ. પા. ૪૧૬; N. p. 307; Watt III p. 351; Indig. Drugs p. 131; Indi. Medi. Plants p. 1201.

---

## ૩૫૭ પીપળી.

### N. O. Urticaceæ.

નામો—प्लक्षः, पर्कटी ( સંસ્કૃત ); પીપળી, પીપળ ( ગુજરાતી. મરાઠી ); પાકરી, પીપર ( હિંદી ); પાકુડગાછ ( બંગાળી ); Ficus Tsiela-ફાઇકસ સીલા [ લેટીન ].

ગુણાઃ— प्लक्षः कटुकषायश्च शीतलो रक्तपित्तजित् ।
मूर्च्छाश्रमप्रलापांश्च हरेत् प्लक्षो विशेषतः ॥
॥ ध. नि. ॥

प्लक्षः कटुकषायश्च शिशिरो रक्तदोषजित् ।
मूर्च्छाभ्रमप्रलापघ्नो ह्रस्वप्लक्षो विशोषकः ॥
॥ रा. नि ॥

प्लक्षः कषायः शिशिरो व्रणयोनिगदापहः ।
दाहपित्तकफामघ्नः शोथहा रक्तपित्तहृत् ॥
रक्तदोषहरो मूर्च्छाप्रलापभ्रमनाशनः ॥
॥ भा. प्र. ॥

चरक— १ योनिस्रावे—प्लक्षत्वक्चूर्णपिण्डं वा धारयेन्मधुना कृतम् ॥
चि. अ–३०–११६.

२ विसर्पे—प्लक्षवेतसाश्वत्थपल्लवैः । त्वक्कल्कैः बहुसर्पिष्कैः तैरेवालेपनं हितम् ॥ चि. ११–८४

३ शोफनिर्वापणे—प्लक्षवेतसवल्कलाः । ससर्पिष्कः प्रलेपः स्याच्छोफनिर्वापणं परम् ॥ चि. १२–४४.

४ व्रणरोपणार्थम्—....प्लक्षवेतसाः।....कषायाः रोपणाः स्मृताः ॥ चि. १३—८९.

सुश्रुत— ५ रक्तातिसारे—....प्लक्षशल्लकीतिनिशत्वचः । क्षीरे विमृदिताः पीताः सक्षौद्रा रक्तनाशनाः ॥ उ. ४०—११९.

भावप्रकाश— ६ रक्तपित्तिनः शाकार्थम्—....प्लक्षवेतसपल्लवाः । शाकार्थे शाकसात्म्यानां तण्डुलीयादयो हिताः ॥

## વૈદ્યકમાં પીપળનો ઉપયોગ.

ચરક— ૧ યોનિસ્રાવમાં—પીપળીની છાલના સૂક્ષ્મ ચૂર્ણની મધમાં બનાવેલી સોગટી લેવી. ચિ. ૩૦–૧૧૬.

૨ રતવામાં—પીપળીનાં કુણાં પાન અને લીલી છાલ બન્નેને સારી પેઠે બારીક વાટીને, સારી રીતે ઘી નાખીને રતવા વાળા ભાગ ઉપર પ્રલેપ કરવો. ચિ. ૧૧–૮૪

૩ સોજા ઉતારવા–પીપળીની છાલની લુગદી, ઘી નાખીને સોજા ઉપર બાંધવી. ચિ. ૧૩–૪૪

૫ વ્રણ રૂઝવવા–પીપળીની છાલનો કવાથ કરી તેનાથી ઘા ધોવા અને તેમાં જ લીંટ બોળીને ડ્રેસીંગ કરવું. ચિ. ૧૩–૮૫.

સુશ્રુત— ૪ રક્તાતિસારમાં–પીપળીની છાલને બારીક વાટી, દુધમાં સારી રીતે ચોળી નાખી તે દુધ, મધ નાખીને પી જવું. ઝાડામાં લોહી પડતું હોય તે અટકે છે. ઉ. ૪૦–૧૧૯.

ભાવમિશ્ર– ૬ રક્તપિત્તમાં શાક તરિકે—પીપળીનાં કુમળાં પાનનું શાક ખાવું.

**વક્તવ્ય**—'પંચવલ્કલ'માં પ્લક્ષ છે. મૂત્રસંગ્રહણ વર્ગમાં પ્લક્ષનો ઉલ્લેખ ચરકે કરેલો છે. સુશ્રુતે ન્યગ્રોધાદિવર્ગમાં પ્લક્ષનો ઉલ્લેખ કરેલો છે.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૬૪૬; રૂ. નિ. પા. ૪૧૩; N. p. 306; Watt III p. 362; X. V. p. 515.

## ૩૫૮ નંદીવૃક્ષ.

**N. O. Urticaceæ.**

**નામો**—नन्दीवृक्षः, तुन्नः, कुबेरकः, कुणिः, कान्तलकः ( **સંસ્કૃત—અમરકોષ અનુસાર** ); નાંદરૂખીવડ ( ગુજરાતી ); तूणीवृक्ष [ મરાઠી ]; Ficus retusa—ફાઇકસ રેટયુઝા ( લેટીન ).

**गुणाः—**

नंदीवृक्षः कटुस्तिक्तः पीतास्तिक्तास्रदाहजित् ।
शिरोर्त्तिश्वेतकुष्ठघ्नः सुगंधिः पुष्टिवीर्यदः ॥
॥ रा. नि. ॥

तूणिवृक्षः कटुस्तिक्तः पुष्टिकृत् शीतलो लघुः ।
वीर्यप्रदश्च मधुरः तुवरो ग्राहको मतः ॥
वृष्यः त्रिदोषहृत्प्रोक्तो व्रणं कुष्ठं च नाशयेत् ।
रक्तपित्तं श्वेतकुष्ठं शीर्षपीडां च नाशयेत् ॥
कण्डूं पित्तं रक्तदोषं दाहं चैव विनाशयेत् ॥
॥ नि. र. ॥

**વર્ણન**—દક્ષિણ તરફ—ખાસ કરીને ઘાટમાં—આ ઝાડ બહુ થાય છે. આ વડની જ જાત છે. પાન નાનાં, ગોળાઇ લેતાં હોય છે. ઝાડ પણ મોટું થાય છે. નાની નાની વડવાઇઓ પણ હોય છે. શરદ બાગમાં મ્હેં આ ઝાડ જોયું હતું.

**वक्तव्य**—ચરકમાં ' नन्दीतक ' શબ્દ છે—'नन्दीवृक्ष' નથી. સુશ્રુતમાં ત્રણ જગોએ ' નંદીવૃક્ષ 'નો ઉલ્લેખ છે. અંબષ્ઠાદિ અને ન્યગ્રોધાદિ ગણમાં ' નંદીવૃક્ષ 'નો ઉલ્લેખ છે. શીતપૂતનાપ્રતિષેધ અધ્યાયમાં ' नन्दी ' શબ્દ છે. નન્દીવૃક્ષનો પરિચય ડલ્હણ નીચે પ્રમાણે આપે છેઃ—

(૧) "नन्दीवृक्षः काश्मरी, अन्ये गर्दभाण्डमाहुः । सू. ३८—४६.

(२) नन्दीवृक्षः अत्र प्ररोही 'पार्श्वपिप्पल' इति लोके । सू. ३८—४८

અર્થાત્ ડલ્હણના મત મુજબ નંદીવૃક્ષ એટલે શીવણ અથવા પારસપીપળો !

અમરકોષના ટીકાકાર **ભાનુજી દીક્ષિત**ના વખતથી નંદીવૃક્ષ 'तुणी इति ख्यातस्य '—' તુણી ' તરિકે ઓળખાતું આવ્યું છે. પાછળથી રાજનિઘંટુકારે આ તુણી શબ્દને નંદીવૃક્ષનો પર્યાય જ બનાવી દીધો છે. નિઘંટુરત્નાકરના લેખકોએ પણ ' તુણીવૃક્ષ 'નું વર્ણન કરેલું છે.

ધન્વન્તરિનિઘંટુમાં સુગંધી વસ્તુઓના પ્રકરણમાં ' નન્દીવૃક્ષ ' ગણાવેલું છે, એટલે તે સુગંધી હોવું જોઇએ. વળી ' नन्दीवृक्षः पिंडितगर इति कोंकणे

प्रसिद्धः '—એથી પણ એ સુગંધી વસ્તુ હશે એમ જણાય છે. રાજનિઘંટુમાં પણ એને 'સુગંધિ' કહેલું છે.

આપણું નંદીવૃક્ષ F. retusa સુગંધિવૃક્ષ તો નથી જ. કોંકણમાં 'પિંડીતગર' કેવું થાય છે તે મારી જાણમાં નથી. પારસપીપળાને કે શીવણને નંદીવક્ષ કહેવાની હું ધૃષ્ટતા કરતો નથી એટલે આ નાંદરખીવડને જ નંદીવૃક્ષ કહીને સંતોષ માનુંછું. રા. સુ. જયકૃષ્ણભાઇએ પણ મને આ ઝાડ શરદબાગમાં ઓળખાવતી વખતે 'નંદીવૃક્ષ તે આજ ઝાડ' એમ કહેલું છે.

સ્વતંત્ર ઉપયોગ ક્યાંયે જોવામાં નથી આવતો. વિદ્વાનો આની સંદિગ્ધતા દૂર કરશે ખરા ?

**ઉલ્લેખ**— N. p. 305; Brandis p. 305; Indi. Medi. Plants p. 1189; રૂ. નિ. પા. ૨૨૦.

---

## ૩૫૯ પીપળો.

### N. O. Urticaceæ.

**નામો**—अश्वत्थः, पिप्पलः, बोधिद्रुमः, चलदलः (સંસ્કૃત); પીપળો (ગુજરાતી); પિંપલ (મરાઠી); પીપલ (હિંદી); આશુદ્દ ગાછ (બંગાલી); Ficus religiosa–ફાઇકસ્ રીલીજીયોસા [લેટીન].

**गुणाः**—

पिप्पलो दुर्जरः शीतः पित्तश्लेष्मव्रणास्रजित् ।
गुरुस्तुवरको रूक्षो वर्ण्यो योनिविशोधनः ॥

॥ भा. प्र. ॥

पिप्पलः सुमधुरस्तु कषायः शीतलश्च कफपित्तविनाशी ।
रक्तदाहशमनः स हि सद्यो योनिदोषहरणः किल पक्वः ॥
अश्वत्थवृक्षस्य फलानि पक्वान्यतीव हृद्यानि च शीतलानि ।
कुर्वन्ति पित्तास्रविषार्त्तिदाहविच्छर्दिशोषारुचिदोषनाशम् ॥
"अश्वत्थिका" तु मधुरा कषाया चास्रपित्तजित् ।
विषदाहप्रशमनी गुर्विण्याः हितकारिणी ॥

॥ रा. नि. ॥

**चरक**—

१ **वातरक्ते**—बोधिद्रुमकषायन्तु पिबेत्तं मधुना सह । वातरक्तं जयत्याशु त्रिदोषमपि दारुणम् ॥ चि. २९–१९६.

२ **व्रणच्छादनार्थम्**—....पिप्पलस्य च । व्रणप्रच्छादने विद्वान् ॥ चि. अ. १३–१११

३ व्रणे— ककुभोदुम्बराश्वत्थ........। त्वचमाश्वेव गृह्णन्ति त्वक्चूर्णैः चूर्णिता व्रणाः ॥ चि. अ–१३–११५.

सुश्रुत— ४ नीलमेहे—नीलमेहिनं अश्वत्थकषायं वा पाययेत् ।
चि. ११—८

५ वाजीकरणार्थम्—अश्वत्थफलमूलत्वक्शुंगासिद्धं पयो नरः । पीत्वा सशर्कराक्षौद्रं कुलिङ्ग इव हृष्यति ॥ चि. २६–२७.

६ भग्नव्रणबंधनार्थम्—....अश्वत्थपलाशककुभत्वचः । .... कुशार्थे उपसंहरेत् ॥ चि. ३–६-

वाग्भट— ७ कर्णरोगे—पत्राणां पृथक् अश्वत्थबिल्वार्कैरण्डजन्मनाम् । तैलसिक्तानांदिग्धानां स्विन्नानां पुटपाकतः ॥ रसैः कवोष्णैः....पूरयेत् ॥
उ. १८–२

८ व्रणशोफनिर्वापणे—न्यग्रोधोदुम्बराश्वत्थ........वल्कलैः । प्रदेहो भूरिसर्पिर्भिः शोफनिर्वापणः परम् ॥ उ. २५–२९.

वैद्यमनोरमा— ९ प्रमेहे—अश्वत्थबीजं हरिणस्य शृङ्गं तक्रेण पीतं मधुना सहैव । प्रमेहजातं सकलं निहन्ति दशाननं दाशरथिः यथैव ।

१० व्रणे—तदहःपतितैः पत्रैरश्वत्थोत्थैरशोषितैः । संचूर्णितैः निपिष्टैश्च लेपेनाशु जयेद्व्रणम् ॥ पृ.—४८.

११ गर्भलाभार्थम्—अथवाऽश्वत्थवन्दाकं गर्भदं क्षीरपाचितम् ॥ पृ.—३१

चक्रदत्त— १२ वमने—अश्वत्थवल्कलं शुष्कं दग्ध्वा निर्वापितं जले । तत्तोयपानमात्रेण छर्दिर्जयति दुस्तराम् ॥

१३ अग्निदग्धव्रणे-अश्वत्थस्य विशुष्कवल्कलकृतं चूर्णं तथा गुण्डनात् ॥

१४ शिशोः मुखपाके—अश्वत्थत्वग्दलक्षौद्रैः मुखपाके प्रलेपनम् ॥

## વૈદ્યકમાં પીપળાનો ઉપયોગ.

ચરક— ૧ વાતરકત ( Gout )માં–પીપળાના મૂળની છાલનો ક્વાથ મધ સાથે પીવાથી ત્રિદોષજન્ય દારૂણ વાતરકત પણ મટે છે.
ચિ. ૨૯–૧૫૬.

૨ વ્રણ ઢાંકવા માટે—પીપળાનાં કુમળાં પાન વાપરવાં.
ચિ. ૧૩-૧૧૧

૩ વ્રણ ઉપર—પીપળાની છાલનું સૂક્ષ્મ ચૂર્ણ ઘા ઉપર છાંટવાથી જલદી રૂઝ આવે છે. ચિ. ૧૩–૧૯.

સુશ્રુત— ૪ નીલમેહમાં–પીપળાના મૂળની છાલનો ક્વાથ પીવો. ચિ. ૧૧–૮.

૫ વાજીકરણ તરિકે–પીપળાનાં ફળ, મૂળ, છાલ અને શુંગ, આ બધાંથી પકાવેલું દુધ, સાકર અને મધ નાખીને પીવું. સંભોગશક્તિ વધશે. ચિ. ૨૬–૨૭.

૬ ભાંગેલું હાડકું બાંધવા માટે–પીપળાની કોમળ છાલ લેવી. ચિ. ૩–૬.

વાગ્ભટ— ૭ કાનના રોગમાં–પીપળાના પાન ઉપર તેલ અને સિંધાલુણ ચોપડીને પુટપાકવિધિથી તેને પકાવવાં. જે રસ નીકળે તેને કાનમાં નાખવો. કાનના રોગો મટે છે. ઉ. ૧૮–૨.

૮ સોજો ઉતારવા–પીપળાની છાલના બારીક ચૂર્ણમાં ખૂબ ઘી નાખીને તેનાથી લેપ કરવાથી સોજો ઉતરી જાય છે. ઉ. ૨૫–૨૯.

વૈદ્યમનોરમા–૯ પ્રમેહમાં–પીપળાનાં બીજનું ચૂર્ણ અને સાબરશીંગનો ઘસારો છાશ અને મધ સાથે પીવાથી પ્રમેહ (દરેક પ્રકારના) મટે છે.

૧૦ વ્રણમાં–તુરતનાં જ ખરેલાં પીપળાનાં તાજાં પાંદડાંને બારીક પીસીને વ્રણ ઉપર લેપ કરવાથી વ્રણ જલદી રૂઝાઇ જાય છે.

૧૧ ગર્ભપ્રદ યોગ–પીપળાના ઝાડ ઉપર જે વાંદો (अश्वत्थवन्दाक) થયો હોય તેને લાવીને દુધમાં ઉકાળીને તે દુધ પીવું. ( અથર્વવેદમાં આવો પ્રયોગ આવે છે. )

ચક્રદત્ત— ૧૨ ઉલટીમાં–પીપળાની સુકી છાલને બાળીને તે ખાખને પાણીમાં નાખી દેવી. તે પાણીને થોડીવાર સુધી ઠરવા દેવું અને પછી ગાળી લઇને પીવાથી ગમે તેવી ઉત્કટ ઉલટી પણ મટી જશે.

૧૩ દાઝવાથી ફોલ્લા પડયા હોય તો–પીપળાની સુકી છાલનું સૂક્ષ્મ ચૂર્ણ ઉપર છાંટવું.

૧૪ બચ્ચાંનું મ્હોં આવી જાય છે ત્યારે–પીપળાની લીલી છાલ અને પાંદડાં બન્ને ખૂબ બારીક પીસીને મધ સાથે મ્હોંમાં ચોપડી આપવું.

વક્તવ્ય—ચરકે ન્યગ્રોધ, અશ્વત્થ વિગેરેનાં પાંદડાંને "शीताः हिताः पित्तातिसारिणाम्"–ઠંડાં અને પિત્તાતિસારમાં હિત માનેલાં છે ( સૂ. ૨૭–

૬૦૧). મૂત્રસંગ્રહણ કશેમાનિમાં અશ્વત્થનો ઉલ્લેખ છે; ફલાસવના લીસ્ટમાં પણ છે.

ચરક અશ્વત્થ, ઉદુમ્બર વિગેરેનાં ફળના ગુણ નીચે પ્રમાણે આપે છેઃ–
मधुराण्यविपाकीनि वातपित्तहराणि च । अश्वत्थोदुम्बरप्लक्षन्यग्रोधानां फलानि च ॥ सू २७–१५७. રક્તપિત્તમાં कषायवृक्षाः शिशिराश्च सर्वे એજ શ્લોકમાં અશ્વત્થને પણ ગણાવેલો છે; અને રક્તપિત્તમાં અશ્વત્થ ઉપયોગી પણ હોઈ શકે ( चि ૪–૧૦૨). અતિસારમાં અશ્વત્થ વિગેરેનાં શુંગને ખાંડીને રાતદિવસ પાણીમાં પલાળી રાખીને ઘી સાથે પીવાનું કહેલું છે ( चि ૧૦–૧૦૫). શોફનિવારણ તરિકે ( चि ૧૩–૪૪ ) વિસર્પમાં આલેપન માટે ( चि ૧૧–૮૪ ) અને વ્રણમાં વર્ણકૃત્ તરિકે ( चि ૧૩–૧૧૫ ) અશ્વત્થ યોજાયલો જણાય છે. અર્શમાં અવાક્પુષ્પાદિ તેલમાં ન્યગ્રોધ છે. ક્ષતક્ષીણના ન્યગ્રોધાદિસર્પિમાં અશ્વત્થ છે; ગ્રહણીમાં ચંદનાદ્ય ઘૃતમાં છે. હૃદ્રોગચિકિત્સામાં ઉદુમ્બરાદિ લેહમાં તે છે. કષાયસ્કંધમાં તેની ગણત્રી થયેલી છે. પીપળો જાંગલવૃક્ષ છે ( क ૧–૭ ).

સુશ્રુતે ઉપનયન વખતે યજ્ઞમાં સમિધ્ તરિકે અશ્વત્થ ગણાવેલો છે, ન્યગ્રોધાદિ ગણમાં તેની ગણના છે. હાથીને થયેલો હૃદ્રોગ આની છાલથી સારો થાય છે એમ ગુરૂવર્ય અમૃતલાલભાઈનું કહેવું છે.

**નવ્યમત**—પીપળાની છાલ ગ્રાહી છે. તે પરમીયામાં વપરાય છે. તેમાં પોષકશક્તિ છે. ફળ મૃદુરેચક છે અને પાચનક્રિયા વધારે છે. બીજ શીત અને રસાયન છે. પાન અને કુમળી કુંપળો રેચક છે. છાલનો કવાથ ખસમાં અપાય છે. ( એઈન્સ્લી અને વાઈટ ). છાલનું ચૂર્ણ સોજા ઉપર બાંધવાથી સોજો ખેંચી લે છે. ( ડૉ. ઈમિર્સન ). બાર્થોલોમીયો ( 'વૉયેજ ટુ ધી ઈસ્ટ ઈન્ડીઝ' )ના મત પ્રમાણેઃ—"સૂકાં ફળનું ચૂર્ણ પાણી સાથે પખવાડીયા સુધી પીવાથી દમ મટે છે અને સ્ત્રી ખાય તો સ્ત્રી ગર્ભવતી થાય છે." છાલને બાળીને કરેલી ખાખને પાણીમાં ડોઈને તે પાણી નીતરૂં થઈ જાય એટલે લઈ લેવું. આ પાણી પીવાથી હેડકી ગમે તેવી હોય તો બેસી જાય છે. ( ડૉ. થૉર્નટન ). પગનાં તળીયાંમાં ચીરા પડયા હોય તો પીપળાનો રસ ચોપડાય છે. ( આસી. સર્જન. ટી. એન. ઘોષ ), સૂકી છાલનું ચૂર્ણ ભગંદરમાં વપરાય છે. આ ચૂર્ણને એક હકીમ ઉપયોગમાં લેતો હતો, તે મ્હેં જોયું છે. એક વાંસની ભુંગળી ભગંદરમાં નાખીને તે ભુંગળીમાં થોડુંક છાલનું ચૂર્ણ નાખીને ફુંકવું. ( આસી. સર્જન. નવીનચંદ્ર દત્ત. વૉટ ડીક્ષનેરી )

ઈન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સ પા. ૧૧૯૨

ઉલ્લેખ—વ. શા. પા. ૬૪૪; રૂ. નિ. પા. ૪૧૨; N. p. 306; Watt III p. 359; Indi. Medi. Plants p. 1191.

## ૩૬૦. વડ.

**N. O. Urticaceæ.**

**નામો**—वट, न्यग्रोध, वैश्रवणालय, बहुपाद (સંસ્કૃત); વડ, વડલો (ગુજરાતી); વડ (મરાઠી. હિંદી); વટ ગાછ (બંગાલી); નુગ (સિંધ); Banyan tree–બનીયનટ્રી (અંગ્રેજી); Ficus Bengalensis–ફાઇકસ્ બેંગોલેન્સીસ્ (લેટીન).

**गुणाः**— वटः शीतः कषायश्च स्तम्भनो रूक्षणात्मकः ।
तथा तृष्णाच्छर्दिमूर्च्छारक्तपित्तविनाशनः ॥

॥ ध. नि. ॥

वटः कषायो मधुरः शिशिरः कफपित्तजित् ।
ज्वरदाहतृषामेहव्रणशोफापहारकः ॥
वटी ( नदीवटः ) कषायमधुरा शिशिरा पित्तहारिणी ।
दाहतृष्णाश्रमश्वासविच्छर्दिशमनी परा ॥

॥ रा. नि ॥

वटः शीतो गुरुर्ग्राही कफपित्तव्रणापहः ।
वर्ण्यो विसर्पदाहघ्नः कषायो योनिदोषहृत् ॥

॥ भा. प्र. ॥

**चरक**—

१ अधोगरक्तपित्तिणो विट्प्रथमप्रवृत्ते शोणिते–विशेषतो विट्प्रथमप्रवृत्ते पयो मतम् .... । वटावरोहैः वटशुङ्गकैर्वा .... ॥ चि. अ–४.

२ रक्तातिसारे–रक्तं विट्सहितं पूर्वं पश्चाद्वा योऽतिसार्यते । न्यग्रोधोदुम्बराश्वत्थशुङ्गानापोथ्य वासयेत् । अहोरात्रं जले तप्ते घृतं तेनाम्भसा पचेत् । तदर्धं शर्करायुक्तं लिह्यात् सक्षौद्रपादिकम् ॥ चि. अ–१०.

३ व्रणनिर्वापणे–शाल्मलीत्वग्बलामूलं तथा न्यग्रोधपल्लवाः ।.... आलेपनं निर्वापणम् ॥ चि. १३.

४ पाण्डुरप्रदरे–न्यग्रोधत्वक्कषायेण लोध्रकल्कं तथा पिबेत् ॥ चि. अ–३०.

सुश्रुत— ५ रक्तपित्ते–लिह्याच्च दूर्वावटजांश्च पल्लवान् ॥ मधुद्वितीयान्....॥ उ. अ–४५.

चक्रदत्त— ६ अतिसाररुजायाम्–वटरोहन्तु संपिष्य श्लक्ष्णं तण्डुलवारिणा । तत् पिबेत् तक्रसंयुक्तम् अतीसाररुजापहम् ॥

७ शुक्रे–वटक्षीरेण संयुक्तं श्लक्ष्णं कर्पूरजं रजः । क्षिप्रमंजनतो हन्ति शुक्रञ्चापि घनोन्नतम् ॥

वंगसेन— ८ अध्यर्बुदे–वटदुग्धकुष्ठरोमक लिप्तं बद्धं वटस्य कल्केन । अध्यस्थि सप्तरात्रान् महदपि शमयेत् सिद्धमिदम् ॥

९ शोणितप्रदरे–काश्मर्यवटशुंगानि पृथग्दन्त्यास्तथैव च । घृतसिद्धं भवेच्छ्रेष्ठं शोणितप्रदरे पिबेत् ॥

भावप्रकाश— १० व्यंगे–वटाङ्कुरा मसूराश्च प्रलेपाद्व्यंगनाशनम् ॥

वैद्यमनोरमा— ११ व्रणकृमिनाशार्थम्–दुग्धं न्यग्रोधवृक्षोद्भवमपि निहितं जन्तुजालं व्रणेषु । प्रातर्मध्यगतेऽर्के दिवसपरिणतौ चापशास्त्रोक्तमेतत् ॥

१२ ज्वरे दाहप्रशमनार्थम्–जीवन्तीमूलनिर्यूहः सघृतो दाहजूर्तिजित् । तद्वन्न्यग्रोधपादस्य....॥

शोढल— १३ गर्भस्थापनो वटशुङ्गयोगः–गर्भदं वटशुङ्गन्तु पिबेद्वन्ध्या रजस्वला । वारिणा शुक्लपक्षे हि पुष्येण च समाहृतम् ॥

**વર્ણન**—વડનું વર્ણન શું ? બધાં જ તેને ઓળખે છે. હિંદુસ્થાનમાં જ વડનાં મોટામાં મોટાં ઝાડ થાય છે. નર્મદા કિનારે કબીરવડની ખ્યાતિ તો બધાએ સાંભળી જ હશે. આજે તો તે મરૂ મરૂ થઈ રહ્યો છે; પણ એવું કહેવાય છે કે ૨૦૦૦૦ માણસો સુખેથી બેસી શકે એવો તે વિશાળ હતો. અત્યારે શિવપુરના બોટેનીકલ ગાર્ડનમાં આવેલો વડ જોવાલાયક છે. "જટાને સંકેલી વડ તજી ગિરિએ જઈ રહ્યા" આ લીટી વડની વડવાઇઓનો વિસ્તાર જોતાં યાદ આવે છે. વડવાઈઓ વિના લાંબી શાખાઓનો ભાર થડ કેમ સહન કરી શકે ?

ઘણા એમ માને છે કે વડને ફુલ હોતાં નથી, પણ આ ભૂલ છે. જેને આપણે ફલ–ટેટા–કહીએ છીયે તે તો કર્ણિકા અથવા પુષ્પાધાર (receptacle) છે. પુષ્પાધાર ગોળ અને અંદરથી પોલો છે. આ પુષ્પાધારમાં અસંખ્ય નાનાં

નાનાં ફુલો આવેલાં હોય છે. ટેટા લીલા હોય અને કાપીને જો તે જોયા હોય તો ફુલનો ખ્યાલ સરસ આવી જશે, પણ આપણે તો ટેટા લાલ પાકા થતા સુધી તેના તરફ જોતા નથી. પાકેલા ટેટાને કાપીને જોવાથી આપણને ફક્ત બીજ જ જણાય છે. જેને ફુલ અને તેની બારીક રચના જોવી હોય તેઓએ કાચા ટેટાને કાપીને જોઇ લેવા.

ટેટામાં નર અને માદા ફુલ જુદાં જુદાં હોય છે. નર પુલ ટેટાને મથાળે અને માદા પુલ ટેટાને તળીયે આવેલાં હોય છે. જ્યારે આપણે એકાદ કાચો ટેટો કાપીએ છીયે ત્યારે તેમાં નાનાં નાનાં જંતુઓ જણાય છે. ટેટાને મથાળે છિદ્ર હોય છે તે ઉઘાડીને આ જંતુઓ અંદર પેઠેલાં હોય છે. આ જંતુઓ માદાફુલ ( pistillate flowers ) ઉપર પોતાનાં ઈંડાં મૂકે છે. ટુંક સમયમાં આ ઈંડાંમાંથી અસંખ્ય જંતુઓ (grubs) ઉત્પન્ન થાય છે. પુખ્ત ઉમ્મરનાં થતાં વેંત જ આ જંતુઓ કાણાવાટે બહાર નીકળે છે. એ વખતે તેમના શરીર ઉપર નરફુલનો પરાગ ચોંટેલો હોય છે. બીજા ટેટામાં આ જંતુ જાય છે અને આવી રીતે તેમના શરીર ઉપર ચોંટેલી પરાગરજ માદા ફુલ સાથે સંલગ્ન થાય છે–ગર્ભિત થાય છે.

વડનાં કોમળ પાન રતાશ લેતા રંગનાં, કોમળ હોય છે. આંબાનાં પાન પણ શરૂઆતમાં લાલ અને અત્યંત મૃદુ આવે છે. આનું કારણ પણ જાણવા જેવું છે. એક વિદ્વાન્ કહે છે કે—"This is caused by a very active process of respiration or breathing, which as we all know, is most active always in young leaves-organisms. For a plant, like an animal, breathes, that is to say, inhales oxygen in order to burn off some of its carbon, and thus produce the heat necessary for the various chemical processes carried on its body to maintain its life and to grow. The gas produced by the combination of the inhaled oxygen and the carbon in the plant is carbonic acid gas, which is exhaled. When the leaves become older, the process of breathing becomes slower and the copper-hue disappears from the leaves changing into the ordinary green colour of leaves. The colour is due to little green granules called chlorophyll granules in the inner cells of the leaf. These granules have the power of feeding on the carbonic acid gas, circulating through the air spaces between the cells and to form starch under the influence of the sun's rays. This process is known as assimilation."

## વૈદ્યકમાં વડનો ઉપયોગ

ચરક— ૧ ઝાડામાં પહેલું લોહી પડે અને પછી ઝાડો થાય એવા અધોગ રક્તપિત્તમાં—વડની વડવાઇઓ અને શુંગોનું ઉકાળેલું દુધ પીવા આપવું. ચિ. ૪

૨ રક્તાતિસારમાં—ઝાડા સાથે, પહેલાં, કે પછી, લોહી પડતું હોય તો વડનાં શુંગને વાટીને પાણીમાં પલાળી રાખવાં. બીજે દિવસે તે પાણીને તપાવી લેવું. આ જ પાણીમાં ઘી પકાવી લેવું. આ ઘીમાં અર્ધાની સાકર અને ચોથા ભાગનું મધ મીલાવી ચાટી જવું. ઝાડામાં લોહી પડતું બંધ થઇ જાય છે. ચિ. ૧૦

૩ ઘા રૂઝાવવો—વડનાં પાંદડાં ( કોમળ )ની લુગદી વ્રણ ઉપર બાંધવી. ચિ. ૧૩

૪ ધોળું ફીકકું પ્રદર હોય તો—વડની છાલના કવાથ સાથે લોધરની છાલનું ચૂર્ણ પીવું. ચિ. ૩૦

સુશ્રુત— ૫ રક્તપિત્તમાં—વડનાં કુમળાં પાન અને દૂર્વાને વાટીને, તેનો રસ કાઢી, મધ નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે. ઉ. અ. ૪૫

ચક્રદત્ત— ૬ અતિસારની વેદનામાં—વડની કોમળ વડવાઇઓને ચોખાના ધોવણ સાથે ખૂબ ઝીણી વાટવી; અને એ છાશ સાથે પી જવું. ઝાડાની વેદના મટશે.

૭ આંખના ફુલામાં—વડના દુધમાં કપૂર મીલાવીને આંજવાથી ઘણા વખતનું ફુલું જલદીથી કપાશે.

બંગસેન— ૮ હાડકું વધ્યું હોય અથવા રસોળી વધારે વધી હોય તો—તેના ઉપર વડનું દુધ, કુષ્ઠ ( ઉપલેટ ) અને સિંધાલુણ ચોપડી આપવું. ઉપર વડની છાલ બાંધવી. સાત દિવસમાં ગમે તેવી વધેલી અધ્યર્બુદ મટી જશે. પ્રયોગ સિદ્ધ છે.

૯ રક્તપ્રદરમાં—વડનાં શુંગમાં વિધિ પ્રમાણે ઘી સિદ્ધ કરી લીધું હોય તો તે પીવાથી લોહીવા મટે છે.

ભાવપ્રકાશ— ૧૦ વ્યંગમાં—વડનાં શુંગ અને મસૂરની દાળ બન્નેને દુધમાં વાટીને વ્યંગ ( મ્હોડાં ઉપર કાળા કાળા ડાઘ પડે છે તે ) ઉપર લગાવવાથી વ્યંગ મટે છે.

વૈદ્યમનોરમા-૧૧ વ્રણમાં કીડા પડયા હોય તો—વડનું દુધ વ્રણમાં ભર્યાથી જંતુ મરી જાય છે. સવાર, બપોર અને સાંજ ત્રણ વખત આમ કરવું. પ્રયોગ શાસ્ત્રોકત છે.

૧૨ તાવમાં અગન ખૂબ બળતી હોય તો—વડની વડવાઈઓનો કવાથ ઘી નાખીને પીવાથી જ્વરદાહ મટે છે.

શોઢલ— ૧૩ ગર્ભસ્થાપન માટે વડનાં શુંગનો યોગ—રજસ્વલા થાય તે વખતે વંધ્યા જો વડનાં શુંગ (પુષ્યનક્ષત્રમાં અને શુકલ પક્ષમાં આણી મુકેલાં. પછી સૂકાઇ ગયાં હોય તો ચૂર્ણ કરીને) પાણી સાથે પીએ તો અવશ્ય ગર્ભ ધારણ કરે છે.

वक्तव्य—સુશ્રુતે ન્યગ્રોધાદિ ગણમાં વડનો ઉલ્લેખ કરેલો છે. શારીરસ્થાનમાં ગર્ભિણીને ગર્ભસ્પુરણ વિગેરેથી જે વેદના થઈ આવે તે માટે यथालाभं न्यग्रोधादित्वकूप्रवालकल्कं वा पयसा पाययेत् ॥ (શા. ૧૦–૫૭)–આવો ઉલ્લેખ છે. હોમમાં પણ ક્ષીરીવૃક્ષનાં કાષ્ઠો ગણાવેલાં છે (સૂ. ૨–૪).

ચરકે ફલાસવમાં વડ ગણાવ્યો છે. ચરકમાં ન્યગ્રોધાદિનાં ફળના ગુણ વર્ણવેલા છેઃ—मधुराण्यविपाकीनि वातपित्तहराणि च । अश्वत्थोदुम्बरप्लक्षन्यग्रोधानां फलानि च ॥ (સૂ. ૨૭–૧૫૭). ગર્ભસ્થાપનવિધિમાં न्यग्रोधशुंगानि वा पाययेत् एनाम् आज्ञेन पयसा (શા. ૮–૫૧) એવો ઉલ્લેખ છે. મૂત્રસંગ્રહણ કષેમાનિમાં, અને કષાયસ્કંધમાં વડ છે. પુંસવન પ્રયોગ જોવા જેવો છેઃ—

तस्मादापन्नगर्भां स्त्रियमभिसमीक्ष्य प्राग्व्यक्तिभावाद्गर्भस्य पुंसवनमस्यै दद्यात् ॥ गोष्ठे जातस्य न्यग्रोधस्य प्रागुत्तराभ्यां शुङ्गेऽनुपहते आदाय द्वाभ्यां धान्यमाषाभ्यां संपदुपेताभ्याम् गौरसर्षपाभ्याम् वा सह दध्नि प्रक्षिप्य पुष्ये रूक्षे पिबेत् ॥ चरक. शा. ८–१९.

અર્થાત્ વડનાં શુંગ ઉત્તમ ગર્ભસ્થાપન છે એ વાત સાચી છે.

Ficus genusની ૭૯ species ખ્રેંડીસે વર્ણવેલી છે. વડની એક નાની વેલ–Ficus repens (લેટીન); Indian Ivy (અંગ્રેજી); ભીંતવડની વેલ (જયકૃષ્ણભાઇ)–મ્હને મુ. જયકૃષ્ણભાઇએ શરદબાગમાં બતાવેલી. કયાં વડ અને કયાં આ ક્ષુદ્ર વેલ !

વડનું દુધ પતાસા સાથે ધાતુપુષ્ટિ માટે લોકો ખાય છે. વડનું દુધ બલ્ય છે એ સાચું છે.

न्यक् तिर्यक् रुणद्धि मार्गं मूलैः इति न्यग्रोधः ।
वटति वेष्टयति मूलैः वटः ॥–આવું તેનું નિરૂકત છે.

**Actions & Uses**—Tonic and astringent: given in diabetes, dysentery and hœmorrhagic fluxes and in gonorrhœa and seminal weakness. Locally the juice is applied as a remedy for toothache and on the soles of the feet and palms of the hand when cracked.

R. N. Khory II p. 557.

**ભવાર્થ**—વડ, બલકારક અને ગ્રાહી છે; મધુપ્રમેહ, આમાતિસાર, રક્તાતિસાર, રક્તપિત્ત વિગેરેમાં, પ્રમેહમાં અને ધાતુદૌર્બલ્યમાં તે હિતકર મનાય છે. દાંત દુખતો હોય તો તેના દુધમાં પુમડું બોળીને દાંતે દબાવવાથી આરામ થાય છે. હાથપગનાં તળીયાંમાં ફાટો પડતી હોય તો તેનું દુધ ભરવામાં આવે છે.

ખોરી ભા. ૨. પા. ૫૫૭.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૬૪૧; રૂ. નિ. પા. ૪૧૧; N. p. 304; Watt III p. 343; Glimpses into the life of Indian plants page 115; Brandis p. 598; Indi. Medi. Plants p. 1186.

---

## ૩૬૧ ફણસ.

### N. O. Urticaceæ.

**નામો**—पनसः, कंटकीफलः, स्कंधफलः, अपुष्पफलः ( સંસ્કૃત ); ફણસ ( ગુજરાતી ); ફણસ ( મરાઠી ); કાટાલ ગાછ ( બંગાલી ); કટહલ ( હિંદી ); Artocarpus integrifolia-આર્ટોકાર્પસ ઇન્ટેગ્રીફોલીયા ( લેટીન ).

क्षुद्रपनसः, लकुचः, लिकुचः ( સંસ્કૃત ); નાનું ફણસ ( ગુજરાતી ); Artocarpus Lucooch ( લેટીન ).

**गुणाः**—

पनसं शीतलं पक्कं पित्तक्षयक्षतव्रणान् ।
आमं तदेव विष्टंभि वातलं तुवरं गुरु ॥
दाहकृन्मधुरं बल्यं कफमेदोविवर्द्धनम् ।
पनसोद्भूतबीजानि वृष्याणि मधुराणि च ॥
गुरूणि बद्धवर्चांसि सृष्टमूत्राणि संवदेत् ।
मज्जा पनसजो वृष्यो वातपित्तकफापहः ॥
विशेषात्पणसं वर्ज्यं गुल्मिभिः मंदवह्निभिः ॥

॥ भा. प्र. ॥

पनसं मधुरं सुपिच्छिलं गुरु हृद्यं बलवीर्यवर्धनम् ।
श्रमदाहविशोषनाशनं रुचिकृत् ग्राहि च दुर्जरं फलम् ॥

ईषत्कषायमधुरं तद्वीजं वातलं गुरु ।
तत्फलस्य विकारघ्नं रुच्यं त्वग्दोषनाशनम् ॥
बालं तु निरसं हृद्यं मध्यं पक्वं तु दीपनम् ।
रुचिकृल्लवणाद्युक्तं पनसस्य फलं स्मृतम् ॥
तिक्तं पनसपुष्पं हि गुरु वक्त्रविशोधनम् ॥

॥ रा. नि ॥

लकुचः क्षुद्रपनसो डहश्च ग्रंथिमत्फलः ॥

॥ म. नि. ॥

आमं लकुचमुष्णं च गुरु विष्टंभकृत्तथा ।
मधुरं च तथाम्लं च दोषत्रितयरक्तकृत् ॥
शुक्राग्निनाशनं चापि नेत्रयोः अहितं स्मृतम् ।
सुपक्वं तत्तु मधुरमम्लं चानिलपित्तहृत् ॥
कफवह्निकरं रुच्यं वृष्यं विष्टंभकं च तत् ॥

॥ भा. प्र ॥

पित्तश्लेष्मप्रकोपीणि कर्कन्धुलकुचान्यपि ॥

॥ चरकः ॥

पनसं सकषायं तु स्निग्धं स्वादुरसं गुरु ॥
त्रिदोषविष्टम्भकरं लकुचं शुक्रनाशनम् ॥

॥ सुश्रुतः ॥

शोढल— १ अपच्याम्—पनसशिफालेपो वा वायसनिम्बस्य चूर्णपिण्डी वा । अपचीमपि कंठगतां पूययुतां हरति योगोऽयम् ॥

२ पिटिकायाम्—क्षीरमौदुम्बरं यत्नाल्लाकुचं वा प्रयोजयेत् । पिटिकासु समस्तासु लेपनं संप्रशान्तये ॥

### વૈદ્યકમાં ફણસનો ઉપયોગ

શોઢલ— ૧ ગંડમાલામાં—ફણસના મૂળનો લેપ–કંઠમાં ઉંડી ગયેલી એવી ગંડમાલા પાકીને પરૂ થયું હોય એવી સ્થિતિમાં હોય–તોપણ મટાડે છે.

૨ ફોલ્લીઓમાં—નાના ફણસના ઝાડનું છીર લગાવવું. ફોલ્લીઓ શાંત થઇ જશે.

વક્તવ્ય—અમરસિંહે પનસ અને લકુચનો ભેદ સ્પષ્ટ પાડેલો છે. ભાનુજી દીક્ષિતે લકુચને 'बडहर' અને પનસને कटहर આમ ઓળખાવ્યાં છે. न लिकुचं पक्वं मधुपयोभ्यां सहोपयोज्यम् ॥ एतद्धि मरणायाथवा बलवर्णतेजोवीर्योपरोधाया-लघुव्याधये षाण्ढयाय च ॥ ( चरक–सू–२६–११४ ). તેમજ 'सर्वं च अम्लं द्रवं अद्रवं च पयसा सह विरुद्धम्' (सू २६–११६)–એ લીસ્ટમાં ચરકે ફણુસ અને લિકુચ બન્ને ગણાવેલાં છે. ફલમાં અધમમાં અધમ ફળ લિકુચ છે એમ ચરકે સ્પષ્ટ કહેલું છે (सू २५–३३). આ લિકુચ એટલે જંગલી ફણુસ. મોટું ફણુસ ખાવામાં ગુણવાળું છે. આસવયોનિ લીસ્ટમાં પનસ ફલનો ઉલ્લેખ છે ( चरक–सू २५–४१ ). અમ્લસ્કંધમાં ફણુસની ગણત્રી છે (वि. ८–१६१). સુશ્રુતે પનસનું તેલ ઉલ્લેખેલું છે ( चि ३१–५ ).

નોંધ—મેજર ડૉ. બી. ડી. બાસુ લખે છેઃ—

"...But some seeds which are not oleaginous, may also be given with advantage to diabetics. Principal amongst them is the seeds of Jack-fruit ( Artocarpus integrifolia ). Many years ago my esteemed friend, the late lamented Lieutenant-colonel K. R. Kirtikar, F. L. S; I. M. S., drew my attention to it. He found it useful in diabetes."

અર્થાત્ ફણુસની ગોટલી મધુપ્રમેહમાં ઉપયોગી છે એમ સદ્ગત લેફ્ટેનન્ટ કર્નલ કે. આર. કીર્તિકરે ડૉ. બાસુને કહ્યું હતું. વૈદ્યરાજો વાપરીને ખાતરી કરશે ?

ફણુસનું લાકડું તમામ જાતનું ફરનીચર બનાવવા માટે ઘણું જાણીતું છે. એની ઉપર જ્યારે પૉલીશ કરવામાં આવે છે ત્યારે તો તે ભલભલાં લાકડાંને ટક્કર મારે એવું સુંદર લાગે છે ( One of the best fancy woods for tables, chairs & frames. Drury.)

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૩૮૦; Indi. Medi. Plants p. 1204; N. p. 309.

---

## ૩૬૨ શેતૂર.

### N. O. Urticaceæ.

નામો—तूत, तूद, मृदुपिप्पली, मधुपिप्पली ( સંસ્કૃત ); શેતૂત, શેતુર (ગુજરાતી ); તૂત, તૂતેચે ફલ ( મરાઠી ); तूत ( હિંદી ); તૂત ( ફારસી–અરબી ); તૂત ( બંગાલી ); Mulberries (અંગ્રેજી); Morus Indica, M. alba, M. Nigra ( લેટીન ).

गुणाः— तूदं तु मधुराम्लं स्यात् वातपित्तहरं सरम् ।
दाहप्रशमनं वृष्यं कषायं कफनाशनम् ॥

॥ रा० नि ॥

तूदं पक्वं गुरु स्वादु स्वाद्वम्लं केवलात्मकम् ।
तूदं पक्वं गुरुस्वादु हिमं पित्तानिलापहम् ॥
तदेवामं गुरु सरमम्लोष्णं रक्तपित्तकृत् ॥

॥ भा० प्र ॥

तूतं गुरु हिमं पक्वं स्वादु पित्तानिलापहम् ॥

॥ म० नि ॥

तोतानि पक्वानि गुरुशीतानि मधुराणि च ।
ग्राहकाणि रक्तदोषवातपित्तहराणि च ॥
कोमलानि च तानि स्युः गुरुरेचकराणि च ।
अम्लानि चोष्णवीर्याणि रक्तपित्तकराणि च ॥

॥ नि० र ॥

भव्यादल्पान्तरगुणं काश्मर्यफलमुच्यते ।
अथवाल्पान्तरगुणं तूदमम्लं परुषकम् ॥

चरकः सू० २७-१२९.

ગુણ—શેતૂર ખટમધુરાં હોય છે, વાયુ અને પિત્તને હરનાર છે, રેચક છે, દાહને શાંત કરનાર છે, વૃષ્ય છે, કષાય છે અને કફનો નાશ કરનાર છે. ( રાજનિઘંટુ )

શેતૂર ( પાકેલાં ) ગુરૂ, સ્વાદુ, શીતળ અને વાતપિત્તને હરનાર છે. કાચાં ગુરૂ, સ્વાદિષ્ટ, ખાટાં, ઉષ્ણ અને રક્તપિત્તને કરનાર છે. ( ભાવપ્રકાશ ).

वक्तव्य—સેતુર ( तूद )નો ઉલ્લેખ ચરકમાં ફલવર્ગમાં છે, સુશ્રુતમાં નથી. ચરકમાં પણ બીજે ઠેકાણે ઉલ્લેખ જોવામાં આવતો નથી. એની ઘણી જાતો છે; અને તેથી જ ત્રણ નામો ઉપર લખેલાં છે. શેતુરનો શરબત ગળાનાં દરદોમાં ઉપયોગી છે પણ હિંદુસ્તાનમાં તેનો ઉપયોગ જવલ્લે જ થાય છે.

રેશમના કીડા આનાં જ પાંદડાં ખાય છે.

ઉલ્લેખ—૧. નિ. પા. ૪૦૨; N. p. 311; Indig. Drugs p. 193; Indi. Medi. Plants p. 1183.

## ३६३ सरेरो.

**N. O. Urticaceæ.**

**नामो**—शाखोटकः, शाखोटः, कौशिक्यः ( संस्कृत ); सरेरो ( गुजराती ); कारु, सरेरु, ( मराठी ); सीयोरा, सहोरा, डाहीया ( हिंदी ); शेओडा ( बंगाली ); ओब्ने ( बर्मी ); Streblus Asper-स्ट्रेब्लस् एस्पर ( लेटीन ).

परिचय— कर्कशाच्छदः, पीतफलः, क्षीरनाशः ॥

गुणाः— शाखोटो रक्तपित्ताशोंवातश्लेष्मातिसारजित् ॥

॥ भा. प्र. ॥

कौशिक्योऽजाक्षीरनाशश्च सूक्तः ।
तिक्तोष्णोऽयं पित्तकृद्वातहारी ॥

॥ रा. नि ॥

सुश्रुत— १ अपच्याम्—शाखोटकस्य स्वरसेन सिद्धं तैलं हितं नस्यविरेचनेषु ॥ चि. १८–२३.

वृन्द— २ गण्डमालायाम्—गण्डमालापहं तैलं सिद्धं शाखोटकत्वचा ॥

३ वातशोथे—कल्कः काञ्जिकसंपिष्टः स्निग्धः शाखोटकत्वचः । सुपर्ण इव नागानां वातशोथविनाशनः ॥ अ. ४४–४

वैद्यमनोरमा— ४ पुराणकुष्ठे—....पुराणकुष्ठव्रणहा हरीतकी । तथैव शाखोटकसंभवं पयः पुराकृतं पापमिवेश्वरस्मृतिः ॥

शोढल— ५ श्लीपदे—शाखोटकवृक्षत्वक् चतुर्गुणाम्भःशृता चरणशेषा । गोमूत्रतुल्यपीता श्लीपदमाशूत्थितं हन्ति ॥

चक्रदत्त— ६ ऊर्ध्वगे रक्तपित्ते—मद्रः शाखोटकत्वग्रसः बिन्दुद्वितययुतो घृतद्विगुणः । भूनिम्बकल्क ऊर्ध्वगपित्तास्रकासश्वासघ्नः ॥

**वर्णन**—सरेरानां झाडवां पंचमहालमां, उत्कंटेश्वर महादेव आगळ तेमज बीजे पण थाय छे, तेनी शाखाओ अने थडनो रंग धोळो होय छे. पान नानां अने खरसट होय छे. फळ पाके छे. एटले पीळां-डयुरेन्टाना जेवां थाय छे.

### वैद्यकमां सरेरानो उपयोग

सुश्रुत— १ अपचीमां-सरेराना स्वरसथी सिद्ध करेलुं तेल नस्य अने विरेचन तरिके उपयोगमां लेवाथी अपचीनो नाश करे छे.

चि. १८–२३

વૃંદ— ૨ ગંડમાલામાં–સરેરાની છાલથી સિદ્ધ કરી લીધેલું તેલ ગંડમાલા મટાડનાર છે.

૩ વાતજન્ય સોજામાં–સરેરાની છાલને કાંજીમાં સારી રીતે ચીકણું થાય ત્યાંસુધી ઘુંટી, ચોપડવાથી વાતશોથ મટે છે.

વૈદ્યમનોરમા– ૪ જુના કુષ્ઠમાં–સરેરાનાં પાન તોડતાં તેમ જ શાખાઓમાંથી દુધ નીકળે છે. આ દુધ ચોપડવાથી જુનાં કુષ્ઠ મટે છે.

શોઢલ— ૫ હાથીપગામાં–સરેરાની છાલને ચારઘણા પાણીમાં ઉકાળવી. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી લઇ ઠંડુ પડે ગાળી લઇ તેમાં તેના જેટલું ગોમૂત્ર નાખી તે પાણી પી જવું. ઘણું જ જલદીથી હાથીપગુ મટે છે.

ચક્રદત્ત— ૬ ઊર્ધ્વરક્તપિત્તમાં–સરેરાની લીલી છાલનો રસ ત્રણ ટીપાં લેવો. તેમાં એથી ડબલ ઘી નાખવું. કરીયાતાના ચૂર્ણ સાથે આ બધું પી જવું. ઊર્ધ્વરક્તપિત્ત મટે છે.

**वक्तव्य**—कर्कशच्छद અને पीतफल એ ઉપરથી તો સરેરો એ શાખોટ જ લાગે છે. વળી તેમાંથી દુધ નીકળે છે એ પણ શાખોટને લાગુ પડે છે.*

ચરકમાં શાખોટકનો ઉલ્લેખ નથી. સુશ્રુતમાં એક જ જગોએ ( चि १८–२३ ) ઉલ્લેખ છે. ડલ્હણે પરિચય નથી કરાવ્યો.

**Actions & Uses**—Alterative, used in glandular enlargement of the liver and spleen. The juice is applied to cracks and fissures on the palms of hands and soles of feet. The leaves are used to polish the ivory. The bark which is mildly acid is used as a tooth brush to remove the tartar or to cleanse the teeth.

**ભાવાર્થ**—સરેરો બલ્ય છે. યકૃત્ અને બરોળની વૃદ્ધિમાં તે ઉપયોગી છે. હથેળીનાં તળીયાં અને પગનાં તળીયાંમાં ચીરા પડયા હોય છે તેમાં આનો રસ અથવા દુધ ઉપયોગી છે. હાથીદાંતને પાલીશ કરવા માટે સરેરાનાં પાન કામ આવે છે. આની છાલ સ્હેજ દાહક છે અને દાતણ કરવાથી દાંત પણ ચોકખા રાખે છે. ખોરી. ભા. ૨ પા. ૫૫૬.

**નોંધ**—બ્રેંડીસ એને નૈસર્ગિક વર્ગ **Moraceæ**માં ગણાવે છે જ્યારે નૅર્ન Urticaceæ વર્ગમાં ગણાવે છે.

ઉલ્લેખ—Brandis p. 615; N. p. 304; Indi. Medi. Plants p. 1183.

---

* All parts full of milky juice. (Brandis).

# अक्षोटकादि वर्ग

## N. O. Juglandeæ

### ३६४ અખરોટ.

નામો—अक्षोटकः, पार्वतीयः, कर्परालः, स्वादुमज्जः, रेखाफलः, मदनाभफलः (સંસ્કૃત); અખરોડ (ગુજરાતી); વૉલનટ્ (અંગ્રેજી) Juglans regia–જગલેન્સ રેજીયા (લેટીન).

પરિચય— अखोटः शाखी सुमहद्दंतिपत्रोऽथ तत्फलम् ।
पलमात्रं च गाल्लाभं मध्ये प्रोन्नतरेखकम् ॥

॥ शिवनिघंटु ॥

अखोटः पार्वतीयश्च फलस्नेहो गुडाशयः ।
कीरेष्टः कर्परालश्च स्वादुमज्जः पृथक्छदः ॥
रेखाफलो वृत्तफलो मदनाभफलश्च सः ॥

॥ नि. र ॥

ગુણાઃ— अखोटो मधुरो बल्यः स्निग्धोष्णो वातपित्तजित् ।
रक्तदोषप्रशमनः शीतलः कफकोपनः ॥

॥ रा. नि ॥

अखोटकं गुणे स्निग्धं मधुरं रसपाकयोः ।
गुरूष्णं बृंहणं वृष्यं बल्यं विष्टंभि रोचनम् ॥
हृद्यं क्षयास्रपवनदाहघ्नं कफपित्तलम् ।
अखोटो मधुरः किंचिदम्लः स्निग्धश्च शीतलः ॥
वीर्यवृद्धिकरश्चोष्णो रुचिदः कफपित्तकृत् ॥
गुरुः प्रियो बलकरः कफकृन्मलबद्धकृत् ।
वातपित्तं क्षयं वातं हृद्रोगं रक्तदोषकम् ।
रक्तवातं च दाहं च नाशयेदिति कीर्तितम् ॥

॥ नि. र ॥

ભાવાર્થ—અખરોટ સ્નિગ્ધ, મધુર, ગુરૂ, ઉષ્ણ, વૃષ્ય, બલ્ય, વિષ્ટંભિ, રોચન, હૃદ્ય, કિંચિત્ અમ્લ, વીર્યવૃદ્ધિકર, કફ અને પિત્તને કરનાર, મલબદ્ધકૃત, દાહહર, વાતહર છે.

વર્ણન—અખરોટનાં ઝાડ કાબુલ તરફ થાય છે. તે ઘણાં મોટાં હોય છે. બીજા દેશોમાં તેને બાગોમાં વાવવામાં આવે છે. આપણા દેશમાં કાબુલમાંથી જ અખરોટ આવે છે. એનાં ફળ મીંઢળના ઘાટનાં થાય છે ( मदनाभफलः ). સ્વ. કેતોભટ્ટ કહે છે કે–" એ પારસપીપલાની જાત છે." એનો વર્ગ તો દંતીને મળતો છે. 'दंतिपत्रोथ तत्फलं'–એથી સ્પષ્ટપણે જણાય છે કે વર્ગીકરણ કરતી વખતે કોઇ કોઇ વખત બહુ જ મળતાપણું આવી ગયેલું છે.

આપણા દેશમાં અખરોટનાં ઝાડો જોવામાં આવે છે પણ તે બંગાલી અખરોટ છે. તેનો વર્ગ યુફોર્બીએસી છે. જુનાગઢના મોતીબાગમાં આનું એક મોટું ઝાડ હતું. હું જોવા ગયો હતો ત્યારે તે કપાઇ ગએલું હતું.

અક્ષોટનું નિરૂક્ત અમરકોષમાં આ પ્રમાણે આપેલું છેઃ—अक्षस्य इव ओटाः पर्णानि अस्य इति अक्षोटः ।

ઉપયોગ—ઘણા પ્રાચીન વખતથી એનો ઉપયોગ ચાલતો આવેલો જણાય છે, પણ સ્વતંત્ર ઉપયોગ તો એકેય જણાતો નથી. ચરકમાં સ્થાવર તેલની ગણત્રી કરાવતી વખતે અક્ષોટને પણ ગણાવે છે. અખરોટ ખાટું છે (किंचिदम्लं) અને તેથી દુધ સાથે વિરૂદ્ધ છે [ च. सू. ૨૫–૧૧૬ ]. ચરક સૂત્રસ્થાનના ૨૭ મા અધ્યાયમાં બીજાં ફલો સાથે અને વાગ્ભટ પણ સૂત્રસ્થાનના છઠ્ઠા અધ્યાયમાં બીજાં ફલો સાથે અક્ષોટના ગુણો વર્ણવે છે; જેમકે—...अभिषुकाक्षोडमुकूलकानि-कोचकम् ।....प्रियालं च बृंहणं गुरु शीतलम् । दाहक्षतक्षयहरं रक्तपित्तप्रसादनम् ॥ સુશ્રુતમાં પણ કિરાત વિગેરેનાં તેલ ગણાવે છે તેમાં અક્ષોટ પણ વર્ણવેલું છે. વાગ્ભટે મધુરસ્કંધમાં તેને ગણાવેલું છે. ક્ષતક્ષીણચિકિત્સાના અમૃતપ્રાશઘૃતમાં, શિરોરોગ ચિકિત્સાના મહામાયૂરઘૃતમાં અને વાતરક્ત ચિકિત્સાના દ્વિપંચમૂલાદિ ઘૃતમાં ચરકે તેને વાપરેલું છે. વાગ્ભટે પણ તે જ પ્રમાણે કરેલું છે. સુશ્રુતમાં ફક્ત ( सू. ૪૫–૧૨૦ ) એક જ ઉલ્લેખ સિવાય અન્યત્ર અક્ષોટનું નામ નથી.

અખોટ મેવા તરીકે વપરાય છે. તેનો મગજ ખાવાથી છાતીની બળતરા મટે છે અને શક્તિ આવે છે. મગજના બંધારણને માટે બદામની માફક અખરોટને પણ ખાવાનો ચાલ છે. અખરોટનો મગજ ઘણો જુનો હોય તો તે ખાંસી કરે છે. અખરોટ સંધિવામાં સારૂ છે એમ ઘણા માને છે. ( Indi. Medi. Plants. )

The kernels are supposed to possess aphrodisiac properties–એમ ખોરી કહે છે. એનું તેલ દીવેલની માફક બાળવાના કામમાં પણ આવે છે એમ તે જણાવે છે.

**વક્તવ્ય**—ઉપયોગમાં ઘણુંખરૂં વક્તવ્ય કહેવાઇ ગયું છે. અમરકોષમાં– अक्षोटकर्परालौ द्वौ એમ અક્ષોટ અને કર્પરાલ નામો છે. 'કર્પરાલ'ને બદલે કેટલાક कंदराल લખે છે. कन्दरास्यास्ति कन्दरावेष्टनात् कन्दराल: એમ વંદ્યઘટીય ટીકાકાર સમજાવે છે. 'વ્યાખ્યાસુધા'કાર द्वे पर्वतपीलोः 'अखरोट' इति ख्यातस्य' એમ કહે છે એટલે અખરોટ એ પર્વતપીલુની જાત છે એમ તે ગણાવે છે. ચરકટીકાકાર ચક્રપાણિ પીલુનો પર્યાય 'औत्तरापथिकं फलम्' ( सू. २–२ ) એમ જ આપે છે. પણ અખરોટને પર્વતપીલુ સાથે સંબંધ શો હશે? પાન, ફળ, ફુલ દરેકમાં પીલુ અને અખરોટ તો ભિન્નભિન્ન છે.

**નોંધ**—અખરોટનું લેટીન નામ ઘણાખરાએ Juglans regia (N.O. Juglan'cæ.)–જગલેન્સ રેજીયા રાખ્યું છે. સ્વ. કનૈયાલાલે Aleurites Moluccana (N. O. Euphorbiaceæ.) અને J. regia–બન્નેનાં દેશી નામોમાં અખરોટ આપેલું છે. આ ઝાડ મોટું થાય છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૪૦૦; Indig. Drugs pp. 16 & 169; Brandis p. 619; Indi. Medi. Plants Vol II. p. 1208.

---

# कट्फलादि वर्ग

## N. O. Myricaceæ.

## ૩૬૫ કાયફલ.

નામો—कट्फल, सोमवल्क ( સંસ્કૃત ); કાયફળ ( ગુજરાતી ); Myrica sapida-મીરીકા સૅપીડા ( લેટીન )

गुणाः— कट्फलः कफवातघ्नो गुल्ममेहाग्निमान्द्यजित् ।
रुचिष्यो ज्वरदुर्नामग्रहणीपाण्डुरोगहा ॥
कट्फलञ्च कषायञ्च कफधातुविकारजित् ।
हृल्लासमुखरोगघ्नं कासश्वासज्वरापहम् ॥
॥ ध. नि ॥

कट्फलः कटुरुष्णश्च कासश्वासज्वरापहः ।
उग्रदाहहरो रुच्यो मुखरोगशमप्रदः ॥
॥ रा. नि ॥

कट्फलः तुवरः तिक्तः कटुः वातकफज्वरान् ।
हन्ति श्वासप्रमेहार्शःकासकंठामयारुचीः ॥
॥ भा. प्र ॥

कट्फलं कफरोगघ्नं श्वासकासज्वरापहम् ॥
॥ राजवल्लभः ॥

चरक— १ अतिसारे-कट्फलं मधुयुक्तं वा मुच्यते जठरामयात् । चि. १०-११८.

२ रक्तपित्ते-....प्रियंगुकाकट्फलशंखगैरिकाः पृथक् पृथक् चन्दन-तुल्यभागिकाः । सशर्कराः तण्डुलधावनाप्लुताः रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि. ४-७१.

३ व्रणे-....कट्फलैः । त्वचमाश्वेव गृह्णन्ति त्वक्चूर्णैश्चूर्णिता व्रणाः ॥ चि. १३-१११.

सुश्रुत— ४ शिरोरोगे-घ्रेयं कट्फलचूर्णं वा ॥ उ. २१-२२.

५ पित्ताभिष्यन्दे-तद्वद्बाहुः कट्फलं चाम्बुनैव ॥ उ. १०-२२

६ नेत्ररोगे अंजनम्-गोमूत्राज्यार्णवमलपिप्पलीस त्वक्कट्फलम् । सैन्धवोपहितं युंज्यान्निहितं वेणुभाजने ॥ उ. १७-२०.

चक्रदत्त— ७ गलगण्डे–कट्फलचूर्णान्तर्गलघर्षो गलगण्डमपहरति ॥

વર્ણન—કટ્ફલ નામ ભૂલાવામાં નાખે એવું છે. એ ફળ નથી પણ ઝાડની છાલ છે. કાયફળનાં ઝાડ હિમાલય પાસે નેપાલ, ખાસીયા હીલ્સ અને બ્રહ્મદેશના પર્વતોમાં થાય છે. કાયફળ બજારમાં મળે છે. એના ચૂર્ણનો રંગ રતાશ લેતો થાય છે. ગંધ ઉગ્ર હોય છે. નસ્ય લેવાથી છીંકો ખૂબ આવે છે. કાયફળનો ક્વાથ રંગવાના કામમાં આવે છે, એ જ કારણથી એને 'रंजनक' કહેલું છે. કાયફળનો સ્વાદ કષાય છે. કાયફળનું ફળ જાયફળ કરતાં મ્હોટું અને લાંબું હોય છે અને કોમળ હોય છે. એની ગંધ જાયફળ કરતાં ઓછી હોય છે. જાયફળમાં જેવું ને જેટલું તેલ રહેલું છે તેવું અને તેટલું તેલ આ ફળમાં નથી. કાયફળના ફળને કાપીને આંગળી વડે સ્પર્શ કરવાથી ચીકાશ લાગે છે. છાલ એકલી જ ઔષધના કામમાં આવે છે, પણ ખોરી કહે છે કે આનાં ફળ પણ ઔષધ તરીકે વપરાય છે. વૈદ્યકમાં ફળનો ઉપયોગ ક્યાંયે જણાતો નથી. ચીન અને જાપાનમાં આનાં ખટમધુરાં ફળો માટે આ ઝાડ ખૂબ ઉછેરવામાં આવે છે. યુરોપીયનો પણ આનાં ફળને ખાય છે.

સ્વ. કૃતોભટ્ટ કાયફળના ઝાડને કુંભીવૃક્ષ, ફળ ઉપરની છાલને રાયપત્રી અને કુંભીની છાલને કાયફળ ગણે છે; અને એ ત્રણેનાં લેટીન નામો અને નૈસર્ગિક વર્ગો નીચે પ્રમાણે આપે છેઃ—

| | લેટીન નામ. | નૈ. વર્ગ |
|---|---|---|
| (૧) કાયફળ (છાલ)- | મીરીકા સૅપીડા–Myrica sapida | Myricaceæ. |
| (૨) ફળ— | મીરીસ્ટીકા મૅલેબેરીકા–Myristica Malabarica | Myristiceæ· |
| (૩) કુંભીવૃક્ષ— | કૅરેયા આરબોરીયા–Careya arborea | Myrtaceæ. |

એક જ ઝાડનાં ત્રણ અંગ વિવિધ વર્ગનાં કેમ સંભવી શકે છે? એ કાયફળને જંગલી જાયફળ ગણાવે છે.

## વૈદ્યકમાં કાયફળનો ઉપયોગ—

ચરક— ૧ અતિસારમાં–કાયફળ મધ સાથે ચાટવાથી ઝાડા બંધ થઇ જાય છે. ચિ. ૧૦–૧૧૮

૨ રક્તપિત્તમાં–પાવલીભાર કાયફળ અને પાવલીભાર સુખડના ચૂર્ણને ચોખાના ધોવણમાં મધ નાખીને પી જવું. ચિ. ૪–૭૧

૩ વ્રણમાં–કાયફળની છાલ વ્રણ ઉપર છાંટવાથી ઘા જલદી રૂઝાઇ જાય છે. ચિ. ૩–૧૧૧

સુશ્રુત— ૪ શિરોરોગમાં–કાયફળનું ચૂર્ણ સુંઘવું. છીંકો આવી માથું ઉતરી જશે. ઉ. ૨૬–૨૨

૫ પિત્તથી આંખ દુઃખવા આવી હોય તેમાં–ઓના ધાવણમાં કાયફળને ઘસવું. પછી તે ઘસારો રેશમી કપડામાં નાખીને તેમાંથી દબાવીને ટીપાં આંખમાં નાખવાં. ઉ.૧૦–૧૨

૬ નેત્રરોગમાં અંજન–ગોમૂત્ર, ઘી, સમુદ્રફીણ, પીપર, મધ, કાયફળ અને સિંધાલુણ–સરખે વજને લઇને સારી રીતે ઘુંટીને તે અંજનને વાંસના ઠામમાં ભરી મૂકવું. એ અંજન આંખના રોગોમાં ઠીક કામ કરે છે. ઉ. ૧૭–૨૦

ચક્રદત્ત— ૭ ગલગંડમાં–કાયફળનું ચૂર્ણ ગળાની અંદર ઘસવાથી ગંડમાળ મટે છે.

વક્તવ્ય—અમરકોષમાં કટ્ફલનાં નામ નીચે પ્રમાણે છેઃ–श्रीपर्णीका, कुमुदिका, कुम्भी, कैटर्य, कट्फल ॥ ટીકાકાર ભાનુજી દીક્ષિત આ પાંચેય માટે " पंच कुम्भ्याः 'कायफल' इति ख्यातस्य " આમ જણાવે છે. એટલે કુમ્ભી ( કાયફળનું ઝાડ ) નાં જ એ બધાં નામો છે એ નક્કી થાય છે. कैटर्य શબ્દનો અર્થ ડલ્હણ પર્વતનિમ્બ, મહાનિંબ કરે છે. જ્યારે અમરસિંહ सोमवल्कनो અર્થ સફેદ ખેર કરે છે ત્યારે ડલ્હણ તેનો અર્થ કાયફળ કરે છે ( જુઓ સૂ. अ. ૩ અને क. अ. ૧ ). સિદ્ધયોગનો ટીકાકાર શ્રીકંઠ પણ સોમવલ્કનો અર્થ કટ્ફલ જ કરે છે ( अ. ૩૫–૨૭ ). આથી અમોએ પણ ડલ્હણના જ અર્થો મંજુર રાખ્યા છે. અમરકોષના ટીકાકાર ક્ષીરસ્વામિન્ કટ્ફલનું નિરૂક્ત નીચે પ્રમાણે આપે છેઃ—कटति आवृणोति कषायत्वात् फलमस्य कट्फलः ॥ શ્રીપર્ણીકા અને કુમુદિકા એ નામો પાનને લાગુ પડે છે.

ચરક સંધાનીય, શુક્રશોધન અને વેદનાસ્થાપન દશેમાનિમાં કટ્ફલનો ઉલ્લેખ કરે છે. સોમવલ્કને મૂત્રસંગ્રહણ દશેમાનિનાં ગણાવેલું છે. કટ્ફલને કષાયસ્કંધમાં, અને સોમવલ્કને તિક્ત અને કષાય બન્ને સ્કંધોમાં, ચરકે ગણાવેલું છે.

કલ્પસ્થાનના ૧લા અધ્યાયમાં ખદિર અને સોમવલ્ક સાથે સાથે ગણાવેલાં છે, અને તે જાંગલ દેશમાં થાય છે એમ કહેલું છે ( क. ૧–૭ ). સોમવલ્કને વમનોપગ ગણાવેલું છે પણ કટ્ફલ જેવા ઉગ્ર નસ્યને શિરોવિરેચનના લીસ્ટમાં ચરકે ગણાવ્યું નથી; સુશ્રુતે પણ ગણાવ્યું તો નથી જ. પણ શિરોરોગમાં એને સુંઘવાનું કહ્યું છે એટલે તે શિરોવિરેચન માનતા લાગે છે ખરા. સુશ્રુત રોધ્રાદિ, સુરસાદિ, પરૂષકાદિ અને લાક્ષાદિગણમાં કટ્ફલનો ઉલ્લેખ કરે છે.

**Actions and Uses**—Stimulant, alterative, aromatic, diaphoretic & astringent; given in fevers, catarrh of the intestinal mucous membrane, diarrhœa, dysentery, scrofula, chronic gonorrhœa and catarrh of the lungs, asthma etc. The powdered bark is used as a sternutatory. The seeds–a paste of them with stimulant balsams is mixed with ginger and externally used as a rubefacient and as a stimulant application to the fore-arms, calves and extremities during the collapse stage or cholera. Its powder is locally applied to strengthen the gums; also as a lepa for bruised sprains and fractures. With catechu, asafetida, and camphor, a paste of it is applied over piles with benefit. The arillus is used as an ingredient in numerous carminative mixtures. The powder or the lotion of the bark is applied to putrid sores. Pessaries made of it are given to promote secretion of menses. The bark when chewed acts as a sialogogue and relieves toothache. An oil prepared from it is dropped into the ear in earache to allay pain. Fruits when boiled yield a kind of wax myrtle, which is used as a healing application to ulcers. ( R. N. Khory II p. 572. )

**ભાવાર્થ**—કાયફલ ઉષ્ણ, રસાયન, સુગંધી, પરસેવો લાવનાર અને કષાય છે. તાવ, પ્રવાહિકા, અતિસાર, આમાતિસાર, ગંડમાલા, પરમીઓ, કફરોગ, શ્વાસ વિગેરેમાં તે અપાય છે. કાયફળ ચૂર્ણનું નસ્ય છીંકો લાવનાર છે. બીજ 'બાલ્સમ' જેવાં ઉત્તેજક ઔષધ અને આદુના રસ સાથે ઘુંટીને કૉલેરામાં જ્યારે હાથપગ ઠંડા પડી જાય છે ત્યારે બહાર લગાવવાના કામમાં આવે છે. દાંતનાં પેઢાં ઉપર ઘસવાથી પેઢાં મજબુત થાય છે અને મચક, મૂઢમાર, અસ્થિભંગ વિગેરેમાં લેપ તરિકે ચૂર્ણ ઉપયોગમાં લેવાય છે. કાથો, હિંગ અને કપુર સાથે તેને મેળવીને હરસ ઉપર ફતેહમંદ રીતે તે વપરાય છે. ઘણી વાતહર દવાઓમાં ફળ પણ પડે છે. ગંધાતાં ચાંદાં ઉપર કાયફળનું ચૂર્ણ છાંટવામાં આવે છે. આર્તવ વધારે લાવવા માટે તેની સોગટીઓ પહેરવામાં આવે છે. છાલ ચાવવાથી લાલાસ્રાવક છે અને દાંતના ચસકાને મટાડે છે. તેનું તેલ કાનમાં નાખવાથી કાન દુખતો મટે છે.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 1210; રૂ. નિ. પા. ૩૩.

# देवदार्वादि वर्ग

## N. O. Coniferæ.

### ૩૬૬ તાલીસપત્ર.

નામો—तालीसम्, तालीसपत्रम्, आमलकीपत्रम् ( સંસ્કૃત ); તાલીસપત્ર ( ગુજરાતી ); તાલીસપત્ર ( હિંદી. મરાઠી. બંગાલી ); Abies Webbiana—એબીસ્ વેબીયાના ( લેટીન ).

परिचय— भूम्यामलकीवद् गुच्छतालीसः ॥

॥ शिवदत्तः ॥

तालीसमुक्तं पत्राढ्यम् धात्रीपत्रं च तत्स्मृतम् ॥

॥ भा. प्र. ॥

गुणाः— तालीसं श्वासकासघ्नं दीपनं श्लेष्मपित्तजित् ।
मुखरोगहरं हृद्यं सुपत्रं पत्रसंवृतम् ॥

॥ ध. नि. ॥

तालीसपत्रं तिक्तोष्णं मधुरं कफवातनुत् ।
कासहिक्काक्षयश्वासच्छर्दिदोषविनाशकृत् ॥

॥ रा. नि ॥

तालीसं लघु तीक्ष्णोष्णं श्वासकासकफानिलान् ।
निहन्त्यरुचिगुल्मामवह्निमान्द्यक्षयामयान् ॥

॥ भा. प्र. ॥

वाग्भट— १ अरोचके-तालीसचूर्णवटकाः सकर्पूरसितोपलाः ।....रुचिकराः भृशम् ॥ चि. अ-५.

चक्रदत्त— २ रक्तपित्ते-तालीसचूर्णसंयुक्तः पेयः क्षौद्रेण वासकस्वरसः । कफपित्ततमकश्वासस्वरभेदरक्तपित्तहरः ॥

વર્ણન—શિવદત્તના મત મુજબ તાલીસપત્ર ભોંયઆમળીના પાન જેવાં છે; 'ભાવપ્રકાશ'માં આંબળીના પાન જેવાં કહેલાં છે. અત્યારે બજારમાં જે તાલીસપત્રના નામથી વેચાય છે તે ખરૂં તાલીસપત્ર નથી. ભોંયઆમળીના આકારનું ખડ તે જ તાલીસ હોવું જોઈએ; પણ અંગ્રેજી લખનારાઓ કહે છે કે–" એનાં ઝાડ મોટાં થાય છે. સમશીતોષ્ણ હિમાલયમાં ૬ થી ૧૧ હજાર ફુટની ઉંચાઈએ, ખાસીયા પર્વતમાં ૫ હજાર ફુટની ઉંચાઈએ, ઉત્તરબ્રહ્મદેશમાં,

ઉત્તર અને સમશીતોષ્ણ પૂર્વ એશીયામાં, આખા યુરોપમાં તેમજ ઉત્તરઆફ્રીકા અને ઉત્તર અમેરીકામાં માલમ પડે છે. હિમાલયમાં આ ઝાડ ઘણા મોટા કદનું થાય છે. મેડન કહે છે કે ગંગોત્રીમાં આ ઝાડ ૧૦૦ ફુટ ઉંચું અને તેના થડનો ઘેરાવો ૨૫ ફુટનો હતો. પંજાબના ડુંગરોમાં ૫–૬ ફુટના ઘેરાવાના થડવાળાં ઝાડ હોય છે. હજારામાં ૮–૯ ફુટ સુધી ઘેરાવાવાળાં ઝાડ હોય છે. ડૉ. વૉટ જણાવે છે કે આનાં પાંદડાંનો ઔષધ તરિકે મોટે ભાગે ઉપયોગ થાય છે, અને તે બીરમ અથવા બ્રાહ્મીના નામથી ઓળખાય છે. ઇરવાઇન પર્વતોમાંથી તે મોટા જથ્થામાં શહેરોમાં લાવવામાં આવે છે. ડીમક કહે છે કે મુંબાઇના બજારોમાં જે 'તાલીસપત્ર'ના નામથી ઔષધ વેચાય છે, તેનો કેટલોક ભાગ "યુ"નાં પાંદડાંનો છે. કલકત્તામાં જે તાલીસપત્ર વેચાય છે તે 'એબીએસ વેબીઆના'નાં પાંદડાં છે. વળી મુઇદીન શેરીફ કહે છે કે સીનેમોમ્ તમાલનાં પાંદડાં એ જ તાલીસપત્ર છે. એટલે આવી રીતે આ તાલીસ પત્ર વિષે વિવિધ મત છે. વળી દરેક દેશમાં જે તાલીસપત્ર મળે છે તે બધાં જુદી જુદી જાતનાં હોય છે. સંસ્કૃત ગ્રંથકારોનું તાલીસપત્ર અત્યારે જોવામાં નથી આવતું." પોરબંદરમાં ગાંધીઓ પાસે ત્રાયમાણ માગતાં તાલીસપત્ર આપે છે. બરમી ( દેવદારની જાત છે ) માગતાં પણ તાલીસપત્ર જ આપે છે.

### વૈદ્યકમાં તાલીસપત્રનો ઉપયોગ

વાગ્ભટ— ૧ **અરૂચિમાં**–તાલીસપત્રના ચૂર્ણનાં, કપૂર અને સાકર નાખીને કરેલાં વડાં અત્યંત રૂચિકર છે. ચિ. અ. ૫.

ચક્રદત્ત— ૨ **રક્તપિત્તમાં**–તાલીસપત્રના ચૂર્ણ સાથે અરડુસીના પાનનો રસ, મધ નાખીને પીવાથી કફ, પિત્ત, શ્વાસ, દમ, સ્વરભેદ અને રક્તપિત્ત મટે છે,

**વક્તવ્ય**—તાલીસપત્રનું જ જ્યાં ઠેકાણું ન હોય ત્યાં તેના લેટીન નામનું તો પુછવાનું શું હોય ? વિવિધ ગ્રંથકારો વિવિધ નામો આપતા જણાય છે. બંગાલી કવિરાજો જે વસ્તુ 'તાલીસપત્ર' તરિકે વાપરે છે. તે Abics webbianaનાં પાન છે એમ ડૉ. ઉદયચંદ કહે છે.

ચરકની દશેમાનિમાં તાલીસનો ઉલ્લેખ નથી. સુશ્રુત શિરોવિરેચન તરિકે તાલીસનો ઉલ્લેખ કરે છે. તાલીસાદ્યચૂર્ણ, ભાસ્કરલવણ, શૃંગારાભ્ર વિગેરે બનાવટોમાં તાલીસ પડે છે. અત્યારના ડોકટરો માને છે કે તાલીસપત્ર ( અત્યારે જે મુંબાઇના બજારમાં વેચાતાં મળે છે તે )માં ઝેરી અંશ છે. 'સાવીન' અને 'ડીજીટેલીસ'ના એકત્ર ગુણો તેનામાં સમાયલા છે. "તીખાશ મૂત્રલ અને લાળ વધારવાના ગુણોમાં તે સાવીનને મળતું છે. માથું ફરવાની, હૃદયનું

કાર્ય મંદ થવાની, તાણુ થવાની તથા બેભાની થવાની જે અસર થાય છે તે ડીજીટેલીસના ગુણોને મળતી છે." ડીજીટેલીસ કરતાં તાલીસપત્ર વાપરવું વધારે સારૂં છે.

**વિશેષ વિવેચન**—આ દેવદારની જાતનું મોટું ઝાડ છે. પાન ઘણાં નાનાં હોય છે. ડૉ. કાંજીલાલના શબ્દોમાં જ પાનનું વર્ણન કરીએ તો "Leaves 1 to 2 by $\frac{1}{10}$ inches, narrow-linear, narrowed into a short petiole, spirally arranged; but declinate on two sides to appear distichous, glossy, dark-green above, with two faint white lines either side of the midrib beneath, persistent for at least 3 years; tip emarginate, generally with two sharp cups."

સ્વ. કીર્તિકર સાહેબ તાલીસપત્રના હેડીંગ નીચે એક નોટ લખે છે અને તેમાં તાલીસપત્ર વિષેના વિવિધ મતો જણાવે છે જેનો સાર નીચે આપું છું—"એઈન્સ્લી અને બીજા આર્થિક દૃષ્ટિએ વનસ્પતિશાસ્ત્ર લખનારાઓના મત મુજબ–તાલીસપત્રી, તાલીસપત્ર (દક્ષિણમાં અને હિંદુસ્તાનમાં); તાલીસ (સંસ્કૃત)–આવાં દેશી ભાષાનાં નામો જલઆંબળાં–Flacourtia cataphractaનાં સૂકાં પાન માટે હતાં. બંગાળામાં એને **પાનીયાલ** કહે છે.

(એઈન્સ્લી ૨. ૪૦૭).

મી. ગેમ્બલ તેમના મેન્યુઅલ ઓફ ઈન્ડીયન ટીંબર્સ પૃ૦ ૧૭માં Flacourtia cataphractaનું દેશીનામ તાલીસપત્રી આપે છે. મી. ટી. એન. મુકરજીએ તેમના આમ્સ્ટડોમ કેટલોગમાં પણ આજ નામ આપેલું છે. બંગાલાના દેશી ગાંધીઓને ત્યાંના ઘણા નમુનાઓ–તાલીસ પત્રના–મ્હેં તપાસ્યા છે અને તે બધા નમુના 'ઍબીસ વેબીયાના'નાં પાનના અને બારીક ડાખળીઓના જ હતા. ડૉ. યુ. સી. દત્તે પણ મને આવી જ વાત કરેલી છે અને તેમના મત પ્રમાણે તો પ્રાચીન સંસ્કૃત લેખકોનું તાલીસપત્ર તે આજ છે. પણ નવાઈ તો એ છે કે ડૉ. એઈન્સ્લી જેવા વિદ્વાને ફ્લેકોર્સીયાનાં અંડાકાર પાનને તાલીસનાં સોય જેવાં અણીદાર પાનની જગોએ વર્ણવ્યાં છે. એઈન્સ્લી પહેલાં કોઈએ આ નમુનો તપાસેલો નથી એટલે તેમણે જાતે જ એ પાન જોયાં હશે, સરખાવ્યાં હશે, અને છતાં પણ આવી મોટી ભૂલ?

હિંદુસ્તાનમાં તાલીસપત્રની આટલી ભ્રાંતિ હોવાનું કારણ છે. જે કોઈ પાંદડાં કફના રોગમાં ઉપયોગી જણાય તે બધાં તાલીસપત્ર તરીકે જ ગણાયાં છે. Abies Webbianaનાં પાન જ ખરાં તાલીસપત્ર છે એમ મારૂં તો માનવું છે. ડૉ. ડીમકે મને જણાવ્યું છે કે મુંબાઈના બજારમાં મળતું તાલીસપત્ર

( બીર્મી નામથી ઓળખાય છે તે ) Taxus Baccata ( Linn )નાં જ પાન અને ડાખળીઓ છે. ( આ છેલ્લું ઝાડ પણ દેવદારના વર્ગનું જ છે ).

તાલીસપત્રનું પ્રાચીન વર્ણન તો ખરી રીતે 'સીનેમોમમ્'નાં પાનને જ મળતું આવે છે. ડૉ. મુઈદ્દીન શરીફ Cinnamomum Tamalaનાં પાનનું નામ તામીલ અને તેલુગુમાં તાલીસપત્રી આપે છે; પર્સીયન અને અરબી નામો પણ આજ ઝાડનાં આપે છે. એમનો મત કદાચ ખરો પણ હોય; પણ ચાલુ ઉપયોગમાં તો 'ઍબીસ વેબીયાના'જ વપરાય છે. ( વૉટ )

ઉલ્લેખ--Indi Medi Plants p. 1238; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૪૮૭; રૂ. નિ. પા. ૧૭૬; Brandis p. 692; Indig. Drugs p. 1.

---

## ૩૬૭ દેવદાર.

### N. O. Coniferæ.

નામો—देवदारु, सुराह्व, सुरदारु, किलिम, भद्रदारु, इन्द्रदारु ( સંસ્કૃત ); દેવદાર ( ગુજરાતી ); તેલ્યા દેવદારુ ( મરાઠી ); દેવદાર ( હિંદી ); દેવદારૂ ( બંગાલી ); રૅાઘ ( ચિત્રાલ ); દીયાર, કેલુ ( ઉત્તર પશ્ચિમ હિમાલય ); Cedar-સીડર ( અંગ્રેજી ); Cedrus Devdar-સેડ્રસ દેવદાર ( લેટીન ).

ગુણાઃ— देवदारु रसे तिक्तं स्निग्धोष्णं श्लेष्मवातजित् ।
आमदोषविबन्धाऽऽध्मप्रमेहविनिवर्तकम् ॥
देवदार्वनिलं हन्ति स्निग्धोष्णं श्लेष्मपाकतः ॥

॥ ध. नि. ॥

તૈલગુણાઃ— तीक्ष्णं कट्वस्रपित्तजित् ।
अर्शःशुक्रक्रिमिश्लेष्मकुष्ठमेदोऽनिलापहम् ॥

॥ रा. नि ॥

देवदारु लघु स्निग्धं तिक्तोष्णं कटुपाकि च ।
विबन्धाध्मानशोथामतन्द्राहिक्काज्वरास्रजित् ॥
प्रमेहपीनसश्लेष्मकासकण्डूसमीरणुत् ॥

॥ भा. प्र. ॥

सरलदेवदारु....स्नेहाः तिक्ताः ।
कटुकषाया दुष्टव्रणशोधनाः क्रिमिकफकुष्ठानिलहराश्च ॥

॥ सुश्रुतः ॥

चरक— १ हिक्काश्वासयोः–....क्वाथमथवा देवदारुणः ।
चि. अ. २१–१०२.

सुश्रुत— २ ज्वरे–....देवदारुणि । कषायं विधिवत्कृत्वा पेयमेतज्ज्वरापहम् ॥
उ. अ–३९.

३ शोथे–देवदारुशुण्ठीं वा मूत्रेण ॥ चि. अ–२३.

वाग्भट— ४ कफकासे–कफकासी पिबेदादौ सुरकाष्ठात् प्रदीपितात् स्नेहं । परिस्रुतं व्योषयवक्षारावचूर्णितम् ॥ चि. अ–३.

हारीत— ५ वातव्रणे–सुरदारु तथा शुंठी लेपो वातव्रणे हितः ॥ चि. अ–३५

चक्रदत्त— ६ श्लीपदे–हितश्चालेपने नित्यं चित्रको देवदारु वा ।....सुखोष्णो मूत्रपेषितः ॥ (श्लीपदचि०)

भावप्रकाश— ७ हृद्गते वाते—देवदारुसमायुक्तं नागरं परिपेषितम् । हृद्गातवेदनायुक्तः पीत्वा सुखमवाप्नुयात् ॥ (वातव्याधिचि०)

बंगसेन— ८ कफजगण्डमालायाम्—देवदारु विशाला च कफगण्डे प्रलेपनम् ॥
(गलगण्डाचि०)

९ श्लीपदे—....देवदारु च । पिबेत्सर्षपतैलेन श्लीपदानां निवृत्तये ॥
(श्लीपदचि०)

शोढल— १० कुष्ठे–य एष दृष्टः खदिरस्य कल्पः सर्वामयानां शमने समर्थः । स एव निम्बासनदेवदारुरोहीतकारग्वधशिंशपानाम् ॥

११ कर्णशूले—तैलाक्तवस्त्रशकलावृतदेवदारुकाष्ठाद्विनिःसरति यज्ज्वलनप्रतप्तात् । तत्तैलमाशु हरति श्रुतिरन्ध्रपीडाम् ॥

१२ पिल्ले—भावितं बस्तमूत्रेण सस्नेहं देवदारु च ।....पिल्लनाशनम् ॥

**વર્ણન**—દેવદારનાં ઝાડ હિમાલયમાં પુષ્કળ થાય છે. આ ઝાડ ૨૦૦–૨૫૦ ફીટ જેટલાં ઉંચાં વધેલાં હોય છે. પાન ૧ થી ૧॥ ઈંચિ લાંબાં હોય છે. શાખાઓ અંતમાં ઝુકેલી જણાય છે. એરંડાને જેવી રીતે ફુલ બેસે છે, તેવી જ રીતે આનાં ફળ આવે છે. માટે જ શિવદત્તે 'एरंडपुष्पकस्तथा' આવું ઓળખાણ આપ્યું છે. ફળ (Cones) ૪ થી ૫ ઈંચિ લાંબાં અને વ્યાસમાં ૩ થી ૪ ઇંચ જેટલાં હોય છે. ફુલ સપ્ટેમ્બર ઓકટોબરમાં દેખાય છે. ફુલ દેખાયા પછી ફળ આશરે ૧૩ મહિના પછી પાકે છે. નર અને દા ફુલમા

જુદાં જુદાં ઝાડો ઉપર અથવા એક જ ઝાડની જુદી જુદી ડાળો ઉપર આવેલાં હોય છે. દેવદારને શરૂઆતમાં ખૂબ છાંયો જોઇએ છે. ઓટ જેવાં મહાન્ વૃક્ષોની નીચે ઉગીને, કઠણુ પથ્થર જેવી જમીનમાં તે પોતાનાં મૂળીયાં હડસેલીને ધીમે ધીમે મોટું થાય છે.

અફઘાનીસ્તાનમાં દેવદાર થાય છે. કુરમ્ વૅલીમાં ૭૫૦૦ થી ૧૦૦૦૦ ફીટ, ચિત્રાલ અને નોર્થ વેસ્ટ હિમાલયમાં ૪ થી ૧૦ હજાર ફીટ અને સિંધુ નદીના વિશાળ પ્રદેશવાળા ભાગમાં ૧૨૦૦૦ ફીટ–જેટલી ઉંચાઇ સુધી દેવદાર થાય છે.

દેવદાર ( તેલીયો ) બજારમાં મળે છે તે સુગંધી હોય છે. આ દેવદાર-માંથી જ ટરપેન્ટાઇન તેલ બને છે એમ ઘણા માને છે.

## વૈદ્યકમાં દેવદારનો ઉપયોગ

ચરક— ૧ **હેડકી અને શ્વાસમાં**–દેવદારનો કવાથ પીધા કરવો. ચિ.અ.૨૧

સુશ્રુત— ૨ **તાવમાં**–દેવદારનો વિધિસર કવાથ કરીને પીવાથી તાવમાં ફાયદો થાય છે. ઉ. અ. ૩૯

૩ **સોજામાં**–દેવદાર અને સુંઠનો કવાથ ગોમૂત્ર સાથે પીવાથી સોજા ઉતરી જાય છે. ચિ. અ. ૨૩

વાગ્ભટ— ૪ **કફજન્ય ખાંસીમાં**–તેલમાં ભીંજાવેલું કપડું દેવદારના લાકડા ઉપર લપેટીને પછી તે ચેતાવવું. દેવદાર બળવા માંડશે એટલે તેમાંથી તેલનાં ટીપાં ટપકશે. આ તેલમાં જવખાર અને ત્રિકટુ મેળવીને પીવાથી કફજન્ય ખાંસી મટે છે. ચિ. અ. ૩

હારીત— ૫ **વાતજન્ય વ્રણમાં**–દેવદાર અને સુંઠનો ઘસારો વ્રણ ઉપર લગાવવો. ચિ. અ. ૩૫

ચક્રદત્ત— ૬ **હાથીપગામાં**–ચિત્રાનું મૂળ અને તેલીયો દેવદાર બન્નેને ગોમૂત્રમાં વાટીને સ્હેજ ગરમ કરીને હાથીપગા ઉપર ચોપડવાથી આરામ થાય છે.

ભાવપ્રકાશ— ૭ **હૃદયમાં વાયુ હોય તો અર્થાત્ તેને લીધે હૃદયમાં અતિ સ્પંદન વિગેરે થતું હોય તેવાં લક્ષણવાળા હૃદયના રોગમાં**–દેવદાર અને સુંઠ સમાન ભાગે હમેશાં પાણી સાથે પીવાથી હૃદયના કેટલાક રોગો સારા થાય છે. ( અનુભૂત )

બંગસેન— ૮ **કફજન્ય ગંડમાલામાં**–દેવદાર અને ઇંદ્રવારૂણીનું મૂળ બન્નેને પાણીમાં વાટીને ગંડમાળ ઉપર ચોપડવું.

શોધલ— ૧૦ કુષ્ઠમાં–દેવદારનાં મૂળને ખોદીને તેની નીચે એક રીઢું વાસણ મૂકી દેવું. પછી એ મૂળ ઉપર અડાયાં વિગેરે ભરીને સળગાવવું. સળગતાં એ મૂળમાંથી રસ ઝરવા લાગશે. આ રસ નીચે મૂકેલા રીઢા વાસણમાં પડશે. આ ઝીલેલો રસ દૂધ સાથે લેવાથી ગમે તે પ્રકારનાં કુષ્ઠ મટી જાય છે.

૧૧ કાનમાં ચસકા મારતા હોય તો–તેલમાં બોળેલું કપડું દેવદારના કકડા ઉપર વીંટાળી તેને સળગાવવું. સળગવાથી દેવદારમાંથી રસ ટપકશે. આ રસનાં ટીપાં કાનમાં નાખવાથી ગમે તેવા ચસકા શાંત થઈ જાય છે.

૧૨ પિલ્લ નામના આંખના રોગમાં–દેવદારના સૂક્ષ્મ ચૂર્ણને બકરીના મૂત્રની ભાવનાઓ આપવી. આવું ચૂર્ણ આંખમાં લગાવવાથી પિલ્લ નામનો આંખનો રોગ મટે છે.

વક્તવ્ય—લગભગ બધા જ રોગોમાં દેવદાર ઓછાવત્તા પ્રમાણમાં ચરકમાં યોજેલો હોય છે; અને આ જ એના વ્યાપક ગુણની સાક્ષી માટે બસ છે. સ્તન્યશોધન દશેમાનિમાં અને અનુવાસનોપગ દશેમાનિમાં જેમ ઉલ્લેખ મળે છે તેવી જ રીતે તે રોગોના વર્ણન વખતે તેનો ઉપયોગ પણ સૂચવેલો છે. ચરકમાં કયાં કયાં દેવદાર યોજાયલો છે તે નીચેના વર્ણન ઉપરથી સમજાશે:—

ઉદરમાં—ચિ. ૧૮–૧૪૩, ૧૫૧, ૧૫૪, ૧૦૬

સોજામાં—ચિ. ૧૭–૪૧, ૨૦, ૨૩, ૬૩, ૫૦

ખાંસીમાં—ચિ. ૨૨–૧૧૬, ૧૧૮, ૧૭૫, ૩૭, ૧૧૦, ૧૭૨

પાંડુરોગમાં—ચિ. ૨૦–૪૬, ૫૮, ૭૧, ૯૧, ૯૯, ૧૧૫

હરસમાં—ચિ. ૯–૧૩૧, ૨૩૦, ૫૦

સંગ્રહણીમાં—ચિ. ૧૯–૭૯, ૧૩૬, ૯૫, ૧૮૭

ઉન્માદમાં—ચિ. ૧૪–૪૬, ૭૯

શ્વાસહિક્કામાં—ચિ. ૨૧–૧૦૩, ૭૫, ૧૦૨

આરગ્વધીય અધ્યાયમાં—નોખા નોખા રોગો ઉપર લેપ માટે–સૂ. અ. ૩....શ્લોકો–૨૩, ૬, ૧, ૨૨, ૨૬, ૧૬.

અતિસારમાં—ચિ. ૧૦–૧૧

વિસર્પમાં—ચિ. ૧૧–૮૭

ગ્રંથિભેદ માટે—ચિ. ૧૧–૧૩૦

રાજયક્ષ્મામાં—લેપમાં ચિ. ૮–૭૬

કુષ્ઠમાં—ચિ. ૭–૬૩, ૮૫, ૧૨૦, ૧૨૧, ૭૧, ૧૦૬, ૧૬૦, ૨૩૫

જ્વરમાં--ચિ. ૩-૨૦૩, ૨૬૨
ધાવણની શુદ્ધિ માટે--ચિ. ૩૦-૨૫૨, ૨૬૧, શા. ૮-૧૧૬
યોનિરોગમાં--ચિ. ૩૦-૫૭, ૫૮
ઉરૂસ્તંભમાં--ચિ. ૨૭-૨૮, ૨૯, ૪૦, ૪૭, ૩૪
વાતવ્યાધિમાં--ચિ. ૨૮-૧૪૬, ૧૬૭, ૧૦૯
વિષમાં—ચિ. ૨૫-૬૭, ૨૨૮, ૨૪૨, ૫૩, ૭૬
હૃદ્રોગમાં—ચિ. ૨૬-૮૦, ૮૩, ૯૯
ખાલિત્યમાં—ચિ. ૨૬-૨૬૬
વાતરક્તમાં—ચિ. ૨૯-૧૪૮
શિરોરોગમાં--મહામાયૂરઘૃતમાં ચિ. ૨૬-૧૫૦

આ ઉપરાંત સિદ્ધિસ્થાનમાં બસ્તિમાં અનેક જગોએ યોજાયલો છે.

અશ્મરીમાં—ચિ. ૨૬-૬૨. અણુતેલના પાઠમાં સૂ. ૫-૫૮. નિર્યાસ શિરોવિરેચન તરિકે-ચિ. ૮-૧૭૪. સંતર્પણજન્ય વ્યાધિમાં સૂ. ૨૩-૧૦.

સ્થાવર તૈલવર્ગમાં દેવદારનો ઉલ્લેખ નથી એ યાદ રાખવા જેવું છે.

સુશ્રુતે પણ બધા જ રોગોમાં દેવદાર વાપરેલો જણાય છે. ગર્ભિણીને બહુ વેદના થતી હોય તો "सक्षीरा वा हिता शुंठी मधुकं सुरदारु च । શા. ૧૦-૬૫-આ પ્રયોગ છે. નેત્રરોગમાં બહુ જગોએ દેવદાર યોજેલો છે. યજ્ઞમાં સમિધ્ તરીકે એના કાષ્ઠને ગણાવ્યું છે ( सू. ૨-૪ ). કટુવર્ગમાં દેવદાર ગણાવેલો છે.

વાગ્ભટે એલાદિગણમાં દેવદાર ગણાવ્યો છે.

**Actions & Uses**—The wood is carminative, diaphoretic, and diuretic; given in fever, flatulence, dropsy, and urinary diseases as gravel. In ascites it is given in combination with sheghta chhal ( शिग्रुत्क् ) and aghedo. In gonorrhœa, syphilis, gout and rheumatism the decoction (Devadāri Kvāth) is given as a powerful alterative. With Halada and guggula its paste is applied to indolent swellings. The tar is used as a favourite alterative and given in chronic skin diseases and in large dozes, given in leprosy and also applied externally to ulcers.

R. N. Khory II p. 578.

ભાવાર્થ—દેવદારનું લાકડું વાતઘ્ન, સ્વેદલ, મૂત્રલ છે. તે જ્વર, ગુલ્મ, શોથ, અશ્મરી વિગેરે રોગોમાં વપરાય છે. સરઘવાની છાલ અને અઘેડાના ચૂર્ણ સાથે દેવદાર ઉદરમાં અપાય છે. પરમીયો, વાતરક્ત, ચાંદી, આમવાત વિગેરે રોગોમાં દેવદાર્વાદિ કવાથ રસાયન તરિકે યોજાય છે. હળદર અને ગુગળ

સાથે દેવદારના ચૂર્ણનો લેપ ન ઉતરતા સોજા ઉપર ચોપડાય છે. દેવદારનો ચુવો ( tar ) ચામડીના રોગોમાં મોટી માત્રામાં પીવા અપાય છે ( ચુવો નહિ પણ તેલ પીવા અપાય છે ). લેપ્રસી ( રગતપીતમાં ) અને દુષ્ટ વ્રણ ઉપર તે તેલ બહારથી ચોપડવાના કામમાં લેવાય છે. બોરી. ભા. ૨. પા. ૫૭૮.

**નવ્યમત**--કાંગ્રા તરફ લાકડાને પાણી સાથે પથ્થર ઉપર ઘસવામાં આવે છે અને એ ઘસારો લમણાં ઉપર લગાવવાથી માથાનો દુખાવો નરમ પડે છે એમ તે લોકો માને છે. ( સ્ટ્યુઅર્ટ )

દેવદારનું લાકડું તિક્ત છે અને તે જ્વર, કબજીયાત, અર્શ અને છાતીના રોગોમાં હિતકર છે. ( સખારામ અર્જુન ).

દેવદારમાંથી ટરપેન્ટાઇન જેવું ( હિંદમાં તેને કેલનકા તેલ કહે છે ) તેલ નીકળે છે જે ત્વગ્રોગમાં અતિ ઉપયોગી છે. લેપ્રસીની દવામાં તો તે રામબાણ ગણાયલું છે. ડૉ. ગીબ્સન લેપ્રસીમાં આ તેલ મોટી માત્રામાં આપવાની ભલામણ કરે છે. મનુષ્યની હોજરી સહન કરી શકે એવી તેલની વધારેમાં વધારે માત્રા ૧ ડ્રામ છે. તે હમેશાં સ્વેદલ અસર નીપજાવે છે. કેટલાકને ૧ ડ્રામની માત્રામાં ઉલટી થઈ હતી જ્યારે બીજાને ૦ાા ઔંસ જેટલી માત્રામાં માત્ર સ્હેજ મૉળ જ ( Nausea ) જણાઇ હતી. ડૉ. જહૉનસ્ટને આ તેલનો ત્વગ્રોગમાં બહોળે હાથે ઉપયોગ કરી જોયો છે.

( ફાર્માકોપીયા ઈન્ડીકા ).

**ઉલ્લેખ**—Indi Medi Plants p. 1235; વનસ્પતિ ગુણાદર્શ પા. ૫૦૧; રૂ. નિ. પા. ૩૫; Brandis p. 691; Indig. Drugs p. 74.

## ૩૬૯ સરલ.

### N. O. Coniferеæ.

**નામો**--सरलः, पीतद्रुः, स्निग्धदारुः ( સંસ્કૃત ); સરલનાં ઝાડ હિમાલયમાં થાય છે એટલે ગુજરાતી મરાઠીમાં નામ છે જ નહિ. ચીલ, ચીર (હિંદી); સરોલ, સીરલી [ જૉનસર ]; ધૂપ [ નેપાલ ]; Chir-pine, Long-leaved pine (અંગ્રેજી); Pinus Longifolia-પાઈનસ્ લોંગીફોલીયા ( લેટીન ).

**ગુણાઃ**—

सरलो मधुरस्तिक्तः कटुपाकरसो लघुः ।
स्निग्धोष्णः कर्णकंठाक्षिरोगरक्षोहरः स्मृतः ॥
कफानिलस्वेदयूकाकासालक्ष्मीव्रणापहः ॥

॥ भा० प्र ॥

सरलः कटुतिक्तोष्णो रूक्षो श्लेष्मानिलापहः ।
भूतदोषापहो रक्तो लिप्तोऽङ्गेषु सुकान्तिदः ॥
सरलः कटुकस्तिक्तो मधुरोष्णो लघुः स्मृतः ।
कोष्ठशुद्धिकरः स्निग्धः कफत्वग्दोषवातहा ॥
कर्णरोगं व्रणशोथं कंडूं कंठरुजं तथा ।
अक्षिरोगमलक्ष्मीं च कासं स्वेदं विनाशयेत् ॥
कफं वातं च यूकां च कासं स्वेदं व्रणं तथा।
रक्षोबाधामलक्ष्मीं च नाशयेदिति कीर्तितः ॥

॥ नि. र. ॥

सुश्रुत — १ कर्णरोगे—कुर्यादेवं भद्रकाष्ठे कुष्ठे काष्ठे च सारले । मतिमान् दीपिकातैलम् कर्णशूलनिबर्हणम् ॥ उ. २१–२२

१ व्रणधूपने—....सरले देवदारुणि । सारेष्वपि च कुर्वीत मतिमान् व्रणधूपनम् ॥ सू ३७–२२.

**વર્ણન**—સરલનાં ઝાડ હિમાલયમાં ખાસ કરીને, તેમજ નેપાલ અને પંજાબના કેટલાક પ્રદેશોમાં થાય છે. ઝાડ બહુ મોટાં થાય છે. છાલ ૧ થી ૨ ઇંચિ જેટલી જાડી થાય છે. પાન ૯ થી ૧૫ ઇંચ જેટલાં લાંબાં, કોમળ, ત્રિધારાં હોય છે. દેવદારનાં પાન નાનાં અને સરલનાં પાન મોટાં હોય છે. સરલ અને દેવદાર બેમાં ઘણો ફેર છે.

### વૈદ્યકમાં સરલનો ઉપયોગ.

સુશ્રુત— **૧ કાનના રોગમાં**—સરલના લાકડા ઉપર વસ્ત્ર વીંટાળી તે ઉપર સ્હેજ ઘી ચોપડી વસ્ત્રને ચેતાવવું. લાકડું બળશે એટલે તેલનાં ટીપાં પડવા લાગશે. આ તેલને વાસણમાં ઝીલી લેવું. આ તેલ ‘ દીપિકા તેલ ’ના નામથી ઓળખાય છે. કાનના રોગમાં આ તેલનો ઉપયોગ કરવો. ઉ. ૨૧–૨૨

**૨ વ્રણને ધૂપ આપવા માટે**—સરલની છાલનો ધૂપ દેવો. સૂ. ૩૭–૨૨

**વક્તવ્ય**—ચરક સુશ્રુત બન્નેએ લગભગ ઘણેખરે ઠેકાણે सरल અને देवदारुને સાથે જ ગણ્યા છે. ભલ્લાતકના તેલનો જે પ્રયોગ છે તેવો જ પ્રયોગ સરલના તેલનો પણ થાય ( वि. ७–३० ). ડલ્હણ श्रीवेष्टकः सरलरसः ( सू. ७ २२) અર્થાત્ શ્રીવેષ્ટકને સરલના રસ તરીકે ગણાવે છે. સરલના ગુંદરને ‘ગંધ-બેરજો’ અથવા ‘ ગંધ-બિરોઝા ’ તરીકે લોકો ઓળખે છે.

**Actions & Uses**—The oleo-resin and resin are much used as external stimulating applications for ulcers, abscesses and the like, and as a basis for plasters and an ingredient in ointments. Internally, they are used to some extent and with some success as a stimulant, diuretic in gleet and similar affections. The purified oleo-resin might be given in doses of one to two drachms in emulsion. The tar is employed in chronic bronchitis and phthisis and is a favourite application in skin diseases.

Indigenous Drugs p. 239.

**ભાવાર્થ**--ગંધબિરેઝાનો ઉપયોગ ગડગુંબડ, ચાંદાં વ્રણ વિગેરે ઉપર થાય છે. ગંધબિરેજો ખાઈ પણ શકાય છે. એની અસર મૂત્રલ અને ઉત્તેજક છે. શુદ્ધ ગંધબિરેજો ૧ થી ૨ ડ્રામ જેટલી માત્રામાં ઇમલ્શનના રૂપમાં અપાય છે.

સ્વ. કનૈયાલાલ દે. પા. ૨૩૯

ટરપેન્ટાઇન આમાંથી જ બનાવવામાં આવે છે.

**ઉલ્લેખ**--રૂ. નિ. પા. ૨૫૫; Brandis p. 690; Indig. Drugs p. 238; Indi. Medi. Plants p. 1231.

# भूर्जपत्रादि वर्ग

## N. O. Cupuliferæ.

### ૩૬૯ ભૂર્જપત્ર.

**નામો**—भूर्जः, लेख्यपत्रः, बहुवल्कलः ( સંસ્કૃત ); ભોજપત્ર ( ગુજરાતી ); ભૂજપત્ર ( મરાઠી ); ભુજિજપત્ર ( બંગાલી ); ભુજપત ( નેપાલ ); ભુજ, ભુર્જ, ભુજપત્ર ( ઉત્તરપશ્ચિમ હિમાલય ); શાક, પડ ( કુનાવર ); Betula utilis-બેટયુલા યુટીલીસ ( લેટીન ).

**अन्वर्थसंज्ञा—** वल्कद्रुमः, सुचर्म्मा, चित्रत्वक्, बिन्दुपत्रः, शैलेन्द्रस्थः ॥

॥ रा. नि. ॥

**गुणाः—** भूर्जः कटुकषायोष्णः भूतरक्षाकरः परः ।
त्रिदोषशमनः पथ्यो दुष्टकौटिल्यनाशनः ॥

॥ रा. नि ॥

भूर्जो बलकरः श्लेष्मकर्णरुक्पित्तरक्तजित् ।
कषायः कटुरुष्णश्च मेदोविषहरः परः ॥

॥ भा. प्र ॥

भूर्जो बल्यः कफास्रघ्नः ॥

॥ राजवल्लभः ॥

**ગુણ**—ભૂર્જપત્ર પુષ્ટિકર્તા, અને કફ, કાનની વેદના, રક્તપિત્ત વિગેરેને જીતનાર છે; કષાય છે; કટુ, ઉષ્ણ, મેદ અને વિષને હણનાર છે. ( ભાવપ્રકાશ ).

**वक्तव्य**—ચરકે કષાયસ્કંધમાં ભૂર્જને ગણાવ્યું છે. લેપ વિગેરેમાં ભૂર્જ યોજાયલું છે ( सू. ૩-૨-૧૩ ). ઓર ન પડતી હોય ત્યારે 'ભૂર્જપત્રધૂમ' વારંવાર આપવો એવું ચરકે કહેલું છે ( शा. ૮-૮૫, ૯૦ ). ગ્રન્થિવિસર્પમાં બીજાં સાથે ભૂર્જપત્ર યોજેલું છે ( चि. ૧૧-૧૨૪ ). ક્ષતક્ષીણચિકિત્સામાં 'સર્પિર્ગુડઃ' નામની જે બનાવટ છે તેને ભૂર્જપત્રથી વીંટવાનું કહ્યું છે- 'गुडान्कृत्वा भूर्जपत्रेण वेष्टयेत् । ' ( चि. ૧૬-૫૬ ). કર્ણરોગ ચિકિત્સામાં भूर्जग्रन्थि છે ( चि. ૨૬-૨૧૮ )

સુશ્રુતે સાલસારાદિગણમાં અને વાતવ્રણ ઉપર ભૂર્જ વિગેરે પત્રો ગણાવ્યાં છે. બીજો ઉલ્લેખ નથી.

પ્રથમ આ ભૂર્જપત્ર ઉપર લખવામાં આવતું હતું. હિમાલયમાં આ ઝાડ પુષ્કળ થાય છે. ભૂર્જત્વક્‌થી લોકો છાપરાં છાવે છે. એનું ચિત્ર બ્રૅન્ડીસે આપેલું છે. કીર્તિકર આનો નૈસર્ગિક વર્ગ cupuliferæ કહે છે.

**નવ્યમત**—છાલનો ઉકાળો કર્ણપાક અને દુષ્ટ વ્રણ ધોવા માટે વપરાય છે. ( યુ. સી. દત્ત ). છાલનો ક્વાથ વાતઘ્ન છે. હિસ્ટીરીયામાં તે વપરાય છે. છાલમાં સુગંધી અને જંતુઘ્ન શક્તિઓ છે. (ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ પા. ૧૨૧૪ ).

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૫૨૦; Brandis p. 622; Indi. Medi. Plants p. 1223.

---

## ૩૭૦ માયુફળ.

### N. O. Cupuliferæ.

**નામો**—मायाफलम्, मज्जफलम् (સંસ્કૃત); કાંટાવાળાં માયાં, માજુફળ, માયાં ( ગુજરાતી ); માયફલ ( મરાઠી ); માજુફલ ( હિંદી ); Gall-nuts-ગૅાલનટ્સ ( અંગ્રેજી ) Quercus infectoria-ક્વરકસ્ ઇન્ફેક્ટોરીયા ( લૅટીન ).

**गुणाः**—

मायाफलं वातहरं कटूष्णकम् ।
शैथिल्यसंकोचककेशकार्ष्ण्यदम् ॥

॥ रा. नि ॥

मायुकं बद्धविट्कं च शीतं च शिशुभेषजम् ॥

॥ शोढलः ॥

मायुकं शीतलं रूक्षं कषायं लघु दीपनम् ।
विपाके कटुकं ग्राहि कफपित्तहरं परम् ॥

॥ शोढलनिघण्टु ॥

कीटावासो मज्जफलं ग्राहि बल्यं ज्वरापहम् ।
शोणितस्रुतिहृत् हन्ति मुखदन्तगतान् गदान् ॥
श्वेतप्रदरमर्शांसि योनिकन्दं सुदारुणम् ।
अतिसारं महाघोरं ग्रहणीं सप्रवाहिकम् ॥

॥ कश्चित ॥

**વર્ણન**—આ ઝાડ ગ્રીસ, એશિયામાઇનોર, સીરીયા વિગેરેનું વતની છે. ઇરાન સુધી પણ આ ઝાડ જોવામાં આવે છે. ત્યાંથી જ આ દેશમાં આયાત થાય છે. ઘણા લાંબા વખતથી એ પ્રમાણે માયાં હિંદમાં આવ્યા જ કરે છે.

આ ઝાડ નૈસર્ગિક વર્ગ 'કયુપ્યુલીફેરી'નું છે. એક જાતની માખી ( cynips gallæ tinctoriæ ) આ ઝાડની કુમળી ડાળો અને કોમળ શાખાઓ કોતરીને પોતાનાં ઇંડાં એમાં મૂકે છે. આથી ઝાડને એક જાતની ઉશ્કેરણી ( irritation ) પહોંચે છે અને તેથી તે કોરેલી જગોમાંથી ઝાડનો રસ બહાર આવવા લાગે છે. આ રસ ઇંડાંને ઘેરી લે છે અને એ રીતે gall અસ્તિત્વમાં આવે છે. આવી રીતે બનેલા gallમાં અંદર રહેલાં ઇંડાં ( larva ) અનેક રૂપાંતર પામે છે. જ્યારે પાંખોવાળી માખી (એ ઇંડાંમાંથી જ બનેલી) એ કોટને તોડીને-કાણું પાડીને બહાર છટકી જાય છે ત્યારે જ gall ની અંદર ચાલતું રૂપાંતર બંધ થાય છે. આ માખી છટકી ગયાની પહેલાં જે માયુ ભેગાં કરી લેવામાં આવે છે તે ઉત્તમ મનાય છે. એવા માયુનો રંગ કાળો હોય છે. કાણાવાળાં સફેદ માયાં ગુણમાં તેનાથી ઉતરતાં હોય છે.

જાદુગરો આ માયુને બહુ વાપરતા હશે અને તેથી જ તેનું નામ 'magic nuts' પડેલું હોવું જોઇએ. માયાંમાં ટૅનીકએસીડ ( Gallo tannic acid ) ૫૦ થી ૬૦ અથવા ૭૦ ટકા જેટલો છે; ૩ ટકા ગૅલીકએસીડ છે.

ગુણ—માયુફલ વાતહર છે, કટુ અને ઉષ્ણ છે, માથાના વાળ કાળા કરનાર છે, યોનિ શિથિલ થઇ ગઈ હોય તેનો સંકોચ કરનાર છે. ( રાજનિઘંટુ )

માયુ ઠંડાં અને રૂક્ષ છે; હલકાં અને દીપન કરનાર છે; ગ્રાહી છે અને કફપિત્તને હરનાર છે. ( શોઢલ )

પ્રદરમાં પોટલી લેવા માટે માયુ અપાય છે. ગર્ભાશય ફરી ગયું હોય તો તે માયુફલનું ચૂર્ણ બેઆનીભાર જેટલું શીરામાં લપેટીને ખવડાવવાથી લાંબે વખતે કુરિયાદ દૂર થાય છે. ટૅનીક એસીડની જગોએ તેને વાપરી શકાય.

**Actions and Uses**—The galls are astringent and tonic. They constringe the muscular tissue in the walls of the minute vessels, check hœmorrhage and cut short local inflammations. The natives use galls combined with pome-granate bark and baras kapur to check hœmorrhage and use it locally as a gargle for relaxed throat and as an insection for relaxed vagina and rectum.

Khory. II p. 564.

ભાવાર્થ—માયુ ગ્રાહી અને બલ્ય છે. માયુ રક્તસ્રાવને હરે છે અને શોથને હરે છે. માયુ, દાડમની છાલ અને બરાસકપુર સાથે રક્તસ્રાવમાં દેશીઓ વાપરે છે. યોનિ અને ગુદદ્વારની શિથિલતામાં માયુ વાપરવાથી સંકોચ થાય છે. ખોરી. ભા. ૨ પા. ૫૬૪.

ઉલ્લેખ—Indig Drugs p. 264; રૂ. નિ. પા. ૫૭૮.

# सालमादि वर्ग

## N. O. Orchideæ.

### ૩૭૧ સાલમ.

ડૉ. સખારામ અર્જુન તેમના "બોંબે ડ્રગ્ઝ"માં ૩ સાલમનો ઉલ્લેખ કરે છેઃ—

( ૧ ) Eulophia vera ( Royal )-બજારમાં 'સાલમમુસળી'ના નામથી જે વેચાય છે તે ઓસડ આ છે. ડૉ. રોયલ આને જ ઉત્તમ oriental salep માને છે. ધાતુપુષ્ટિ તરીકે આ જ સાલમ બધે વપરાય છે. આ ઉત્તમ જાતનો સાલમ છે.

(૨) Orchis maculata-પંજાબી સાલમ. હુકરની 'જનરલ સીસ્ટમ ઓફ્ બૉટેની'ના પાન ૧૫ ઉપર-જ્યાં આનું ચિત્ર આપેલું છે-તે ઉપરથી આ નામ લેવામાં આવેલું છે. આ પણ ઉપર પ્રમાણે જ વપરાય છે.

(૩) Pholidota imbricata ( Tha Pseudo-bulbs )—બાદશાહી સાલમ. 'વાઈટ આઇકૉન્સ' ટેબલ ૯૦૭માં આનું ચિત્ર છે તે ઉપરથી આ નામ લેવામાં આવ્યું છે. આ હલકી જાતનો સાલમ છે. તે ઘણો સસ્તો વેચાતો મળે છે.

ડૉ. બર્ડવુડ તેમના 'બોંબે પ્રોડક્ટ્સ' નામના ગ્રંથમાં આને ડુંગળી-alliumની જાત ગણે છે, કારણ કે આના કંદને પાણીમાં નાખી મૂકવાથી તે ફુલે છે ત્યારે તેમાંથી ડુંગળી જેવી ગંધ આવે છે. પણ ખરી રીતે તો આ સાલમ કાબુલીઓ કંદહાર તરફથી હિંદમાં લાવે છે.

આ ત્રણ ઉપરાંત ચોથો એક બનાવટી સાલમ[૧] આવે છે એમ મેં સાંભળ્યું છે. હિમાલય તરફથી દવા વેચનાર આવે છે તે બીજી દવાઓ સાથે આ જાતનો બનાવટી સાલમ લાવે છે.

સાલમ વિષે સર જ્યોર્જ વૉટ તેમના "Commercial Products of India" પા. ૯૬૩માં નીચે પ્રમાણે લખે છેઃ—

"The article obtained in the Indian Bazars has been ascertained to be chiefly the product of several species of Eulophia, *viz.* E- campestris, E. nuda and E. virens ( mankund or Lahore

---

૧ Besides these substitutes, an imitation salep, made of potatoes and gum, is largely manufactured for the Indian market.
Indi. Medi. Plants. p. 1243.

salep of the shops ), though probably also from the species of a few other genera, and is produced on the hills of Afghanistan, Baluchistan, Persia and Bokhara; but the Nilghiri hills and Ceylon are said to furnish part of the Indian supply. The salep of European commerce is procured chiefly from the Levant, and to some extent from Germany, etc, derived mainly from the tubers of Orchis macula. The tubers are dug up after the plant has flowered and the plump, firm ones are washed and set aside, and subsequently strung on threads, scalded, and dried in the sun or by artificial heat. The commercial article is met with in three forms–palmate, large ovoid and small ovoid. "

હિંદુસ્થાનમાં કાશ્મીર અને લાહોર તરફ Orchis latifoliaની ગાંઠો ખોદી કાઢી સાલમ તરિકે વેચવામાં આવે છે. પણ ખરી રીતે હિંદુસ્થાનમાં અત્યારે જે સાલમ આવે છે તે મોટે ભાગે ઇરાન અને લેવંટથી જ મુંબાઈ માર્ગે હિંદમાં આવે છે. આબુ ઉપર પણ એક જાતની દવા સાલમ નામથી ત્યાંના જંગલીઓ વેચે છે.

ઉલ્લેખ—Indi. Medi. Plants pp. 1241 to 1243.

# हरिद्रादि वर्ग

## N. O. Scitamineæ.

### ૩૭૨ અકલબેર.

**નામો**—અકલબેર ( ગુજરાતી ); દેવકેલ ( મરાઠી ); સુર્વજય, કિયાવર ( હિંદી ); સર્વજય, કામાક્ષી ( બંગાલી ); Indian shot—ઇન્ડીયન શૉટ ( અંગ્રેજી ); Canna Indica–કૅના ઇન્ડીકા ( લેટીન ).

**વર્ણન**—અકલબેરના છોડવા શોભા માટે બાગબગીચામાં ઘણા ઉછેરવામાં આવે છે. એનાં પાન કેળનાં નાનાં ને સાંકડાં પાન જેવાં હોય છે. ફુલ લાલ રંગનાં, છોડવાને મથાળે ઘણું કરી આવે છે. ફળ ખડબચડાં, એરંડી જેવાં અને બુઠ્ઠી ત્રણ ધારવાળાં થાય છે. બીજ કાળા રંગનાં, લીસાં, ચળકતાં, બંદુકની નાની ગોળી જેવાં દેખાય છે. તેથી જ એને અંગ્રેજીમાં Indian shot કહે છે. એનાં ફુલ હનુમાનને ચંઢાવવામાં આવે છે.

**ઉપયોગ**—મૂળ સ્વેદલ અને મૂત્રલ હોવાથી તાવ અને શોથમાં વપરાય છે. ( એટકીન્સન ). તે ઉપલેપક પણ છે. (ઇરવીન). મૂળ દાહક અને ઉષ્ણ મનાય છે. ( ફલેમીંગ ). જ્યારે ઢોર કોઇ ઝેરી ઘાસ ખાઈને આવે છે ત્યારે દેશીઓ તે ઢોરનું પેટ જોઇને તેને આનાં મૂળ ખવરાવે છે. ચોખાના પાણીમાં મૂળને ઉકાળી લઈ પીપર નાખી પાય છે. ( ડ્યુરી ). બીજ હૃદયને હિતકર અને રોપણ ( vulnerary ) છે. ( બેડન પૉવેલ )

**ઉલ્લેખ**—વ. શા. પા. ૬૫૩; N. p. 349: Watt II p. 102: Indi Medi. Plants. p. 1265.

---

### ૩૭૩ હળદર.

## N. O. Scitamineæ.

**નામો**—हरिद्रा, रजनी, योषित्प्रिया ( સંસ્કૃત ); હળદર ( ગુજરાતી ); હળદ ( મરાઠી ); હલદી ( હિંદી ); હলુદ ( બંગાલી ); અર્શિના ( કર્ણાટકી ); જરદ્દચોલ ( ફારસી ); Turmeric–ટર્મેરિક ( અંગ્રેજી ); Curcuma longa - કરકયુમા લોંગા ( લેટીન ).

**परिचय**— निशार्द्रकदलः कन्दः प्राच्यक्षेत्रेषु जायते ॥

**गुणाः**— हरिद्रा स्वरसे तिक्ता रूक्षोष्णा विषकुष्ठनुत् ।
मेहकण्डूव्रणान् हन्ति देहवर्णविधायिनी ॥

विशोधनी कृमिहरा पीनसारुचिनाशनी ॥

॥ ध. नि. ॥

हरिद्रा कटुतिक्तोष्णा कफवातास्रकुष्ठनुत् ।
मेहकण्डूव्रणान् हन्ति देहवर्णविधायिनी ॥

॥ रा. नि. ॥

हरिद्रा कटुका तिक्ता रूक्षोष्णा कफपित्तनुत् ।
वर्ण्या त्वग्दोषमेहास्रशोथपाण्डुव्रणापहा ॥
अरण्यहलदीकन्दः कुष्ठवातास्रनाशनः ॥

॥ भा. प्र. ॥

चरक— १ प्रमेहे—क्षौद्रेण युक्तामथवा हरिद्रां । पिबेद्रसेनामलकीफलानाम् ॥
चि–अ–६.

सुश्रुत— २ कुष्ठे—पीत्वा मासं वा पलांशां हरिद्राम् । मूत्रेणान्तं पापरोगस्य गच्छेत् ॥ चि. अ–९.

वाग्भट— ३ कफोद्भवायाम् तृष्णायाम्—जलं पिबेत् रजन्या वा सिद्धं सक्षौद्रशर्करम् ॥ चि. अ–६.

चक्रदत्त— ४ श्लीपदे—रजनीं गुडसंयुक्तां गोमूत्रेण पिबेन्नरः ॥

बंगसेन— ५ मेदृशर्करायाम्—यः पिबेद्रजनीं सम्यक् सगुडां तुषवारिणा । तस्याशु चिररूढापि यात्यस्तं मेढ्शर्करा ॥

शोढल— ६ कण्ड्वादौ—हरिद्राकल्कसंयुक्तं गोमूत्रस्य पलद्वयम् । पिबेन्नरः कामचारी कण्डूपामाविनाशनम् ॥

७ सर्पविषे—हरिद्रे तु हिते ख्याते ताभ्यां नास्ति समं क्वचित् । अगदस्तु विषार्त्तानां प्रलेपादिप्रयोजितः ॥

८ शीतलिकायाम्—चिंचादलेन सहितां रजनीं प्रपिष्य ये शीतलेन सलिलेन समं पिबन्ति । तेषां भवन्ति न हि शीतलिकाः शरीरे कार्यं त्विदं प्रथममेव तदुद्भवस्य ॥

वैद्यमनोरमा— ९ वातनाशार्थम्—तैलं लिप्त्वा वातरोगोपशान्त्यै यामादूर्ध्वं शर्वरीसूक्ष्मचूर्णम् । लिप्त्वोद्वर्त्योद्वर्त्य तैलं हरेद्याममादूर्ध्वं तत्पुनर्हन्ति वातम् ॥

## વૈદ્યકમાં હળદરનો ઉપયોગ--

ચરક— ૧ પ્રમેહમાં-આંબળાના રસમાં મધ નાખીને હળદરનું ચૂર્ણ પીવાથી પ્રમેહ મટે છે. ચિ. ૬

સુશ્રુત— ૨ કુષ્ઠમાં-એક માસ સુધી ગોમૂત્ર સાથે ૧ પલ ( ચાર તોલા ) ની માત્રામાં હળદર પીવાથી દુષ્ટ કુષ્ઠરોગમાંથી મુક્તિ મેળવાય છે. ચિ. અ. ૯

વાગ્ભટ— ૩ કફજન્ય તૃષ્ણામાં-હળદરનો કવાથ સાકર અને મધ નાખીને પીવો. ચિ. અ. ૬

ચક્રદત્ત— ૪ હાથીપગામાં-હળદર અને ગોળ ગોમત્ર સાથે પીવાં.

બંગસેન— ૫ ઇંદ્રિયમાંથી રેતી જેવો પદાર્થ પેશાબ સાથે પડતો હોય તો તેવા માણસે કાંજી સાથે સ્હેજ ગોળ નાખીને હળદર પીવી.

શોઢલ— ૬ કંડૂ-ખુજલી વિગેરેમાં-હમેશાં ૮ તોલા ગોમૂત્ર સાથે હળદરનું ચૂર્ણ પીવાથી ખસ-ખુજલી વિગેરે બધું મટી જાય છે.

૭ સર્પવિષમાં-બન્ને હળદર ( હળદર અને દારૂહળદર હશે ? ) ના જેવું વિષઘ્ન ઔષધ બીજું કાંઇ નથી. પીવામાં, પ્રલેપમાં, વિગેરેમાં તે યોજવી.

૮ શીતળામાં-આંબલીના પાનમાં હળદર વાટવી, અને તે ઠંડા પાણી સાથે પીવી. આથી શરીર ઉપર શીતળા થાય જ નહિ. શીતળા નીકળતા અગાઉ આ પ્રમાણે કરવું.

વૈદ્યમનોરમા-૯ વાતરોગમાં-પહેલાં તલનું તેલ શરીરે માલીશ કરવું. પછી હળદરનું ચૂર્ણ બધું તેલ શરીરમાં શોષાઇ જાય ત્યાં સુધી સારી રીતે ઘસવું. આમ કરવાથી વાતરોગ શાંત થઇ જાય છે.

**વક્તવ્ય—ચરકે** લેખનીય, કુષ્ઠઘ્ન, કણ્ડુઘ્ન, અને વિષઘ્ન દશેમાનિમાં હળદરનો ઉલ્લેખ કરેલો છે. નિઘંટુકારોએ કર્પૂરહરિદ્રા અને વનહરિદ્રાનો પણ ઉલ્લેખ કરેલો છે. C. aromatica ને કર્પૂરહરિદ્રા કહેવાય. વનહરિદ્રા જંગલમાં થતી હળદર માટે હશે.

**અભિપ્રાય**—" હિંદુસ્તાનની ફારમાકોપીયાનો એડીટર હળદરના બનાવેલા કવાથને માટે તેના પક્ષમાં બોલી કહે છે કે આંખો દુખવા આવી હોય એના ઉપર આ અસરકારક ઉત્તમ ઔષધ છે. વળી કહે છે કે તે દુખાવો બંધ કરવાને માટે ઘણું જ અકસીર છે. સળેખમના વ્યાધિમાં નાકમાંથી નીકળતો

સ્રાવ વધારે લાવવા તેમ જ વરમમાંથી મુક્તિ મેળવવા આની ધુમાડી દેવામાં આવે છે."

"આનાં મૂળીયાં સૂકવી તેનું ચૂર્ણ કરી ખાંસીના વ્યાધિમાં ૩૦ થી ૪૦ ગ્રેન સુધી આપવામાં આવે છે. [ સિવિલ સર્જન. જે. એંડરસન, એમ. બી. બીજનુર ]. હળદરના ચૂર્ણને અંગારા ઉપર નાખી વીંછીના દંશ ઉપર થોડી મીનીટ તેની ધુમાડી દેવામાં આવે છે. શિરોવ્યથાના દરદોમાં હળદરની લેપડી બનાવી માથા ઉપર લગાવવામાં આવે છે. આનો તાજો રસ ઠંડક આપનારો છે. હીસ્ટીરીયાની ખેંચતાણમાં આની ધુમાડી દેવામાં આવે છે. ( આસી સર્જન ટી. એન. ઘોષ. મીરત ). ગરમ દુધની સાથે હળદર અને તીખાં પીવાથી તાવની સાથેનું સળેખમ હોય તો મટી જાય છે ( સરજન. મેજર લાઈનલ બીચ. કોકોનોડા ). સળેખમની શરૂઆતમાં હળદરનો ધુમાડો આપવામાં આવે છે. આ ધુમાડીનો નાહ ઘણે ભાગે રાત્રે લેવાય છે અને તે પછી થોડા કલાક સુધી પાણી આપવામાં આવતું નથી. આ ક્રિયાથી સળેખમ તુરત જ બંધ થઈ જાય છે. ( નારાયણ મીસર. કોઠીબજાર ડીસ્પેન્સરી. હોસંગાબાદ ).

**Actions and Uses**—Tonic and aromatic, given in jaundice and in chronic bronchitis. When mixed with til-tela it is applied to the whole body to prevent skin eruptions. With Kali-chuno, the powder of it is applied to bruises, sprains, contused wounds, black eye with relief. A paste of it stops bleeding from leech-bites. A decoction of it is used as a cooling lotion in conjunctivitis. Boiled in milk and sweetened with sarkara, turmeric is a popular remedy for cold. Fumes of burning turmeric passed into the nostrils relieve coryza. Internally halad is given in affections of the liver and jaundice. On account of its yellow colour, cloth dipped in its paste is employed as an eye-shade. It is used in urinary diseases, and with saji-khar as an internal application to reduce indolent swellings.

R. N. Khory. Vol. II. p. 595.

**ઉલ્લેખ**--રૂ. નિ. પા. ૨૫; વનસ્પતિ ગુણાદર્શ પા. ૬૬૫; Indig. Drugs p. 107; Indi. Medi Plants p. 1250.

## ૩૭૪ ષટ્કચુરો.

### N. O. Scitamineæ.

નામોઃ—कर्चूरः, गंधमूलः, शठी, द्राविडः (સંસ્કૃત); કચુરો, ષટ્કચુરો (ગુજરાતી); કચોરા (મરાઠી); Long zedoary-લોંગ ઝીડોઅરી (અંગ્રેજી); Curcuma zedoaria-કરકયુમા ઝેડોએરીયા (લેટીન).

परिचय— वर्षाभवो हरिद्राभदलः कंदी सुगंधिकः ।
दृढः शुभ्रो न च स्निग्धः शुभः कर्चूरको मतः ॥
॥ शिवदत्तः ॥

ગુણાઃ— कर्चूरो दीपनो रुच्यः कटुतिक्तक एव च ।
सुगंधिः कटुपाकः स्यात् कुष्ठार्शोव्रणकासनुत् ॥
उष्णो लघुः हरेत् श्वासगुल्मवातकफक्रमीन् ॥
॥ भा. प्र. ॥

कर्चूरो दीपनो रुच्यः कुष्ठार्शोव्रणकासनुत् ।
उष्णो लघुर्जयेत् श्वासगुल्मवातकफक्रमीन् ॥
॥ म. नि. ॥

कर्चूरः कटुतिक्तोष्णः कफकासविनाशकः ।
मुखवैशद्यजननो गलगंडादिदोषनुत् ॥
रोचनः कटुपाकोऽस्रपित्तकृत् कफवातहृत् ।
कासश्वासक्रमिप्लीहकुष्ठार्शोव्रणगुल्महृत् ॥
॥ ग. नि. ॥

कर्चूरो मरुदामघ्नो दीपनो रक्तपित्तकृत् ।
अजीर्णजरणश्वासेष्ववपस्मारेऽपि पूजितः ॥
वनप्रियो गंधसारस्तु अजीर्णजरणः परः ॥
॥ रा. नि. ॥

વર્ણન—કચુરાના છોડ હિંદુસ્તાનના ઘણા ભાગોમાં મળી આવે છે. તેનાં પત્ર હળદરને મળતાં આવે છે. છોડની નીચે આંબાહલદર સરખો કંદ થાય છે તે દવા તરિકે વપરાય છે. તેમાં સુગંધ છે, માટે તેને "ગંધમૂલ" કહે છે. રૉકસબર્ગ કહે છે કે આ છોડ ચિતાગાંગનો સ્થાનિક છે. એઈન્સ્લીના કહેવા પ્રમાણે હિંદુસ્તાન, કોચીનચીન અને ઓટેહિતનો તે સ્થાનિક છે.

ગુણ-ઉપયોગ—ઘણા જુના વખતથી આનો દવા તરિકે ઉપયોગ કર-

વામાં આવે છે. આનો રસ કડવો અને તીખો છે; દીપન, પાચન, સુગંધિ, ઉષ્ણ, અને મ્હોં સાફ કરનાર છે. કુષ્ઠ, અર્શ, વ્રણ, કાસ, શ્વાસ, ગુલ્મ, વાત, કફ અને કૃમિમાં તે હિતકારી મનાય છે. ગમે તેવું અજીર્ણ તોડવામાં તેની ખ્યાતિ સારી છે. અપસ્માર અને શ્વાસમાં પણ તે પ્રશસ્ત ઔષધ છે. તે વાયુને પણ મટાડનાર છે.

**નવ્યમત**—આનો ગાંઠોવાળાં મૂળીયાંનો કકડો કફ પાડી નાખવાને માટે મોંઢામાં રાખી ચવરાવવામાં આવે છે. ( આ. સરજન. આનંદચંદ્ર મુકરજી. નાખોલી. ). ઉપલેપક, કફઘ્ન અને ઉત્તેજીત કરવાને સારૂ આનું આશરે ૧ ડ્રામ ચૂર્ણ આપવામાં આવે છે. ( સી. સરજન. મેકોનેકી. એમ. ડી. શાહજહાનપોર ). આ બજારનો કચુરો અંગરાગ બનાવવાનું સુવાસિત દ્રવ્ય છે અને તે ચામડીનાં જુનાં દરદોને મટાડવા માટે વપરાય છે. તે પીવાથી તાવ અને સળેખમમાં મંદ ઉત્તેજક અને સ્ટીમ્યુલન્ટ છે. (સખારામ અરજુન ). ગવૈયા લોકો ચીકણું થુંક તથા ગળું સાફ કરવા સારૂ મ્હોંમાં કચુરો રાખે છે. વાયુનળિકાના ઉપલા ભાગમાં અથવા તેના દ્વારમાં વરમ થયો હોય તો તે મટાડવા સારૂ મ્હોંઢામાં રાખવાને કામમાં આવે છે. કફ અને ઉધરસ મટાડવા માટે તેનો ઉકાળો સાકર, તીખાં અને જેઠીમધ સાથે મેળવીને લેવાય છે. ( સીવીલ સરજન થૌરંટન. મોંગીર. )

**वक्तव्य**—આનો એક પણ સ્વતંત્ર ઉપયોગ મ્હને ચરકસુશ્રુતમાંથી તેમજ ગદનિગ્રહ, વૃંદ વિગેરેમાંથી પણ મળ્યો નથી. ચરક એને હિક્કાનિગ્રહણ અને શ્વાસહર દશેમાનિમાં ગણાવે છે. " पाठा तृषा शठी....विद्याद् ग्राहि त्रिदोषघ्नम् "–શાકની ગણતરી કરાવતી વખત આમ લખેલું છે. અર્શમાં અને અતિસારમાં શઠીશાક હિત ગણાવ્યું છે. વાતવ્યાધિમાં, હૃદ્રોગમાં, કાસમાં, ગ્રહણીમાં, જ્વરમાં, રાજ્યક્ષ્મામાં અને ગુલ્મમાં બીજાં સાથે ષટ્કચુરો છુટથી વપરાયો છે–કાસમાં સર્વથી વિશેષ. જીવનના પાઠમાં, અગસ્ત્યહરીતકીના પાઠમાં અને અમૃતપ્રાશઘૃતમાં પણ ' શઠી ' નાખવામાં આવેલું છે. ઉદરમાં નારાયણચૂર્ણના પાઠમાં શઠી વપરાયલું છે. સુશ્રુતમાં ફક્ત જ્વર, ગુલ્મ અને શ્વાસકાસમાં બહુ જ ઓછી જગોએ તે વપરાયલું જણાય છે. જ્વરમાં શઠ્યાદિ ક્વાથ અને બૃહત્યાદિ ક્વાથ મશહૂર છે. તે બન્ને ક્વાથોમાં ષટકચુરો યોજાયલો છે. એના દીપન પાચન ગુણને લીધે તે સંગ્રહણીમાં પણ યોજાયલો છે.

ઉલ્લેખ—Indi Medi. Plants p. 1247; રૂ. નિ. ખા. ૨૬૩.

## ૩૭૫ આંબાહળદર.

### N. O. Scitamineæ.

**નામો**—आम्रगंधहरिद्रा, अम्लनिशा, आम्रनिशा, वनहरिद्रा ( સંસ્કૃત ); આંબાહળદર ( ગુજરાતી ); આંબેહલદ ( મરાઠી ); આંબાહલદી ( હિંદી ); Mango ginger-મેંગો જીંજર ( અંગ્રેજી ); Curcuma amada-કુરકયુમા ઍમેડા ( લેટીન ).

**परिचय**—

दार्वीभेदाम्रगंधा च सुरभि दारुदारु च ।
कर्पूरो पद्मपत्रा स्यात् सुरीमत्सुरतारका ॥

॥ भा० प्र ॥

**ગુણાઃ**—

आम्रगंधहारिद्रा या सा शीता वातला मता ।
पित्तहृन्मधुरा तिक्ता सर्वकंडूविनाशिनी ॥

वातरक्तं गरं हन्ति वृष्या स्यात्सन्निपातजित् ।
अम्ला रुचिप्रदा लघ्वी दीपनी च वरा सरा ॥

कफं घोग्रव्रणं कासं श्वासं हिक्कां ज्वरं जयेत् ।
अभिघातभवं शोथं लेपाच्छीघ्रं विनाशयेत् ॥

शोली वनहरिद्रा स्यात् वनारिष्टयवशोलिका ।
शोलिका कटुका गौल्या रुच्या तिक्ताग्निदीपनी ॥

॥ रा० नि ॥

**વર્ણન**—" આ છોડ બંગાળામાં અને બીજા કેટલાક પહાડો ઉપર જંગલી રીતે ઉગેલા પુષ્કળ મળી આવે છે. નૅર્ન સાહેબ, કોંકણમાં પણ એ વર્ષાઋતુમાં સર્વત્ર ઉગેછે એમ જણાવે છે. ( જુઓ-નૅર્ન પા. ૩૩૫ ). તેનાં પાંદડાં કમળના સરખાં થાય છે, વરસાદના પાછળના અર્ધો ભાગ પછી તેમાં ફુલો આવે છે. આ છોડની નીચે ગાંઠો થાય છે તે દવા તરિકે વપરાય છે. સ્વાદ મધુર, તુરો અને કાંઇક કડવો હોય છે. તેની ગંધ આંબાના પાનના રસના જેવી હોય છે અને તેથી તેને " આમ્રગંધા " કહેવામાં આવે છે. "

( ' વનસ્પતિ ગુણાદર્શ ' )

**ગુણ અને ઉપયોગ**—આંબાહળદર ઠંડી છે, તેથી વાયુને કરનાર અને પિત્તને હરનાર છે. તે દરેક જાતની ખરજને મટાડે છે; વાતરક્ત અને વિષને મટાડે છે; સન્નિપાતજિત્ પણ કહેવાય છે. તે અમ્લ છે તેથી રૂચિપ્રદ છે; હલકી છે, અગ્નિનું દીપન કરનાર છે, દસ્ત સાફ લાવનાર છે. ઉગ્ર વ્રણ, શ્વાસ,

કાસ, હિક્કા, જ્વર અને વાગવાથી થયેલા સોજો-વિગેરેને તે મટાડે છે. કંઇ પણ વાગવાથી લોહી જામી ગયું હોય તો તે ઉપર આંબાહળદરનો લેપ કરવાથી જામી ગયેલું લોહી વીખરાઇ જાય છે અને સોજો મટે છે. લોકો વાગ્યા ઉપર આંબાહળદર, મેંદાલકડી, સાજીખાર વિગેરેને ગરમ કરીને ચોપડે છે. ગાંઠો લીલી હોય ત્યારે લોકો તેનો અથાણા તરિકે ઉપયોગ કરે છે એમ કહેવાય છે.

**वक्तव्य**—ચરક, સુશ્રુત, વાગ્ભટ વિગેરે પ્રાચીન ગ્રંથોમાંથી આંબાહળદરનો ઉલ્લેખ મળી આવતો નથી. ધન્વન્તરિનિઘંટુમાં, રાજનિઘંટુમાં અને ભાવપ્રકાશમાં આનો ઉલ્લેખ જણાય છે.

**Medicinal Uses**—The dried rhizome is used as a carminative and aromatic adjunct to other medicines. It is also used externally, bruised in oil, as an application in sprains and bruises. ( Indigenous Drugs of India ).

**નોંધ**—C. Aromatica ને ડાૅ. કીર્તિકર ગુજરાતી નામોમાં કપુરકાચલી અને સંસ્કૃતમાં (વનહરિદ્રા) જણાવે છે. આંબાહલદરને તેઓ C. amada કહે છે.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 1249; વનસ્પતિ ગુણાદર્શ પા. ૩૪૬; રૂ. નિ. પા. ૨૬; N. p. 335; Indig. Drugs p. 106

---

## ૩૭૬ કપુરકાચલી.

### N. O. Scitamineæ.

**નામો**—शठी, गंधालुः, सुगंधमूला ( સંસ્કૃત ); કપુરકાચલી ( ગુજરાતી ); કપૂરકચરી ( મરાઠી ); ગંધપલાશી ( હિંદી ); Hedychium spicatum—હેડીચીયમ સ્પાઇકેટમ્ ( લેટીન ).

**परिचय**— शठी विस्तीर्णवल्ली स्यात् सुगंधा गंधमूलिका ।

॥ शिवदत्तः ॥

शट्यां शठीपलाशश्च ज्ञेया पृथुपलाशिका ।
सुगंधमूला गंधाली षड्ग्रन्था सुव्रतावधू ॥
सोमसंभवा....हिमोद्भवा, सुगंधा, गंधमूलिका ॥

॥ रा. नि ॥

**गुणाः**— भवेद्गंधपलाशी तु कषाया ग्राहिणी लघुः ।
तिक्ता तीक्ष्णा च कटुका ह्युष्णास्यमलनाशिनी ॥

आमकासव्रणश्वासशूलहिध्माग्रहापहा ।
गुल्मं रक्तरुजं वातं त्रिदोषं च ज्वरं हरेत् ॥

**વક્તવ્ય**—ષટ્કચુરો–Curcuma zedoary–અને કપુરકાચલી એક જ નૈસર્ગિક વર્ગની સુગંધી વસ્તુઓ છે. शटी, शठी, શબ્દો ષટ્કચુરા માટે વપરાય છે; પણ શિવદત્તે બન્નેનો ભિન્ન ભિન્ન પરિચય આપ્યો છે છતાં નામ બન્નેનું शठी કાયમ રાખ્યું છે. ષટ્કચુરાના છોડ થાય છે, જ્યારે કપુરકાચલીના વેલા થાય છે. તે સુગંધી પદાર્થ છે. તેના કંદના નાના નાના ટુક કરી સૂકવે છે અને બજારમાં તે વેચાતા મળે છે. અબીલઆદિ ખુશબો કરવા માટે તેનો ઉપયોગ થાય છે. આ હિમાલયમાં થાય છે.

**ગુણ–ઉપયોગ**—કપુરકાચલી કષાય, ગ્રાહી, લઘુ, તિક્ત, તીક્ષ્ણ, કટુ, ઉષ્ણ, મલનાશક છે; આમ, કાસ, વ્રણ, શ્વાસ, શૂલ, હેડકી, ગુલ્મ, વાત વિગેરેને હણનાર છે. સ્વ. તિલકચંદ તારાચંદ વૈદ્ય કપુરકાચલીનો ઉપયોગ ઉલટી, હેડકી, હીસ્ટીરીયા, વરાધ વિગેરે ઉપર કરવા કહે છે, અને તે કંઈક અંશે કામ પણ કરે છે.

ડૉ. કીર્તિકર કહે છે કે આ છોડને કપુરકાચલી કહેવી એ ભૂલ છે. ખરી કપુરકાચલી એ Kœmpferdie galanga છે. મરાઠી નામ સોનટક્કા ( H. spicatum ) છે.

**ઉલ્લેખ**—રૂ. નિ. પા. ૨૮; Indi. Medi. Plants p. 1254.

---

## ૩૭૭ આદુ—સુંઠ.

### N. O. Scitamineæ.

**નામો**—आर्द्रक, श्रृंगवेर, विश्वभैषज्य, नागर ( સંસ્કૃત ); આદુ ( ગુજરાતી ); જીંજર રૂટ ( અંગ્રેજી ); Zinziber officinale–ઝીંઝીબર ઓફીસીનેલ ( લેટીન ).

**गुणाः**—

कटूष्णमार्द्रकं हृद्यं विपाके शीतलं लघु ।
दीपनं रुचिदं शोफकफकण्ठामयापहम् ॥
कफानिलहरं स्वर्यं विबन्धानाहशूलजित् ।
कटूष्णं रोचनं वृष्यं हृद्यं चैवार्द्रकं स्मृतम् ॥

॥ ध. नि; रा. नि. ॥

स्निग्धोष्णा कटुका शुण्ठी वृष्या शोथकफारुचीः ।
हन्ति वातोदरश्वासपाण्डुश्लीपदनाशिनी ॥

॥ ध० नि. ॥

शुण्ठी कटूष्णा स्निग्धा च कफशोफानिलापहा ।
शूलविबन्धोदराध्मानश्वासश्लीपदहारिणी ॥

॥ रा. नि. ॥

शुण्ठी रुच्यामवातघ्नी पाचनी कटुका लघुः ।
स्निग्धोष्णा मधुरा पाके कफवातविबन्धनुत् ॥
वृष्या स्वर्या वमिश्वासशूलकासहृदामयान् ।
हन्ति श्लीपदशोथार्शआनाहोदरमारुतान् ॥
आग्नेयगुणभूयिष्ठात् तोयांशं परिशोष्य यत् ।
संगृह्णाति मलं तत्तु ग्राहि शुंठ्यादयो यथा ॥
विबन्धभेदिनी या तु सा कथं ग्राहिणी भवेत् ।
शक्तिर्विबन्धभेदे स्यात् यतो न मलपातने ॥

॥ भा० प्र० ॥

चरक—

१ मूत्रमार्गात् सरुजं रक्तस्रुतौ—....नागरकैः शृतं वा....पयः ....प्रयोज्यं सितया ॥ चि० ४–८२.

२ अर्शःसु—सनागरं चित्रकं वा शीधुयुक्तं प्रयोजयेत् ॥ चि० अ–९.

३ अतिसारे—ह्रीबेरशृंगवेराभ्यां पक्वं वा पाययेज्जलम् ॥ चि. अ–१०

४ क्षतक्षीणे—....कल्पोऽथ शुण्ठीमधुकयोस्तथा ॥ चि. अ–११

५ शोथे—प्रयोजयेदार्द्रकनागरं वा तुल्यं गुडेनार्धपलाभिवृद्ध्या । मात्रापरं पञ्चपलानि मासं जीर्णे पयोयूषरसान्नभोक्ता ॥ गुल्मोदरार्शःश्वयथुप्रमेहान् श्वासप्रतिश्यालसकाविपाकान् । सकामलां शोषमनोविकारान् कासं कफं चैव जयेत्प्रयोगः ॥

चि. अ–१७–४४–४९.

६ उदरे—शृंगवेरार्द्रकरसः पाने क्षीरसमो मतः। तैलं रसेन तेनैव सिद्धं दशगुणेन वा ॥ चि. अ–१८.

७ आमपाचनार्थे—नागरञ्चोष्णवारिणा ॥ चि. अ–१९.

सुश्रुत— ८ कर्णशूले—कर्णशूले तु शृंगवेररसं तैलमधुसंसृष्टं सैन्धवोपहितं सुखोष्णं कर्णे दद्यात् ॥ चि. अ–५.

९ कामलायाम्—....कामलिनां....हिता ।....सगुडा शुण्ठी ॥ उ. अ–४४.

१० गुल्मे—पिबेत्रिवृन्नागरं वा ॥ उ. अ–४२.

वाग्भट— ११ कर्णशूले—....आर्द्रकस्य स्वरसः श्रेष्ठः कदूष्णः कर्णपूरणे ॥ उ. १८–१२.

वृन्द— १२ सन्निपातज्वरे—आर्द्रकस्वरसोपेतं सैन्धवं कटुकत्रयम्। आकण्ठं धारयेदास्ये निष्ठीवेच्च पुनः पुनः ॥ तेनास्य हृद्गतः श्लेष्मा मन्या-पार्श्वशिरोगलात् । लीनोऽप्याकृष्य वा शुष्को लाघवं चास्य जायते ॥ पर्वभेदो ज्वरो मूर्च्छा निद्राकासगलामयाः । मुखाक्षि-गौरवं जाड्यमुत्क्लेशश्चोपशाम्यति ॥ ॥ ज्वराधिकारे ॥

१३ अग्निसंदीपनार्थे—भोजनाग्रे सदा पथ्यं जिह्वाकंठविशोधनम् । अग्निसंदीपनं हृद्यं लवणार्द्रकभक्षणम् ॥ ॥ अजीर्णाधिकारे ॥

१४ अजीर्णे—गुडेन शुंठीमथवा....आमेष्वजीर्णेषु गुदामयेषु वर्चो-विबन्धेषु च नित्यमद्यात् ॥ । अजीर्णाधिकारे ।

१५ आमवाते—शुंठीगोक्षुरकक्वाथः प्रातः प्रातर्निषेवितः । सामे वाते कटीशूले पाचनो रुग्विनाशनः ॥ ॥ आमवाताधिकारे ॥

१६ ग्रहण्याम्—घृतं नागरकल्केन सिद्धं वातानुलोमनम् ॥ ग्रहणी-पाण्डुरोगघ्नं प्लीहकासज्वरापहम् ॥ । ग्रहण्यधिकारे ।

१७ हिक्कायाम्—....नागरं गुडसंयुक्तं हिक्काघ्नं नावनत्रयम् ॥ ॥ हिक्काश्वासाधिकारे ॥

१८ उरुस्तंभे—....अथ नागरम् । उरुस्तंभे पिबेत् मूत्रैः दशमूल-रसेन वा ॥ । उरुस्तंभाधिकारे ।

१९ हृद्रोगे—नागरं वा पिबेदुष्णं कषायं चाग्निवर्धनम् । कासश्वासानिलहरं शूलहृद्रोगनाशनम् ॥ ( हृद्रोगाधिकारे )

२० श्लीपदे—....पिबेद्वं वा नागरं....॥ ॥ श्लीपदाधिकारे ॥

चक्रदत्त— २१ अतिसारे—कृत्वालवालं सुदृढं पिष्टैर्वामलकैः भिषक्। आर्द्रकस्वरसेनाशु पूरयेन्नाभिमण्डलम् । नदीवेगोपमं घोरं अतिसारं निरोधयेत् ॥ ॥ अतिसारचिकित्सा ॥

२२ कासे—स्वरसं शृंगवेरस्य माक्षिकेण समन्वितम् । पाययेत् श्वासकासघ्नं प्रतिश्यायकफापहम् ॥ । कासचि० ।

२३ शिरोरोगे—नागरकल्कविमिश्रं क्षीरं नस्येन योजितं पुंसाम् । नानादोषोद्भूतां शिरोरुजां हन्ति तीव्रतराम् ॥ शिरोरोगचि०

शार्ङ्गधर— २४ आमातिसारसंभवायां पीडायाम्—चूर्णं किंचित् घृताभ्यक्तं शुण्ठ्या एरण्डजैर्दलैः । वेष्टितं पुटपाकेन विपचेन्मन्दवह्निना ॥ तत उद्धृत्य तच्चूर्णं ग्राह्यं प्रातः सितान्वितम् । तेन यान्ति शमं पीडा आमातिसारसंभवाः ॥

२५ वृषणवाते—आर्द्रकस्वरसः क्षौद्रयुक्तो वृषणवातनुत् ॥

भावप्रकाश— २६ विषमज्वरे—महाबलामूलमहौषधाभ्याम् क्वाथो निहन्याद्विषमज्वरं हि । शीतं सकम्पं परिदाहयुक्तम् विनाशयेत् द्वित्रिदिन—प्रयोगात् ॥

२७ विशूचिकायाम्—बिल्वनागरनिःक्वाथो हन्याच्छर्दिविसूचिकाम् ॥

२८ खर्जूरशृंगाटकातिभक्षणाज्जाते अतिसारे—खर्जूरशृंगाटकयोः प्रशस्तं विश्वौषधम् ॥

२९ शीतपित्ते—आर्द्रकस्य रसः पेयः पुराणगुडसंयुतः । शीतपित्तापहः श्रेष्ठो वह्निमान्द्यविनाशनः ॥

शोढल— ३० ग्रहण्याम्—अतिसारसंहरणमग्निहितं ग्रहणीविकारगुदकीलहरम् । जठरार्तिशोफगररुक्शमनं सुमहौषधं जगति तक्रयुतम् ॥

३१ आमवाते शुंठीघृतम्—

नागरक्वाथकल्काभ्यां घृतप्रस्थं विपाचयेत् ।
चतुर्गुणेन तेनाथ केवलेनोदकेन वा ॥
वातरक्तप्रशमनमग्निसंदीपनं परम् ।
नागरं घृतमित्युक्तं कंठ्यामशूलनाशनम् ॥

३२ वृश्चिकविषे—नागरं वारिणा घृष्टं नराणां नस्यकर्मणि । विषं वृश्चिकदष्टानां हरेदेकं प्रभावतः ॥

३३ अर्शसि गुडार्द्रकयोगः—गुडार्द्रकं भक्षयित्वा मदिरातर्पणं पिबेत् । सस्नेहैः सक्तुभिः युक्तं बद्धविट् गुदजातुरः ॥

३४ मूर्च्छायाम्—....गुडार्द्रकं प्रातः । सप्ताहात्पथ्यभुजो मदमूर्च्छा-कामलोन्मादान् ॥

राजमार्तण्ड— ३५ क्षुद्बोधार्थ—

प्रातर्यवक्षारमहौषधाभ्यां चूर्णेन तुल्येन विमिश्रितं यः ।
लेढि घृतं तस्य न शाम्यति क्षुद्यो वा पिबत्युष्णजलेन शुंठीम् ॥

માત્રા—સ્વરસ ૧ થી ૨ તોલા; ચૂર્ણ બેઆનીભારથી પા તોલો.

## વૈદ્યકમાં આદુ–સુંઠનો ઉપયોગ

ચરક— ૧ વેદના સાથે પેસાબ વાટે લોહી પડતું હોય તો—બકરીના દુધ શેર ૦॥ માં પા તોલો સુંઠનું ચૂર્ણ નાખી, સાકર નાખીને, ઉકાળીને પી જવું. ચિ. ૪–૮૨.

૨ અર્શમાં—ચિત્રાનું મૂળ અને સુંઠ—બન્ને પકાવેલા શેરડીના રસ સાથે પીવાં. ચિ. અ. ૯.

૩ અતિસારમાં—વાળો અને આદુ નાખીને પકાવેલું પાણી પીવું. ચિ. ૧૦.

૪ ક્ષત પડયું હોય અને સૂકાતો હોય તો—સુંઠ અને જેઠીમધનું ચૂર્ણ સમાન વજને દુધ સાથે પીધા કરવું. ચિ. અ.–૧૬.

૫ સોજા ચઢયા હોય તેમાં—આદુ અને ગોળ સમાન ભાગે ખાવાનું શરૂ કરવું. હમેશાં બબ્બે તોલા પ્રમાણ વધારતા જવું. એટલે કે આજે ૦॥ તોલો આદુ અને ૦॥ તોલો ગોળ

ખાવાં, તો આવતી કાલે ૧ાા તોલો આદુ અને ૧ાા તોલો ગોળ ખાવાં. આમ બબ્બે તોલા વધારતા જવું. જ્યારે પાંચ પલ એટલે ૨૦ તોલા જેટલી માત્રા હમેશની થાય ત્યારે અટકવું, અને પાછું ઉતરવું. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે દવા સારી રીતે પચી જાય એટલે દુધ, યૂષ, રસ અને ભાત વિગેરે ખાવાનું છે. આ પ્રયોગથી ગુલ્મ, ઉદર, મસા, સોજા, પ્રમેહ, શ્વાસ, સળેખમ, કૅાલેરા, કમળો, શોષ, મનોવિકાર, કાસ, કફ, વિગેરે મટે છે. ચિ. ૧૭–૪૪–૪૫.

૬ **ઉદરમાં**–આદાનો રસ અને દુધ સમાન ભાગે પીવું. અથવા તેલથી દશ ઘણા આદુના રસમાં તેલ પકાવીને લેવું, અને તે ઉપયોગમાં લેવું. ચિ. અ.–૧૮.

૭ **આમપાચન માટે**–ગરમ પાણી સાથે સુંઠ તો. ૦। ફાકી જવી.

સુશ્રુત— ૮ **કાનમાં ચસકા મારતા હોય અથવા તો કાનમાં દુખાવો થતો હોય તો**–આદુનો રસ, થોડુંક તેલ, થોડુંક મધ અને સિંધાલુણ--આ બધું ભેગું કરીને સ્હેજસાજ ગરમ કરીને કાનમાં ટીપાં નાખવાં ચિ. અ. ૫.

૯ **કમળામાં**–ગોળ સાથે સુંઠનું સેવન કરવું. ઉ. અ. ૪૪.

૧૦ **ગુલ્મમાં**–નસોતર અને સુંઠ પાણી સાથે ફાકવાં. ઉ. અ. ૪૨.

વાગ્ભટ— ૧૧ **કર્ણશૂળમાં**–આદુના રસને સ્હેજ ગરમ કરીને કાનમાં તેનું ટીપું મૂકવું. ઉ. ૧૮–૧૨.

વૃંદ— ૧૨ **સન્નિપાતજ્વરમાં**–આદુના રસના સિંધાલુણ અને ત્રિકટુ ( સુંઠ, મરી, પીપર ) નાખીને મ્હોંમાં કોગળા ભરવા. કોગળા વારંવાર ભરવા અને વારંવાર થુંકી કાઢવા. આ પ્રમાણે કરવાથી ગળાના પાછલા ભાગમાં, બન્ને પડખામાં, માથામાં, ગળામાં બાઝેલો સુકો કફ બહાર ખેંચાઈ આવશે; દરદીને તેનું શરીર હલકું જણાશે. પર્વભેદ (સાંધા દુખતા હોય તે), જ્વર, મૂર્છા, નિદ્રા, ખાંસી, ગળાના રોગો, મ્હોંની ચીકાશ, આંખોનું ભારેપણું, શરીરની જડતા, ઑાળ વિગેરે શાંત થઈ જાય છે. ( જ્વરાધિકાર )

૧૩ **અગ્નિ વધારવા માટે**–ભોજન પહેલાં હમેશાં સિંધાલુણ નાખીને આદુનું કચુંબર ખાવું. જીભ અને કંઠ શુદ્ધ થાય

છે, જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે અને ખોરાક ઉપર ઠીક રૂચિ થાય છે.
(અજીર્ણાધિકારમાં).

૧૪ **અજીર્ણમાં**–અજીર્ણ હોય, મસા હોય અને ઝાડો બહુ જ બંધાઇને આવતો હોય તો ગોળ અને સુંઠ સમાન વજને હમેશાં ખાવાં.

૧૫ **આમવાતમાં**–ગોખરૂ અને સુંઠનો કવાથ સવારે સવારે પીધા કરવો. આમવાત, કટીશૂલ–ની પીડા નાશ પામશે અને દોષનું પાચન થશે.

૧૬ **ગ્રહણીમાં**–સુંઠના કલ્કથી ઘી પકાવી લેવું. એ ઘી વાયુનું અનુલોમન કરનાર છે; ગ્રહણી, પાંડુ, પ્લીહ, કાસ અને જ્વરને હરનારૂં છે.

૧૭ **હેડકીમાં**–સુંઠ અને ગોળનું નસ્ય આપવાથી હેડકી બેસી જાય છે.

૧૮ **ઉરૂસ્તંભમાં**–ગોમૂત્ર સાથે અથવા દશમૂળના રસ સાથે સુંઠ પીવાથી ઉરૂસ્તંભ મટે છે.

૧૯ **હૃદ્રોગમાં**–સુંઠનો ગરમાગરમ કાઢો પીવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે, કાસ, શ્વાસ, વાયુ મટે છે અને શૂળ તથા હૃદ્રોગ નાશ પામે છે.

૨૦ **શ્લીપદમાં (હાથીપગામાં)**–ગોમૂત્ર સાથે સુંઠ લેવી.

ચક્રદત્ત— ૨૧ **અતિસારમાં**–નદીના વેગ જેવો ઝાડો થતો હોય અને તે ન જ અટકતો હોય તો આંબળાંનું બારીક ચૂર્ણ પાણીમાં વાટીને ડુંટીની આસપાસ તેની પાળ બનાવવી. પછી એની અંદર (ડુંટીની આસપાસ પાળ કરી હોય તેમાં) આદુનો રસ ભરવો અને રાખી મૂકવો. આથી ઝાડો તુરતજ અટકી જાય છે.

૨૨ **ખાંસીમાં**–આદુનો રસ મધ નાખીને પીવાથી શ્વાસ, ખાંસી સળેખમ અને કફ મટે છે.

૨૩ **માથાના રોગમાં**–સુંઠના કલ્કથી દુધ પકાવી લેવું. આ દુધનું નસ્ય લેવાથી ગમે તેવી તીવ્ર શિરોરૂજા મટે છે.

શારંગધર—૨૪ **આમાતિસારની પીડામાં**–સુંઠના ચૂર્ણને સ્હેજસ્હાજ ઘીનું મોવણ આપીને ઉપર એરંડાનાં પાતરાં વીંટાળી પુટપાક આપવો. પછી તે સુંઠનું ચૂર્ણ લઈ લેવું. તેને

સવારમાં સાકર નાખીને પીવાથી આમાતિસારની પીડા મટી જાય છે.

૨૫ વૃષણુવાતમાં–આદુનો રસ, મધ સાથે લેવાથી વૃષણુવાત મટે છે. વૃષણુ એટલે અંડ ( testicles ).

ભાવપ્રકાશ—૨૬ વિષમજ્વરમાં–મહાબલાનાં મૂળ અને સુંઠ–એ બન્નેનો કવાથ પીવાથી વિષમજ્વર મટે છે. ગમે તેવી ઠંડી અને કંપારી સાથે તાવ આવતો હોય તો તે પણ બે ત્રણ દિવસના પ્રયોગથી મટી જાય છે.

૨૭ કોલેરામાં–બીલાનો ગર્ભ અને સુંઠ–એ બન્નેનો કવાથ પીવાથી કોલેરાની ઉલટી અને ઝાડા મટી જાય છે.

૨૮ ખજુર, શીંઘોડાં વિગેરેથી થએલા ઝાડામાં–સુંઠનો ઉકાળો પીવો અથવા સુંઠ ફાકવી.

૨૯ શીળવામાં–જુના ગોળ સાથે આદુનો સ્વરસ લેવાથી શીળવા મટે છે અને અગ્નિમાંદ્ય પણ મટે છે.

શોઢલ— ૩૦ ગ્રહણીમાં–સુંઠ, છાશ સાથે હમેશાં સેવન કરવાથી અતિસાર, ગ્રહણીવિકાર, અર્શ, જઠરની પીડા, શોફ, ઝેરની અસર–વિગેરે મટાડે છે.

૩૧ આમવાતમાં શુંઠીઘૃત–સુંઠના કલ્ક અને કવાથથી ઘી એક પ્રસ્થ પકાવવું ( ઘૃતવિધિ પ્રમાણે ). તે ઘી વાતરક્તને શમાવનાર, અગ્નિનું દીપન કરનાર, કંઠ સુધારનાર અને આમનું શૂલ મટાડનાર છે.

૩૨ વૃશ્ચિકવિષમાં–પાણીમાં સુંઠ ઘસીને તેનું નસ્ય આપવાથી વાછીનું ઝેર ઉતરી જાય છે.

૩૩ અર્શમાં–સુંઠ અને ગોળ ખાઇને ઉપરથી મદિરાનું તર્પણ લેવું. ખોરાકમાં ખાટા, સ્નેહવાળા પદાર્થો લેવા. તેથી ઝાડાની કબજીયાત સાથે હોય એવા હરસ મટે છે.

૩૪ મૂર્છામાં–આદુનો રસ અને ગોળ, સાત દિવસ સુધી સવાર સવારમાં પથ્ય ખોરાક સાથે સેવન કરવાથી મદ, મૂર્છા, કમળો અને ઉન્માદ મટે છે.

રાજમાર્તંડ-૩૫ ભુખ ઉઘાડવા માટે–પાવલીભાર જવખાર, પાવલીભાર સુંઠ અને અધોભાર ઘી–આ ખાવાથી ભુખ ઉપડે છે; અથવા સુંઠ એકલી ગરમ પાણી સાથે પીવાથી પણ ભુખ ઉપડે છે.

વક્તવ્ય—મહૌષધના ઘણા અર્થો થાય છે. કેટલેક ઠેકાણે महौषधं शृंठी આવો અર્થ ડલ્હણાચાર્યે કરેલો છે (ઉ. ૪૦-૪૪). आर्द्रक અને शृंगवेरनुं નિરુક્ત અમરકોષના ટીકાકાર નીચે પ્રમાણે આપે છેઃ—आर्द्रयति जिह्वाम् (आर्द्रकम्); शृंगमिव बेरं शरीरमस्य इति शृंगवेरः ॥ ચરકના ઉદરના અધ્યાયમાં शृंगवेरार्द्रकरसः पाने क्षीरसमो मतः આમ કહેલું છે. શૃંગવેર અને આર્દ્રક એક હોવા છતાં બન્ને નામો એક જ સાથે લખવામાં કંઈ પ્રયોજન હશે ખરું કે ?

ઉલ્લેખ—Indi Medi. Plants p. 1257; N. p. 337: રૂ. નિ. પા. ૧૯૬; વ. ગુ. પા. ૩૩૬; Materia Medica By R. Ghosh. p. 561.

---

## ૩૭૮ એલચી.

### N. O. Scitamineæ.

નામો—૧ सूक्ष्मैला, बहुला, त्रुटिः (સંસ્કૃત); કાગદી એલચી (ગુજરાતી); Cardamom-કાર્ડેમમ્ (અંગ્રેજી); Elattaria Cardamomum-ઇલેટેરીયા કારડેમૉમમ્ (લેટીન).

૨ स्थूलैला, त्रिपुटा, पृथ्वीका (?), भद्रैला, गोपुटा (સંસ્કૃત); મોટી એલચી (ગુજરાતી); બડી ઈલાયચી (હિંદી); Amomum subelatum-ઍમોમમ્ સુબેલેટમ (લેટીન).

सूक्ष्मैला मूत्रकृच्छ्रार्शःश्वासकासक्षये हिता ॥

॥ शोढलः ॥

एला सूक्ष्मा कफश्वासकासार्शोमूत्रकृच्छ्रहृत् ।
रसे तु कटुका शीता लघ्वी वातहरी मता ॥

॥ भा॰ प्र॰ ॥

त्रुटिः तिक्ता च शीता च रसे कट्वी लघुः स्मृता ।
सुगंधिः पित्तला चैव मुखमस्तकशोधिनी ॥
गर्भपातकरी रूक्षा वातश्वासकफापहा ।
कासार्शःक्षयविड्रुग्बस्तिकंठरुजं हरेत् ॥
मूत्राश्मरीं व्रणं कंडूं नाशयेत् इति कीर्तिता ॥

॥ नि॰ र॰ ॥

स्थूलैला रक्तपित्तघ्नी वमिशुक्राश्मजिद्धिमा ।
तृष्णाहृल्लासकंडूघ्नी पित्तश्लेष्मामयापहा ॥

॥ ग. नि. ॥

स्थूलैला कटुका पाके रसे चानलकृल्लघुः ।
रूक्षोष्णा श्लेष्मपित्तास्रकंडूश्वासतृषापहा ॥
हृल्लासविषबस्त्यास्यशिरोरुग्वमिकासनुत् ॥

॥ भा. प्र. ॥

स्थूलैला रोचनी तीक्ष्णा लघूष्णा कफवातजित् ।
सुगंधिः पाचका शीता चाग्निदीप्तिकरा मता ॥

॥ म. नि. ॥

एलाद्वयं शीतलतिक्तमुक्तं सुगन्धि पित्तार्त्तिकफापहारि ।
करोति हृद्रोगमलार्त्तिबस्तिपुंस्त्वघ्नमत्र स्थविरा गुणाढ्या ॥

॥ रा. नि. ॥

चरक— १ तिमिरे–बस्तमूत्रे त्र्यहं स्थाप्यं एलाचूर्णं सुभावितम् । चूर्णाञ्जनं च तैमिर्यक्रिमिपैल्यमलापहम् ॥ चि. २६–२४४.

सुश्रुत— २ मूत्रकृच्छ्रे–धात्रीफलरसेनैवं सूक्ष्मैलां वा पिबेन्नरः ॥ उ. ५८–४१.

३ उदावर्ते–एलां वाऽप्यथ मद्येन पिबेत् ॥ उ.–५५–२२

शोढल— ४ मूत्रकृच्छ्रे–एला दध्यम्भसा पीता मूत्रकृच्छ्रहरी मता ॥

वृन्द— ५ मूत्राघाते–
दाडिमाम्बुयुतं मुख्यमेलाबीजं सनागरम् ।
पीत्वा सुरां सलवणां मूत्राघाताद्विमुच्यते ॥
( युतामित्यत्रैलाजीरकनागरैरिति योज्यम् ) टीकायाम् ।

बंगसेन— ६ हृद्रोगे–सूक्ष्मैलामागधीमूलं प्रलीढं सर्पिषा सह । नाशयत्याशु हृद्रोगं गुल्मानपि विशेषतः ॥

**વર્ણન**—દ્રાવિડ દેશમાં ઉત્પન્ન થતી હશે તેથી તેને "દ્રાવિડી" નામ આપેલું હશે. અત્યારે પણ એલચી ( નાની ) કુમટા અને મલબાર તરફ વાવવામાં આવે છે. સ્વ. કતોભટ્ટજી લખે છે "તે ઝાડ અકલબેરના જેવાં થાય છે, ફુલ સફેદ અને લાલ, ખુશબોવાળાં થાય છે. જેનાં બી રંગે કાળાં અને રસદાર, ખાવાથી મધુરાં ને શીતળ લાગે એ એલચી સારી અને ગુણવાળી છે. મોટી એલચીની ખુશબો ન્હાની કરતાં ઓછી હોય છે. મોટી એલચી સ્વાદે કડવી અને ચણકબાબ સરખી છે. મોટી એલચી નેપાલ તરફથી આવે છે. સાહિત્યમાં

જ્યાં જ્યાં एला વપરાયલી છે ત્યાં ત્યાં सूक्ष्मैला જ ગણવાની છે. " एलालतास्फालनलब्धगन्धः " ( माघ-तृतीयसर्ग )

## વૈદ્યકમાં એલચીનો ઉપયોગ.

ચરક— ૧ તિમિરમાં-એલચીના બારીક ચૂર્ણને બકરીના મૂત્રની ત્રણ ભાવનાઓ આપવી. એ ચૂર્ણને આંખમાં આંજવાથી તિમિર, ઝાંખી, પૈલ્ય વિગેરે આંખના રોગો મટે છે. ચિ. ૨૬-૨૪૪.

સુશ્રુત— ૨ મૂત્રકૃચ્છ્રમાં-આંબળાંના રસ સાથે ઝીણી એલચીનું ચૂર્ણ લેવું. ઉ. ૮-૪૧.

૩ ઉદાવર્તમાં-દારૂ સાથે એલચીનું ચૂર્ણ લેવું. ઉ. ૫૫-૨૨.

શોઢલ— ૪ મૂત્રકૃચ્છ્રમાં-એલચીનું ચૂર્ણ દહીંના પાણી સાથે પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે.

વૃંદ— ૫ મૂત્રાઘાતમાં-એલચીનું ચૂર્ણ અને થોડીક સુંઠ, જીરૂં અને દાડમના રસ સાથે, સુરામાં લેવાથી મૂત્રાઘાત મટે છે.

બંગસેન— ૬ હૃદ્રોગમાં-એલચીનું બારીક ચૂર્ણ વા. ૪ અને પીપરીમૂળનું ચૂર્ણ વા. ૪, ઘી સાથે ચાટવું. એથી હૃદ્રોગ અને ગુલ્મ મટે છે.

वक्तव्य—શ્વાસહર દશેમાનિમાં, અંગમર્દપ્રશમન દશેમાનિમાં, ચરક એલચીનો ઉલ્લેખ કરે છે. શિરોવિરેચન તરિકે, વમનોપગ તરિકે અને કટુસ્કંધમાં એલચીનો ઉલ્લેખ જણાય છે. વેણો આવતી હોય તે વખતે બીજાં સાથે એલચી પણ સુંઘવામાં આપેલી છે ( શા. ૮-૮૫ ). ઘણીખરી ધૂમવર્તિઓમાં અને આરગ્વધીય અધ્યાયના લેપોમાં એલચી પડેલી છે. લગભગ બધા જ લેપોમાં બીજાં દ્રવ્યો સાથે એલચી યોજાયલી છે.

પિપ્પલ્યાદિગણુમાં અને એલાદિગણુમાં એલચી છે. ફસ ખોલતાં લોહી ન આવતું હોય તો તે ઉપર જે દ્રવ્યો ઘસવાનાં કહ્યાં છે તેમાં એલચી પણ છે. અંજનોમાં બીજાં સાથે એલચી યોજેલી છે.

' પૃથ્વીકા ' શબ્દ સંદિગ્ધ છે. ડલ્હણ પૃથ્વીકાના પર્યાયો નીચે પ્રમાણે આપે છેઃ—

पृथ्वीका— (१) हिंगुपत्रिका, कृष्णजीरकमिति अन्ये । उ. अ-४२

(२) श्यामवर्णः, स्थूलजीरकः। हिंगुपत्रिका इति अपरे ॥ क. अ-६

(३) कृष्णजीरकः ॥ सू. अ-४५.

(४) स्थूलजीरकः । एला इत्यन्ये, हिंगुपत्रिका इत्यपरे ॥ चि. अ-२

વૃંદટીકાકાર શ્રીકંઠ 'પૃથ્વીકા' માટે–कृष्णजीरकम् नतु सूक्ष्मैला टीकाकृद्भिः व्याख्यातत्वात् ॥ ( अ. ९–२५ ) આમ કહે છે.

ચરકમાં एलावर्णी શબ્દ આવે છે. તેનો અર્થ ચરકટીકાકાર નાગબલા, રાસ્ના વિગેરે કરે છે. સ્થૂલૈલાનો ઉપયોગ ક્યાંય જોવામાં આવ્યો નથી.

**Actions & Uses**—Carminative, stomachic, stimulant, aromatic, and masticatory; used for the same purpose as other carminatives. As a corrective it is given in flatulence, griping of purgative and other medicines.

(R. N. Khory p. II p. 597.)

**ભાવાર્થ**—એલચી આધ્માનહર, પાચક, ઉષ્ણ અને સુગંધી છે. પાનના મસાલા સાથે તે છુટથી વપરાય છે. બીજાં આધ્માનહર દ્રવ્યો માફકજ તે વપરાય છે. ગુલ્મમાં, રેચ લીધો હોય અને તેથી ચુંક અને પીડા બહુ થતી હોય તેમાં, તેમજ બીજી દવાઓમાં એલચી શોધક તરિકે વપરાય છે.

( ખોરી. ભા. ૨. પા. ૫૯૭ )

**ઉલ્લેખ**—Indig. Drugs p. 24; વનસ્પતિગુણાદર્શ પા. ૩૭૪; રૂ. નિ. પા. ૧૭૩; Indi. Medi. Plants p. 1261.

---

## ૩૭૯ કુલિંજન.

### N. O. Scitamineæ.

**નામો**—कुलिंजनम्, गंधमूलम् (સંસ્કૃત); કુલિંજન (ગુજરાતી); કોલિંજન (મરાઠી); Alpinia galanga–આલ્પીનીયા ગૅલેન્ગા (લેટીન).

**परिचय**— कुलंजो गंधमूलश्च तीक्ष्णमूलः कुलंजनः ॥

॥ रा. नि. ॥

**गुणाः**— कुलिंजनं कटु तिक्तमुष्णं चाग्निप्रदीपनम् ।
रुच्यं स्वर्यं च हृद्यं च मुखकंठविशुद्धिकृत् ॥
मुखदोषं कफं श्वासं कासं वातं ध्रुवं जयेत् ।
बृहत्कुष्ठगुणैर्ज्ञेयं न्यूनमस्मादिति स्मृतम् ॥

॥ नि. र. ॥

कुलंजः कटुतिक्तोष्णो दीपनो मुखदोषनुत् ॥

॥ रा. नि. ॥

**વર્ણન**—સદ્દગત કૃતોભટ્ટ કહે છે–" મોટાં કુલિંજનનાં મોટાં ઝાડ થાય છે. તેનો દેખાવ દ્રાક્ષના વેલા જેવો હોય છે. એના મૂળને કુલિંજન કહે છે, પણ તે પાનની જડ નથી." નૅર્ન સાહેબ કહે છે–" એની ડાંડી ૬ થી ૭ ફીટ લાંબી હોય છે, ઉપરના ભાગમાં પાંદડાં વધારે આવે છે. પાંદડાં ભલ્લાકૃતિનાં, લીસાં અને ફુલ ધીચોઘીચ કલગીના આકારનાં હોય છે. તે નાનાં અને લીલાશ લેતા સફેદ રંગનાં હોય છે. ફળ નારંગી રંગનાં, નાનાં નાનાં થાય છે. પાંદડાંની કિનારી સફેદ હોય છે. એનું મૂળ તેજ કુલિંજન. હુકર કહે છે કે આખા હિંદુસ્તાનમાં તેનું વાવેતર કરવામાં આવે છે.

**ગુણ**—કુલિંજન કટુ, તિક્ત, ઉષ્ણ અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. તે રૂચિ ઉત્પન્ન કરે છે, સ્વરને માટે સારૂં છે, હૃદયને હિતકર છે; મુખ અને કંઠને વિશુદ્ધ કરનાર છે; મુખના રોગો, કફ, શ્વાસ અને વાયુને મટાડે છે.

**વક્તવ્ય**—પહેલવહેલા ભાવપ્રકાશે આનો ઉલ્લેખ કરેલો છે. ધન્વન્તરિનિઘંટુ વિગેરેમાં આ નથી.

**નવ્યમત**—આની જાત( Species )ના કંદો–Rhizomes–સુગંધી, કટુ અને તિક્ત છે અને તેનો ઉપયોગ જ્વર, આમવાત અને કફનાં દરદોમાં, ક્વાથના રૂપમાં, કરવામાં આવે છે. આ સ્વર શુદ્ધ કરનાર ઔષધ મનાય છે. આ સુગંધી મૂળીઆં વાતઘ્ન તરિકે તેમજ સુગંધી ધૂપની દવાઓમાં નાખવામાં આવે છે. પણ આ ગુણ ખાસ ધ્યાન ખેંચતો નથી. (ચુ સી. દત્ત). ઉપરોક્ત ગુણો કેટલે અંશે આ કુલિંજનને કે આની જ બીજી જાત A. officinarumને લાગુ પડે છે તે નક્કી કહી શકાતું નથી. હાલ તુરત માટે આપણે હિંદુસ્તાનના લેખકોનાં વચનો જ સ્વીકારી લઇશું. પણ ભવિષ્યમાં થનારી શોધખોળ તે ઉપર વધારે પ્રકાશ નાખશે. હિંદમાં અત્યારે પરદેશથી આવતી આ બન્ને નાની મોટી જાતો, ઔષધમાં ઉપયોગી હોવાથી, વપરાય છે. આ નાની મોટી જાતો પૈકીમાંથી કેવી જાત ઔષધમાં વાપરવી યોગ્ય છે, અને હિંદી લેખકોએ જેના ગુણાનુવાદ ગાયા છે તે કઇ જાત છે એ કહેવું હાલ તુરત તો મુશ્કેલ જ છે. ડૉ. ઇરવીન ( Medical Topography of Ajmere ) કહે છે કે–" આ છોડનાં મૂળીઆં ગરમ અને ઉતેજક છે. એમાં સુગંધ છે અને તે બજારૂ દારૂને વધારે જલદ કરવા માટે તેની અંદર નાખવામાં આવે છે." કુલિંજનથી દારૂને સુગંધ આપવાની આ રીત રૂશિઆમાં પણ પ્રચલિત છે. આનાં બીજમાં પણ આવા જ ઔષધીય ગુણો છે.

હકીમો કુલિંજનને નપુંસકપણામાં, વરાધમાં અને અતિસારમાં વાપરે છે. આ જંતુઘ્ન છે. શરીરના કોઇપણ ભાગની દુર્ગંધ અથવા મ્હોંની દુર્ગંધ દૂર

કરવા માટે આ વપરાય છે. મધુપ્રમેહમાં આની ભલામણ થએલી છે." ( આસી. સરજન જે. એન. દે. જયપુર. ) મ્હૈસુર તરફ આ દવાને ઘરગથ્થુ દવા તરિકે વૃદ્ધ લોકો કફનાં દરદોમાં વાપરે છે. (સરજન મેજર જ્હૉન નૉર્થ).
( Indi. Medi. Plants p. 1262. )

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૫૧; Indig. Drugs. p. 20; N. p. 338; Indi. Medi. Plants p. 1262.

---

## ૩૮૦ કેળ.

**N. O. Scitamineæ.**

**નામો**—कदली, रंभा, मोचा, आयतच्छदा, उरुस्तंभा ( **સંસ્કૃત** ); કેળ ( ગુજરાતી ); કેલ ( મરાઠી );–Plantain–પ્લૅન્ટેઇન ( અંગ્રેજી ); Musa paradisiaca–મુસા પૅરેડીસીઆકા ( લેટીન ).

**परिचय**— " अम्बुसारा, निःसारा, स्वादुफला, गुच्छफला, सकृत्फला ॥ "

**गुणाः**— कदली मधुरा शीता रम्या पित्तहरा मृदुः ।
कदल्यास्तु फलं स्वादु कषायं नाति शीतलम् ॥
रक्तपित्तहरं वृष्यं रुच्यं कफकरं गुरु ।
कन्दस्तु वातलो रूक्षः शीतोऽसृक्क्रमिकुष्ठनुत् ।
स्यात्काष्ठकदली रुच्या रक्तपित्तहरा हिमा ॥
गुरुः मन्दाग्निजननी दुर्जरा मधुरा परा ॥

॥ ध. नि. ॥

बालं फलं मधुरमल्पतया कषायम् । पित्तापहं शिशिररुच्यमथापि नालम् ॥
पुष्पं तदप्यनुगुणं क्रिमिहारि कन्दम् पर्णञ्च शूलशमकं कदलीभवं स्यात् ॥

रंभापक्कफलं कषायमधुरं बल्यञ्च शीतं तथा ।
पित्तञ्चास्रविमर्द्दनं गुरुतरं पथ्यञ्च मंदानले ॥
सद्यः शुक्रविवृद्धिदं क्रमहरं तृष्णापहं कान्तिदम् ।
दीप्ताग्नौ सुखदं कफामयकरं संतर्पणं दुर्जरम् ॥
गिरिकदली मधुरहिमा बलवीर्यविवृद्धिदायिनी रुच्या ।
तृड्दाहपित्तशोषप्रशमनकर्त्री च दुर्जरा च गुरुः ॥

सुवर्णमोचा मधुरा हिमा च स्वल्पाशने दीपनकारिणी च ।
तृष्णापहा दाहविमोचना च कफापहा वृष्यकरी गुरुश्च ॥

॥ रा. नि ॥

मोचाफलं स्वादुशीतं विष्टम्भि कफनुद् गुरु ।
स्निग्धं पित्तास्रतृड्दाहक्षतक्षयसमीरजित् ॥
पक्वं स्वादु हिमं पाके स्वादुवृष्यञ्च बृंहणम् ।
क्षुत्तृष्णानेत्रगदहृत् मोहघ्नं रुचिमांसकृत् ॥

माणिक्यमर्त्यामृतचम्पकाद्या भेदाः कदल्या बहवोऽपि सन्ति ।
उक्ता गुणास्तेष्वधिका भवन्ति निर्दोषता स्याल्लघुता च तेषाम् ॥

॥ भा. प्र. ॥

कदलं मधुरं वृष्यं कषायं नातिशीतलम् ।
रक्तपित्तहरं हृद्यं रुच्यं श्लेष्मकरं गुरु ॥
तदेव चम्पकाख्यन्तु वातापित्तहरं गुरु ।
वृष्यञ्चैवातिशीतञ्च मधुरं रसपाकयोः ॥
कदलीमोचकं हृद्यं कफघ्नं कृमिनाशनम् ।
तृष्णाप्लीहज्वरं हन्ति दीपनं बस्तिशोधनम् ॥
कदल्या बलकृन्मूलं वातपित्तहरं गुरु ॥

॥ राजवल्लभः ॥

संपक्वं पनसं मोचं राजादनफलानि च ।
स्वादूनि सकषायाणि स्निग्धशीतगुरूणि च ।
कषायविशदत्वाच्च सौगन्ध्याच्च रुचिप्रदम् ॥

॥ चरकः ॥

मोचं स्वादुरसं प्रोक्तं कषायं नातिशीतलम् ॥
रक्तपित्तहरं वृष्यं रुच्यं श्लेष्मकरं गुरु ॥

॥ सुश्रुतः ॥

योनिदोषहरो दण्डः कादलोऽसृग्दरं जयेत् ।
रक्तपित्तहरः शीतः सुरुच्यो बलवर्धनः ॥

कदल्याः शीतलो बल्यः कन्दः केश्योऽम्लपित्तजित् ।
वह्निकृद्दाहहारी च सुस्वादुः रुचिकारकः
॥ क्षेमकुतूहलम् ॥

वैद्यमनोरमा— १ श्वासकासे—श्वासायासविनाशार्थमाशयेत् कदलीफलम् । शृतं मूत्रेऽथवा भृष्टमथवाङ्गारपाचितम् ॥

२ सोमरोगे पित्तजमूत्रकृच्छ्रे च—सुपक्वकृष्णकदलीफलं भक्षयतां नृणाम् । न भवेत्सोमरोगश्च मूत्रकृच्छ्रं च पित्तजम् ॥ पटल ७

३ व्रणानां कोथे स्रुतपूये—परिणतपरिशुद्धं पत्रसङ्घं कदल्याः । प्रहरति परिकोथांस्रुतपूयं व्रणानाम् ॥ पटल—१६

शोढल— ४ सिध्मकुष्ठे—क्षारेण वा कदल्याः रजनीमिश्रेण नाशयति ॥

५ कर्णपूरणे—कदल्याः स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥
( कर्णरोगाधिकारे )

६ असृग्दरे—योषिद्रजस्य नितरां समभिप्रवृत्तौ सर्पिर्युतानि यदि वा कदलीफलानि ॥ ( प्रदराधिकारे )

७ सोमरोगे सुपक्वं कदलीफलं धात्रीफलरसं मधु ।
शर्करासहितं पेयं सोमधारणमुत्तमम् ॥

८ उदरे—विस्राव्य रंभादलभस्ममध्यात्तोयं ततस्तेन कृता विलेपी ।
स्याद्भक्षिता सत्युदरामयानां नाशाय नूनं दिवसत्रयेण ॥
( उदररोगाधिकारे )

चरक— ९ मूत्रकृच्छ्रे—पिबेन्त्रुटिं क्षौद्रयुतं कदल्या रसेन....॥ चि. २६—५३

વર્ણન—કેળ ભિનાશવાળી જગોમાં થાય છે. કદલીવનની શોભા કવિઓનો વિષય બનેલો છે. એનાં લાંબાં, કોમળ, પવનમાં હાલતાં પાન, સુંદર સ્ત્રીની જઘન જેવો એનો દાંડો, અને ગુચ્છાદાર એનાં સુરમ્ય ફુલો—જોનારને ઘડીભર આનંદમાં ડોલાવે છે. અગાસી અને વસાઈ તરફ કેળાં સારાં થાય છે. કેળાંને શાસ્ત્રીય રીતે સૂકવીને લોટ બનાવી લેવામાં આવે તો દવા તરિકે તેમજ ખોરાક તરિકે તેનો બહુ જ સરસ ઉપયોગ થઇ શકે એમ છે.

'Forbidden-fruit' ની વાત બાઈબલમાં આવે છે. તે ફળ કેળું જ હતું એમ ઘણા માને છે. મીલ્ટનના 'પૅરેડાઈઝ લૉસ્ટ'માં ઈવે પહેલવહેલો

આદમને કેળના ઝાડ નીચે જોયો હતો એવો ઉલ્લેખ છે:–" Till I espied the fair indeed and tall, under a plantain" ( Paradise Lost ). ગૅરાર્ડ અને બીજા કવિઓએ પણ એને ' Adam's apple ' કહેલું છે. કેળની જાતો ઘણી છે. આપણે ત્રણચાર જાતો તો ઓળખીએ પણ છીએ.

### વૈદ્યકમાં કેળનો ઉપયોગ—

વૈદ્યમનોરમા–૧ **શ્વાસકાસમાં**–ગોમૂત્રમાં પકાવેલાં અથવા અંગારામાં બાફેલાં એવાં કેળાં ખાવાં ઇષ્ટ છે.

૨ **સોમરોગમાં અને પૈત્તિક મૂત્રકૃચ્છ્રમાં**–સારાં પાકેલાં કેળાં ખાવાથી કદાપિ સોમરોગ અને પૈત્તિક મૂત્રકૃચ્છ્ર થતાં નથી. પટલ–૭.

૩ **વ્રણમાંથી ગંધ અને પરૂ આવતું હોય તો**–કેળનાં પાકેલાં સાફ પાન બાંધવાથી પરૂ અને ગંધ દૂર થાય છે. પટલ–૧૬.

શોઢલ— ૪ **સિધ્મકુષ્ઠમાં**–કેળનો ક્ષાર અને હળદર એ બેને ચોપડવાથી સિધ્મ મટે છે.

૫ **કાનના ચસકામાં**–કેળના સ્હેજસાજ ગરમ રસનાં કાનમાં ટીપાં નાખવાથી કાનના રોગો મટે છે. (સુશ્રુતમાં આ પ્રયોગ છે.)

૬ **લોહીવામાં**–કેળાં અને ઘી ખાવાથી સ્ત્રીઓનું રક્તપ્રદર શાંત થઈ જાય છે.

૭ **સોમરોગમાં**–સારી રીતે પાકેલાં કેળાં, આંબળાંનો રસ, મધ અને સાકર–સાથે પીવાથી હાડ ધોવાતાં બંધ થાય છે.

૮ **ઉદરરોગમાં**–કેળના ક્ષારનું પાણી કાઢીને તેમાં રાબ બનાવીને ખાવાથી ત્રણ દિવસમાં ઉદરામય મટે છે.

ચરક— ૯ **મૂત્રકૃચ્છ્રમાં**–કેળના રસમાં મધ અને એલચીદાણાનું ચૂર્ણ નાખીને પીવું. ચિ. ૨૬–૫૩.

**वक्तव्य**–ધનવંતરિ નિઘંટુમાં કદલી અને કાષ્ઠકદલી; રાજનિઘંટુમાં કદલી, કાષ્ઠકદલી, ગિરિકદલી, અને સુવર્ણમોચા; ભાવપ્રકાશમાં માણિક્ય, મર્ત્ય, અમૃત, ચંપક વિગેરે કેળની જાતોનો ઉલ્લેખ છે. આ ઉપરાંત માહેન્દ્રી, મોચા, રાજકદલી, વિગેરે ભેદો પણ પડેલા છે. ફળ ઉપરથી આ ભેદો પાડેલા છે:–" बृहत्फला तु माहेन्द्री मोचा स्वल्पफला हिमा । या तु कर्पूरगंधा च फला राजकदल्यसौ ॥ कार्पासवद्बीजफला सा काष्ठा जायते वने । कदली सुकुमारा च रंभा भानु-

फला मता" રાજવલ્લભમાં ' कदलीमोचकं ' શબ્દ છે. ત્યાં આગળ પુલનો અર્થ લેવાનો છે. રાજનિઘંટુકાર એનાં પાનને શૂલપ્રશમક માને છે, પણ સ્વતંત્ર ઉપયોગ કે બીજાં સાથે શૂલચિકિત્સામાં પાનનો ઉલ્લેખ મ્હને મળ્યો નથી.

કર્ણરોગમાં સ્વતંત્ર ઉપયોગ તો સુશ્રુતે બતાવેલો છે, પણ ચરકમાં શતપુષ્પાદિ તેલમાં કદલીરસ નાખેલો છે એ યાદ રાખવાનું છે. ચરકે ઉદરમાં બીજા ઘણા ક્ષારો સાથે કદલીક્ષાર પણ ગણાવ્યો છે. વિસર્પમાં—" न्यग्रोधपादाः तरुणाः कदलीगर्भसंयुताः । बिसग्रन्थिश्च लेपो स्याच्छतधौतघृतप्लुतः " એમ ચરકે કહેલું છે. આનૂપ દેશમાં કદલી થાય છે ( क. ૧–૮ ).

સુશ્રુતમાં રોધ્રાદિગણમાં કદલી છે. સંયોગથી અહિત પદાર્થોની ગણત્રી વખતે कदलीफलं तालफलेन पयसा दध्ना तक्रेण वा ।। કહેલું છે. ચરકમાં પણ મોચ અમ્લથી વિરૂદ્ધ ગણાવેલું છે. વાતરોગના કલ્યાણક લવણમાં कदली છે. શ્વાસમાં શિરીષ અને કુંદનાં પુષ્પો સાથે કદલી પુષ્પનું સેવન કરવાથી બધા શ્વાસો મટે છે એમ કહેલું છે. મોચફલસ્નેહ પિત્તસંસૃષ્ટ વાયુમાં હિતકર છે ( ચિ. ૩૧–૫ ).

કુચબિહાર તરફ કેળના કંદમાંથી જે પાણી નીકળે છે તેને ' છયાંકા ' કહે છે. એ પાણીનો લવણની જગોએ એ લોકો ઉપયોગ કરે છે. શાક વખતે એ છયાંકાનો ઉપયોગ કુચબિહારમાં બહુ જ થાય છે. ઘણા પ્રાચીન સમયથી એ પ્રથા ચાલતી આવી જણાય છેઃ—માધવનિદાનના ટીકાકાર વિજયરક્ષિત લખે છે—" क्षारोदकसाधितं व्यञ्जनमश्नन्ति कामरुपाद्यौ ।। "

**Constituents**—The ash contains potash and soda salts, phosphoric acid and magnesia. The ripe fruit contains starch, sugar, gum, fat, albuminoids and non-nitrogenous extractives.

( R. N. Khory ).

**Actions & Uses**—Demulcent, nutritive, and astingent; the fruit is used in soreness of the throat, dry cough, and in irritability of the bladder. The root is used as an anthelmintic. The meal prepared from the fruits is nutritive; the starch prepared from the unripe fruits is astringent and used in the bowel complaints. A syrup of bannana is given in chronic bronchitis with benefit. In hæmoptysis and hæmorrhagic fluxes, the juice of the stem obtained by incisions is very beneficial. The young leaves are a good substitude for gutta percha tissue in dressing wounds as cooling dressing for blistered surfaces. The natives use the leaves as a shade protector in eye diseases. R. N. Khory. II p. 599.

**Emerson** notices the use of the sap to allay thirst in cholera.

" Starch prepared from the unripe fruit is used in the treatment of bowel complaints in Bengal. A specimen, we examined, consisted almost wholly of pure starch with a trace of astringent extractive. " In America a syrup of bannanas is said to be singularly effective in relieving chronic bronchitis, requiring only that the fruit shall be cut in small pieces and with an equal weight of sugar be placed in a closed jar which is set in cold water and heated slowly to the boiling point, when it is to be removed from the fire and allowed to cool. The dose mentioned is a teaspoonful every hour. Dymock. part III p. 444-5.

**ભાવાર્થ**—કેળનું ફલ પોષક, તર્પક અને સ્તંભક છે. ગળામાં ચાંદું પડયું હોય, લુખી ખાંસી હોય અને મૂત્રાશયમાં બળતરા બળતી હોય તો કેળું વપરાય છે. મૂળ કૃમિઘ્ન છે. ફળમાંથી બનાવેલો લોટ પોષણકર્તા છે; કાચાં ફળમાંથી કાઢેલો પિષ્ટમય પદાર્થ-Starch-સ્તંભક છે અને પેટના વ્યાધિઓમાં તે વપરાય છે. કેળાનો સીરપ જુની વરાધમાં ફાયદા સાથે વાપરવા યોગ્ય છે. રક્તપિત્તમાં જ્યારે લોહીની ઉલટીઓ થતી હોય ત્યારે કાંડામાંથી કાઢેલો રસ અત્યંત હિતાવહ છે. કોમળ પાંદડાં ગટાપર્ચાનાં સારાં પ્રતિનિધિ છે. ઠંડા ડ્રેસીંગ તરિકે પાન સારાં છે " આંખના રોગમાં ઠંડક માટે તથા પ્રકાશ અટકાવનાર ઢાંકણુ ( shade ) તરીકે પાન માથે મૂકવામાં આવે છે.

( આર. એન. ખોરી. )

ઇમર્સન કહે છે કે કેળનું પાણી કૉલેરામાં આપવાથી તૃષા શાંત થાય છે. બંગાલામાં કાચા ફળમાંથી કાઢેલા સ્ટાર્ચનો ઉપયોગ આંતરડાંના વ્યાધિઓમાં કરવામાં આવે છે. અમેરિકામાં કેળાનો સીરપ જુની વરાધ ઉપર વપરાય છે. કેળાના નાના નાના કકડા કરવા. તેના વજન જેટલી દળેલી સાકર લેવી. બન્નેને બરણીમાં ભરીને તે બરણી ઠંડા પાણીમાં મૂકી પછી ચૂલા ઉપર તે પાણીવાળું વાસણ મૂકવું. સાકર ઓગળી જાય ત્યાં સુધી ગરમ કરવું. આની માત્રા દરેક કલાકે એકેકો મોટો ચમચો છે. ડીમક. ભા. ૩ પા. ૪૪૪-૫

**નવ્યમત**—" કેળની ઉંચી જાતનાં પાકાં કેળાં જુના વખતની સંગ્રહણી અને અતિસારમાં ઉપયોગી છે. સુકવેલાં ફળ ( મોટી જાતનાં ફલ ) સ્કર્વીને માટે બહુજ કિંમતી પદાર્થ છે. ઉત્તર બંગાળામાં આખા છોડને બાળીને રાખ કરે છે. રાખને પાણીમાં પલાળીને પાણી ગાળી લઈને ક્ષાર જેવું કાઢે છે. તે કુટી, ચટણી વિગેરેમાં નંખાય છે. મીઠાની જ્યાં તંગાશ હોય છે ત્યાં આ વપરાય છે. ".

( સી. ટી. પેટર્સ; એમ. બી. ઝેન્ડ્રા. દક્ષિણ અફઘાનિસ્તાન )

(૧) લીલાં કેળાંને સારી રીતે બાફી લઈ, દહીંમાં ચોળી નાખી, તેમાં ગળ્યું લાગે એટલી સાકર મેળવવાથી બહુજ સુંદર ખાણું થાય છે અને તે સંગ્રહણી અને અતિસારમાં બહુજ ઉપયોગી છે. (૨) પાકાં કેળાં, જુની આંબલી ( ઠળીયા સિવાયની ) અને જુનો ગોળ—આ બધાને સારી રીતે વાટીને એક કરી નાખવું. સંગ્રહણીના પ્રથમ હુમલા વખતે આ ખાણું બંગાલામાં બહુ જ પ્રચલિત છે. (૩) લીલાં કેળાંના ગર્ભને સૂકવીને લોટ બનાવવામાં આવે છે. આ લોટની ચપાટી તિરહટ તરફ આમાતિસાર, ગુલ્મ અને અમ્લપિત્તના રોગોમાં ખાવા માટે અપાય છે. મ્હેં એક દરદીને આવી ચપાટીઓ ખાતો જોયો છે. તેને સાદું સૅગોવૉટર પીવાથી ચુંક ઉપડતી તે આ ચપાટી ખાવાથી ઠીક પડતું હતું. ( આસી. સર્જન. એન. સી. દત્ત. દરભંગા. )

" પાકાં કેળાં ૧ અધોળ, પાકી આંબલીનો ગર્ભ ૧। રૂ. ભાર મીઠું અર્ધો રૂપીઆ ભાર—આ પ્રમાણે બહુ જ સારી રીતે વાટીને એક કરી દેવું. સંગ્રહણીમાં આ પ્રયોગ બહુ જ ઉત્તમ છે. મ્હેં અનેક કેસો ઉપર આ અજમાવી જોયું છે અને તે રામબાણ ( specific ) ઉપાય કહી શકાય. આ સાદું, સસ્તું, સહેલાઇથી મળે તેવું અને નાનાં બચ્ચાં પણ ખાઇ શકે એવું સરસ ઔષધ છે. સાદા કેસોમાં તો એકાદ વખત આ પ્રમાણે આપવાથી જ આરામ થઈ જાય છે—ત્રણ ચાર વખતના ડોઝથી તો સંપૂર્ણ આરામ થઇ જાય છે. દરદીને બહુ જ હલકા ખોરાક ઉપર રાખવો. ( આર. એ. પારકર. એમ. ડી. )

" કોમળ મૂળીઆંના રસમાં ટૅનીન બહુ હોય છે. આ રસ સ્હેજ ગુંદર નાખીને જનનેન્દ્રિયમાંથી કે ગુદામાંથી રક્તસ્રાવ થતો હોય તેમાં અપાય છે. આખા છોડને બાળવાથી જે રાખ થાય છે તેમાં પોટાસનો મોટો ભાગ હોય છે અને તે અમ્લપ્રતિયોગી તરિકે અમ્લપિત્તમાં, હૃદયદાહમાં, અને શૂલમાં વપરાય છે. લોહીની ઉલટીમાં અને મધુપ્રમેહમાં કુમળાં ફૂલ ખોરાક તરિકે આપવામાં આવે છે. "

( જે. એચ. થોર્નટન. બી. એ, એમ. બી. મોંગીર. )

છાલનો અને પાનનો રસ જે બચ્ચાંને વધારે અફીણ અપાઇ ગયું હોય તેવાં બચ્ચાંઓને ઘણીએ વખત આપવામાં આવે છે. એક અધોળ લીલી છાલનો સ્વરસ અને તેટલું જ ઘી—બહુ જ સારો જુલાબ લાવે છે.

( સરજન. જે. મૅક કલોઘી. પુના. )

મૂળનો સ્વરસ, ફુલાવેલો ટંકણખાર અને જવખાર નાખીને મૂત્રકૃચ્છ્રમાં બહુ સારૂં કામ કરે છે. ફુલનો રસ દહીં સાથે મરડામાં અને લોહીવામાં વપરાય છે.

( ટી. આર. મુદલીઆર. ચીંગલપુર. મદ્રાસ. )

સોમલના ઝેરના ઉતાર તરિકે મૂળનો સ્વરસ યોજાય છે. મૂળનો રસ, ઘી અને ખાંડ મીલાવીને પરમીયામાં અપાય છે અને તે ફાયદો પણ સારો કરે છે.
(જે. પાર્કર. એમ. ડી. પુના.)

મૈમનસીંગ જેલના સુપ્રીન્ટેન્ડન્ટ ડૉ. રેજીનાલ્ડ ઍસે કેળાંનો લોટ અતિસાર અને સંગ્રહણીમાં બહુ જ સરસ પરિણામ સાથે વાપરી જોયો છે. પાકયા પહેલાં ફળને લેવાં, લાકડાની ધારવાળી છરી વડે (કાળો લોટ ન થાય એટલા માટે) છોડાં ઉખાડી કાઢવાં, અને પછી નાના નાના કકડા કરીને સૂર્યના તાપમાં સૂકવવા. પછી ચૂર્ણ કરીને તેને મજબુત બુચવાળી બાટલીમાં ભરી દેવું. દરેક ખાણા વખતે નવટાંક લોટનો, સ્હેજ પાણી નાખીને, રોટલો અથવા ભાખરી બનાવવી. દહીં અથવા માખણ પછીથી ઉમેરવાં. કેળાના લોટનો સ્વાદ સ્હેજ કષાય તો છે પણ લહેજતદાર લાગે છે. તેના પોષકતત્ત્વ માટે શંકા લાવવા જેવું છે જ નહિ. લોટ સ્હેલાઇથી પચી જાય છે. આંતરડાંના અને હોજરીના રોગો માટે આ લોટ અજમાવી જોવા યોગ્ય છે.
(I. M. G. July 1900)

મધુપ્રમેહમાં કેળાં કેટલાં ઉપયોગી છે તે જોવું હોય તેણે ડૉ. બસુનું–Diabetes & its Dietetic treatment–8th Edition 1917–જોઇ લેવું.

કેળનું પાન ગડગુંબડાં અને વ્રણ ઉપર ડ્રેસીંગ કરવા માટે બહુ જ સારૂં છે. ઉનાળાના પ્રખર તાપમાં ટોપી નીચે કેળનું પાન મૂકી દેવાથી તાપની જરા પણ અસર થતી નથી. (વૉટ ડીક્ષનેરી.)

કાચા કેળામાંથી ગુંદર નીકળે છે. તે ચોખાના ધોવણ સાથે અતિસારમાં ઉપયોગી છે. પંજાબ તરફ કેળના થડનો તાજો રસ જ્ઞાનતંતુનાં દરદોમાં–જેવાં કે હીસ્ટીરીયા, અપસ્માર વિગેરેમાં બહુ વપરાય છે. (બી. ડી. બાસુ).

થડની રાખ આંતરડાંના કૃમિને મારનાર છે.
(ઈન્ડીયન મૅડીસીનલ પ્લૅંટ્સ. પા. ૧૨૬૯–૭૦.)

**નોંધ**—કાચાં કેળાંનાં છોડાં ઉખાડી નાખી તેના નાના નાના ટુકડા કરીને તેને તાપે સુકવીને કેળાંનો લોટ (Banana flour) બનાવવામાં આવે છે. આ લોટની બહુ જ સુંદર ભાખરીઓ કે ચપાટીઓ બનાવી શકાય છે. આ લોટમાં પૌષ્ટિક તત્ત્વો સારા પ્રમાણમાં છે. ૧૯૦૩ના ઑકટોબરના 'લેસેન્ટ'માં કેળાંના લોટ માટે નિમ્નલિખિત ઉલ્લેખ છેઃ—

"There can be no doubt of the nutritious character of banana flour, and the starch in it is peculiarly easy of solution and digestion in the alkaline digestive juices of the body. Banana

flour is readily dissolved, for example, by the saliva....The flour proves to make a very acceptable loaf, uniform in texture and permanently moist, and of a golden colour."

મધુપ્રમેહમાં કેળાં આપવાની મેજર કર્નલ ડૉ. બી. ડી. બસુ સખત ભલામણ કરે છે. ( જુઓ Diabetes & its dietetic treatment. પાનું ૪૦–૪૧ ).

કેળના રેસા બહુ જ સુંદર થાય છે અને તેમાંથી દરેક પ્રકારના સુંદર કાગળો પણ બનાવી શકાય છે. આ વિષે વધુ લંબાણ હેવાલ વાંચવો હોય તો "Useful plants of India." by Colonel Drury–વાંચવું.

**ઉલ્લેખ—રૂ. નિ. પા. ૩૩૪;** N. p. 340; Indig. Drugs p. 196; Indi Medi Plants p. 1266.

# केसरादि वर्ग

## N. O. Irideæ.

### ૩૮૧ કેસર.

નામો—कुङ्कुमम्, काश्मीरम्, घुसृणम्, पीतकम्, अग्निशिखम् (સંસ્કૃત); કેસર (ગુજરાતી. મરાઠી. હિંદી); Saffron–સૅફ્રન (અંગ્રેજી); Crocus sativus ક્રોકસ સૅટાઇવસ્ (લેટીન).

ગુણાઃ—

कुङ्कुमं कटुकं तिक्तमुष्णं श्लेष्मसमीरजित् ।
व्रणदृष्टिशिरोरोगविषहृत् कायकान्तिकृत् ॥

॥ ध. नि. ॥

कुङ्कुमं सुरभि तिक्तकटूष्णं कासवातकफकण्ठरुजाघ्नम् ॥
मूर्द्धशूलविषदोषनाशनम् रोचनं च तनुकांतिकारकम् ॥

॥ रा. नि ॥

कश्मीरदेशजक्षेत्रे कुङ्कुमं यद्भवेद्धि तत् ।
सूक्ष्मकेसरमारक्तम् पद्मगन्धि तदुत्तमम् ॥
बाह्लीकदेशसंजातं कुङ्कुमं पाण्डुरं भवेत् ।
केतकीगंधयुक्तं तत् मध्यमं सूक्ष्मकेसरम् ॥
कुङ्कुमं पारसीकेयं मधुगन्धि तदीरितम् ।
ईषत्पाण्डुरवर्णं तदधमं स्थूलकेसरम् ॥

॥ भा. प्र ॥

कुङ्कुमं रेचकं प्रोक्तं कण्डूवैवर्ण्यनाशनम् ॥

॥ राजवल्लभः ॥

कुङ्कुमं कटुकं सिध्मशिरोरुग्व्रणजन्तुजित् ।
उष्णं हास्यकरं बल्यं व्यङ्गदोषत्रयापहम् ॥

॥ म. नि. ॥

श्लेष्मपित्तविषघ्नं तु नागं तद्वच्च कुङ्कुमम् ॥

॥ सुश्रुतः ॥

॥ अथातः कुङ्कुमकल्पम् व्याख्यास्यामः ॥

तीक्ष्णमुष्णं तथा वर्ण्यं हृद्यं पित्ताविरोधि च ।
कटुकं मधुरं पाके विषघ्नं कुङ्कुमं स्मृतम् ॥
तस्य प्रयोगं वक्ष्यामि यथावदनुपूर्वशः ।
आस्थापितं यथान्यायं पुनः स्नेहेन तर्पितम् ॥
करणे तिथिसंपन्ने गतौ वा मन्दभास्करे ।
अनवं कुङ्कुमं श्रेष्ठं श्लक्ष्णं दृषदि पेषयेत् ॥
त्रिवृच्चित्रकदन्तीनां क्वाथेन सह संयुतम् ।
मासं वाऽप्यर्धमासं वा यः पिबेत्प्रयतः शुचिः ॥
जीर्णे यूषरसक्षीरैः पुराणं षष्टिकं भजेत् ।
न तस्य मूत्रविट्संगो नाश्मरी न भगन्दरः ॥
न शोषो नैव च व्याधिः न गरान्न विषाद्भयम् ।
नोष्णवातः प्रमेहो वा न मूत्राघातसंभवः ॥
बस्तिसंशोधनाच्छ्रेष्ठमायुष्यं त्वक्प्रसादनम् ।
मेधारोग्यकरं ह्येतत्पवित्रं परमं स्मृतम् ॥

सुश्रुत— १ मूत्ररोधज उदावर्ते—....कषायं कुङ्कुमस्य च ॥ उ. ५५–२५

२ मूत्राघाते—पिबेत्कुङ्कुमकर्षं वा मधूदकसमायुतम् । रात्रिपर्युषितं प्रातः तथा सुखमवाप्नुयात् ॥ उ. ५८–३१

शोढल— १ सूर्यावर्तार्धावभेदयोः नस्ययोगाः—सशर्करं कुङ्कुमकाज्यभृष्टं नस्यं विधेयं पवनासृगुत्थे । भूशंखकर्णाक्षिशिरोऽर्धशूले दिनाभिवृद्धिप्रभवे च रोगे ॥ ( शिरोरोगाधिकारे )

વર્ણન—કેસર હાલમાં તો કાશ્મીર, ઈરાન, સ્પેઈન, ફ્રાન્સ અને સીસીલી વિગેરે દેશોમાં થાય છે. આ મૂળ વતની એસીયામાઈનોરનું છે એમ ડૉ. કનૈયાલાલે કહેલું છે; જો કે વૈદ્યકનાં પ્રાચીન પુસ્તકોમાં કેસરનો ઉલ્લેખ તો જડે છે જ. જંગલી અને બાગાયતી એમ કેસરના બે ભેદો પાડવામાં આવે છે. બાગોમાં ઉછેરેલા કેસરના છોડવાનાં ફુલ વંધ્યા જ હોય છે. આથી જંગલી કેસરના છોડનાં પુંકેસરો ઉપરની પરાગ ઉદ્યાનનાં સ્ત્રીકેસરવાળાં ફુલો ઉપર છાંટવામાં આવે છે. આવી રીતે કૃત્રિમ રીતે ગર્ભાધાન કરવામાં આવે છે.

કેસરના છોડવાને કાર્તિક માસમાં ફુલ આવે છે. કેસર ભેગું કરનાર લોકો આ પહેલાં કેસરના ખેતરની પાસે આવીને વાસ નાખે છે. સવારમાં વ્હેલા ઉઠીને ખાલી રહેલાં ફુલોમાંથી કેસર ચુંટવું શરૂ કરી દે છે. ચોરી ન થાય તેટલા માટે ખેતરને ધણી પહેરો પણ રાખે છે. શ્રીકેસર એ જ કેસર છે.

## વૈદ્યકમાં કેસરનો ઉપયોગ.

સુશ્રુત— ૧ મૂત્રરોધજન્ય ઉદાવર્તમાં–...કેસરનો ક્વાથ પીવો.
ઉ. ૫૫–૨૫.

૨ મૂત્રાઘાતમાં–૧ તોલો કેસર રાત્રે મધ અને પાણીમાં પલાળી રાખી તે પાણી સવારમાં પીવાથી મૂત્રાઘાત મટે છે.
ઉ. ૫૮–૩૧.

શોઢલ— ૩ આધાશીશી વિગેરે માથાના રોગોમાં–ઘી અને સાકર સાથે કેસરના ચૂર્ણને સ્હેજ તપાવીને તે ઘીનું નસ્ય આપવું. આથી ભવાં, લમણાં, માથું વિગેરેની વેદના શાંત થઈ જાય છે.

वक्तव्य- સુશ્રુતમાં 'કેસર' નો અર્થ બધી જગોએ બકુલ કે નાગકેસર કરવામાં આવ્યો છે. અમરકોષમાં પણ કેસર માટે બકુલ અર્થ લખેલો છે. 'રૂધિર' શબ્દના કેસર અને નાગકેસર આવા બે અર્થો થાય છે. ચરકમાં કેસરનો સ્વતંત્ર ઉપયોગ એક પણ નથી. ચરકની દશેમાનિમાં કેસરનો ઉલ્લેખ નથી. વાતરોગના બલાદ્ય તૈલમાં અને અમૃતાદ્ય તૈલમાં કેસર વપરાયલું છે; મૂત્રકૃચ્છ્રમાં બીજાં સાથે યોજાયલું છે. વિષમાં પણ બેએક ઠેકાણે તે યોજાયલું છે. સુશ્રુતે એલાદિગણમાં કેસર વર્ણવ્યું છે. રક્તાભિષ્યન્દમાં વર્તિમાં કેસર નાખેલું છે. વિષમાં ચરકની માફક યોજાયલું છે.

**Actions & Uses**—Stimulant, aromatic, and antispasmodic; also used as a colouring agent; given in amenorrhœa, chlorosis, seminal weakness, leucorrhœa, dysmenorrhœa, in flatulent colic, spasmodic asthma and cough. Owing to its containing the volatile oil, it is used in rheumatism and neuralgic pains. It is given to children with ghee in looseness of the bowels. It is reputed in specific fevers, as measles. Externally, a paste of it is used in removing bruises and superficial sores and in headache. Pessaries of saffron are used in painful affections of the uterus. It gives the urine a yellow colour.

(R. N. Khory. II p. 602).

અર્થ—કેસર ઉત્તેજક, સુગંધી અને આક્ષેપનિવારક છે. પીડિતાર્તવમાં, યૌવનપાંડુમાં, ક્ષીણવીર્યમાં, પ્રદરમાં, રજઃકૃચ્છ્રમાં, વાતજન્ય શૂલમાં, વાતોલ્બણ શ્વાસમાં અને ખાંસીમાં તે વપરાય છે. એમાં તેલ હોવાથી તે સંધિવામાં પણ વપરાય છે. અતિસારમાં બચ્ચાંને કેસર ઘી સાથે આપવામાં આવે છે. એવું કહેવાય છે કે કેસર ખાધાથી ઓરી વિગેરેના ફોલ્લા જલદી ફુટી નીકળે છે. બહારથી તે માથાના દુઃખાવામાં અને ક્ષતમાં વપરાય છે. ગર્ભાશયની વેદનામાં કેસરની સોગડી પહેરાય છે. કેસરથી પેસાબ પીળો થાય છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૧૬; Indig. Drugs. p. 192; Indi. Medi. Plants p 1273.

---

# मुसलीकंदादि वर्ग

## N. O. Amaryllideæ.

### ૩૮૨ અનનાસ.

**નામો**—अनन्नास, पारवती, कौतुकसंज्ञक ( સંસ્કૃત ); અનનાસ (ગુજરાતી); અનનાસ ( મરાઠી ); પાઈનએપલ ( અંગ્રેજી ); Ananassa sativa-અનનસા સેટાઈવા ( લેટીન ).

अनन्नासं पारवती चामं कौतुकसंज्ञकम् ॥

॥ नि र.॥

**गुणाः**—

अनन्नासमपक्कन्तु रुच्यं हृद्यं गुरु स्मृतम् ।
कफपित्तकरञ्चैव प्रोक्तं चान्नमरोचकम् ॥
श्रमं क्लमं नाशयति तत् पक्वं स्वादु पित्तहृत् ।
पीतः पक्कफलरसश्चातपामयनाशनः ॥

॥ नि. र.॥

**ઇતિહાસ**—પ્રાચીન વૈદ્યક ગ્રંથોમાં આ નામ જોવામાં નથી આવતું. સંવત ૧૯૩૫ માં નિઘંટરત્નાકર નામનો ગ્રંથ લખાયો છે તેમાંજ પહેલવહેલો અનનાસનો ઉપયોગ વર્ણવેલો છે. " પર્સીયન લખનારાઓ આ ફળને હિંદુસ્તાનનું વતની ધારે છે, પરંતુ યૂરોપિયન લખનારાઓ કહે છે કે આ અને એનાજ વર્ગનાં બીજાં ઝાડો અમેરિકામાંથી આ દેશમાં આવ્યાં છે. એની મૂળ જન્મભૂમિ અમેરિકા અને તેની આસપાસના બેટો જણાએલા છે. પોર્ટુંગીઝ લોકોએ ભારતવર્ષમાં પ્રથમ અનનસ ઈ. સ. ૧૫૯૪ માં લાવીને વાવ્યાં હતાં. ડૉ. વૉટ પણ એજ મતને સિદ્ધ કરે છે. હાલમાં આર્યાવર્તમાં એની પેદાશ બહોળા વિસ્તારમાં થવા લાગી છે. "

**વર્ણન**—" અનનાસના છોડ કુંવાર કે કેતકીને મળતા હોય છે; પરંતુ તેનાં પાદડાં કુંવાર અને કેતકીથી પાતળાં અને નાજુક થાય છે. તેનો રંગ ઘણું કરીને લીલો હોય છે પરંતુ કોઇ કોઈ વખત રંગબેરંગી પણ માલમ પડે છે. સીંગાપોરમાં ઉત્તમ અનનાસનાં વૃક્ષનાં પાંદડાં એક ફીટથી સહેજ લાંબાં હોય છે. એનાં પાંદડાંની કિનારી પર ઝીણાઝીણા કાંટા જેવું થાય છે. કેટલાએકનાં ફળો અને પાંદડાંઓ પસ્તાના રંગનાં હોય છે. "

" અનનાસનું ઝાડ ફળ આપવા લાયક થયું કે તેમાંથી એક દાંડો ઉપર ઉપસી આવે છે અને તેની પર સ્થળેસ્થળે પુષ્કળ પુષ્પો આવવા લાગે છે.

પ્રથમ આવેલાં ફુલોનાં પ્રથમ ફળ થવા માંડે છે અને જેમ જેમ તે મોટાં થતાં જાય છે તેમ તેમ તેઓ એકમેકથી વળગી જઇ એક ફળના આકારમાં બદલાઈ જાય છે, એજ તે અનનાસ છે. આ ફળ તપાસી જોતાં તેની રચનામાં સ્પષ્ટ રીતે રીતે માલુમ પડે છે કે તે પુષ્કળ પુષ્પોનું બનેલું છે. એ ઉત્તમ સુગંધીદાર અને સ્વાદિષ્ટ છે. કાચું હોય છે ત્યારે તેનો રંગ લીલો હોય છે. તેની ઉપર ચોકડી ચોકડીવાળા વિભાગો હોય છે. જ્યારે તે પાકે છે ત્યારે તેનો રંગ રતાશ મારતો પીળો થઇ જાય છે અને અંદરનો મગજ મીઠો, સુગંધવાળો અને સોનેરી રંગનો થઈ જાય છે. અનનાસની ઘણી જાતો થાય છે. ફળોના માથા ઉપર પાંદડાંનો ઝુમખો હોય છે. એ ઝુમખાને જમીનમાં દાટવાથી પણ અનનાસનું ઝાડ પેદા થાય છે આ છોડનાં મૂળીઆંમાંથી કેળની પેઠે બચ્ચાં નીકળે છે; તેને જુદાં જુદાં કરી બીજે ઠેકાણે લગાડે તો તે પણ ફળ આપે છે. સમુદ્રકિનારા ઉપર તેનાં ઝાડો વાવવામાં આવે તો ફળો ઘણાં જ સ્વાદિષ્ટ થાય છે. સીંગાપોરના બગીચાઓમાં અનનાસનાં ફળો ચાર ફીટ લાંબાં અને દશ ઈંચિ ઘેરાવામાં થાય છે, પરંતુ આપણા દેશમાં તેવાં મોટાં ફળો થતાં નથી.

બ્રહ્મદેશમાં એનાં પુષ્કળ જંગલો છે. મલાક્કા બેટમાં એનાં નાનાં જંગલોમાં એ એટલાં તો ગીચ્ચ ઉગી નીકળ્યાં હોય છે કે તેમાં આપણાથી દાખલ થઈ શકાતું નથી. તેનાં પાંદડાંમાંથી બહુ જ સરસ રેસા કાઢવામાં આવે છે. એનાં કપડાં બનાવવામાં આવે છે જે "પાઇન મજલીન" નામથી ઓળખાય છે. ફીલીપાઇન બેટના લોકો તેના ઉપર સોનેરી ભરતકામ ભરી આ કપડાંની એક જોડ રૂ. ૨૫૦૦)ના ભાવથી વેચે છે.–"

**ઉપયોગ**—કાચું અનનસ રૂચિકર હૃદ્ય અને ગુરૂ છે, કફ અને પિત્તને કરનાર છે, અન્ન ઉપરની અરૂચિ, શ્રમ, કલમ વિગેરેનો નાશ કરે છે. પાકું અનનાસ સ્વાદુ, પિત્તકર અને આતપવિકાર ( શરદી ગરમી વિગેરે ) ને શાંત કરનાર છે. આપણા લોકો એના ગર્ભ ઉપર સાકર, મરી, સુંઠ, ગુલાબજળ વિગેરે નાખીને ખાય છે.

**નવ્યમત**—ડૉ. કનૈયાલાલ દે જણાવે છે કે એનાં પાંદડાંનો રસ જબ્બર કૃમિઘ્ન છે. તાજા ફળનો રસ રક્તપિત્તનાશક ( antiscorbutic ) છે. આનાં પાકાં ફળોનો સ્વચ્છ રસ જ્વરમાં અને વિદગ્ધાજીર્ણમાં ( ગૅસ્ટ્રીક ઇરીટેબીલીટી ) ઉપયોગી છે એમ કહેવાય છે. આનાં પાંદડાંનો તાજો રસ સાકર સાથે મેળવીને આપવામાં આવે તો હેડકીને મટાડે છે એમ કહેવાય છે. ( સરજન મેજર. બંકેબિહારી ગુપ્તે, પુરી ). કાચું અનનાસ વાપરવામાં આવે તો ગર્ભપાત થાય છે. ( સરજન મેજર હેનરી ડેવીડ કુક. કાલીકટ, મલબાર ). અનન-

અનનાસનું લીલું ફળ રૂતુત્પાદક અને ગર્ભપાત કરનાર છે. ( આસી. સરજન હેવેન્દ્રનાથ રૅાય. કલકત્તા ). મોટા પ્રમાણુમાં પાકાં ફળોનો રસ લેવાથી ગર્ભાશય સંકોચન કરવાના ગુણો એમાં રહ્યા હોય એમ મનાય છે. ( બ્રીગેડ સરજન જે. એમ. થોરંટન, બી. એ. એમ. ડી. ). પાકાં ફળોનો રસ કમળામાં ઉપયોગી છે. ( આ. સ. કે. એન. અમરજી, ઢાકા ). મલાક્કામાં લોકો આનાં પાંદડાંનો રસ રજોદર્શન માટે તથા ગર્ભપાત કરાવવાને માટે વાપરે છે. પાકાં ફળ વાપરવામાં આવે તો તેના જેવી થોડી ઘણી પણ અલ્પ પ્રમાણુમાં અસર થાય છે. ( કેનસ્લી. ગંજામ ). અનનાસ ભુખ્યા હોઇએ ત્યારે કોઇ દિવસ ખાવું નહિ. ખાવાથી વિષ પ્રમાણે અવગુણ કરે છે. અનનાસ ગર્ભિણીને વર્જ્ય છે. ( શંકર દાજી પદે શાસ્ત્રી.

**Actions & Uses**—Abortifacient; also given to relieve flatulent distension of the abdomen. Under its use the uterus contracts within 12 hours followed by hemorrhage and the ovum is expelled. The fruit is rendered unwholesome on account of its strong fibre which acts as an irritant on the bowels for abortifacient purpose, a whole unripe fruit decorticated being required.

( R. N. Khory. II 620 ).

" From the special opinions of medical officers in India recorded in the Dict. Econ. Prod. of India ( I, 238 ) it appears that belief in the abortifacient properties of the leaves & unripe fruit is common throughout India among the natives.

" Chevers ( Med. Juris. p. 715 ) on the authority of Babu Kanny Lall Dey, has the following description of its use in Bengal:—" A green unripe one, only half-grown is used. It is decorticated and the pulpy mass of a whole one is administered to the woman with a small quantity of salt. It is efficacious only during the earlier months of pregnancy, and after the third month, its action is very doubtful. But if administered to suitable cases, the uterus begins to contract within 12 hours, when slight hemorrhage occurs also. Its action then increases, and within the course of 24 hours, the ovum is expelled. Occasionally the woman's life is jeopardized by flooding, but, as a rule, there is not much danger to be apprehended." Again on page 718, Chevers says: " A note which I have from Babu Kailas Chandra Chatterji renders this matter plain. He says that acid fruits are regarded

as abortives. He knew a case in which a woman aborted at an advanced stage of pregnancy by eating (with that intention) about two pounds of ripe pine-apple. This fruit is rendred unwholesome by the presence of a very strong fibre which acts as a mechanical irritant on the bowels. I had under my own care an English lady who died of dysentery, after having aborted, at about the fifth month of pregnancy. The cause of her illnes appeared to be the ravenous eating of raw pine-apple."

(Dymock Vol III p. 508).

ભાવાર્થ—"ડીક્ષનેરી ઓફ ઇકૉનૉમીક પ્રૉડક્ટસ ઑફ ઇન્ડીઆ' નામના પુસ્તકમાં ભિન્ન ભિન્ન ચિકિત્સકોના મતાનુસાર અનનાસનું કાચું ફલ અને પાન ગર્ભસ્રાવકારી મનાયલું છે અને હિંદુસ્તાનના સામાન્ય લોકોને પણ તે વાતની ખબર છે. સ્વર્ગસ્થ ડૉ. કનૈયાલાલ દે પ્રમાણે ડૉ. ચેવર્સ, અનનાસનો બંગાળામાં કેવો ઉપયોગ થાય છે, તે જણાવે છે—" ગર્ભસ્રાવ માટે કાચું અને અપૂર્ણ વિકાસવાળું લીલું અનનાસ વપરાય છે. ગર્ભને પાડી નાખવાની ઇચ્છા રાખતી સ્ત્રી, થોડાક મીઠા સાથે એ આખાયે ફળનો ગર્ભ ખાઈ જાય છે. ત્રીજો મહિનો પૂરો થયા પહેલાં એની ગર્ભસ્રાવકારી તરિકેની અસર ચોક્કસ જ છે, પણ ત્રીજા મહીના પછીથી એની અસર નિશ્ચિત નથી. ત્રીજા મહિના પહેલાં ખાવામાં આવે તો ખાધા પછી ૧૨ કલાક પહેલાં તો ગર્ભસ્થાનનો સંકોચ થાય છે અને પછી રજઃસ્રાવ થાય છે. ધીમે ધીમે તે વધતાં વધતાં ૨૪ કલાકમાં તો ગર્ભ બહાર પડી જાય છે. કોઇક વખત અત્યંત રકતસ્રાવને લીધે સ્ત્રીની જીંદગી જોખમમાં આવી પડે છે પણ બહૂ બીવાનું કંઇ જ કારણ નથી." વળી પાછું ડૉ. બાબુ કૈલાસ ચંદ્ર ચેતરજીના પત્ર પ્રમાણે ડૉ. ચેવર્સ લખે છે—"કાચાં ફળ ગર્ભપાત કરે છે. પૂરા મહિનાવાળી એક સ્ત્રીએ ગર્ભપાત કરવાની ઇચ્છાથી એક વખત પાકા અનનસના ફળમાંથી બશેર જેટલો ગર્ભ ખાઈ લીધો હતો અને તેને પરિણામે ગર્ભપાત થયો પણ હતો. અનનાસના ફળમાં એક પ્રકારના મજબુત રેસાઓ છે, જેને પરિણામે આંતરડાંમાં ઉત્તેજના થાય છે. એ યૂરોપીયન સ્ત્રી પાંચમે મહિને કાચા અનનાસના સેવનથી ગર્ભપાત કર્યો પછી, રક્તાતિસાર થવાથી અમારી ચિકિત્સા માટે આવેલી હતી. એ રોગથી જ તેનું મૃત્યુ થયું હતું. મરણ પછી અમારા જાણવામાં આવ્યું કે કાચું અનનસ ખાધાથી જ તેણીને રક્તાતિસાર થયો હતો. (ડીમક વૉ. ૩ પા. ૫૦૮).

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૫૪૮; વ. ગુણાદર્શ. પા. ૩૦૨; N. p. 343.

## ૩૮૩ મુસળી.

**N. O. Amaryllideæ.**

**નામો**—तालमूली, तालपत्री (સંસ્કૃત); ધોળી અને કાળી મુસળી (ગુજરાતી); કાળીમુશલી ( મરાઠી. હિંદી ); તાલમૂલી (બંગાલી), Curculigo orchioides -ક્યુરકયુલીગો ઑર્ચીઓઇડીસ્ ( લેટીન ).

**परिचय**— मुशली तृणकाकंदो मृदुसाराऽल्पपत्रिका ।
पीतपुष्पा महापुष्पा दीर्घकंदा च पिच्छला ॥

॥ शिवदत्तः ॥

मुसली तालमूली च सुवहा तालपत्रिका ।
गोधापदी हेमपुष्पी भूताली दीर्घकंदिका ॥

॥ रा० नि ॥

**गुणाः**— मुशली मधुरा वृष्या वीर्योष्णा बृंहणी गुरुः ।
तिक्ता रसायनी हन्ति गुदजान्यनिलं तथा ॥

॥ भा. प्र ॥

मुशली मधुरा शीता वृष्या पुष्टिबलप्रदा ।
पिच्छला कफदा पित्तदाहश्रमहरा परा ॥

॥ रा. नि ॥

मुशली रसपाकाभ्यां स्वादुः शीताग्निवर्द्धिनी ।
वातपित्तहरा वृष्या स्थैर्यमार्दवदायिनी ॥

॥ शोढलः ॥

**राजमार्तंड**— १ कर्णपालीवर्द्धनार्थम्–मुशलीकन्दक्षोदो माहिषनवनीतमिश्रितोऽभ्यङ्गात् । वर्धयति कर्णपालीं सप्ताहं धान्यराशिस्थः ॥

**વર્ણન**—કાળી મુસળીના છોડ ચોમાસામાં ઘણા ઉગી નીકળે છે. એના છોડવા ૧ થી ૧॥ ફુટ ઉંચા વધે છે. એનાં પાન ખજુરી અગર નાળીએરીના એક બે વર્ષના રોપાઓનાં વચલાં ફાટેલાં પાન જેવાં હોય છે. એનાં પાનના થડમાં પીળા રંગનાં લાંબાં સૂક્ષ્મ ફુલો આવે છે. ફુલ ૦॥ ઇંચ લાંબુ અને ૧ થી ૪ બીજવાળું હોય છે.

બરડાના ડુંગરમાં તેમજ આબુના પર્વતમાં કાળી મુસળી ખૂબ થાય છે. સફેદ મુસળી પંચમહાલ તરફ થાય છે એમ સાંભળવામાં આવ્યું છે. સફેદ મુસળી કરતાં કાળી મુસળી વધારે ગુણકારી છે. આનાં મૂળ મુસળના આકારનાં,

લાંબાં અને કાળાં હોવાથી એને કાળી મુસળી કહે છે. ધોળી મુસળીનું લેટીન નામ Asparagus adscendens છે.

## વૈદ્યકમાં મુસળીનો ઉપયોગ

**રાજમાર્તંડ**—૧ **કર્ણપાલી વધારવા માટે**–મુસલીના કંદનું ચૂર્ણ ભેંસના માખણમાં મીલાવી સાત દિવસ સુધી ધાન્યના ઢગલામાં રાખી મૂકવું. એ પછી આનો કર્ણપાલી ઉપર હમેશાં અભ્યંગ કરવો. કર્ણપાલી વધશે.

**વક્તવ્ય**—બન્ને જાતની મુસલી પુષ્ટિકારક મનાય છે, છતાંયે પ્રાચીન ગ્રંથોમાં કે તે પછીના બીજા ગ્રંથોમાં તેનો ઉપયોગ જવલ્લેજ જણાય છે. ઘણા–ખરા પાકમાં **મુસલી** પડે છે. હિંદુસ્તાનનાં સ્ત્રીપુરૂષો મુસલીના ગુણ સારી રીતે જાણે છે. ચરકમાં મુસલીનો ઉલ્લેખ નથી.

સુશ્રુતમાં મુસલીનો ઉલ્લેખ મળે છે. ' उत्सादने प्रशस्यन्ते ' એ હેડીંગમાં મુસલીને ગણાવેલી છે. અશ્મરીમાં બીજાં દ્રવ્યો સાથે તેનો ઉલ્લેખ છે ( चि. ૭–૧૮ ). વાતવિદ્રધિના પ્રલેપમાં અન્ય દ્રવ્યો સાથે તે યોજાયલી છે ( चि. ૧૮–૫). શ્વાસમાં कोलमज्जां तालमूलमृष्यचर्ममसीमपि। लिह्यात् क्षौद्रेण....એવો પ્રયોગ છે.

**નવ્યમત**—મુસલીનાં મૂળીઆં ત્રાવણકોરના હિંદુ વૈદ્યો પરમીયો મૂત્રકૃચ્છ્ર, રક્તસ્રાવ, વિગેરે રોગોમાં છુટ્ટથી વાપરે છે. તેમના એટએટલા વપરાશને અંતે મળેલા અનુભવને આધારે એટલું કહી શકાય છે કે આનાં મૂળીઆં જનનેન્દ્રિય અને પેસાબના–( Genito–uninary ) રોગો ઉપર ખાસ અસર કરે છે–જો કે યૂરોપીયન ડોકટરોએ હજી આ વિષે કંઇપણ કહ્યું નથી. (ફાર્મા. ઇન્ડી).

મુસલી દમ, હરસ, કમળો, અતિસાર, શૂલ, પરમીયો વિગેરે રોગો ઉપર વપરાય છે. તે શીત, મૂત્રલ, બલપ્રદ અને વાજીકરણ છે. તિક્ત અને સુગંધી દ્રવ્યો સાથે તે યોજાય છે. ( ડીમક ).

**ઉલ્લેખ**—વ. શા. પા. ૬૫૭; રૂ. નિ. પા. ૫૭૪; N. p. 342; Watt II p. 650; Indi. Medi Plants p.1277.

---

## ૩૮૪ સુખદર્શન.

### N. O. Amaryllideæ.

**નામો**—विषमंडल ( સંસ્કૃત. ઇન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સને આધારે ); સુખદર્શન, નાગદમન ( ગુજરાતી ); નાગદવન ( મરાઠી ); નાગિનકા પાત્તા ( દકખણુ ); નાગ–દમણુ; સુખદર્શન ( બંગાલી ); વિષમાંગુલી ( તામીલ );

લક્ષ્મીનારાયણ ચેટ્ટુ, વિષમુંગલી ( તેલુગુ ); ચીંદર, પીંડર, કન્વલ ( હિંદી ); Crinum asiaticum–ક્રાઈનિમ્ એસીયાટીકમ્ ( લેટીન ).

**વર્ણન**—આ છોડવાની નીચે મોટો કંદ હોય છે. કંદ ગોળાઇ લેતો, ૨ થી ૩ ઇંચ વ્યાસનો, ડુંગળીના આકારનો, હોય છે. આની ઉપર આગલા વર્ષનાં સડી ગએલાં પાનનાં ફોતરાં ચોટેલાં હોય છે. આ મુખ્ય કંદમાંથી બીજાં હજારો નાનાં નાનાં મૂળીયાં–રેસા જેવાં–નીકળેલાં હોય છે. પાન ૩ થી ૫ ફીટ લાંબાં, ૫ થી ૮ ઇંચ પહોળાં, ટેળવે સાંકડાં થતાં, બુઠ્ઠી અણીવાળાં હોય છે. ફુલની ડાંડી તેના કંદની ડાંડી ઉપરનાં સડેલ પાનના ખુણામાંથી નીકળેલી હોય છે. ફુલ મોટાં અને સફેદ રંગનાં થાય છે. પુલ રાત્રે ઠીક મ્હેંકે છે. ફળ ભાગ્યે જ થાય છે. ફુલ ખાસ જોવા લાયક હોય છે.

આ છોડ બાગોમાં વાવવામાં આવે છે. પુષ્પબાહ્યાન્તરકોષની ૬ સરખી પાંખડીઓ, છ સરખાં પુંકેસર, ૧ સ્ત્રીકેસર–આ બધું સુંદર અને મૃદુ હોય છે. કંદ અને પાન ઝેરી ગણાય છે.

**ઉપયોગ**—ફાર્માકોપીયા ઓફ ઈન્ડીયામાં આનાં મૂળીયાં દાખલ કરવામાં આવેલાં છે. આ મૂળીઆં થોડી માત્રામાં વામક, વવમિષાજનક અને સ્વેદલ છે. પાણકંદા જેવો જ તેનો ગુણ છે.

આ કંદના નાના નાના સૂકવેલા ટુકડાનું ચૂર્ણ સુંદર વામક છે, પણ તે મોટી માત્રામાં આપવું જોઇએ. સર. ડબ્લ્યુ. ઓ'શાઉધ્નેસી ( Bengal Disp p. 656 ) જણાવે છે કે " આ એક જ એવો દેશી ઉલટી કરનાર છોડ છે કે જેના સેવનથી ચુંક, મોળ કે બીજું કંઈ થતું નથી, મારો આ અનુભવ છે. " ફાર્માકોપીયા ઇન્ડીકાના કર્ત્તા સાથેના પત્રવ્યવહારમાં તે જણાવે છે કે સુખદર્શન સુંદર વામક અને સ્વેદલ ઔષધ છે. એપીકાની જગોએ વાપરવા લાયક છે. પણ આ આઇપેકેક્યુઆનાનું પ્રતિનિધિ નથી પણ એના અભાવે વાપરવા જેવું છે. ( Ph. Ind. )

પાનને સારી રીતે વાટી તેમાં દીવેલ નાખીને આંગળી પાકતી હોય ( Whitlow ) તે ઉપર તેમજ સોજા ઉપર લગાવવામાં આવે છે. પાનનો રસ કર્ણશૂલમાં કામમાં નંખાય છે. જાવામાં એનો રસ ઉલટી કરાવવા વપરાય છે.

( ડ્રુરી. )

ઉલ્લેખ–Glimpses p. 154; Indig. Drugs. p. 101; Indi. Medi. Plants p. 1279.

# वाराहीकंदादि वर्ग

## N. O. Dioscoreaceæ.

### ૩૮૫ વારાહીકંદ.

નામો—વારાહીકંદ, शौकरी, गृष्टि, क्रोडकन्दः (સંસ્કૃત); ડુક્કરકંદ (કાઠીયાવાડ); વારાકંદ, વણુવેલ (ગુજરાત); કડુકરાંદા (મરાઠી); સુઅરિયા, વારાઈકંદ (હિંદી); ચુવડિ, આલુ (બંગાલી); Dioscorea bulbifera-ડાયોરકોરીયા બલ્બીફેરા (લેટીન).

परिचय— श्यामकर्कशवाराहवृषणाकारकंदका ।
तांबूलवल्लीछिदना वाराहि गृष्टिरुच्यते ॥

॥ इति कैयदेवः ॥

गुणाः— वाराही मधुरा कंदे कटुस्तिक्तातिशुक्रला ।
बल्या शुक्रकरा वातकफमेहकृमीन् जयेत् ॥

वाराहकन्दः श्लेष्मघ्नः कटुको रसपाकतः ।
मेहकुष्ठकृमिहरो बल्यो वृष्यो रसायनः ॥

सुश्रुतः सू. ४६–३०९

वाराहिकन्दः श्लेष्मघ्नः कटुको रसपाकतः ।
मेहकुष्ठकृमिहरो वृष्योष्णः पित्तवर्द्धनः ॥

वाराही तिक्तकटुका विषपित्तकफापहा ।
कुष्ठमेहकृमिहरा वृष्या बल्या रसायनी ॥

॥ रा. नि. ॥

शोढल— १ रसायने-वाराहिमूलचूर्णस्य शतं मधुयुतं क्रमात् ।
युवा स्यात्पयसा पीत्वा क्षीरान्नाज्यभुगादतः ॥

सूक्ष्मचूर्णेन वाराह्याः शृतं क्षीरं विमान्थितम् ।
तदाज्यमधुसंयुक्तं मासमेकं रसायनम् ॥

સુશ્રુત— २ नाडीषु-वाराहिकन्दश्च तथा प्रदेयो ।
नाडीषु तैलेन च मिश्रयित्वा ॥
चि. १७-३६

વર્ણન—ડુક્કરકંદના વેલા ચોમાસે ઘણા જોવામાં આવે છે. તે ઘણા ચકચકિત હોય છે. એનાં પાન તળીએ હૃદયાકૃતિનાં લંબગોળ કે ગોળાઇ લેતાં અને ઉંડી નસોવાળાં હોય છે. ફુલ ધોળાં અને ફળની શેડો લટકતી હોય હોય છે. ફલ લંબગોળ કે ત્રણ ધાર અથવા પાંખોવાળાં થાય છે. એના વેલા પર નાના નાના કંદ બેઠેલા હોય છે. તે કંદનો રંગ ભુરો ને તે પર વખતે સખ્ત વાળ જેવી ફેછાળ કે રેસાઓ નીકળેલા હોય છે. તેને તળીએ પહોળી પડઘી હોય છે. આ કંદ ઝેરી ગણાય છે. આના કંદને ડુક્કર ખાઇ જાય છે માટે એનું નામ ડુક્કરકંદ પડયું છે. ડુંગરાઓમાં જ તે થાય છે.

### વૈદ્યકમાં વારાહીકંદનો ઉપયોગ

શોઢલ— ૧ રસાયન તરિકે-વારાહી મૂલનું ૧૦ શેર ચૂર્ણ કરવું. હમેશાં મધ સાથે સવારસાંજ ચાટવું. ઉપરથી દુધ પીવું. ખોરાકમાં દુધ, ઘી, કમોદનો ભાત એવું લેવું. આટલું ચૂર્ણ પૂરૂં કરવાથી માણસ જુવાન બને છે.

અથવા

વારાહિકંદ સાથે ઉકાળી લીધેલું દુધ, ઘી અને મધ નાખીને પી જવાથી પણ એક મહિનામાં રસાયનનો ગુણ જણાય છે.

સુશ્રુત— ૨ નાડીવ્રણમાં-વારાહિકંદના ચૂર્ણને તેલ સાથે લઢી નાડીવ્રણ ઉપર લેપ મારવો. ચિ. ૧૭-૩૬.

વક્તવ્ય—ચરકમાં વારાહીકંદનો ઉલ્લેખ નથી. સુશ્રુતમાં મૂત્રાઘાત, વિસર્પ અને કુષ્ઠમાં બીજાં દ્રવ્યો સાથે તે યોજાયલો છે. રસાયન તરિકે પહેલવહેલો પ્રયોગ સૂચવનાર સુશ્રુત જ છે.

વૃંદ કહે છે वाराहमूर्धवत्कन्दो वाराहिकन्दसंज्ञितः । भिषजां तदलाभेन चर्मकारालुको मतः ॥ ( અ ૭૦, શ્લો ૨૦ ). વારાહીકંદના વેલાનું અને કંદનું સુંદર ચિત્ર "आयुर्वेदविज्ञान" ભા. ૧ પૃ. ૩૦૨. ઉપર આપેલું છે.

અમરસિંહ વારાહીકંદને विष्वक्सेनाप्रिया કહે છે. विश्वक्सेनकान्ता એટલે તો પ્રિયંગુ-ઘઉંલાં !

ઉલ્લેખ—વ. શા. પા. ૬૬૯; રૂ. નિ. પા. ૩૪૨; N. p. 345; Watt III p. 128; Indi. Medi. Plants p. 284.

# लशुनादि वर्ग

## N. O. Liliaceæ.

## ૩૮૬ ચોપચીની.

**નામો**—द्वीपान्तरवचा, चोबचिनी ( સંસ્કૃત ); ચોપચીની ( ગુજરાતી ); ચોપચીની ( મરાઠી. હિંદી ); તોપચીની ( બંગાલી ); China-root-ચાયનારૂટ ( અંગ્રેજી ); Smilax China-સ્માઇલેકસ ચાઇના ( લેટીન ).

**परिचय—**

फिरंगदेशसंभूता चीनदेशेऽथ विश्रुता ।
नामतश्चोपचीनी स्यादश्वगंधासमा भवेत् ॥
अश्वगंधासमं पत्रमोषधिः ग्रन्थिसंयुता ।
वर्णतः पाटलाभा च गुणास्तास्य वदाम्यहम् ॥

॥ शिवनिघंटुः ॥

**गुणाः—**

द्वीपान्तरवचा कट्वी तिक्तोष्णा वह्निदीप्तिकृत् ।
विबन्धाऽऽध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी ॥
वातव्याधीनपस्मारमुन्मादं तनुवेदनाम् ।
व्यपोहति विशेषेण फिरंगामयनाशिनी ॥

॥ भा. प्र. ॥

द्वीपान्तरवचा तिक्ता चोष्णा चाग्निप्रदीपनी ।
धातुवृद्धिकरी बल्या मलमूत्रविशोधिनी ॥
तारुण्यदा पौष्टिकी च वृष्या चैव रसायनी ।
गर्भप्रदा बद्धविट्काऽऽध्मानोन्मादनाशिनी ॥
वातं शूलमपस्मारं धातुक्षयविनाशिनी ।
अंगग्रहं फिरंगोपदंशं मान्द्यं कटीग्रहम् ॥
पक्षाघातमुरुस्तम्भराजयक्ष्मव्रणांस्तथा ।
गण्डमालां नेत्ररोगं शुक्रशोणितदोषकम् ॥
सर्वाङ्गकम्पवातञ्च कुब्जवातञ्च नाशयेत् ॥

॥ नि. र.

ગુણ—ચોપચીની તિક્ત, ઉષ્ણ, અગ્નિવર્ધક, ધાતુવૃદ્ધિકર, બલ્ય, મલ-મૂત્રવિશોધક, પૌષ્ટિક, વૃષ્ય, રસાયન, ગર્ભપ્રદ, આધ્માન અને કબજીઆત વિગેરેનો નાશ કરનાર; વાતઘ્ન, શૂલ, અપસ્માર, ધાતુક્ષય વિગેરેને દૂર કરનાર; અંગગ્રહ, ઉપદંશ, પરમીયો, અગ્નિમાંદ્ય, કટીગ્રહ, પક્ષાઘાત, ઉરૂસ્તંભ, રાજય

ક્ષ્મા, વ્રણ, ગંડમાલા, નેત્રરોગો, વીર્ય અને શોણિતના દોષો, સર્વાંગકંપવાત, કુબ્જવાત વિગેરેને મટાડનાર છે. (નિઘંટુરત્નાકર).

वक्तव्य—ચીન અને જાપાન તરફથી ચોપચીની આપણે અહિં આવે છે. તે તરફ તેને 'ટુ–ફુહ' નામથી ઓળખે છે. અત્યારે ચોપચીની હિંદુસ્તાનના બધા બજારોમાં મળે છે. બીજી એક જાત–Smilax Glabra–આસામ, સીલહટ અને ખાસીઆની ટેકરીઓમાં આપણે અહીંઆં થાય છે એમ ઘણાનું માનવું છે. સારસાપરીલાની જગોએ ચોપચીનીનો ઉપયોગ કરવામાં આવે છે કારણ કે તેના જેવું જ કામ તે કરે છે. હાલમાં યૂરોપીય વૈદ્યકશાસ્ત્રમાં ચોપચીની વપરાતી નથી, પણ થોડાંક વર્ષો અગાઉ બ્રીટીશ ફાર્માકોપીઆમાં તે દાખલ પણ થયેલી અને ઠીક પ્રતિષ્ઠા પામેલી હતી. અત્યારે પણ ચોપચીની લંડનના બજારોમાં વેચાય તો છે જ. ભાવમિશ્રે ચોપચીની પહેલવહેલી વાપરી છે. ચાંદી, પરમીયા જેવા રોગોમાં ચોપચીની સારૂં કામ કરે છે એમ ઘણાનું કહેવું છે. અશ્વગંધાના જેવાં પાન આનાં હોય છે એમ શિવનિઘંટુમાં કહેલું છે.

**Actions & Uses**—Diaphoretic, stimulant, alterative and resolvant; given with अनंतमूल in long-standing head-ache; chobchini with mastaki, elchi and taja boiled with milk is given in rheumatism, gout, epilepsy, also in general cachexia, scrofula, seminal weakness and constitutional tertiary syphilis. The rhizome is made into a paste and applied to swelled hands and feet in general obesity. (R. N. Khory II p. 593).

The author of the Makhzan-el-Adwiya has a long article upon its medicinal virtues. He also notices particularly the valuable appearance of different samples of the drugs and directs that what is heavy, of a rose-colour, and free from knots is to be selected. He tells us that the fresh root is sometimes brought to India. Some of this he planted at Moorshidabad (A. H. 1178); it produced a climbing stem with small elongated leaves not unlike a bamboo; after a year's time he dug it up, but found that the roots had degenerated and did not retain the qualities of china article. "The reported good effects of china root on the Emperor Charles V, who was suffering from gout, acquired for the drug a great celebrity in Europe and several works were written in praise of its virtues. But though its powers were soon found to have been greatly overrated, it still retained some repu-

tation as a sudorific and alterative, and was much used at the end of the 17th century in the same way as sarsaparilla. It still retains a place in some modern Pharmacopœa.

(Dymock Vol III. p. 501).

**ભાવાર્થ**—ચોપચીની સ્વેદલ, ઉષ્ણ, રસાયન, અને ફોલ્લા-ગડગુંબડ વિગેરેમાં પકાવવામાં સારી છે. ઘણા વખતના માથાના દુખાવામાં અનંતમૂલની સાથે ચોપચીની વપરાય છે. ચોપચીની, રૂમીમસ્તકી, એલચી અને તજને દુધમાં ઉકાળી લઇને તે દુધ સંધિવામાં, વાતરક્તમાં, અપસ્મારમાં, ધાતુવૈષમ્ય, કંઠમાળ, શુક્રક્ષીણતા અને લાંબા વખતના સીફીલીસની ત્રીજી સ્ટેજમાં વપરાય છે. હાથપગના સોજામાં ચોપચીનીનું બારીક ચૂર્ણ ચોપડવામાં આવે છે.

(ખોરી ભા. ૨. પા. ૫૮૫)

'મખઝન-અલ-અદ્વીયા'ના લેખકોએ ચોપચીનીના ગુણો દર્શાવનારો મોટો લેખ લખેલો છે. વિવિધ જાતના નમુનાઓના દેખાવનું પણ તેમાં વર્ણન કરવામાં આવ્યું છે અને ઉત્તમ ચોપચીની માટે જાહેર કરેલું છે કે જે ચોપચીની વજનમાં ભારે, ગુલાબી લેતા રંગની, અને ગાંઠો વગરની હોય તે જ સારી. વળી હીજરી સન ૧૧૭૮માં મુર્શીદાબાદના એક હકીમે ચોપચીની પોતાને ત્યાં વાવી હતી. ઉપરની વેલ અને પાંદડાંનો દેખાવ બરાબર ચોપચીની જેવો હતો પણ અમુક મુદત પછી જ્યારે મૂળીઆં ખોદવામાં આવ્યાં હતાં ત્યારે તે ચોપચીની જેવાં ન હતાં પણ હલકી જાતનાં માલમ પડયાં હતાં.

"શહેનશાહ પાંચમા ચાર્લ્સને સંધિવા થયો હતો અને તે ચોપચીનીથી મટી ગયેલો; એ હકીકત જ્યારથી બહાર આવેલી ત્યારથી તેનાં ગુણગાન ખુબ થવા લાગેલાં-મોટા મોટા ગ્રંથો લખાયલા. વખત જતાં તે વર્ણનમાંની અતિશયોક્તિ જગજાહેર થઈ, છતાંએ ૧૭મી શતાબ્દિના અંત સુધી સ્વેદલ અને રસાયન તરિકેની તેની ખ્યાતિ કાયમ રહી હતી. હજુ પણ કેટલાક ફાર્માકોપીયાઓમાં તેનું સ્થાન છે." (ડીમક વૉ. ૩જું પા. ૫૦૧).

**નોંધ**—ચોપચીનીની જાતો અત્યારે આપણા દેશમાં થતી જણાય છે. (૧) S. glabra-બડી ચોપચીની. આ પૂર્વબંગાલ, સીલ્હટ તથા ખાસી હીલ્સમાં થાય છે. ડૉ. કીર્તિકર જણાવે છે કે આ લાંબી, સફેદ, મૃદુ, સુંદર કુલની ચમરીઓનું થાણા જીલ્લામાં શાક કરીને ખાય છે. આનાં તાજાં મૂળીયાં પણ આસામ તરફના ભીલ લોકો ગુહ્યેન્દ્રિયનાં ચાંદાં રૂઝવવા માટે પીએ છે. (૨) S. lanceœfolia-હિંદી ચોપચીની. સીકીમથી ભુતાન સુધીમાં પૂર્વ હિમાલયમાં તે થાય છે. મણીપુર અને ખાસી તથા નાગ હીલ્સમાં ખૂબ થાય છે.

આમાં લાંબાં મૂળીયાં ચીનથી આવતી ચોપચીનીના જેવાં જ હોય છે. આંખથી જોવાથી આ બેમાં કંઈપણ ફેર જણાતો નથી. (૩) S. Macrophylla [જંગલી ઓસબાંહ, ચોપચીની (હિંદી); કુમારિકા (બંગાલ); અટકીર (સંતાલ); ચોપચીની (નેપાલ); ઘોલચેલ (મરાઠી).]

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 1285. રૂ. નિ. પા. ૫૫૭; વનસ્પતિ ગુણાદર્શ પા. ૪૪૮.

---

## ૩૮૭ પાણુકંદો.

### N. O. Liliaceæ.

નામો—कोलकन्दः, पटालुः, वनपलाण्डुः (સંસ્કૃત); પાણુકંદો, જંગલી કાંદો (ગુજરાતી); જંગલી પ્યાઝ, રાનકાંદા (મરાઠી. હિંદી); વનપિયાજ (બંગાળી); Urginœa indica–અરજીનીયા ઇન્ડીકા (લેટીન.)

ગુણાઃ— कोलकन्दः कटुश्चोष्णः कृमिदोषविनाशनः ।
वांतिविच्छर्दिशमनो विषदोषनिवारणः ॥

॥ रा. नि. ॥

कोलकन्दः कटुश्चोष्णो विषवांतिकृमीन् जयेत् ॥

॥ नि. र. ॥

વર્ણન—પાણુકંદાના છોડવા, કરલીની ભાજી પેઠે, વરસાદ પડયા પછી ઘણા જોવામાં આવે છે. કરલીની ભાજી (Chlorophylum tuberosum) જ્યાં ઉગે છે ત્યાં આગળ પાણુકંદો પણ થાય છે. બન્નેના છોડ લગભગ–નાના હોય છે ત્યારે–મળતા હોય છે. તેને ઓળખવા માટે આટલું જાણવું જરૂરી છે કે કરલીની ભાજીની વચ્ચોવચ્ચ તે વખતે ધોળાં ફુલનું શેલડું નીકળેલું હોય છે, પણ પાણુકંદાને તે વખતે ફુલ આવેલું નથી હોતું; તેમ જ કરલીનાં પાન કુમાશમાં પણ પાણુકંદા કરતાં કુમળાં હોય છે. કરલીની ભાજી અને પાણુકંદાનો ભેદ રા. જયકૃષ્ણભાઇએ વનસ્પતિશાસ્ત્ર (પાનું ૬૬૫)માં સરસ રીતે વર્ણવેલો છે.

પાણુકંદાનો કાંદો થાય છે અને તે ડુંગળીના જેવા પડવાળો હોય છે. કાંદાની નીચે સુતળી જેવાં જાડાં, ૪ થી ૮ ઇંચ લાંબાં, ભુરા ધોળા રંગનાં, ઝથ્થાં મૂળીયાં હોય છે. પાણુકંદાને ડાંડી કે શાખાઓ હોતી નથી. કંદના મધ્યભાગેથી વચ્ચોવચ્ચથી તેમાં પાન નીકળે છે. પાન ૬ થી ૧૨ કે ૧૮ ઇંચ લાંબાં ને ½ થી ૧ ઇંચ પહોળાં હોય છે. તે બન્ને સપાટીએ ચળકતાં ને લીસાં

હોય છે. તે ટેળવે સાંકડાં થતાં ને અણીદાર હોય છે. એની વાસ કડવી હોય છે. ઉનાળે જ્યારે પાન હોતાં નથી ત્યારે–તેના કાંદાની વચ્ચોવચ્ચથી ૧ થી ૨ કે ૨ાા ફીટ જેટલાં અથવા કોઇવાર ૪ ફીટ લાંબાં, ઉભાં, સ્લેટપેન જેવાં જાડાં, રતાશ લેતા ભુરા રંગનાં પુષ્પ ધારણ કરનાર શેલડાં નીકળે છે. તેના ઉપર એક પછી એક ફુલો આવે છે. ચામડીઆ લોકો અથવા વણકરો એના રસનો લુગડાંને હાર દે છે. વિલાયતી દવાઓમાં જે પાણકંદો U.scillæ વપરાય છે તે ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર પુષ્કળ થાય છે અને ત્યાંથી તે હિંદમાં આવે છે.

ઉપયોગ—કફઘ્ન તરિકે દમ, ક્ષય તેમ જ ફેફસાંનાં બીજાં દરદોમાં તે ઉપયોગી છે. પાણકંદાથી બળખાની ચીકાશ તૂટે છે; તથા બળખા જલદી બહાર નીકળી જાય છે. વધારે મોટી માત્રા લેવાથી ઉલટી થાય છે, અને ઘણીયે વખત ઉલટી કરાવવા માટે પાણકંદો અપાય છે પણ ખરો. ઉનવામાં પણ પાણકંદો સારૂં કામ કરે છે. મૂત્રપિંડ અને સોજાના દરદોમાં પણ તે મૂત્રલ હોવાથી અપાય છે. કૃમિઘ્ન તરિકે પણ આની ખ્યાતિ સારી છે. જેમ નાનો હોય તેમ તે સારો ગણાય છે.

માત્રા—૧ થી ૩ રતી. ઉલટી માટે ૨ થી ૩ વાલ.

वक्तव्य—પાણકંદાને कोलकंद કહેવા માટે કંઇ ખાસ પુરાવા નથી; એટલે પુરાવા વગરનો કેસ જયમ લુલો હોય છે તેમ આપણા નામનિર્ણયનો કેસ પણ લુલો તો છે જ. રા. રા. ગુરૂવર્યશ્રી અમૃતલાલ પટ્ટણી अश्मन्तकને પાણકંદો કહે છે, કારણ કે ચરકે સ્પષ્ટ જ કહ્યું છે કે " वमने अश्मन्तकं विद्यात " ( सू. अ–१ ). અશ્મન્તક ( આસોત્રો ) વાપરી જોઇને, તેમાં વામક ગુણ ન જણાયો એ પછી જ આ વધુ સયુક્તિક મત ઉપર તેઓશ્રી આવેલા છે. એમના મત ઉપર ' આયુર્વેદ વિજ્ઞાન 'ના વિદ્વાન્ તંત્રીજી રા. રા. દુર્ગાશંકરભાઇએ ઠીક ઉહાપોહ કરેલો છે. એ વાંચવા માટે જીજ્ઞાસુ વાંચકોને–ખાસ કરીને વૈદ્યક વિદ્યાર્થીઓને–મારી ખાસ ભલામણ છે. ( આયુર્વેદ વિજ્ઞાન. પુસ્તક ૫ મું. અંક ૪ થો પાનું ૧૦૨ ). એક જ ફકરો તેમાંથી ટાંકીશ:—

" પાણકંદામાં ઇંગ્રેજી વૈદ્યક પ્રમાણે હૃદયબલ્ય, કફઘ્ન અને મૂત્રલ ગુણો છે. પૂરી માત્રામાં એનાથી મોળ, ઉલટી અને ઝાડા કવચિત્ લોહીવાળા થાય છે. હૃદયને બળ આપવામાં એ ડીજીટેલીસ પેઠે કામ કરે છે. એ જુની ખાંસીમાં કફઘ્ન તરિકે ઉપયોગી છે અને હૃદયના રોગથી થયેલા સોજામાં ( Dropsy ) હૃદયને બળ આપનાર, મૂત્રલ તરિકે ઉપયોગી છે. એનું ગુણકારક તત્ત્વ ઝેરી છે. આવી બળવાન ચીજ દેશી વૈદામાં દાખલ થાય અને જ્ઞાનપૂર્વક વપરાય એ ઘણું ઇચ્છવા યોગ્ય છે. ઇંગ્રેજી વૈદામાં તથા યુનાનીમાં વપરાય છે, તો દેશી વૈદ્યોને વાપરવામાં શું વાંધો ? પાણકંદો ' अश्मन्तक ' હોય કે ન હોય પણ એને

વાપરવામાં અર્થાત્ દેશી વૈદ્યનાં ઔષધશાસ્ત્રમાં એને દાખલ કરવામાં કોઈ જાતનો વાંધો સંભવિત નથી એટલું જ નહિ, પણ એક ઉપયોગી દ્રવ્યની પ્રાપ્તિનો લાભ છે. "

અંગ્રેજી પાણુકંદો ( U. Scillæ ) અને આપણા દેશી પાણુકંદામાં ગુણ તો સરખા જ છે એમ બધા વિદ્વાનો માને છે. આ પાણુકંદાનું પૃથક્કરણ ડૉ. ચુનીલાલ બોઝે કરેલું છે.

ઉલટી માટે આવા શક્તિવાન્ કંદને રાજનિઘંટુ અને નિઘંટરત્નાકર બન્નેમાં 'વાંતિશમન'કૃત્ કહેલો છે, એ વિચારવા જેવું છે. નામ બદલવાં હોય તો ભલે વિદ્વાનો વધુ મતે બદલે, પણ 'वनपलाण्डु' અને 'पटालु' શબ્દ તો બેશક સારા છે જ. દેશી વૈદ્યો આ વસ્તુને વાપરીને વધારે ખાત્રી કરે એ ઇચ્છવા યોગ્ય છે.

ઉલ્લેખ—વ. શા. પાનું ૬૬૫; Watt III part III p. 213; રૂ. નિ. પા. ૫૯૯; N. p. 349; Indig. Dugs. p. 325; Indi. Medi. Plants p. 1296.

---

## ૩૮૮ દુધીઓ વછનાગ.

### N. O. Liliaceæ.

**નામો**—लाङ्गली, लाङ्गलिकी, हलिनी, कलिकारिका, विशल्या, गर्भपातिनी, अग्निज्वाला ( સંસ્કૃત ); દુધીઓ વછનાગ ( ગુજરાતી ); શિંગડીઓ વછનાગ ( પોરબંદર ); કલલાવી, કરીઆનાગ, કલિહારી ( મરાઠી ); કરિયારી, લાંગુલી, કલિહારી ( હિંદી ); વિષલાંગુલા ( બંગાલી ); The Glory lily ( અંગ્રેજી ); Gloriosa superba-ગ્લોરીઓસા સુપર્બા. ( લેટીન ).

**परिचय**—

लांगलीति लता वन्या रक्तपीतायुता शुभा ।
आर्द्रकानुदला चैव विषकंदिनिका च सा ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**—

लाङ्गली कटुरुष्णा च कफवातविनाशनी ।
तिक्ता सरा च श्वयथुगर्भशल्यव्रणापहा ॥

॥ ध. नि. ॥

कलिकारी कटूष्णा च कफवातनिकृन्तनी ।
गर्भान्तःशल्यनिष्कासकारिणी सारिणी परा ॥

॥ ग. नि. ॥

कलिहारी सरा कुष्ठशोफार्शोव्रणशूलजित् ।
सक्षारा श्लेष्मजित् तिक्ता कटुका तुवरापि च ॥
तीक्ष्णोष्णा क्रिमिजित् लघ्वी पित्तला गर्भपातिनी ॥

॥ भा॰ प्र॰ ॥

हलिनी करवीरश्च कुष्ठदुष्टव्रणापहौ ॥

॥ राजवल्लभः ॥

सुश्रुत— १ अपरापातनार्थम्–लाङ्गलीमूलकल्केन वाऽस्याः पाणिपादतल-मालिम्पेत् ॥ शा॰ अ. १०–२१.

२ उन्मन्थनाम्नि कर्णरोगे–सरलालाङ्गलीभ्यां च हितमुन्मन्थ-नाशनम् ॥ चि. अ. २९–१९.

वाग्भट— ३ इन्द्रलुप्ते–....प्रलेपयेत् ।....तथा लांगलिकामूलैः ।
उ. २४–२९.

४ अपचीनाशाय–तैलं लांगलिकीकन्दकल्कपादे चतुर्गुणे ।
निर्गुंडीस्वरसे पक्वं नस्याद्यैः अपचीप्रणुत् ॥ उ. ३०–२१.

राजमार्तण्ड— ५ शल्यनिर्गमनार्थे–शल्यनिर्गमनार्थं व्रणमुखे लाङ्गलीकन्दलेपः । पिष्टेन लाङ्गलक्याः कन्देन विलेपिते व्रणस्य मुखे । सद्यो निर्याति क्षताच्छल्यं चिरकालनष्टमपि ॥

शोढल— ६ कृमिकर्णे–.... लाङ्गलीमूलकरसं त्र्यूषणेनावचूर्णिते । पूरयेत् कृमिकर्णे तु जन्तूनां नाशनं परम् ॥

७ सुखप्रसवार्थम्–पाठालाङ्गली....जटाःपृथक् । नाभिबस्तिभगा-लेपात्सुखं नारी प्रसूयते ॥

વર્ણન—દુધીઆ વછનાગના વેલા ચોમાસે ઉગી નીકળે છે. તે ૫ થી ૧૦ ફીટ કે વખતે તેથી પણ વધારે લાંબા વધેલાં હોય છે. એનાં મૂળને મથાળેથી એક કે બેચાર ઉભા તરસા જેવી સોટીઓ નીકળી, પછી તે વેલાની પેઠે આડી અવળી વળીને વાડો કે ઝાડવાં પર ચઢે છે. એનાં પાન કોઇ વખત સામસામે, ઘણી વખત આંતરે, લાંબાં, ટેરવે સાંકડાં થતાં, ગુંછળાની પેઠે આંટી વળેલાં હોય છે. પાન આદુના પાનના જેવાં કહી શકાય. પાન ૬ થી ૧૦ ઇંચ લાંબાં અને ૧॥ થી ૨ ઇંચ પહોળાં થાય છે. પાનને છેડે આવેલી

આંટીથી છોડ ઝાડવાંને વીંટળાઇને ઉંચા ચઢે છે. એમાં ઘણું કરી શ્રાવણ ભાદરવે ફુલ આવે છે.

ડૉ. કીર્તિકર લખે છે કે એનાં ફુલ અને ફળ જુલાઈથી સપ્ટેમ્બર સુધીમાં આવી જાય છે. છોડ નવો રોપવો હોય ( બાગમાં શોભા માટે ) તો ફેબ્રુઆરી, માર્ચ કે એપ્રીલમાં રોપવો, કારણકે એપ્રીલમાં ખાસ કરીને કંદમાંથી ફણગો ફુટે છે.

પુલ ઘણાં મોટાં, પીળાશ લેતા સિંદૂરીયા રંગનાં–અતિશય સુંદર રંગનાં–અગ્નિની શિખા જેવાં જણાય છે. પાંખડીઓ અગ્નિની શિખાની પેઠે ઉંચે ચઢતી અને કોર ઉપર મોજાંવાળી હોય છે. એક વખત આનાં પુલ જેણે જોયાં હોય તે આ છોડ કદાપિ ન ભૂલે. એનાં ફળ લાંબી એરંડીનાં ફલને મળતાં ૩ થી ૬ હાંસોવાળાં હોય છે.

પંચમહાલ તરફ આ ફુલને ' વઢવારડીનાં ફુલ ' કહે છે અને લોકો શ્રદ્ધાપૂર્વક માને છે કે જેના ઘરના છાપરા ઉપર આ પુલ નાખવામાં આવે તે ઘરનાં માણસો અરસપરસ લઢી પડે. સંસ્કૃત कलिकारिका નું બરાબર ભાષાંતર ' વઢવારડી ' છે. આની શોભા માટે રૉકસબર્ગ કહે છે:—

" It is one of the most ornamental plants any country can boast of. " બીજો વિદ્વાન્ કહે છે—

"During the rainy reason you find it shooting in the lanes' bordered thickly by huge Euphorbia and Aloe, or in bamboo thickets. The grace of its form, amidst the stout and ugly plants with their fierce thorns and spikes, and the gaity and warmth of its flowers amidst the sullen and cold gray of the surroundings have, no doubt, given cause to the *Superb name* the flower bears. "

પુંકેસર અને સ્ત્રીકેસરની રચના પણ જણાવવા જેવી છે. ફુલમાં સુગંધ નથી એટલે પતંગીયાંને આકર્ષવા માટે પ્રભુએ એને આટલા સુંદર રંગો ભેટ કર્યા છે ! આનું રસિક વર્ણન વાંચવું હોય તો Glimpses into the life of Indian plants ( પૃષ્ઠ ૧૫૧–૫૨ ) વાંચવું.

કેટલાક આને જ વછનાગ કહે છે પણ તે ભૂલ છે. ખરો વછનાગ તો– Aconitum ferox–આથી જુદો જ છોડ છે.

આનાં મૂળીયાંમાં વછનાગના જેવું ઝેર નથી. આ વિષે લંબાણ વિવેચન કીર્તિકર સાહેબે તેમના Poisonous Plants of Bombay Vol I p. 6-7 ઉપર આપેલું છે તે વાંચવું.

## વૈદ્યકમાં દુધીઆ વછનાગનો ઉપયોગ

સુશ્રુત— ૧ ઑર પડતાં વાર લાગી હોય તો–આ દુધીયા વછનાગનાં મૂળને પાણીમાં ઘસીને, હાથપગનાં તળીયાંએ લગાવી દેવું. આથી ઑર પડી જશે. શા. ૧૦-૨૧.

૨ 'ઉન્મન્થ' નામના કાનના રોગમાં–નસોતર અને દુધીઓ વછનાગ એ બન્નેથી પકાવેલું તેલ કામનું છે. ચિ. ૨૫-૧૯.

વાગ્ભટ— ૩ ઈંદ્રલુપ્તમાં ( ટાલમાં )-દુધીઆ વછનાગનાં મૂળ ઘસીને ચોપડવાં.

૪ ગંડમાલા અને અપચીમાં-લાંગલીના કંદનો કલ્ક ૦। શેર, ૧ શેર તેલ અને ૪ શેર નગોડનો રસ–આ પ્રમાણમાં તેલ પકાવી લેવું. આ તેલના નસ્ય, લેપ વિગેરેથી અપચી મટે છે. ઉ. ૩૦-૨૧.

રાજમાર્તંડ—૫ શલ્ય બહાર ખેંચી કાઢવું હોય તો–વ્રણના મુખ ઉપર દુધીઆ વછનાગનો કંદ ચોપડી આપવો; તુરત જ શલ્ય નીકળી આવશે અને લાંબા વખતની વેદના શાંત થઈ જશે.

શોઢલ— ૬ કાનમાં કીડા પડયા હોય તો- લાંગલીના મૂળનો રસ સ્હેજ ત્રિકટુ નાખીને કાનમાં નાખવાથી કાનના કૃમિ ખરી પડે છે.

૭ સુખેથી પ્રસવ થાય એટલા માટે-નાભિ, બસ્તિ અને યોનિ ઉપર લાંગલીનો કંદ ચોપડી આપવો. તુરત જ પ્રસવ થઇ જશે.

**વક્તવ્ય**—વછનાગ ( वत्सनाभ ) એ તદ્દન જુદી વનસ્પતિ છે. લાંગલી અને વછનાગ એક બીજાના પર્યાયો નથી એ યાદ રાખવું. વછનાગ શું છે તે જાણવું હોય તેઓએ "વનસ્પતિ ગુણાદર્શ" ( પાનું ૬૧૩ થી ૬૩૦ ) વાંચી જોવું. લાંગલી–દુધીઓ વછનાગ વછનાગના સોમા ભાગ જેટલો પણ ઝેરી નથી. સ્વ. કીર્તિકર સાહેબ એના મૂળની ઝેરી અસરનો ઉલ્લેખ નથી કરતા. સંસ્કૃત લેખકોના મત મુજબ, મૂળીયાંમાં ઉલટી કરવાનો અને ગર્ભપાત કરવાનો ગુણ છે તે તેઓ પણ કબુલ રાખે છે. પાણકંદા (Squill) જેવી જ વામક અસર એના મૂળીયાંના સેવનથી થાય છે એમ તેઓ પણ માને છે.

ચરકસુશ્રુતવાગ્ભટમાં સ્થાવર વિષની અંદર 'વછનાગ'ની ગણત્રી કરેલી છે એટલું જ; તે ઉપયોગમાં કયાંયે લેવામાં નથી આવ્યું. લાંગલી છુટથી વપરાયલી છે. ચરકે શાકવર્ગમાં લાંગલીના શાકને लघु भिन्नशकृत् तिक्तम् (सू २७-१०३) કહેલું છે. જ્યારે બીજા ગ્રંથોમાં અપરાપાતન માટે લાંગલીનો લેપ કરવાનું કહ્યું છે ત્યારે ચરકમાં સુંઘાડવાથી જ અપરા-ઓર-પડી જાય છે એમ કહ્યું છે (શા. ૮-૮૫). સુવાવડીના ઓરડામાં તૈયાર રાખવાની જે ચીજોની યાદી ચરકે આપેલી છે તેમાં लाङ्गली પણ છે.

સુશ્રુતે વ્રણમાં સંશોધનવર્ત્તિના પાઠોમાં लाङ्गली ઘણી જગોએ યોજેલી છે. ગંડમાલા, ભગંદર, અજગલ્લિકા, કુષ્ઠ વિગેરે રોગોમાં બીજી દવાઓ સાથે लाङ्गली યોજાયલી છે. હરસમાં પણ બીજાં દ્રવ્યો સાથે લાંગલીનો ઉલ્લેખ છે (ચિ. ૬-૧૨). શ્લેષ્મસંશમન વર્ગમાં અને કટુ વર્ગમાં તેનો ઉલ્લેખ છે. ખાવાની દવાઓમાં લાઙ્ગલીનો ઉપયોગ આખા સુશ્રુતમાં ફક્ત અરૂચિના અધ્યાયમાં જ દેખાય છે. બ્રાહ્મી, અર્ક અને અમૃતા સાથે લાંગલી અરૂચિમાં લેવાથી "गुल्मारुचिश्वसनकंठहृदामयश्च"-આટલા રોગો સારા થાય છે (ઉ ૫૭-૧૧).

વાગ્ભટે આંખના ફુલામાં લાંગલીક્ષાર યોજેલો છે:-धात्रीफणिजकरसे क्षारो लांगलिकोद्भवः। उषतः शोषितः चूर्णः शुक्रहर्षणमञ्जनम्॥ (ઉ. ૧૧-૪૫). વિષમાં "करवीरार्ककुसुममूललांगलिकाकणाः। एष व्यन्तरदष्टानामगदः सार्वकामिकः॥ (ઉ. ૩૬-૭૧)-આમ કહ્યું છે.

અમરસિંહે 'विषभेदा अमी नव' એ હેડીંગમાં 'વત્સનાભ' ગણાવ્યો છે. લાઙ્ગલીનો અર્થ તેમાં જલપિપ્પલી કરેલો છે. लाङ्गलिकी નો અર્થ અગ્નિશિખા કરે છે. શ્રી ડલ્હણાચાર્ય પણ लांङ्गलकी ને कलिकारिका કહે છે. બીજો એક શબ્દ लाङ्गुली વૈદ્યક સાહિત્યમાં ઘણી વખત આવે છે. આ लाङ्गुलीનો અર્થ કપિકચ્છુ થાય છે. વાગ્ભટે 'અષ્ટાંગહૃદય'માં लाङ्गलीत्रिफलालोहपलपञ्चाशतीकृतम् એ પ્રયોગ આપ્યો છે. મ્હેં ઉપયોગમાં જાણી જોઇને આ પ્રયોગ મૂકયો નથી; કારણ કે આટલી મોટી માત્રામાં लाङ्गली-દુધીઓ વછનાગ-વાપરવો સલાહ ભરેલો નથી. ખરી રીતે ત્યાં આગળ 'लाङ्गुली' શબ્દ જોઇએ. લિપિનો આ પ્રમાદ હોય એમ મને લાગે છે. લાંગુલીનો અર્થ 'કૌચાં' થાય છે અને કૌચાં વછનાગ કરતાં વધારે પૌષ્ટિક છે એ જગજાહેર વાત છે. 'અષ્ટાંગહૃદય'ના વિદ્વાન્ ગુજરાતી અનુવાદકે પણ ત્યાં આગળ કૌચાં જ યોજેલાં છે. લાંગુલી ભલે ઝેરી ન હોય તો પણ રસાયનનાં પ્રકરણમાં એટલી મોટી માત્રામાં તે વાપરવી જરા પણ યોગ્ય નથી. સુશ્રુતે કલ્પસ્થાનના ૨ જા અધ્યાયમાં મૂલવિષમાં 'विद्युच्छिखा'નો ઉલ્લેખ કર્યો છે. વિદ્યુચ્છિખા એટલે લાંગલી-દુધીઓ

વછનાગ. સ્વ. કનૈયાલાલ દે પાચક અને બલ્ય તરિકે એની માત્રા ૫ થી ૧૦ ગ્રેનની જણાવે છે. આથી વધારે માત્રામાં તે વામક છે.

**નવ્યમત**—ડૉ. મુઇદ્દીન શરીફ વૉટ ડીક્ષનેરીમાં નીચેની હકીકત આપે છેઃ–" એનાં મૂળ ધારવામાં આવે છે એટલાં ઝેરી જણાતાં નથી. મેં પોતે એનું મૂળ ધીમે ધીમે ૧૫ ઘઉંભારની માત્રા સુધી ખાઈ જોયેલ છે. તેથી ખરાબ અસર થઇ જણાઇ નથી. પણ મને સારી પેઠે ભુખ લાગેલી છે, અને મારામાં વધારે તેજી અને શકિત જણાયલી છે. ૫ થી ૧૨ ઘઉંભારની માત્રા સુધી દિવસમાં ત્રણ વખત મેં ૧૬ વર્ષ સુધી એ વાપરી જોયેલું છે, ને તે ઉપરથી હું ધારૂછું કે તે સારી શકિત અને પાચનશકિત આપનાર છે."

**શુદ્ધિ**—એક દિવસ સુધીઆ વછનાગનાં મૂળીઆંને ગોમૂત્રમાં પલાળી રાખવાથી તે શુદ્ધ થાય છે. " लाङ्गली शुद्धिमायाति दिनं गोमूत्रसंस्थिता " ॥

**ઉલ્લેખ**—વ. શા. પા. ૬૬૬; રૂ. નિ. પા. ૩૦૮; Watt III p. 506; N. p. 349; Glimpses. p. 150; Indi. Medi. Plants. p. 1301.

---

## ૩૮૯ ડુંગળી.

### N. O. Liliaceæ.

**નામો**—पलाण्डुः, मुखदूषकः, यवनेष्टः ( સંસ્કૃત ); ડુંગળી,કાંદા (ગુજરાતી); કાંદા ( મરાઠી ); પ્યાજ ( હિંદી ); પેયાજ ( બંગાળી ); નીરઉલ્લી ( તેલુગુ ); પ્યાજ ( ફારસી ); અનીયન ( અંગ્રેજી ); Allium cepa-એલીયમ્ સેપા ( લેટીન ).

**गुणाः**—

श्लेष्मलो मारुतघ्नश्च पलाण्डुः न च पित्तहृत् ।
आहारयोगी बल्यश्च गुरुः बल्योऽथ रोचनः ॥

चरकः सू. अ. २७

बलावहः पित्तकरोऽथ किञ्चित् पलाण्डुरग्निञ्च विवर्द्धयेच्च ।
स्निग्धो रुचिष्यः स्थिरधातुकर्ता बल्योऽथ मेधाकफपुष्टिदश्च ॥
स्वादुर्गुरुः शोणितपित्तशस्तः सपिच्छिलः क्षीरपलाण्डुरुक्तः ॥

सुश्रुतः सू. अ. ४६

पलाण्डुस्तद्गुणो नान्यो विपाके मधुरस्तु सः ।
कफं करोति नो पित्तं केवलोऽनिलनाशनः ॥

पलाण्डुः कटुको बल्यो गुरुः वातास्रपित्तजित् ।
अन्यः क्षीरपलाण्डुश्च वृष्यो मधुरपिच्छलः ॥
॥ ध. नि. ॥

पलाण्डुः कटुको बल्यः कफपित्तहरो गुरुः ।
वृष्यश्च रोचनः स्निग्धो वान्तिदोषविनाशनः ॥
॥ रा. नि. ॥

स्वादुः पाके रसेऽनुष्णः कफकृन्नाति पित्तलः ।
हरते केवलं वातं बलवीर्यकरो गुरुः ॥
॥ भा. प्र. ॥

बीजं पलाण्डोः वृष्यं स्यात् दंतकीटप्रमेहजित् ॥
॥ नि. र. ॥

चरक— १ नासिकास्रुते रक्ते—यवासमूलानि पलाण्डुमूलम् । नस्यम्....
चि. ४—९८

२ रक्तार्शःसु—रसखडयूषयवागूसंयुक्तः केवलोऽथवा जयति । रक्तमति वर्तमानं वातञ्च पलाण्डुरुपयुक्तः ॥ चि. ९—२०

३ हिक्काश्वासयोः—रसोनस्य पलाण्डोर्वा मूलम् ।....नावयेत् ॥
चि. अ. २१-१२८

## વૈદ્યકમાં ડુંગળીનો ઉપયોગ

ચરક— ૧ નાકમાંથી લોહી પડતું હોય તો—ડુંગળીના રસનાં નાકમાં ટીપાં નાખવાથી લોહી પડતું અટકે છે. ચિ. ૪—૯૮

૨ હરસમાં લોહી પડતું હોય તો—રસ, ખડ, યવાગૂ વિગેરેમાં ડુંગળી યોજવી; અથવા કેવળ એકલી ખાવી. ખૂબ લોહી પડતું હોય તે તથા વાયુને તે મટાડે છે.

૩ હેડકી અને શ્વાસમાં—ડુંગળીના રસનાં નાકમાં ટીપાં નાખવાં. ચિ. અ. ૨૧

॥ अथ पलाण्डुकल्पः ॥

लशुनानन्तरं वार्योः पलाण्डुः परमौषधम् ।
साक्षादवस्थितं यत्र शकाधिपतिजीवितम् ॥

यस्योपयोगेन शकाङ्गनानां लावण्यसारादिविनिर्मितानाम् ।
कपोलकान्त्या विजितः शशाङ्को रसातलं गच्छति निर्विषण्णः ॥
स्निग्धाङ्गत्वं गौरता कान्तिमत्ता वह्नेर्दीप्तिश्चर्मशुद्धिर्वृषत्वम् ।
संप्राप्यन्ते यन्त्रणोद्वेगमुक्तैर्यस्याभ्यासाद्दीर्घमायुः सुखं च ॥
अप्याहारे शीलितो दीर्घरात्रं स्वस्थस्य स्यात्तर्पणस्थैर्यकारी ।
तैस्तैर्योगै र्योजितोऽयं पलाण्डुः तांस्तान्रोगान् देहिनामुच्छिनत्ति ॥
लभते बलवर्णौजःस्वरसौमनस्यतेजांसि ।
क्षीणशुक्रत् बधिरोऽपि च रसोनवत्तद्रसं पीत्वा ॥

॥ गदनिग्रहे ॥

**Actions and Uses**—In small doses stimulant, expectorant, and diuretic. It slows heart's beat and increases the flow of urine. It is excreted by the bronchial, genito-urinary and gastro-intestinal secretions. In large doses, it is emetic and cathartic and in excessive doses a narcotic acrid poison, causing nausea, strangury or bloody urine; often suppression of urine, gastro-enteritis followed by convulsion and paralysis of heart and death. As an expectorant it is given in chronic bronchitis, whooping cough, asthma, croup and catarrhal affections, generally combined with ammonia, ipecacuanha, asafetida and benzoin. In croup it is generally given with tartar emetic. It should never be given in the acute stage of inflammation of the lungs. As diuretic it is given with digitalis and salines; in asthenic form of cardiac dropsy when there is no fever, in rheumatism, calculous affections and skin diseases. In these it is generally mixed with figs, anise, grape juice and honey. Syrup of squills is of great value in acute bronchitis associated with emphysema and in spasmodic croup.

( R. N. Khory. II. 615 )

ભાવાર્થ—ડુંગળી અલ્પમાત્રામાં સેવન કરવાથી ઉષ્ણ, કફઘ્ન, અને મૂત્રલ છે હૃદયની ગતિ–ધડકા તેથી ઓછા થાય છે અને મૂત્રપ્રવાહ વધે છે. મોટી માત્રામાં તે વામક અને વિરેચક છે. અતિમાત્રામાં લેવાથી વિવમિષા, મૂત્રકૃચ્છ્ર, રક્તમૂત્રતા, ક્વચિત્ મૂત્રરોધ, આંતરડામાં પ્રદાહ અને તેને લીધે

આંચકી અને હૃદયની કાર્યશક્તિનો વિલોપ અને ક્વચિત્ મૃત્યુ પણ થાય છે. કફઘ્ન હોવાથી તે કુકડીઆ ખાંસીમાં, જુની વરાધમાં, શ્વાસમાં અને બીજા કફજન્ય રોગોમાં વપરાય છે. કફના રોગોમાં વાપરવા માટે એમોનીયા, આઇપે-કેકયુઆના, હિંગ અને લોબાન સાથે મેળવણી કરીને આપવામાં આવે છે. કુકડીયા ખાંસીમાં તે ઘણું કરીને 'ટાર્ટર એમેટીક' સાથે આપવામાં આવે છે. ફેફસાનો વરમ તાજો જ–acute–હોય તેવા કેસોમાં ડુંગળી યોજવી ન જોઇએ. હૃદયદૌર્બલ્યજન્ય શોથરોગમાં તાવ ન હોય ત્યારે, સંધિવામાં, અશ્મરીશર્કરાદિ રોગોમાં અને ચામડીના રોગોમાં–મૂત્રલ હોવાથી ડીજીટેલીસ અને સૅલાઇન સૉલ્ટસ સાથે વપરાય છે. આ બધા રોગોમાં ડુંગળી ઘણું કરીને અંજીર, દ્રાક્ષ કે મધ સાથે લેવામાં આવે છે. તીવ્ર વરાધ કે સસણીના રોગમાં પલાંડુનો સીરપ ખાસ હિતકર છે. જુની ખાંસીમાં, 'એમ્ફીસીમા' હોય તો તેમાં, અને આક્ષેપયુક્ત કુપમાં પણ ડુંગળીનો સીરપ વાપરવા યોગ્ય છે.

(આર. એન. ખોરી. ભા. ૨ પાનું. ૬૧૫)

વક્તવ્ય—ચરકની દશેમાનિમાં પલાંડુનો ઉલ્લેખ નથી. સુશ્રુતમાં ત્રણ ઠેકાણે પલાંડુનો પત્તો મળી આવે છેઃ-સૂ. ૪૦ ૫, સૂ. ૩૬–૨૪૬ અને ઉ. ૧૯–૧૫. ડુંગળીને આપણા ઉંચી કોમના ભાઈઓ અપવિત્ર માને છે. આનું કારણ તેનામાં રહેલી દુર્ગંધ હશે? શકાઙ્ગનાઓનો આ પ્રિય ખોરાક હોવો જોઈએ એમ પલાંડુકલ્પ વાંચવાથી સમજાય છે. શક લોકો અને તેમની સ્ત્રીઓ જે ખોરાક વધુ પસંદ કરતી હોય તે ન ખાવામાં આર્યોએ અમુક જાતની ભાવના પણ કદાચ કેળવી હોય. ગરૂડપુરાણમાં પણ પલાંડુગુટિકાનો પાઠ છે. ચરક અને સુશ્રુતે તેને મેધાવર્ધક કહી છે. ડુંગળી બુદ્ધિ ભ્રષ્ટ કરે છે એવું તો ક્યાંયે વાંચ્યામાં નથી આવતું. લસણની માફક કેવળ ગંધને લઇને જ તેની આ અવગણના થયેલી છે. ઉલટી તે બુદ્ધિ વધારનાર તરીકે જાણીતી છે.

નવ્યમત—ડુંગળી શોથ, શરદી અને વરાધના રોગોમાં વપરાય છે; શૂલ અને રક્તપિત્ત (સ્કર્વી)માં પણ વપરાય છે. દેશીઓ તેને ઉષ્ણ અને કટુ માને છે. સાપ અને ઝેરી જીવડાં ડુંગળી પાસે આવતાં નથી એમ કહેવાય છે. (બેડન પૉવેલ)

ડુંગળીને વાજીકરણ તરિકે પણ ગણવામાં આવે છે. કાચી ખાવાથી તે આર્તવજનક છે. જીવડાંના ડંખ ઉપર રસ ચોપડવાથી બળતરા શાંત થાય છે. કાનના ચસકામાં ડુંગળીનો ગરમ રસ ઉપયોગી છે.

બીજમાંથી રંગ વિનાનું સ્વચ્છ તેલ હાથ આવે છે જે દવામાં વપરાય છે.

ડુંગળીની ચા (onion tea)થી રાત્રે ન ઉંઘતાં અને રડરડ કરતાં બચ્ચાંઓ સૂઈ જાય છે. જ્યાં અફીણ જેવી ઘેન લાવનાર દવાઓ આવા

કેસોમાં કામ નથી કરતી ત્યાં આ કામ કરે છે. પ્રથમ ડુંગળી અજમાવી જોજો. પછી અફીણ વાપરી જોજો. ( ફૅમીલી ડૉકટર. જુન ૧૮-૧૮૮૬ )

ડુંગળીનો રસ સ્હેજ મીઠું નાખીને આંખમાં ટીપાં નાખવાથી રતાંધળાપણું મટે છે એમ કહેવાય છે. કાંદાની પોટીસ પણ બંધાય છે. ( બી. ડી. બાસુ )

કાંદાને કચરીને તેને હીસ્ટીરીયાના દરદીના નાક આગળ ધરવાથી 'સ્મેલીંગ સોલ્ટ ' જેવું જ કામ કરે છે. ( ઍસ. એમ. રૅાબ. અમદાવાદ )

ડુંગળી આંતરડાંની અળસીયા જેવી ગતિને વધારનાર કહેવાય છે, અને તેથી તેને રસ્તો રોકાયો હોય તે ( obstruction )માં અપાય છે. કમળો, રક્તાર્શ, આમણુ અને હડકવા ઉપર તે વપરાય છે. વીંછીના દંશ ઉપર તેનો રસ ચોપડવાથી દુઃખ શાંત થઈ જાય છે. એમાં જ્વરઘ્ન શકિત પણ છે એમ ઘણાનું માનવું છે; અને ક્ષયમાં ખાંસીનું જોર કમી કરવા માટે તે વપરાય છે; ગલક્ષતમાં સુરકા સાથે વપરાય છે.

( સરજન. જે મૅકકોનેથી. શહાજહાનપુર ).

કફમાં કવાથ તરિકે કાંદા યોજાય છે. ( સર્જન. રૅાસ. દિલ્હી. )

ડુંગળીનો રસ રાઇના તેલ સાથે મેળવીને સંધિવાના દુઃખાવા ઉપર ચોપડવામાં આવે છે. ( વૉટ ડીક્ષનેરી. )

ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ. પા. ૧૨૯૩.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૩૩૨; Indig. Drugs p. 17; N. p. 348; Indi. Medi. Plants p. 1292.



## ૩૯૦ કુંવાર.

### N. O. Liliaceæ.

**નામો**—कुमारी, कन्या, गृहकुमारी, गृहकन्या ( સંસ્કૃત ); કુંવાર, કુંવરપાઠું ( ગુજરાતી ); કોરકાંટા ( મરાઠી ); Aloe vera–એલૉ વેરા ( લેટીન ).

परिचय— कुमारी क्षारभूदेशे पंक्तिकंदलावला ।
विस्तारी बाढकंदिनी विशाला पिच्छसंभृता ॥
ध्वजाभमध्यदण्डा साऽरुणराजियुता पृथुः ॥
॥ शिवदत्तः ॥

सुकंटका स्थूलदला दीर्घपत्रामराजरा ।
स्थलेरुहा मृदुर्वीरा कंटकप्रावृता स्मृता ॥
॥ रा. नि. ॥

गुणाः— गृहकन्या हिमा तिक्ता मदगन्धिः कफापहा ॥
पित्तकामविषश्वासकुष्ठघ्नी च रसायनी ॥
॥ रा. नि. ॥

कुमारी भेदिनी शीता तिक्ता नेत्र्या रसायनी ॥
मधुरा बृंहणी बल्या वृष्या वातविषप्रणुत् ॥
गुल्मप्लीहयकृद्वृद्धिकफज्वरहरी हरेत् ।
ग्रंथ्यग्निदग्धविस्फोटपित्तरक्तत्वगामयान् ॥
॥ भा. प्र. ॥

कुमारी पिच्छिला तिक्ता शीता कुष्ठविनाशिनी ।
सरा………………….उदावर्तादिवातजित् ॥
॥ शोढलः ॥

तन्मध्यदण्डो मधुरः कुमारीसदृशो गुणैः ।
विशेषात्क्रिमिपित्तघ्नः पुष्पमस्याः गुरु मतम् ॥
वातं पित्तं कृमींश्चैव नाशयेदिति कीर्तितम् ॥
॥ नि. र. ॥

भावप्रकाश— १ कामलायाम्—अपहरति कामलार्तिं नस्येन कुमारिकाजलं सद्यः ॥
कामलाचि०

२ गुल्मे—गुल्मी कुमारिकामांसकर्षार्धं गोघृतान्वितम् । गुल्माचि०

शोढल— ३ स्तनरोगे—अपत्यनाशप्रभवां निहन्ति स्तन्यव्यथामाशुकृते प्रलेपे ।
स्त्रीणां हरिद्रासहितं कुमारीमूलं.... ॥ स्तनरोगाधिकारे

शारङ्गधर— ४ प्लीह्नि—निशाचूर्णयुतः कन्यारसः प्लीहाऽपचीहरः ।

वैद्यमनोरमा— ५ ज्वरेषु मूत्रकृच्छ्रे—ज्वरेषु मूत्रकृच्छ्रं चेत् कुमारीस्वरसं पिबेत् ॥
पटल–७

६ व्रणे—तिलारनालकथिता कुमारी पाचयेद्व्रणान् ।
केवलाऽथ कुमारी वा पक्वापक्वविशंकितान् ॥ पटल–१६
आमे वा पच्यमाने वा पक्वे वा कन्यकां व्रणे ।
स्विन्नां विनिर्गतान्त्रां च निक्षिपेत्स प्रणश्यति ॥ पटल–१६

વર્ણન—કુંવાર ઘણાખરા ઓળખે છે. કેળની પેઠે કુંવારના છોડને પણ જમીનમાં પડખેથી ફણુસલાં ફુટે છે ને તે જમીન ઉપર આવી સ્વતંત્ર

છોડવા થઈ જાય છે. આવી રીતે કુંવારનો ઘણો વધારો થઇ જાય છે. એનાં પાન જાડાં, રસભર્યાં, લીસાં અને એક બીજા પાસે એક બીજામાંથી નીકળતાં દેખાતાં હોય છે. આ છોડવાની વચ્ચેથી પુષ્પ ધારણ કરનારી ૨ થી ૫ ફુટ લાંબી સળી નીકળે છે. આ સળી તળીએ ચપટી અને ઉપર જતાં ગોળાઇ લેતી હોય છે. આ સળીનો ઉપરનો ૧ થી ૧॥ ફુટ જેટલો ભાગ ફુલોથી રોકાયલો હોય છે. તેના બાકીના નીચલા ભાગ ઉપર કેવળ પુષ્પપત્રો આવેલાં હોય છે. આ પુષ્પપત્રો તળીએ પહોળાં અને મથાળે જતાં સાંકડાં થઈ જાય છે. સળી ઉપર ફુલ ધીચોધીચ આવેલાં હોય છે. તે તળીએથી એક બીજાથી જરા છેટે, અનુક્રમે સળીની ચોતરફ આંતરે ગોઠવાયલાં હોય છે. તેમાં પ્રથમ નીચેનાં ફુલ ઉઘડી, પછી ઉત્તરોત્તર ઉપરનાં ઉઘડતાં જાય છે. એ દરેક ફુલની નીચે પુષ્પપત્ર હોય છે. ફુલ બહારથી નારંગી રંગનાં અને અંદરથી પીળાશ પડતાં હોય છે. ગંધ ઉગ્ર હોય છે, પણ ફુલ ખાવામાં મીઠાં હોય છે. આ ફુલ જેણે ચાખ્યાં હશે તે પ્રભુની શકિત આગળ અવશ્ય માથું નમાવશે. કુંવાર કડવી અને ફુલ કેવાં સાકર જેવાં મીઠાં ! કુંવારનાં લાબરાંનું લોકો અથાણું કરે છે; ફુલનું કચુંબર કરીને ખાય છે. એના રસમાંથી એળીઓ બનાવવામાં આવે છે. ઉડતી રેતીને અટકાવવાને આનું વાવેતર જ્યુરીપ્લેન્ટેશનમાં કરવામાં આવે છે.

## વૈદ્યકમાં કુંવારનો ઉપયોગ

ભાવપ્રકાશ—૧ કમળામાં–કુંવારના રસના નસ્યથી કમળો મટે છે.

૨ ગુલ્મમાં–કુંવારનાં લાબરાંનો ગર્ભ તો. ૦॥ હમેશાં ગાયના ઘી સાથે ખાવો. ગુલ્મ માટે સારો ઇલાજ છે.

શોઢલ— ૩ સ્તનરોગમાં–બચ્ચું મરી જવાથી ધાવણ ચઢી આવીને ગંઠાઈ જવાથી સ્તનમાં કેટલીક વખત બહુ જ વેદના થાય છે. તે વખતે કુંવારનાં મૂલને કચરી, હલદર સાથે રોટલો કરીને, બાંધી દેવાથી વેદના દૂર થઇ જાય છે.

સ્તનરોગાધિકારમાં—

શારંગધર— ૪ બરોળમાં–કુંવારનો રસ હળદર સાથે લેવો.

વૈદ્યમનોરમા-૫ તાવમાં પેસાબ અટકી જતો હોય તો–કુંવારનો રસ પીવા આપવો.

૬ વ્રણમાં–કુંવારને બાફીને, લાબરાંનો ગર્ભ કાઢીને તે ઉનો ઉનો વ્રણ ઉપર બાંધી દેવો. કાચો, પાકો, અધકચરો ગમે તેવો વ્રણ હોય તોપણ આથી આરામ માલમ પડશે.

**વક્તવ્ય**—ચરક, સુશ્રુત, વાગ્ભટ અને ધન્વન્તરિ નિઘંટુમાં ' કુમારી 'નો ઉલ્લેખ નથી. ભાવપ્રકાશમાં પહેલવહેલો કુંવારનો ઉલ્લેખ છે, પણ એ પહેલાં અમરકોષમાં પણ કુમારીનો ઉલ્લેખ નજરે પડે છે. સુશ્રુતમાં (ચિ. અ. ૩૦માં) રસાયનની ઔષધિઓ સાથે " कन्या " નામની વનસ્પતિનો ઉલ્લેખ છે, પણ મહૌષધિઓ અને રસાયનમાં ગણાયલી હોવાથી આપણી કુંવાર નહિ હોય એમ લાગે છે. આપણી કુંવારને પણ નિઘંટુકારોએ તો રસાયની જ કહેલી છે. એના રસમાંથી એળીયો બનાવવામાં આવે છે જેનાં સંસ્કૃત નામ ऐलेयक, चित्तबोल, कृष्णबोल છે. નિઘંટુરત્નાકરમાં એળીયાના ગુણ નીચે મુજબ આપેલા છે:—कृष्णो बोलः कटुः शीतो भेदको रसशोधनः। शूलाध्मानकफान्वातक्रमिगुल्मौ च नाशयेत् ॥ એળીયાની ચાર જાતો આવે છે. (૧) સોકોટ્રાઇન-સીકોતેરીયો (૨) અરેબીયન્ (૩) જાફરાબાદનો અને (૪) મ્હૈસુરનો. એળીઓ એકઠો કરવાની વિધિ નીચે પ્રમાણે છે: કુંવારના છોડવાની ચારે બાજુ નાના નાના ખાડા ખોદવામાં આવે છે. પછી તે ખાડામાં બકરીનું ચામડું પાથરવામાં આવે છે. પછી કુંવારનાં રસભર્યાં લાબરાં ઉપર છેદ કરવામાં આવે છે અને રસ ખાડામાં જ પડે એવી ગોઠવણ કરવામાં આવે છે. બે ત્રણ કલાકમાં જ્યારે બધો રસ નીચે પડી જાય છે ત્યારે ચામડામાં તે રસને લપેટીને એના પ્રવાહી રસને મસ્કત અને અરબસ્તાન દેશો તરફ વેચવા મોકલી આપવામાં આવે છે. એ જ પ્રવાહીને ઘટ્ટ કરીને પાસા પાડીને વેચવામાં આવે છે અને તેનું મૂલ્ય ઠીક ઉપજે છે. સોકોટ્રાઈન એળીઓ ઉત્તમ ગણાય છે.

**નવ્યમત**—એળીઓ સલ્ફેટ ઓફ આયર્ન ( હીરાકસી )ની સાથે મેળવીને અનિયમિત આવતા આર્તવને નિયમિત બનાવવા માટે ઉપયોગી છે. વળી તે હીસ્ટીરીયા, માથાનો દુખાવો, આધ્માન અને કબજીયાતને માટે પણ ઉપયોગી છે. (બ્રીગેડ સર્જન. જે. એમ. થોરંટન. મોંગીર ). લચકને માટે તથા વરમને માટે એળીઓ અને અફીણ દરદ દૂર કરવાને ઉપયોગી ગણવામાં આવેલાં છે. ( આ. સર્જન દયાલચંદ્ર સોમ. કેમ્પબેલ મૅડીકલ સ્કુલ, કલકત્તા ). પેટ ઉપર લગાડવામાં આવતો એળીયો રેચક તથા રૂતૂત્પાદક કાર્ય કરે છે. જે બાળકો રેચ સહન કરી શકતાં ન હોય તેવા સુકુમાર બાળકોને લીનીમેન્ટ સોપની સાથે એળીઓ મેળવીને પેટ પર લગાડવાથી દસ્ત સાફ આવે છે. ( સરજન ડબલ્યુ બૅરન. કચ્છભૂજ ).

બહુ દિવસ કાયમ માટે એળીઓ આપવાથી મરડો થઇ જાય છે અને હરસની બીમારી પણ થઈ આવે છે એવો વિદ્વાનોનો મત છે. વચમાં થોડા દિવસ રહીને એળીઓ આપવાથી મરડાની ભીતિ રહેતી નથી. જેને અર્શ હોય તેવા માણસને એળીઓ કદાપિ આપવો નહિ.

**Actions & Uses**—Hepatic-stimulant, cathartic, emmenagogue and vermifuge; in small doses stomachic, hepatic tonic and astringent. It stimulates the mammœ, liver and the pelvic organs; giving rise to abortion, hœmorrhoides and priapism in the male, and the milk in the female assumes a purgative quality; in large doses it is an indirect emmenagogue and cathatic. It acts chiefly on the lower half of the large intestines and especially on the rectum producing copious soft stools with some griping and pain. It diffuses into the blood and is eliminated by the mucous membrane of the colon. It is chiefly given in fevers and enlarged glands as the liver, spleen, &c. It is rubbed round the navel to open the bowels in young children. It is commonly given with honey to children (newly born) to hasten expulsion of the meconium. It has a slow but certain action in constipation, debilitating diseases due to old age, to sedentary habits, and to repeated pregnancies. In hœmorrhoids with mucous discharges it is very useful. As an enema it is used to expel ascarides. Aloes with myrrh, nuxvomica and iron is useful in amenorrhœa, hypochondriaisis, atonic dyspepsia and constipation. As a local stimulant it acts fevourably in skin-diseases.

R. N. Khory II p. 609-10.

**ભાવાર્થ**—એળીઓ યકૃત્નું કાર્ય વધારનાર, ઉત્તેજક, મૃદુરેચક, સ્રાવકારી અને કૃમિઘ્ન છે. અલ્પમાત્રામાં તે પાચક, યકૃત્નું બલ વધારનાર અને ધારક છે. તે સ્તન, યકૃત અને બસ્તિના અવયવોને ઉશ્કેરે છે અને તેને લીધે ગર્ભસ્રાવ, ગુદા અને ગુહ્યેન્દ્રિયદ્વારા લોહી પડવું, વિગેરે થાય છે. પુરૂષશરીરમાં ગુપ્તેન્દ્રિય ટટાર થાય છે અને તે ઘણા વખત સુધી રહે છે. એળીયાના સેવનથી સ્રીઓના ધાવણમાં પણ રેચક ગુણ આવે છે; મોટી માત્રામાં તે રજઃસ્રાવકારી અને રેચક છે. એળીયાનું કાર્ય ઘણું કરીને મોટાં આંતરડાંના નીચેના અર્ધા ભાગ ઉપર અને ખાસ કરીને મલાશયના મુખ (Rectum) ઉપર દેખાય છે અને પાતળા ઝાડા સ્હેજસ્હાજ ચુંકાઇને થાય છે. એળીયો ખાવાથી લોહીમાં મળી જાય છે અને આંતરડાની શ્લેષ્મકલાદ્વારા તેને બહાર કાઢી નાખવામાં આવે છે. ખાસ કરીને તાવમાં, યકૃત્ અને પ્લીહની વૃદ્ધિમાં એળીઓ આપવામાં આવે છે. નાનાં બચ્ચાંના પેટ ઉપર એળીઓ ઘસીને ચોપડવાથી દસ્ત સાફ ઉતરે છે. નવાં જન્મેલાં બચ્ચાંને મધ સાથે એળીયો આપવાથી ગર્ભમલ

(meconium) તુરત જ બહાર નીકળી જાય છે. વૃદ્ધાવસ્થાને લીધે થતી નબળાઇ અને તદ્દન અનુદ્યોગી, આળસુ, એશઆરામી જીવન ભોગવવાથી તેમજ વારંવાર આવતી સુવાવડોને લીધે કબજીયાત લાગુ પડેલી હોય છે તે માટે એળીયો ધીમે ધીમે પણ બહુજ સારૂં કામ કરે છે. હરસના રોગીને આમયુકત રકતસ્રાવમાં એળીયો ઉપયોગી છે. કૃમિ બહાર કાઢવા માટે બસ્તિવાટે પણ તે અપાય છે. રેવંચીની છાલ, ઝેરકચોલાં અને લોહભસ્મ સાથે એળીઓ સેવન કરવાથી અનિયમિત પીડિતાર્તવ, વિમર્શાત્મક મનોવિકાર, ગ્રહણી અને કબજીયાતમાં સારૂં કામ કરે છે. બાહ્યોપચારથી ચામડીના રોગો ઉપર પણ તે ઠીક છે. આર. એન. ખોરી. ભા. ૨ પા. ૬૦૯–૧૦

ઉલ્લેખ—વ. શા. પા. ૬૬૮; રૂ. નિ. પા. ૬૬૨; N. p. 351; Watt I p. 186.

---

## ૩૯૧ શતાવરી.

### N. O. Liliaceæ.

નામો—शतावरी, बहुपुत्रा, अभीरु (સંસ્કૃત); શતાવરી (ગુજરાત); ગજવેલ, એકલકંટો, સર્પના સુવા (પોરબંદર); શતાવર, શતમૂલી (મરાઠી); શતાવર, બોઝીહાન (હિંદી); શતમૂલી (બંગાલી); સાતાવારિય (સિંધી); ગુર્જહસ્તી (ફારસી); Asparagus racemosus-ઍસ્પેરેગસ્ રેસેમોસસ્ (લેટીન).

ગુણાઃ—

शतावरी हिमा तिक्ता रसे स्वादुः क्षयास्रजित् ।
वातापित्तहरी वृष्या रसायनवरा स्मृता ॥

॥ ध. नि ॥

शतावर्यौ हिमे वृष्ये मधुरे पित्तजित् परे ।
कफवातहरे तिक्ते महाश्रेष्ठे रसायने ॥
शतावरीद्वयं वृष्यं मधुरं पित्तजित् हिमम् ।
महती कफवातघ्नी तिक्ता श्रेष्ठा रसायने ॥

कफपित्तहरास्तिक्तास्तस्या एवाङ्कुराः स्मृताः ॥

॥ रा. नि ॥

शतावरी गुरुः शीता तिक्ता स्वाद्वी रसायनी ।
मेधाग्निपुष्टिदा स्निग्धा नेत्र्या गुल्मातिसाराजित् ॥

'महाशतावरी' मेध्या हृद्या वृष्या रसायनी ।
शीतवीर्या निहन्त्यर्शोग्रहणीनयनामयान् ॥

॥ भा. प्र ॥

शतावरी वातपित्तमेहरक्तहरा सरा ॥

॥ राजवल्लभः ॥

चरक— १ मूत्रमार्गात् रक्तस्रुतौ—शतावरीगोक्षुरकैः शृतं वा.... ।
रक्तं निहन्त्याशु विशेषतस्तु यन्मूत्रमार्गात् सरुजं प्रयाति ॥
चि. अ. ४

२ रक्तातिसारे—पीत्वा शतावरीकल्कं पयसा क्षीरभुग् जयेत् ।
रक्तातिसारं पीत्वा वा तया सिद्धं घृतं नरः ॥ चि. १०.

३ वातपित्तोल्बणे विसर्पे—शतावर्या विदार्याश्च कन्दौ धौत-
घृताप्लुतौ ....। .... तैरेव आलेपनं हितम् ॥ चि. अ. ११

४ अपस्मारे—प्रयुंज्यात्....पयसा वा शतावरीम् ॥ चि. १६

सुश्रुत— ५ अदृश्येषु अर्शःसु—शतावरीमूलकल्कं वा क्षीरेण ॥
चि. अ. ६

६ कर्णतैलगते विषे—तत्राशु कर्त्तव्यं प्रतिपूरणं ।
स्वरसो बहुपुत्रायाः सघृतः क्षौद्रसंयुतः ॥ क. १

७ शकुनिप्रतिषेधार्थम्—शतावरी....धारयेत् ॥ उ. ३०

८ वातज्वरे—गुडूच्याः स्वरसो ग्राह्यः शतावर्याश्च तत्समः ॥
निहन्यात् सगुडः पीतः सद्योऽनिलकृतं ज्वरम् ॥ उ. ३९

९ स्वरभेदे—शतावरीचूर्णयोगं.... । पिबेत् ....मूत्रेण कफजे
स्वरसंक्षये ॥ उ. ५३.

वाग्भट— १० रात्र्यान्ध्ये—घृते सिद्धानि....पल्लवानि च भक्षयेत् ।
तथातिमुक्त....अभीरुजानि च ॥ उ. १३

११ रसायनार्थम्—शतावरीकल्ककषायसिद्धम् । ये सर्पि-
रश्नान्ति सिताद्वितीयम् । तान् जीविताध्मानमभिप्रपन्नान् ।
न विप्रलुम्पन्ति विकारचौराः ॥ उ. ३९.

हारीत— १२ मूत्रकृच्छ्रे—पिबेच्छतावरीमूलं चूर्णितं शीतवारिणा ।

चक्रदत्त— १३ वातरक्ते—शतावरीकल्कगर्भे रसे तस्याः चतुर्गुणे । क्षीरतुल्यं घृतं पक्वं वातशोणितनाशनम् ॥

१४ पित्तशूले—शतावरीरसं क्षौद्रयुतं प्रातः पिबेन्नरः । दाहशूलोपशान्त्यर्थं सर्वपित्ताऽऽमयापहम् ॥

भावमिश्र— १५ रक्तपित्ते—शतावर्याः रक्ताजित् साधितं पयः ॥

वैद्यमनोरमा— १६ रतिसुखलाभाय—दशगुणदुग्धे सिद्धं शतावरीरसे घृतं प्राश्नन् । मधुमागधिकासहितं सशर्करं भवति रतिमल्लः ॥

शोढल— १७ अपस्मारे—शीलयेत्....पयसा वा शतावरीम् ।

**વર્ણન**—શતાવરીના વેલા ઉન્હાળાની શરૂઆતમાં જમીનમાંથી ફુટી નીકળે છે. તે ગજ કે દોઢ ગજ એક તરસાની પેઠે ઉભા ને સીધા વધીને પછી છેડેથી એક બાજુ વાંક લઈને પાસેની વાડનો આશરો લે છે. એના વેલા ઉપર છેટેછેટે અને આંતરે તીક્ષ્ણ કાંટા આવેલા હોય છે. ચોમાસાની શરૂઆતમાં આ આખા વેલામાં સુવાના જેવાં બારીક પાન આવે છે. કારતક માગસરમાં એમાં સુવાસિત શ્વેત પુષ્પો આવે છે. શિયાળાની આખરમાં એમાં રાતા રંગનાં સૂક્ષ્મ ફલો આવે છે. આમાં મોટો કંદ થાય છે. કંદની ઉપરની બાજુમાં ડાળીઓ ને વેલ વધે છે અને નીચે લાંબાં સુતળીથી પેન્સીલ કે આંગળી જેવાં જાડાં મૂળીયાં ( Rootlets ) આવે છે અને આ જ ' શતાવરી ' તરિકે વેચાય છે. આ કંદ જમીનમાં ઘણાં વર્ષો સુધી રહે છે. મૂળીયાં ઘણાં નીકળે છે.

ઘણા પૌષ્ટિક પાકોમાં આનાં મૂળીયાં વપરાય છે. હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં આ થાય છે.

## વૈદ્યકમાં શતાવરીનો ઉપયોગ.

ચરક— ૧ **પેસાબમાં લોહી પડતું હોય તો**—શતાવરી અને ગોખરૂને દુધમાં ઉકાળીને તે દુધ પીવાથી વેદનાસહિત પેસાબમાં પડતું લોહી અટકે છે. ચિ. અ. ૪

૨ **રક્તાતિસારમાં**—શતાવરી તો. ૦।, દુધ સાથે પીવાથી રક્તાતિસાર મટે છે. દુધનું ભોજન લેવું, અથવા શતાવરીથી સિદ્ધ કરેલું ઘી પીવું. ચિ. ૧૦

૩ **વાતપિત્તજન્ય રતવામાં**—શતાવરીનો કંદ ધોયેલા ઘીમાં ઘસીને ચોપડવાથી આરામ થાય છે. ચિ. ૧૧

૪ પ્રેફરામાં-દુધ સાથે શતાવરી લેવી. ચિ. ૧૬

સુશ્રુત— ૫ નહિ દેખાતા હરસમાં-દુધ સાથે શતાવરીનાં મૂળ પીવાં. ચિ. ૬

૬ કાનમાં નાખવાના તેલમાં ઝેર આપ્યું હોય તો-શતાવરીનો રસ, ઘી અને મધ સાથે કાનમાં નાખવો. ક. ૧

૭ શકુનિ નામના ગ્રહમાં-શતાવરીની માળા કંઠમાં પહેરાવવી. ઊ. ૩૦

૮ વાતજ્વરમાં-ગળોનો જેટલો રસ હોય તેટલો જ શતાવરીનો રસ લેવો. એ રસ ગોળ નાખીને પીવાથી તુરત જ વાતજ્વર મટે છે. ઉ. ૩૯

૯ સ્વરભેદમાં-શતાવરીનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પીવાથી કફથી થયેલો સ્વરક્ષય મટે છે. ઉ. ૫૩

વાગ્ભટ— ૧૦ રતાંધળાપણામાં-શતાવરીનાં પાનનું ઘીમાં શાક કરીને ખાવાથી રતાંધળાપણું મટે છે. ઊ. ૧૩

૧૧ રસાયન તરિકે-શતાવરીના કલ્ક અને તેના જ કવાથથી વિધિ પ્રમાણે ઘી સિદ્ધ કરી લઇ તે ઘી સાકર સાથે હમેશાં માત્રા પ્રમાણે ખાવાથી શરીરમાંથી વિકારરૂપી ચોરો નીકળી જાય છે અને શરીર નીરોગી રહે છે. ઉ. ૩૯

હારીત— ૧૨ મૂત્રકૃચ્છ્રમાં-શતાવરીનું ચૂર્ણ ઠંડા પાણી સાથે પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે.

ચક્રદત્ત— ૧૩ વાતરક્તમાં-શતાવરીનો સ્વરસ શે. ૪, ગાયનું દુધ શેર ૧, શતાવરીનો કલ્ક શે. ૦।, અને ઘી શે. ૧ આ પ્રમાણે લઇને ઘી પકાવી લેવું. આ ઘીના સેવનથી વાતરકત મટે છે.

૧૪ પિત્તશૂલમાં-સવારમાં શતાવરીનો સ્વરસ, મધ નાખીને પીવાથી પિત્તનું શૂલ, દાહ અને બીજા પિત્તના વ્યાધિઓ શાંત થઇ જાય છે.

ભાવમિશ્ર—૧૫ રક્તપિત્તમાં-શતાવરી સાથે ઉકાળેલું દુધ રકતપિત્તને જીતનાર છે.

વૈદ્યમનોરમા-૧૬ સંસારસુખને સુખરૂપ બનાવવા માટે-શતાવરીના રસથી ૧૦ ઘણા દુધમાં ઘી પકાવી લેવું. એ ઘી, સાકર, પીપર અને મધ સાથે હમેશાં ખાવાથી કામસેવનમાં લહેજત આવે છે; અર્થાત તે માણસ "રતિમલ્લ" થાય છે.

શોધલ— ૧૭ ફ્રેફ્રરામાં-શતાવરી દુધ સાથે લેવી.

वक्तव्य—ચરકે વયઃસ્થાપન દશેમાનિમાં 'अतिरसा'નો ઉલ્લેખ કરેલો છે. શાકવર્ગમાં અને આસવયોનિ લીસ્ટમાં શતાવરીનો ઉલ્લેખ છે. સુશ્રુતે વાતસંશમન વર્ગમાં શતાવરીનો ઉલ્લેખ કરેલો છે. ઘણાં ઘીતેલોમાં શતાવરીનો ઉપયોગ થાય છે.

**Actions & Uses**—Contains large amount of saccharine matter and mucilage. Nutritive, tonic, demulcent, and galactagogue; given in biliousness, rheumatism, dyspepsia and diarrhœa; in combination with other diuretics it is given in scanty urine; as a tonic, it is used in seminal debility and pulmonary complaints.

R. N. Khory vol. II p. 613.

ભાવાર્થ—શતાવરી પુષ્ટિકર્તા, બલ્ય, શીત અને સ્તન્યવર્ધક છે. પિત્ત-વિકાર, આમવાત, અજીર્ણ અને અતિસારમાં તથા બીજી મૂત્રલ દવાઓ સાથે મૂત્રકૃચ્છ્રમાં આપવામાં આવે છે. શકિતવર્ધક તરિકે, અને અશકિતમાં તેમજ ફ્રેફ્રસાંનાં દરદોમાં તે અપાય છે.

ખોરી. ભા. ૨. પા. ૬૧૩.

ઉલ્લેખ—બ. શા. પા. ૬૬૧; રૂ. નિ. પા. ૫૭૫; N. p. 346; Watt 1 p. 345; વનસ્પતિ ગુણાદર્શ પા. ૬૩૭; Indi. Medi. Plants p. 1287;

---

## ૩૯૨ લસણ.

### N. O. Liliaceæ.

નામો-लशुनः, रसोनः, शुक्लकन्दः ( સંસ્કૃત ); લસણ ( ગુજરાતી ); લસૂણ ( મરાઠી ); લહસન, કાંદા ( હિંદી ); રસુન ( બંગાલી ); Garlic root ગાર્લીકરૂટ ( અંગ્રેજી ); Allium sativum-એલીયમ્ સૅટાઈવમ્ ( લેટીન ).

गुणाः— क्रिमिकुष्ठकिलासघ्नो वातघ्नो गुल्मनाशनः ।
स्निग्धश्चोष्णश्च वृष्यश्च रसोनः कटुको गुरुः ॥

चरकः सू--२७

वृष्यश्च मेधास्वरवर्णचक्षुःभग्नास्थिसंधानकरो रसोनः ।
हृद्रोगजीर्णज्वरकुक्षिशूलविबन्धगुल्मारुचिकासशोफान् ॥
दुर्नामकुष्ठानलसादजन्तुसमीरणश्वासकफांश्च हन्ति ॥

सुश्रुतः सू-४२

पित्तरक्तविनिर्मुक्तः समस्तावरणे वृते ।
शुद्धे वा विद्यते वायौ न द्रव्यं लशुनात् परम् ॥

॥ वाग्भटः ॥

रसेन उष्णः कटुपिच्छिलश्च स्निग्धो गुरुः स्वादुरसोऽतिबल्यः ।
वृष्यश्च मेधास्वरवर्णचक्षुःभग्नास्थिसन्धानकरः सुतीक्ष्णः ॥
हृद्रोगजीर्ण ........................................

॥ ध॰ नि॰ ॥

रसोनोऽम्लो रसेनःस्यात् गुरूष्णः कफवातनुत् ।
अरुचिकृमिहृद्रोगशोफघ्नश्च रसायनः ॥

॥ रा॰ नि॰ ॥

पञ्चभिश्च रसैर्युक्तः रसेनाम्लेन वर्जितः । तस्माद्रसोन इत्युक्तो द्रव्याणां गुणवेदिभिः ॥ कटुकश्चापि मूलेषु तिक्तः पत्रेषु संस्थितः । नाले कषाय उद्दिष्टो नालाग्रे लवणः स्मृतः ॥ बीजे तु मधुरः प्रोक्तो रसस्तद्गुणवेदिभिः । रसोनो बृंहणो वृष्यः स्निग्धोष्णः पाचनः सरः ॥ रसपाके च कटुको तीक्ष्णो मधुरको मतः । भग्नसन्धानकृत् कण्ठ्यो गुरुः पित्तास्रबुद्धिदः ॥ बलवर्णकरो मेधाहितो नेत्र्यो रसायनः ।....मद्यं मांसं तथाम्लञ्च हितं लशुनसेविनाम् ॥ व्यायाममातपं रोषमतिनीरं पयो गुडम् । रसोनमश्नन् पुरुषः त्यजेदेतन्निरन्तरम् ॥

॥ भा॰ प्र॰ ॥

॥ अथ लशुनकल्पं व्याख्यास्यामः ॥

शीतवर्षहिमदग्धतनूनां स्तब्धभग्नकुटिलव्यथितास्थ्नाम् ।
भेषजस्य पवनोपहतानां वक्ष्यते विधिरतो लशुनस्य ॥
राहोःअच्युतचक्रेण लूनाद्ये पतिता गलात् ।
अमृतस्य कणा भूमौ ते रसोनत्वमागताः ॥
द्विजा नाश्नन्ति तमतो दैत्यदेहसमुद्भवम् ।
साक्षात्त्वमृतसंभूतं ग्रामीणकरसायनम् ॥
शीलयेल्लशुनं शीते वसन्तेऽपि कफोल्बणः ।
घनात्ययेऽपि वातार्तः सदा वा ग्रीष्मलीलया ॥
रसोनकल्पो मृदुनौजसा हि प्रयुज्यमानः सहसा हि तस्य ।
दाहातिसाराररतिचित्तनाशान्कुर्यादतस्तं त्वरितो न युंज्यात् ॥
कृशोऽश्वगन्धोद्भवचूर्णकीर्णं सन्नस्वरो यष्टिमधूद्पानम् ।
तैलेन गुल्मी खदिरेण कुष्ठी खादेत् क्रिमिघ्नैः क्रिमिमान् रसोनम् ॥

घृतदुग्धैश्च यक्ष्माणमर्शांसि कुटजत्वचा ।
हन्ति त्रिफलया मेहकासश्वासविलम्बिकाः ॥
सुखात्मनां विशेषेण प्रयोगो लशुनोद्भवः ।
नारदेनोद्भवस्यैष वातभग्नस्य कल्पितः ॥

आमाम्बुपानेक्षुविकारमत्स्ययानाध्ववातातपभाष्यचिन्ताः ।
स्वप्नं दिवाजागरणं निशासु पिष्टं व्यवायं दधि चात्र नेच्छेत् ॥
पाण्डूदरोरःक्षतशोफतृष्णापानात्ययच्छर्दिविषव्रणेषु ।
पैत्ते विकारेऽक्षिगते विकारे क्षामे शरीरे च विवर्जनीयः ॥
शीलित एष करोति दुरापं वह्निशरीरबलं सममेव ।
वाञ्छतिरूपगुणाढ्यसुतेच्छोः स्त्रीपुरुषस्य तु बीजविशुद्धिम् ॥

अमृतकणसमुत्थं यो रसोनं रसोनं
विधियुतमिति खादेच्छीतकाले सदैव ।
स नयति शतजीवी स्त्रीसहायं जरान्तम्
कनकरुचिरगौरो नीरुजस्तुष्टपुष्टः ॥

गदनिग्रह. खंड. २

चरक—

१ विषमज्वरे--रसोनस्य सतैलस्य प्राग्भक्तमुपसेवनम् ।
मेध्यानामुष्णवीर्याणामामिषानाञ्च भक्षणम् ॥ चि. अ. ३

२ वातगुल्मे–साधयेत् सिद्धशुष्कस्य रसोनस्य चतुष्पलम् । क्षीरे जलाष्टगुणिते क्षीरशेषञ्च ना पिबेत् ॥ वातगुल्ममुदावर्त्तं गृध्रसीं विषमज्वरं । हृद्रोगं विद्रधिं शोथं साधयत्याशु तत्पयः॥चि.अ. ५

३ अपस्मारे–प्रयुञ्ज्यात् तैललशुनम् ॥ चि. १०

सुश्रुत—

४ विषमज्वरे–प्रातः प्रातः ससर्पिष्कम् रसोनम् उपयोजयेत् ॥ उ. ३९

५ शोषे–रसोनयोगं विधिवत् क्षयार्त्तः ॥ उ. ४१

चक्रदत्त—

६ वातश्लेष्मभवे शूले–रसोनं मद्यसंमिश्रं पिबेत् प्रातः प्रकांक्षितः। वातश्लेष्मभवं शूलं निहन्तुं वह्निदीपनम् ॥

बंगसेन— ७ वातव्याधौ–पिष्ट्वा सुसूक्ष्मं लशुनस्य कन्दं। घृतेन लिह्यात् घृतभोजनाशी । तस्य प्रणश्यन्ति हि वातरोगाः । संस्कारहीनात् पुरुषात् इवार्थाः ॥

भावप्रकाश— ८ व्रणक्रिमिनाशार्थम्–....हन्यात् व्रणक्रमीन् । लशुनस्याथवा लेपः .... ॥

वैद्यमनोरमा– ९ शीतज्वरे–शीतिकां कम्पबहुलां नाशयेल्लशुनं तथा ॥

शोढल— १० कर्णपूरणे–लशुनार्द्रकशिग्रूणां.... । ....स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥

**વૈદ્યકમાં લસણનો ઉપયોગ—**

ચરક— ૧ **વિષમજ્વરમાં**–સવારમાં વાટેલું લસણ તેલ સાથે ખાઇ જવું. મેધ્ય તથા ઉષ્ણવીર્ય દ્રવ્યો અને માંસના રસો ખાવામાં લેવા. ચિ. ૩.

૨ **વાતગુલ્મમાં**–સારી રીતે સૂકાઈ ગએલું લસણ તો. ૧૬, દુધ શે. ૧, અને પાણી શે. ૮ આ બધું ઉકાળવું. દુધ એકલું બાકી રહે એટલે તેને ગાળી લેવું. આ દુધના સેવનથી વાતગુલ્મ, ઉદાવર્ત, ગૃધ્રસી, વિષમજ્વર, હૃદ્રોગ, સોજો વિગેરે મટે છે. ચિ. અ. ૫.

૩ **રેફરામાં**–તેલ અને લસણ સેવવું. ચિ. ૧૫

સુશ્રુત— ૪ **વિષમજ્વરમાં**–ઘી સાથે સવારમાં લસણ ખાવું. ઉ. ૩૯

૫ **ક્ષયમાં માણસ સૂકાતો હોય તો**–વિધિસર લસણનો યોગ અજમાવવો. ઉ. ૪૧

ચક્રદત્ત— ૬ **વાતકફજન્ય શૂલમાં**–સવારમાં ઈચ્છા મુજબ, લસણ મધ સાથે પીવું. આથી શૂલ મટશે અને અગ્નિ પ્રદીપ્ત થશે.

બંગસેન— ૭ **વાયુનાં દરદોમાં**–લસણને સારી રીતે વાટીને ઘી સાથે ખાવું. ખોરાકમાં ઘીનો ખોરાક લેવો. આથી વાયુના રોગો મટે છે.

ભાવપ્રકાશ—૮ **વ્રણમાં જીવડા પડયા હોય તો**–લસણને ઝીણું લસોટી, તેની થેપલી વ્રણ ઉપર મૂકી દેવી. કૃમિ નાશ પામશે.

**વૈદ્યમનોરમા**--૯ તાવમાં ટાઢ વાતી હોય અને શરીર ધ્રુજતું હોય તો-
લસણ ખવડાવવું.

**શોઢલ**— ૧૦ કાનમાં ચસકા મારતા હોય તો-લસણનો રસ સ્હેજ
ગરમ કરીને કાનમાં મૂકવો.

**અભિપ્રાય**—"લસણ હઠીલા અજીર્ણ માટે બહુ ઉત્તમ દવા માનવામાં આવે છે. તે ડુંગળીની માફક શરીરની ગરમી ટકાવી રાખે છે. આ એક સારૂં સ્નાયુશૈથિલ્યકૃત્ છે, તેમ જ દમ અને ખાંસીના વ્યાધિમાં તે ખરેખર ફાયદાકારક છે."

(સરજન મેજર. દત્ત. પબના).

"રાઈના તેલમાં લસણને કકડાવીને તૈયાર કરેલું તેલ ખસ (સ્કેબીઝ) અને ચાંદાંઓને માટે લગાડવામાં અતિ ઉત્તમ છે.

(આ. સ. નવીનચંદ્ર દત્ત. દરભંગા)

"તલના તેલમાં લસણની બે ત્રણ કળી કકડાવીને તે તેલનું ટીપું કાનમાં નાખવામાં આવે તો નબળાઇથી થયેલું બહેરાપણું મટી જાય છે એવું મારી અજમાયશમાં આવ્યું છે. આનો રસ પડજીભના સોજામાં જે પ્રમાણે સીલ્વર નાઈટ્રસ્ લગાડવાથી અસર થાય છે, તેવી જ અસર કરે છે.'

(ઓનરરી. સર્જન. મોરીસ. નીગાપટ્ટમ્)

"લસણને દાબીને કાઢેલું તેલ પડજીભના વરમમાં નાઇટ્રસ સીલ્વર કરતાં પણ વધારે સારૂં કામ કરે છે." (સરજન રેટન. સારૂન)

"લસણને વાટીને લમણે ચોપડવામાં આવે તો તેથી તડતડાટ થઇ આવે છે અને તેથી સખત માથાના વ્યાધિઓ મટી જાય છે. (સર્જન મેજર ન્યાકર. મસ્કત)."

"ઇંગ્રેજી રીત પ્રમાણે લસણનો નીચે પ્રમાણે ટીંકચર બનાવવામાં આવે છે.

તુલસીનાં પાન..................૨૦ ડ્રામ.
લસણની કળીઓ..............૨૦ ડ્રામ.
જાવંત્રી ........................૨૦ ડ્રામ.
રેકટીફાઇડ સ્પીરીટ ..........૬૦ ઔંસ

આને ૪૮ કલાક ભીંજવી રાખી ગાળી લેવું..."

**Garlic and its Uses**—Excellent results have been attributed to its administration in the treatment of pulmonary affections, gangrene, whooping cough, and the like. Beside being a digestive

agent and good for the eater in various ways both in health and sickness, it affords the simplest and cheapest way of administering its essential oil. As a specific in any disease of bacterial nature it is probably as useful as any other. Its active principle allyl sulphide has remarkably antiseptic properties and as it is excreted by the respiratory passages, it has been used with advantage in various broncho-pulmonary affections, such as fœtid bronchitis, chronic tuberculosis with secondary infection etc.

Prof. **Roch** reports the case of a farm-labourer aged 42 ( Clinical Journal 15-7-22 ) suffering from gangrene of the lung; tincture of garlic was given ( 1 in 5 ) in small doses for 5 days and then increased to 60 drops daily in three doses. From the first day of its use inprovement began. The temperature never rose 100° and usually was normal. The sputum rapidly diminished in quantity and lost its putrid odour. Gurgling sounds disappeared and mucous rales became rare, sweating ceased, appetite became excellent, weight increased. The tincture of garlic was given in doses of 20 drops twice daily.

Dr. P. V. Krishna Rao ( M. B. B. S. Royapuram Hospital Madras. ) treated a case of deep sinus by injections of fresh juice of garlic. Sinus was 4 inches deep. Fresh juice was prepared and injected deep into the sinus, 2 minims every 6th day. In two months, the sinus completely healed. Internally an oily preparation of garlic in small doses was also given.

Tincture of Garlic is easily prepared in strength of 1 in 5 or 1 in 10 by macerating the dried bulbs in 95% alcohol for a fortnight and filtering.

[ Practical Medicine. Feb. 1923. ]

**वक्तव्य**—શક લોકોની સાથે લસણુ-ડુંગળી આ દેશમાં આવ્યાં હશે એમ પલાંડુકલ્પમાં ' यस्योपयोगेन शकांगनानाम् ' ઇત્યાદિ વાંચવાથી સમજાય છે. રાહુના ગળામાંથી જે અમૃતબિંદુઓ પડયાં તેમાંથી જ લસણુ ઉત્પન્ન થયું છે એમ ઉપરોક્ત લશુનકલ્પ ઉપરથી જોઇ શકાય છે. રાક્ષસના મ્હોંનું બ્રાહ્મણુ ન ખાય એટલે જ બ્રાહ્મણુ અને બીજા ધર્મચુસ્ત માણુસો લસણુડુંગણી ખાતા નથી. વળી પરદેશીઓ શકોને આ વસ્તુ અતિશય પ્રિય હશે, અને આ દેશના વૈદ્યો શકો પાસેથી તેનો ઉપયોગ શીખ્યા હોય. પરદેશી ચીજો, તુરતમાં હલકા

અને નીચા લોકોમાં વપરાવા લાગે છે. ઉંચ કોમો તેને વાપરવાની આનાકાની કરે છે. આથી જ હજુ સુધી ખરા વૈષ્ણવો, સ્વામીનારાયણીયાઓ, અને બીજા બ્રાહ્મણો લસણડુંગળીને અડકવામાં પાપ માને છે.

વૃદ્ધ વાગ્ભટે ચરકસુશ્રુત કરતાં લસણનો ઠીક મહિમા ગાયેલો છે. 'નાવનીતકમ્'માં પણ લશુનકલ્પ છે. આ લશુનકલ્પ ઉપરથી તો નાવનીતકનો કાલનિર્ણય કરવા ડૉ. હરનલ પ્રેરાય છે!

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૩૩૦; વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૮૪; Khory vol II p. 617; Indi Medi. Plants p. 1294.

# तालादि वर्ग

## N. O. Palmeæ.

## ३९३ નાળીયેર.

નામો—नालिकेरः; नारिकेलः, दृढफलम् (સંસ્કૃત); નાળીએર (ગુજરાતી); માડાડ, નારલ, નારલચા ઝાડ (મરાઠી); નરીયલ, નારીયલકા પેર (હિંદી); નારકેલ્ (બંગાળી); પોલ્ (સિંધી); નાર્જીલ (અરબી); Cocoanut palm કોકોનટ પામ (અંગ્રેજી); Cocos nucifera-કૉકસ ન્યુસીફેરા (લેટીન).

ગુણાઃ— ....नारिकेलफलानि च । बृंहणस्निग्धशीतानि बल्यानि मधुराणि च ॥

चरकः सू. अ. २७–१२४

नारिकेलं गुरु स्निग्धं पित्तघ्नं स्वादुशीतलम् ।
बलमांसप्रदं हृद्यं बृंहणं बस्तिशोधनम् ॥

सुश्रुतः सू. ४६. १८०

नारिकेलो गुरुः स्निग्धः शीतः पित्तविनाशनः ।
अर्धपक्कः तृषाशोषशमनो दुर्जरः परः ॥

नारिकेलसलिलं लघु बल्यम् शीतलं च मधुरं गुरु पाके ।
पित्तपीनसतृषाश्रमदाहशान्तिशोषशमनं सुखदायि ॥

पक्वमेतदपि किञ्चिदिहोक्तं पित्तकारि रुचिदं मधुरं च ।
दीपनं बलकरं गुरु वृष्यं वीर्यवर्धनमिदं तु वदन्ति ॥

॥ रा. नि ॥

नालिकेरोद्भवं तैलं बृंहणं बलवर्धनम् ।
केश्यं पित्तानिलहरं मधुरं रसपाकयोः ॥

हृद्यं रुच्यं नवं प्रोक्तं पुराणं गुरु वातनुत् ।
तिक्तं सुहृद्यं मधुरं कंडूकुष्ठहरं परम् ॥

स्वादुपाकरसं रक्तपित्तघ्नं कफनाशनम् ।
दुग्धं तु मृत्तिकाभांडे नालिकेरभवं क्षिपेत् ।

मुखं पिधाय वस्त्रेण रात्रौ स्थाप्यं गृहाद्बहिः ॥
प्रातःकाले तु निर्मथ्य नवनीतं तु कारयेत् ।

तत् पक्त्वा तद् घृतं नाम बृंहणं बलवर्धनम् ॥
शर्करा नालिकेरस्य मधुरा वातपित्तजित् ॥
॥ रा. नि. ॥

नारिकेलफलं शीतं दुर्जरं बस्तिशोधनम् ।
विष्टम्भि बृंहणं बल्यं वातापित्तास्रदाहनुत् ॥
विशेषतः कोमलनारिकेलं निहन्ति पित्तज्वरपित्तदोषान् ।
तदेव जीर्णं गुरु पित्तकारि विदाहि विष्टम्भि मतं भिषग्भिः ॥
तस्याम्भः शीतलं हृद्यं दीपनं शुक्रलं लघु ।
पिपासापित्तजित् स्वादु बस्तिशुद्धिकरं परम् ॥
नारिकेलस्य तालस्य खर्जूरस्य शिरांसि तु ।
कषायस्निग्धमधुरबृंहणानि गुरूणि च ॥
॥ भा. प्र. ॥

नालिकेरफलं शुष्कं दुर्जरं दाहकं गुरु ।
स्निग्धं मलस्तंभकरं बलवीर्यरुचिप्रदम् ॥
॥ नि. र. ॥

भावप्रकाश— १ परिणामशूले—नारिकेलं सतोयञ्च लवणेन सुपूरितम् ।
मृदावेष्टितं शुष्कं पक्वं गोमयवह्निना ॥
पिप्पल्या भक्षितं हन्ति शूलं हि परिणामजम् ॥

२ शर्करायाम्—दध्ना पीतं वा नारिकेलजं कुसुमम् ।
विण्मूत्रशर्करायाः भवति सुखी कतिपयैः दिवसैः ॥

चक्रदत्त— ३ सूयावर्त्तार्धभेदकयोः—नीरं वा नारिकेलमम् ॥
(शिरोरोगचि०)

वैद्यमनोरमा— ४ कृमिनाशार्थम्—नालिकेरस्य निर्यूहः कृमिहा स्यात्सरामठः ॥
५ व्रणे—जीर्णं च नालिकेरस्य तैलं हन्याद् व्रणं द्रुतम् ॥

शोढल— ६ क्षयजशिरोरोगे—एष एव प्रयोक्तव्यः शिरोरोगे क्षयात्मके । पिबेत्सशर्करं क्षीरं नीरं वा नालिकेरजम् । सुशीतं चापि पानीयं सर्पिर्वा नस्यतस्तयोः ॥

चरक— ७ छर्द्याम्—सितोपलामाक्षिकपिप्पलीभिः....। ....अथ नारिकेलं ....लिह्यात् ॥ चि. २०-२६.

વર્ણન—નાળીએરીનાં ઝાડ ન દેખ્યાં હોય એવા માણસો બહુ ઓછા હશે. દરિયાકિનારા પર રેતાળ જમીનમાં તે ઠીક થાય છે. કાઠિયાવાડમાં પોરબંદર અને ભાવનગરમાં નાળીએરીનાં છાડ બહુ સારાં થાય છે. દરિયાકિનારે નાળીયેરીનાં વન જોવાનું સૌભાગ્ય જેઓને પ્રાપ્ત થયું છે તેઓ ધન્ય છે. શો સરસ દેખાવ ! કવિઓને કવિતા સ્ફૂરે, આત્મજ્ઞાનીઓને આત્માનંદ પ્રગટે અને પ્રકૃતિભક્તોને ભક્તિપૂર્ણ બનાવે એવું સરસ દશ્ય એ હોય છે. ડાર્વીન જેવાએ તેનાં યશોગાન ગાયાં છે.

નાળીયેરીનાં ફળ—શ્રીફળને આપણે પવિત્ર માનીએ છીયે. તેની આખ્યાયિકા માટે આપણે જૈમિનીયાશ્વમેધમાં આવેલા ત્રિશંકુ આખ્યાન તરફ વળવું પડે છે. એ વિશ્વામિત્રની સૃષ્ટિ મનાય છે. દરેક પવિત્ર ક્રિયાઓમાં શ્રીફળ સિવાય ભાગ્યેજ ગાડું આગળ ચાલે છે. નાળીયેરનું એક નામ 'त्र्यंबक' છે. શિવજીની ત્રણ આંખો નાળીયેરના ગોટા ઉપર અદ્યાપિ દેખાય છે. ત્રણ પોલવાળું હોવાનું એ ચિન્હ છે. ખારૂં પાણી પીને મીઠું પાણી સંઘરી રાખનાર આ પરોપકારી ઝાડને નમ્યા વિના નથી રહેવાતું-" तस्मै वदान्यगुरवे तरवे नमोऽस्तु ॥ "

નાળીયેરી શી રીતે વાવવી , ઉછેરવી વિગેરેનું રસિક અને લંબાણ વિવેચન વાંચવું હોય તો 'વનસ્પતિશાસ્ત્ર' પૃષ્ઠ ૯૭૮ થી ૯૮૯ સુધી જોવું. બહુ જ જાણવા જેવી હકીકતો તેમાં આપેલી છે.

## વૈદ્યકમાં નાળીએરનો ઉપયોગ

ભાવપ્રકાશ— ૧ **પરિણામશૂળમાં**-( જમ્યા પછી ખોરાક હજમ થવા આવે છે એ વખતે પેટમાં શૂળ મારે છે એ રોગમાં )-પાણીવાળું નાળીયેર લેવું. અંદરનો ગોટો કાઢવો. ત્રણ આંખ પૈકીમાંથી વચલી આંખ તીક્ષ્ણ અણીવડે ભેદવી. તેમાં બારીક મીઠું સળીવડે ઠાંસીઠાંસીને ભરવું. પાણી બહાર કાઢવાનું નથી એ યાદ રાખવું. જ્યારે મીઠું ભરાઈ રહે ત્યારે તેને સારી રીતે કપડપટ્ટી કરી લેવી અને તે સૂકાય એટલે ૪–૫ છાણાંની ભઠ્ઠી આપવી. તાપ બહુ આપવાથી ગોળો ફાટી જાય છે. પછી ખરલમાં એ ગોળાને વાટી નાખવો. પીપર સાથે આપવાથી પરિણામશૂળ મટે છે.

૨ **પેસાબમાં રેતી જતી હોય તો**—નાળીયેરનાં ફુલનું સૂક્ષ્મ ચૂર્ણ દહીં સાથે પીવાથી થોડા જ દિવસોમાં ઝાડો, પેશાબ, સાકર વિગેરેની ફરિયાદો દૂર થઇ જાય છે.

**ચક્રદત્ત—** ૩ આધાશીશી અને વાયુને લીધે દુઃખતા માથામાં— નાળીયેરનું પાણી પીવું. (શિરોરોગચિકિત્સા.)

**વૈદ્યમનોરમા—**૪ કૃમિના નાશ માટે—નાળીયેરના મૂળનો કવાથ સ્હેજ હિંગ નાખીને પીવાથી કૃમિ મરી જાય છે.

૫ વ્રણમાં—નાળીયેરનું તેલ (કોપરેલ) જુનું હોય તો જલદીથી વ્રણને રૂઝાવે છે.

**શોઢલ—** ૬ ક્ષયરોગમાં માથું દુખે છે ત્યારે—નાળીયેરનું પાણી સાકર નાખીને પીવું અથવા લીલા ટોપરાને છુંદીને દુધ નીકળે તે સાકર નાખીને પીવું. નસ્ય પણ અપાય.

**ચરક—** ૭ ઉલટીમાં—નાળીયેરના પાણીમાં સાકર, મધ અને પીપર મેળવી પીવાથી ઉલટી મટે છે. ચિ. ૨૦–૨૬.

**वक्तव्य**—ચરકમાં નાળીયેરનો ઉલ્લેખ ફક્ત અમુક જગોએ છે. એક તો ગુણ વર્ણવે છે તેમાં (સૂ-૨૭); બીજો, તે આનૂપવૃક્ષ છે એમ કલ્પસ્થાનમાં કહે છે અને ત્રીજો ચંદનાદિ તૈલમાં. આ સિવાય ઉલટીના અધ્યાયમાં પણ તે જણાય છે. તે વિના ક્ષતક્ષીણમાં, રાજયક્ષ્મામાં કે બીજા રોગોમાં તેનું નામ જણાતું નથી. દુધ સાથે બધા અમ્લ પદાર્થોનો નિષેધ કરેલો છે. તે લીસ્ટમાં 'નાલિકેર' પણ ગણાવે છે. આનું શું કારણ હશે? દુધ સાથે તે ખાવામાં વાંધો ન હોય. હું માનું છું કે આ લીપિકરપ્રમાદ છે.

સુશ્રુતે મધુરસ્કંધમાં તેને ગણાવ્યું છે (સૂ-૪૨-૧૮). નાલિકેરોદકના ગુણ સુશ્રુતે વર્ણવ્યા છે (સૂ-૪૫-૪૩). તેલના ગુણ નીચે પ્રમાણે આપેલા છેઃ- મધુર, મધુર વિપાકવાળું, વાતપિત્તપ્રશમન, શીતવીર્ય, અભિષ્યન્દી, મૂત્રલ, અગ્નિસાદન (સૂ. ૪૫-૧૨૦). મસ્તકમજ્જાના ગુણ પણ આપેલા છે (સૂ. ૪૬-૩૧૧). વળી तालनारिकेल વિગેરેના સ્નેહો 'पित्तसंसृष्टे वायौ' આપવાનું લખ્યું છે (चि-૩૧-૫).

'નાલિકેરખંડપાક' પ્રખ્યાત બનાવટ છે. કવિરાજ વિરજાચરણ ગુપ્ત કહે છે કે આ પાઠનું મૂળ 'સારકૌમુદી'માં છે; અત્યારના ચક્રસંગ્રહમાં આ પાઠ દેખાય છે પણ તે તો પ્રક્ષિપ્ત છે એમ તેના ટીકાકાર શિવદાસે જ સ્પષ્ટ કહેલું છે. ગમે તેમ હોય-પાઠ સરસ છે અને ક્ષય વિગેરેમાં અજમાવી જોવા જેવો છે.

**Actions and Uses**—Cocoanut oil has been recommended as a substitute for cod-liver oil, but its prolonged use is said to induce disturbance of the digestive organs and diarrhœa; this objection may be removed by using the olein separated from the

solid fats, as is done by the natives in the preparation of what they call 'muthel' or hand oil. To prepare this the kernel of the fresh nuts is pulped and strained and the oil prepared from the milky fluid by heating it: a preparation of the same kind is now known in Europe as Coco-olein.

( Dymock III p. 515 )

**ભાવાર્થ—ડૉ. ડીમક નાળીયેરના તેલને કૉડલીવર ઑઇલની જગોએ વાપરવાની ભલામણ કરે છે. લીલાં નાળીયેરના ગોટાનું ખમણ કરી લેવું અને પછી તેમાંથી દુધ જેવો સફેદ રસ નીચોવી લેવો. આ રસને ઉકાળવાથી એક જાતનું તેલ નીકળે છે. આ જ તેલને યૂરોપમાં 'કોકોઓલેઇન' કહે છે. આ તેલ પચવામાં ભારે નથી પડતું.**

"Whilst the world's population continues to increase, and whilst communities continue to advance towards what we have termed "a higher plane of living," the demand for and consumption of the cocoanut in the form of edible and industrial fats, fibres, yarns, and many other articles, must continue to increase. There can be no limitation–the cocoanut is a necessity and not a luxury."

( Tropical Mail. 1913. )

**મેજર. ડા. બી. ડી. બાસુ, આઈ. એમ. એસ—તેમના** "Diabetes Mellitus and its Dietetic Treatment"-eleventh edition p. 70-**માં મધુપ્રમેહ માટે "કોકોનટ કયૅાર" અથવા મધુપ્રમેહ ઉપર "નાળીયેર ચિકિત્સા" એ વિષે લંબાણથી ઉલ્લેખ કરે છે. તે રસિક લેખકના લેખનો સાર નીચે આપવામાં આવે છે:—**

**"નાળીયેરી જેવું અત્યંત ઉપયોગી વૃક્ષ પેદા કરીને કુદરતે, ખરેખર ! માનવસમાજ ઉપર અનહદ ઉપકાર કર્યો છે. નાળીયેરીના ઝાડનાં દરેક અંગ ઉપયોગમાં આવે છે. પણ અત્રે તેના આર્થિક ઉપયોગો** ( economic uses ) **ન વર્ણવતાં હું તો કેવળ નાળીયેર મધુપ્રમેહ ઉપર કેટલું બધું ઉપયોગી છે તે બતાવવા જ પ્રયત્ન કરીશ. નાળીયેર એ ઉત્તમ ખાદ્ય અને ઉત્તમ પેય ચીજ છે** ( A perfect food and drink combined ). **જવ, બટાટા, ચોખા અને બીજા કારબોહાઇડ્રેટસ ખાદ્ય વિરૂદ્ધ જે ફરિયાદો રજુ કરવામાં આવે છે તેમાંની એક પણ ફરિયાદ નાળીયેરના ખોરાક માટે કરવામાં નથી આવી. મનુષ્યના સ્વાસ્થ્ય અને સુખ માટે નાળીયેર તમામ તત્ત્વો પૂરાં પાડે છે.**

મધુપ્રમેહમાં નાળીયેર કોઇપણ જાતની બીક રાખ્યા વિના આપી શકાય. નાળીયેરનું પાણી બહુ જ દીલપસંદ મધુર પીણું છે. હવાના કરતાં તે ૨૫° જેટલું વધારે ઠંડુ છે એટલે તે તરસ છીપાવવા માટે ઘણું કિંમતી છે.

કોપરેલ ( Cocoa-nut-oil ) પણ મધુપ્રમેહની ચિકિત્સામાં ઘણું ઉપયોગી છે. આ તેલ ઘણા ઉપયોગમાં લઈ શકાય એમ છે. આ જમાનામાં શુદ્ધ ઘી ( ભેળસેળ વિનાનું ) મળવું મુશ્કેલ થઈ પડયું છે, એટલે આવા પ્રસંગે ઘીની અવેજીમાં કોપરેલ વાપરવામાં આવે તો ઘણું જ સારૂં. કોપરેલમાં પૌષ્ટિક તત્ત્વો એટલા મોટા પ્રમાણમાં છે કે કેટલાક વિદ્વાનો તેને રાજયક્ષ્માની ચિકિત્સામાં કૉડલીવરઑઈલની જગોએ વાપરવા ભલામણ કરે છે.

કોપરેલ માકણ, લીખ, જુ અને બીજાં જીવજંતુઓને મારી નાખે છે. પહેલાંના વખતમાં તો બંગાલી લોકો તેમના શરીર ઉપર કોપરેલનું અભ્યંગ કરતા હતા. હવે તો બંગાલીઓ આ અભ્યંગને સાવજ વિસરી ગયા છે. આ અભ્યંગ-વિસ્મૃતિએ કેટકેટલા બંગાલી જુવાનોને રોગગ્રસ્ત બનાવ્યા છે તે શોધવાનું કામ બંગાળાના ડૉકટરોએ કરવા જેવું છે. બંગાળીઓની મીઠાઇમાં કોપરેલ તેલ ઠીક ઠીક પ્રમાણમાં વપરાય છે. પણ હવેના શિક્ષિત બંગાળીઓ આ કોપરેલ તેલવાળી મીઠાઇને પસંદ કરતા નથી એ હું જાણુંછું. બંગાલીઓના પૂર્વજો તો કોપરેલનો છુટથી ઉપયોગ કરતા હતા. મ્હેં જાતે આની ચપાટીઓ, રોટલીઓ, અને બીજી વિવિધ બનાવટો બનાવીને ખાઈ જોઈ છે. કોપરાને બારીક છીણી નાખી તેમાં થોડોક ચણાનો લોટ ( બેસન ) અને ઘી મેળવીને સુંદર ચપાટીઓ તૈયાર થઈ શકે છે, જે ઘણો લાંબો વખત સુધી બગડયા વિના રહી શકે છે. જ્યાં જ્યાં નાળીયેર સારા જથામાં મળી શકતાં હોય અને દુર્દૈવવશાત્ જ્યાં દરવર્ષે હજારો મનુષ્યો મધુપ્રમેહનો ભોગ બનતાં હોય તેવા પ્રદેશોના વૈદ્ય ડૅાકટરોને હું ભલામણ કરૂં છું કે તેઓ નાળીયેરનો છુટથી ઉપયોગ કરે. ”

કૉડલીવરઑઈલ જેવી અભક્ષ્ય, કેટલા વર્ષની વાસી બાટલીઓ પેટમાં ઘાલવી, પરદેશ પૈસા મોકલવા, ધર્મભ્રષ્ટ થવું, અને નાહકનું હેરાન થવું-આ કરતાં નાળીયેરનું ઉપરોક્ત વિધિ-પ્રમાણે કાઢેલું તેલ હજાર દરજજે સારૂં છે.

કોપરેલ તેલ માથામાં નાખવાથી વાળની વૃદ્ધિ થાય છે.

“ કહેવાય છે કે ગર્ભવાળી સ્ત્રી અઠવાડિયામાં બે કે ત્રણ વખત નાલીએરીની મીઠી તાડી પીવાનું જારી રાખે તો તેની અસર તેનાં છોકરાંના રંગ ઉપર અજાયબ જેવી થાય છે. એટલે જો માબાપ કાળાં હોય તો છોકરૂં સાધા

રણુ રીતે રૂપાળું આવે અને જો માબાપ ગોરાં હોય તો તેનાં છોકરાંનો રંગ યુરોપીયન જેવો થાય છે.”

ગોરખનાથજી અને તેમના શિષ્યની પણ વાતો આ સાથે જોડાયલી છે.

**નોંધ**—રા. રા. રતિલાલ ઈચ્છારામ દેસાઈ ( B. A. oxford )એ મને નીચેની વાત કરેલી છે ( તા. ૧૨–૬–૧૯૨૬ ):–“ એક પુરૂષનો આખો ડાબો પગ ખરજવાને લીધે ખદખદી ઉઠયો હતો. ઘણી ઘણી દવાઓ કરાવી, પણ તે નજ મટયું. બીજી એક બાઇને પણ ઢીંચણ સુધીનો એક પગ અતિભયંકર રીતે સડી ગયા જેવો થઇ ગયો હતો. આ બન્ને કેસોમાં કોપરેલ તેલથી જ સારૂં થયું છે. કોપરેલ તેલમાં ગૉઝ ભીંજાવીને એ ભાગ ઉપર વારંવાર મૂકવાં અને ઉપર કેળનું પાન બાંધવું. આમ કરવાથી જ તે બન્નેને સારૂં થયેલું મ્હેં જોયું છે. મ્હને પોતાને પાંપણ ઉપર એક મસા જેવી ફોલ્લી થયેલી. ઘણીએ ઍલોપથીક દવાઓથી તે મટયું નહતું પણ આ કોપરેલ તેલથી જ સારૂં થઇ ગયેલું. મ્હને આ ખરજવું ( તેમને પગે ખરજવું હતું તે બતાવવા આવેલા તે વખતે આ વાત મ્હને કરેલી. ) પણ આ કોપરેલ તેલથી જ આટલું નરમ છે. વખત તો લાગે છે નહિ તો ખરજવું એ તેલથી મટી તો જાય છે જ.”

**ઉલ્લેખ**—વ. શા પાનું ૬૭૮ થી ૬૮૬; રૂ. નિ. પા. ૩૯૬; N. p. 358; Watt VI part I p. 208; Indi. Medi. Plants pp. 1319 to 1327.

---

## ૩૯૪ તાડ.

### N. O. Palmeæ.

**નામો**—तालः, तृणराजः, लेख्यपत्रः, ध्वजद्रुमः ( સંસ્કૃત ); તાડ (ગુજરાતી); તાડ ( મરાઠી ); તાલ, તાર ( હિંદી ); તાલગાછ ( બંગાલી ); Borassus flabellifer—બૉરેસસ્ ફ્લૅબેલીફેર ( લેટીન )

ગુણાઃ—

फलं स्वादुरसं पाके तालजं गुरु पित्तजित् ।
तद्बीजं स्वादु पाके तु मूलं स्याद्रक्तपित्तजित् ॥

॥ ध. नि. ॥

तालश्च मधुरः शीतपित्तदाहश्रमापहः ।
सरश्च कफपित्तघ्नो मदकृद्दाहशोषनुत् ॥

॥ रा. नि ॥

पक्वं तालफलं पित्तरक्तश्लेष्मविवर्द्धनम् ।
दुर्जरं बहुमूत्रञ्च तन्द्राभिष्यन्दशुक्रदम् ॥
तालमज्जा तु तरुणः किञ्चिन्मदकरो लघुः ।
श्लेष्मलो वातपित्तघ्नः सस्नेहो मधुरः सरः ॥
तालजं तरुणं तोयं अतीव मदकृन्मतम् ।
अम्लीभूतं तदा तु स्यात् पित्तकृद्वातदोषहृत् ॥
॥ भा. प्र ॥

वातहा बृंहणो बल्यः क्रिमिहा कुष्ठनाशनः ।
रक्तपित्तहरः स्वादुः तालः सप्तगुणान्वितः ॥
तालशस्यन्तु मधुरं मूत्रलं वातपित्तजित् ।
तालास्थिमज्जा मधुरा मूत्रला शीतला गुरुः ॥
कफक्रिमिहरा वृष्या वातला दुर्जरा मता ॥
॥ राजवल्लभः ॥

चरक— १ मूत्रस्य वैवर्ण्ये कृच्छ्रे च–....तालशस्यैस्तथा शृतम् । घृतं पयश्च मूत्रस्य वैवर्ण्ये कृच्छ्र एव च ॥ चि. अ. २२

सुश्रुत— २ मूत्राघाते–पिष्ट्वाऽथवा सुशीतेन शालितण्डुलवारिणा । तालस्य तरुणं मूलम्.... ॥ उ. ५८–४१

चक्रदत्त— ३ उन्मादे–उन्मादे समधुः पेयः शुद्धो वा तालशाखजः। रस....॥ उन्मादचि० ।

४ प्लीहोदरे–तालपुष्पभवः क्षारः सगुडः प्लीहनाशनः । ( प्लीहाचि० )

बंगसेन— ५ सुखप्रसवार्थम्–तालस्य चोत्तरं मूलं स्त्रीप्रमाणेन तंतुना । बद्ध्वा कट्याञ्च नियतं सुखं नारी प्रसूयते ॥

वैद्यमनोरमा— ६ विषूचिकायाम्–
तण्डुलोदकपिष्टेन तालमूलेन लेपनम् ।
नाभौ प्रकल्पितं सद्यो जयत्येव विषूचिकाम् ॥

વર્ણન—તાડનાં ઝાડ ઘણાખરા ઓળખતા હશે. ' સહુ ઝાડમાં ઉંચો તાડ ' એ કહેવત મુજબ તાડનું ઝાડ ઘણું જ ઉંચું અને સીધું વધે છે. પાન

ઘણાં મોટાં આવે છે. એનાં ફળને પંચમહાલ તરફ 'ઝીલડાં' કહે છે. સુરત તરફ એને 'તાડફળી' કહે છે. ઝીલડાં રંગે કાળાં અને શ્રીફળથી રહેજ નાનાં થાય છે. તેની એક જ લુમમાં ૧૦-૧૫ ફળ લાગે છે. ઝીલડાં એટલાં તો કઠણ હોય છે કે તેને કુહાડી વડે કાપવાં પડે છે. કાપતાં એમાંથી સફેદ રંગની ગોટલી નીકળે છે. આ ગોટલી કુળી હોય તો નાળીયેર જેવી જ લાગે છે. ખાવામાં સ્વાદિષ્ટ, પૌષ્ટિક અને મૂત્રલ મનાય છે. જ્યાં દારૂનાં પીઠાં નથી ત્યાં આગળ **તાડી** (તાડના ઝાડનો રસ )નો છુટથી ઉપયોગ કરવામાં આવે છે. તાડી માદક છે. તાજી તાડી થોડી માત્રામાં પીવાથી ગરમીને કાપે છે, પેસાબ છુટથી લાવે છે. એનાં પાનથી છાપરાં છાવવામાં આવે છે. પાનની જાડી, મોટી, લાંબી ડીંટડીઓમાંથી જાડા, પીળાશ લેતા સફેદ રંગના રેસાઓ કાઢવામાં આવે છે અને તેનાં સરસ ટકાઉ દોરડાં બનાવવામાં આવે છે. તાડના રસમાંથી ખાંડ બનાવવામાં આવે છે. નર્મદાના કિનારે દિવ ગામ આગળ તાડનું સુંદર વન છે. જ્યાં તાડ હોય છે ત્યાં દેખાવ સરસ લાગે છે. એનાં પાન ઉપર પ્રથમના લોકો લખતા હશે એટલે જ એનું નામ 'લેખ્યપત્ર' પડયું લાગે છે. વૅાટ સાહેબે તેમના અત્યુત્તમ પુસ્તકમાં તાડ વિષે ઘણી લંબાણ હકીકત આપેલી છે તે રસજ્ઞોએ જોઇ લેવી.

નર અને માદાનાં ઝાડ જુદાં જુદાં થાય છે. નર ઝાડ ઉપર ફળ નથી આવતાં.

## વૈદ્યકમાં તાડનો ઉપયોગ.

**ચરક**— ૧ **મૂત્રનો રંગ બદલાયો હોય તો અને મૂત્રકૃચ્છ્રમાં**-પુષ્પ ધારણ કરનારી લીલી ઝમરી ( spadix ) ના રસથી ઘી કે દુધ સિદ્ધ કરી લેવું. તે પીવાથી મૂત્રવૈવર્ણ્ય અને મૂત્ર કૃચ્છ્ર મટે છે. ચિ. અ. ૨૨

**સુશ્રુત**— ૨ **મૂત્રાઘાતમાં**-તાડના નાના છોડનું કુમળું મૂળ ( જે ગોળ ગાંઠ જેવું હોય છે ) ચોખાના ઠંડા ધોવણ સાથે ઘસીને પીવાથી મૂત્રાઘાત મટે છે ( પરમીયો પણ મટે છે. ).

ઉ. અ. ૫૮

**ચક્રદત્ત**— ૩ **ગાંડપણમાં**-તાડની શાખાઓમાંથી જે રસ નીકળે છે તે મધ નાખીને પીવો. ( ઉન્માદચિકિત્સામાં )

૪ **પ્લીહોદરમાં**-તાડનાં ફુલને ધારણ કરનાર ઝમરી ( spadix ) ને બાળીને ભસ્મ કરી તેમાંથી ક્ષાર કાઢવો. આ ક્ષાર, ગોળ

સાથે આપવાથી પ્લીહ મટે છે. ( પ્લીહચિકિત્સામાં )

બંગસેન— ૫ સુખેથી પ્રસવ થાય એટલા માટે–તાડનું ઉત્તર દિશા તરફનું મૂળ લાવીને, સ્ત્રીની કેડના પ્રમાણ જેટલા દોરાવડે તેને કમ્મરે બાંધવાથી, સુખેથી પ્રસવ થાય છે.

( સ્ત્રીરોગચિકિત્સા )

વૈદ્યમનોરમા-૬ કૉલેરામાં–તાડના મૂળને ચોખાના ધોવણ સાથે વાટીને ડુંટી ઉપર લેપ કરી આપવાથી કૉલેરા મટે છે.

વક્તવ્ય—ધન્વંતરિ અને રાજનિઘંટુ એ બેમાં ચાર જાતના તાડ વર્ણવેલા છે–(૧) તાલ (૨) શ્રીતાલ (૩) હિન્તાલ અને (૪) માડ. આ બધાના ગુણ પણ તેમાં આપેલા છે. અત્યારે તે બધી જાતો ઓળખાતી ( દેખાતી ) નથી. ઘણા લાંબા વખતથી તાડ વૈદ્યકમાં પરિચિત છે.

સુશ્રુતે સાલસારાદિગણમાં તાલનો ઉલ્લેખ કરેલો છે. તાલસાર-તાડનો સાર–શિરોવિરેચનમાં સુશ્રુતે ગણાવ્યો છે. મધુર ગણમાં પણ તેને ગણાવ્યો છે–"फलं स्वादुरसं तेषां तालजं गुरु पित्तजित् । तद्बीजं स्वादुपाकं च मूत्रलं वातपित्तजित् ॥" ( सू. अ. ४६–१७९ ). તાલમસ્તકના ગુણ પણ સુશ્રુને વર્ણવેલા છે (સૂ. ૪૬–૩૧૦ ). તાલ વિગેરેના સ્નેહ ( તેલ ) 'પિત્તસંસૃષ્ટ વાયુ'માં આપી શકાય એમ સુશ્રુતનું કહેવું છે ( चि. ૩૧–૫ ). પિત્તાભિષ્યન્દમાં ( પિત્તથી આંખ આવી હોય તેમાં ) તાડના તાજા રસમાં ઘી પકાવી લઈને તે ઘીનાં ટીપાં આંખમાં મૂકવાનું સુશ્રુતે કહેલું છે ( ઉ. ૧૦-૪ ).

ચરકે 'તાલપ્રલંબ'ને ઉરઃક્ષતરૂજાપહ અર્થાત્ ઉરઃક્ષતની પીડા હરનાર ગણેલું છે. તાડના પાનનો આસવ ચરકે બનાવેલો છે 'पटोलताडो पत्रासवौ' ( સૂ. ૨૫–૪૧ ). મધુર અને કષાય સ્કંધોમાં તાલ ગણાવ્યો છે. ક્ષતક્ષીણ-ચિકિત્સામાં, કાસચિકિત્સામાં ( તાલમૂલ-લેપમાં ), અશ્મરીમાં, મહામાયૂર ઘૃતમાં ( શિરોરોગચિકિત્સામાં ), અને જ્વરમાં ચંદનાદિ તેલના પાઠમાં તાલનો ઉલ્લેખ મળી આવે છે.

તાલમૂલી, તાલપત્રી , તાલપર્ણી એવા ઘણા શબ્દો ચરકસુશ્રુતમાં આવે છે. તાલમૂલી અને તાલપર્ણી એટલે તો મુસલી એ નિર્વિવાદ છે. અમરકોષમાં 'તાલપર્ણી' શબ્દ મુરામાંસીના પર્યાય તરિકે વપરાયલો છે.

**Medicinal Uses**—The saccharine juice obtained by excision of the spadix is cooling, sweet and useful in inflammatory dropsy. The sediment of the toddy forms a yeast which is very largely used in bread-making. Sugar is manufactured from it in Madras,

Burma and Ceylon. Sugar obtained from this palm is imported into Calcutta from Ceylon. The yellow pulp, surrounding the ripe nuts is sweet, heavy and indigestible. It is made into cakes with flour and other ingredients. The young seeds contain a clear watery fluid which is very refreshing and cooling. The kernel of the seeds, after the seedlings have germinated, is eaten. The terminal buds of the Tal tree are regarded as nuitritive, diuretic and tonic. The ashes of the flowering stalk are said to be useful in enlarged spleen. The 'toddy poultice' is a valuable stimulant application to gangrenous ulcerations, carbuncle, and indolent ulcers. The sugar candy produced in the manufacture of sugar from this palm is used in coughs and pulmonary affections.

( Indigenous Drugs of India. )

**ભાવાર્થ**—તાડના મથાળા ઉપર આવેલા ટોપા-spadix-માં છેદ મૂકવાથી તેમાંથી સાકર જેવો મીઠો રસ ઝરે છે. આ રસ ઠંડો અને સ્વાદિષ્ટ છે અને તે શોથમાં ઉપયોગી છે. તાડની તાડીમાંથી જે sediment મળી આવે છે તે રોટી બનાવવામાં કામમાં લેવાય છે. એમાંથી મદ્રાસ, બ્રહ્મદેશ અને સીલોન તરફ ખાંડ કાઢવામાં આવે છે. આવી રીતે તાડમાંથી મેળવેલી ખાંડ સીલોનથી કલકત્તા આવે છે. પાકી તાડફળીને કાપતાં તેમાંથી જે પીળો પદાર્થ માલમ પડે છે તે સ્વાદિષ્ટ છે પણ પચવામાં ઘણો ભારે છે. લોટ અને બીજા પદાર્થોમાં તેને મેળવીને રોટી બનાવવામાં આવે છે. બહુ નાની ગોટલીઓમાં પ્રવાહી ભાગ બહુ જ હોય છે અને તે પીવામાં ઘણો જ લહેજતદાર તેમજ ઠંડો છે. તાડફળીમાં જે ગોટલીઓ હોય છે તે ખવાય છે. તાડની ટોચે જે કુમળી કળીઓ હોય છે તે પોષક, મૂત્રલ અને બલકારક મનાય છે. જે દાંડીઓ ઉપર ફુલ બેસે છે તે દાંડીઓની બાળીને કરેલી ખાખ પ્લીહની વૃદ્ધિમાં સારૂં કામ કરે છે. 'તાડીની પોટીસ' કહીલાં ગડગુંબડ અને દુષ્ટ વ્રણ ઉપર બહુ જ સરસ ઉપયોગી છે. આમાંથી બનતી ખાંડ કફ અને ફેફસાંનાં દરદોમાં ઉપયોગી છે. ( સ્વ. કનૈયાલાલ. દે. )

**નવ્યમત**—ઝાડનો રસ ઉષ્ણ અને કફઘ્ન મનાય છે. સૂકા ટોપા ( spadix ) ની ખાખ અમ્લપ્રતિયોગી હોઇ હૃદયદાહમાં ઉપયોગી છે. તરતનો રસ અત્યંત સ્વાદિષ્ટ છે અને લાગલાગટ થોડા દિવસ સુધી પ્રત્યેક સવારમાં પીધો હોય તો સારી રેચક અસર જણાવે છે. તાજો રસ સોજામાં અને ઉદરમાં ઉપયોગી છે. સુરકો, તાડી અને દારૂ-આ ઝાડમાંથી બનાવવામાં

આવે છે. રસને સ્હેજ ઉભાણુ લાવીને મધુપ્રમેહમાં વપરાય છે. તેના ટોપા ( spadix ) ની રાખ પિત્તના રોગોમાં વપરાય છે. આ ખાખ રંગ બનાવવાના કામમાં પણ વપરાય છે.

આ રાખમાં ફોલ્લો ( Blister ) ઉઠાડવાનો જલદ ગુણ છે અને યકૃત્ અને પ્લીહની વૃદ્ધિમાં આ રાખ બીજા ઠંડા પદાર્થો સાથે મેળવીને ઉપર લગાવવામાં આવે છે. ફળમાંનો પાકો ગર્ભ બહારથી ચામડીના રોગોમાં લગાવાય છે. તાડની ખાંડ પિત્તઘ્ન અને રસાયન છે અને તે યકૃત્પ્લીહનાં દરદોમાં તેમ જ પરમીયામાં વપરાય છે. તાડનો રસ મૂત્રલ છે અને જુના પરમીયામાં વપરાય છે. ( ટી. એન. મુકરજી ). તાડનું કોમળ મૂલ ઠંડુ અને રોપણ છે. ફુલ બેસે છે તે ડાંડીની રાખ પ્લીહવૃદ્ધિમાં ઉપયોગી છે. ( યુ. સી. દત્ત ).

પાનના ડાંડામાંથી અને કોમળ મૂળમાંથી કાઢેલો રસ જઠરની શરદીમાં તેમ જ હેડકીમાં વપરાય છે. ઉભાણુ આવેલો રસ કેટલીક વખતે સખત રેચક અસર નીપજાવે છે. લીલાં પાનમાંથી ઘન ( extract ) બનાવીને તે સેકંડરી સીફીલીસમાં અપાય છે. સુકા spadixની રાખ મોટે ભાગે તાવ રોકવા માટે વપરાય છે પણ તેની એ અસર નહિ જેવી જ છે.

( વૉટ ડીક્ષનેરી ).

એક તામીલ કવિએ 'तालविलासम्' નામનું સુંદર કાવ્ય રચેલું છે. એ કાવ્યનો અંગ્રેજી અનુવાદ 'જરનલ ઑફ્ બૉમ્બે નેચરલ હીસ્ટરી સોસાયટી' વૉ. ૨૧ માં મુંબાઈની સેન્ટ ઝેવીયર્સ કૉલેજના બૉટેનીના પ્રૉફેસર રેવરંડ ફાધર જે. ઇ. બ્લેટરે છપાવ્યો છે. એ કાવ્યમાં નહિ નહિ તોયે ૮૦૧ નોખા નોખા તાડના ઉપયોગો જણાવેલા છે. નીચે તેમાંનો એકાદ ફકરો આપવામાં આવે છે:—

"તાડફલીની સૂકી ગોટલી ખાવાથી આંત્રશૂલ અને અતિસાર મટે છે, અને અન્નનલમાં ચોંટી રહેલું મચ્છીનું કુણું હાડકું એથી દૂર થઇ જાય છે.

હમેશાં તાડી લેવાથી મનુષ્યની શક્તિ વધે છે, કાંતિ વધે છે, અને સુઘટ, માંસલ, સ્નાયુસંપન્ન બદન થાય છે. થોડી માત્રામાં નાનાં બચ્ચાંને આપવાથી ખુજલી અને બીજા અનેક રોગો દૂર થાય છે. ઇત્યાદિ."

ઇન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સ—પા. ૧૩૧૯.

ઉલ્લેખ—વ. શા. પા. ૬૭૭; રૂ. નિ. ૪૦૫; N. p. 359; Watt I p. 495; Indig Drugs p. 49; Indi. Medi. Plants p. 1317.

---

## ૩૯૫ ખજુરી.

**N. O. Palmeæ.**

**નામો**—खर्जूरी, खर्जुरिका, दुरारोहा, अशाखिका, मृदुफला ( સંસ્કૃત ); ખજૂરી ( ગુજરાતી ); સિંદી, ખજૂર ( મરાઠી ); સેંધી, ખજૂર ( હિંદી ); ખેજૂર ( બંગાલી ); Date palm-ડેટપામ ( અંગ્રેજી ); Phœnix sylvestris-ફીનીક્સ સીલ્વેસ્ટ્રીસ ( લેટીન ).

પરિચય—

खर्जूरी तु खरस्कन्धा कषाया मधुरा च सा ।
दुःप्रधर्षा दुरारोहा निःश्रेणी स्वादुमस्तका ॥
पिंडखर्जूरिका त्वन्या सा देशे पश्चिमे भवेत् ।
खर्जूरी गोस्तनाकारा परद्वीपादिहागता ॥
बृहत्खर्जूरिका श्रेणी सुफला द्वीपसंभवा ।
मधुस्त्रवामृतफला तिंदुकाभफला च सा ॥
खर्जूरी गोस्तनाकारा परद्वीपादिहागता ।
जायते पश्चिमे देशे सा छोहारेति कीर्त्यते ॥
भूमिखर्जूरिका काककर्कटी कोलकर्कटी ।
कषाया च खरस्कंधा नदीजा दृढकंटका ॥

॥ म. नि. ॥

गुणाः—

क्षतक्षयापहं हृद्यं शीतलं तर्पणं गुरु ।
रसे पाके च मधुरं खर्जूरं रक्तपित्तजित् ॥

॥ ध. नि. ॥

खर्जूरी तु कषाया च पक्का गौल्यकषायका ॥
पित्तघ्नी कफदा चैव कृमिकृद्वृष्यबृंहणी ॥

पिण्डखर्जूरिकायुग्मं ( पिण्डखर्जूरी राजखर्जूरी च ) गौल्यं स्वादे हिमं गुरु । पित्तदाहार्तिश्वासघ्नं श्रमकृत् वीर्यवृद्धिदम् ॥ अन्यच्च—

दाहघ्नी मधुराऽस्रपित्तशमनी तृष्णार्तिदोषापहा ।
शीता श्वासकफश्रमोदयहरा सन्तर्पणी पुष्टिदा ॥
वह्नेः मान्द्यकरी गुरुर्विषहरा हृद्या च दत्ते बलम् ।
स्निग्धा वीर्यविवर्धनी च कथिता पिण्डाख्यखर्जूरिका ॥

मधुखर्जूरी मधुरा वृष्या संतापपित्तशान्तिकरी ।
शिशिरा च जन्तुकरी बहुवीर्यविवर्धनं तनुते ॥
भूखर्जूरी मधुरा शिशिरा च विदाहपित्तहरा ॥

॥ रा. नि. ॥

खर्जूरीत्रितयं ( भूमिखर्जूरी पिण्डखर्जूरी छोहारा च ) शीतं मधुरं रसपाकयोः ।

स्निग्धं रुचिकरं हृद्यं क्षतक्षयहरं गुरु ॥
तर्पणं रक्तपित्तघ्नं पुष्टिविष्टम्भशुक्रदम् ।
कोष्ठमारुतहृद्बल्यं वान्तिवातकफापहम् ॥
ज्वरातिसारक्षुत्तृष्णाकासश्वासनिवारकम् ।
मदमूर्च्छामरुत्पित्तमद्योद्भूतगदान्तकृत् ।
महतीभ्यां गुणैरल्पा स्वल्पखर्जूरिका मता ॥
खर्जूरीतरुतोयन्तु मदपित्तकरं भवेत् ।
वातश्लेष्महरं रुच्यं दीपनं बलशुक्रकृत् ॥
नारिकेलस्य तालस्य खर्जूरस्य शिरांसि तु ।
कषायस्निग्धमधुरबृंहणानि गुरूणि च ।
सुलेमानी श्रमभ्रान्तिमदमूर्च्छास्रपित्तहृत् ॥

॥ भा. प्र. ॥

मधुरं बृंहणं वृष्यं खर्जूरं गुरु शीतलम् ।
क्षयेऽभिघाते दाहे च वातपित्ते च तद्धितम् ॥

चरकः सू. २७-१२१

क्षतक्षयापहं हृद्यं शीतलं तर्पणं गुरु ।
रसे पाके च मधुरं खर्जूरं रक्तपित्तजित् ॥

सुश्रुतः सू. ४६-१८६

चरक-- १ कासश्वासनिबर्हणार्थ-घृतं खर्जूरमृद्वीकाशर्कराक्षौद्रसंयुतम् ।
सपिप्पलीकं वैस्वर्यकासश्वासनिबर्हणम् ॥ चि. ८-९४

२ ग्रहणीदोषे-तद्वद्द्राक्षेक्षुखर्जूरस्वरसानासुतान् पिबेत् ॥
चि. १९-१४९

सुश्रुत— ३ ज्वरे मुखवैरस्ये-....द्राक्षाखर्जूरयोः तथा। वैरस्ये धारयेत्कल्कं गण्डूषं च तथा हितम् ॥ उ. ३९-१८३

૪ हिक्कायाम्-खर्जूरमध्यं मागध्यः.... । मधुद्वितीयाः कर्तव्याः ते हिक्कासु विजानता ॥ उ. ५०-२८

५ रक्तपित्ते-हितं च खर्जूरफलं समाक्षिकं ॥ उ. ४५-२०

વર્ણન—ખજુરીનું ઝાડ બહૂ જ પ્રસિદ્ધ છે. ભૂખજુંરી બહુ જ નાની, ભોંય ઉપર પથરાયલી જ થાય છે. એનાં પાંદડાં તો ખજુરીનાં પાંદડાં જેવાં જ પણ નાનાં હોય છે. બિહાર તરફ આ જાત થાય છે એમ 'વનૌષધિ-દર્પણ'-કારનું કહેવું છે. મોટી ખજુરીનાં ઝાડવાં તો સમુદ્રકિનારે થાય છે. 'પિંડ-ખર્જૂર' આપણે અહિંઆં થતું નથી; તે બસરા, અરબસ્તાન વિગેરે દેશોમાંથી અહીંઆં આવે છે. રૉકસબર્ગે આ પિંડખજુરના રોપાઓ શિવપુરના બૉટેનીકલ ગાર્ડનમાં ઉછેરવા માટે ખૂબ મહેનત ઉઠાવી હતી, પણ તેમાંથી કેટલાક છોડ થયા અને બાકીના મરી ગયા હતા. આ ઝાડ આપણી ખજુરી જેવાં જ હોય છે; ફક્ત તેમાં કાંટા નથી હોતા એટલો જ ફેર હોય છે. આપણે અહિંઆં પણ પ્રયત્ન કરવામાં આવે તો ખજુર પકવી શકાય છે. ખજુરીમાં નર અને માદા ઝાડ નોખાં નોખાં હોય છે. સ્ત્રીફુલ જ્યારે પાકવા આવે ત્યારે તેના ઉપરની સ્ત્રીરજ લઈને નર ફુલ ઉપર છાંટવામાં આવે છે અને આવી રીતે ગર્ભ ઉત્પન્ન થાય છે. કચ્છભૂજમાં રા. રા. જયકૃષ્ણભાઇ સાથે આ લેખકે આ ક્રિયા પ્રત્યક્ષ જોયેલી છે.

ખજુરીનાં પાન ઘણા ઉપયોગમાં આવે છે. એ પાનમાંથી ચટાઇ, ટોપલીઓ, પંખા, સાવરણીઓ અને દોરડાં વિગેરે બનાવવામાં આવે છે. પાનની ડીંટડીઓને કૂટીને તેમાંથી રેસા કાઢીને દોરડાં બનાવવામાં આવે છે. એના રસને તાડી કહે છે. ખરી રીતે તાડનો રસ તે તાડી અને ખજુરીનો રસ એ **નીરો** એમ લોકોમાં પ્રચલિત છે. નીરો બહૂ જ સ્વાદિષ્ટ પીણું છે. પરમીઆવાળા દરદીઓ નીરો ખૂબ પીએ છે કારણ કે તે મૂત્રલ છે. નીરો નિયમિત રીતે પીવામાં આવે તો ફાયદો કરનાર છે.

## વૈદ્યકમાં ખજુરીનો ઉપયોગ.

ચરક—

૧ **ખાંસી, દમ વિગેરેમાં**—લીંડીપીપર, ખજુર, દ્રાક્ષ, ઘી, સાકર અને મધ બધું ભેગું કરીને ચાટવાથી ખાંસી, દમ વિગેરે મટે છે. ચિ. ૮-૯૪

૨ **ગ્રહણીમાં**—ખજુરનો કવાથ બનાવીને તેનો આસવ બનાવી લેવો. ખજુરનો આસવ સંગ્રહણીવાળા માટે સારો છે. ચિ. ૧૯-૧૪૯

સુશ્રુત— ૩ તાવ આવ્યો હોય અને મ્હોંઢામાં અમી ન હોય તો-ખજુર અને દ્રાક્ષનું ચાટણ મ્હોમાં રાખી મૂકવું. ઉ. ૩૯-૧૮૩

૪ હેડકીમાં-ખજુરના ઠળીયાનું ચૂર્ણ અને પીપર સમભાગે મધમાં ચાટવાં. ઉ. ૫૦-૨૮

૫ રક્તપિત્તમાં-ખજુર અને મધ ખાવું હિતાવહ છે. ઉ. ૪૫-૨૦

વક્તવ્ય—ચરકે શ્રમહર દશેમાનિમાં ખજુર ગણાવ્યું છે. મધુર અને કષાયસ્કંધમાં ચરકે તેને ગણાવેલું છે. ફલાસવમાં ખજુર છે. વાજીકરણના અધ્યાયમાં ઇંદ્રોક્ત રસાયનના પાઠમાં ખજુરનો ઉલ્લેખ છે. વિરેચનોપગ તરિકે ચરકે ગણાવેલું છે. ગુલ્મમાં પણ દ્રાક્ષાદ્યઘૃતમાં તેનો ઉલ્લેખ છે. જ્વરશાંતિ માટે તર્પણમાં બીજાં દ્રવ્યો સાથે ખજુર વપરાયલું છે.

સુશ્રુતે ગુહાશયનાં માંસ ખાધા ઉપર ખજુર અને નાળીએરના આસવોનું અનુપાન યોજેલું છે. પ્રમેહચિકિત્સામાં બીજાં સાથે ખજુર વપરાયલું છે. કાસ, મદાત્યય, પિત્તશૂલ, મૂર્છા અને નૈગમેષપ્રતિષેધમાં ખજુરનો ઉલ્લેખ છે.

ધન્વંતરીયનિઘંટુમાં ખજુરના ભેદ જણાતા નથી. રાજનિઘંટુમાં ખર્જૂરી, પિંડખર્જૂરી, રાજખર્જૂરી, મધખર્જૂરી અને ભૂખર્જૂરી, છોહારા અને સુલેમાની આટલા પ્રકારના ખજુરના ગુણ લખેલા છે. આપણા દેશમાં અત્યારે જે ખજુર આવે છે તે બસરા અને અરબસ્તાન તરફથી આવે છે.

**Actions & Uses**—Khajur is nutritive, tonic, and diuretic; used as desert food. Khareka is used as an ingredient in various aphrodisiac and tonic confections. Boiled with milk it is given during convalescence from fevers and small-pox. The juice or toddy obtained from the stem is a good diuretic. A spirit known as Kajur-no-dâru is obtained by distillation of the fruits.

R. N. Khory II p. 626.

ભાવાર્થ—ખજુર પોષક, બલ્ય, અને મૂત્રલ છે. 'રણના ખોરાક' તરિકે તે વપરાય છે. ખારેક ઘણા પાકોમાં અને ધાતુપુષ્ટિની દવાઓમાં વપરાય છે. જ્વર અને શીતળાના હુમલા પછીની અશક્તિમાં તે દુધમાં ઉકાળીને આપવામાં આવે છે. ખજુરીની તાડી ( નીરો ) બહુ જ સરસ મૂત્રલ છે. ખજુરનો દારૂ ફળના ડીસ્ટીલેશનથી ખેંચવામાં આવે છે. ખોરી. ભા. ૨. પા. ૬૨૬.

નવ્યમત—ખજુરીમાંથી જે રસ નીકળે છે ( નીરો ) તે બહુ જ ઠંડુ અને લહેજતદાર પીણું છે. ખજુરીના થડની વચમાં જે નરમ ગાભા જેવો

પદાર્થ (Central tender part) હોય છે તે 'ગનોરીયા'માં વપરાય છે. મૂળીયાં દાંતના ચસકામાં વપરાય છે. ઝાડમાંથી ગુંદર નીકળે છે પણ તે વિષે કંઈ જ જાણ્યામાં નથી.

(ઇન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ પા. ૧૩૧૬).

નોંધ—૧૮૮૫ માં પ્રસિદ્ધ થયેલા "The Future of the Date Palm in India" નામના તેના નાના પુસ્તકમાં ડૉ. બૉનેવીયાએ ખજુરી વિષે બહુ જ ઉપયોગી અને રસિક વર્ણન આપેલું છે. તે જણાવે છે કે "જે દેશોમાં વારંવાર દુષ્કાળ પડે છે તે દેશોમાં ખજુરીનું વાવેતર ખાસ કરવું જોઇએ. ખજુરી એ એક એવું ઝાડ છે કે દુષ્કાળના વખતમાં તે વધારે ફળદ્રુપ થાય છે. વધારે વરસાદ હોવા છતાંયે તેને જરા પણ નુકસાન થતું નથી. વરસાદ જરા પણ નહિ હોવા છતાં પણ તે ફળ આપી શકે છે, કારણ કે પહેલાં પડેલા અતિશય વરસાદને ખજુરી તેના રસ (abundant sap)ના રૂપમાં સંઘરી રાખે છે ને વરસાદની તંગીના વખતમાં વાપરમાં લેવાય છે. ઈજીપ્ત, ઉત્તરઆફ્રીકા, એશિયામાઈનર, અરબસ્તાન, ઈરાન, સિંધ વિગેરે દેશોના લોકોનો મુખ્ય ખોરાક જ ખજુર છે." ડૉ. બૉનેવીયા જણાવે છે કે જો સરકાર મોટા પાયા ઉપર ખજુરીનું વાવેતર કરાવીને તે ઝાડોને ઉછેરે તો ૧૫ વર્ષની અંદર તો તે ઝાડ દુષ્કાળને પહોંચી વળવા જેવું–"famine-defying tree"–થઇ પડશે. જ્યારે કડકડતો દુષ્કાળ હોય અને લોકો અન્નના અભાવે મરતાં હોય ત્યારે ખજુરીનાં ઝાડ ફળથી વિભૂષિત થઇને ભુખે મરતાં પ્રાણીઓને બચાવે છે.

આ પ્રયોગ કરવા જેવો છે અને તેમાં કશું જ નુકશાન નથી. હલકી જાતની જમીનમાં, ખારી જમીનમાં અને પાણી વગરની જમીનમાં આ ઝાડો થઈ શકે છે એટલે એનો અખતરો કરી જોવા જેવો છે. જો નિષ્ફળ જાય તો ઝાઝું ખર્ચ નથી અને જો સફળ થાય તો એના જેવો ગરીબોની આંતરડી ઠારવાથી મળતા આશિર્વાદ જેવો બીજો અમૂલ્ય લાભ નથી.

(Progress in Natural History during the last Century. By K. R. Kirtikar. p. 8)

ઉલ્લેખ—વ. શા. પા. ૬૭૬; રૂ. નિ. પા. ૩૯૬; N. p. 358; Watt VI part I p. 208; Indi. Medi. Plants p. 1315.

## ૩૯૬ સોપારી.

**N. O. Palmeæ.**

નામો—પૂગઃ, ક્રમુકઃ ( સંસ્કૃત ); સોપારી ( ગુજરાતી ); સુપારી, પોફલી ( મરાઠી ); સુપારિ ( બંગાલી. હિંદી ); ફોફિલ ( અરબી ); Betel nut palm —બીટલ નટ પામ ( અંગ્રેજી ); Araca catechu–ઍરેકા કૅટેચુ ( લેટીન ).

गुणाः— भेदि संमोहकृत् पूगं कषायं स्वादु रोचनम् ।
कफपित्तहरं रूक्षं वल्कक्लेदमलापहम् ॥
॥ ध. नि. ॥

आमं पूगं कषायं मुखमलशमनं कण्ठशुद्धिं विधत्ते
रक्तामश्लेष्मपित्तप्रशमनमुदराऽऽध्मानहारं सरञ्च ।
शुष्कं कण्ठामयघ्नं रुचिकरमुदितं पाचनं रेचनं स्यात्
तत्पर्णेनायुतश्चेत् झटिति वितनुते पाण्डुवातञ्च शोषम् ॥
॥ रा. नि. ॥

पूगं गुरु हिमं रूक्षं कषायं कफपित्तजित् ।
मोहनं दीपनं रुच्यमास्यवैरस्यनाशनम् ॥
आर्द्रं तत् गुर्वभिष्यन्दि वह्निदृष्टिहरं स्मृतम् ।
स्विन्नं दोषत्रयच्छेदि दृढमध्यं तदुत्तमम् ॥
॥ भा. प्र. ॥

चरक— १ रक्तपित्ते–किराततिक्तं क्रमुकं समुस्तं । .... पृथक् पृथक् चन्दन-योजितानि । तेनैव कल्केन हितानि तत्र ॥ चि. अ. ४

२ बस्तेः अनुलोमाय–ततः क्रमुककल्काक्षं पाययेताम्लसंयुतम् ।
औष्ण्यात् तैक्ष्ण्यात् सरत्वाच्च बस्तिश्चास्यानुलोमयेत् ॥
सि. स्था. अ. ७

हारीत— ३ वातव्याधौ–शल्लकी चिक्कणीत्वक् च क्राथस्तैलेन संयुतः ।
कुर्याद्वातार्दितं स्वस्थमेकविंशादिनैर्नरम् ॥ चि. अ. २१

चक्रदत्त— ४ उपदंशे–लेपः पूगफलेनाश्वमारमूलेन वा तथा ॥

६ मसूरिकाप्रथमाविर्भावे—.... माच्यामूलं .... प्रथममघगदे दृश्यमाने प्रयोज्याः ॥

વર્ણન—સોપારીનાં ઝાડ તાડ અને નાળીયેરી જેવાં ઉંચાં થાય છે. એ ઝાડનો દેખાવ ઘણો સુંદર લાગે છે. હુકર કહે છે કે " Raising its graceful stem and featherly crown like an arrow shot down from heaven."

સોપારી બહુ જાણીતી ચીજ છે.

## વૈદ્યકમાં સોપારીનો ઉપયોગ.

ચરક— ૧ રક્તપિત્તમાં–સોપારીનું ચૂર્ણ અને તેટલું જ ચંદન મેળવી ચોખાના ધોવણ અને મધમાં પાવું. ચિ. ૪

૨ બસ્તિના અનુલોમન માટે–૧ તોલો સોપારીનું ચૂર્ણ ખટાશ સાથે આપવું. તેના ઉષ્ણ, તીક્ષ્ણ અને સારક ગુણને લીધે તે બસ્તિનું અનુલોમન કરે છે. સિ. અ–૭–૩૫

હારીત— ૩ વાયુના રોગમાં–શલ્લકી અને સોપારીની છાલના ક્વાથમાં તેલ નાખીને પીવાથી એકવીસ દિવસમાં વાતવ્યાધિવાળો દરદી સારો થાય છે.

ચક્રદત્ત— ૪ ઉપદંશ (ટાંકી)માં–સોપારી ઘસીને ચોપડવી.

૫ શીતળા નીકળે કે તુરત જ–સોપારીનું મૂળ પીવડાવવું.

વક્તવ્ય—ચરકે પૂગીફલને અધોભાગહર ગણ્યું છે ( સૂ. ૩૯–૪). વિરેચનદ્રવ્યવિકલ્પવિજ્ઞાનીય અધ્યાયમાં પણ સોપારી ગણાવેલી છે ( સૂ. ૪૪–૯, ૬૪ ). સોપારીના ગુણ વર્ણવતાં તે 'किंचित् पूगफलं सरम्' જણાવે છે ( सू. ૪૬–૨૦૧ ).

જ્યારે 'મત્તતા' શબ્દ સમજાવે છે ત્યારે ડલ્હણ 'पूगीफलानां इव मत्तता' એમ લખે છે. શાસ્ત્રમાં પૂગીમદનો પ્રતિકાર પણ દર્શાવેલો છે:—

गव्यकरीषघ्राणाज्जलपानाल्लवणभक्षणाद्वापि ।
शाम्यति पूगीफलमदश्चूर्णरजः शर्कराकवलात् ॥

ગદનિગ્રહ ભા. ૨

રાજનિઘંટુમાં સોપારીની જુદી જુદી જાતોના ગુણદોષ આપેલા છે તે જીજ્ઞાસુઓએ જોઈ લેવા. બીજા ગ્રંથકારોએ ભેદો દર્શાવેલા નથી.

**Actions & Uses**—Fresh nuts are intoxicating, and produce giddiness. Dried ones are gentle stimulant, astringent and vermifuge. They increase the flow of saliva, lessen perspiration, sweeten the breath, strengthen the gums, remove bad taste from the mouth and produce mild exhileration. It is recommended in worms, dia-

rrhœa, dysentery, and as an ingredient in the preparation of a masticatory of great antiquity known as betel. The powder obtained by calcining the nut is known as areca charcoal and used as a tooth powder. The dried expanded leaf-stalks are used as splints. The extract is used for the same purpose as that obtained from acacia catechu.

**ભાવાર્થ**—લીલાં સોપારી ખાવાથી મદ ચઢે છે અને ચિત્તભ્રમ જેવું થઇ જાય છે. સૂકાઇ ગયેલાં સોપારી મૃદુ ઉત્તેજક, કષાય અને કૃમિઘ્ન છે. સોપારી લાલાસ્રાવ વધારે છે ( ખાવાથી ), પરસેવાને કમી કરે છે, શ્વાસને સુગંધિત કરે છે, દાંતનાં પેઢાં મજબુત કરે છે, મ્હોંઢાની દુર્ગંધી દૂર કરે છે; કૃમિમાં, અતિસારમાં, સંગ્રહણીમાં, સોપારી વાપરવાની ભલામણ કરવામાં આવે છે. પાન સાથે સોપારી ખાવાનો ચાલ તો જગમશહૂર છે. સોપારીને બાળીને કરેલા કોલસાને અંગ્રેજીમાં ' ઍરેકા ચારકોલ ' કહે છે અને તે દંતમંજનમાં વપરાય છે. સોપારીના પાનના દાંડા સ્પ્લીંટસ તરિકે વાપરી શકાય. ખેરમાંથી ઍક્સટ્રેક્ટ કાઢવામાં આવે છે અને જેવો ગુણ તેનો છે તેવો જ ગુણ સોપારીના ઍક્સટ્રેક્ટનો પણ છે.

**નવ્યમત**—સોપારીને બાળીને કોલસા કરી તેનું મંજન દાંતે ઘસવા માટે ઘણું સારૂં છે. ડૉ. જે. શૉર્ટના મત પ્રમાણે ૧૦ થી ૧૫ ગ્રેનની માત્રામાં સોપારીનું ચૂર્ણ અશક્તિને લીધે થયેલા ઝાડા બંધ કરવા માટે સારૂં છે. પેસાબના રોગોમાં પણ સોપારી અત્યંત ઉપયોગી જણાયું છે અને તેનામાં વાજીકરણ શક્તિ છે એમ જાહેર થયેલું છે. સુકી સોપારી ચાવીને ખાવાથી પાચનક્રિયા ઉપર પાચક અને આહ્લાદજનક અસર ઉપજાવે છે.

" સોપારીનું ચૂર્ણ કુતરાંના પેટમાં કૃમિ પડયા હોય તે મારવા માટે જાણીતું છે અને તેથી જ તે બ્રીટીશ ફાર્માકોપીયામાં દાખલ થયેલું છે. આંતરડાંનાં કૃમિ બહાર કાઢવા માટે તે ઉપયોગી છે. આંતરડાંનાં કૃમિને સોપારી મારી શકે છે એ શોધનું પ્રથમ માન ડૉ. બાર્ક્લે ( Barclay )ને છે. ૪ થી ૬ ડ્રામ જેટલી માત્રામાં દુધમાં ડોઇને પાવાથી કૃમિ મરી જાય છે એમ તેનું કહેવું છે. ( Bentl & Trim Med. Pl. ). ડૉ. વૉરીંગ જણાવે છે-" સોપારી કૃમિઘ્ન છે એમ કહેવામાં આવે છે પણ તેનો આ ગુણ જવલ્લે જ પૂરવાર થાય છે. હિંદુઓ અને બર્માઓ હમેશાં સોપારી ચાવે છે છતાં તેમના પેટમાંથી કૃમિ નીકળતા જણાય છે એ જ એની સાબીતી છે. "

કયુ મ્યુઝીયમ્સના કયુરેટર મી. જૉન આર જેકસન એ. એલ. એસ નીચે પ્રમાણે ફાર્મોસ્યુટીકલ જર્નલ ( ફેબ્રુ. ૨૮ ૧૮૭૪ )માં લખે છે:-

પાન ખાવાથી દાંત જો કે કાળા તો પડે છે પણ તેનાથી દાંતને સડો લાગતો નથી. અંગ્રેજ રસાયનશાસ્ત્રીઓએ સોપારીના કોલસાનું ચૂર્ણ દંતમંજન તરિકે દાખલ કર્યું તેનું પણ આજ કારણ હોવું જોઇએ.

સોપારી કૃમિઘ્ન હો કે ન હો પણ હિંદુસ્તાન અને ચીનમાં તેના અનેકવિધ ઉપયોગને લીધે તે ખૂબ વપરાય છે."

**ઉલ્લેખ**—વ. શા. પા. ૬૭૩; રૂ. નિ. પા. ૨૩૬; N. p. 357; Watt I p. 291; Indi. Medi. Plants p. 1310.

---

## ૩૯૭ નેતર.

### N. O. Palmeæ.

**નામો**—वेतसः, निचुलः, वंजुलः, जलवेतसः, नदीकूलप्रियः (સંસ્કૃત); નેતર (ગુજરાતી); વેત, થોરવેત (મરાઠી); વેત (હિંદી. ફારસી); વેત્ (બંગાલી); Cane–કેન (અંગ્રેજી); Calamus Rotang–કૅલેમસ્ રોટેંગ (લેટીન).

**परिचय**— वेतसो वंशपत्री स्याज्जलजो दीर्घयष्टिकः ॥

॥ शिवदत्तः ॥

**गुणाः**— वेतसस्य द्रवं शीतं रक्षोघ्नं व्रणशोधनम् ।
रक्तपित्तहरं तिक्तं सकषायं कफापहम् ॥

॥ ध. नि ॥

वेतसः कटुकः स्वादुः शीतो भूतविनाशनः ।
पित्तप्रकोपनो रुच्यः विज्ञेयो दीपनः परः ॥

॥ रा. नि ॥

वेत्रः पञ्चविधः शैत्यकषायो भूतपित्तहृत् ॥
वेतसः शीतलो दाहशोथार्शोयोनिरुक्प्रणुत् ।
हन्ति विसर्पकृच्छ्रास्रपित्ताश्मरीकफानिलान् ॥
'जलजो वेतसः' शीतः कुष्ठहृत् वातकोपनः ॥

॥ भा. प्र ॥

वेत्राग्रं दीपनं रुच्यं वातापित्तकफापहम् ।
'फलं' वेत्रस्य वातघ्नं अम्लपित्तबलासकृत् ॥

॥ राजवल्लभः ॥

तिलवेतसशाकश्च.... । वातलं कटुतिक्ताम्लमधोमार्गप्रवर्त्तकम् ॥
....वेत्राग्रं । कफपित्तहरं तिक्तं शीतं कटु विपच्यते ॥

चरकः सू. १७

चरक— १ रक्तपित्ते–धनञ्जयोदुम्बरवेतसत्वक्....निशिस्थिता वा स्वरसीकृता वा । कल्कीकृता वा मृदिता शृता वा । एते समस्ताः गणशः पृथग्वा । रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि. अ. ४

२ शोथे–सवायसीमूलकवेत्रनिम्बम् । शाकार्थिणां शाकमति प्रशस्तम् ॥ चि. अ. १७

३ उरुस्तंभे–शाकैः अलवणैः अद्यात् जलतैलोपसाधितैः ।
............वेत्रारग्वधपल्लवै : ॥ चि. अ. २७

सुश्रुत— ४ पुराणज्वरे–....नलवेतसयोः मूले । कषायं विधिवत् कृत्वा पेयमेतज्ज्वरापहम् ॥ उ. अ. ३९

चक्रदत्त— ५ योनिदार्ढ्ये–वेतसमूलनिःक्वाथक्षालनेन तथैव च ॥

भावप्रकाश— ६ रक्तपित्तिनः शाकार्थम्–प्लक्षवेतसपल्लवाः । शाकार्थे शाकसात्म्यानां....॥

बंगसेन— ७ अलर्कविषे–जलवेतसवृक्षस्य मूलं कुष्ठं पचेज्जले । स क्वाथः शीतलः पेयः परश्च विषनाशनः ॥

વર્ણન—નેતર ઘણી પાણીવાળી જગોમાં થાય છે. પાંદડાં વાંસના જેવાં હોય છે. સોટા પણ લાંબા લાંબા નીકળેલા હોય છે. વાંસની પેઠે આની ગાંઠો પણ લાંબે લાંબે થાય છે.

## વૈદ્યકમાં નેતરનો ઉપયોગ

ચરક— ૧ રક્તપિત્તમાં–નેતરના મૂલની છાલનો કવાથ મધ નાખીને પીવાથી રક્તપિત્ત મટે છે. ચિ. અ. ૪.

૨ સોજામાં–નેતરનાં કુળાં પાનનું શાક સોજામાં ખાવું સારૂં છે–જળ અને તેલમાં પકાવેલું. ચિ. અ. ૧૭.

૩ ઉરૂસ્તંભમાં–નેતરના પાનનું અલુણું શાક ખાવું. ચિ. અ. ૨૭.

સુશ્રુત— ૪ જીર્ણજ્વરમાં–નલ અને નેતરનાં મૂળનો કવાથ જીર્ણજ્વરને હણે છે.

ચક્રદત્ત— ૫ યોનિ ગાઢ કરવા માટે-નેતરના મૂળના ક્વાથથી યોનિ ધોવાથી યોનિ દઢ થાય છે.

ભાવપ્રકાશ—૬ રક્તપિત્તવાળાને શાક માટે-શાક સાત્મ્ય હોય એવાઓ માટે નેતરનાં પાનનું શાક સારૂં છે.

બંગસેન— ૭ હડકાયા કુતરાના ઝેરમાં-પાણીમાં થનાર નેતરનાં મૂળ અને સમાન ભાગે કુષ્ઠ લઇને વિધિસર પાણીમાં ઉકાળવું. એ ક્વાથ ઠંડો પાડીને પીવાથી ઝેરનો નાશ કરનાર છે.

**वक्तव्य**—ચરકે વેતસને હૃધ, શ્વાસહર, વેદનાસ્થાપન વિગેરે દશેમાનિમાં ગણાવ્યું છે. સુશ્રુતે ન્યગ્રોધાદિવર્ગમાં તેને ગણાવ્યું છે.

ઉલ્લેખ—ફ. નિ. પા. ૪૩૭; N. p. 358.

---

## ૩૯૮ નલ.

### N. O. Palmeæ.

**નામો**—नलः, पोटगलः, शून्यमध्यः ( સંસ્કૃત ); નાલી, નાઈરી (ગુજરાતી); નલ, દેવનલ ( મરાઠી ); નલ, નર, નાઈ, નરકુલ ( હિંદી ); નલ ( બંગાળી ); Phragmites Karka-ફ્રેગ્માઈટીસ કર્ક ( લેટીન ).

**परिचय**— ....वंशपत्रो मृदुच्छदः । छिद्रांत्रो नर्तको रन्ध्री मृत्युपुष्पो बिभीषणः ॥

॥ **कश्चित्** ॥

नलो दूर्वाकाराङ्कुरोऽन्तःशुषिरः स्वनामख्यातः इति

॥ **डल्हणः** ॥

**गुणा**— नलःशीतः कषायश्च पित्तमूत्रविनाशनः ॥

॥ ध. नि. ॥

देवनालोऽतिमधुरो वृष्य ईषत् कषायकः ।
नलः स्याद्धिको वीर्ये शस्यते रसकर्मणि ॥

॥ रा. नि. ॥

नलस्तु मधुरस्तिक्तः कषायः कफरक्तजित् ।
उष्णो हृद्बस्तियोन्यार्त्तिदाहपित्तविसर्पनुत् ॥

॥ भा. प्र ॥

चरक— १ कफजविसर्पे-शैवलं नलमूलादि.... । पृथगालेपनं कुर्याद्द्वन्द्वशः सर्वशोऽपि वा । प्रदेहाः सर्व एवैते देयाः स्वल्पघृताप्लुताः ॥ चि. अ. ११

**વર્ણન**—નલ, દેખાવમાં વાંસના જેવું જ દેખાય છે. તે ઘાસની જાત છે. જ્યાં ઉગે છે ત્યાં ઝુંડનાં ઝુંડ ઉગે છે. ૧૦ થી ૧૨ ફીટ ઉંચું થાય છે. પાન વાંસથી પણ મોટાં હોય છે; જરા અક્કડ અને ફીક્કા લીલા રંગનાં હોય છે. એની ડાંડી અંદરથી પોકળ–પોલી હોય છે. એની ડાંડી અને શાખાઓને છેડે સુંવાળી ફેછાળ અને પાતળી શાખાઓવાળી ભુરી કે જાંબુડા રંગની ૧ થી ૨ ફીટ ઉભી લાંબી ચમરી થાય છે. શેરડીની ચમરીને મળતી જ આ દેખાય છે. એના મૂળમાં વાંસની પેઠે સખ્ત ગાંઠો થાય છે. તેમાંથી વાંસની પેઠે જ નવાં નવાં બચ્ચાં જન્મે છે.

એની ડાંડીમાંથી વગાડવાની મોરલીઓ બનાવવામાં આવે છે; બીજા પણ ઘણા ઉપયોગમાં આવે છે.

## વૈદ્યકમાં નલનો ઉપયોગ

ચરક— ૧ કફજ વિસર્પ (રતવા)માં–નલના મૂળને પાણીમાં ઘસીને સ્હેજ ઘી નાખીને રતવા ઉપર ચોપડવું. ચિ. અ. ૧૧.

**વક્તવ્ય**—ચરકે રક્તપિત્તમાં " मूलानि पुष्पाणि च वारिजानां....कषायवृक्षाः शिशिराश्च सर्वे "–આ શ્લોકમાં જણાવ્યા મુજબ પાણીકાંઠે ઉગતાં ઝાડનાં મૂળ તેમજ જે ઝાડના શીત ગુણ હોય તે રક્તપિત્તમાં વાપરવા કહેલું છે. એ શ્લોકની ઉપર નલનો ઉલ્લેખ પણ કરેલો છે (ચિ ૪–૧૦૧). વિસર્પમાં ત્રણ ચાર ઠેકાણે ઉલ્લેખ છે. સુશ્રુતમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

| | | |
|---|---|---|
| सू. ३७—४ | चि. अ. ५—८ | उ. ३९–२९२. |
| सू. ३८–७५ | क. अ. ८–१०४ | उ. ५८—४७. |
| सू. ४६–४३२ | उ. २६–१४ | |

**ઉલ્લેખ**—વ. શા. પા. ૭૦૮; રૂ. નિ. પા. ૩૬૬; Watt VI part I p. 216.

# केतक्यादि वर्ग

**N. O. Pandaneæ.**

## ૩૯૯ કેવડો.

**નામો**—केतकः, केतकीः, कंटदला, सुवर्णकेतकी (સંસ્કૃત); કેવડો (ગુજરાતી); શ્વેત કેવડા ( મરાઠી ); કેવડા ( હિંદી ); Pandanus fascicularis-**પેન્ડેનસ્ ફૅસીક્યુલેરીસ**. ( લેટીન ).

**परिचय**— केतकी गंधपत्रा स्यात् सूक्ष्मकंटकसंवृता ।
सुगंधिरजसंयुक्तं तत्पुष्पं सुदलैर्वृतम् ॥

॥ **शिवदत्तः** ॥

**गुणा**— केतकी कटुका पाके लघुतिक्ता कफापहा ॥

॥ **ध. नि.** ॥

केतकीकुसुमं वर्ण्यं केशदौर्गन्ध्यनाशनम् ।
हेमाभं मदनोन्मादवर्धनम् सौख्यकारि च ॥
तस्य स्तनोऽति शिशिरः कटुः पित्तकफापहः ।
रसायनकरो बल्यो देहदार्ढ्यकरः परः ॥

॥ **रा. नि.** ॥

केतकः कटुकःस्वादुः लघुस्तिक्तः कफापहः ।
उष्णा तिक्तरसा ज्ञेया चक्षुष्या हेमकेतकी ॥

॥ **भा. प्र.** ॥

केतकी वातला वृष्या तन्द्रानिद्राकरी मता ॥

॥ **आत्रेयसंहिता** ॥

फलकेसरयोश्चैव गुणाः पूर्वोक्तवन्मताः ॥

॥ **नि. र.** ॥

केतकी कटुका स्वादुः लघ्वी तिक्ता कफापहा ।
उष्णा तिक्तरसा ज्ञेया चक्षुष्या हेमकेतकी ॥

॥ **म. नि.** ॥

श्लेष्मवातप्रशमनं उष्णवीर्यं च निर्मलम् ।
पुष्पाणां प्रवरं चैव केतकीपुष्पमुच्यते ॥

॥ **क्षेमकुतूहलम्** ॥

वैद्यमनोरमा— १ मूत्रकृच्छ्रे—केतकीस्वरसे सिद्धं तत्प्ररोहाग्रकाल्कितम् ।
सर्पिःपीतं दिनस्यादौ मूत्रकृच्छ्रं जयेद्द्रुतम् ॥

वृन्द— २ गुल्मे—....क्षारः केतकीजोऽपि वा । तैलेन पीतः शमयेत् गुल्मं पवनसंभवम् ॥

વર્ણન—" કેવડાનાં ઝાડવાં ૮ થી ૧૫ ફીટ ઉંચાં થાય છે. તે સીધાં ભાગ્યે જ થાય છે, પણ ઘણું કરી તેમાંથી આડીઅવળી શાખાઓ નીકળેલી હોય છે. એની શાખામાં વડની વડવાઇ પેઠે મુસલ કે સાંબેલા જેવાં જાડાં મૂળ નીકળેલાં હોય છે. તે જમીનમાં ઉતરે છે. પાન લાંબાં, સાંકડાં, લાંબી અણીવાળાં, નરમ, નીચાં ઝૂકતાં, લીસાં અને લીલારંગનાં હોય છે. તેની કોર ઉપર કાંટા હોય છે. નરપુલના પોટા ઘણું કરીને શાખાઓના છેડા પાસે આવેલા હોય છે. તે પાન જેવાં પુષ્પપત્રો ( Bracts )થી આચ્છાદિત થયેલાં હોય છે. આ પોટાની અંદર નીચેથી ઉપર તરફ અનુક્રમે નાનાં નાનાં, ધોળાં કે પીળા રંગનાં, સુંવાળાં, સુગંધીદાર પુષ્પપત્રો ( Bracts ) આવેલાં હોય છે. આ પુષ્પપત્રોમાં પુકેસરોની ચમરીઓ આવેલી હોય છે. તેમાં પુકેસરોના પરાગકોષમાંથી સુગંધી ધોળી પીળી રજ ખરતી હોય છે. આના પાનમાંથી સુંદર સખ્ત રેસાઓ કાઢવામાં આવે છે. મોરીશિયસમાં આ રેસામાંથી ખાંડના કોથળા બનાવવામાં આવે છે. આમાંથી અત્તર નીકળે છે અને તેની સુગંધિ બહુ જ સરસ હોય છે.

## વૈદ્યકમાં કેવડાનો ઉપયોગ.

વૈદ્યમનોરમા— ૧ મૂત્રકૃચ્છ્રમાં–કેવડાના પ્રરોહના અગ્રભાગના કલ્કથી કેવડાનાજ રસમાં પકાવેલું ઘી ખાવાથી મૂત્રકૃચ્છ્ર મટે છે.

વૃંદ— ૨ ગુલ્મમાં—કેવડાના પંચાંગને બાળીને ક્ષાર કાઢી લેવો. આ ક્ષાર તેલ સાથે પીવાથી વાતગુલ્મ મટે છે.

वक्तव्य—કેવડાની બે જાતો છે. એક પુરૂષ અને બીજી સ્ત્રી. પુરૂષને केतकः અને સ્ત્રીને स्वर्णकेतकी ભાવમિશ્રે કહેલી છે. કેટલાક સિત અને પીત એવા બે ભેદો દર્શાવે છે. એક કવિ કહે છેઃ—

" पत्राणि कंटकशतैः परिवेष्टितानि वार्तापि नास्ति मधुनो रजसान्धकारः ।
आमोदमात्ररसिकेन मधुव्रतेन नालोकितानि तव केतकि दूषणानि ॥ "

ચરક અને વાગ્ભટમાં કેતકીનું નામ સરખું નથી. સુશ્રુતમાં ગુલ્મમાં કેતકીના ક્ષારનો પ્રયોગ છે અને પ્રાવૃટ્ઋતુમાં તે કુસુમિત થઇ ભૂમિને શોભાવે છે એમ કહેલું છે (સૂ. ૬–૩૩).

**Actions & Uses**—Stimulant, diaphoretic, and antispasmodic; given in general debility, faintness, giddiness, often with javakshâra. Locally it is used for the relief of long-standing headache. ( R. N. Khory ).

**ભાવાર્થ**—કેવડો ઉત્તેજક, સ્વેદલ અને આક્ષેપહર છે. અશક્તિમાં, મૂર્છામાં, અરૂચિમાં જવખાર સાથે અપાય છે. ઘણા લાંબા વખતથી દુઃખતા માથામાં-માથાના રોગમાં-તે ચોપડાય છે. ( ખોરી. )

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 1328; વ. શા. પા. ૬૮૭; રૂ. નિ. પા. ૪૬૬; N. p. 360; Watt VI Part I p. 5.



# एरकादि वर्ग

## N. O. Typhaceæ.

### ૪૦૦ ધાબાજરીયું.

નામો—एरका ( સંસ્કૃત ); ઘાબાજરીયું ( ગુજરાતી ); ઘાદુંડી, પાન, પની ( પોરબંદર ); રામબાણુ ( મરાઠી ); પતર, પતીહ ( હિંદી ); હોગલા ( બંગાલી ); Typha elephantina-ટાઈફા ઍલીફેન્ટીના ( લેટીન ).

ગુણાઃ— हिमा शुक्रवृद्धिकरी चक्षुष्या वातकोपना ।
मूत्रकृच्छ्राश्मरीदाहपित्तशोणितघ्नी ॥

॥ रा. नि ॥

शीता वृष्या चक्षुष्या वातकोपनी ।
मूत्रकृच्छ्राश्मरीदाहपित्तशोणितघ्नी च ॥

॥ भा. प्र. ॥

વર્ણન—ઘાબાજરીયાના છોડવા મીઠા પાણીવાળી જગોમાં શેરડી પેઠે ધીચોધીચ-૪ થી ૧૦ ફીટ જેટલા ઉંચા વધેલા હોય છે. એનાં પાન અંગ્રેજી તલવાર જેવા આકારનાં થાય છે. એમાં નર અને માદા ફુલની જુદી જુદી ડુંડી આવે છે. એની ડાંડીને છેડે માદા ડુંડી નીચી ને નરડુંડી જરા તેથી ઉંચી આવેલી હોય છે. બાજરીની ડુંડી જેવી જ ડુંડી હોય છે. ઘણા એમ માને છે કે જે શસ્ત્રોથી યાદવો કપાઇ મર્યા હતા તે જ આ છોડ છે. એનાં પાન ખરેખર તલવાર જેવાં તીક્ષ્ણ હોય છે. ઘા ઉપર આનાં ફુલ ( બુર ) દાબવામાં આવે છે માટે જ આનું નામ ઘાબાજરીયું પડેલું છે.

ગુણ—ઘાબાજરીયું ઠંડુ, વીર્યવૃદ્ધિ કરનાર, આંખોને હિતકર, વાયુને કોપાવનાર; મૂત્રકૃચ્છ્, અશ્મરી, દાહ, રક્તપિત્ત વિગેરેને હણનાર છે.

રાજનિઘંટુ.

वक्तव्य—ચરકમાં બે જગોએ एरकानो ઉલ્લેખ છે. વાતરક્તના અધ્યાયમાં 'लेपो रुग्दाहवीसर्परुक्शोफविनिवारणः' એ ફલશ્રુતિવાળા લેપમાં એરકા છે. "निर्वापणः स्याजलमेरका च" सू. ૩-૨૫. સુશ્રુતમાં ઉલ્લેખ નથી. ચરકટીકાકાર ચક્રદત્ત 'एरका होगल' ( सू. ૩-૨૫ )-આમ જણાવે છે. હજુયે 'હોગલ' બંગાલીમાં બોલાય છે.

ઉપયોગ—"મૂળની ગાંઠોમાં સ્ટાર્ચ પુષ્કળ હોય છે અને તે ગ્રાહી અને મૂત્રલ છે. પૂર્વએશિયા તરફ આ મૂળીયાં સંગ્રહણી, પરમીઓ અને ઓરીમાં વપરાય છે."

( મી. મેઇડન. ફાર્માસ્યુટીકલ જરનલ. સપ્ટેમ્બર. ૧૮૮૮. )

ડાંડીમાં રૂ જેવું નરમ ભુરૂ થાય છે. તે વણુ રૂઝાવવાના કામમાં આવે છે. ગમે તેવો ઘા થયો હોય અને આ ભુરૂ દાબી દીધું હોય તો વણુ રૂઝાઈ જાય છે.

ઉલ્લેખ—વ. શા. પા. ૬૮૮; રૂ. નિ. પા. ૩૬૩; Watt VI part IV p. 207; Indi. Medi. Plants p. 1329.

# वचादि वर्ग

## N. O. Aroideæ.

## ૪૦૧ જલશંખલાં.

નામો—जलकुम्भिका ( સંસ્કૃત ); જલશંખલાં ( ગુજરાતી ); પ્રશ્ની, ગોંડાલી, સેડવેલ ( મરાઠી ); જલકુંભી ( હિંદી ); ટાકાપાન, જલકુંભી ( બંગાલી ); The wester-lettuce-ધી વેસ્ટર લેટયુસ ( અંગ્રેજી ); Pistia stratiotes-પિસ્ટિયા સ્ટ્રેટીઓટીસ્ ( લેટીન ).

वृन्द— १ गलगण्डे-

जलकुम्भीकजं भस्म पक्कं गोमूत्रगालितम् ।
पिबेत्कोद्रवतक्राशी गलगण्डोपशान्तये ॥

### વૈદ્યકમાં જલશંખલાંનો ઉપયોગ

વૃંદ— ૧ ગલગંડમાં-જલશંખલાંના વેલાને બાળીને ભસ્મ કરવી. આ રાખને ગોમૂત્રમાં ક્ષારવિધિથી ગાળી લેવી. ગોમૂત્રમાં ગાળ્યા પછી તેને ખાઈ જવી. ઉપરથી કોદરા અને છાશ ખાવાં. ગલગંડ આથી શાંત થઈ જશે.

वक्तव्य—ચરકસુશ્રુતમાં 'जलकुम्भिका'નો ઉલ્લેખ નથી.

વૃંદટીકાકાર શ્રીકંઠે "जलमुम्भीकं पान्ही" આવો પરિચય આપ્યો છે.

વર્ણન—આ વનસ્પતિ મીઠાં સ્થિર પાણીમાં ગચુંબની માફક પાસે પાસે તરતી જોવામાં આવે છે. એનાં પાન જાડાં, તળીયે સાંકડાં, મથાળે પહોળાં, અને કોર પર લહેરીઆંવાળાં હોય છે. તેમાં સ્પષ્ટ દેખાતી પ્રસરાયલી નસો હોય છે. પાન ઉભાં શંખલાં કે પ્યાલા જેવાં દેખાય છે. ફુલની પોટી ધોળા રંગની, જરા વાંક વળતી, ઘંટાકાર ½ ઇંચ લાંબી હોય છે. ફુલ પાતળું અને તેમાં ખરસટ સૂક્ષ્મ થોડાં બીજ હોય છે. એનાં પાન શંખલાંની પેઠે વળેલાં દેખાય છે માટે એને જલશંખલાં કહેતા હશે. કેટલાક માને છે કે જે પાણીમાં જલશંખલાં થાય છે તે પાણીને તે બગાડે છે. બીજા માને છે કે તે પાણીને શુદ્ધ કરે છે.

નવ્યમત—છોડ ઠંડો અને મૂત્રલ છે અને મૂત્રકૃચ્છ્રમાં અપાય છે. પાનની લુગદી દુઝતા હરસ ઉપર બંધાય છે. નાળીયેરના પાણી અને ચોખાના ધોવણ સાથે પાનનો રસ સંગ્રહણીમાં અપાય છે. કફ અને શ્વાસમાં ગુલાબજળ અને સાકર સાથે પાન અપાય છે. મૂળ મૃદુરેચક અને સ્નિગ્ધ છે. ( રૂહીડ, એઈન્સ્લી, વૉટ ).

તાંજોર કેમ્પના કૅપ્ટન સ્વેન્સ્ટને મદ્રાસના આસીસ્ટંટ પોલીસ ઇન્સપેક્ટર જનરલને એક પત્ર લખ્યો હતો, જેમાં તેમણે જણાવ્યું હતું કે તાંજોર જેલમાં પડેલા માંકડોને આ છોડે મારી નાંખ્યા હતા–" ભીંતની પાસે આ છોડ રાખી મૂકવામાં આવે છે. આ છોડમાં એવી સુગંધ છે કે તે માંકડને પોતા તરફ આકર્ષે છે. માંકડ પાસે આવતાં જ મૂર્છિત અવસ્થામાં આવી જાય છે અને ત્યાંને ત્યાં જ થોડીવારમાં મરી જાય છે. બે કે ત્રણ રાતમાં તો જેલમાં માંકડનું નામનિશાન પણ ન હતું."

માથાની ઉંદરીમાં આ છોડની ખાખ તેલમાં કાલવીને લગાવવામાં આવે છે. ( વૉટ ).

પાન ગરમ કરીને પેડુ ઉપર બાંધવાથી પેસાબ છૂટે છે. ( 'વનસ્પતિશાસ્ત્ર' ).

ઉલ્લેખ—વ. શા. પા. ૬૯૦; N. p. 362; Watt VI part I p. 275; Indi. Medi. Plants p. 1330.

---

## ૪૦૨ સૂરણ.

**N. O. Aroideæ.**

**નામો**—सूरणः, कंदनायकः ( સંસ્કૃત ); સૂરણ ( ગુજરાતી ); ગોડાસૂરણ ( મરાઠી ); શૂરણ, જીમિકંદ ( હિંદી ); ઑલ ( બંગાલી ); મંચાકંદા ( તેલુગુ ); સૂરણા ( કર્ણાટકી ); Amorphophallus campanulatus--ઍમોર્ફોફિલસ્ કૅમ્પેન્યુલેટસ ( લેટીન ).

**गुणाः**—

शूरणः कटुको रुच्यो दीपनः पाचनस्तथा ।
क्रिमिदोषहरो वातशूलगुल्मास्रदोषनुत् ॥
कासं श्वासं च छर्दिं च निवारयति सेवितः ॥

॥ ध. नि. ॥

शूरणः कटुकरुच्यदीपनः पाचनः क्रिमिकफानिलापहः ।
श्वासकासवमनार्शसां हरः शूलगुल्मशमनोऽस्रदोषनुत् ॥
श्वेतशूरणको रुच्यः कटूष्णः क्रिमिनाशनः ।
गुल्मशूलादिदोषघ्नः स चारोचकहारकः ॥

॥ रा. नि. ॥

सूरणो दीपनो रूक्षः कषायः कण्डुकृत् कटुः ।
विष्टम्भी विशदो रुच्यः कफार्शकृन्तनो लघुः ॥

विशेषादर्शसे पथ्यः प्लीहगुल्मविनाशनः ।
सर्वेषां कन्दशाकानां सूरणः श्रेष्ठ उच्यते ॥
दद्रूणां रक्तपित्तिनां कुष्ठिनां न हितो हि सः ।
संधानयोगसंप्राप्तः शूरणो गुणवत्तरः ॥

॥ भा० प्र. ॥

सूरणः कंदलः कंदो गुदामयहरः परः ॥

॥ भ. नि. ॥

स्थूलकन्दस्तु नात्युष्णः शूरणो गुदकीलहा ॥

॥ सुश्रुतः ॥

वैद्यमनोरमा— १ मेदोग्रन्थिनाशार्थम्—
परिणतसूरणकन्दं सनागरं तोयसंपिष्टम् ।
मेदोग्रन्थिहरार्थम् लिम्पेद्बहुशश्च सप्ताहम् ॥

२ अर्शःसु—मासमेकमनन्नाशी सूरणं भक्षयेत्सुखम् ।
तक्रानुपानमाश्वर्शोनिर्मूलोन्मूलनोत्सुकः ॥

शोढल— ३ अर्शःसु—मृल्लिप्तं सौरणं कन्दं पक्त्वाऽग्नौ पुटपाकवत् ।
अद्यात्सतैलवणं दुर्नामविनिवृत्तये ॥

हारीत— ४ वल्मीकश्लीपदयोः—
पिष्ट्वा सूरणकन्दश्च मधुना च घृतेन च ।
लेपनञ्च हितं तस्य वल्मीकश्लीपदापहम् ॥

५ अर्बुदे—शौरणं कन्दकं दग्ध्वा घृतेन च गुडेन च ।
लेपनञ्चार्बुदानाञ्च नाशनञ्च भिषग्वर ॥

## વૈદ્યકમાં સૂરણનો ઉપયોગ

વૈદ્યમનોરમા—૧ **મેદજન્યગ્રંથિમાં**—સારો પાકેલો સૂરણનો કંદ સુંઠ સાથે પાણીમાં સારી રીતે વાટીને વારંવાર ચોપડવો. સાત દિવસ ચોપડવાથી ગ્રંથિ મટે છે.

૨ **હરસમાં**—એક મહિના સુધી બીજું કાંઇ પણ અનાજ ન ખાતાં કેવળ સૂરણનું શાક ખાઈ અને છાશ પીને રહેવું. જડમૂળથી હરસ મટાડવા ઇચ્છનારે આ પ્રમાણે પ્રયોગ કરવો.

શોઢલ— ૩ હરસમાં–પુટપાકવિધિથી સૂરણુના કંદને અગ્નિમાં પકાવીને, તેલ અને મીઠું નાખીને ખાવું. હરસ મટી જશે.

હારીત— ૪ હાથીપગામાં–સૂરણુને ઘી અને મધમાં વાટીને લેપ કરવાથી વલ્મીક અને શ્લીપદ મટે છે.

૫ રસોળીમાં–સૂરણુના કંદને બાળી નાખી તેને ઘી અને ગોળમાં મેળવીને લેપ કરવાથી રસોળી મટી જશે.

वक्तव्य–રાજનિઘંટુકાર રક્તાભશ્વેત અને શ્વેત–એવા બે ભેદો સૂરણુના દર્શાવે છે. બીજા કેટલાક ગ્રામ્ય અને વન્ય ભેદથી સૂરણુ ઓળખાવે છે. જંગલી સૂરણુને રાજનિઘંટુકારે સિતસૂરણુ ગણાવેલું છે–" सितसूरणस्तु वन्यो वनकंदोऽरण्यसूरणो वनजः "। આ જંગલી સૂરણુને ' वज्रकंद ' નામ આપેલું જણાય છે. " वज्रकंदः कफघ्नः पित्तरक्तकृत् " ( મદનપાલ ). આ જંગલી અને ઝેરી સૂરણુને આંબલીના પાનમાં બાફી, પછી તેને ઘીમાં તળીને લોકો શિયાળામાં પુષ્ટિ માટે ખાય છે. ખટાઇમાં બાફવાથી એનું ઝેર ઉતરી જાય છે અને ભારે રવરવાટ શાંત થઈ જાય છે. સૂરણુના ડાંડલાનું શાક મદનપાલે વર્ણવેલું છે–नालं सूरणकं रुच्यं कफवातहरं लघु । " નિઘંટુરત્નાકરમાં નાલના ગુણુ દીપન, રૂચ્ય, લઘુ અને વાતકફ અર્શોઘ્ન માનેલા છે.

ચરકે કંદશાકની ગણુત્રીમાં સૂરણુના શાકનો ઉલ્લેખ નથી કર્યો. અર્શોઘ્ન દશેમાનિમાં કે બીજે કોઇ ઠેકાણે ચરકમાં સૂરણુનો ઉલ્લેખ જ નથી.

સૂરણુનું એક નામ " रुच्यकन्दः " છે, અને એથી જ તે મંદાગ્નિમાં અને અરૂચિમાં પથ્ય છે. જંગલી સૂરણુ બહાર લગાવવાથી ચમચમાટ ઉપજે છે અને તેથી શૂલ વિગેરેનો દુખાવો શાંત થઇ જાય છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૪૦–૪૧; Indig Drugs p. 257; વ. શા. પા. ૬૮૯; Indi. Medi. Plants p. 1336.

---

## ૪૦૩ માણુકંદ.

**N. O. Aroideæ.**

નામો—स्थलपद्मः, माणकः, महापत्रः ( સંસ્કૃત ); માણુકંદ ( ગુજરાતી ); માનકંદ ( હિંદી ); માન ( બંગાલી ); Colocasia Indica–કૉલોકેસીયા ઇન્ડીકા ( લેટીન ).

परिचय— माणकः महापत्रः यथापूर्वमधःपत्रत्यागी ॥

डल्हणः सू. ४६-२८९.

गुणाः— स्थूलसूरणमाणकप्रभृतयः कन्दा ईषत्कषायाः।
कटुका रूक्षा विष्टम्भिनो गुरवः कफवातलाः पित्तहराश्च॥
माणकं स्वादु शीतञ्च गुरु चापि प्रकीर्त्तितम्॥

सुश्रुतः सू. ४६.

माणकः शोथहृत् शीतः पित्तरक्तहरो लघुः॥

॥ भा. प्र. ॥

माणकं स्वादु शीतञ्च गुरु शोथहरं कटु॥

॥ राजवल्लभः ॥

वृन्द— १ शोथे—माणकक्काथकल्काभ्यां घृतप्रस्थं विपाचयेत्। एकजं द्वंद्वजं शोथं त्रिदोषं च व्यपोहति॥ (शोथाधिकारे)

चक्रदत्त— २ उदररोगे—पुराणं माणकं पिष्ट्वा द्विगुणीकृततण्डुलम्। साधितं क्षीरतोयाभ्याम् अभ्यसेत् पायसन्तु तत्॥ हन्ति वातोदरं शोथं ग्रहणीं पाण्डुतामपि। सिद्धो भिषग्भिः आख्यातः प्रयोगोऽयं निरत्ययः॥ (उदरचि॰)

३ प्लीहोदरे शोथे च—
स्थलपद्ममयं कल्कं पयसाऽऽलोड्य पाययेत्।
प्लीहामयहरश्चैव सर्वाङ्गैकाङ्गशोथजित्॥

४ जिह्वारोगे—जिह्वाजाड्यं चिरजं माणकभस्मलवणतैलघर्षणं हन्ति॥

વર્ણન—પતરવેલીયાં અથવા પાનાપોથાંનાં મોટાં પાન જેવાં આનાં પાન થાય છે. નીચે કંદ થાય છે. બંગાલા તરફ આ કંદ બહુ થાય છે. એના કંદનો આટો બહુ ઉપયોગમાં લેવાય છે.

## વૈદ્યકમાં માણકંદનો ઉપયોગ.

વૃંદ— ૧ સર્વ પ્રકારના સોજામાં—માણકંદના કલ્ક અને કવાથ સાથે વિધિસર ઘી પકાવી લેવું. આથી દરેક પ્રકારના સોજા મટે છે.

ચક્રદત્ત— ૨ ઉદરરોગમાં—લાંબા વખતનો માણકંદ લાવી તેને કાપી, સૂકવી, આટો બનાવી તેમાં તેનાથી બમણા ચોખા નાખવા. પછી દુધ અને પાણીમાં એને નાખી દુધપાક બનાવી લેવો. આ દુધપાક જમવાથી વાતોદર, શોથ, સંગ્રહણી, પાંડુ

વિગેરે રોગો મટે છે. આ પ્રયોગ સિદ્ધ ( અજમાવેલો ) છે એમ ઋષિઓ કહે છે.

૩ પ્લીહોદર, સોજા વિગેરેમાં–માણુકકંદનું ચૂર્ણ દુધમાં ડોઈને પીવાથી પ્લીહોદર અને દરેક પ્રકારના શોથ મટે છે.

૪ જીભના રોગમાં–માણુકંદને બાળીને કરેલી ભસ્મમાં થોડું સિંધાલુણ અને તેલ નાખીને જીભ ઉપર લગાવવાથી ઘણા લાંબા વખતની જીભની જડતા તુરત જ નરમ પડે છે.

**वक्तव्य**—૨૧. કતોભટ્ટે રાજનિઘંટુ ઉપરથી કંદોનો સામટો ઉલ્લેખ કરેલો છે; તે નીચે જાણ માટે આપવામાં આવે છે.

| | |
|---|---|
| ૧ મખાલુ | ૧૧ ચંડાલકન્દ |
| ૨ કાસાલુ | ૧૨ તૈલકંદ |
| ૩ ફોડાલુ | ૧૩ ત્રિપર્ણીકંદ |
| ૪ પાનિયાલુ | ૧૪ લક્ષ્મણાકંદ |
| ૫ નીલાલુ | ૧૫ હસ્તજોડીકંદ |
| ૬ શુભ્રાલુ | ૧૬ ગુચ્છકંદ |
| ૭ હસ્તિકંદ | ૧૭ માનકંદ |
| ૮ વિષ્ણુકંદ | ૧૮ શંખાલુ |
| ૯ ધરણીકંદ | ૧૯ કાષ્ઠાલુ |
| ૧૦ માલાકંદ | ૨૦ આલુકની જાતો. |

અંતે તે વિદ્વાન્ વૈદ્યરાજ જણાવે છે–" ઉપર લખેલા વૈદ્યાના ગ્રંથમાંના ઘણી જાતના કંદ છે, પણ તે કંદ આજ નામના ફેરફાર થઇ જવાથી લખ્યા પ્રમાણે ઓળખી શકાતા નથી; ને જંગલમાં પણ ઘણી જાતના કંદો થાય છે, પણ તેના નામની પણ ખબર નથી પડતી; કારણ કે તે વખતને અને આજના વખતને વચમાં ઘણો કાળ જતો રહ્યો તેથી ફેરફાર થઇ ગયો છે. " અત્યારે પણ આ બધા કંદોનો પત્તો લાગી શકે, જંગલમાં ફરવું જોઇએ. આમાંથી કેટલાક કંદ તો ઘણા ઉપયોગી છે. માણુકંદ કેટલો ઉપયોગી છે એ તો આપણે અહિં જાણી શકીશું. બીજા કંદો પણ તેટલા જ ઉપયોગી કાં ન હોય ? ઉપરના લીસ્ટમાં '**માલાકંદ**'નો ઉલ્લેખ છે. એને કોંકણ તરફ અમરકંદ પણ કહે છે. આ કંદ કંઠમાળમાં, રકતસ્તંભક તરિકે, અને ધાતુપુષ્ટિ માટે અતિ ઉપયોગી છે એમ મુ. જાદવજીભાઇએ ગૂ. પ્રાં. પ્રથમ વૈદ્યસંમેલન વખતે કથા પ્રસંગે જણાવ્યું હતું. ન્હાનપણમાં કેટલાક કંદો તો અમોએ પણ ગોવાળીઆઓ સાથે બાફી બાફીને ખાધેલા છે.

સુશ્રુતે કંદોની ગણત્રીમાં पिण्डालुक, मध्वालुक, हस्त्यालुक, काष्ठालुक, शङ्खालुक, रक्तालुक–આટલા કંદો તો જણાવ્યા છે. ચરકે પણ 'આલુક' ગણાવ્યાં છે. ચરકમાં માણકંદનો ઉલ્લેખ નથી.

**Constituents**—Contains circular crystals of oxalate of lime to which its acridity is due.

**Actions and Uses**—The juice of the petioles is styptic and astringent as is dropped into the ears of children in otorrhœa. Tubers made hot are locally applied to painful parts in rheumatism. In anasarca, Canjee made of the root-stock is given with benefit. It is a mild laxative and diuretic and is given in piles and habitual constipation. The ash is bruised as a local application for aphthœ.

R. N. Khory II p. 638.

**ભાવાર્થ**—દાંડીનો રસ બચ્ચાંનો કાન પાકયો હોય ત્યારે કાનમાં નાખવામાં આવે છે. સંધિવામાં દુખતા સાંધાઓ ઉપર કંદની ગરમ પોટીસ બાંધવાથી આરામ થાય છે. માણકંદની કાંજી કરી ઉદરમાં આપવાથી ફાયદો થાય છે. માણકંદ મૃદુરેચક છે અને મૂત્રલ પણ છે. અર્શમાં અને જાથુની કબજીયાતમાં તે ઉપયોગી છે. શુલીયા ઉપર માણકંદને બાળીને કરેલી રાખ છાંટવાથી ફાયદો થાય છે.

ખોરી ભા. ૨. પા. ૬૩૮.

**નવ્યમત**—માણકંદનો કંદ બંગાલામાં એક અત્યંત ઉપયોગી અને કિંમતી ખાદ્ય પદાર્થ મનાયલો છે. બંગાળામાં તે છોડ ઘણો ઉંચો થાય છે. કેટલીક વખત તો ૬ થી ૮ ફીટ જેટલો આનો છોડ ઉંચો વધેલો ત્યાં જોવામાં આવે છે, અને માણસના પગ જેટલો જાડો તેનો દાંડો પણ થાય છે. આ કંદને એકવાર સૂકવી નાખ્યા પછી ઘણો લાંબો વખત સુધી તે રહી શકે છે. તેમાં સ્ટાર્ચ (પિષ્ટમય પદાર્થ) મોટા જથ્થામાં રહેલો છે. પશ્ચિમ હિંદુસ્તાનમાં બાગોમાં શોભા તરિકે આ છોડવા ઉછેરવામાં આવે છે પણ એની ખોરાક તરિકેની ઉપયોગિતા ત્યાંના લોકોની જાણમાં નથી. ડાંડીનો દાહક રસ કર્ણપાક ઉપર ઉપયોગી છે એ તો ઘણાખરા જાણે છે. ડાંડીને પહેલાં સ્હેજ શેકીને પછીથી તેમાંથી રસ કાઢવામાં આવે છે. લાંબા વખતથી પાક ઉપર ચઢેલા બચ્ચાંના કર્ણપાક એક જ વખત આ ટીપાં નાખવાથી સારા થયેલા મ્હારા જોવામાં આવ્યા છે. કંદના નાનાનાના ટુકડા કરી, તેની પોટલી બાંધી ગરમ કરીને તેનાથી સંધિવા ઉપર શેક કરવામાં આવે છે. ડૉ. બાસુ કહે છે–'મ્હેં માણકંદનો ઉપયોગ કેવળ દવા તરિકે જ નથી કર્યો પણ ખોરાક તરિકે પણ કરી જોયો છે. તે મૃદુરેચક અને મૂત્રલ છે અને હરસમાં તેમ જ જાથુની

કબજીયાતમાં ઉપયોગી છે." સરજનમેજર આર. એસ દત્ત જણાવે છે કે—"આંતરડાંના રોગોથી મુક્ત થયેલા માણસોને રોગનિર્મુક્તાવસ્થામાં આ બહુ સુંદર ખાદ્ય પદાર્થ છે. માણુકંદ પચવામાં હલકું, પોષણકર્ત્તા અને સ્હેજ ગુંદર જેવું સ્નિગ્ધ છે. કંદની રાખ મધ સાથે થુલીયામાં ચોપડવામાં આવે છે."

ડૉ. ડીમક ભા. ૩. પા. ૫૪૪-૪૫.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૪૭; Indig. Drugs. p. 95.

---

## ૪૦૪ ગજપીપર.

### N. O. Aroideæ.

**નામો**—गजपिप्पली, करिकणा, चव्यजा, कपिवल्ली ( સંસ્કૃત ); ગજપીપર ( ગુજરાતી ); ગજપીપરી ( હિંદુસ્તાની ); મીરવેલીલા (મરાઠી); Scindapsus officinalis-સીંડેપ્સસ્ ઓફીસીનેલીસ ( લેટીન ).

**परिचय**— चविकायाः फलं प्राज्ञैः कथिता गजपिप्पली ॥

**गुणाः**— गजोष्णा कटूष्णा च रूक्षा मलविशोधनी ।
बलासवातहंत्री च स्तन्यवर्णविवर्धिनी ॥

॥ रा. नि. ॥

गजकृष्णा कटुर्वातश्लेष्मनुद् वह्निवर्धिनी ।
उष्णा निहंत्यतिसारश्वासकंठामयक्रमीन् ॥

॥ भा. प्र. ॥

चविकागजपिप्पल्यौ पिप्पलीमूलवत् स्मृते ॥

॥ राजवल्लभः ॥

**વર્ણન**—ગજપીપર એ ચવકનાં ફુલ છે. ચવિકા એ વૃક્ષાશ્રયી લતા છે. ગજપીપર પીપર કરતાં મોટી અને લાંબી છે. કુચબિહાર, ફરિદપુર, ખુલના વિગેરે પ્રાંતોમાં ચવિકા ઘણી થાય છે.

**વક્તવ્ય**—ગજપીપરનો સ્વતંત્ર ઉપયોગ જોવામાં નથી આવ્યો. ચરક-સુશ્રુતમાં બીજાં સાથે બહુ જ થોડા પ્રયોગોમાં તે યોજાયલી જણાય છે.

**નવ્યમત**—ગજપીપર ( સૂકી ) ઉત્તેજક, સ્વેદલ અને કૃમિઘ્ન છે. ( Ph. Indi. ). સંસ્કૃત લેખકોએ ગજપીપરને સુગંધી અને વાતઘ્ન માનેલી છે. આમાતિસાર, શ્વાસ અને કફના રોગોમાં તે ઉપયોગી છે. ( યુ. સી. દત્ત.)

સંધિવા ઉપર લેપ કરવાને માટે સંતાલ લોકો આનો ઉપયોગ કરે છે.
(રેવ. કેમ્પબેલ).

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 1346; Indig. Drugs p. 289; રૂ. નિ પા. ૧૯૧.

---

## ૪૦૫ ઘોડાવજ.

### N. O. Aroideæ.

**નામો**—षड्ग्रन्था, उग्रगंधा, वचा, गोलोमी (સંસ્કૃત); ઘોળીવજને માટે हैमवती, श्वेतवचा (સંસ્કૃત); ઘોડાવજ, વજ (ગુજરાતી); ખોરાસાની વજ, શાહાવચ્ (બંગાળી); વચ્ (હિંદી); વેખંડ (મરાઠી); Sweet flagroot (અંગ્રેજી); Acorus calamus-ઍકોરસ્ કૅલેમસ્ (લેટીન).

**गुणाः**—

वामनी कटु तिक्तोष्णा वातश्लेष्मरुजापहा ।
कंठ्या च मेध्या कृमिहृद्विबन्धाध्मानशूलनुत् ॥
वचाद्वयन्तु कटुकं रूक्षोष्णं मलमूत्रलम् ।
दीपनं कफवातघ्नं मेध्यायुष्यञ्च पाचनम् ॥
जन्तुघ्नं चोग्रगन्धं स्याल्लघु कंठास्यरोगजित् ॥

॥ ध. नि. ॥

वचा तिक्ता कटूष्णा च कफामग्रन्थिशोफनुत् ।
वातज्वरातिसारघ्नी वान्तिकृन्मदभूतनुत् ॥
श्वेतवचाऽतिगुणाढ्या मतिमेधाऽऽयुसमृद्धिदा कफनुत् ।
वृष्या च वातभूतकृमिदोषघ्नी च दीपनी च बल्या ॥

॥ रा. नि. ॥

वचोग्रगन्धा कटुका तिक्तोष्णा वान्तिवह्निकृत् ।
विबन्धाध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी ॥
अपस्मारकफोन्मादभूतजन्त्वनिलान् हरेत् ।
हैमवत्युदिता तद्वद्वातं हन्ति विशेषतः ॥
सुगंधाप्युग्रगन्धा च विशेषात् कफकासनुत् ।
सुस्वरत्वकरी रुच्या हृत्कण्ठमुखशोधिनी ॥

॥ भा. प्र. ॥

वचाऽऽयुष्या कफवाततृष्णाघ्नी स्मृतिवर्द्धिनी ॥

॥ राजवल्लभः ॥

अद्भिर्वा पयसाऽऽज्येन मासमेकन्तु सेविता ।
वचा कुर्यान्नरं प्राज्ञं श्रुतिधारणसंयुतम् ॥
चंद्रसूर्यग्रहे पीतं पलमेकं पयोन्वितम् ।
वचायास्तत्क्षणं कुर्यान्महाप्रज्ञान्वितं नरम् ॥

॥ बृ. नि. र. ॥

चरक— १ शुष्कार्शसां स्वेदनार्थम्—....तैलेनाभ्यज्य बुद्धिमान् ।.... वचाशताह्वापिण्डैर्वा सुखोष्णैः स्नेहसंयुतैः । .... स्वेदयेत्—॥ चि. ९—४१.

२ अपस्मारे—....वचां वा मधुसंयुताम् ॥ चि. १९—६०.

सुश्रुत— ३ मेधायुर्लाभाय—हृतदोष एवाऽऽगारं प्रविश्य हैमवत्यवचायाः पिण्डमामलकमात्रं अभिहुतं पयसाऽऽलोड्य पिबेत् । जीर्णे पयःसर्पिरोदन इत्याहारः । एवं द्वादशरात्रमुपयुञ्जीत । ततोऽस्य श्रोत्रं विव्रीयते । द्विरभ्यासात् श्रुतमादत्ते । चतुर्द्वादश रात्रमुपयुज्य सर्वं तरति किल्मिषं तार्क्ष्यदर्शनमुत्पद्यते शतायुश्च भवति ॥ चि. अ—२८

४ नैगमेषग्रहप्रतिषेधार्थम्—वचां....वापि धारयेत् ॥

चक्रदत्त— ५ अपस्मारे—यः खादेत् क्षीरभक्ताशी माक्षिकेण वचारजः । अपस्मारं महाघोरं सुचिरोत्थं जयेत् ध्रुवम् ॥

६ वृद्धौ—वचासर्षपकल्केन प्रलेपो वृद्धिनाशनम् ॥

भावप्रकाश— ७ मूत्ररोधजनित उदावर्ते—मूत्ररोधजनिते क्षीरवारिवचां पिबेत् ॥

बंगसेन— ८ आमाजीर्णे—वचालवणतोयेन वान्तिरामे प्रशस्यते ॥

९ कफजहृद्रोगे—वचानिम्बकषायाभ्यां वाम्यं हृदि कफोत्थिते ॥

१० चर्मदले—वचया श्वेतया नाशं याति चर्मदलं द्रुतम् ॥

११ शिशोः कच्छुविचर्चिकादिषु—वचाकुष्ठविडंगानां कोष्णकाथावगाहनम् ॥

શોઢલ— १२ अम्लपित्ते–....सक्षौद्राम् सगुडां वचाम् खादेत् ॥

१३ क्रिमिकर्णकप्रतीकारार्थम्–....सव्रणा कर्णपालिका ।
लिप्ता पश्चाद्वचा चूर्णसंयुता निर्व्रणा भवेत् ॥

१४ मूषिकविषे–वचां प्रातः प्रयत्नेन पथ्याशी तंदुलाम्बुना ।
पिबेदाखुविषार्तिघ्नां त्र्यहं सप्ताहमेव वा ॥

हारीत— १५ मुखरोगे–दिवारात्रं वचाग्रन्थिं मुखे संधारयेत् भिषक् । तेन सौख्यं भवेत्तस्य मुखरोगाद्विमुच्यते ॥

વર્ણન—अपुष्पफलिका, तन्वी, इक्षुपत्रिका, पर्वणी–આવાં આવાં વિશેષણોથી વજ ઓળખવી સહેલી થઇ પડે છે. આ ક્ષુપ–નાનો છોડ–ભિનાશવાળી જગોમાં થાય છે. એનાં મૂળીયાં અને મૂળની શાખાઓ અનિયમિત ગાંઠોવાળી હોય છે. બ્રહ્મદેશ તરફ આ છોડ ખેતરોમાં ઢગલાબંધ ઉગે છે. આપણા ખેતરોમાં જેમ ચીઢા ઢગલાબંધ થાય છે તેમ ત્યાં ખેતરોમાં વજ નેહ તરિકે થાય છે. પાંદડાં શેરડીના પાનના આકારનાં પણ નાનાં થાય છે. પાંદડાં ખરી જાય છે ત્યારે શાખા ઉપર તેનો ડાઘો પડે છે. આ છોડનું મૂળ વતન હિંદુસ્તાન જ છે એમાં શક જ નથી, કારણ કે ચરક વિગેરે પ્રાચીન ગ્રંથોમાં વજ વપરાયલી છે. અત્યારના કેટલાક વનસ્પતિવેત્તાઓ આને યૂરોપનું વતની ઠેરવે છે. આનાં પાંદડાંમાંથી એક જાતનું સુગંધી ઉડી જનારૂં તેલ નીકળે છે. લાલ અને સફેદ બે જાતો વર્ણવેલી છે પણ બન્નેના છોડ આ લેખકે જોયા નથી.

## વૈદ્યકમાં વજનો ઉપયોગ

ચરક— ૧ સુકા હરસને બાફ આપવા માટે–વજ, સુવા વિગેરેની સ્હેજ ગરમ પોટીસથી હરસને શેકવા. પોટીસમાં થોડુંક તેલ નાખવું. ચિ. ૯–૪૧.

૨ હેડકીમાં–વજનું ચૂર્ણ બેઆનીભાર, મધ સાથે ચાટવું. ચિ. ૧૫–૬૦

સુશ્રુત— ૩ બુદ્ધિ, આયુષ્ય અને બળ વધારવા માટે–રસાયન સેવતા પહેલાં શરીરને પંચકર્મથી શુદ્ધ કરવાનું કહેલું છે. તે પ્રમાણે કર્યા પછી સર્વસાધનસંપન્ન ગૃહમાં રહીને હમેશાં એક તોલો વજનું ચૂર્ણ દુધમાં ડોહીને પીધા કરવું. જ્યારે ભુખ લાગે ત્યારે દુધ, ઘી, ચોખા વિગેરે સાત્વિક ખોરાક લેવો. આવી રીતે ૧૨ દિવસ કરવું. આ પ્રયોગથી તેના કાન ખુલવા માંડશે. ૨૪ દિવસના પ્રયોગને અંતે જે કંઇ સાંભળશે

તે સર્વ ગ્રહણ કરી શકવા શક્તિવાન્ થશે. ૪૮ દિવસ સુધી આ પ્રમાણે કરવાથી દરેક દુઃખો તરી જશે અને ગરૂડના જેવી તીક્ષ્ણ તેજસ્વી આંખો થશે અને ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવશે. ચિ. અ. ૨૮.

૪ **નૈગમેષ નામના ગ્રહ (જે બચ્ચાંને લાગુ પડે છે તે)માં**–વજનો કકડો ગળામાં બંધાવી રાખવો.

ચક્રદત્ત— ૫ **અપસ્મારમાં**–ઘોડાવજનું ચૂર્ણ મધ સાથે હમેશાં ખાવું. ખોરાકમાં દુધ એકલું ખૂબ લેવું. ગમે તેવો ઘોર અપસ્માર હશે તો તે પણ મટી જશે.

૬ **વધ્રરાવળમાં**–વજ અને સરસવને બારીક વાટીને વધરાવળ ઉપર લેપ બાંધવો.

ભાવપ્રકાશ— ૭ **પેસાબ અટકવાથી પેટ ચઢી આવ્યું હોય તો**–દુધ અને પાણી સરખે વજને ભેગાં કરીને વજનું ચૂર્ણ ફાકીને ઉપરથી તે પી જવું.

બંગસેન— ૮ **આમાજીર્ણમાં**–મીઠાના પાણી સાથે વજનું ચૂર્ણ મોટી માત્રામાં લેવું. ઉલટી થઈ જશે અને આરામ થશે.

૯ **કફજન્ય હૃદ્રોગમાં**–વજ અને લીંબડાનો કવાથ પાઇને ઉલટી કરાવવી. હૃદય હલકું પડશે.

૧૦ **ખરજવું**–ધોળી વજ ચોપડવાથી ખરજવું મટશે. ( કદાચ ખાવાનું પણ કહ્યું હોય. સ્પષ્ટ ઉલ્લેખ નથી. )

૧૧ **બચ્ચાંઓને ખસ-લુખરસ વિગેરે થાય છે તેમાં**–વજ, કઠ, અને વાવડીંગ વિગેરેના સ્હેજ ગરમ કવાથથી બચ્ચાંને સ્નાન કરાવવું; અથવા એક મોટા ટબમાં તે કવાથ ભરી બચ્ચાંને અવગાહન કરાવવું.

શોઢલ— ૧૨ **અમ્લપિત્તમાં**–ખાટાખાટા ઘચરકા આવતા હોય અને હૃદયમાં બળતરા બળતી હોય તો ગોળ અને મધ સાથે વજ ખાવી.

૧૩ **કાનમાં કીડા પડયા હોય તો**–વજનું ચૂર્ણ અંદર છાંટવું.

૧૪ **ઝેરી ઉંદરના ઝેરમાં**–પથ્ય અન્નપાન લેવાં, અને ચોખાના ધોવણ સાથે બહુ જ પ્રયત્નપૂર્વક વજ તો. ૦।, હમેશાં સવારમાં પી જવી. ત્રણ દિવસ અથવા સાત દિવસ આવું કરવાથી ઝેર નાબુદ થાય છે.

હારીત— ૧૫ મ્હોં આવ્યું હોય તો-રાત દિવસ ઘોડાવજનો કકડો મ્હોંમાં રાખી મૂકવો. તેથી મ્હોં આવેલું મટે છે અને આરામ મળે છે.

वक्तव्य—ચરકે શીતપ્રશમન, સંજ્ઞાસ્થાપન, લેખનીય, તૃપ્તિઘ્ન, અર્શોઘ્ન અને આસ્થાપનોપગ દશેમાનિમાં વજનો ઉલ્લેખ કરેલો છે. વમનોપગ તરિકે તેને ગણાવેલી નથી છતાંયે વમન માટે ઘણી જગોએ વપરાયલી છે. તિક્તસ્કંધમાં છે. શિરોવિરેચનમાં ગણાવેલી છે. પીનસમાં સુંઘવા માટે અને પ્રધમન માટે વજ વપરાયલી છે. સફેદ વજ ( हैमवती ) ઓગણીસ મૂલિનીના લીસ્ટમાં ગણાવેલી છે. ઉલટીમાં તેને ગણાવેલી છે ( सू. ૧-૭૮ ). वचा, हैमवती અને गोलोमी આ ત્રણેય નામો ચરકમાં છે. વજ અને ગોલોમી એક જ સાથે ગણાવેલી છે એટલે ગોલોમી શ્વેતવચાના અર્થમાં હશે? સ્વતંત્ર ઉપયોગ ઉપર દર્શાવેલા છે. બીજે કયાં કયાં વજ વપરાયલી-યોજાયલી છે તે નીચેના ઉલ્લેખથી જાણી શકાશેઃ—

| | | | |
|---|---|---|---|
| चरकમાં— | શ્લોક | હરીતકયાદિયોગમાં | ૭૪ |
| **અર્શમાં**-चि. ૯ | ૬૩-૧૩૧ | ઇંદ્રોક્તરસાયનમાં | ૧૬૭ |
| **અતિસારમાં**-चि. ૧૦ | ૩૦—૨૩ | **સુવાવડના પ્રકરણમાં**-शा. अ. ૮ | |
| | ૪૮-૧૨૪ | તૈયાર રાખવાની વસ્તુઓના લીસ્ટમાં | ૭૮ |
| **કાસમાં**-चि. ૨૨ | ૩૪—૫૧ | વેણોથી પીડાતી હોય તે વેળા વજ સુંઘવા આપવાનું કહેલું છે | ૮૫ |
| | ૧૧૦-૧૫૯ | | |
| **હિક્કાશ્વાસમાં**-चि. ૨૧ | ૧૩૯ | રક્ષોઘ્ન ઔષધિના લીસ્ટમાં | ૧૦૧ |
| **ઉદરમાં**-चि. ૧૮ | ૧૦૭ | વસ્ત્રને ધૂપ દેવામાં બીજાં ભેગી | ૧૨૨ |
| નારાયણચૂર્ણમાં | ૧૨૨ | **તૃષ્ણારોગમાં**- चि. ૨૪ | ૪૫ |
| હપુષાદ્યચૂર્ણમાં | ૧૩૦ | **ઉન્માદમાં**-चि. ૧૪ | |
| પિપ્પલ્યાદિક્ષારમાં | ૧૫૪ | મહાપૈશાચિક ઘૃતમાં | -૫૫ |
| અજકરીષાદિક્ષાર | ૧૫૯ | નસ્યાંજનમાં | ૭૪ |
| વિડંગાદિની રાખમાં | ૭૯ | સિદ્ધાર્થકઅગદમાં | ૭૯ |
| **રસાયન તરિકે**-चि. ૧- | | **આરગ્વધીય અધ્યાયમાં**-सू. अ. ૩ | |
| ઐન્દ્રીરસાયનમાં | -૧૨૨ | શ્લોક. | ૧૬-૧૮-૩ |
| રસાયની શુદ્ધિના ચૂર્ણમાં | ૨૩ | **કુષ્ઠમાં** चि. ૭ | |
| વચા સાથે ત્રિફલારસાયન | ૧૪૪ | ત્રિફલાદ્યચૂર્ણમાં | ૬૬ |
| બ્રાહ્મયરસાયનમાં | ૪૬ | મંજીષ્ઠાદિચૂર્ણ | ૯૭ |
| દ્વિતીય બ્રાહ્મયરસાયન | ૫૫ | કુષ્ઠાદિ તૈલમાં | ૧૦૦ |

સુશ્રુતે પિપ્પલ્યાદિ, વચાદિ, મુસ્તાદિ, વિગેરે ગણમાં વજ ગણાવી છે. સુશ્રુતે વજ ઉર્ધ્વભાગહર ગણાવેલી છે. વાતસંશમનવર્ગમાં ઉલ્લેખ છે. વિરેચનવિકલ્પાધ્યાયમાં છે. ×

× ચરકસંહિતામાંથી ઉપરોક્ત ઉલ્લેખ ટાંકેલો છે, તેજ પ્રમાણે આ આખો નિઘંટુ લખવાની ઇચ્છા હતી. આથી લખાણ ટુંકાત અને પુસ્તકનું કદ ઘણું જ નાનું થાત. પણ આ રીતે લખવામાં મહેનત અતિશય કરવી પડે છે. એકલે હાથે આવું અતિધીરજનું કામ પાર પાડી શકાય નહિ. વક્તવ્યના હેડીંગમાં પણ મુખ્ય મુખ્ય ઉલ્લેખોનો ઉપયોગ તો

નાગાહીલના લોકો તથા મણિપુરના રહેવાસીઓ આ દવાનો છુટથી ઉપયોગ કરે છે. આ બહુ ઉપયોગી દવા છે.

**Uses**—"The root has been employed in medicine since the time of Hippocrates. By the moderners it is successfully used in intermittent fevers, even after bark has failed; and it is certainly a very useful addition to cinchona. It is also a useful adjunct to bitter and stomachic infusions."

(Thomson's Materia Medica).

**ભાવાર્થ**—સીંકોના છાલની સાથે આની મેળવણી વિષમજ્વરમાં થઈ શકે તો સારૂં. ઈત્યાદિ.

**નવ્યમત**—"આ બચ્ચાંના મરડાને માટે તથા ખાંસીને માટે બહુ ઉત્તમ ઔષધ તરીકે માલુમ પડયું છે." (ઇન્ડીઅન મેડીકલ ગૅઝેટ ફેબ્રુઆરી ૧૮૭૫.)

સાપને આનો વાસ અનુકૂળ નહિ પડતાં તેના વાસથી તેના પર ઘેન (નારકોટીક)ની અસર થાય છે, માટે લોકો ઘરની આસપાસ તેની વાડો કરે છે, અને વાદી લોકો તેનાં મૂળીયાં હમેશાં ચાવે છે."

(સરજન એચ. મેકલેમન. એમ. ડી, રત્નાગીરી).

"કફઘ્ન તરિકે વજની વપરાશ બહુ જ સાધારણ છે. મ્હેં આનો ઉપયોગ બહુ વખત કર્યો છે, જેનું બહુ ઉત્તમ પરિણામ આવ્યું છે. ઘણી વખત એનો એક કટકો લઇ હું મોંઢામાં રાખતો અને તે પોતાનું કામ ઘણી 'કફલોઝેંજીસ' કરતાં બહૂ જ સારૂં કરે છે. એ મોંઢામાં રાખવાથી પુષ્કળ જથામાં થુંક ઉત્પન્ન થાય છે અને મ્હોં ગરમ ગરમ થઈ જાય છે.

(સરજનમેજર આર. એલ. દત્ત એમ. ડી. પબના.)"

---

કરવામાં જ આવે છે, પણ આ પદ્ધતિ વધારે સારી છે એમ લાગે છે. આથી ચરક–સુશ્રુત–વાગ્ભટમાં અમૂક શબ્દ કયે કયે સ્થળે વપરાયલો છે–યોજાયલો છે એ સહેલાઇથી જાણી શકાય. પણ આ કામ હું ઉપર કહી ગયો તેમ એકલા માણસનું નથી. પાંચ માણસો આવા કામમાં લાગતા હોય તો જરૂર આથી પણ સરસ કામ સમાજ આગળ ધરી શકાય. ઉપર વજનો ઉલ્લેખ છે. એક જ વજનાં ગોલોમી, શતપર્વા, લોમશા, હૈમવતી, વચા, ષડ્ગ્રન્થા, ઉગ્રગંધા–આટલાં બધાં નામો ! હવે આ બધાં નામોને યાદ રાખીને દરેકનો ઉલ્લેખ એકત્રિત કરવો એ કામ કેટલું મુશ્કેલીનું છે એ તજ્જ્ઞ સિવાય બીજા નહિ જાણી શકે. વળી આવી જાતનું ઉપયોગી કામ સાધારણ લોકોને તો સાવ નિરૂપયોગી નીવડત. વક્તવ્યના હેડીંગનું લખાણ પણ જો કે સાધારણ લોકોને તો કામનું નથી જ, પણ તેમાંથી તેઓ કંઇક તો જાણશે જ અને વિદ્યાર્થીઓ પણ કેટલુંક યાદ રાખી શકશે. આજ કારણથી આજ પદ્ધતિ–જે પદ્ધતિએ નિઘંટુ લખાયલો છે તે–કાયમ રાખી છે.

" આનું સુંદર વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી ૧૭ ગ્રેનના વજનથી ગરમ દુધ સાથે જો લેવામાં આવે તો શરદીથી થયેલા ગળાના વરમમાં કંટાળાભરેલી પડતી ખરેરીને બંધ કરે છે. ( આ. સરજન દેવેન્દ્રનાથ રૉય કલકત્તા. ) "

" આ દ્રવ્ય ૩૫ ગ્રેન કરતાં વધારે વજનથી વપરાતું નથી, અને ૪૦ ગ્રેન આપવાથી ઘણું જ તીવ્ર વમન થાય છે કે જે બંધ થતું નથી. આ ઔષધિ દમને માટે સારી છે. તે એવી રીતે કે પહેલાં તે મોટા ડોઝમાં એટલે કે ૧૫ થી ૨૦ ગ્રેનના વજનથી આપી પછી દર બે અને ૩ કલાકે ૧૦ ગ્રેન વજનથી કફઘ્ન તરિકે આપવાથી જલદી દમમાંથી મુક્ત કરે છે. "

" મદ્રાસમાં માખી તથા મચ્છરનો નાશ કરવા માટે આ વપરાય છે અને બહુ અસરકારક નીવડી છે. ( ડે. સર્જન જનરલ બીડી. સી. આઈ. ઈ. મદ્રાસ. ) "

" આ મૂળના બાળેલા કોયલાનો ભુકો ૧૦ થી ૨૦ ગ્રેન લઇ પાણી સાથે આપવાથી નેપાળાથી થતી ઝેરી અસરનો અટકાવ કરે છે અને સિદ્ધ થયેલું છે કે નેપાળાના ઝેરનું એ શમન છે. (ડબલ્યુ. એ. લી. માંગરોલ. "

" બાળકોની ચુંકને માટે ૩ ગ્રેનના વજનથી ઘણું અસરકારક છે.
( સરજન મેજર જોન નૉર્થ. બેંગલોર ). "

" આ ઉત્તેજક ચૈતન્ય લાવનાર તરિકે ૧ થી ૫ ગ્રેન સુધી અપાય છે. ૧ થી ૨ સ્ક્રુપલ વાંતિ કરાવવાને માટે આપવામાં આવે છે, અને ચુંક તથા અજીર્ણ માટે પણ પ્રશસ્ત છે. જો આને વાટી તેને માથા ઉપર લગાવવામાં આવે તો માથામાં થતો દુખાવો તુરત બંધ પડે છે, અને જો નાક ઉપર લગાવવામાં આવે તો સળેખમ, શરદીવાળી ખાંસી, અને ઇન્ફ્લ્યુએન્ઝાને મટાડે છે.
( સરજન ડબલ્યુ. બારૂન. કચ્છભુજ ). "

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 1350; Indig. Drug p. 9; રૂ. નિ. પા. ૧૪૯; વનસ્પતિ ગુણાદર્શ પા. ૬૦૩; N. p. 365.

---

# मुस्तादि वर्ग

## N. O. Cyperaceæ.

### ४०६ મોથ.

નામો—૧ મુસ્તા, મેઘઃ, વારિદઃ ( સંસ્કૃત ); મોથ ( ગુજરાતી. મરાઠી ); મોથા, મુથા ( હિંદી ); મુતા ( બંગાલી ); Cyperus rotundus–સાઇપરસ રોટન્ડસ્ ( લેટીન ).

२ नागरमुस्तकः–નાગરમોથ. C. scariosus.

३ भद्रमुस्तकः—ભદ્રમોથ. C. tuberosus.

४ कैवर्तमुस्तकः–કેવડીમોથ. C.......(?)

गुणाः—

मुस्ता तिक्ता कषायाऽग्निशिशिरा श्लेष्मरक्तजित् ।
पित्तज्वरातिसारघ्नी तृष्णाकृमिविनाशनी ॥
जलजं तिक्तकटुकं कषायं कान्तिदं हिमम् ।
मेध्यं वातान्ध्यविसर्पकण्डूकुष्ठविषापहम् ॥

॥ ध. नि. ॥

भद्रमुस्ता कषाया च तिक्ता शीता च पाचनी ।
पित्तज्वरकफघ्नी च ज्ञेया संग्रहणी च सा ॥
तिक्ता ' नागरमुस्ता ' कटुः कषाया च शीतला कफनुत् ।
पित्तज्वरातिसारारुचितृष्णादाहनाशनी श्रमहृत् ॥

॥ रा. नि. ॥

मुस्तं कटु हिमं ग्राहि तिक्तं दीपनपाचनम् ।
कषायं कफपित्तास्रज्वरातिसारजन्तुहृत् ॥

॥ भा. प्र. ॥

मुस्तकं तिक्तकटुकं वातघ्नं ग्राहि दीपनम् ॥

॥ राजवल्लभः ॥

मुस्तं संग्राहकदीपनीयपाचनीयानाम् ॥

॥ चरकः ॥

चरक--

१ अतिसारे–ह्रीबेरभद्रमुस्तानि–.... । तिस्रः प्रमथ्या विहिता श्लोकार्द्धेष्वतिसारिणाम् ॥ चि. अ–१०

२ **मदात्ययस्य पिपासायाम्**-जलं मुस्तैः शृतं वापि दद्यात् दोषविपाचनम् । एतदेव च पानीयं सर्वत्रापि मदात्यये ॥ चि. १२

३ **कफपित्तजे कासे**-पैत्ते समुस्तमरिचः सकफे....॥ चि. २२

४ **कफजवमने**-मुस्तायुतां कर्कटकस्य शृङ्गीम् ॥ चि. २३

**सुश्रुत**— ५ **आमातिसारे**-पयस्युत्क्वाथ्य मुस्तानां विंशतिं त्रिगुणेऽम्भसि ॥ क्षीरावशिष्टं तत्पीतं हन्त्यामं शूलमेव च ॥ उ. ४०

६ **पक्वातिसारे**-मौस्तं कषायं एकं वा पेयं मधुसमायुतम् ॥

**चक्रदत्त**— ७ **विसूच्याः पिपासायाम्**-....शृतं भद्रघनस्य वा ॥

८ **आगन्तुव्रणे**-कान्तकार्मुकमेकं सुश्लक्ष्णं गव्यसर्पिषा पिष्टम् । शमयति लेपान्नियतं व्रणमागन्तुजं न संदेहः ॥

**वाग्भट**— ९ **अग्निविसर्पे**-सेचयेत्....। सिताम्भसाम्भोजजलैः ।

**बंगसेन**— १० **अपस्मारे**-उत्तरदिग्गतमुस्तकमूलं बुद्ध्या समुद्धृतं पेष्यम् । पीतं पयसा हन्यात् अपस्मृतिं गोः सवर्णवत्सायाः ॥

**शोढल**— ११ **सर्वातिसारे**-क्वाथश्च मुस्तककृतः समधुः सुशीतः । पीतः प्रवृद्धमतिसारगदं निहन्ति ॥

१२ **रक्तातिसारे**-पिष्टोदकेन नननादजटा तु हन्ति ।
तं रक्तयुक्तमपि माक्षिकशर्कराभ्याम् ॥

१३ **शुक्रे**-छागमूत्रेण संघृष्टभद्रमुस्ताञ्जनेन हि ।
चिरकालोद्भवं पुष्पं रक्तत्वं चापि नश्यति ॥

१४ **तिमिरे**-....निर्घृष्टा वा वारिणा भद्रमुस्ता । आन्ध्यं सद्यस्तैमिरं हन्ति पुंसामत्युद्गाढं नेत्रयोरञ्जनेन ॥

**वैद्यमनोरमा**— १५ **सव्रणे अक्ष्णि**-मुस्ताफलं घृतभर्जितं परिपेषितं निशि क्षिपेत् । सव्रणेऽक्ष्णि निर्व्रणं भवति क्षणात्त्रिचतुर्दिनैः ॥

**વર્ણન**—મોથની ઘણી જાતો છે. ઘણું કરીને મોથ ભિનાશવાળી જગોમાં જ થાય છે. નાનાનાના ગાંઠાવાળી મોથ ઉપરથી કાળી ને ભાગતાં અંદરથી સફેદ અથવા સ્હેજ લાલ જણાય છે. નાગરમોથની નાની ગાંઠો હોય છે અને તે ઉપર ઝીણાં મૂળીઆં ચોટેલાં હોય છે. તે ભાગતાં અંદરથી રતાશ પડતી જણાય છે. બન્ને મોથોમાં સુગંધ સારી હોય છે. ભદ્રમોથ, કેવડીમોથ વિગેરેમાં પણ ઓછીવત્તી સુગંધ તો હોય છે જ.

ધુપેલ અને માથાનાં તેલમાં મોથ ખૂબ વપરાય છે. ઘણાખરા કવાથોમાં–અને તાવના કવાથોમાં તો ખાસ--મોથ વપરાયલી છે.

## વૈદ્યકમાં મોથનો ઉપયોગ.

ચરક— ૧ ઝાડામાં–ભદ્રમોથ, વાળો વિગેરેની રાબડી સારી છે. ચિ. ૧૦.

૨ મદાત્યયની તરસમાં–મોથનો કવાથ પીવા આપવો; અથવા મોથ નાખીને ઉકાળીને ઠંડુ કરેલું પાણી પીવા આપવું. ચિ. ૧૨.

૩ કફપિત્તજન્ય કાસમાં–મોથ અને મરીયાંનો ઉકાળો ખાંસીમાં આપવો.

૪ કફજન્ય ઉલટીમાં–કાકડાસીંગી અને મોથ આપવી. ચિ. ૨૩.

સુશ્રુત— ૫ આમાતિસારમાં–ત્રણ ઘણા પાણીમાં અને તેટલા જ દુધમાં ૨૦ મોથને, દુધ એકલું બાકી રહે ત્યાં સુધી ઉકાળી લઇને, ગાળી લઇ ઠંડુ પડે ત્યારે પી જવાથી આમાતિસાર વિગેરે મટે છે. ૨૦ મોથના વજનથી ત્રણ ઘણું દુધ લેવું.

૬ પાકી ગયેલા ઝાડામાં–એકલો મોથનો કવાથ મધ નાખીને પીવો.

ચક્રદત્ત— ૭ કાૅલેરાની તૃષામાં–ભદ્રમોથનો કવાથ આપવો.

૮ આગંતુવ્રણમાં–કેવડીમોથના બારીક ચૂર્ણને ગાયના ઘીમાં લસોટીને ચોપડવાથી આગંતુ વ્રણ મટી જાય છે.

વાગ્ભટ— ૯ અગ્નિવિસર્પમાં–મોથનો ઠંડો કવાથ દરદવાળા ભાગ ઉપર સિંચન કરવો.

બંગસેન— ૧૦ વાઈમાં–અપસ્મારમાં–મોથનું ઉત્તર દિશાનું મૂળ લાવીને, બારીક વાટીને, સમાન વર્ણના વત્સવાળી ગાયના દુધ સાથે પીવાથી અપસ્માર મટે છે.

શોઢલ— ૧૧ દરેક પ્રકારના અતિસારમાં–મોથનો કવાથ ઠંડો થાય એટલે મધ નાખીને પી જવાથી, ગમે તેવો વધી ગયેલો અતિસાર પણ મટી જાય છે.

૧૨ રક્તાતિસારમાં–મોથનું સૂક્ષ્મ ચૂર્ણ, મધ સાકર સાથે ચાટી જવાથી રક્તાતિસાર મટે છે.

૧૩ આંખના ફુલામાં-ભદ્રમોથ, બકરીના મૂત્રમાં ઘસીને આંજવાથી ગમે તેટલા લાંબા વખતથી પડેલું ફુલું તેમજ આંખની રતાશ મટી જાય છે.

૧૪ ઝાંખ પડતી હોય તો–ભદ્રમોથને પાણીમાં ઘસીને આંજવાથી ઘણી જ ઉત્કટ એવી આંખની ઝાંખ–અંધાપો વિગેરે મટે છે.

વૈદ્યમનોરમા-૧૫ આંખમાં ચાંદુ (Corneal ulcer) પડયું હોય તો–ઘીમાં શેકેલી મોથ, પાણીમાં ઘસીને રાત્રે આંખમાં આંજવાથી, ત્રણ ચાર દિવસમાં આંખનું વ્રણ રૂઝાઈ જાય છે.

**વક્તવ્ય**—ચરકે લેખનીય, તૃપ્તિઘ્ન, કંડૂઘ્ન, સ્તન્યશોધક અને તૃષ્ણા-નિગ્રહણ દશેમાનિમાં મોથનો ઉલ્લેખ કરેલો છે. સુશ્રુતે વચાદિ અને મુસ્તાદિ ગણોમાં મોથ વાપરી છે. મોથ વરાહનો પ્રિય ખોરાક છે. ચરકમાં એવા જુજ અધ્યાયો હશે કે જેમાં ઓછીવત્તી મોથ નહિ યોજાયલી હોય.

હકીમો આને મૂત્રલ, સ્વેદકારક અને ઋતૂત્પાદક માને છે. તાવના દરેક કવાથોમાં તે દીપન, પાચન અને મૂત્રલ હોવાથી છુટથી વપરાયલી છે.

**Actions & Uses**—Of *c. rotundus*-Diaphoretic, diuretic, demulcent, stimulant, and galactagogue: given in fevers, dyspepsia, diarrhœa and cholera; also in urinary calculi and amenorrhœa. As a galactagogue the fresh tubers are applied to the breasts.

R. N. Khory II p. 632.

**નવ્યમત**—સ્વેદલ અને સંગ્રાહી તરિકે મોથ વપરાય છે. તેના ઉષ્ણ અને મૂત્રલ ગુણો પણ કબુલ રાખવામાં આવ્યા છે. મોથ કૃમિઘ્ન છે. આમાશય અને આંતરડાંના રોગોમાં દેશી વૈદ્યોમાં આનો છુટે હાથે ઉપયોગ થાય છે. સુંઠ અથવા આદુ સાથે મોથનું ચૂર્ણ આમાતિસારમાં અપાય છે.

(ટેઇલર્સ મેડીકલ ટોપોગ્રાફી ઓફ઼ ઢાકા.)

સ્તન્ય વધારવા માટે કોંકણ તરફ મોથ સ્તન ઉપર ચોપડવામાં આવે છે. (ડીમક). છોટાનાગપુર તરફ મૂળ તાવમાં યોજાય છે. (કેમ્પબેલ).

ઈન્ડીયન મેડીસીનલ પ્લેંટ્સ પા. ૧૩૫૭.

ઉલ્લેખ--વ. શા. પા. ૬૯૧; રૂ. નિ. પા. ૨૦; Watt II p. 686; વનસ્પતિ ગુણાદર્શ પા. ૫૭૮; Indi. Medi. Plants p. 1356.

---

## ૪૦૭ કસેરુ.

### N. O. Cyperaceæ.

**નામો**—कसेरुक (સંસ્કૃત); **મોથની જાત.** Cyperus minima.

**परिचय**— कसेरु द्विविधं तत्तु महद्राजकसेरुकम् ।
मुस्ताकृति लघु स्याद्यत्तच्चीवड इति स्मृतम् ॥

॥ भा. प्र ॥

क्षुद्रमुस्ता कसेरुका । सूकरेष्टः सुगंधिश्च सुगंधो गंधकन्दकः ॥
॥ रा. नि. ॥

गुणाः— कसेरुकद्वयं शीतं मधुरं तुवरं गुरु ।
पित्तशोणितदाहघ्नं नयनामयनाशनम् ॥
ग्राहि शुक्रामयश्लेष्मरुचिस्तन्यकरं परम् ॥
॥ भा. प्र. ॥

कसेरुकः कषायोऽल्पमधुरोऽतिखरस्तथा ।
रक्तपित्तप्रशमनः शीतो दाहश्रमापहः ॥
॥ रा. नि. ॥

गुरुविष्टंभशीतौ च शृंगाटककशेरुकौ ॥
सुश्रुतः सू. ४६-२०४.

**वक्तव्य**—મોથની ઘણી જાતો છે. ખાડાખાબોચીયામાં, તલાવોમાં અને પાણીવાળી જગોમાં નાની નાની, રતાશ લેતા રંગની મોથ થાય છે તેને ઝીણકી મોથ કહે છે. ભાવમિશ્ર અને નરહરિના મત પ્રમાણે 'કસેરૂ' એ મોથની જાત અને ઝીણી મોથ અનુક્રમે છે; એટલે Cyperus minima–ઝીણકી મોથને આપણે कसेरुका કહીશું. ડલ્હણે તો 'प्रसिद्धम्' કહીને ચલાવ્યું છે એટલે પરિચય મળતો નથી.

ચરકે મધુર અને કષાયસ્કંધોમાં કસેરૂકનો ઉલ્લેખ કરેલો છે. ગર્ભિણીને પુષ્પ (આર્તવ) દેખાવા માંડે એટલે शृंगाटकपुष्करबीजकसेरुकान्भक्षणार्थम् (શા. ૮-૫૧) આપવા કહેલું છે. વિસર્પમાં-समृता च कसेरुका–અર્થાત્ કસેરૂનાં ઝીણકા કંદના ચૂર્ણને ઘીનું મોવણ દઈને રતવા ઉપર ચોપડવા કહ્યું છે. મૂત્રકૃચ્છ્રમાં, અશ્મરીમાં બીજાં દ્રવ્યો સાથે છે.

સુશ્રુતે કંદમાં કસેરૂકની ગણત્રી કરેલી છે. ક્લેચર પક્ષીઓના માંસનું અનુપાન शृंगाटककसेरुकासवः (સૂ. ૪૬-૪૩૨) છે. તે મધુરસ્કંધમાં છે; સ્તન્યજનન છે; પ્રમેહમાં બીજાં સાથે છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૪૮.

---

# तृणादि वर्ग

## N. O. Gramineæ.

### ४०८ ધ્રો–दूर्वा.

**નામો**—(१) दूर्वा, नीलदूर्वा, [1]शतपर्विका, [2]सहस्रवीर्या, रुहा, अनन्ता ( न अन्तो यस्याः ) (સંસ્કૃત); ધ્રો, ધરો, દરો, ધ્રોખડ ( ગુજરાતી ); હરિઆળી, દૂર્વા (મરાઠી); રામઘાસ, કબ્બર, દુબ્રા, દુર્વા ( હિંદી ); દૂર્વાઘાસ ( બંગાલી ); Creeping. Cynodon–ક્રીપીંગ સાયનોડોન ( અંગ્રેજી ); Cynodon dectylon–સાયનો-ડોન ડૅકટીલોન ( લેટીન ).

(२) गोलोमी, शतवीर्या, गण्डाली, शकुलाक्षकः ( સંસ્કૃત ); સફેદ ધરો ( ગુજરાતી ).

**ગુણાઃ**—
दूर्वा शीता कषाया च रक्तपित्तकफापहा ।
अनुपत्रा कषाया च शीतला श्लेष्मवातला ॥
अन्यच्च–दर्भः शरो नलश्चैव तथा दूर्वात्रयं समम् ॥
स्वादुतिक्तकषायाणि पित्तश्लेष्महराणि च ।
॥ ध. नि. ॥
दाहतृष्णास्रवीसर्परक्तपित्तापहाणि च ॥

'नीलदूर्वा' तु मधुरा तिक्ता शिशिररोचनी । रक्तपित्तातिसारघ्नी कफवातज्वरापहा ॥ 'श्वेतदूर्वा' ऽति शिशिरा मधुरा वान्तिपित्तजित् । आमातिसारकासघ्नी रुच्या दाहतृषापहा ॥ "वल्लीदूर्वा" तु मधुरा वातपित्तज्वरापहा । शिशिरा द्वन्द्वदोषघ्नी भ्रमतृष्णाश्रमापहा ॥

॥ दूर्वासामान्यगुणाः ॥
दूर्वाः कषायाः मधुराश्च शीताः पित्ततृषारोचकवान्तिहन्त्र्यः ।
सदाहमूर्च्छाग्रहभूतशान्तिश्लेष्मश्रमध्वंसनतृप्तिदाश्च ॥
॥ रा. नि. ॥
दूर्वा तु रक्तपित्तघ्नी कण्डूत्वग्दोषनाशनी ॥'
॥ राजवल्लभः ॥

---

१–२ कांडात् कांडात् प्ररोहंति परुषःपरुषस्परि एवानुदूर्वे प्रतनु शतेन सहस्रेण च. ।
( यजुर्वेद. )

દૂર્વાનો રજઃસ્રાવ, ગર્ભાસ્થાપન ગુણ અને સહસ્રવીર્યા, શતવીર્યા નામનું મૂળ આ મંત્ર છે.
( અમૃતલાલભાઇ )

चरक— १ घ्राणात्प्रवृत्ते रुधिरे–नस्यं....दूर्वास्वरसस्य चैव । चि. अ. ५
२ विसर्पे–दूर्वास्वरससिद्धश्च घृतं स्याद् व्रणरोपणम् ॥
चि. अ. ११

शोढल— ३ पैत्तिकच्छर्द्याम्–(१) पित्तच्छर्दिंव्रजेद्दूर्वातण्डुलोदकपानतः ॥
(२) दूर्वा पिबेत्तण्डुलवारिणा वा तस्य प्रशान्तिं समुपैति वान्तिः ॥

४ कच्छूविचर्चिकापामादिषु–स्वरसेन तु दूर्वायाः पचेत् तैलं चतुर्गुणम् । कच्छूं विचर्चिकां पामामभ्यंगादेव नाशयेत् ॥

५ शीतपित्ते–दूर्वानिशायुतो लेपः कच्छूपामाविनाशनः । कृमिदद्रु-हरश्चैव शीतपित्तापहः स्मृतः ॥

सुश्रुत— ६ रक्तपित्ते–लिह्याच्च दूर्वावटजांश्च पल्लवान् । मधुद्वितीयान्....॥

चक्रदत्त— ७ आर्त्तवलाभाय–दूर्वायाः पिष्टकं प्राश्य वनिता त्वार्त्तवं लभेत् ।
( योनिव्यापच्चि० )

भावप्रकाश— ८ मूत्राघाते–गोजानाम्नो मूलं (?) पलमेकं क्वथितशोषितं पीतम् ।
क्षिप्त्वा मधु च सितञ्च प्रणुदति मूत्रस्य संरोधम् ॥

**વર્ણન**—ધ્રો એ ઘણું જાણીતું ઘાસ છે. એ આખા હિંદુસ્તાનમાં સર્વત્ર થાય છે. એ ઘાસ ગાંઠે ગાંઠે મૂળીયાં મૂકી વધતું જાય છે. ભીનાશવાળી જગોએ આ બહુ થાય છે. બાગબગીચામાં ધ્રો શોભા માટે ઉછેરવામાં આવે છે. આ ઘાસ એટલું તો નરમ, મીઠું, અને પૌષ્ટિક છે કે તે બીજાં તમામ ઘાસ કરતાં ઢોરના ચારા તરિકે પહેલે નંબરે ગણાય છે. સફેદ ધ્રો પણ લીલી ધ્રો સાથે ઉગેલી જોવામાં આવે છે. એનો વિસ્તાર ઘણો વધે છે એટલે એનું એક નામ અનંતા છે. ગંડદૂર્વા એ ગાંઠેરી ધ્રો છે.

## વૈદ્યકમાં ધ્રોનો ઉપયોગ

ચરક— ૧ નાકમાંથી લોહી પડતું હોય તો–ધ્રોનો સ્વરસ નાકમાં નાખવો. ચિ. અ. ૫.

૨ રતવામાં–દૂર્વાના સ્વરસમાં પકાવેલું ઘી ઉત્તમ વ્રણરોપણ છે. ચિ. ૧૧.

શોઢલ— ૩ પિત્તની ઉલટીમાં–ધરોનો રસ, ચોખાના ધોવણ સાથે પીવાથી ઉલટી બંધ થઈ જાય છે.

૪ **ખસ, ખુજલી વિગેરે રોગોમાં**–દૂર્વાના સ્વરસમાં ૪ ઘણું તેલ પકાવી લેવું. એ તેલથી ખુજલી, ખસ, ઉંદરી વિગેરે મટી જાય છે.

૫ **શીળવામાં**–ધ્રોનો રસ અને હળદર–એ બેનો લેપ કરવાથી કચ્છૂ, પામા, કૃમિ, દાદર, શીળવા વિગેરે મટે છે.

**સુશ્રુત**— ૬ **રક્તપિત્તમાં**–ધ્રોનો રસ અને વડના પાનનો રસ મધ સાથે પીવો. ઉ. અ. ૪૫.

**ચક્રદત્ત**— ૭ **આર્તવ આવે એ માટે**–દૂર્વાનું ચૂર્ણ હમેશાં લેવાથી (રસ મળે તો ઘણો સારો) સ્ત્રીને નાવણ સાફ આવે છે.

**ભાવપ્રકાશ**— ૮ **મૂત્રાઘાતમાં**–૧ પલ દૂર્વાનાં મૂળને ૧૬ ઘણા પાણીમાં ઉકાળી લઇને, અષ્ટમાંશ પાણી બાકી રહે એટલે ગાળી લઈ, તેમાં સાકર અને મધ નાખીને પીવાથી અટકેલો પેશાબ છુટી જાય છે.

**વક્તવ્ય**—ચરકે વર્ણ્ય અને પ્રજાસ્થાપન દશેમાનિમાં દૂર્વાનો ઉલ્લેખ કરેલો છે. વર્ણ્યદશેમાનિમાં "સિતાલતા" શબ્દ વપરાયલો છે. **ચક્રપાણિ** લખે છે કે–"सिता श्वेतदूर्वा, लता श्यामदूर्वा।" સિતા અને લતા બે ભિન્ન ભિન્ન ન ગણીએ તો દશ વસ્તુ થતી નથી. નિઘંટુઓમાં લતા શબ્દનો અર્થ શ્યામદૂર્વા ક્યાંયે જોવામાં નથી આવતો. ધ. નિઘંટુના મત પ્રમાણે સફેદ દૂર્વાને જ 'સિતાલતા' કહેલી છે–"श्वेतदूर्वा तु गोलोमी श्वेतदण्डा सितालता". રાજનિઘંટુએ દૂર્વાની ચાર જાતો ગણાવેલી છે. અમરકોષમાં દૂર્વા અને શ્વેતદૂર્વા બેનો જ ઉલ્લેખ છે.

**સુશ્રુત** પિત્તશોફમાં લેપ તરિકે બીજાં દ્રવ્યો સાથે દૂર્વાને યોજે છે (સૂ. ૩૭–૪). તે પિત્તસંશમનવર્ગમાં દૂર્વા ગણાવે છે (સૂ. ૩૯–૮). કટુ ઔષધોના અનુપાનમાં 'दूर्वानलवचासवः' કહેલું છે (સૂ ૪૬–૪૩૨). બચ્ચાં માટેના 'वपुर्मेधाबलबुद्धिविवर्धनाः' એવા યોગો કહેલા છે તેમાં એક યોગમાં 'हेमचूर्णानि कैटर्यः श्वेतादूर्वा घृतं मधु'–છે અર્થાત્ સફેદ દૂર્વા બલબુદ્ધિવર્ધક છે. શુક્રમેહવાળાને 'दूर्वाशैवलप्लवहठकरंजकसेरुकषाय' પાવાનો કહેલો છે. આથી દૂર્વા મૂત્રલ છે એ સિદ્ધ થાય છે. આંખ લાલ થઇ હોય તો ગૈરિક, સારિવા અને દૂર્વા, યવ અને ઘૃત વિગેરેનો પ્રલેપ હિતાવહ છે એમ જણાવેલું છે (ઉ. ૧૭–૮૭). મૂત્રાઘાતમાં સુશ્રુતે સહસ્રવીર્યા યોજેલી છે (ઉ. ૫૮–૫૯). વ્રણિતોપાસનીય અધ્યાયમાં "....शतवीर्यां सहस्रवीर्यां शिरसा धारयेत्"–આમ કહેલું છે. ડલ્હણ સહસ્રવીર્યાને શ્વેતદૂર્વા અને અને શતવીર્યાને શતાવરી કે સફેદધ્રો ગણાવે છે. શું ધ્રોમાં જંતુઘ્ન ગુણો હશે ?

'अत ऊर्ध्वं गर्भस्थापनानि व्याख्यास्यामः' એમ કહીને એ લીસ્ટમાં શતવીર્યા અને સહસ્રવીર્યા પણ ગણાવે છે; અને આ ઔષધિઓને શિર ઉપર અથવા હાથ ઉપર બાંધવાની ભલામણ કરે છે ( શા. ૮-૩૮ ). કુમાર માટે રાખેલી ધાત્રીને પણ શતવીર્યા અને સહસ્રવીર્યા ધારણ કરવાનો આદેશ કરેલો છે. ( શા. ૮-૧૧૮ ). રાજયક્ષ્માના ઉત્સાદન ચૂર્ણમાં શતવીર્યા યોજેલી છે.

( ચિ. ૮-૧૭૧. )

દૂર્વાને ગોલોમી કહેવાનું શું પ્રયોજન હશે ?

કોઠે રતવા હોવાને લીધે કે બીજા કોઈ કારણને લઈને સ્ત્રીઓને બચ્ચાં જીવતાં નથી તો તેવા કેસોમાં ગર્ભપાલ રસ સાથે દૂર્વાનો રસ તોલો ૧ હમેશાં પીવડાવવાથી ઘણો જ સારો ફાયદો થાય છે. ગર્ભાશયનો કોઇપણ રોગ દૂર કરીને તે પ્રજાનું સ્થાપન કરશે એ નિઃસંસય છે.× મારા ગુરૂવર્ય સુ. શ્રી અમૃતલાલભાઇએ એક વહોરીને દૂર્વાનો રસ પીવાડીને છોકરાં જીવાડી આપ્યાં છે.

**Actions & Uses**—Demulcent, astringent, and acid; used in checking vomiting. As a diuretic it is given in dysuria and as an astringent in epistaxis and to stop bleeding from wounds. It is used as a substitute for triticum repens.

(R. N. Khory II p. 640)

**નવ્યમત**—ઘામાં લોહી નીકળતું હોય તો ધરોની લુગદી બાંધવાથી બંધ પડી જાય છે. ( યુ. સી. દત્ત ). આમાતિસાર અને લોહીવાના રોગોમાં બીજી દવાઓ સાથે ધરો કોંકણ તરફ વપરાય છે. ( ડીમક ).

આંગળીઓનો વચલો ભાગ કહોવાઈ જાય છે એમાં આ છોડની બનાવટનો સંતાલ લોકો ઉપયોગ કરે છે. ( કેમ્પબેલ ). તાજો રસ ગ્રાહી છે; તાજા ઘામાં તે ઉપયોગી છે. રસ મૂત્રલ હોવાથી શોથ, ઉદરમાં વપરાય છે; ગ્રાહી હોવાથી અતિસાર અને મરડામાં વપરાય છે. ( થૉર્નટન ). શરદીથી આંખો દુખવા આવી હોય તેમાં તાજો રસ ઉપયોગી છે. પેસાબ વાટે લોહી પડતું હોય તેમાં તે ઘણો ઉપયોગી છે. ( ડૉ. હાઉસ્ટન ).

દરો જ્વરઘ્ન છે અને ખસ ઉપર પણ ચોપડાય છે. ( ડૉ મૅકકોનેઘી ). મ્હેસુર તરફ મૂલીયાંનો ક્વાથ સેકંડરી સીફીલીસમાં વપરાય છે. ( ડૉ. નૉર્થ ). દૂર્વાનો શીતકષાય દુઝતા હરસનું લોહી અટકાવે છે. હું ઘણું કરી દુધ સાથે તે પીવાડું છું. ( ડૉ. આર. એલ. દત્ત ).

× કોઇ કોઈ સ્થળે દૂર્વાના **સર્પાક્ષી, મીનાક્ષી** પર્યાયો પણ જોવામાં આવે છે. દૂર્વાનો **ગર્ભાસ્થાપન** ગુણ વેદકાળથી જાણીતો છે.

મૂળીયાંનું ચૂર્ણ દહીં સાથે જુના પરમીયામાં ૨ પ્રવાહી ડ્રામની માત્રામાં અપાય છે. ( ડૉ. મૅક કલૉધી. )

ઇન્ડીયન મૅડીસીનલ પ્લૅંટ્સ–પા. ૧૩૭૭.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૭૦૬; રૂ. નિ. પા. ૩૬૭; Watt II p. 678; Indi. Medi. Plants p. 1376.

---

## ૪૦૯ કોદરો.

**N. O. Gramineæ.**

**નામો**—कोद्रवः, कोरदूषः, उद्दालकः, वनकोद्रवः (સંસ્કૃત); કોદરા (ગુજરાતી); Paspalum scrobicutalium–પૅસ્પેલમ્ સ્કૅાબીક્યુટેલીયમ્ ( લેટીન ).

ગુણાઃ— कोद्रवो वातलो ग्राही हिमः पित्तकफापहः ।
उद्दालस्तु भवेदुष्णो ग्राही वातकफोभृशम् ॥

॥ भा॰ प्र॰ ॥

कोद्रवो मधुरस्तिक्तो व्रणीनां पथ्यकारकः ।
कफपित्तहरो रूक्षो मोहकृद्वातलो गुरुः ॥

॥ रा. नि. ॥

कोद्रवो बद्धविण्मूत्रो वातलो लेखनो लघुः ।
विषपित्तकफामघ्नो कषायो रक्तपित्तजित् ॥
स्पर्शशीतः परं ग्राही मधुरो रूक्षशीतलः ।
उद्दालकस्तु वीर्योष्णो लेखनो वातलो लघुः ॥
रूक्षः स्वादुः कषायश्च श्लेष्मजिद्बद्धमूत्रवित् ॥

॥ शोढलः ॥

सुश्रुत— १ दारुणके-क्षालने कोद्रवतृणक्षारतोयम् ॥ चि. २०–२९

**વર્ણન**—કોદરા એ ક્ષુદ્ર ધાન્ય ગણાય છે. બંટી, આવટો, કોદરા–એ બધાનું ગુજરાતમાં વાવેતર કરવામાં આવે છે. ગરીબ લોકો બંટી અને કોદરા ભેગા કરીને ગુજરાતમાં–ખાસ કરીને પંચમહાલમાં ખાય છે. કોદરા જો મીણા હોય તો તેનું ઝેર ચઢે છે અને માણુસ તેમજ પશુ તે ખાધાથી મરણ પામે છે.

### વૈદ્યકમાં કોદરાનો ઉપયોગ

સુશ્રુત— ૧ ખોડામાં–માથામાં ખોડો થયો હોય તો કોદરાના છોડને બાળીને તેની રાખમાંથી ક્ષાર કાઢી લેવો. તે ક્ષારનું પાણી માથામાં નાખવાથી ખોડો મટે છે. ચિ. ૨૦–૨૯.

वक्तव्य—સુશ્રુતમાં કોદરાના ગુણ નીચે પ્રમાણે છેઃ—

उष्णाः कषायमधुरा रूक्षाः कटुविपाकिनः ।
श्लेष्मघ्नाः बद्धनिष्यन्दाः वातपित्तप्रकोपणाः ॥
कषायमधुरस्तेषां शीतः पित्तापहः स्मृतः ।
कोद्रवश्च सर्नीवारः श्यामाकश्च सशान्तनुः ॥

सू. ४६-२२, २३

સુશ્રુતે કુધાન્ય વર્ગમાં ગણાવ્યું છે. વિરૂક્ષણ અને છેદનીય દ્રવ્યોમાં સુશ્રુતે તેને ગણાવેલું છે ( सू. १५-३८ ). સર્વ પ્રાણીને હિત એવા ખોરાકમાં कोद्रव ગણાવેલું છે ( सू. २०-५ ). ઉરૂસ્તંભમાં કોદરાને ખોરાક તરિકે ગણાવ્યું છે ( चि. ५-३७). ચરકમાં પણ શૂકધાન્યવર્ગમાં તેનો ઉલ્લેખ છે. ઉદરની શસ્ત્રક્રિયા પછી ' अतःपरं....भोजयेत् । श्यामाकं कोरदूष्यं वा क्षीरेण लघु भोजनम् ' એમ જણાવેલું છે. " व्रणीनां पथ्यकारकः "-એ આ જોતાં સાર્થક છે. उद्दालकः आरण्यकोद्रवः ( ડલ્હણ ) અર્થાત્ ઉદ્દાલક એટલે જંગલી કોદરા. ભીણા કોદરાનું ઝેર ચઢયું હોય તો ભુરા કોળાનો રસ મધ નાખીને પીવાનું ચક્રદત્તે લખેલું છે. ( જુઓ ' કુષ્માંડ ').

ઉલ્લેખ—વ. શા. પા. ૬૯૫; રૂ. નિ. પા. ૬૭૬; Watt VI part I p. 111.

---

## ૪૧૦ વાંસ.

### N. O. Gramineæ.

નામો—वंशः, वेणुः कीचकः, शतपर्वा, यवफलः, त्वक्सारः ( સંસ્કૃત ); વાંસ ( ગુજરાતી ); બાંસ, વેળૂ ( મરાઠી ); બાંસ, લકડી વાંસ ( હિંદી ); બાંશ ( બંગાલી ); Bamboo cane-બેમ્બુ કેન ( અંગ્રેજી ); Dendrocalamus strictus-ડેન્ડ્રોકેલેમસ સ્ટ્રીક્ટસ્ ( લેટીન ).

गुणाः—

वंशस्त्वम्लः कषायश्च कटुतिक्तश्च शीतलः ।
मूत्रकृच्छ्रप्रमेहार्शःपित्तदाहास्रनाशनः ॥
वंशो व्रणास्रसंहारो भेदनः सकषायकः ।
वंशश्च शूलकफकृत् विष्टम्भि श्लेष्मवातलः ॥

॥ ध. नि. ॥

वंशौ त्वम्लौ कषायौ च किञ्चित्तिक्तौ च शीतलौ ।
मूत्रकृच्छ्रप्रमेहार्शःपित्तदाहास्रनाशनौ ॥
विशेषो रन्ध्रवंशस्तु दीपनोऽजीर्णनाशनः ।
रुचिकृत् पाचनो हृद्यः शूलघ्नो गुल्मनाशनः ॥
**करीरं** कटुतिक्ताल्पं कषायं लघु शीतलम् ।
पित्तास्रदाहकृच्छ्रघ्नं रुचिकृत् पर्वनिर्गुणम् ॥

॥ रा. नि. ॥

वंशः सरः हिमः स्वादुः कषायो बस्तिशोधनः ।
छेदनः कफपित्तघ्नः कुष्ठास्रव्रणशोफजित् ॥
तत्'**करीरः**' कटुः पाके रसे रूक्षो गुरुः सरः ।
कषायः कफकृत् स्वादुः विदाही वातपित्तलः ॥
**तद्यवास्तु** सरा रूक्षाः कषायाः कटुपाकिनः ।
वातपित्तकरा उष्णा बद्धमूत्राः कफापहाः ॥

॥ भा. प्र ॥

'त्वचिसारशिफा' ज्ञेया मूत्रकृच्छ्रनिवारिणी ॥

॥ **कश्चित्** ॥

**वंशरोचनगुणाः**—कषाया मधुरा तिक्ता कासघ्नी वंशलोचना ।
मूत्रकृच्छ्रक्षयश्वासहिता बल्या च बृंहणी ॥

॥ ध. नि ॥

स्याद्वंशरोचना रूक्षा कषाया मधुरा हिमा ।
रक्तशुद्धिकरी तापपित्तोद्रेकहरा शुभा ॥

॥ रा. नि. ॥

वंशजा बृंहणा बल्या वृष्या स्वाद्वी च शीतला ।
रूक्षकषायपित्तघ्नी दुष्टशोणितशोधिनी ॥
तृष्णाकासज्वरश्वासक्षयपित्तास्रकामलाः ।
हरेत्कुष्ठं व्रणं पाण्डुं दाहनुत् वातकृच्छ्रजित् ॥

॥ भा. प्र. ॥

चरक— १ अर्शःसु—....वेणूनां....।....पत्राण्युत्क्वाथ्य शूलार्त्तं स्वभ्यक्तमवगाहयेत् ॥ चि. अ. ९–४९

भावमिश्र— २ श्वविषे-....शिफा पेया क्षीरेण परिपेषिता । अंकोटवंशजा वापि श्वविषघ्नी प्रयत्नतः ॥

सुश्रुत— ३ रक्ताभिष्यन्दे-वंशस्य मूलेन रसक्रियां वा वर्तीकृतां ताम्रकपालपक्काम् ॥ उ. १२-४९

## વૈદ્યકમાં વાંસનો ઉપયોગ

ચરક— ૧ હરસમાં-વાંસના પાનના કવાથમાં હરસવાળાને અવગાહન કરાવવું. ચિ. ૯-૪૫.

ભાવપ્રકાશ—૨ કુતરાના ઝેરમાં-વાંસની જડ દુધમાં વાટીને પીવાથી કુતરાનું ઝેર ઉતરી જાય છે.

સુશ્રુત— ૩ આંખ દુખવા આવી હોય તો-લાલ લાલ થઇ ગઇ હોય તો-વાંસના મૂળની રસક્રિયા મધમાં ઘસીને આંખમાં આંજવી.

ઉ. ૧૨-૪૯.

वक्तव्य—ચરકની દશેમાનિમાં વાંસનો ઉલ્લેખ નથી. વેણુયવ (વાંસનાં પુલ-બીજ) માટે ચરક નીચે પ્રમાણે લખે છે-

रूक्षः कषायानुरसो मधुरः कफपित्तहा ।
मेदःक्रिमिविषघ्नश्च बल्यो वेणुयवो मतः ॥

सू. २७-१९

વેણુકરીર માટે સુશ્રુત આમ લખે છે—

वेणोः करीराः कफला मधुरा रसपाकतः ।
विदाहिनो वातकराः सकषाया विरूक्षणाः ॥

स. ४६-२९२

આથી સ્હેજ ઉપર સુશ્રુતમાં-वंशकरीरप्रभृतीनि कफहराणि सृष्टमूत्रपुरीषाणि (सू. ४६-२९०) આમ કહેલું છે.

સુશ્રુતે કુધાન્યવર્ગમાં વેણુયવ ગણાવ્યા છે સર્વ પ્રાણીને યોગ્ય એવા આહારવર્ગની ગણત્રીમાં પણ વેણુયવ ગણાવ્યા છે. મહાકુષ્ઠમાં જવનો જેવો પ્રયોગ બતાવ્યો છે તેવી જ રીતે 'વેણુયવ'નો પ્રયોગ બતાવેલો છે. (જુઓ. चि. ૧૦-૫). સુશ્રુતે આંખનાં બે અંજન વાંસના વાસણમાં (वंशभाजने) ભરવાનાં કહેલાં છે (ઉ. ૧૯-૯-૨૦). અંજનમાં વાંસનાં પાન વપરાયલાં જણાય છે (ઉ. ૧૨-૩૫). અર્ધાવભેદકમાં (આધાશીશીમાં) वंशमूलककर्पूरैः अवपीडम् प्रयोजयेत् આવો

પ્રયોગ છે. નવાઇ જેવી વાત તો એ છે કે સુશ્રુતમાં વાંસકપુર (વંશલોચના) શબ્દ જ નથી. 'તુગાક્ષીરી 'તો છે, પણ ખાંસીમાં વપરાયલું ક્યાંયે જોવામાં નથી આવતું ( ઉ. ૫૨–૧૬ અને ૨૧ શ્લોકોમાં તુગાક્ષીરી અને વેણુનો ઉલ્લેખ છે એટલું જ ). ખાંસીમાં ધુમાડો લેવાનો કહ્યો છે તેમાં વંશત્વક્નો ઉલ્લેખ છે ( ઉ. ૫૨–૨૧ ). વિષમાં વાંસનો ઉલ્લેખ એક જ જગોએ સુશ્રુતમાં જણાય છે ( क. ૫–૭૮ ).

ચરકમાં વિષના પ્રકરણમાં વંશત્વક્ના બે વખત ઉલ્લેખ છે. ગ્રંથિવિસર્પમાં " वंशपत्राणि अग्निमंथं कुर्यात् ग्रन्थिप्रलेपनम् " ( ચિ. ૧૧–૧૨૫ ) આવો ઉલ્લેખ છે. સ્વેદના અધ્યાયમાં વાંસનાં પાન યોજાયલાં જણાય છે ( सू. ૧૪ ). વાંસકપુર ખાંસીમાં વપરાયલું જણાતું નથી.

વાંસ વિષે લંબાણ વિવેચન માટે જુઓ "વનસ્પતિશાસ્ત્ર"

**Actions and Uses**—The leaves are emmenagogue. Tabashir is stimulant, tonic, cooling, and pectoral, and used in cough, consumption, asthma and fever. In combination with other astringent medicines it is given in chronic dysentery and internal hæmorrhage. The young shoots are used as a vegetable and made into pickles. A decoction of bamboo joints is said to increase the flow of lochia after delivery. The juice of leaves with aromatics is given in hæmatemesis. Older and dried stems of bamboo are used as splints in fracture.

R. N. Khory. II p. 639.

**ભાવાર્થ**–વાંસનાં પાન આર્તવ સાફ લાવનાર છે. વાંસકપુર ઉત્તેજક, બલ્ય, શીત અને ઉરોગત શ્લેષ્મરોગમાં હિતકર છે. એ કફરોગ, ક્ષય, શ્વાસ, જ્વર વિગેરેમાં ઉપયોગી મનાયલું છે. બીજી ગ્રાહી દવાઓની સાથે તે જુના મરડામાં અને અંદરના રક્તસ્રાવમાં અપાય છે. કોમળ પાનનું અથાણું કરવામાં આવે છે. વાંસની ગાંઠોનો કવાથ પ્રસવાન્તસ્રાવ ( પ્રસવ પછી સૂતિકાના યોનિમાર્ગમાંથી જે પાણી જેવો સ્રાવ વહ્યા કરે છે તે ) વધારનારો છે. રક્તવમનમાં સુગંધી દ્રવ્યો સાથે વંશપત્રસ્વરસ ઉપયોગી છે. જુના વાંસનાં ખપાટીયાં અસ્થિભગ્નમાં સ્પ્લીંટ્સ તરિકે ઉપયોગી છે.

ખોરી. ભા. ૨. પા. ૬૩૯.

**ઉલ્લેખ**—વ. શા. પા. ૭૧૦; રૂ. નિ. પા. ૩૬૫; Watt III p. 72; Indi. Medi. Plants p. 1384.

## ૪૧૧ શેરડી.

**N. O. Gramineæ.**

**નામો**—इक्षुः ( સંસ્કૃત ); શેરડી ( ગુજરાતી ); ઉંસ ( મરાઠી ); ઉખ્, ગન્ના ( હિંદી ); આક્ ( બંગાલી ); Sugar cane—સુગર કેન ( અંગ્રેજી ); Saccharum Officinarum–સૅકેરમ્ ઑફીસીનેરમ્ ( લેટીન ).

**परिचयज्ञापिका संज्ञा**—खड्गपत्रकः, सुरसः, बहुरसः, गुडकाष्ठः, तृणाधिपः, मृत्युपुष्पकः, पर्वयोनिः ॥

**गुणाः**—
इक्षुःसरो गुरुः स्निग्धो बृंहणः कफमूत्रजित् ।
वृष्यः शीतः पवनजित् भुक्ते वातप्रकोपनः ॥
अतीव मधुरो मूले मध्ये मधुर एव च ।
अग्रे त्वक्षि च विज्ञेय इक्षूणां लवणो रसः ॥
इक्षुयुग्मं रसे स्वादु पित्तघ्नं वृष्यशीतलम् ।
वृष्यः शीतोष्णपित्तं शमयति मधुरो बृंहणःश्लेष्मकारी
स्निग्धो हृद्योऽथ बल्योऽप्यतिशमनपरो मूत्रशुद्धिं करोति ।
मेदोवृद्धिं विधत्ते शमयति च मलं तर्पणं चेन्द्रियाणाम् ॥
दन्तैर्निष्पीडिच साक्षादमृतमयरसं भक्षयेत् इक्षुदण्डम् ॥
भक्षयेत् इक्षुकं काले भोजनस्याग्रतो नरः ।
स्वभावान्मधुरो ह्येप भुक्ते वातप्रकोपनः ॥

॥ ध. नि. ॥

**ग्रन्थान्तरे**—गुरुः श्लेष्मप्रदो वातरक्तपित्तविनाशनः ।
शर्करासमवीर्यस्तु 'दन्तनिष्पीडितो रसः' ॥
गुरु विदाही विष्टम्भी यंत्रकस्तु प्रकीर्त्तितः ।
पक्वो गुरूरसः स्निग्धो सुतीक्ष्णः कफवातनुत् ॥
इक्षवः पञ्चधा प्रोक्ता नानावर्णगुणान्विताः ।
**सितःपुण्ड्रः करङ्केक्षुः कृष्णो रक्तश्च** ते क्रमात् ॥

.... .... .... ....

अभुक्ते पित्तहाश्चैते भुक्ते वातप्रकोपनाः ।
भुक्तमध्ये गुरुतरा इतीक्षूणां गुणास्त्रयः ॥

॥ रा. नि. ॥

॥ अथ इक्षुविकाराणाम् गुणाः ॥

१ फाणितगुणाः—इक्षो रसस्तु यः पक्कः किञ्चिद्गाढो बहुद्रवः।
स एवेक्षुविकारेषु ज्ञातः फाणितसंज्ञया ॥
फाणितं गुर्वभिष्यन्दि बृंहणं कफशुक्रकृत्।
वातापित्तश्रमान् हन्ति मूत्रबस्तिविशोधनम्।

२ मत्स्यण्डीगुणाः—इक्षुरसो यः संपक्को घनः किञ्चित् द्रवान्वितः।
मन्दं यत् स्यन्दते तस्मात् मत्स्यण्डीति निगद्यते ॥
मत्स्यण्डी भेदिनी बल्या लघ्वी पित्तानिलापहा।
मधुरा बृंहणी वृष्या रक्तदोषापहा स्मृता ॥

३ गुडगुणाः—इक्षोरसः यः संपक्को जायते लोष्ट्रवद्दृढः।
स गुडो गौडदेशे तु मत्स्यण्ड्येव गुडो मतः ॥
गुडो वृष्यो गुरुःस्निग्धो वातघ्नो मूत्रशोधनः।
नातिपित्तहरो मेदःकफक्रिमिबलप्रदः ॥

नवीनगुडगुणाः—गुडो नवः कफश्वासकासक्रिमिकरोऽग्निकृत् ॥

पुराणस्य गुणाः—गुडो जीर्णो लघुःपथ्योऽनभिष्यन्द्यग्निपुष्टिकृत्।
पित्तघ्नो मधुरो वृष्यो वातघ्नोऽसृक्प्रसादनः ॥
श्लेष्माणमाशु विनिहन्ति सदार्द्रकेण।
पित्तं निहन्ति च तदेव हरीतकीभिः।
शुंठ्या समं हरति वातमशेषमित्थम्।
दोषत्रयक्षयकराय नमो गुडाय ॥

४ खण्डगुणाः—खण्डन्तु मधुरं वृष्यं चक्षुष्यं बृंहणं हिमम्।
वातपित्तहरं स्निग्धं बल्यं वान्तिहरं परम् ॥

५ शर्करागुणाः—खण्डन्तु सिकतारूपं सुश्वेतं शर्करा सिता।
सिता सुमधुरा रुच्या वातपित्तास्रदाहहृत्।
मूर्च्छाच्छर्दिज्वरान् हन्ति सुशीता शुक्रकारिणी ॥

॥ भा. प्र. ॥

चरक— १ मूत्रकरत्वे—इक्षुः मूत्रजननानाम् ॥ सू. २५

२ रक्तपित्ते—मधूदकस्येक्षुरसस्य चैव।
पानाच्छमं गच्छति रक्तपित्तम् ॥ चि. अ. ४

३ घ्राणमार्गात् रक्तस्रुतौ–द्राक्षारसस्येक्षुरसस्य नस्यम् ॥
चि. ४—९८ ॥

४ ग्रहण्याम् सुश्रुत–तद्वत् द्राक्षेक्षुखर्जूरस्वरसान् आसुतान् पिबेत् ॥
चि. अ. १९–१४९

सुश्रुत— ५ पाण्डुरोगे—धात्रीफलानां रसमिक्षुजञ्च मन्थं पिबेत् क्षौद्रयुतं हिताशी ॥ उ. ४४–१८

६ क्षतोत्थे कासे—क्षतोत्थे पिबेत् घृतञ्चेक्षुरसे विपक्कम् ॥ उ. ५२

७ विसर्पे—कुर्यात्....सशर्करैः इक्षुरसैश्च सेकान् ॥ चि. १७–९

## વૈદ્યકમાં શેરડીનો ઉપયોગ.

ચરક— ૧ પેસાબ વધારવા માટે–શેરડીનો રસ પીવાથી પેસાબ વધારે આવે છે. પેસાબ વધારનારી જે વસ્તુઓ છે તેમાં શેરડી ઉત્તમ છે. સૂ. ૨૫.

૨ રક્તપિત્તમાં–શેરડીનો રસ પીવાથી રક્તપિત્ત મટે છે.
ચિ. ૪–૭૭

૩ નસ્કોરી ફુટી હોય તો–શેરડીના રસનાં નાકમાં ટીપાં નાખવાં. ચિ. ૪–૯૮

૪ સંગ્રહણીમાં–શેરડીનો રસ ૦ાા મણ લેવો. અર્ધોઅર્ધ રસ બાળી નાખવો. બાકી રહેલા ૧૦ શેર રસમાં ૨ાા શેર મધ નાખી (ઠંડુ પડે એટલે) એક બરણીમાં ભરી લેવું અને મ્હોઢું બરાબર સીડી લેવું. બરણી ધાન્યના ઢગલામાં રાખી મૂકવી. ૧ માસ પછી આ રસનો ઉપયોગ કરવો. સંગ્રહણી માટે સારો છે. ચિ. ૧૯–૧૪૯

સુશ્રુત— ૫ પાંડુરોગમાં–શેરડીના રસનો મંથ પીવો અને હિત ખોરાક ખાવો. ઉ. ૪૪–૧૮

૬ ઉરઃક્ષત અને ખાંસી હોય તો–શેરડીના રસમાં સિદ્ધ કરેલું ઘી હમેશાં ખાવું. ઉ. ૫૨

૭ રતવામાં–શેરડીનો રસ સ્હેજસાજ ગરમ કરીને, રતવાવાળા ભાગ ઉપર સેચન કરવો. ચિ. ૧૭–૯

**વક્તવ્ય**—કંઠ્ય, શ્રમહર અને શુક્રશોધન દશેમાનિમાં ચરકે ઇક્ષુનો ઉલ્લેખ કરેલો છે. વમનોપગ તરિકે શેરડી ગણાવેલી છે. વાજીકરણમાં 'ઇક્ષુમૂલ' વપરાયલાં છે (ચિ. ૨–૨૩). પિત્તગુલ્મમાં હરડે અને શેરડીના રસમાં પકાવેલું

ઘી ગુલ્મઘ્ન તરિકે ગણાવેલું છે (चि. ૫–૧૧૮). ઉદરમાં पिबेच्चेक्षुरसं चानु जठराणां निवृत्तये ( चि. ૧૮–૧૬૨ ) અને છર્દિમાં जलं पिबेद्वा इक्षुरसम् ( चि. ૨૩–૨૯ ) એવા પ્રયોગ છે.

પાંડુમાં आरग्वधं रसेनेक्षोः पिबेन्ना कामलावहम् એ પ્રયોગ છે. મૂત્રજનન હોવાથી અશ્મરીમાં खादेत् इक्षुं विदारीं त्रपुषाणि चैव ( चि. ૨૬–૭૧ ) પ્રયોગ છે. સ્વરભેદમાં द्राक्षाविदारीक्षुरसाः सघृतक्षौद्रशर्कराः ( चि. ૨૬–૨૮૩ ) એ પ્રયોગ છે.

સુશ્રુત જણાવે છે કે मधुरश्चेक्षुरसो वातं वर्धयति, शीतवीर्यत्वात् (सू. ૪૦–૫). પિત્તાભિષ્યન્દમાં ઈક્ષુરસનો ઉપયોગ નસ્ય, પ્રતિમર્ષ, અવપીડન, સેચન વિગેરેમાં કરવા સૂચના છે ( ઉ. ૧૦–૪, ૫ ). રકતાભિષ્યન્દમાં વર્ણવેલું પાટલ્યાદિ અંજન શેરડીના રસમાં મર્દન કરવાનું કહેલું છે. બીજાં દ્રવ્યો સાથે મૂત્રાઘાતમાં એક જ વખત શેરડી ગણાવેલી છે ( ઉ. ૫૮–૪૭ ).

પ્રાચીન નિઘંટુઓમાં શેરડીની ઘણી જાતો ગણાવેલી છે પણ આ જમાનામાં તે ઉપયોગી નહિ હોવાથી અહીંઆં ગણાવી નથી. શેરડીમાંથી ગોળ અને ખાંડ શી રીતે બનાવે છે એ વર્ણન વાંચવું હોય તો સ્વ. કનૈયાલાલ દેકૃત 'Indigenous drugs of India' page 178. વાંચવું.

**Actions and Uses**—Preservative, demulcent, antiseptic, aperient, dietetic; sugar-cane increases the solubility of lime in water. It is used as a food and nutrient to adipose tissue, hence sugar or sugar-forming food is needed in health; absence of it in dietry leads to rapid emaciation. It is also diuretic, cooling, demulcent and laxative. As a refrigerant drink, it is given in biliousness and jaundice. It is a good remedy in cough, hiccough, aphthæ and hoarseness and locally in granulation of the eye-lids and cornea.

R. N. Khory. Part II p. 643.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 1366.

---

## ૪૧૨ કુતરી ઘાસ.

**નામો**—કુતરી ( ગુજરાત. કાઠિયાવાડ ); Setaria Glenca-સૅટેરીયા ગ્લેંકા ( લેટીન ).

**વર્ણન**—" આ ઘાસ ચોમાસે બીજાં ઘાસ ભેળું ઉગે છે. તે ૧ થી ૨ ફીટ ઉંચું થાય છે. એની ડાંડી સીધી કે જમીન તરફ આડી ઢળતી હોય છે.

તે એકલડાંડી હોય છે અથવા તેમાંથી શાખાઓ નીકળેલી હોય છે. ડાંડી લીસી, ચળકતી અને તેના ઉપર ઉભી હાંસો અને એક નીકવાળી હોય છે. તે જરા દબાયલી હોય છે. પાન તળીયે ભુંગળીવાળાં હોય છે. ભુંગળીના મુખ ઉપર વાળની પીંછી હોય છે. પાન ભુંગળીના મુખ આગળ સાંકડાં અથવા પહોળાં હોય છે. પાનની બન્ને સપાટી લીસી અથવા સૂક્ષ્મ સફેદ વાળવાળી હોય છે. પાનની કોર ખરસટ હોય છે. પાન ૪ થી ૧૮ ઇંચ લાંબાં અને ૦ા થી ૦ાા ઇંચ પહોળાં હોય છે. તે ટેરવા તરફ સાંકડાં થતાં જાય છે. ડાંડી અથવા શાખાઓને છેડે અકેક લોળીયું આવે છે; તે, અલબત્ત, કાંગની લોળ કે બાજરીની ડુંડી જેવું દેખાય છે. તે ઘણું કરી ઉભું અને અક્કડ હોય છે. તે ૧ થી ૭ ઇંચ લાંબું થાય છે. તેમાં ઘણાં સૂક્ષ્મ ફુલ હોય છે. આ દરેક ફુલની નીચેથીં અક્કડ ખરસટ સળીઓવાળા ઉપ-ઉપકોષ આવેલા હોય છે. આ સળીયો ઉપર પસરાતા અથવા ઉભા સૂક્ષ્મ કાંટા હોય છે જે વડે તે કપડાં વિગેરેને ચોંટી જાય છે. દાણાપરનાં ફોતરાં બહુધા લીસાં હોય છે. આ ઘાસને અંગ્રેજીમાં Pigeon or Bottle grass કહે છે." વનસ્પતિશાસ્ત્રના વિદ્વાનોએ આજ સુધી "કુતરી" નામના ઘાસની ૧૦ જાતો શોધી કાઢી છે. આની ત્રણ જાતો આખા હિંદુસ્તાનમાં થાય છે. બીજી જાતો Setaria intermedia અને S. verticillata છે. આ ઘાસને ઢોર ખાતાં નથી.

**વક્તવ્ય**—૧૯૧૨ મે. ના 'વૈદ્યકલ્પતરૂ'માં પહેલ વહેલું "સાપના ઝેરનો એક અકસીર ઇલાજ" એ મથાળા નીચેનું લખાણ 'મુંબાઇ સમાચાર' માંથી લેવામાં આવેલું છે. સાપના ઝેર ઉપરનો આવો સસ્તો અને સાદો ઉપાય વાંચીને 'વૈદ્યકલ્પતરૂ'ના તે જ અંકમાં રા. રા. મુ. જયકૃષ્ણભાઈએ "કુતરી કે કુકડી–એ કઇ વનસ્પતિ ?" એ મથાળા નીચે જે વાંચકો આ જાતના ઘાસને ઓળખતા હોય તેઓને તે ઘાસનો નમુનો તેમના ઉપર મોકલી આપવાની વિનંતી કરી હતી. ઘણા ઉત્સાહી સજ્જનોએ નમુનાઓ જયકૃષ્ણ-ભાઇને મોકલી આપ્યા હતા; જેને પરિણામે ૧૯૧૨ ના ઑગસ્ટના 'વૈદ્યકલ્પતરૂ' માં કુતરીનું લંબાણથી ઓળખાણ જયકૃષ્ણભાઇએ આપેલું હતું. તેના ઉપયોગ વિષે એ જ લેખમાં તેઓ લખે છે:—"આ સ્વસ્થાનના ખેડુ અને કોળી વિગેરે મજુર લોકો કુતરીની લોળ દાદર ઉપર ઘસી તે ઉપર તેનાં પાનનો રસ ચોપડે છે. તે બળે છે, પણ દાદર મટી જાય છે.

એનો રસ વીંછીના ડંખ ઉપર પણ ચોળે છે અને કહેવત છે કે "વીંછીનું ઓસડ કુંચી."

'ધન્વન્તરિ' ઑગસ્ટ–૧૯૧૨ના અંકમાં પાને ૩૨૨ મે "કાળા સાપના

ઝેરનો અકસીર ઇલાજ" એ મથાળા નીચે લખાણ છે કે:—"કુતરી નામનું ઘાસ કે જેનાં છોગલાં કપડાંને અડતાં જ ચોંટી જાય છે અને ચોમાસામાં ભીંતડાં તથા જમીન ઉપર પુષ્કળ ઉગે છે, તે ઘાસને મૂળ સહિત લાવી, જીવજંતુની લાળ વિગેરે તેની ઉપર ન હોય તે તપાસી તેને પથ્થર ઉપર બહુ બારીક લસોટવું. પછી તેનો રસ કપડેથી ગાળી લઈ શુદ્ધિ કે બેશુદ્ધિમાં પડેલા સાપના ઝેરવાળા દર્દીને તે રસ ગમે તે રીતે પાવો, શરીરે ચોળવો અને લસોટેલા કુચા ડંખ ઉપર મૂકી રાખવા, જેથી અવશ્ય ( આવરદા સબળ હોય તો ) સાપનું ઝેર ઉતરી જ જાય છે. ( રસ નવટાંક અગર પાશેર હોય તો પણ અડચણ નથી. )"

આવી રીતનો ઉપયોગ લખેલો જાહેર થયો હતો. એ પછી તો "વૈદ્યકલ્પતરૂ"માં ઘણા સજ્જનોએ પોતાના અનુભવો લખી મોકલ્યા હતા. એ બધા ઉપરથી સિદ્ધ થઈ ચૂકયું છે કે કુતરીનો રસ સાપના ઝેર ઉપર અકસીર ઈલાજ છે. પણ એનો રસ બારે માસ મળી શકે નહિ અને રસ એકલો ચોમાસામાં ભેગો કરી લીધો હોય તે બગડયા સિવાય રહી શકે એમ નથી માટે **સદ્ગત જટાશંકરભાઇએ** નીચે મુજબ સૂચના કરી હતી:—

"....જો રૅકટીફાઇડ સ્પીરીટમાં તે રસ મેળવીને રાખવામાં આવે તો બગડયા વિના રહી શકે, એમ અમારૂં માનવું છે. અને એવી રીતે રાખેલા આ રસનો અર્કના રૂપમાં સર્વ રીતે ઉપયોગ કરી શકાય. બીજો રસ્તો એ છે કે રસને પ્રથમ ધીમા તાપથી ઉકાળીને પાણીનો મોટો ભાગ બાળી નાખવો. પછી શીરા જેવો માવો રહે તેને સૂકવીને તેનો ગોળો વાળી રાખી મૂકવો. જરૂર પડે ત્યારે આ ગોળામાંથી પાવલીથી અરધાભાર કાઢીને પાણી મેળવીને રસ બનાવી લેવો.

"ત્રીજો રસ્તો એ છે કે કુતરી કે કુંતેલાના છોડને સૂકવીને ખાંડી એનો ભુકો શીશામાં ભરી રાખવો. જરૂર પડે ત્યારે તે ભુકો રૂ. ૧ થી ૨ ભાર થોડા પાણીમાં વાટીને કે ઉકાળીને તેનો ઉપયોગ કરવો.

"ચોથો રસ્તો એ છે કે કુતરીના ઘાસનો પુળો ઘરમાં રાખી મૂકવો. જરૂર પડે ત્યારે તે ઘાસને ખાંડી લઈ, તેના ચૂર્ણને ઉકાળી લઈ તે પાણીનો ઉપયોગ કરવો...."

અફસોસ છે કે આવા અમૂલ્ય છોડનો અર્ક કાઢીને પ્રતિષ્ઠિત ફાર્મસીએ આ અમૂલ્ય સેવાનો લાભ નથી ઉઠાવ્યો. ગળો, બીલી, કડાછાલ વિગેરેનાં પ્રવાહી ટીંકચર્સ બનાવનાર બેંગાલ કૅમીકલ ફાર્મસી જેવી પ્રતિષ્ઠિત ફાર્મસીને આની જાણ કરવામાં આવી હોત તો ડૉ. રૉય જેવા વિદ્વન્માન્ય રસાયણશાસ્ત્રીની

દેખરેખ નીચે આવા ઉપયોગી છોડનો અર્ક કાઢીને સમસ્ત દેશને પૂરો પાડી શકાત. હજી પણ વખત છે. પણ જો અર્ક કોઇ નહિ જ કાઢે તો ઉપર બતાવેલી રીતો પ્રમાણે કુતરી સંઘરી રાખવી હિતાવહ છે. ૧૯૧૨ ડીસેમ્બરના 'વૈદ્યકલ્પતરૂ'માં ત્રણચાર સજ્જનોએ કુતરી વાપરી જોઇને પોતાના સફળ અનુભવ નોંધાવેલા છે. આ નિઘંટુના વાંચકોએ નવરાશે 'વૈદ્યકલ્પતરૂ'ના પાછલા અંકો જોઇ લેવા.

૧૯૧૨ ઑગસ્ટના 'વૈદ્યકલ્પતરૂ'માં પણ સર્પ, વીંછી અને દાદર ઉપર આ કુતરીના જે જે અનુભવો આવેલા તે નોંધાયલા છે. રા. રા. વિદ્વાન્ વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી જેવાઓએ પણ દાદર ઉપર કુતરી કામ સારૂં કરે છે એમ કબુલ્યું છે. એમ્પ્રેસમીલ્સ (નાગપુર)ના સ્ટોર કલાર્ક ગૌરીશંકર મૂળશંકર જોષીએ પણ સર્પદંશ ઉપર કુતરીના રસે જે અદ્દ્ભુત કાર્ય કર્યું હતું તેની નોંધ લીધેલી છે.

આ બધા વાંચન ઉપરથી કુતરીના રસમાં કેટલો ગુણ છે તે વાંચકો જાણી શકશે. વીંછીના ડંખ ઉપર, સાપના ઝેર ઉપર, અને દાદર ઉપર આ ઘાસનો ઉપયોગ પૂરવાર થઇ ચૂકયો છે. આવી સાદી અને સસ્તી છતાંયે રામબાણ અને અમોઘ વનસ્પતિ આપણા પગ તળે છુંદાય પણ તેનો ઉપયોગ કોઇ ન જાણે એ કેટલી શરમની વાત ગણાય?

ઉલ્લેખ—વ. શા. પા. ૬૯૮; Watt VI part II p. 549.

---

## ૪૧૩ કુશ, કાશ.

### N. O. Gramineæ.

**કુશનાં નામો—कुशः**, दर्भः, यज्ञाङ्कुः, यज्ञभूषणः, मुनिग्रन्थः, सूच्यग्रः (સંસ્કૃત); દરભ, ડાભ (ગુજરાતી); દર્ભ (મરાઠી); Eragrostis cynosuroides—ઇરેગ્રૉસ્ટીસ સાઇનોસુરોઇડીસ્ (લેટીન).

**કાશનાં નામો—काशः**, इक्षुकांडः, चामरपुष्पः, कासेक्षुः, मुकांडः (સંસ્કૃત); કાસડો (ગુજરાતી); કાંસ (હિંદુસ્તાની); Saccharum Spontaneum—સૅકેરમ્ સ્પોન્ટેનીયમ્ (લેટીન).

**कुशस्य गुणाः**—दर्भः स्निग्धरसः स्वादुः कषायः कफपित्तहा ।
विसर्पदाहकृच्छ्रास्रतृष्णाबस्तिविकारनुत् ॥
कुशमूलं हिमं रुच्यं मधुरं पित्तनाशनम् ।
रक्तज्वरतृषाश्वासकामलादोषनाशकृत् ॥

दर्भौ द्वौ च गुणैस्तुल्यौ तथापि च सितोऽधिकः ।
यदि श्वेतकुशाभावः त्वपरं योजयेद् भिषक् ॥
॥ रा. नि. ॥

दर्भद्वयं त्रिदोषघ्नं मधुरं तुवरं हिमम् ।
मूत्रकृच्छ्राश्मरीतृष्णाबस्तिरुक्प्रदरास्रजित् ॥
॥ भा. प्र ॥

दर्भयुग्मं पवित्रं स्यान्मूत्रकृच्छ्रघ्नशीतलम् ।
रक्तपित्तप्रशमनं केवलं पित्तनाशनम् ॥
॥ ध. नि. ॥

चरक— १ व्रणशोधनार्थम्—....न्यग्रोधादिः बला कुशः । .... कषायाः शोधना मताः ॥ चि. १३—२

वृन्द— २ प्रदरे—कुशमूलं समुद्धृत्य पेषयेत्तण्डुलाम्बुना ।
एतत् पीत्वा त्र्यहान्नारी प्रदरात् परिमुच्यते ॥ अ. ६३-८.

बंगसेन— ३ अर्शसां शोणितस्रावे—कुशमूलं बलायुक्तं पानं तण्डुलधावनम् ।
रुणद्धि गुदजास्रावं प्रदरं वापि सर्वजम् ॥

राजमार्तंड— ४ असृग्दरे—मूलानि तण्डुलजलेन समं बलायाः ।
पिष्ट्वा कुशस्य च समानि पिबेत्प्रयत्नात् ॥

काशस्य गुणाः—१ कपोतादिमांसभोजनजेऽजीर्णे—कपोतपारावतनीलकंठकपिञ्जलानां पिशितानि भुक्त्वा । काशस्य मूलं परिपिष्य पीतम् । सुखी भवेन्ना बहुशो हि दृष्टम् ॥
॥ भा. प्र. ॥

દર્ભનું વર્ણન—દાભડો સર્વત્ર ઉગે છે. એનાં મૂલ જમીનમાં ઘણાં ઉંડાં ગયેલાં હોય છે. જે ખેતરમાં તે ઉગે છે તે ખેતરવાળાને તેની જડ કાઢતાં ઘણી મહેનત અને ઘણો ખર્ચ કરવો પડે છે. એનાં પાન બહુજ સખ્ત ધારવાળાં હોય છે. ઝાલીને સ્હેજ ખેંચવાથી હાથની આંગળી કપાઇ જાય છે. આ ઘાસ ઢોરોના ખાવામાં નથી આવતું, છતાં પણ છપ્પનીયા દુષ્કાળ વખતે ઢોરોએ તે ખાધું હતું.. યજ્ઞમાં દર્ભ સિવાય કામ ચાલતું નથી.

કાસડાનું વર્ણન—આ ઘાસ નદીના વહેળાઓ ઉપર અને પાણીવાળી જગાઓમાં ખૂબ થાય છે. આ છોડ પાંચથી પંદર ફીટ સુધી ઉંચા વધેલા જણાય

છે. સફેદ ચમરીથી આ છોડ તુરત ઓળખાય છે. આ ચમરી ૧ થી ૨ ફીટ જેટલી લાંબી હોય છે. દેખાવ સારો હોય છે. આ ઘાસની ડાંડીમાંથી સુપડાં, ટટ્ટીઓ, પંખાઓ આદિ કેટલીક ચીજો બનાવવામાં આવે છે. શેરડીનીજ આ જાત છે.

## વૈદ્યકમાં કુશનો ઉપયોગ

ચરક— ૧ વ્રણશોધન માટે–દર્ભનો કષાય વ્રણશોધન છે.
ચિ. ૧૩–૮૨.

વૃંદ— ૨ પ્રદરમાં–દર્ભના મૂળને ચોખાના ધોવણમાં પીસવું. આ પીવાથી ત્રણ દિવસમાં સ્ત્રીનો પ્રદર મટે છે.

બંગસેન— ૩ હરસમાં લોહી હોય તો–બલાનું અને દર્ભનું મૂળ ચોખાના ધોવણ સાથે લેવાથી મસામાંથી પડતું લોહી તેમજ પ્રદર વિગેરે મટે છે.

રાજમાર્તંડ—૪ લોહીવામાં–દર્ભનાં મૂળ, ખપાટનાં મૂળની બરાબર લઈ ચોખાના ધોવણમાં પ્રયત્નપૂર્વક પીવાં.

## વૈદ્યકમાં કાસડાનો ઉપયોગ

ભાવપ્રકાશ—૧ હોલા, લાવ, કપિંજલ વિગેરે પક્ષીઓના માંસ ભોજનથી થયેલા અજીર્ણ ઉપર–કાસડાનાં મૂળ પાણી સાથે પીવાં.

वक्तव्य—ચરક અને સુશ્રુત–બન્નેમાં કુશ, કાશ અને દર્ભ એક જ સાથે અનેક જગોએ ગણાવેલાં છે. એ ઉપરથી તે ત્રણેનું પ્રાર્થક્ય સ્પષ્ટ જણાય છે. આ છતાં પણ કુશ અને દર્ભ એ બન્ને માટે એક જ ગુણ અને એક બીજાની જગોએ નિઘંટુકારોએ તે ઉલ્લેખેલું છે. ડલ્હણ ત્રણેની ઓળખાણ નીચે પ્રમાણે આપે છેઃ—**कुशः** ह्रस्वदर्भः । ह्रस्वो मृदुः सूचीपत्रः ॥ **काशः** चामरपुष्पः चामरपत्रः ॥ **दर्भः** पृथुलः खरपत्रः दीर्घः ॥ એટલે કુશ એટલે દર્ભની જાત. કાશ એટલે તો કાસડો; અને લાંબો બહુ જ તીક્ષ્ણ ધારવાળો ખરસટ છોડ એ ડાભ–દર્ભ. રાજનિઘંટુકારે सितदर्भનો ઉલ્લેખ કરેલો છે. કાસડો પાણીવાળી જગોમાં ઉગવાથી નિઘંટુકારોએ તેનું એક નામ 'नादेयः' પાડેલું છે. શરદૃઋતુમાં કાશને ફુલ આવે છે ( જુઓ. સુશ્રુત સૂ. અ. ૬ ). કવિઓએ શરદૃઋતુને "काशांशुका" નામ આપેલું છે. કાલિદાસે 'કુમારસંભવ'માં પાર્વતીજીનું વર્ણન કરતાં કહ્યું છે કે– निवृत्तपर्जन्यजलाभिषेका । प्रफुल्लकाशा वसुधेव रेजे ॥ કાસની બીજી જાતોનો ઉલ્લેખ વૈદ્યકગ્રંથોમાં જણાય છે, જેમકે–शरपत्रः, लागडः ઇત્યાદિ. નિઘંટુમાં ખાગડનો ઉલ્લેખ જણાતો નથી. પ્રમેહોક્ત કુશાવલેહમાં ચક્રપાણિ લખે છે કે–"वीरणञ्च

कुशः काशः कृष्णेक्षुः खागडस्तथा ". શરપત્ર એ પણ દર્ભનીજ જાત છે. દર્ભ પણ હાથમાં વાગે છે અને તેથી જ શકુંતલા હરણના 'कुशसूचीविद्धे मुखे' ઇંગુદી તેલ લગાવે છે.

ચરકે કુશને સ્તન્યજનનં, અને મૂત્રવિરેચન દશેમાનિમાં; દર્ભને પણ સ્તન્યજનન, મૂત્રવિરેચન દશેમાનિમાં અને વમનોપગ તરિકે ગણાવ્યો છે. સુશ્રુતે કુશ, કાશ અને દર્ભ–ત્રણેને વીરતર્વાદિ અને તૃણપંચમૂલ ગણમાં ગણાવેલાં છે. ચરકે કાશને સ્તન્યજનન અને મૂત્રવિરેચનમાં ગણાવ્યું છે. કાસનો મધુર અને કષાય સ્કંધોમાં ઉલ્લેખ કરાયલો છે. ક્ષીરજનન તરિકે ત્રણે મશહુર છે. બ્રાહ્મરસાયનના પાઠમાં કાશમૂલ છે ( चि १. ४१ ). મૂત્રલ હોવાથી પૈતિક મૂત્રકૃચ્છ્રમાં અશ્મરીમાં તેનો ઉલ્લેખ છે. સુશ્રુતે કુશ અને કાશનાં મૂલ અધોભાગહર સંશોધનમાં ગણાવ્યાં છે ( સૂ. ૩૯–૪ ). વાતજ્વરમાં પણ બલા અને શ્વદંષ્ટ્રા સાથે દર્ભનો ઉલ્લેખ છે ( સુશ્રુત. ઉ. ૩૯–૧૬૮ ). યવાગૂના લીસ્ટમાં ચરકે વિરૂક્ષણી પેયામાં कुश યોજેલું છે.

અમરકોષમાં કાશનાં 'ઇક્ષુગંધા' અને 'પોટગલ' એવાં નામો છે.

ઉલ્લેખ—कुश માટે–વ. શા. પા. ૭૦૯; રૂ. નિ. પા. ૩૬૧; Watt III p. 253.

काश માટે—વ. શા. પા. ૬૯૬; રૂ. નિ. પા. ૩૬૦; Watt VI part II p. 11.

---

## ૪૧૪ વાળો.

### N. O. Gramineæ.

**નામો**—उदीच्य, ह्रीवेरं, बालक, जल ( સંસ્કૃત ); વાળો, સુગંધીવાળો, ખસઘાસ ( ગુજરાતી ); બાલા, ખસખસ (મરાઠી); બાલા, બાલેકા ઘાસ (હિંદી); બાલા, ગંધબાલા ( બંગાલી ); Andropogon squarrosus–એન્ડ્રોપોગન સ્કવૅરોસસ્ ( લેટીન ).

**गुणाः**— बालकं शीतलं तिक्तं पित्तश्लेष्मविसर्पजित् ।
कफासृक्कण्डुकुष्ठानि ज्वरदाहौ च नाशयेत् ॥

॥ ध. नि. ॥

बालकं शीतलं तिक्तं पित्तवान्तितृषापहम् ।
ज्वरकुष्ठातिसारघ्नं केश्यं श्वित्रव्रणापनुत् ॥

॥ रा. नि. ॥

बालकं शीतलं रूक्षं लघु दीपनपाचनम् ।
हृल्लासारुचिविसर्पहृद्रोगमतिसारजित् ॥

॥ भा. प्र. ॥

ह्रीबेरं छर्दिहृल्लासतृष्णातिसारनाशनम् ॥

॥ रा. व. ॥

चरक— १ रक्तपित्ते–ह्रीबेरमूलानि....।....एते समस्ताः गणशः पृथग्वा रक्तं सपित्तं शमयन्ति योगाः ॥ चि. ४

२ अतिसारे–ह्रीबेरशृंगवेराभ्यां पक्वं वा पाययेज्जलम् ॥ चि. १०

३ विसर्पे–प्रपौण्डरीकं ह्रीबेरं....। पृथगालेपनं कुर्यात् द्वंद्वशः सर्वशोऽपि वा । प्रदेहाः सर्व एवैते देयाः स्वल्पघृताप्लुताः ॥ चि. अ–११

४ मदात्ययस्य पिपासायाम्–तृष्यते सलिलञ्चास्मै दद्यात् ह्रीबेर-साधितम् ॥ चि. १२

५ वमने–....सबालकं तण्डुलधावनेन ॥ चि. २३

वाग्भट— ६ श्वित्रे–....दग्धं ह्रीबेरं वा तदाप्लुतम् ॥ चि. २०

बंगसेन— ७ पित्तजे अर्शसि–बालकं शृङ्गबेरञ्च पाययेत् तण्डुलाम्बुना । मधुयुक्तं प्रशमयेदर्शः पित्तसमुद्भवम् ॥

८ शिशोः अतिसारे–ह्रीबेरशर्कराक्षौद्रं पीतं तण्डुलवारिणा । शिशोः सर्वातिसारघ्नम् ॥

वैद्यमनोरमा— ९ मसूरिकायाम्–उशीरं बहुशो लिम्पेत् नश्येत् स्वेदमसूरिका ॥

**વર્ણન**—આ ઘાસ ૨ થી ૫ ફીટ જેટલું ઉંચું થાય છે. એનાં ઝુમડાંનો વિસ્તાર ઘણો મોટો હોય છે. આ ઘાસનાં મૂળ ઝીણાં વાળા જેવાં હોય છે તેથી તેને વાળો કહે છે. એમાં સુગંધિ હોય છે. પાન લાંબાં અને સાંકડાં થાય છે. એના ફુલની ચમરી લાંબી, ગુચ્છાદાર, અને પાતળી શાખાઓવાળી હોય છે. આ ઘાસ ઘણું કરીને નદીનાળાં અને પાણી ભરાઇ રહેતું હોય એવી જગોમાં થાય છે. આજ વાળાના પંખા–પડદા–ટટ્ટીઓ બનાવવામાં આવે છે જે ઉન્હાળે ગરમી વખતે ઠીક લહેજત આપે છે. પાણીમાં વાળો ( પોટલીમાં બાંધીને ) નાખવાથી પીવાનું પાણી પણ સુગંધી થાય છે. ધુપેલ–તેલ દરેકનાં વસાણાંમાં સુગંધી અને ઠંડક માટે તે વપરાય છે.

## વૈદ્યકમાં વાળાનો ઉપયોગ

ચરક— ૧ **રક્તપિત્તમાં**-વાળાનાં મૂળનો કવાથ-ઠંડો પાડી-ચંદન અને સાકર નાખીને પીવો. ચિ. ૪.

૨ **ઝાડામાં**-સુંઠ અને વાળાથી પકાવેલું પાણી પીવું. ચિ. ૧૦.

૩ **રતવામાં**-વાળાના બારીક ચૂર્ણને પાણીમાં કે ગુલાબજળમાં વાટીને રતવા ઉપર ચોપડવું-સ્હેજ ઘીનું મોવણ દેવું. ચિ. ૧૧.

૪ **મંદાત્યયની તૃષામાં**-વાળાનું પાણી પાવું. ચિ. ૧૨.

૫ **ઉલટીમાં**-ચોખાના ધોવણ સાથે વાળાનું ચૂર્ણ આપવું. ચિ. ૨૩.

વાગ્ભટ— ૬ **સફેદ કુષ્ઠમાં**-વાળાને બાળી નાખી તે રાખને વાળાના કવાથની ભાવના આપીને સફેદ કોઢ ઉપર ચોપડવું. ચિ. ૨૦.

બંગસેન— ૭ **પિત્તજન્ય હરસમાં**-વાળો અને સુંઠનું ચૂર્ણ ચોખાના ધોવણમાં મધ નાખી પી જવાથી પિત્તજન્ય હરસ મટે છે.

૮ **બચ્ચાંના ઝાડા, મરડા વિગેરેમાં**-વાળાનું બારીક ચૂર્ણ, સાકર, મધ અને ચોખાના ધોવણમાં પીવાથી બચ્ચાંના ઝાડા વિગેરે મટે છે.

વૈદ્યમનોરમા-૯ **શીતળામાં**-વાળો ઘસી ઘસીને વારંવાર ચોપડવો.

વક્તવ્ય— उदीच्यं निर्वापणीयदीपनीयच्छर्द्यतीसारहराणाम् ॥ ( सू. २५-३३ )

लामज्जकोशीरे दाहत्वग्दोषस्वेदापनयनप्रलेपनानाम् ( सू. २५-३३ )

આ પ્રમાણે ચરક ઉદીચ્ય અને લામજ્જકના ગુણ બતાવે છે.

ચરકમાં છર્દિનિગ્રહણ, દાહપ્રશમન, અંગમર્દપ્રશમન, વર્ણ્ય, શુક્રશોધન, વિગેરે દશેમાનિમાં उशीरનો ઉલ્લેખ છે. ચરકે તિકતસ્કંધમાં વાળો ગણાવેલો છે. વમનોપગ તરિકે તે યોજાયલો છે ( વિ. ૮-૧૫૭ ). સુશ્રુતે એલાદિ અને સારિવાદિ ગણોમાં ઉશીરનો ઉલ્લેખ કર્યો છે. પિત્તસંશમનવર્ગમાં છે ( सू ૩૯-૮). અશ્મરીચિકિત્સામાં બીજાં દ્રવ્યો સાથે, વિદ્રધિચિકિત્સાના કરંજાદિઘૃતમાં, પૈત્તિક ઉપદંશમાં લેપ તરિકે, વાળો યોજાયલો છે. અંજનમાં વાળો ઠીક પડેલો છે. કફજન્ય અક્ષિરોગમાં, રકતાભિષ્યન્દ અને પિત્તાભિષ્યન્દમાં અંજન તરિકે બીજાં દ્રવ્યો સાથે વાળો ઠીક યોજાયલો છે. વાગ્ભટે કિક્કિસમાં ' चन्दनोशीरकल्केन लिम्पेत् उरूस्तनोदरम् ' ( शा ૧-૬૦ ) આવો ઉલ્લેખ કરેલો છે. રસાયનના અધ્યાયમાં પુનર્નવાંના જેવો કલ્પ ઉશીરનો પણ છે એવું સૂચન કરેલું છે ( ઉ. ૩૯-૧૫૬ ).

આ સિવાય દીપન-પાચન તરિકે ઘણી દવાઓમાં વાળો વપરાયલો છે. જ્વરની, અતિસારની, સંગ્રહણીની, હરસની દીપનીયપાચનીય યવાગૂમાં વાળો પડેલો હોય છે જ.

**Actions and Uses**—General stimulant, anodyne, hypnotic, antispasmodic, vermifuge, and diaphoretic. It often stimulates sexual powers. As a sedative to reflex excitability, its action is opposed to that of brucine, thebaine, and strychnine. 'In full doses it stimulates the heart, raises the temperature, and produces exhileration of spirits. If long continued, it leads to melancholia. In very large doses it is a powerful irritant of the brain and of the gastro-intestinal tract leading to nausea, vomiting, diarrhœa, frequent passage of urine containing lithates. The oil paralyses the brain and the spinal cord, lowers the blood-pressure and slows the pulse.

**Valerian** is used in epilepsy, hysteria, hemicrania, nervous cough, and hiccough. As a tonic it is given in fevers and low states of the system; also given in whooping cough, diabetes, dysmenorrhœa, convulsions, worms and flatulence in children. etc.

R. N. Khory. II p. 346.

ભાવાર્થ—વાળો ઉત્તેજક, વેદનાહર, આક્ષેપનિવારક, ઘેન લાવનાર, કૃમિઘ્ન અને પસીનો લાવનાર છે. વિષયવાસનાને તે ઉશ્કેરનાર છે. મોટી માત્રામાં હૃદયની ગતિની વૃદ્ધિ કરનાર, શારીરોષ્માને અને સ્ફૂર્તિને વધારનાર છે. પણ જો લાંબા વખત સુધી આ પ્રમાણે સેવન કરવામાં આવે તો મનોવિકાર ( Melancholia ) ઉત્પન્ન કરે છે. બહુ મોટી માત્રામાં મગજની ઉત્તેજના વિગેરેને જન્માવીને વિવમિષા, વમન, અતિસાર, પુનઃ પુનઃ મૂત્રત્યાગની ઇચ્છા અને પેસાબ સાથે પથરી વિગેરે રોગો નીપજાવે છે. ઇત્યાદિ.

ખોરી. ભા. ૨. પા. ૩૪૬.

નોંધ—સ્વ. કતોભટ્ટે उशीरને 'કાળો વાળો' કહ્યો છે. "वीरणस्य तु मूलं स्यादुशीरं अभयं तथा"-' વીરભણોના વાળા ' આ નામથી જે દ્રવ્ય ઓળખાય છે તે આજ હશે ? ચરક ઉશીર અને ઉદીચ્યને જુદાં માને છે એમ સમજાય છે. સ્વ. કતોભટ્ટે ' ઉશીર 'ને ચંદનાદિવર્ગમાં અને ' ઉદીચ્ય 'ને ગુડૂચ્યાદિવર્ગમાં ગણાવ્યું છે ( ધ. નિ. પ્રમાણે ).

ઉલ્લેખ—વ. શા. પા. ૯૦૨; રૂ. નિ. પા. ૨૨; Watt I page 545; Indi. Medi. Plants p. 1369.

## ૪૧૫ રોહિષ ઘાસ.

**N. O. Gramineæ.**

**નામો**—रोहिष, गंधतृण, कतृण, सौगन्धिक (સંસ્કૃત); રોસડો, રૂશ, રૂશઘાસ, રોંસઘાસ (ગુજરાતી); રૂસાગવત (મરાઠી); રોહિસ (હિંદી); Andropogan Schœnanthus-એન્ડ્રોપોગન સ્ચીનેન્થસ્ (લેટીન).

**गुणाः**— कतृणं श्वासकासघ्नं हृद्रोगशमनं परम् ।
विसूच्यजीर्णशूलघ्नं कफपित्तास्रनाशनम् ॥

॥ ध. नि. ॥

कतृणं दशनामाढ्यं कटुतिक्तं कफापहम् ।
शस्त्रशल्यादिदोषघ्नं बालग्रहविनाशनम् ॥

॥ रा. नि. ॥

रोहिषं तुवरं तिक्तं कटुपाकं व्यपोहति ।
हृत्कण्ठव्याधिपित्तास्रशूलकासकफज्वरान् ॥

॥ भा. प्र. ॥

**વર્ણન**–રોહીષઘાસ ઘણું સુગંધી હોય છે. એને ઢોર ખાતાં નથી. તેમાંથી તેલ કાઢવામાં આવે છે જે સંધિવા, અને વાયુના રોગોમાં ઘણું સારૂં કામ કરે છે. છોટાઉદેપુર તરફ આમાંથી રોહિસાનું તેલ કાઢવામાં આવે છે. ડૉ. વૉટે તેમના સુપ્રસિદ્ધ પુસ્તકમાં આ તેલ વિષે લંબાણ માહિતી આપેલી છે.

**वक्तव्य**—रोहिष, दीर्घरोहिष, भूतृण, सुगंधभूतृण વિગેરે ભેદો વૈદ્યકમાં જોવામાં આવે છે. સ્વ. કવિરાજ બિરજાચરણ જણાવે છે કે સુગંધભૂતૃણ એ રોહિષ નથી.

**Actions and Uses**—Tonic, stimulant, diaphoretic and carminative; given in fever, in enlarged glands, dyspepsia, hysteria, and cough. A paste of the roots is used as an inunction to the body in fevers. R. N. Khory. II p. 636.

**ભાવાર્થ**—રોહિષઘાસ બલકારક, ઉત્તેજક, સ્વેદલ, વાતઘ્ન છે. તાવમાં, સુજેલી ગ્રંથિઓમાં, અતિસારમાં, હીસ્ટીરીયામાં અને કફમાં તે વપરાય છે. રોહિસાનાં મૂળનો તાવમાં શરીર ઉપર લેપ કરાય છે.

ખોરી. ભા. ૨. પા. ૬૩૬.

**નવ્યમત**—આખા છોડનો કવાથ જ્વરઘ્ન છે. ઠંડી સાથે આવતા તાવમાં મ્હેં એને વાપર્યું છે. ( આસી. સર્જન. બોલીચંદ્ર સેન ).

ઘાસમાંથી સ્પીરીટ નીકળે છે જે જ્વરમાં અને અજીર્ણમાં ઉપયોગી છે. ( સ્ટુઅર્ટ ).

ઉલ્લેખ—વ. શા. પા. ૭૦૨; રૂ. નિ. પા. ૩૬; Watt I p. 249; Indi. Medi. Plants p. 1372.

---

## ૪૧૬ કાળો વાળો.

### N. O. Gramineæ.

**નામો**—वीरणमूलम्, सेव्यं, वीरभद्रम्, उशीरम् (સંસ્કૃત); વીરણમૂળના વાળા, કાળો વાળો ( ગુજરાતી ); કાલા વાલા ( હિંદી. મરાઠી ); Andropogon muricatus–એન્ડ્રોપોગન મ્યુરીકેટસ્ ( લેટીન ).

**गुणाः**—

उशीरम् शीतलं तिक्तं दाहक्लान्तिहरञ्च तत् ।
वातघ्नं ज्वरतृण्मेहनुद्रक्तं हन्ति योगतः ॥
उशीरं स्वेददौर्गन्ध्यपित्तघ्नं स्निग्धतिक्तकम् ॥

॥ ध. नि ॥

उशीरं शीतलं तिक्तं दाहश्रमहरं परम् ।
पित्तज्वरार्तिशमनं जलसौगन्ध्यदायकम् ॥

॥ रा. नि. ॥

उशीरं पाचनं शीतं स्तंभनं लघु तिक्तकम् ।
मधुरं ज्वरहृत् वान्तिमदनुत् कफपित्तहृत् ॥
तृषास्त्रविषविसर्पदाहकृच्छ्रव्रणापहम् ॥

॥ भा. प्र. ॥

उशीरं स्वेददौर्गन्ध्यदाहपित्तास्त्ररोगजित् ॥

॥ राजवल्लभः ॥

लामज्जकोशीरे दाहत्वग्दोषस्वेदापनयनप्रलेपनानाम् ॥

चरकः सू. २५.

**चरक**—

१ रक्तपित्ते-उशीरकालीयक .... । पृथक् पृथक् चंदनतुल्यभागिकाः । सशर्करास्तण्डुलधावनाप्लुता रक्तं सपित्तं शमयन्ति सद्यः ॥ चि. ४–७१

२ छर्द्यां-सोशीरधान्यं चणकोदकं वा ॥ चि. २३

वैद्यमनोरमा— ३ स्वेदे मसूरिकायाम् च-उशीरं बहुशो लिम्पेन्नश्येत् स्वेद-मसूरिका ॥ पृ. २३

વર્ણન—આ ઘાસ ૨ થી ૫ ફુટ ઉંચું થાય છે. એના ગુમડાનો વિસ્તાર ઘણો મોટો હોય છે. મૂળીયાં સુગંધી હોય છે. પાન લાંબાં ને સાંકડાં હોય છે; તે ઉભાં અને વચમાં નીકવાળાં થાય છે. એની ફુલની ચમરી લાંબી, ગુચ્છાદાર અને પાતળી શાખાઓવાળી હોય છે. આ ઘાસ ઘણું કરીને પાણી-વાળી જગોમાં જ થાય છે. આનાં મૂળ ઝીણા વાળા જેવાં થાય છે. આ સુગંધી વાળો ઘણી ખરી બનાવટોમાં–તેલ ઘીની–સુગંધી માટે પડે છે. આનું જ બીજું નામ ખસ છે. ખસની ટટ્ટીઓ ઉનાળામાં બારીઓ આગળ ઠંડક અને સુગંધી માટે લટકાવવામાં આવે છે. ધુપેલ તેલના મસાલામાં પણ વાળો-ખાસ પડે છે. ખસનું અત્તર વિલાસીઓને બહુ જ પ્રિય હોય છે. આ દેશમાં ઘણા પ્રાચીન સમયથી ઉશીરનો લેપ કરવામાં ઉપયોગ થતો આવ્યો છે.

### વૈદ્યકમાં વાળાનો ઉપયોગ.

ચરક— ૧ રક્તપિત્તમાં–વાળો અને ચંદન સમભાગે ચોખાના ધોવણમાં અને સાકરમાં લેવાથી રક્તપિત્ત તુરત જ મટે છે.
ચિ. ૪–૭૧

૨ ઉલટીમાં–વાળા અને ધાણાનું પાણી પીવાડવું.

વૈદ્યમનોરમા-૩ પરસેવો અને શીતળામાં–વાળાના બારીક ચૂર્ણનો લેપ શરીર ઉપર કરવાથી પરસેવો અને શીતળા પણ મટે છે.

વક્તવ્ય—આ વાળાની જાતના જ બીજા સુગંધી ઘાસના છોડવાઓ ૮–૧૦ જાતના થાય છે. "વનૌષધિદર્પણ"માં (૧) लामज्जक, (२) कत्तृणम्, रोहिषम्, (૩) अन्यद्रोहिषकम्, (૪) कपटम् ( कत्तृणभेदः ); (૫) गुण्डः कत्तृणभेदः (૬) भूतृणः (૭) सुगंधभूतृणः ઇત્યાદિ નામો ગણાવેલાં છે.

છર્દિનિગ્રહણ, દાહપ્રશમન, અંગમર્દપ્રશમન, વર્ણ્ય અને શુક્રશોધન દશેમાનિમાં ચરકે ઉશીરનો ઉલ્લેખ કરેલો છે. તે તિક્ત સ્કંધમાં છે; વમનોપગ છે. ઘણા અધ્યાયોમાં તેનો ઉલ્લેખ કરાયલો છે.

એલાદિ અને સારિવાદિ ગણમાં સુશ્રુતે વાળો ગણાવેલો છે. પિત્ત-સંશમન વર્ગમાં ઉશીર છે. વ્રણરોપણ માટે "मंजिष्ठोशीर....यथालाभं समाहृत्य तैलमेभिः विपाचयेत्।" છે. ઠંડક તરિકે પિત્તના ઉપચારોમાં, આંખના રોગોમાં, જ્વરમાં, રક્તપિત્તમાં છુટથી વપરાયલો છે. વાગ્ભટ પુનર્નવા જેવો ઉશીરનો રસાયનકલ્પ ઉલ્લેખે છે ( ઉ. ૩૯–૧૫૬ ).

ડૉ. કીર્તિકર અને મુ. જયકૃષ્ણભાઈ વાળાનું લેટીન નામ A. squarrosus લખે છે.

**નવ્યમત**—તાવ મટાડવાને માટે વાળાનો નાસ ( બાફ ) લેવામાં આવે છે જેથી જલદીથી ખૂબ પસીનો આવે છે. એનું અત્તર કૉલેરામાં ઉલટી બંધ કરવાને બે મીનીમના માપમાં અપાય છે. ( સરજન મેજર હોન્સ્ટન, ત્રિવેંદ્રમ્ ). લોબાનની સાથે તેની સીગારેટ બનાવીને પીએ તો માથું દુખતું મટી જાય છે. આનો ઠંડો હિમ તૃપ્તિકર છે. ( સરજન મેજર જૉન લેંકેસ્ટર, ચીતોડ ). આ મૂળીયાંનો ફાંટ જ્વરઘ્ન તરિકે વપરાય છે. ( સરજન મેજર રેટન, સાલમ ).

( 'વનસ્પતિ ગુણાદર્શ 'માંથી )

**ઉલ્લેખ**--વ. ગુણાદર્શ. પા. ૬૩૫; Indig. Drugs p. 28; રૂ. નિ. પા. ૨૧૮; Indi. Medi. Plants p. 1369; વ. શા. પા. ૭૦૩; Watt I p.245.

**નોંધ**—પૂ. જયકૃષ્ણભાઇ લખે છે કે:-" હાલ આ **કાળાવાળા**ની જગોએ વિલાયતથી આવતાં સુગંધિત મૂળ કે જેને એ લોકો સરપેન્ટરી રૂટ કહે છે તે મુંબૈની બજારમાં અને બીજે પણ કાળાવાળાને નામે વેચાય છે, અને ઉપયોગમાં પણ આવે છે. ( Dymock. Mat. Med. page 712 ) " 'કચ્છની જડીબુટ્ટી ' પા. ૩૪.

તેઓશ્રી તેમજ નૅર્ન સાહેબ Pavonia odorata ( N. O. Malvaceæ. ) પૅવોનીઆ ઑડોરેટા ( **शामलमल्यादि वर्ग** )ના મૂળને ' કાલાવાલા ' તરીકે ઓળખાવે છે. સ્વ. **કીર્તિકર** સાહેબ તેમના Indian Medicinal Plantsમાં P. odrorataનું સંસ્કૃત નામ '**बाला, ह्रीबेर**' આપે છે, અને હિંદી નામ ' સુગંધબાલા ', મુંબઇનું નામ ' કાલા વાલા ' અને ગુજરાતી નામ ' કાળો વાળો ' આપે છે. " The root of -A. squarrosus is fragrant and aromatic, and possesses cooling and aromatic properties; used in fever, inflammation and hæmorrhage from internal organs. " U. C. Dutta.

Indi. Medi. Plants p. 179.

અર્થાત્ આ છોડ ( Pavonia odorata ) નાં મૂળ સુગંધિ છે અને કાળા વાળા તરીકે વપરાય છે એમ ઉદયચંદ્ર દત્ત પણ લખે છે. Indi Medi Plants માં Andropogon Squarrosus ( તેના સીનોનીમસ તરીકે A. muricatus ( Roxburgh ) નામ આપે છે. ) નું સંસ્કૃત નામ **उशीर** રાખ્યું છે, અને એનાં દેશી નામો ખસ, વાલા, ખસખસ, પાની વિગેરે રાખેલાં છે. એટલે ખસનો વાળો એજ તેમના મત પ્રમાણે **उशीर.**

અર્થાત્ **કાળોવાળો** એ સંદિગ્ધ વસ્તુ છે. બજારમાં કાળાવાળાને બદલે પરદેશથી આવતાં સરપેન્ટરી રૂટ્સ વેચાતાં મળે છે. પૅવોનીઆ ઑડોરેટાને પણ ઘણા ' કાળાવાળા ' તરીકે ઓળખે છે અને ખસના વાળાને પણ કેટલાક ' કાળો વાળો ' ગણે છે. પૅવોનીઆ ઑડોરેટા ખાટી છાશ ( P. ceratocarpa ) ને મળતો છોડ છે; કચ્છમાં થાય છે. ( જુઓ. Indi. Medi. Plants p. 179; N. p. 29; કચ્છની જડીબુટ્ટી પા. ૩૪. )

---

## ૪૧૭ જવ.

### N. O. Gramineæ

નામો—यव, कंचुकिन् ( સંસ્કૃત); જવ ( ગુજરાતી ); જવસાતુ (મરાઠી); जौ ( હિંદુસ્તાની ); યવધાન્ય ( તેલુગુ ); જવ ( ફારસી); Barley-બારલી (અંગ્રેજી); Hordeum valgare-હોર્ડીયમ્ વલ્ગેરી [લેટીન].

ગુણાઃ— यवः कषायो मधुरो हिमश्च प्रमेहजिवित्तकफापहारकः ।
अशूकमंडस्तु यवो बलप्रदो वृष्यश्च नृणां बहुवीर्यपुष्टिदः ॥
॥ रा. नि. ।

यवः कषायो मधुरः शीतलो लेखनो मृदुः ।
व्रणेषु तिलवत्पथ्यो रूक्षो मेधाग्निवर्धनः ॥
कटुपाकोऽनभिष्यन्दि स्वर्यो बलकरो गुरुः ।
बहुवातमलो वर्णस्थैर्यकारी च पिच्छिलः ॥
कंठत्वगामयश्लेष्मपित्तमेदप्रणाशनः ।
पीनसश्वासकासोरुस्तंभलोहिततृट्प्रणुत् ॥
॥ भा. प्र ॥

यवः कषायो मधुरो हिमश्च कटुर्विपाके कफपित्तहारी ।
व्रणेषु पथ्यः तिलवच्च नित्यम् प्रबद्धमूत्रो बहुवातवर्चाः ॥
स्थैर्याग्निमेधास्वरवर्णकृच्च सपिच्छिलः स्थूलविलेखनश्च ।
मेदोमरुत्तृड्हरणोऽतिरूक्षः प्रसादनः शोणितपित्तयोश्च ॥
सुश्रुतः सू. ४६-४१, ४२

रूक्षः शीतो गुरुः स्वादुः बहुवातशकृद्यवः ।
स्थैर्यकृत्सकषायस्तु बल्यः श्लेष्मविकारनुत् ॥
चरकः सू. २७-१८

यवाः पुरीषजननानाम् ॥
चरकः सू. २५

चरक— १ व्रणे—यवचूर्णं समधुकं सतैलं सह सर्पिषा । दद्यादालेपनं कोष्णं दाहशूलोपशान्तये ॥ चि–१३–७६

२ विसर्पे—यवचूर्णं समधुकं सघृतं च प्रलेपनम् ॥ ....पृथक् पृथक् प्रदेहाः स्युः सर्वे वा सर्पिषा सह ॥ चि ११–७९

सुश्रुत— ३ श्वासे—अर्काङ्कुरै र्भावितानां यवानां साध्वनेकशः। तर्पणं वा पिबेदेषां सक्षौद्रं श्वासपीडितम्। उ ५१-३६

४ तिमिरे—यवौदनो वा तिमिरं व्यपोहति॥ उ १७-४९

५ पाण्डुरोगे—सेवेत........। पाण्डवामयी शालियवांश्च नित्यम्॥

उ-४४-३७.

राजमार्तण्ड— ६ अग्निदग्धे—यवान् प्रतप्ते विनिभ्राय तैले तिलोद्भवे श्लक्ष्णमर्षीं विधाय। तल्लिप्तमग्निप्रविदग्धमङ्गं तत्तैललिप्तं च रुजं जहाति॥

शोढल— ७ शूलच्छर्दिज्वरविदाहादिरोगेषु—
छर्दौ ज्वरे पित्तभवेऽथ शूले घोरे विदाहे तृषितेऽतिमात्रम्।
यवस्य पेयां मधुना विमिश्रां पिबेत्सुशीता मनुजः सुखार्थी॥

८ प्रमेहे—यवान् सुकुट्टितान् कृत्वा गोमूत्रे परिभावयेत्। त्रिफलारससंशुष्कान् सप्ताहं भावयेत्पुनः। तेभ्यो यवेभ्यो सक्तूंश्च कुल्माषान् भोज्यमेव च। अपूपांश्चापि कुर्वीत प्रमेहाणां निवृत्तये॥

## વૈદ્યકમાં જવનો ઉપયોગ

ચરકમાં— ૧ વ્રણુમાં–જવનું ચૂર્ણ, જેઠીમધનું ચૂર્ણ–બન્નેમાં ઘી અને તેલ નાખી પાણીમાં ઘુંટી સ્હેજસાજ ગરમ કરી લેપ મારવો. દાહ, શૂલ વિગેરે મટે છે. ચિ. ૧૩

૨ રતવામાં–જવનું ચૂર્ણ, જેઠીમધના ચૂર્ણ અને ઘી સાથે રતવા ઉપર ચોપડવું. ચિ. ૧૧-૭૯.

સુશ્રુત— ૩ શ્વાસમાં–આકડાનાં કોમળ પાનના રસની જવને અનેક ભાવનાઓ આપવી. આ જવનું ચૂર્ણ મધ સાથે ચાટવું અથવા તો આ જવની રાબડી બનાવીને પીવી. શ્વાસમાં બહુ રાહત મળે છે. ઉ. ૫૧-૩૬

૪ ઝાંખ પડતી હોય તો–જવનો ભાત ઘી અને દુધ સાથે ખાવો.

ઉ. ૧૭-૪૯

૫ પાંડુમાં–કમોદના ચોખા, જવ, વિગેરે પાંડુરોગીએ હમેશાં ખાવા. ઉ. ૪૪-૩૭.

રાજમાર્તંડ. ૬ **અગ્નિથી દઝાયો હોય અને વ્રણ પડયો હોય તો-** ખૂબ ગરમ થયેલા તલના તેલમાં જવ નાખવા. કાળા પડી જાય એવા થાય એટલે તેને વાટી નાખવા. આ કાળી મસી (મેંશ) દાઝેલા ભાગ ઉપર ચોપડવાથી અગ્નિદગ્ધ વ્રણ તદ્દન રૂઝાઇ જાય છે.

શોઢલ— ૭ **પિત્તશૂલ, ઉલટી, તાવ, વિદાહ, વિગેરે રોગોમાં-** જવની રાબડી ઠંડી પાડીને મધ નાખીને પીવાથી ઉપરના તમામ રોગો મટે છે.

૮ **પ્રમેહમાં**—સારી રીતે કુટીને છોતરાં કાઢી નાખીને તે જવને ગોમૂત્રની અને ત્રિફલાની ભાવનાઓ ૭-૭ આપીને સૂકવવા. આ જવનો સાથવો, ધાણી, અને બીજા ખાદ્ય પદાર્થો બનાવીને ખાવા; પુરીઓ, પુડા, રોટલા વિગેરે બનાવીને પણ ખવાય. પ્રમેહ મટી જાય છે.

**वक्तव्य**—ચરકે શ્રમહર, છર્દિનિગ્રહણ અને સ્વેદોપગ દશેમાનિમાં જવનો ઉલ્લેખ કરેલો છે. કાસમાં અગસ્ત્યહરીતકી, હરીતકી લેહ અને રાસ્નાઘૃતમાં જવનું મોટું પ્રમાણ આવે છે. શ્વાસમાં ' पिबेद्धूमं यवैर्वा घृतसंयुतैः ' (ચિ. ૨૧-૭૫) જવ અને ઘીનો ધૂપ લેવાનું કહેલું છે. ઉદરમાં યવાદ્યઘૃત છે. ક્ષતક્ષીણમાં यवानां चूर्णमादाय क्षीरसिद्धं घृतप्लुतम् । ज्वरदाहे....वा पिबेत् ॥ ( ચિ. ૧૬-૧૬ ) કહ્યું છે. રાજયક્ષ્માના ' પુષ્ટિવર્ણબલપ્રદ ઉત્સાદન 'માં બીજાં ચૂર્ણ સાથે ત્રણ ઘણા જવ છે. અત્યારે ઉત્સાદન માટે મળતાં તૈયાર બાટલાં કરતાં આવા પ્રયોગો ફાર્મસીવાળા સુધરેલી રીતિએ બનાવે તો વધારે સારૂં નહિ ? જવનો ધુમાડો જંતુઘ્ન હોય એમ જણાય છે, કારણકે બાળકોનાં કપડાંને ધુમાડી આપવા માટે બીજાં દ્રવ્યો સાથે જવ પણ ગણાવેલા છે. જવ સ્તન્યવર્ધક અને સ્તન્યશોધન છે. તર્પણ અને અપતર્પણ બન્નેમાં સુશ્રુતે જવ ગણાવ્યા છે (સૂ. ૧૫-૩૮, ૩૯).

જવના છોડવાને બાળીને તેમાંથી જવખાર બનાવવામાં આવે છે. બજારમાં મળતો જવખાર કૃત્રિમ છે.

**Medicinal Uses—**A decoction of barley forms a demulcent nutrient drink ( barley water ) which may be given *ad libitum.* It may be improved by the addition of lemon flavouring and sugar. Malt extract has become extremely popular as a nutritive and demulcent and a valuable vehicle for other medicines,

especially cod-liver oil with which it forms a palatable combination.
Indig. Drugs p. 157.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૧૪; Indi. Medi Plants p. 1380.

---

## ૪૧૮ કાંગ

### N. O. Gramineæ.

**નામો**—कङ्गुः, प्रियंगुः ( સંસ્કૃત ); કાંગ ( ગુજરાતી ); કાંગ ( મરાઠી ); કંગની ( હિંદી ); Panicum miliaceum અથવા P. Italicum—પૅનીકમ્ મીલીએસીયમ્ અથવા પૅ. ઈટાલીકમ્ ( લેટીન ).

**परिचय**—

स्त्रियां कंगुप्रियंगु द्वे कृष्णा रक्ता सिता तथा ।
पीता चतुर्विधा कंगुः तासां पीता वरा स्मृता ॥ १
पीततंडुलिका कंगुः प्रियंगुस्तुकुरी मता ।
सितकंगुस्तु मुसटी रक्तकंगुस्तु शोधिका ॥ २
चीनाकः काककंगुः स्यात् श्यामाकः तृणकंगुकः ।
कंगुः प्रियंगुः काकांगी पीताह्वा पीततंडुला ॥ ३
कंगुणी कंगुनी प्रोक्ता चीनाकः पीततंडुला ।
वातलः सुकुमारश्च स च नानाविधः स्मृतः ॥ ४

**ગુણાઃ**—

प्रियंगुः मधुरो रुच्यः कषायः स्वादुशीतलः ।
वातकृत् पित्तदाहघ्नो रूक्षो भग्नास्थिबन्धकृत् ॥
॥ रा. नि ॥

कंगुस्तु भग्नसंधानवातकृत् बृंहणी गुरुः ।
रूक्षा श्लेष्महरातीव वाजिनां गुणकृद्भृशम् ॥
॥ भा. प्र. ॥

कंगुका बृंहणी गुर्वी भग्नसन्धानकृन्मता ॥
॥ राजवल्लभः ॥

कृष्णा रक्ताश्च पीताश्च श्वेताश्चैव प्रियंगवः ।
यथोत्तरं प्रधानाः स्यू रूक्षाः कफहराः स्मृताः ॥
॥ सुश्रुतः ॥

धातुवृद्धिकराश्चैव गर्भपाते हितावहाः ॥

॥ नि. र. ॥

चक्रदत्त— १ नाडीव्रणे— माहिषदधिकोद्रवान्नमिश्रं हरति चिरविरूढञ्च । भुक्तं कङ्गुनिकामूलचूर्णमतिदारुणां नाडीम् ॥ ( नाडीव्रणचि० )

२ रक्तपित्ते—श्यामाकश्च प्रियंगुश्च भोजनं रक्तपित्तिनाम् ॥

वंगसेन-- ३ अन्नद्रवाख्यशूले—प्रियंगुतण्डुलैः सिद्धं पायसं शार्करं हितम् ॥ ( शूलचि० )

વર્ણન—કાંગને ખેતરોમાં વાવે છે. એ ઘાસની જાત છે. સુશ્રુતે તેને 'કુધાન્ય' ની ગણત્રીમાં ગણાવેલું છે. કુતરી ઘાસના જેવી તેમાં ડુંડી નીકળે છે; તેમાં ઝીણા પીળા દાણા થાય છે. તે ખાંડી તેમાંથી સફેદ બીજ કાઢવામાં આવે છે, જેને કાંગના ફૂરીયા કહે છે. એને ચોખાની પેટે રાંધે છે. તે ખાધે ઠંડી છે. કસુવાવડવાળી બાઈને ખવરાવવી સારી છે. ઘોડાને ખવરાવવાથી ગુણદાયી છે.

### વૈદ્યકમાં કાંગનો ઉપયોગ—

ચક્રદત્ત— ૧ નાડીવ્રણમાં-કાંગના મૂળનું ચૂર્ણ, ભેંસનું દહીં અને કોદરા સાથે ખાવાથી ઘણા લાંબા વખતથી થયેલી નાડી (sinus) મટે છે. નાડીવ્રણચિકિત્સા.

૨ રક્તપિત્તમાં-રક્તપિત્તવાળાને સામો, કાંગ વિગેરે હિતકર છે.

બંગસેન— ૩ અન્નદ્રવાખ્ય શૂલમાં-કાંગથી પકાવેલો દુધપાક, સાકર નાખીને ખાવાથી અન્નદ્રવાખ્ય શૂલ મટે છે.

વક્તવ્ય—પ્રિયંગુ શબ્દ બે અર્થમાં વપરાય છે-(૧) કાંગ અને (૨) ઘઉંલા. આ બન્ને દ્રવ્યો તદ્દન ભિન્ન ભિન્ન જાતનો છે, છતાંયે બન્નેને માટે પ્રિયંગુ શબ્દ યોજાયલો છે એટલે સંદિગ્ધતાનો પાર જ રહેતો નથી. આનો ખુલાસો ઘઉંલાના પ્રકરણમાં કરેલો છે તે જોવો.

કાંગની ચાર જાતો સુશ્રુતે ગણાવેલી છે. નિઘંટુકારોએ કાંગનું નામ 'पीततण्डुल' આપેલું છે. ડલ્હણે પણ આનું ઓળખાણ નથી આપ્યું. चीनाक એ પણ કાંગની જ જાત છે. ચરકે આપેલા શાલિધાન્યના લીસ્ટમાં પણ चीनाकનો ઉલ્લેખ છે. વધુ માટે જુઓ 'પ્રિયંગુ'.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૭૨.

## ૪૧૯ ઘઉં.

**N. O. Gramineæ.**

**નામો**—गोधूमः ( સંસ્કૃત ); ઘઉં ( ગુજરાતી ); ગહૂ ( મરાઠી ); ગેહુ ( હિંદી ); ગમ ( બંગાલી ); ગંદુમ્ ( ફારસી ); ગોધી ( કર્ણાટકી ); Wheat-વ્હીટ ( અંગ્રેજી ); Trictum vulgaræ-ટ્રીકટમ્ વલ્ગેરી ( લેટીન ).

**गुणाः**— वृष्यः शीतो गुरुः स्निग्धो जीवनो वातपित्तहा ।
संधानो बृंहणो बल्यो गोधूमः स्थैर्यकृत् सरः ॥

॥ रा. नि. ॥

गोधूमः स्निग्धमधुरो वातघ्नः पित्तदाहकृत् ।
गुरुः श्लेष्मामदो बल्यो रुचिरो वीर्यवर्धनः ॥

स्निग्धोऽन्यो लघुगोधूमो गुरुर्वृष्यः कफापहः ।
आमदोषकरो बल्यो मधुरो वीर्यपुष्टिदः ॥

॥ ध. नि. ॥

सन्धानकृद्वातहरो गोधूमः स्वादुशीतलः ।
जीवनो बृंहणो वृष्यः स्निग्धः स्थैर्यकरो गुरुः ॥
' नान्दीमुखी ' ' मधुली ' च मधुरस्निग्धशीतले ॥

चरकः सू. २७.

गोधूम उक्तो मधुरो गुरुश्च बल्यः स्थिरः शुक्ररुचिप्रदश्च ।
स्निग्धोऽतिशीतोऽनिलपित्तहन्ता संधानकृत् श्लेष्महरःसरश्च ॥

सुश्रुतः सू. ४६.

**भावमिश्र**— १ **कफशूले**—मधुना जीर्णगोधूमं कफशूले प्रयोजयेत् ॥

२ **हृदामये**—तैलाज्यगुडविपक्कं चूर्णं गोधूमपार्थोत्थम् । पिबति पयोभुक् स भवति गतसकलहृदामयः पुरुषः ॥

**शोढल**— ३ **वृद्धौ**—अविक्षीरेण गोधूमकल्कः कुन्दुरकस्य च । प्रलेपनं सुखोष्णं स्याद्वृध्मशूलहरं परम् ॥

**चक्रदत्त**— ४ **अस्थिभग्ने**—सघृतेन..........गोधूम........। सन्धियुक्तेऽस्थिभग्ने च पिबेत् क्षीरेण मानवः ॥

**चरक**— ५ **वातरक्ते**—वाते सरक्ते सघृतप्रदेहो गोधूमचूर्णं छगलीपयश्च ॥

सू-३-२१.

६ व्रणपीडने—कलायाश्च ममूराश्च गोधूमाः सहरेणवः । कल्कीकृताः प्रशस्यन्ते निःस्नेहाः व्रणपीडने ॥ त्रि–१३–१०.

## વૈદ્યકમાં ઘઉંનો ઉપયોગ

**ભાવપ્રકાશ**—૧ **કફશૂલમાં**-જુના ઘઉંનું ચૂર્ણ મધ સાથે યોજવું.

૨ **હૃદયના રોગમાં**-ઘઉં અને સાજડની છાલનું ચૂર્ણ સમાન ભાગે લઈ તેલ, ઘી અને ગોળમાં પકાવી લઈને ઉપયોગમાં લેવું. ખોરાકમાં ફકત દુધ પીવું. હૃદ્દામયમાંથી મુકત થઈ જવાય છે.

**શોઢલ**— ૩ **વધરાવળ ( વૃદ્ધિ )માં**-ઘેટીના દુધમાં ઘઉંના લોટને ઘુંટીને સ્હેજ ગરમ કરી લઈને લેપ કરવાથી વધરાવળની વેદના શાંત થાય છે.

**ચક્રદત્ત**— ૪ **હાડ ભાંગ્યું હોય તો**-ઘઉંનો શીરો-ખૂબ ઘી નાખીને કરેલો ખાવો. ઉપરથી દુધ પીવું.

**ચરક**— ૫ **વાતરક્તમાં લેપ માટે**-બકરીનું દુધ, ઘઉંનો લોટ, અને ઘી-આટલાનો લેપ કરવાથી વાતરકત મટે છે.

સૂ. ૩–૨૧.

૬ **વ્રણપીડનમાં**-જરા પણ સ્નેહ ( તેલ ઘી વિગેરે ) નાખ્યા વગર લાંગ, મસૂરની દાળ, ઘઉં વિગેરે પાણીમાં લસોટીને વ્રણ ઉપર લગાવવાથી વ્રણ ઉપર ઠીક દબાણ આવે છે.

**वक्तव्य**--ધાવણ સુધારવા માટે ઘઉં, જવ અને સરસવના ચૂર્ણને સ્તન ઉપર ચોપડવાનું ચરકે કહેલું છે ( ચિ ૩૦–૨૫૪ ).

**સુશ્રુતે** વ્રણ ઉપર ઘઉં સારા છે એમ અનેક જગોએ કહ્યું છે. ઘણી જાતો ઘઉંની વર્ણવેલી છે. અત્યારે પણ ઘણી જાતના ઘઉં મળે છે.

**નવ્યમત**-ઘઉંનો સ્ટાર્ચ (મેંદો) પોષક, સ્વાસ્થ્યને હિતકર (Restorative) અને સ્નિગ્ધ છે. અત્યંત રક્તસ્રાવ અને શ્વેતપ્રદરમાં સ્ત્રીઓ તેની પોટલી ઉઠાવે છે. દાઝવાથી ચામડી લાલચોળ થઈ ગઈ હોય તો તે ઉપર તે છાંટવામાં આવે છે. ઘઉંનો લોટ પોટીસ માટે કામ આવે છે. વનસ્પતિ ખોરાકમાં સ્ટાર્ચ રહેલો હોય છે. સ્ટાર્ચ ( હાઈડ્રોકાર્બન્સ ) માણસને જરૂરનો છે. તે ગરમી આપનાર છે પણ જીર્ણાવયવોને અથવા જીર્ણ થયેલી ધાતુઓ

( tissues )ને તે જીવન્ત કરનાર તો નથી જ. માણસોને હમેશાં ૧૪ ઔંસ જેટલો હાઇડ્રોકાર્બન ( સ્ટાર્ચ ) જરૂરી છે. પ્રોટીડ પદાર્થો કરતાં વનસ્પતિ પદાર્થોમાં આ સ્ટાર્ચ, સાકર વિગેરે તત્વો ૪–૫ ઘણું હોય છે. ઘઉંમાં સ્ટાર્ચનું પ્રમાણ હોય છે. અધિક માત્રામાં આ સ્ટાર્ચનું સેવન કરવાથી મેદોવૃદ્ધિ, ઉદરાધ્માન, વિદગ્ધાજીર્ણ અને મૂત્રશર્કરા જન્મે છે. It delays tissue metamorphosis and increases the production of adipose tissue. હોજરી અને આંતરડાંના રોગો જેવા કે અતિસાર, સંગ્રહણી વિગેરે, યકૃત્પ્લીહજાત રોગો, બ્રાઇટ્સ ડીઝીઝ, મદાત્યય, વાતરક્ત, આમવાત વિગેરેમાં આ સ્ટાર્ચ અપાય છે. ( આ યોગ્ય નથી. મેંદો આવા રોગોમાં ઉલટું નુકસાન કરે છે. બાપાલાલ ). તાવ વિગેરેમાં જીંદગી ટકાવનાર તરિકે ઘણું ઉપયોગી છે.

આર. એન. ખોરી. ભા. ૨. પા. ૬૪૬.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૫૫; Indig. Drugs p. 323.

---

## ૪૨૦ ચોખા.

### N. O. Gramineæ.

**નામો**—शालि, तण्डुल ( સંસ્કૃત ); ચોખા, ડાંગર ( ગુજરાતી ); ભાત ( મરાઠી ); ધાન, ચાવલ ( હિંદી ); ચાલ, ચાવલ ( બંગાલી ); બીરંજ ( ફારસી ); Rice–રાઇસ (અંગ્રેજી); Oryza sativa–ઑરીઝા સૅટાઇવા (લેટીન).

**गुणाः**—

शालयो मधुराः स्निग्धाः बल्या बद्धाल्पवर्चसः ।
कषाया लघवो रुच्या स्वर्या वृष्याश्च बृंहणाः ॥
देशे देशे विभिन्नानि नामानि परिलक्षयेत् ।
समाः गुणेन सर्वास्ता भूमिभागाद्रसं विदुः ॥
अल्पानिलकफाः शीताः पित्तघ्ना मूत्रलास्तथा ।
रक्तशालिः वरस्तेषु बल्यः वर्ण्यः त्रिदोषाजित् ॥
चक्षुष्यो मूत्रलः स्वर्यः शुक्रलः तृड्गरापहः ॥

॥ भा॰ प्र. ॥

स्निग्धो वातहरः त्रिदोषशमनः पथ्यः सदा प्राणिनाम्
श्रेष्ठो व्रीहिषु षष्टिकः श्रमहरः कृच्छ्रादिदोषापहः ।
गौरश्चासितगौरतोऽपि नितरां सेव्यः करोत्युच्चकैः
शुक्रं श्वासहरः क्षतक्षयहरः कासादिदोषापहः ॥

रसे पाके स्वादुः पवनकफपित्तप्रशमनो
ज्वरे जीर्णे पथ्यः सबलजरठक्षोमहरणः ।
शिशूनां वृद्धानां नृपतिसुकुमारातिसुखिनाम्
अयं सेव्यो राजा भवति हि महाशालिरमलः ॥
स्निग्धो ग्राही गुरुः स्वादुः त्रिदोषघ्नो स्थिरो हिमः ।
षष्टिको व्रीहिषु श्रेष्ठो गौरश्चासितगौरतः ॥

॥ वाग्भटः ॥

**વર્ણન**—ચોખાની ઘણી જાતો થાય છે. પ્રાચીન શાસ્ત્રોમાં ચોખાની અનેક જાતો વર્ણવેલી છે. અત્યારે તે બધીને ઓળખવી મુશ્કેલ છે. કઈ જમીનમાં ચોખા થયા હોય તો સારા અને કઇમાં થયેલા ખોટા વિગેરેનું સવિસ્તર વર્ણન નિઘંટુઓમાં આપેલું છે. નવા, જુના વિગેરેના ગુણનો પણ ઉલ્લેખ છે. જે ચોખા વાવ્યા પછી સાઠ દિવસે તૈયાર થાય છે તે સાઠી ચોખા કહેવાય છે. ખાવામાં સાઠી ચોખા ઉત્તમ મનાયલા છે. રાતા ચોખા પણ ખાવામાં સારા છે. કમોદ, જીરાહાર, સુખવેલ, હલવો, રંગુની વિગેરે ચોખાની જાતોમાં એક જાતની ખુશબો અને મીઠાશ હોય છે. બ્રહ્મદેશ એ ચોખાનું મુખ્ય મથક છે. આપણો મુખ્ય ખોરાક ચોખા છે. પણ ખેદની વાત તો એ છે કે આપણને તેનો ઉપયોગ કરતાં નથી આવડતો. હવે તો મશીનોમાં ચોખા તૈયાર થાય છે. ઘર આગળ ખાંડેલા ચોખામાં જે તત્ત્વો–Vitamines હોય છે તે સંચામાં ખંડાયલા ચોખામાં નથી હોતાં. આ ઉપરાંત આપણા લોકોને ચોખા છુટ્ટા બહુ પસંદ છે અને તેથી રાંધતી વખતે પાણી ઓછું જ રાખે છે. આથી ચોખા સારી રીતે બફાતા નથી. વળી કેટલાક પાણી તો સારી રીતે મૂકે છે અને ચોખા બફાઇ ગયા જાણે છે એટલે તે પાણી ઓસામણ-બહાર ફેંકી દે છે. આના જેવી બેવકુફી બીજી ન હોઈ શકે. આ ઓસામણમાં જ ખરૂં ખાદ્ય તત્વ હોય છે જે આપણે અજ્ઞાનવશાત્ ફેંકી દઇએ છીયે. આ ઓસામણ પીને પ્લાસીના યુદ્ધમાં સીપાઇઓ લડયા હતા એ વાત જાણીતી છે. ઘર આગળ ખાંડેલા અને ઓસામણ કાઢી ન નાખતાં બેઠા જ પકવેલા ચોખા અત્યંત સ્વાદિષ્ટ, હલકા, મધુર અને પોષક છે.

**સ્વ. કનૈયાલાલ દે.** જણાવે છે કે બંગાલમાં ૫ કરોડ એકર જમીનમાં ચોખાની વાવણી થાય છે અને તેની વાર્ષિક આવક પણ વર્ષમાં બબ્બે ખેતી લેતાં ૧,૫૦,૦૦૦૦૦ ટન છે. ડૉ. વૉટ જણાવે છે કે જંગલી અને ખેડાણ મળીને એકલા બંગાલામાં જ કુલ ૪૦૦૦ જાતો ડાંગરની થાય છે. આખા હિંદુસ્તાનમાં ઉગતી જાતોની જો ગણત્રી કરવામાં આવે તો લગભગ દશહજાર જેટલી થાય ખરી.

**Medicinal Uses**—Rice is free from laxative properties, and is therefore admirably adapted as a diet for the sick and convalescent, especially in cases where there is a tendency to diarrhœa. The decoction (rice water) is a pleasant demulcent and refrigerant drink in fevers and inflammatory affections of the bowels and kidneys. It may be improved by the addition of a little lemon juice. Rice poultice is sometimes used instead of linseed meal.

Its nutritive value is comparatively small, containing as it does only 9 percent of nitrogenous and about 89 per cent of non-nitrogenous principles, while the proportion of mineral matters is small. In chemical composition rice approximates to that of the patato, consisting largely of starch.

Indigenous Drugs of India p. 214.

**ભાવાર્થ**—ચોખામાં રેચક તત્ત્વો બીલકુલ નથી, એટલે અજીર્ણાતિસાર, અતિસાર જેવા રોગોમાં ભાત બહુ જ માફક આવે છે. ભાતનું ઓસામણ સ્નિગ્ધ અને શીતળ છે અને તે જ્વર, આંતરડાં અને મૂત્રપિંડનાં દરદોમાં પીવાય છે. ઓસામણમાં સ્હેજ લીંબુનો રસ નાખવાથી એ વધારે લ્હેજતદાર અને ગુણવાળું બની શકે છે. અળસીની પોટીસની જગોએ ચોખાની પોટીશ પણ ચાલી શકે.

ચોખામાં પોષણ તત્ત્વો ઓછાં છે, કારણ કે તેમાં ૯ ટકા જેટલો નાઇટ્રોજનસ પદાર્થ અને ૮૯ ટકા જેટલો બીજો (Non-nitrogenous) પદાર્થ છે; ખનીજ પદાર્થોનું પ્રમાણ તો સાવજ ઓછું છે. ચોખા રાસાયનિક દૃષ્ટિએ બટાટા જેવા જ ગુણકારી છે, કારણકે તેમાં સ્ટાર્ચનું પ્રમાણ ઓછું છે.

સ્વ. કનૈયાલાલ દે. પા. ૨૧૪.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૬૫૧-૫૨; Indi. Medi. Plants p. 1360.

# हंसपाद्यादि वर्ग

## N. O. Filices.

### ૪૨૧ હંસરાજ.

**નામો**--हंसपादी, शीतांगी ( સંસ્કૃત ); હંસરાજ, કાળો હંસરાજ, સુબાર-ખીનો પાલો ( ગુજરાતી ); રાજહંસ, કંસરાજ, ઘોડખુરી ( મરાઠી ); કાલીઝાંટ, પરેસિયાબસાન ( હિંદી ); Maiden hair-મેઇડન હૅર (અંગ્રેજી); Adiantum lunulatum-એડીએન્ટમ્ લુન્યુલેટમ્ ( લેટીન ).

**परिचय**— हंसपादी जलमुक्तप्रदेशे हंसपादकरा स्यात् ॥

॥ शिवनिघण्टुः ॥

**गुणाः**— हंसपादी गुरुः शीता हंति रक्तविषव्रणान् ।
विसर्पदाहातीसारलूतापामादिरोहिणी ॥
भ्रांत्यपस्मारदोषघ्नी विज्ञेया च रसायनी ॥

॥ भा. प्र. ॥

हंसपादी तु कटुका चोष्णा प्रोक्ता रसायनी ।
भूतबाधां विषं चैवापस्मारभ्रमनाशिनी ॥

॥ नि. र. ॥

**વર્ણન**—હંસરાજના છોડવા ભીનાશવાળી જગોમાં-કુવાઓ અને ઝરણાંને કાંઠે-થાય છે. છોડવા ૪ ઇંચથી ૧ કે ૨ ફીટ જેટલા લાંબા થાય છે. એનાં પાન Rhizome ( મોથાં જેવી ગાંઠ ) ઉપરથી નીકળેલાં હોય છે. ડાંટડી કાળી હોય છે અને પાન લીલા રંગનાં હોય છે. પાનનો આકાર તરેહતરેહનો થાય છે. આ વર્ગ ઉપર સ્વતંત્ર પુસ્તકો લખાયાં છે. હંસરાજની અસંખ્ય જાતો થાય છે.

આ વનસ્પતિને ફુલો નથી આવતાં. આની ઉત્પત્તિ બહુ જ વિચિત્ર રીતે થાય છે. પાનની પાછળ જીવાત ચોંટી હોય એવું જે દેખાય છે તેને Spores કહે છે. આ Spores અને તેની ઉપરનાં સૂક્ષ્મ કવચ ( Sporanges )માંથી નવીન સૃષ્ટિ અદ્ભુત રીતે ઉત્પન્ન થાય છે. આ વિષય બહુ જ બારીક છે અને તે સમજવો કઠિન છે. પ્રત્યક્ષ બતાવ્યા વિના આની સમજણ પડે તેવી નથી. આ રચના જોવાથી પ્રભુની અકલિત લીલાનો સુંદર પરિચય આપણને થાય છે.

**વક્તવ્ય**—હંસરાજને 'हंसपदी' તરીકે ઘણા વૈદ્યો ઓળખાવે છે. બન્નેનાં નામ મળતાં પણ આવે છે ખરાં. ભાવપ્રકાશમાં જણાવેલા ગુણ પણ હંસરાજના

ગુણને મોટે ભાગે મળતા છે. આ આખા વર્ગની વનસ્પતિઓમાં ગ્રાહી, ઉપલેપક, વાતહર, વાન્તિકારક, ચિરગુણકારી પૌષ્ટિક, મૂત્રલ, દસ્તાન નિયમિત કરનાર, જ્વરહર, કફઘ્ન, શોથઘ્ન" એવા ગુણો છે. હંસપદીના ગુણ પણ લગભગ આવા જ છે.

પણ ડલ્હણે हंसपदीनो જે પરિચય આપ્યો છે તે હંસરાજને લાગુ પડે તેવો નથી–" हंसपादी मधुश्रवा हंसपदाकारपत्रा पीतपुष्पा जलमुक्तदेशजाता ' हंसपदी ' इति लोके प्रसिद्धा ॥ " सू. ૩૮–૯. પીળાં ફુલવાળી, પાણી વિનાના દેશમાં થનારી, હંસના પગ જેવા આકારની–આ ખરી હંસપદી. હંસરાજને हंसपदी શી રીતે કહેવાય ?

ચરકે હંસપદીને કંઠય દશેમાનિમાં ગણાવેલી છે; મધુરસ્કંધમાં પણ ગણાવેલી છે. चि. ૨૫–૨૧૭ અને चि. ૨૯–૬૧ આ બે ઠેકાણે હંસપદીનો ઉલ્લેખ છે. સુશ્રુતે વિદારિગંધાદિગણમાં ઉલ્લેખ કર્યો છે.

રાજનિઘંટુમાં હંસપદીનાં અનેક નામો પૈકી એક નામ गोधापदी છે. ચરકટીકાકાર શિવદાસ ' गोधावती गोधालिया इति ख्याता '–આમ પિછાન કરાવે છે. જો ગોધાવતી–ગોધાપદીને હંસપદી ગણવામાં આવે તો તેના બે ઉપયોગ ધ્યાન ખેંચે છે.

शोढल— १ मूत्राघाते–गोधापदीमूलमनल्पसर्पिस्तैलान्वितं गोक्षुरसंयुतं च । निहन्ति सम्यक् क्वथितं निपीतमत्युत्कटां मूत्रनिरोधपीडाम् ॥

चक्रदत्त— २ श्लीपदकोपोत्थे ज्वरे–गोधावतीमूलयुक्तां खादेत् माषेण्डरीं नरः । जयेत् श्लीपदकोपोत्थं ज्वरं सद्यो न संशयः ॥

હંસરાજ કરતાં **ગોધાપદી** ભિન્ન લાગે છે. સ્વ. કવિરાજ બિરજાચરણ ગોધાપદીને ' वृक्षाश्रिता सुदीर्घलता ' કહે છે.

' ઇન્ડીયન મૅડીસીનલ પ્લેંટ્સ 'માં Vitis pedata–N. O. Ampelideæનું સંસ્કૃત નામ **ગોધાપદી** રાખેલું છે. ( Indi Medi Plants P. 349 ).

**નવ્યમત**—બચ્ચાંના તાવમાં આ દવા ગુજરાતમાં ખૂબ વપરાય છે. પાનને પાણીમાં વાટીને તેનો રસ સાકર સાથે અપાય છે. રતવાના સોજામાં તેનો રસ ચોપડાય છે. ( જે. રોબ. અમદાવાદ ). આ શીતસ્નિગ્ધ છે અને રતવામાં ચોપડાય છે. ( સરજન બંરન. ભુજ ).

**ઉલ્લેખ**—વ. શા. પા. ૭૧૫; રૂ. નિ. પા. ૩૫૧; Watt I p. 112; Indi Medi Plants. p. 1345.

# मूछत्रकादि वर्ग

## N. O. Fungi.

### ૪૨૨ ઝાડનો મેલ.

**નામો**—ઝાડનો મેલ (ગુજરાતી); ફનસ અલોમ્બે, અથવા ગામઠી ભાષામાં ફણસોંબા (મરાઠી); પેડકા કોઢ (હિંદી); The tree fungus-ધી ટ્રી ફંગસ (અંગ્રેજી); Agaricus ostreatus-ઍગેરીકસ્ ઑસ્ટ્રીએટસ્ (લેટીન).

**વર્ણન-ઉપયોગઃ**—બિલાડીના ટોપ જે ચોમાસા વખતે ઉકરડા અથવા સડેલાં લાકડાં કે છાણાં ઉપર ઉગેલા જોવામાં આવે છે તેજ વર્ગની આ વનસ્પતિ છે. આ છત્રક ફણસ, આંબા, આંબલી, બાવળ વિગેરે ઝાડો ઉપર થાય છે. મુંબાઇમાં ઘણાં જુનાં ફણસનાં ઝાડો ઉપર આ છત્રાક જોવામાં આવે છે એમ સ્વ. **ર્કીર્તિકર** કહે છે. રા. રા. પૂ. જયકૃષ્ણભાઈ આ વિષે લખે છે કે-"તે કોઈ કોઇ વાર સૂકાં હોય છે અને કોઈવાર તેમાંથી રતાશ લેતો રસ વહેતો હોય છે. એને બાહ્યોપચારમાં પાણી કે દુધમાં ઘસી શરદી કે સળેખમ ઉપર છાતીએ ચોપડાય છે. ભુજમાં જેલબાગની વાડમાં એક બાવળ ઉપર આ છત્રાક લખનારના જોવામાં આવેલ, ત્યારે ત્યાંના લોકોને પૂછતાં તેઓએ એનું નામ **બાવરજો મેલ** બતાવ્યું હતું; અને કહ્યું હતું કે **પાતાલતુંબડી** ન મળે તો તેની જગોએ આ મેલ વાપરી શકાય છે. આ વનસ્પતિ પણ ઝેરી છે." ('કચ્છની જડીબુટ્ટી' પા. ૨૯૮.)

**Uses**—It is ground to paste with water and applied to the gums in cases of excessive salivation. It appears to have much the same properties as amadon, and to be a useful styptic. It is also given internally in dysentery and diarrhœa, and applied to the mouths of children suffering from aphthœ.

(Dymock.)

**ભાવાર્થ**—આ છત્રાકને પાણીમાં ઝીણું લસોટીને અત્યંત લાલાસ્રાવ થતો હોય તો દાંતનાં પેઢાં ઉપર લગાવવામાં આવે છે. આમાં ઍમેડુ (વ્રણ ઉપર ડ્રેસીંગ કરવાની જર્મન રીત અથવા છત્રાકની એક જાત) જેવાજ બધા ગુણ છે અને તેમાં રક્તસ્રાવ (હેમોરેજ) બંધ કરવાનો સરસ ગુણ છે. સંગ્રહણી અને આમાજીર્ણમાં આ દવાને ખાવા માટે પણ અપાય છે. જે બચ્ચાંને થુલીયું થયું હોય તેમના મ્હોંમાં આ દવા લગાવવામાં આવે છે.

(ડીમક).

**વક્તવ્ય**—સ્વ. કીર્તિકર તેમના Indian Medicinal Plants Vol II (p. 1394)માં લખે છે કે આ છત્રાક (fungus)નું લેટીન નામ બોલેટસ નાઇટસ આર્ટો–કાર્પેલીસ્ (Boletus nitus Arto-carpalis. K. R. Kirtikar) રાખે છે. ડૉ. ડીમક અને ડૉ. સખારામ અર્જુને ઍગેરીકસ્ ઑસ્ટ્રીએટસ્–એ જુનું નામ કાયમ રાખ્યું છે તે માટે તેમણે Bombay Natural History Societyના જરનલના પહેલા વૉલ્યુમમાં એક લેખ લખ્યો છે.

સ્વ. કીર્તિકર આ છત્રાકનું વર્ણન નીચે પ્રમાણે કરે છે—"આનો આકાર ઘોડાની ખરીને મળતો છે. જો તુરતનો તાજો નમૂનો હોય તો તેનો રંગ પીળો નારંગી રંગનો હોય છે. સ્વાદમાં તે મધુરકષાય લાગે છે. પણ જો નમૂનો ઘણો વખત સુધી પડી રહીને જુનો થઈ ગયો હશે તો તે ઝાંખો ભુરા રંગનો (dull brown colour) થઈ જશે."

**વિશેષ વિવેચન**—આ એક મોટો વર્ગ છે. તેમાં જુદીજુદી ૪૦૦૦ જાતની વનસ્પતિઓ અત્યાર સુધીમાં માલમ પડી છે. આમાંની કેટલીક વનસ્પતિઓ ઝેરી છે અને કેટલીક ખાવા યોગ્ય પણ છે. અંગ્રેજીમાં આ આખા વર્ગને **મશરૂમ ફેમીલી** (mashroom family) કહે છે. ચોમાસામાં ચામડાના જોડા ઉપર, ઘરની ભીંતો ઉપર જે ધોળી કે બીજા રંગની ફુગ ઉગી નીકળે છે તે તથા બિલાડીના ટોપ વિગેરે આ વર્ગની વનસ્પતિઓ છે. વિલાયતમાં કેટલીક જાતની મશરૂમ્સનું શાક કરીને લોકો ખાય છે. હિંદુસ્તાનમાં પણ પંજાબ તરફની આની કેટલીક જાણીતી જાતોનો ઉપયોગ લોકો ખાવામાં કરે છે. પણ કેવી જાત ખાવી ને કેવી જાત ન ખાવી એ પારખવું ભલભલા તદ્વિષયક વિદ્વાનોને માટે પણ અઘરૂં થઇ પડે છે તો પછી સાધારણ માણસોનું તો પુછવું જ શું? જરનલ ઑફ બોર્ડ ઑફ ઍગ્રીકલ્ચર (જુલાઈ ૧૯૧૭)માં "ન્યુટ્રીટીવ વૅલ્યુ ઑફ ઍડીબલ ફંગાઈ"–(ખાવાયોગ્ય ભોંયફોડામાં રહેલી પોષણકારક શક્તિ)–એ વિષય ઉપર લખતાં તેના વિદ્વાન્ લેખકે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢયા છેઃ–

"Summarizing the results obtained from the analysis of various edible fungi and comparing them with other foods, it is obvious that mushrooms can in no sense be regarded as substitutes for flesh-forming foods such as meat. It may be noted that the common mushroom (Agaricus campestris) is richest in proteid substances of all the species examined. Even so, however, its proteid content is no higher than that of cabbage or potatoes, and in total nutititive value it is far inferior to the latter on account of its proper carbo-hydrate content.

Fungi, therefore, cannot be ranked with the essential foods. At the same time they are not to be looked upon as absolutely worthless. They may be made to serve a useful purpose as food accessories..............The derermination of species of Agaricus or gill-fungi, is by no means easy, and even mycologists of some experience may sometimes be deceived by close resemblances between edible and poisonous species. There is no test which can be used for the detection of poisonous varieties and the soundest advice which can be given to the would-be-fungus-eater is not to experiment unless he is absolutely certain of the species with which he is dealing, and never under any circumstances to eat fungi which are not perfectly sound and unattacked by insects. In cases of doubt expert advice should be asked. "+

અર્થાત્ ભોંયફોડાની જાતોનું રાસાયણિક પૃથક્કરણ કરી જોતાં તેમાં બહુ પોષણકારક તત્ત્વો જણાયાં નથી. માંસ વિગેરે ભક્ષ્ય પદાર્થોના સેવનથી જે શક્તિ આવે છે અને માંસ વધે છે એવું કોઇ પણ પોષણકારક અને બલપ્રદ તત્ત્વ આ ભોંયફોડાની જાતોમાં નથી. કોબી, બટાટા વિગેરેમાં જે પોષણકારક તત્ત્વો છે તેવાં તત્ત્વો પણ આ ભોંયફોડાની જાતોમાં નથી. કાર્બો–હાઇડ્રેટ્ જેવાં પોષણકારક તત્ત્વોની તેમાં ગેરહાજરી છે. એટલે ભોંયફોડાની જાતોનું ખોરાક તરિકે બીલકુલ મહત્ત્વ નથી.

પણ આ ભોંયફોડા કેવળ નકામી ચીજ છે એમ કોઈ ન માની લે. ખોરાકની બીજી ચીજો માફક આનો પણ ઉપયોગ એક સ્વાદિષ્ટ અને લહેજતદાર શાક તરિકે ભલે જે તેને જાણતા હોય તે કરે.

પણ આ ભોંયફોડાની જાતો ઉપયોગમાં લેતા અગાઉ તે ઝેરી છે કે ઝેર વગરની છે તે બરાબર નક્કી કરવું જોઇએ. ભલભલા સૂક્ષ્મદર્શક યંત્રો વાપરનારા વિદ્વાનો પણ ઝેરવાળી કે ઝેર વગરની જાતો નક્કી કરી શકતા નથી. એટલે સૌથી ઉત્તમ રસ્તો તો એ જ છે કે તેનો ઉપયોગ જ ખોરાક તરિકે ન કરવો; અને જો કરવો જ હોય તો બરાબર ખાત્રી કર્યા પછીથી જ કરવો. શંકા પડતી વાત હોય તો તદ્વિષયક નિષ્ણાત ( Expert ) ને પૂછીને ખાત્રી કરી જોવી.

હું ઉપર કહી ગયો છું કે આની ઘણી જાતો થાય છે. હિંદુસ્તાનના વનસ્પતિશાસ્ત્રવેત્તાઓએ હજી આ જાતની વનસ્પતિઓ તરફ પ્રયાસ કર્યો નથી. સ્વ. કીર્તિકર જો થોડો વખત વધુ જીવ્યા હોત તો આ વિષય ઉપર એક પુસ્તક લખવાનો તેમનો વિચાર હતો. પણ ઇશ્વરેચ્છા !

+ Indian Medicinal Plants Vol. II p. 1395–1398.

'મુંબાઇ સમાચાર'ના દીવાળીના અંકમાં (ઑક્ટોબર ૧૭ સને ૧૯૨૫) રેવરંડ ઈ. બ્લૅટરે ( Rev. E. Blatter, S. J. Ph. D. F. L. S. ) "The Mushrooms in Indian medicine"–'હિંદુસ્તાનની દવાઓમાં ભોંયફોડાના વર્ગની વનસ્પતિઓનું સ્થાન'–આ વિષય ઉપર સુંદર લેખ લખ્યો છે. તેમાં કેટલીક વનસ્પતિઓના ફોટાઓ પણ આપવામાં આવેલા છે. એ આખો લેખ વાંચવા વિદ્વાનોને મ્હારી ભલામણ છે. લેખના અંતમાં એ વિદ્વાન્ લેખક કહે છે કે– "There is a vast field for Indian Botanists and Chemists to explore. The literature on the subject is scanty, and the above notes have almost exhausted our knowledge of medicinal and food-fungi in India...We can only hope that Father Caius, the Director of the Pharmacological Department of the Parel Laboratory, will some day condescend to direct his attention to these humble and despised children of Mother Flora."

પંજાબમાં એક સર્વસાધારણ ભોંયફોડો ( Common mushroom ) જેનું લેટીન નામ સ્વ. કીર્તિકર સાહેબ Agaricus Campestris ( Linn ) આપે છે અને રેવ. બ્લૅટર Psalliota Campestris આપે છે તે પંજાબના બજારોમાં 'મૅાકસાઈ' નામથી વેચાતી મળે છે. આ બલપ્રદ અને ચિરગુણકારી પૌષ્ટિક મનાય છે.

તામિલ ભાષામાં "કરોમ્-પૅલેગમ્" ( આનો અર્થ એક કાળા રંગની દવા એવો થાય છે. ) નામથી એક દવા દક્ષિણ હિંદુસ્તાનના બજારમાં વેચાય છે. આ વનસ્પતિ પણ ભોંયફોડાના વર્ગની છે. આ વનસ્પતિ જમીન નીચે થાય છે. મજુરો તેને ખોદી કાઢે છે. અને પછી તેને ત્રાવણકોરનાં બજારોમાં વેચે છે. એનું લેટીન નામ Mylitta lapidescens ( Horan ) છે. આ દવા મૂત્રલ મનાય છે અને ત્યાંના દેશી વૈદ્યો એને ઘણા રોગોમાં વાપરે છે.

---

## ૪૨૩ પાતાલતુંબડી.

### N. O. Fungi.

**પાતાલતુંબડી**—Ceropegia acuminata-

ડૉ. સખારામ અર્જુન કહે છે કે પ્રાચીન નિઘંટુઓમાં આનો ઉલ્લેખ ક્યાંયે મળતો નથી. એનાં મૂળીયાંમાં સ્ટાર્ચ ( આટો )નો મોટો ભાગ હોય છે અને તે પૌષ્ટિક ખાણા તરિકે ખવાય છે. બચ્ચાંનાં પેટનાં દરદોમાં આ શક્તિપ્રદ તરિકે વપરાય છે. રૉક્સબર્ગના 'કોરોમાંડલ પ્લેંટ્સ'માં જે

ચિત્ર આપવામાં આવ્યાં છે તે ઉપરથી હું અનુમાન કરૂં છું કે પાતાલતુંબડી એ આકડાના વર્ગની ઉપર જણાવેલી વનસ્પતિ છે.

પણ ડૉ. ડીમક તેની મૅટીરીયા મેડીકામાં એ tubers-ગાંઠોને ઉપરોક્ત લેટીન નામવાળી વનસ્પતિ નથી માનતા પણ fungus (બિલાડીના ટોપના વર્ગની વનસ્પતિ) માને છે. મુ. જયકૃષ્ણભાઇએ આ વિષે તેમની એક નોટમાં નીચે પ્રમાણે લખ્યું છે:—

" पातालतुंबी–Dr. Sakharam Arjuna said in his 'Bombay Drugs' as **Ceropegia bulbosa's** tubers. Then Dr. Dymock in his M. Medica of Bombay Presidency doubted about it and stated it was a Fungus. I then brought some very fine specimens of पातालतुंबी from Bhavnagar & gave some best ones to Dr. K. R. Kirtikar who concurs with Dr. Dymock, but was not certain. When I asked Chester Macnaughten, Principal of Rajkumar College Rajkot, to go and see where पातालतुंबडी grows, he sent me some three specimens (tubers) or more probably fungi and wrote that a Bharvād had brought to him and also the bearer had promised to show him the Rāfdās where the **Pâtâl Tumbdi** grows.

I have presented the above three specimens to Dr.-D. Macdonald who examined with me in his microscope. They were all fungoid bodies like mould!"

પાતાલતુંબડી રાફડા ઉપર થાય છે એ વાત ચોક્કસ છે. Ceropegia bulbosa (N. O. Asclepiadeæ) નાં મૂળ ટૉનીક ગણાય છે.

'વૈદ્યકલ્પતરૂ' (૧૯૦૮ જાન્યુઆરી પુ. ૧૩મું અંક ૧ લો)માં પૂ. જયકૃષ્ણભાઇ પાતાલતુંબડી વિષે નીચે પ્રમાણે લખે છે:–पातालतुंबडी એ વનસ્પતિ-શાસ્ત્રના अपुष्प અથવા अदृश्यबीजवनस्पति (Flowerless or Cryptagamous plants)માંના छत्राक, काकछत्र અથવા ભોંયફોડા કે મીંદડીની બળાઇના વર્ગ (Fungi)ની વનસ્પતિ છે. એનું શાસ્ત્રીય નામ Bovista—? હાલ તુરત મનાયલું છે.

" પાતાલતુંબડી ઘણું કરીને માટીના રાફડાઓને તળીયે અથવા રાફડાઓમાં થાય છે. તે તરેહવાર આકારની તોપણ વિશેષે કરીને પહોળા પેટાળવાળી તુંબડી જેવી હોય છે. વળી રાફડાઓમાં બહુધા સર્પ કે નાગનું સ્થાન હોય છે, માટે એને સંસ્કૃતમાં वल्मीकसंभवा, भूतुंबी અને नागतुंबी પણ કહેલી છે. भूतुंबी ઉપરથી पातालतुंबी કહેવાતી હશે. એનો કંદ હીમજથી પબડી, જાંબુ કે મ્હોટાં પાકેલાં તાજાં અંજીર જેવડો હોય છે. તે બહારથી કાળા રંગની, લીસી,

ચળકતી, અને કરચલીવાળી હોય છે. તે કઠણ હોય છે. તેને તોડતાં તે અંદરથી સફેદ અને પોચી ગાભા જેવી દેખાય છે. તેની વાસ અણગમતી અને સ્વાદ પ્રથમ જરા મીઠાશ લેતો ને પાછળથી કડવાશવાળો લાગે છે. એનો ગાભો જરાક પણ જીભ ઉપર રાખવાથી જીભમાંથી લાળ નીકળવા માંડે છે અને થોડીવારમાં જીભ જાડી ને ખરસટ થવા માંડે છે; મોંઢે મોળ આવે છે ને માથે ચકરી આવવા માંડે છે. એ ઝેરી છે, એની ધુણી માદક છે. એ મથાળે પહોળી ને જરા દબાયલી હોય છે. એની વચ્ચોવચ્ચ ન્હાનો ખાડો હોય છે. એ તળીયે બહુધા પાતળી થતી લાંબી ડીંટડી જેવી થએલી હોય છે. એ $\frac{1}{2}$ થી ૨ કે ૩ ઇંચ લાંબી ને ઘણું કરી તેટલી જ પહોળી હોય છે."

"એ ઔષધિ ઘણી ચમત્કારી છે. જરા ઘસીને માથે ચોપડે તથા પાય તો ઘણી જાતનું વિષ ટાળે છે. દાંતની ડાઢ થઇ ગઇ હોય, સોજા, પસીનો, શરદી, બકવા, સનેપાત એ સર્વે રોગને ટાળે છે." (નિઘંટસંગ્રહ પૃ. ૫૫૨.)

કાઠિયાવાડમાં તે ઘણી થાય છે એમ કહેવું છે. મુંબાઈમાં કાઠીયાવાડી ગાંધીઓને ત્યાં તે ૧ રૂપીએ ૧ તોલો મળે છે. છોકરૂં ભરાઇ આવ્યું હોય તો પાતાલતુંબડી દુધમાં વાટીને છોકરાંની છાતી ઉપર ભરે છે.

---

# शिलापुष्पादि वर्ग

## N. O. Lichenes.

### ૪૨૪ પથ્થરફુલ.

**નામો**—શૈલેય, શિલાપુષ્પ, હિમપ્રિય ( સંસ્કૃત ); પથ્થરફુલ ( ગુજરાતી ); દગડફુલ ( મરાઠી ); ભૂરછરિલ ( હિંદી ); Parmelia perlata-પારમેલીયા પરલેટા ( લેટીન ).

**ગુણાઃ**—

शैलेयं शीतलं हृद्यं कफपित्तहरं लघु ।
कंडूकुष्ठाश्मरीदाहविषहृत् गुदरक्तहृत् ॥

॥ भा. प्र. ॥

शैलेयं शिशिरं तिक्तं सुगंधि कफपित्तजित् ।
दाहतृष्णावमिश्वासव्रणदोषविनाशनम् ॥

॥ रा. नि. ॥

शैलेयं कटुकं शीतं सुगंधि लघु हृद्यकम् ।
रुच्यं च कफपित्तघ्नं दाहतृष्णावमिप्रणुत् ॥
श्वासं व्रणं च कंडुं च कुष्ठाश्मरीविषज्वरान् ।
रक्तदोषं च वातरोगं रक्तार्शं चैव नाशयेत् ॥

॥ नि. र. ॥

**ગુણ-વર્ણન**—"પથ્થરફુલ દરિયાકિનારે પથ્થર ઉપર શેવાળની પેઠે ઉગે છે. એ ખુશબોદાર છે. દક્ષિણી લોકો તેને મસાલામાં વાપરે છે. આ ફુલ ટાઢાં છે, સ્વાદિષ્ટ છે; કફપિત્ત, દાહ, તૃષા, ઉલટી, દમ, ગુંબડાં, ખરજ, કોઢ, પાણવી, લોહીવિકાર, રક્તાર્શ એ સર્વે રોગને મટાડે છે. ઝાડામાં લોહી પડતું હોય તેને ટાળે છે. હરસથી લોહી પડતું હોય તો તે મટે છે."

( 'નિઘંટસંગ્રહ' માંથી ).

**વક્તવ્ય**—અમરકોષનો ટીકાકાર ભાનુજી દીક્ષિત 'શૈલેય'ને 'शिलाजित इति ख्यातस्य' એ રીતે ઓળખાવે છે. ટીકાકારનો આ વિષય નહિ હોવાથી આવી ભૂલ કરે એ સ્વાભાવિક છે. कालानुसार्यम् પણ શૈલેયનો પર્યાય છે. તગર માટે પણ આ શબ્દ પ્રચલિત છે. ડલ્હણ 'कालानुसार्यम् तगरम् शैलजम् इति कश्चित् । सू. ૩૭-તગર અને શૈલેય બન્ને દર્શાવે છે. कालमनुसरति शीतोष्णाभ्यां कालानुसार्यम् ( ક્ષીરસ્વામી ). તગર અને પથ્થરફુલ બન્ને ઠંડાં છે. शिलावल्कः,

હિમવાસી, શિલાદદ્રુ વિગેરે વિશેષણોથી જ એનો પરિચય મળી રહે છે. બીજો પરિચય મળી શકતો નથી.

ચરકે ચંદનાદ્ય અને અગુર્વાદ્ય બન્ને તેલોમાં શૈલેય યોજેલું છે. વળી શીતં નિહન્યાત્ અચિરાત્પ્રદેહો ( चरक. सू–अ–३–२६ )–એ શ્લોકમાં શૈલેય છે. ધૂમવર્ત્તિમાં શૈલેયનો ઉલ્લેખ છે. શોથમાં શૈલેયાદ્ય તેલ છે. વિષમાં 'મૃતસંજીવની'ના પાઠમાં શૈલેયનો ઉલ્લેખ છે. વાતરોગના બલાતૈલમાં શૈલેય છે. શ્લેષ્માક્ષિરોગની અંજનવર્તિમાં શૈલેયક છે ( चि. ૨૬–૨૩૫ ).

સુશ્રુતે પણ અંજન તરિકે શૈલેયક યોજેલું છે. વિષમાં તાર્ક્ષ્યાગદમાં ઉલ્લેખ છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૫૩; Indi Medi Plants pp. 1398–99.

———

# परिशिष्ट—अ.

## ४२५ એલવાલુક.

एलवालुकम् ( સંસ્કૃત ).

ગુણાઃ— एल्वालु कटुकं पाके कषायं शीतलं लघु ।
हन्ति कण्डूव्रणं छर्दिं तृट्कासारुचिहृद्रुजः ॥
बलासविषपित्तास्रकुष्ठमूत्रगदक्रमीन् ॥

॥ भा॰ प्र॰ ॥

एल्वालु शीतलं हन्ति कंडूकुष्ठकफक्रमीन् ।
तृट्छर्दिकफपित्तास्रहृन्मूत्रगदजिल्लघु ॥

॥ म॰ नि॰ ॥

વક્તવ્ય—એલવાલુકને ભાવમિશ્ર 'कुष्ठगंधसदृशम्' અર્થાત્ કુષ્ઠના જેવી સુગંધીવાળું દ્રવ્ય માને છે. ડલ્હણ તેને 'हरिवालुकम् कृष्णग्रन्थिकफलसदृशम् ( सू. ૩૮–૧૪ ) એ રીતે ઓળખાવે છે. વળી બીજે સ્થળે તેને 'स्वनामप्रसिद्धम्' ( क. ૨–૪૭ ) તરિકે જાહેર કરે છે. एलवालुकं कुष्ठगांधिकम् ( ઉ. ૩૯–૨૨૬ ).

ચરકે શુક્રશોધન અને વેદનાસ્થાપન દશેમાનિમાં एलवालुक ગણાવ્યું છે. આસવયોનિલીસ્ટમાં છાલ છે. એલવાલુકને કષાયસ્કંધમાં ગણાવ્યું છે. અર્શના અભયારિષ્ટમાં, ઉન્માદના કલ્યાણકઘૃતમાં, અને પાંડુના બીજકારિષ્ટમાં તેને યોજેલું છે.

સુશ્રુતે રોધ્રાદિગણમાં તેને ગણાવ્યું છે. સુગંધી હોવા છતાં તેનો एलादिगणમાં કેમ નહિ ઉલ્લેખ હોય ?

જ્યાંસુધી એલવાલુકનો નિર્ણય થાય નહિ ત્યાં સુધી તેની જગોએ કુષ્ઠ વાપરવું સારૂં છે એમ હું માનું છું.

નોંધ—આ સુગંધી દ્રવ્ય લાગે છે, પણ અત્યારે તે સંદિગ્ધ છે. એક વખત ઝંડુફાર્મસીએ મદ્રાસવાળા ડૉ. ગોપાલાચાર્યુ પાસે શુદ્ધ एलवालुक મંગાવેલાં. ત્યાંથી એક જાતનાં બીજ મોકલી આપવામાં આવેલાં. તે બીજ શાનાં છે એનો નિર્ણય કરવા માટે રા. રા. મુ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ આપણા વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઇ ઉપર પરીક્ષા માટે મોકલી આપ્યાં હતાં. જયકૃષ્ણભાઇને તે બીજ ચણકચીભડીનાં લાગેલાં. ચણકચીભડી (Mukia scabrella)નાં બીજને एलवालुक મનાય કે નહિ તે વિદ્વાનો વિચારશે ?

ઉલ્લેખ—ફ. નિ. પા. ૨૫૪.

---

## ૪૨૬ સ્પૃક્કા.

નામો—स्पृक्का ( સંસ્કૃત );

परिचय— स्पृक्का कुटिलपुष्पा सुगन्धिद्रव्यमौत्तरापथिकम् ॥

सुश्रुतटीकायां डल्हणः ( सू. ३८-२४ ).

गणाः— स्पृक्का कटुकषाया च तिक्ता श्लेष्मार्शकासजित् ।

शूलमेहाश्मरीकृच्छ्रनाशनी च सुगंधिका ॥

॥ रा. नि. ॥

स्पृक्का स्वाद्वी हिमा वृष्या तिक्ता निखिलदोषनुत् ।

कुष्ठकंडूविषस्वेददाहघ्नी ज्वररक्तहृत् ॥

॥ भा. प्र. ॥

गगौना कटुका तिक्ता तुवरा स्वादुशीतला ।

वृष्या चैव सुगंधिश्च कासतृण्मेहनाशिनी ॥

कंडूं त्रिदोषं कुष्ठं च विषदोषं ज्वरं कफम् ।

स्वेदं दाहं रक्तदोषं दौर्गन्ध्यं च तथाश्मरीम् ॥

मूत्रकृच्छ्रं च शूलं च नाशयेत् इति कीर्तिता ॥

॥ नि. र. ॥

वक्तव्य—સ્પૃક્કા શું છે તે નક્કી થયું નથી. તે સુગંધી દ્રવ્ય છે અને ડલ્હણના મત પ્રમાણે, ઉત્તર તરફના પ્રદેશમાં થનારૂં છે.

ચરકે તેને ત્રણ જગોએ ( चि. ૨૫–૫૨, ૭૫; चि. ૨૮–૧૪૮, ૧૫૭; चि. ૧૭ ૬૩ ) યોજેલું છે. સુશ્રુતે એલાદિગણમાં ગણાવ્યું છે.

સ્વ. કતોભટ્ટ કહે છે કે " ઘણું કરી સુગંધી પાંદડી છે; કારણ કે પાંદડી બીજે કયાંય ( એમના નિઘંટમાં ? ) આવી નથી. એથી એ જ છે. " પાંદડી સુગંધી છે અને સ્પૃક્કાનો પત્તો ન લાગે ત્યાં સુધી ભલે તેને વાપરીયે. સ્વ. કતોભટ્ટ સ્પૃક્કાનું લેટીન નામ marsilea quadrifida આપે છે, પણ marsilea quadrifida એટલે તો સુનિષણ્ણક = જલ–કપાસીયા.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૪૭.

---

## ૪૨૭ લાખ.

નામો—लाक्षा, जतुका, कृमिजा ( સંસ્કૃત ); લાખ ( ગુજરાતી. મરાઠી ); લાહિ ( હિંદી ); લાકા ( તેલુગુ ); લાખ ( ફારસી ); Shell-lac ( અંગ્રેજી ); ગાલા ( બંગાલી ); Coccus lacca ( લેટીન ).

परिचय— लाक्षा बदरीपलाशपिप्पलाम्रादीनां निर्यासः ॥

॥ शिवदत्तः ॥

अन्वर्थसंज्ञा— क्षतघ्नी, रक्ता, द्रुमव्याधि, रंगमाता, अलक्तक, मुद्रिणी, द्राविका ॥

॥ रा. नि. ॥

गुणाः— लाक्षा वर्ण्या हिमा बल्या स्निग्धा च तुवरा लघुः ।
अनुष्णा कफवातास्रहिक्काकासज्वरप्रणुत् ॥
व्रणोरःक्षतविसर्पक्रमिकुष्ठगदापहा ।
विषरक्तप्रशमनी विषमज्वरनाशिनी ॥

॥ ग. नि. ॥

लाक्षा तु तिक्ता तुवरा भग्नसन्धानकारका ।
स्निग्धा लघ्वी च बल्या च शीता वर्णप्रदा मता ॥
कफपित्तं च शोषं च विषं रक्तविकारकम् ।
हिक्कां कासं ज्वरं चैव विषमं च विनाशयेत् ॥
उरःक्षतं च विसर्पनासारोगक्रमीनथ ।
कुष्ठं व्रणं च त्वग्दोषं दाहं चैव विनाशयेत् ॥

॥ नि. र. ॥

राजमार्तण्ड—१ रक्तप्रदरे—लाक्षा घृतेन क्वथिता निपीता निहन्ति सद्यः प्रदरं सदुग्धा ॥

ગુણ અને ઉપયોગ—લાખ સ્વાદે કડવી અને તુરી છે; ભાગેલા હાડને સાંધનાર છે; સ્નિગ્ધ, લઘુ, બલકારક, શીત અને રંગ સારો કરનારી છે. કફને, પિત્તને, શોષને, વિષને અને રક્તવિકારોને લાખ મટાડે છે. હેડકી, ખાંસી, જ્વર, ઉરઃક્ષત, રતવા, કૃમિ, કુષ્ઠ, વ્રણ, ચામડીના દોષો, દાહ, વિગેરેનો તે નાશ કરે છે. નિઘંટુરત્નાકર.

ઉરઃક્ષતમાં લાખ ખાસ ઉપયોગી છે. દુધમાં ઉકાળીને પીવા કહેવું.

વર્ણન—બોરડી, ખાખરો, પીપળી, આંબો વિગેરે ઝાડ ઉપર લાખ થાય છે. લાખ, જીવડાં બનાવે છે. નાની નાની ડાળીઓ કાપી લઈ, તેને ગરમ પાણીમાં નાખી કણીયો જુદી પડી જાય એટલે ગાળી લઇ, લુગડામાં ઉનો રસ નાખી ગાળીને નીચે જે ભાગ પડે છે તેને ઠરવા દે છે. આ શુદ્ધ લાખ કહેવાય છે. લાખ રંગના કામમાં તેમજ દવાના કામમાં આવે છે. પોસ્ટની સીલ મારવામાં પણ લાખનો જ ઉપયોગ થાય છે. પીપળા ઉપરની લાખ ઘણી જ સારી ગણાય છે. લોહીવા અને ઉરઃક્ષતમાં આ રામબાણ દવા છે.

**वक्तव्य**—શોઢલ આને ' संतानस्तंभनी ' અર્થાત્ લાખ જો સ્ત્રીઓ વધારે ખાય તો તેમને પ્રજા થતી નથી—એમ જણાવે છે. ' अलक्तको गुणैस्तद्वद्विशेषात् व्यंगनाशनः ' અર્થાત્ આ ઉપરથી જણાય છે કે અલકતકના ગુણ પણ લાખના જેવા જ છે પણ લાખ એ જ અલકતક નથી એમ ઉપલા વાકયમાંથી સમજાય છે. અમરસિંહે લાક્ષાનો એક પર્યાય ' अलक्तक ' આપેલો છે. જો લાખ એ જ અલક્તક હોય તો પ્રાચીન કાવ્યસાહિત્યમાં અલકતક બહુ જાણીતું છે. સ્ત્રીઓ પગનાં તળીયાં એનાથી રંગતી હતી.

Coccus lacca નામનું જંતુ ઝાડની છાલમાં કાણું પાડી લાખ જમાવે છે. માદા જંતુ જ લાખ ઉત્પન્ન કરી શકે છે.

લાક્ષાદિ અને અંગારક તૈલમાં લાખ પડે છે.

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૫૭; Indig. Drugs p. 92.

---

## ૪૨૮ રેણુકબીજ.

**નામો**—हरेणुका, रेणुका, कौन्ती ( સંસ્કૃત ); રેણુકબીજ ( ગુજરાતી. ) મરાઠી ).

**गुणाः**—

रेणुका कटुका पाके तिक्ताऽनुष्णा कटुर्लघुः ।
पित्तला दीपनी मेध्या पाचनी गर्भपातिनी ॥
बलासवातवैक्लव्यतृट्कंडूविषदाहनुत् ॥

॥ भा. प्र. ॥

रेणुका तु कटुः शीता खर्जूकंडूतिहारिणी ॥
तृष्णादाहविषघ्नी च मुखवैमल्यकारिणी ॥

॥ रा. नि. ॥

रेणुका कटुका शीता मुखवैमल्यकारका ।
तिक्ता च पित्तला लघ्वी चाग्निमेधाकरी मता ॥
पाचनी गर्भपातस्य कारिणी दद्रुकंडूहा ।
तृष्णादाहविषक्लैव्यकफवातविनाशिनी ॥
दौर्बल्यगुल्महारिणी बीजे चापि गुणाः इमे ॥

॥ नि. र. ॥

सुश्रुत— १ कासे–हरेणुकां मागधिकां च तुल्याम् । दध्ना पिबेत् कास-
गदाभिभूतः ॥ उ. ५२–१८

२ नेत्ररोगे–आम्रजंबूद्भवं पुष्पं तद्रसेन हरेणुकाम् । पिष्ट्वा क्षौद्राज्य-
संयुक्तां प्रयोज्यमथवाञ्जनम् ॥ उ. १७–१०

સુશ્રુત— ૧ ખાંસીમાં–રેણુકબીજ અને લીંડીપીપર સરખે ભાગે લઇ દહીં સાથે પીવાં. ઉ. ૫૨–૧૮.

૨ આંખના રોગ માટે અંજન–આંબો અને જાંબુનાં પુલના રસની રેણુકબીજના ચૂર્ણને ભાવના આપવી. એ અંજન મધ સાથે આંખમાં લગાવવાથી આંખના કેટલાક રોગો મટે છે. ઉ. ૫૨–૧૮.

वक्तव्य—રેણુકબીજ સંદિગ્ધ છે. કેટલાક નગોડના બીજને અને બીજા મેંદીનાં બીજમે રેણુકબીજ ગણે છે. પણ ખરાં રેણુકબીજ કેવાં હશે તે જોવાનું મળતું જ નથી. મુંબાઇના ગાંધીઓ રેણુકબીજને નામે કંઈ આપે છે ખરા એમ મ્હારી જાણમાં છે, પણ તે શું છે એ કળાતું નથી.

પહેલાં હરેણુકા ખૂબ વપરાતી હશે એમ ચરકસુશ્રુતમાં તેના ઉલ્લેખ ઉપરથી સમજાય છે. એ સુગંધી દ્રવ્ય છે એ વાત પણ ખરી છે—हरेणुका रेणुकानाम गन्धद्रव्यम् । (डल्हण चि. २–७५ ), સુશ્રુતે એલાદિગણમાં હરેણુકા ગણાવ્યું છે. ઠંડુ હોવાથી ચરકે વિસર્પમાં હરેણુકા વાપર્યું છે ( चि ૧૧–૭૬, ૭૯ ). રક્તપિત્તમાં એની યવાગૂ ખાવા કહેલું છે ( चि. ૪–૪૫ ). પિપ્પલ્યાદિગણમાં પણ હરેણુકા છે. પિપ્પલ્યાદિગણમાં તમામ વસ્તુઓ ગરમ છે અને આ ઠંડુ દ્રવ્ય છે છતાંયે તે કેમ યોજાયલું હશે ?

हरेणुका એ કઠોળની જાતનું બીજું દ્રવ્ય છે. એને સુગંધી રેણુકબીજ સાથે ન ભેળવવું જોઇએ. हरेणुः सतीनभेदः वर्तुलकलायश्च ( डल्हण सू २०–५ ). આ હરેણુ વાતકોપનં છે.

સુશ્રુને રેણુકબીજને વિષમાં ઘણી જગોએ યોજયું છે. કટુવર્ગમાં ગણાવ્યું છે. ભગંદર, નાડી, ઉપદંશ વિગેરેમાં તેનો ઉલ્લેખ છે.

ચરકે રેણુકબીજને શિરોવિરેચન ગણાવ્યાં છે ( चि ૮–૧૭૪ ). વમનોપગ તરીકે તેને યોજેલાં છે. ગ્રહણીના મધ્વરિષ્ટમાં રેણુકબીજ છે. વ્રણપીડન માટે રેણુકબીજ યોજાયલાં છે ( चि. ૧૩–૬૦ ). દુષ્ટક્ષીરા માટે પાનાશનમાં બીજાં સાથે તેની ગણત્રી થયેલી છે ( शा ૮–૧૧૪ ). કુષ્ઠમાં લેપમાં પણ છે. ચરકે

પણ વિષમાં યોજેલાં છે. સુશ્રુતે વ્રણરોપણ તરિકે તેને ગણાવેલું છે ( चि २. ४०-७५ ).

આ ઠંડું છે છતાં નિઘંટુકારોએ તેને 'ગર્ભપાતિની' કેમ કહ્યું હશે ? પિપ્પલ્યાદિ ગણમાં હરેણુકા આવે છે એનું શું ? ચરકસુશ્રુતે ક્યાંયે તેનો ગર્ભપાતન ગુણનો ઉલ્લેખ નથી કર્યો.

પણ રેણુકબીજ એટલે શું ? વિદ્વાનો વિચારશે ખરા ?

**નોંધ**—રેણુકબીજ સંદિગ્ધ છે. સ્વ. ડૉ. **સખારામ અર્જુન નગોડનાં બીજને જ રેણુકબીજ** માને છે. તે પોતાના પુસ્તકમાં રૅાકસબર્ગનો ઉતારો કરતાં કહે છે:-"The seeds, Renuk Bija, are a nervine and an emmenagogue." નગોડનાં બીજને રેણુકબીજ કહેવાનું શું કારણ ?

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૨૪૨.

---

## ૪૨૯ શેવાલ.

**નામો**—जलमंडपी, शैवाल, जलकेश (સંસ્કૃત); શેવાલ (ગુજરાતી. મરાઠી).

कुंभिका वारिपर्णी स्यात् शैवालं शैवलं च तत् ॥

॥ भा० प्र० ॥

शैवालं जलनीली स्यात् शैवलं जलजं च तत् ॥

॥ रा० नि० ॥

**गुणाः**—

वारिपर्णी हिमा तिक्ता लघ्वी स्वाद्वी सरा पटुः ।
दोषत्रयकरी रूक्षा शोणितज्वरशोषकृत् ॥
शैवालं तुवरं तिक्तं मधुरं शीतलं लघु ।
स्निग्धं दाहतृषापित्तरक्तज्वरहरं परम् ॥

॥ भा. प्र ॥

शैवालं शीतलं स्निग्धं संतापव्रणनाशनम् ॥

॥ रा० नि० ॥

ગુણ—શેવાળ ટાઢો તુરો, કડવો, મધુર, અને લઘુ છે. દાહ, તરસ, રક્તપિત્ત અને જ્વરને હરનારો છે.

**વર્ણન—પાણી ભરાઇ રહેતું હોય એવી જગોએ શેવાળ થાય છે. એ એક જાતની વનસ્પતિ છે.**

**વક્તવ્ય**—ચરકમાં રક્તપિત્તચિકિત્સામાં मूलानि पुष्पाणि च वारिजानां प्रलेपनम्...એ શ્લોકની સાથે શેવાલને પણ ગણાવી અંતમાં કહેલું છે કે રક્તપિત્તની શાંતિ માટે પ્રદેહ અને પરિષેચન માટે ઉપરની વસ્તુઓ યોજવી ( चि. ૪–૧૦૧ ). વિસર્પમાં शैवालं नलमूलानि....। पृथगालेपनं कुर्यात् द्वन्द्वशः सर्वशोऽपि वा। प्रदेहाः सर्व एवैते देयाः स्वल्पघृतप्लुताः ॥ ( चि. ૧૧–૮૯ ) એ પ્રયોગ છે. કાસમાં ધૂમ છે તેમાં શૈવાલની ગણત્રી છે ( चि. ૨૨–૭૯ ). તૃષ્ણામાં ( चि. ૨૪–૩૫ ), અને હૃદ્રોગચિકિત્સામાં એક ઘૃતમાં ( चि. ૨૬–૯૨ ) તે યોજેલું છે. પિત્તવાળાને બસ્તિમાં આપેલું છે ( सि. ૧૦–૧૯ ).

**સુશ્રુત** तत्र सप्त कलुषस्य ( जलस्य ) प्रसादनानि भवन्ति–એ હેડીંગમાં શેવાલ પણ ગણાવે છે ( सू. ૪૫–૧૭ ). જે નદીમાં શેવાલ હોય તે નદીના પાણીને गुर्व्यः शैवालसंच्छन्नाः कलुषा मन्दगाश्च याः ( सू. ૪૫–૨૨ )-ગંદાં અને ભારે કહેલાં છે. પિત્તસંશમન વર્ગમાં શેવાલ છે ( सू. ૩૯–૮ ). વિસર્પમાં सशैवलाः सोत्पलकर्दमाश्च। वस्त्रान्तराः पित्तकृते विसर्पे लेपाः विधेयाः सघृताः सशीताः ( चि. ૧૭–૬ ). શુક્રમેહવાળાને दूर्वा, શેવાળ વિગેરેનો કવાથ પાવાનો કહ્યો છે ( चि. ૧૧–૮ ). ડલ્હણે બે ત્રણ જગોએ शैवलम्‌નો અર્થ दूर्वा કરેલો છે. સુશ્રુતમાં शैवाल અને 'शैवलम्' એવા બે શબ્દો વપરાયલા છે.

અમરકોષમાં 'वारिपर्णी तु कुम्भिका' એ જલકુમ્ભી માટે અને 'जलनीली तु शैवालं शैवलः' એ શેવાળ માટે યોજાયલા શબ્દો છે. जलं नीलयति इति जलनीली–શબ્દ મઝાનો છે.

'રાજમાર્તંડ'માં લિંગવર્ધનના પ્રયોગોમાં 'સેવાલ' યોજાયલો છે.

ઉલ્લેખ—૩. नि. પા. ૫૯૮.

---

## ૪૩૦ પુષ્કરમૂલ.

**નામો**—पुष्करमूलम्, कुष्ठभेदः, पौष्कराह्वयम्, पुष्करजटा, काश्मरीम् ॥ (સંસ્કૃત); પુષ્કરમૂલ ( ગુજરાતી. મરાઠી. હિંદી ).

**परिचय**— पद्मपत्रं च काश्मीरं कुष्ठभेदमिदं जगुः ॥

॥ भा. प्र. ॥

**गुणाः**— तिक्तं पुष्करमूलं च कटूष्णं कफवातजित्।
ज्वरारोचककासघ्नं शोफार्दितविनाशनम् ॥
श्वासोर्द्ववातपांडुघ्नं हिक्कादोषनिवारणम् ॥

॥ ध. नि. ॥

पौष्करं कटुकं तिक्तं उष्णं वातकफज्वरान् ।
हंति शोथारुचिश्वासान् विशेषात्पार्श्वशूलनुत् ॥

॥ भा॰ प्र॰ ॥

पुष्करं पार्श्वरुक्श्वासकासहिक्काज्वरापहम् ॥

॥ शोढलः ॥

पुष्करमूलं हिक्काश्वासकासपार्श्वशूलहराणाम् ॥

॥ चरकः ॥

વર્ણન—પુષ્કરમૂલ શું છે તે કહેવું મુશ્કેલ છે. કેટલાક એને 'Orris Root કહે છે. નવ્યગણુ આજ Orris Rootને પુષ્કરમૂલ માને છે. હકીમો ઑરીસ રૂટનો બહુ ઉપયોગ કરે છે એમ તેઓ કહે છે. કાશ્મીરમાં આ દ્રવ્ય થાય છે. ભાવપ્રકાશના વખતથી પુષ્કરમૂલનો અભાવ થયેલો જણાય છે અને તેથી જ ભાવપ્રકાશમાં " अभावे पुष्करे मूले कुष्ठं सर्वत्र गृह्यते "–પુષ્કરમૂલના અભાવમાં કુષ્ઠ લેવાનું જણાવેલું છે. ભાવમિશ્ર પુષ્કરમૂલને 'કુષ્ઠભેદ' ગણે છે. કેટલાક કુષ્ઠ અને પુષ્કરમૂલને એક જ માને છે, પણ તે ભૂલ છે. પુષ્કરમૂલ કુષ્ઠભેદ છે એ વાત ખરી પણ કોઈ પણ ગ્રંથમાં કુષ્ઠ અને પુષ્કરમૂલ એકમેકના પર્યાયો તરિકે વપરાયલું છે જ નહિ. ચરકે એક શ્લોકમાં ઘણી જગોએ कुष्ठ અને पुष्करमूलનો ઉલ્લેખ કરેલો છે.

પુષ્કરમૂલ કાશ્મીરમાં થાય છે અને તેનાં કમળના જેવાં પાન થાય છે એટલો જ પરિચય આપણને શાસ્ત્રદોહનમાંથી હાથ લાગે છે સ્વ. વિરજાચરણ કવિરાજ પુષ્કરમૂલને Iris Germanica ( લેટીન )-Orris Root ( અંગ્રેજી ) માને છે. 'વૈદ્યકશબ્દસિંધુ'કાર પુષ્કરમૂલને Root of Alpotaxis auriculata તરિકે ઓળખાવે છે; અને " पुष्करदेशे स्वनाम्ना प्रसिद्धे मूले पातालपद्मिनीति ख्याते काश्मीरदेशे प्रसिद्धे कन्दविशेषे " "-આમ વર્ણવે છે. Alpotaxis auriculata તો કુષ્ઠ માટે જ યોજાયલો શબ્દ છે. એટલે કુષ્ઠનું જ મૂલ અર્થાત્ કુષ્ઠ અને પુષ્કર-મૂલ તેમના અભિપ્રાય મુજબ એક જ લાગે છે.

વૃંદકૃત 'સિદ્ધયોગ'ના ટીકાકાર શ્રીકંઠ पौष्करमूलं तद्दिष्टपशाखाश्च कुष्ठमिति ज्ञेयम् (अ ૩૦–૩૩) એમ જણાવે છે. શારંગધરટીકાકારે पुष्करम् कुष्ठम् तदभावे कुष्ठं ग्राह्यम् ( म ૬–૩૮ ) કહેલું છે. બીજા ટીકાકારોએ આનો પરિચય નથી કરાવ્યો.

અમરસિંહે પુષ્કરમૂળનો ઉલ્લેખ કરેલો છે.

वक्तव्य—પ્રાચીન વખતથી છુટ્ટથી વપરાયલી આ દવા અત્યારે અપ્રાપ્ય-અગોચર થઈ ગઈ જણાય છે. હાલના વૈદ્યો તેની જગોએ ઉપલેટ નાખે છે. સ્વ. કેતોભટ્ટ કહે છે—" પુષ્કરમૂલ નામની દવા ક્યાંય ગાંધીને ત્યાં પણ મળતી

નથી, ને કોઇ આપતા હશે તો પુષ્કરમૂળમાં જે રસગુણ લખ્યા છે તે તેમાં દેખાતા નથી, ને કુલીંજન પ્રાચીન ગ્રંથમાં કયાંય દેખાતું નથી. તે ધન્વંતરિ, ગુડુચ્યાદિ નિઘંટ સુધી દેખાતું નથી. પ્રથમ ભાવપ્રકાશે લીધું છે; તે પછીના નિઘંટોમાં હશે, માટે એમ લાગે છે કે તેને પુષ્કરમૂલ કહેતા હશે, ને સ્વાદ, ગુણ પણ તે જેવા જ લાગે છે. ને કોઇ કહેશે કે તે દિવસ તે હતું જ નહિ ને હમણાં નવું થયું છે તોપણ તે ઠેકાણે વાપરવામાં હાનિ જણાતી નથી; ને ' पुष्कराभावे कुष्ठ योज्यम् ' એમ લખે છે માટે ઘણા દિવસથી પુષ્કરમૂલ મળતું નથી એમ જણાય છે ને કુષ્ઠમાં પુષ્કરમૂલ જેવા ગુણ નથી. માટે તે બદલે કુલીંજન વાપરવું. ને પુષ્કરમૂલ પ્રાચીન પ્રયોગમાં ઘણે ઠેકાણે આવે છે, ને તેની દવા કયાંઇ લોપ થઈ ગઇ હશે. આગળની નામની પીછાન જતી રહી છે. નવી દવા દેખે તેનાં નવાં નામ હાલના ગ્રંથોમાં બને છે. નવો શોધ કર્યો બતાવે છે; માટે આ ઔષધી ઘણી સારી છે ને પ્રાચીન પ્રયોગમાં કયાંઇ વપરાતી નથી માટે પુષ્કર ઠેકાણે વાપરવી. ”

**વનસ્પતિ ગુણાદર્શ** લખે છે–“ હાલમાં કેટલાક વૈદ્યો આ દવાને બદલે ભૂલથી એરંડાનાં મૂળ વાપરે છે અને માને છે કે એરંડો કેટલાએક ગુણો વડે પુષ્કરમૂળની સમાન છે. પરંતુ તેના કરતાં આ દવાને બદલે ઉપલેટ વાપરવું એ વધારે યોગ્ય છે કારણ કે આ બન્ને એક જ જાતનાં હોઇને ગુણમાં સમાન છે અને તેટલા માટે ભાવમિશ્રે પણ આ દવાને માટે ઉપલેટ વાપરવાની ભલામણ કરી છે. કોઇ લખનાર આ દવાને બદલે કુલીંજન વાપરવાની સલાહ આપે છે, પરંતુ શાસ્ત્રથી અને વૈદ્યપરંપરાથી અનુમત છે માટે યોગ્ય છે કે નથી. જયાં સુધી આ દવા ન મળે ત્યાં સુધી ઉપલેટ વાપરવું. ”

ચરકે હિક્કાનિગ્રહણ અને શ્વાસહર દશેમાનિમાં પુષ્કરમૂલનો ઉલ્લેખ કરેલો છે. હૃદ્રોગમાં ( चि. ૨૬–૮૧ ,૮૨, ૮૩, ૯૫ ), કાસમાં ( चि. ૨૨–૭૫–૧૦૯, ૧૨૧, ૧૨૪, ૧૫૭, ૧૭૫, ૫૧, ૫૬ ઇત્યાદિ શ્લોકો ), શ્વાસમાં (चि. ૨૧–૯૬, ૧૦૧, ૧૨૦, ૧૨૬), રાજયક્ષ્મામાં ( चि. ૮–૯૯, ૧૦૬, ૧૦૯ ), અર્શમાં चि. ૯–૬૩, ૧૩૧ ), ગુલ્મમાં ( चि. ૫–૬૫, ૭૬, ૮૨ ), જ્વરમાં (चि. ૩–૨૦૮, ૨૫૦, ૨૦૬ ), શોથમાં ( चि. ૧૭–૫૭ ), ઉદાવર્ત, શિરોરોગ, વાતહર, વિગેરેમાં પુષ્કરમૂલનો ઉલ્લેખ કરેલો છે. સુશ્રુતમાં બહુ જ ઓછો ઉપયોગ જણાય છે સ્વતંત્ર ઉપયોગ બન્નેમાંથી મળી આવતો નથી.

ઉલ્લેખ—વનસ્પતિ ગુણાદર્શ. પા. ૫૩૬; રૂ. નિ. પા. ૨૯.

## ૪૩૧ શાહતરા પિત્તપાપડો.

**નામો—શાહતરા, પિત્તપાપડા** ( ગુજરાતી );Fumaria parviflora-ફ્યુમેરીઆ પર્વીફ્લોરા ( લેટીન ).

**ડૉ. સખારામ અર્જુન** લખે છે કે મુંબઇના બજારમાં **પિત્તપાપડા** નામથી જે વસ્તુ મળે છે તે તો Rostellularia diffusa ( રૉસ્ટેલ્યુલેરીયા ડીફ્યુઝા ) છે. **ઘાટી પિત્તપાપડા**ના નામથી જે વસ્તુ મળે છે તે Peristrophe bicaliculata અર્થાત્ જેને આપણે કાળી અઘેડી અથવા काकजंघा કહીએ છીયે તે છે. પિત્તપાપડા માગતાં આ બન્ને વસ્તુઓમાંની ગમે તે એક ગાંધીઓ બાંધી આપે છે પણ આ બંનેમાં કોઇપણ જાતનો ગુણ જણાતો નથી ( No medicinal value ). હા, ફકત સ્હેજ કડવાશ છે એટલું જ. કેટલીક જગોએ અડસલીયો(Rungia parviflora) આપવામાં આવે છે. વલસાડ તરફ ( Rungia Repens )–ખડસલીયાની જાત તેની અવેજીમાં અપાય છે. પુના, ધુલીયા તરફ અને કરાડ તરફ Glossocardia Bosvallia પિત્તપાપડા તરિકે વેચાય છે. કેટલીક જગોએ Heydiotis Burmanniana પણ પિત્તપાપડા તરિકે વેચાય છે.

પણ આ બધાથી ' શાહતરા પિત્તપાપડા ' નામથી મુંબાઈના ગાંધીઓ જે ચીજ વેચે છે તે તદ્દન જુદી જ વસ્તુ છે. પણ શાહતરા પિત્તપાપડા અને ગ્લૉસોકાર્ડીયા–બન્ને સૂકાં થઇ જાય છે ત્યારે એવાં તો મળતાં લાગે છે કે વનસ્પતિશાસ્ત્ર ( Botany )ના બારીક અભ્યાસી સિવાય કોઇ ભાગ્યે જ પારખી શકે કે તે બન્ને ભિન્ન ભિન્ન વસ્તુઓ છે.

---

## ૪૩૨ સારિવા.

સંસ્કૃતમાં 'सारिवे द्वे' એમ કહ્યું છેઃ–(૧) श्वेतसारिवा અને (૨) कृष्णसारिवा.

"સ્વ. **પં. ભગવાનલાલભાઈ** Gymnema sylvestris ( જેને આપણે **ગુડમાર** કહીએ છીયે તે ) ને कृष्णसारिवा કહેતા અને Hemidesmusને श्वेतसारिवा કહેતા. હેમીડેસ્મસનાં મૂળમાંથી જેવી સુગંધી અને સ્વાદ જણાય છે તેવી જ સુગંધી અને સ્વાદ જીમ્નીમાનાં મૂળમાં હોય છે. મેં બન્નેનાં મૂળ જોયાં, સુંઘ્યાં અને ચાખ્યાં છે.

ડૉ. दत्त सारिवे द्वे લખે છે; તેમાં એક Hemidesmus અને બીજી Ichnocarpus fruticans ( N. O. Apocynaceæ. ) લખે છે. આ પણ કેવો ગોટાળો છે ? પણ પં. ભગવાનલાલભાઈનું માનવું મને ઠીક જણાય છે...."
( પૂ. જયકૃષ્ણભાઈના એક પત્ર ઉપરથી. )

**Hemidesmus Indica—શ્વેતસારિવા**
**Cryptolepis Buchanani—કૃષ્ણસારિવા**

આ વિદ્વાનોની વાતો છોડી દઈએ અને પ્રત્યક્ષ વનસ્પતિઓ લઈને બેસીએ તો, હું ધારૂં છું કે, બન્ને સારિવાનો તુરત જ નિર્ણય થઈ જાય એમ છે.

કૃષ્ણસારિવાનાં મૂળ મ્હેં જાતે ચાખ્યાં છે, વેલો મેં જાતે ખૂબ કાળજી-પૂર્વક જોયો છે. મ્હને તો આજ સાચી 'કૃષ્ણસારિવા' લાગે છે. પાવાગઢ ઉપર તે ઢગલાબંધ થાય છે.

'Indian Medicinal Plants'માં Ichnocarpus frutiscens ને सारिवा નામ આપવામાં આવ્યું છે અને લખ્યું છે કે "The roots are somewhat similar is appearance to those of Hemidesmus but have not the same Coumarin odour." એટલે Hemidesmusનાં મૂળ સાથે આનું મળતા-પણું ચાલતું હોવાને લીધે એને કૃષ્ણસારિવા માનવામાં આવી હોય; પણ આની શાખાઓ, કોમળ દાંડીઓ વિગેરે કાળા રંગનાં નહિ હોતાં સફેદ રંગનાં હોય છે ) "White like finely fulvous-tomentose."). આ વેલ મેં જાતે જોઈ નથી એટલે આથી વધુ કંઈ લખી શકતો નથી.

હવે **ઉપલસરી** અને **કપુરીમધુરી** નામો વિષે. ગુજરાતીમાં આ બન્ને નામો લગભગ એક બીજાના પર્યાય તરિકે જ વપરાય છે, પણ મુ. જયકૃષ્ણભાઇએ "વૈદ્યકલ્પતરૂ" (૧૯૦૭–મે) માં "કપુરીમધુરી= Aerua lanata—ગોરખગાંજો"—આવું લખેલું છે. આના જવાબમાં વિદ્વદ્વર્ય શ્રી વૈદ્યરાજ જાદવજીભાઇએ તેમના એક પત્રમાં ( જયકૃષ્ણભાઈ ઉપરના પત્રમાં ) નીચે પ્રમાણે શંકાઓ રજુ કરેલી છેઃ—

"વૈદ્યરાજ રૂઘનાથજીના નિઘંટુમાં સારિવાનાં સંસ્કૃત નામો જોતાં જણાય છે કે તેનાં પ્રાચીન વૈદ્યોએ श्वेतमूला અને कृष्णमूला ( श्वेतमूला ને **કાષ્ઠસારિવા** અને कृष्णमूलाને **ચંદનસારિવા** એવાં નામો ત્યાં આગળ આપેલાં છે. બાપાલાલ. ) એવા બે ભેદો તેના મૂલના રંગના ભેદ ઉપરથી જ આપેલા છે અને તે ભેદો, હું ધારૂં છું, કે જમીનની માટીના રંગના ભેદને લીધે જ ઘણું કરીને થતા હશે. મેં પોરબંદરમાં કાળા મૂલની સારિવા જોયેલી છે, અને તેનું કારણ પણ મારી સમજ પ્રમાણે પોરબંદરની કાળી અને મુંબઈની લાલ માટી જ છે. હવે તેનાં ભાષાનાં નામોનો અને ઉપલસરી અને કપુરીમધુરી એ બે નામોનો વિચાર કરીએ. સારિવાને મરાઠીમાં ઉપલસરી કહે છે અને જેને મરાઠીમાં ઉપલસરી કહે છે તેને જ ગુજરાત કાઠીઆવાડમાં કપુરીમધુરી કહે છે. સારિવાનું ઉપલ-સરી એ નામ મરાઠી છે, ગુજરાતી નથી. કાઠીઆવાડમાં ખેડુતો અને ગામડાના લોકો સારિવાને કપુરીમધુરીના જ નામથી ઓળખે છે. તેઓ ઉપલસરી નામ જાણતા જ નથી. મેં પોરબંદરમાં એક ખેડુત પાસેથી કપુરીમધુરી મંગાવી

હતી અને તેણે મને અહીં મરાઠીમાં જેને ઉપલસરી કહે છે તે જ ચીજ લાવી આપી હતી. હવે ઉપલસરી એ નામ કાઠીઆવાડના વૈદ્યોમાં કેમ પ્રસિદ્ધ થયું તેનો આપણે વિચાર કરીએ. 'આર્ય ઔષધ'માં ડૉ. વીરજી ઝીણા રાવળે તથા ભાવપ્રકાશના ભાષાંતરમાં કાળીદાસ શાસ્ત્રીએ સારિવાને ઉપલસરી એ નામ આપેલું છે અને તેનું કારણ એ છે કે તેઓ મુંબઈમાં રહેતા હતા અને અહીંના મરાઠા લોકો પાસેથી તેઓએ સારિવાનું ઉપલસરી નામ સાંભળેલું, તે પોતાના પુસ્તકમાં તેને કાઠીઆવાડમાં શું કહે છે તેની તપાસ કર્યા વગર જ દાખલ કીધું અને તે નામ અંધપરંપરાન્યાયથી ગુજરાતના વૈદ્યોમાં પણ દાખલ થયું. બાકી ગામડાના લોકો કપુરીમધુરી એ નામથી જ તેને જાણે છે. વૈદ્યરાજ રૂઘનાથજીનો વિચાર મારા મત પ્રમાણે જ હોય એમ તેમના પુસ્તક ઉપરથી જણાય છે. ગોરખગાંજો ને કપુરીમધુરી એ બે નામો જુદી ચીજનાં છે. કદાચ ભૂલથી કોઇ ગોરખગાંજાને કપુરીમધુરી કહેતા હશે પરંતુ કપુરીમધુરી નામથી કાઠીયાવાડમાં સારિવા–મરાઠી ઉપલસરી–જ ઓળખાય છે....."

એટલે ગોરખગાંજાને કપુરીમધુરી કહેવી ઠીક નથી, ભલે કેટલાક ભૂલથી કહેતા હશે.

હું ધારું છું હવે सारिवे દ્વેનો નિર્ણય થઇ જ ગયો છે, સંદિગ્ધતા નથી. જેને માનવું હોય તે માને.

---

## ૪૩૩ પાષાણભેદ.

### N. O. Irideæ.

**નામો**—पाषाणभेद, अश्मभेदक (સંસ્કૃત); લકડી પાષાણભેદ, પાખાણભેદ (ગુજરાતી); પાખાનભેદ (મરાઠી); પાથરચુરી, પાથરચુર (બંગાલી); પાથરચુર (હિંદી); Pseudo-achorus–સ્યુડો ઍકોરસ્ (લેટીન).

**ગુણાઃ**—

पाषाणभेदकः शूलकृच्छ्रमेहत्रिदोषजित् ।
हृद्रोगप्लीहगुल्मार्शोबस्तिशुद्धिकरः परः ॥
अश्मभेदो हिमस्तिक्तः शर्कराश्मशूलजित् ।
अन्या तु वटपत्री स्यादन्या चैरावती च सा ॥
वटपत्री हिमा गौल्या मेहकृच्छ्रविनाशिनी ।
बलदा व्रणहन्त्री च किंचिद्दीपनकारिणी ॥

अन्या श्वेता शिलावल्का शिलजा शैलवल्कला ॥
क्षुद्रपाषाणभेदाऽन्या चतुष्पत्री च पार्वती
क्षुद्रपाषाणभेदा च व्रणकृच्छ्राश्मरीहरा ॥

॥ रा. नि. सहितो ध. नि. ॥

वक्तव्य—પાષાણભેદ શું એ વિષે જબરી સંદિગ્ધતા ઉભી થયેલી છે. આ વિષે જિજ્ઞાસુઓએ ('આયુર્વેદ વિજ્ઞાન' પુસ્તક ૧૦. અંક ૨ માં) મ્હારો લેખ વાંચી જવો. આયુર્વેદ (રાજનિઘંટુ) પાષાણભેદના ૪ ભેદો દર્શાવે છે એ આપણે ઉપર જોઇ શકીએ છીએ. આ ચારેય ભેદોનો પત્તો લગાવવો એ સ્હેલું કામ નથી. આધુનિક વનસ્પતિશાસ્ત્રવેત્તાઓએ પણ આવી જ ૫-૬ ભિન્નભિન્ન વનસ્પતિઓને પાષાણભેદ ઠેરવવા પ્રયાસ કરેલો છે. અત્યારના બૉટેનીસ્ટો નીચેની વનસ્પતિઓને પાષાણભેદ માને છેઃ—

(૧) **Coleus aromaticus.** (N. O. Labiateæ)–તુલસીના વર્ગનો છોડ. બંગાલીઓ આને જ પાષાણભેદ માને છે. ડૉ. બાસુ અને કીર્તિકર પણ આને જ પાષાણભેદ માને છે.

(૨) **Bryophyllum calycinum** (N. O. Crassulaceæ)–જેને આપણે જખમે હયાત અથવા ખાટખટુંબો (જેનાં પાનનાં ભજીયાં કરવામાં આવે છે તે) કહીએ છીયે તે. ઉત્તર હિંદુસ્તાન તરફ઼ ઘણા આને જ પાષાણભેદ માને છે. ડૉ. ગણનાથ સેને પણ આને જ પાષાણભેદ લેખ્યો લાગે છે.

(૩) **Iris-pseudo-achorus** (N. O. Irideæ)–કેસરના વર્ગની આ વનસ્પતિ છે. અત્યારે ગૂજરાતના બજારોમાં જે કકડાઓ વેચાય છે તે આના હોય એમ જયકૃષ્ણભાઈનું અને મ્હારૂં માનવું છે. ઘણાખરા લેખકોએ આને જ મૂત્રલ ગણેલો છે. સાચો પાષાણભેદ આજ હોય એમ મને લાગે છે.

(૪) **Saxifraga ligulata** (N. O. Saxifragaceæ)–આ જ આપણી વટપત્રી–પાષાણભેદનો એક ભેદ. બૂટીદર્પણ (૧૯૨૬ ડીસેમ્બર)માં આનું ચિત્ર આવેલું છે જે બરાબર વટપત્રી જ છે. વૉટે આનાં હિંદી નામો પાષાણભેદ, શિલફ઼ોડ એવાં આપ્યાં છે. આનાં મૂળ ઝાડો બંધ કરવા માટે વપરાય છે એમ એટ્કીન્સન ને સ્ટ્યુઅર્ટને આધારે ડૉ. વૉટ લખે છે.

(૫) **Aerua lanata** ( N. O. Amarantaceæ )–જેને આપણે ગોરખગાંજો કહીએ છીયે એ છોડ. જયપુરના નિ. ભા. આ. સંમેલન વખતે ચાર પાંચ ઠેકાણેથી આના જ નમૂના નીચે પાષાણભેદ એવું લખેલું હતું. ઘણાયે હજી આને પાષાણભેદ માને છે. સ્વ. કુતોભટ્ટ પણ આને જ પાષાણભેદ માનતા લાગે છે.

(૬) **Ocymum Basilicum** ( N. O. Labiateæ )–તુલસીને વળી કેટલાક પાષાણભેદ માનવાની અજબ ધૃષ્ટતા કરે છે. બર્ડવુડે આનું બંગાલી નામ પાષાણભેદ રાખેલું છે!

ઉલ્લેખ—રૂ. નિ. પા. ૭૧; વનસ્પતિ ગુણાદર્શ પા. ૫૨૪; Indi. Medi. Plants p. 1017; બ્રાઉનની હેન્ડબુક પાનું. ૧૫૮; Flora. Medica. p. 575; Useful Plants of India p. 153; Dalzell p. 66; Graham-Bombay Plants p. 148; Voigt p. 268.

---

## ૪૩૪ રેવંચીનો શીરો—कंकुष्ठ

**N. O. Guttifereæ.**

**નામો**—कंकुष्ठम्, रंगनायकम्, रेचनम् ( સંસ્કૃત ); પીળીયો, રેવંચીનો શીરો ( ગુજરાતી ); કંકુષ્ઠ ( મરાઠી ); Gum resin of garcinia morella ( લેટીન ).

**परिचय**

हिमवत्पादशिखरे कंकुष्ठमुपजायते ।
तत्रैकं नलिकाख्यं स्यात्तदन्यद्रेणुकं स्मृतम् ।
पीतप्रभं गुरु स्निग्धं श्रेष्ठं कंकुष्ठमादिमम् ।
श्यामं पीतं लघु त्यक्तसत्त्वं नेष्टं हि रेणुकम् ॥

॥ भा. प्र. ॥

**गुणाः**—

कंकुष्ठं रेचनं तिक्तं कटूष्णं वर्णकारकम् ।
कृमिशोथोदराध्मानगुल्मानाहकफापहम् ॥

॥ भा. प्र. ॥

कंकुष्ठं पित्तकृच्छेदि विबंधकफगुल्मजित् ।
भजेदेनं विरेकार्थे ग्राहिभिः यवमात्रया ॥

नाशयेदामपूर्ति च विरेच्य क्षणमात्रतः ॥
सुभक्षितं च ताम्बूलं विरेकं तं विनाशयेत् ॥
बब्बूलकलिकाक्वाथो जीरसौभाग्यकं समम् ।
कंकुष्ठविषनाशाय भूयोभूयो पिबेन्नरः ॥
कंकुष्ठो भेदनो तीक्ष्णः कुष्ठगुल्मोदरादिजित् ।
कंकुष्ठको विरेकी स्यात् कटुरुष्णश्च भेदकः ।
गुल्मोदरावर्तहरः तिक्तो जंतुव्रणापहः ॥

॥ ग. नि. ॥

**વર્ણન**—રેવંચીનો શીરો બજારમાં મળે છે. વજનમાં તે સ્હેજ ભારે હોય છે; રંગે પીળો હોય છે. ચોકખો રેવંચીનો શીરો મળતો નથી; ભેગવાળો મળે છે. આ અત્યંત તીક્ષ્ણ વિરેચન છે માટે એનો ઉપયોગ જોઈ વિચારીને કરવો.

**વક્તવ્ય**—કંકુષ્ઠને રસવૈદ્યોએ ઉપરસોમાં ગણાવેલું છે; એટલે તે ખનિજ દ્રવ્ય છે એમ રસવૈદ્યોનું માનવું છે. રસવૈદ્યોને-અરે રસલેખકોને પણ કંકુષ્ઠની ખબર ન હતી એમ રસના ગ્રંથો ઉપરથી ચોકખું જણાય છેઃ જુઓઃ—

वदन्ति कंकुष्ठमथापरे हि सद्यःप्रसूतस्य च दन्तिनः शकृत् ।
चतुर्थं कंगुष्टमिहैव वाजिनां नालं हि केचिद् प्रवदन्ति तज्ज्ञाः ।

॥ रसप्रकाशसुधाकर ॥

....एवं कंकुष्ठके भ्रमः ॥ ( आयुर्वेदप्रकाशः अ. १–२३ )

કેટલાક કહે છે કે કંકુષ્ઠ એ તુરત જ પેદા થયેલા હાથીના બચ્ચાનું લીંડું છે. બીજા કેટલાક કહે છે કે નાના વછેરાનો નાલ તે જ કંકુષ્ઠ છે. આવા આવા ભિન્ન ભિન્ન મતો હોવાને લીધે આયુર્વેદપ્રકાશમાં સ્પષ્ટ લખ્યું છે કે 'કંકુષ્ઠમાં આવી જાતનો ભ્રમ છે'.

રસવૈદ્યોએ કંકુષ્ઠનો પરિચય આપ્યો હોત તો ગોટાળો ન થાત; પણ ફક્ત 'पर्वते हिमसमीपवर्तिनि जायतेऽतिरुचिरं कंकुष्टकम्'–હિમાલય પાસે અતિ સુંદર એવું કંકુષ્ટ થાય છે–એટલું જ કહેલું છે. ઉપરસની ગણત્રીમાં વર્ણવેલું છે એટલે ખનિજ મનાય છે એટલું જ. આ ભૂલ છે એમ કહેવાની ધૃષ્ટતા

કઈ છું. કપીલા માટે જે ભ્રમ રસવૈદ્યોને હતો તે જ ભ્રમ કંકુષ્ટ માટે પણ હોય તો નવાઇ નથી.

" कंकुष्टः सुवर्णक्षीरीनिर्यासः "–આમ ડલ્હણે અનેક વખતે ઓળખાણ આપેલું છે. સુવર્ણક્ષીરી–એ વનસ્પતિ પણ હિમાલયમાં થાય છે. એના વધુ વિવેચન માટે જુઓ 'દારૂડી.' સુવર્ણક્ષીરીનો નિર્યાસ તે જ કંકુષ્ઠ છે એમ અનેક જગોએ ડલ્હણે કહેલું છે. કંકુષ્ટનો ઉલ્લેખ ચરકસુશ્રુતમાં મળી આવે છે. ચરકે ભેદનીય દશેમાનિમાં હેમક્ષીરી ગણાવેલી છે. સુશ્રુતે શ્યામાદિગણમાં હેમક્ષીરીનો ઉલ્લેખ કર્યો છે. અધોભાગહર સંશમન તરીકે સુશ્રુત સ્વર્ણ-ક્ષીરીનાં મૂળ ગણાવે છે. ચરકે હેમક્ષીરીને ઉંદરકણીની માફક જ કૃમિમાં વાપરવા કહ્યું છે.

ભાવમિશ્રે સ્વર્ણક્ષીરીના મૂળને 'ચોક' તરિકે ઓળખાવ્યું છે. અમરના ટીકાકારે 'मको' નામ પ્રચલિત હોવાનુ જણાવ્યું છે. સ્વર્ણક્ષીરીનું મૂળ અમરના ટીકાકારના વખતમાં ગાંધીઓને ત્યાં મળતું હતું. અમરકોશમાં કંકુષ્ટનો ઉલ્લેખ નથી. પહેલાં બજારમાં સ્વર્ણક્ષીરીનું મૂળ મળતું હતું, તે અધોભાગહર સંશમન તરિકે વપરાતું હતું. સ્વર્ણક્ષીરીનિર્યાસને આપણે એ જગોએ વાપરીએ તો ખોટું તો કંઇ નથી એમ મારૂં માનવું છે પણ સ્વર્ણક્ષીરીનો પત્તો કયાં છે?

કેટલાક कंकुष्टનો અર્થ રેવંચીનો શીરો કરે છે પણ कंकुष्टની સંદિગ્ધતા એમ સ્હેજે પતાવી શકાય એમ નથી. कंकुष्ट એ ખનિજ પદાર્થ પણ છે. આ વિષે મ્હેં મારા વિચારો "હેમક્ષીરી શું હશે?" એ નામના લેખમાં ( આયુ-ર્વેદવિજ્ઞાન પુ. ૬. અં. ૩ જો ) દર્શાવ્યા છે. એટલે અત્રે બહુ લંબાણમાં નહિં ઉતરૂં. હા, कंकुष्टની અવેજીમાં આપણે ભલે શુદ્ધ રેવંચીનો શીરો વાપરીએ પણ રેવંચીનો શીરો એ જ કંકુષ્ટ એમ હું નથી માનતો. સ્વર્ણક્ષીરીનિર્યાસ એ જ પ્રાચીન લેખકોનો કંકુષ્ટ. સ્વર્ણક્ષીરીનો પત્તો જ્યાંસુધી ન લાગે ત્યાંસુધી કંકુષ્ટનો પત્તો પણ નહિ લાગે.

પણ રેવંચીનો શીરો ( ભલે તે પ્રાચીન ગ્રંથોમાં ન હોય ) એક ઉત્તમ વસ્તુ છે. અને તે નિઘંટુમાં લેવા જેવું છે. રેવંચીનો શીરો એ શી વસ્તુ છે એ ઘણાં વર્ષો સુધી અંધારામાં રહેલું. હાલમાં કંઈક પ્રકાશ પડયો છે.

" Useful Plants of India" નામના મનનીય પુસ્તકમાં તેના વિદ્વાન લેખક કર્નલ ડ્રુરી ( Drury ) રેવંચીના શીરા વિષે લંબાણથી લખે છે.

કોકમના વર્ગની વનસ્પતિ ( N. O. Guttiferex ) માંથી આ ગુંદર નીકળે છે. જે ઝાડમાંથી આ ગુંદર નીકળે છે તેનું લેટીન નામ **ગાર્સીનીયા મોરેલા** છે. આ ઝાડ મ્હેસુર તરફ ઘણા પ્રમાણમાં થાય છે. તામીલમાં એને **મક્કી** કહે છે. અંગ્રેજીમાં એને Mysore Gamboge tree કહે છે. આ ઝાડમાંથી જે ગુંદર હાથ આવે છે તે ઉત્તમ રેવંચીનો શીરો કહેવાય છે. હાલમાં બજારમાં જે વસ્તુ રેવંચીના શીરા તરિકે વેચાય છે તે **સીયામથી** આવે છે અને તે ઝાડનું નામ Garcinia Hanburii છે. ટુંકમાં કહીએ તો બે ત્રણ જાતનાં આ જ વર્ગનાં ઝાડોમાંથી ચઢતી ઉતરતી જાતનો ગુંદર હાથ આવે છે. પણ એ બધામાં સૌથી શ્રેષ્ઠ રેવંચીનો શીરો તો **ગાર્સીનીઆ મોરેલા** નામના વૃક્ષમાંથી નીકળે છે.

ડૉ. ગ્રહામે અને ડૉ. સખારામ અર્જુને સીલોનથી આવતા રેવંચીના શીરાના ઝાડનું નામ Hebradendron Gambogioidés રાખેલું છે. સીલોનથી આવતો શીરો પણ સરસ ગણાય છે.

જે ઝાડમાંથી આ રેવંચીનો શીરો નીકળે છે તે ઝાડનાં બીયાંમાંથી તેલ કાઢવામાં આવે છે. મ્હેસુરના નુગર જીલ્લામાં એ વેચાતું મળે છે. ગરીબ લોકો એ તેલને ઘીની માફક ખાય છે અને ધનવાનો તેને બાળવાના કામમાં લે છે. પણ આ તેલમાં શીરાના જેવો રેચક ગુણ નથી હોતો.

ડૉ.ક્રીસ્ટીસને આ ઉપર એક સુંદર પેપર લખ્યો છે જે જિજ્ઞાસુઓએ જોવા જેવો છે. તે આ ગુંદરની રંગ તરિકે ઘણી સ્તુતિ કરે છે અને એનો મોટો વેપાર થઇ શકે એમ છે. ( વધુ માટે જુઓ ' ડ્યુરી. ' પા. ૨૨૨-૨૨૩. )

**ઉપયોગ**—રેવંચીનો શીરો બહુ સખત રેચક છે. તે મોટી માત્રામાં લેવાથી પેટમાં સખત ચુંક મારે છે. તે કૃમિઘ્ન છે. ઉદર, નષ્ટાર્ત્તવ, જીર્ણ કબજીયાત અને કૃમિ-વિગેરે રોગોમાં તે વપરાય છે.

**નોંધ**—બજારમાં તેમજ અંગ્રેજી દવા વેચનારાઓ પાસેથી **રેવંચીની છાલ** વેચાતી મળે છે. રેવંચીની છાલ અને રેવંચીનો શીરો-બન્ને એક જ ઝાડની પેદાશ નથી એ યાદ રાખવું જોઇએ. રેવંચીની છાલ એ Rheum emodi ની છાલ છે. એ ઝાડ હિમાલયમાં થાય છે. રેવંચીનો શીરો જે ઝાડમાંથી નીકળે છે તે ઝાડ કોકમના વર્ગનું અને તદ્દન જુદું જ ઝાડ છે.

**ઉલ્લેખ**—Indi. Medi. Plants p. 148; Useful Plants of India p. 222.

## સહદેવી.

વીરમગામવાળા ડૉ. વલ્લભદાસ એન. મહેતા ( L. M. &. S. ) તેમના જયકૃષ્ણભાઇ ઉપરના એક પત્રમાં નીચેની બીના રજુ કરે છે જે જાણવા જેવી છેઃ—

" વિશેષ ' **સહદેવી** 'નાં પાંદડાં ખડસલીયાની માફક તાવમાં વપરાય છે. પરંતુ તેનાં પાદડાંનો રસ બે ત્રણ તુલસીના પાંદડાના રસની સાથે આપવાથી ગુરદાની પથરો ( Renal stone ) ગાળી નાખે છે એવું જાણવામાં છે. આ બાબત દિલ્હીના હકીમ **દાક્તર અનસારી** જેઓ ઇંદોરના મહારાજા સાહેબની ગુરદાની પથરીને માટે દવા કરતા હતા તેઓએ મને માથેરાનમાં કરેલી અને એજ દવાના પ્રયોગથી મહારાજા સાહેબને ઑપરેશન વિના સાજા કરેલા. તે બાબત તેઓને મોટું ઇનામ મળેલું. ગુરદાની પથરી ગાળી નાખવાને માટે દેશી વૈદ્યકમાં કોઇ એવી અમૂલ્ય ચીજો હોવી જોઇએ કારણકે અગાઉના વખતમાં આવાં દરદો શસ્ત્રક્રિયા વિના સારાં થતાં હતાં. ( લેખકની આ ભૂલ છે. પથરી માટે ઑપરેશનની ક્રિયા સુશ્રુતમાં લંબાણથી કહેલી છે. બાપાલાલ ). સહદેવીનો ઉપયોગ ખાસ તેવા દરદીને માટે કરી જોવાનો મારો વિચાર છે...."

( તા. ૧૯-૪-૧૯૨૨નો પત્ર ).

---

## जीवन्ती.

जीवन्ती એટલે ડોડી એમ આપણે અત્યાર સુધી માનતા આવ્યા છીયે. जीवन्ती કેટલી બધી સંદિગ્ધ વનસ્પતિ છે તેનો ખ્યાલ વાંચકોને ' આયુર્વેદ-વિજ્ઞાન. ' પુ. ૬ અં-૭ માં મારો ' જીવન્તી 'નો લેખ વાંચવાથી આવશે.

Indian Medicinal plants માં **Dendrobium Macraei** (Lindle. H. F. V 714 )–ને સંસ્કૃત લેખકોની जीवन्ती ગણેલી છે. આ છોડ નૈસર્ગિક વર્ગ ઑર્ચીડીનો છે. આ છોડ વિષે વિદ્વાન લેખકો નીચે પ્રમાણે લખે છેઃ—

**Uses**—This plant is the Jivanti of sanskrit writers...It must not be confounded with Jivaka, one of the astavarga, which is a drug unknown to the Modern Hindus. D. Macraei does not appear to have been noticed by any of the European writers upon Indian Materia Medica.'

આ છોડમાંથી જીએન્તાઇન નામનું આલ્કૅલૉઇડ પણ શોધવામાં આવ્યું છે અને બે જાતના જીએન્તીક એસીડ પણ હાથ લાગ્યા છે.

ઉલ્લેખ—Indi. Medi. Plants p. 1240.

---

## કપાસ.

'વૈદ્યકલ્પતરૂ' (૧૯૦૭ ઑકટોબર. પા. ૨૩૫) માં "કપાસનાં મૂળની છાલ–દેશી અર્ગટ !" આ શીર્ષક એક લેખ આવેલો છે. "અંગ્રેજી વૈદક શાસ્ત્રમાં આ છોડનાં મૂળ ઉપરની છાલનો ઉપયોગ કહેલો છે અને "અર્ગટ" નામની પ્રસિદ્ધ અંગ્રેજી દવાના વિશિષ્ટ ગુણ તેમાં રહેલા છે એવું કહેલું છે. ડૉ. વ્હાઇટે પોતાની 'મેટેરીયા મેડીકા'માં તેના ગુણવર્ણનમાં લખેલું છે કે તેનો ગુણ જોવો હોય તો અર્ગટના ગુણ જુઓ. એવું પણ કહેવાય છે કે અર્ગટ ન મળે ત્યાં તેને ઠેકાણે વણના છોડના મૂળની છાલનો ઉપયોગ કરવામાં આવે છે.....

વણના ( કપાસને કાઠિયાવાડ તરફ વણ–વૅાણ કહે છે. બાપાલાલ ) છોડનાં મૂળની છાલનો ઉપયોગ કરવાની રીત એ છે કે છાલ બે તોલા લઇને તેને અધકચરી ખાંડીને આધણ જેવા ઉકળતા ૧૦ તોલા પાણીમાં કલાઈવાળા ઠામમાં નાંખીને ઢાંકી રાખવું. ત્રણ કલાક રાખ્યા પછી તે પાણી કપડેથી ગાળી લેવું. પ્રમાણ ૧ થી ૨ તોલા...."

કપાસીયામાં શક્તિપ્રદ તત્ત્વો ઘણા સારા પ્રમાણમાં છે. "Cotton-seeds flour contains more than twice as much protein as meat... It must be mixed with two parts of wheat-flour when intended for baking." Chem. Abstra. for May 20, 1914.

મધુપ્રમેહવાળાને કપાસીયાના લોટની બનાવટો આપી શકાય એમ ડૉ. બાસુ કહે છે.

---

## રાસ્ના.

સ્વ. ડૉ. સખારામ અર્જુન જણાવે છે કે "રાસ્ના સંદિગ્ધ છે. કેટલાક એને Berthelotia lanceolata કહે છે, બીજા વળી કેટલાક Salvadora indica છે એમ જણાવે છે. મ્હારા સૂકા નમૂનાઓના સંગ્રહ ( herberium ) માં Gymnema sylvestris ( ગુડમાર )ની ડાંડીઓ છે જે રાસ્ના સાથે ઘણી

**क्षीरकपीतनः**— आर्द्रशिरीष- લીલો સરસડો ( डल्हण उ. अ. ४७ ).

**क्षीरिणी**— દુધેલીની અનેક જાતોમાંની એક. નાગલા દુધેલી અથવા અર્ક પણ ચાલશે. 'अर्कपुष्पम्' એવો ડલ્હણે અર્થ કર્યો છે. ( सुश्रुत चि अ. ९ )

**क्षुमा**— અળસી

**क्षुद्रा**— कोकिलाक्षः ( चरकटीका क. ७-१५ ). એખરો.

**क्षुद्रसहा**— कुमारी ( चरकटीका वि. ८-२०-१ ). સહા એટલે મુદ્‌ગપર્ણી થાય છે. નાની મુદ્‌ગપર્ણી પણ કેમ ન હોય ? कुमारी પણ અર્થ તો સારો જ છે.

હાંસોટ
તા. ૭-૧-૨૮ } બાપાલાલ ગ. વૈદ્ય.



॥ श्री ॥

# નિઘંટુમાં વપરાયલા પારિભાષિક શબ્દોના અર્થ

નિઘંટુપરિભાષા સિવાય નિઘંટુ સમજવો મુશ્કેલ છે. આ પરિભાષા બરાબર સમજવાથી ઘણું સમજી જવાય છે. આયુર્વેદ નહિ જાણનારા આ પારિભાષિક શબ્દોનું મહત્ત્વ નહિ જાણતા હોવાથી ગ્રંથની ખરી ખુબી–અથવા યથાર્થ અર્થ સમજી શકતા નથી. વાતને Wind, પિત્તને Bile, અને કફને Phlegm કહીને વિરમનારા સજ્જનો એ દરેક શબ્દ પાછળ જે ગૂઢ અર્થ છુપાયલો છે તે પરિભાષાથી અજ્ઞાત હોવાથી જાણી શકતા જ નથી. આવી જ રીતે ગુંદાં પિચ્છિલ છે એટલે કે ચીકણાં છે એમ કહેનાર પણ આયુર્વેદ–પરિભાષાને સમજતો જ નથી. મધુર, રૂક્ષ, સ્નિગ્ધ, પિચ્છિલ–આવા આવા શબ્દોને તેના ખરા અર્થમાં સમજવા માટે નિઘંટુપરિભાષા આવશ્યક છે. આવી પરિભાષા માટે એક સ્વતંત્ર પુસ્તકની જરૂર છે, પણ અહિંઆં તો આપણે ટુંકમાં જ પતાવીશું.

(૧) **શીત**—" ह्लादनः स्तम्भनः शीतो मूर्च्छातृड्दाहस्वेदजित् । "–જે દ્રવ્ય હ્લાદન અર્થાત્ સુખકારી, સ્તંભન અર્થાત્ અતિસાર, લોહી વિગેરેને રોકનાર, અને મૂર્ચ્છા, તરસ, દાહ અને પરસેવાને શાંત કરનાર હોય તે દ્રવ્યને શીત કહેવાય.

(૨) **ઉષ્ણ**—" उष्णस्तद्विपरीतः स्यात् पाचनश्च विशेषतः । "–શીતનું વિપરીત એ ઉષ્ણ–એટલે કે ઉષ્ણ દ્રવ્ય સુખકારી કે અતિસાર વિગેરેને રોકનાર નથી; મૂર્ચ્છા, તરસ, દાહ અને સ્વેદનું શમન કરનાર નહિ પણ તેને વધારનાર છે. ઉષ્ણ દ્રવ્ય ખાસ કરીને વ્રણને પકાવનારૂં છે.

(૩) **સ્નિગ્ધ**—" स्नेहमार्दवकृत् स्निग्धो बलवर्णकरस्तथा । "–જે દ્રવ્ય સ્નેહ અને મૃદુતા કરનાર તેમ જ બલ, અને વર્ણ વધારનાર હોય તે સ્નિગ્ધ દ્રવ્ય કહેવાય.

(૪) **રૂક્ષ**— " रूक्षस्तद्विपरीतः स्याद्विशेषात् स्तंभनः खरः । "–સ્નિગ્ધથી વિપરીત તે રૂક્ષ; અર્થાત્ રૂક્ષ દ્રવ્ય કર્કશતા અને કાઠિન્યોત્પાદક, બલ અને વર્ણનો હ્રાસ કરનાર હોય છે. રૂક્ષ દ્રવ્ય ખાસ કરીને સ્તંભન અને ખર છે.

( ૫ ) **પિચ્છિલ**—पिच्छिलो जीवनो बल्यः सन्धानः श्लेष्मलो गुरुः ।"–પિચ્છિલ દ્રવ્ય પ્રાણધારક, બલપ્રદ, સંધાન એટલે ભગ્ન અને છિન્ન અંગોનું સંયોજક, કફ કરનાર અને ગુરૂ છે.

( ૬ ) **વિશદ**—" विशदो विपरीतोऽस्मात् क्लेदाचूषणरोपणः ।–અર્થાત્ પિચ્છિલથી વિપરીત ગુણવાળું દ્રવ્ય તે વિશદ. વિશદ દ્રવ્ય પ્રાણનો હ્રાસ કરનાર, બલ ઘટાડનાર, અસંધાન, લઘુ અને કફ ન કરનારૂં છે. વિશદ દ્રવ્ય ક્લેદ ( ભિનાશ )નું શોષણ કરનાર અને વ્રણ રૂઝાડનારૂં છે.

( ૭ ) **તીક્ષ્ણ**—" तीक्ष्णं पित्तकरं प्रायो लेखनं कफवातहृत् ।"–તીક્ષ્ણ દ્રવ્ય પ્રાયઃ પિત્તજનક, લેખન, અને કફવાતને હરનાર છે. ' दाहपाककरस्तीक्ष्णः स्रावणो '–અર્થાત્ તીક્ષ્ણ દ્રવ્ય દાહજનક, વ્રણ વિગેરે પકાવનાર, અને રસાદિનો સ્રાવ કરનાર છે.

( ૮ ) **મૃદુ**— ' मृदुरन्यथा ।'–તીક્ષ્ણ ગુણથી વિપરીત એ મૃદુ. અર્થાત્ એ દાહજનક, વ્રણ પકાવનાર અને રસાદિનો સ્રાવ કરનાર નથી.

( ૯ ) **ગુરૂ**— " सादोपलेपबलकृत् गुरुस्तर्पणो बृंहणः ।" જે દ્રવ્ય અંગગ્લાનિજનક, મળવૃદ્ધિ કરનાર, બલકૃત, તૃપ્તિજનક અને દેહને પુષ્ટ કરનાર હોય તે ગુરૂ દ્રવ્ય કહેવાય.

(૧૦) **લઘુ**— " लघुस्तद्विपरीतः स्याल्लेखनो रोपणस्तथा । "–ગુરૂથી વિપરીત તે લઘુ. અર્થાત્ લઘુ દ્રવ્ય અંગગ્લાનિ, મલવૃદ્ધિ, બલ, તૃપ્તિ વિગેરે કરતું નથી. લઘુ દ્રવ્ય ખાસ કરીને લેખન તથા વ્રણરોપણ છે.

ભાવમિશ્ર કહે છે–लघु पथ्यं परं प्रोक्तं कफघ्नं शीघ्रपाकि च । गुरु वातहरं पुष्टिश्लेष्मकृच्चिरपाकि च ॥ અર્થાત્ લઘુ દ્રવ્ય ઉત્તમ પથ્ય છે, કફઘ્ન છે, અને જલદી પચી જાય એવું છે. ગુરૂ દ્રવ્ય વાયુને હરનાર, પુષ્ટિપ્રદ, કફ કરનાર અને લાંબે વખતે પચી જાય એવું છે.

(૧૧) **સ્થૂલ**—" स्थूलः स्थौल्यकरो देहे स्रोतसामवरोधकृत् । " ( ભાવમિશ્ર ). સ્થૂલ દ્રવ્ય શરીરને સ્થૂલ કરનાર, અને સ્રોતોનો અવરોધ કરનાર છે.

(૧૨) **દ્રવ**— " द्रवः क्लेदकरो व्यापी शुष्कस्तद्विपरीतकः ।"–અર્થાત્ પ્રવાહી દ્રવ્ય ક્લેદકર અને આખા શરીરમાં વ્યાપી જનાર છે. દ્રવથી વિપરીત તે શુષ્ક.

(૧૩) **શ્લક્ષ્ણ**—" श्लक्ष्णः पिच्छिलवज्ज्ञेयः "–અર્થાત્ શ્લક્ષ્ણ દ્રવ્ય પિચ્છિલના જેવું જ જાણવું. ભાવમિશ્ર જરા જુદો અર્થ કરે છે–श्लक्ष्णः

स्नेहं विनापि स्यात् कठिनोऽपि हि चिक्कणः । અર્થાત્ શ્લક્ષ્ણ દ્રવ્યમાં સ્નેહ ન હોય, કઠિન હોય અને છતાંયે ચિકાશ હોય.

(૧૪) કર્કશ—"कर्कशो विशदो यथा"—અર્થાત્ કર્કશના ગુણ વિશદ જેવા જ છે.

(૧૫) સુગંધ—सुखानुबन्धी सूक्ष्मश्च सुगन्धो रोचनो मृदुः—અર્થાત્ અમૂક દ્રવ્ય સુગંધી છે એમ બોલતાં તે સુખોત્પાદક, સૂક્ષ્મ અર્થાત્ સ્થૂલ દૃષ્ટિએ જોઇ ન શકાય એવું, રુચિકર, અને મૃદુ છે એમ જાણી લેવું જોઇએ.

(૧૬) દુર્ગંધ—"दुर्गन्धो विपरीतोऽस्मात् हृल्लासारुचिकारकः ।"—અર્થાત્ દુર્ગંધ દ્રવ્ય સુગંધથી ઉલટા ગુણવાળું છે. વિશેષમાં મૉળ લાવનાર અને અરૂચિ ઉત્પન્ન કરનાર છે. અરૂચિ બે જાતની છે. એક પ્રકારની અરૂચિમાં આહારની ઇચ્છા જ થતી નથી જ્યારે બીજા પ્રકારમાં આહાર તો લે છે જ પણ ખોરાકમાં સ્વાદ નથી જણાતો. અર્થાત્ આહાર વિરસ લાગે છે. દુર્ગંધ દ્રવ્ય આ બન્ને જાતની અરૂચિને ઉત્પન્ન કરનારૂં છે.

(૧૭) સર— "सरोऽनुलोमनः प्रोक्तः ।"—અર્થાત્ સર દ્રવ્ય અપાનવાયુ અને મલનું પ્રવર્તક છે. વાછુટ થાય અને કોઠો સાફ રાખે એ દ્રવ્ય સર.

(૧૮) વ્યવાયિ—"पूर्वं व्याप्याखिलं कायं ततः पाकञ्च गच्छति । व्यवायि तद् यथा भङ्गा फेनश्चाहिसमुद्भवम् ॥" સાધારણ નિયમ પ્રમાણે તો જે કોઇ વસ્તુ આપણે ખાઇએ છીયે તે પહેલાં સારી રીતે પચી જાય છે અને પછીથી જ આખા દેહમાં પ્રસરે છે. પણ દરેક વ્યવાયિ દ્રવ્ય તો અપકવાવસ્થામાં જ સારાયે શરીરમાં પ્રથમ વ્યાપ્ત થઇ જાય છે, અને પછીથી જ પચવા લાગે છે. ભાંગ, અફીણ—એ દ્રવ્યો આ જાતનાં એટલે કે વ્યવાયિ દ્રવ્યો છે.

(૧૯) વિકાસી—"विकासी विकसन्नेवं धातुबन्धान् विमोक्षयेत् ।"—વિકાસી દ્રવ્ય વ્યવાયિ દ્રવ્યની માફક જ પ્રથમ શરીરમાં ફરી વળી પછીથી જ પરિપાક પામે છે. વિશેષમાં વિકાસી દ્રવ્ય ધાતુને નબળી પાડી દે છે—ધાતુના બંધોને ઢીલા કરી નાંખે છે.

(૨૦) આશુકારી—"आशुकारी तथाशुत्वात् धावति अम्भसि तैलवत् ।"—જેટલી ઝડપથી પાણીમાં તેલ વ્યાપ્ત થઇ જાય છે તેટલી જ ઝડપથી જે વસ્તુ શરીરમાં વ્યાપ્ત થઇ જાય તેને આશુકારી કહેવાય છે.

વ્યવાયિ, વિકાસી અને આશુકારી–આ ત્રણે લગભગ સરખાં જ લાગે છે પણ દરેકનો વિશેષ ગુણ છે તે યાદ રાખવું જોઈએ.

(૨૧) સૂક્ષ્મ—"सूक्ष्मस्तु सौक्ष्म्यात् सूक्ष्मेषु स्रोतःसु अनुसरः स्मृतः ॥–જે વસ્તુ પોતાના સૂક્ષ્મ ગુણને લીધે શરીરના સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્રોતોમાં અનુસરણ કરે છે તેને સૂક્ષ્મ કહેવાય છે.

(૨૨) દીપન—"पचेन्नामं वह्निकृत् यद्दीपनं तद् यथा मिषिः ।"–જે દ્રવ્ય જઠરાગ્નિને પ્રદીપ્ત કરે પણ આમનું પાચન ન કરે એને દીપન કહેવાય; જેમકે વરીયારી.

(૨૩) પાચન–"पचत्यामं न वह्निञ्च कुर्याद् यत् तद्धि पाचनम् ।"–અર્થાત્ જે દ્રવ્ય આમને પચાવે પણ જઠરાગ્નિને પ્રદીપ્ત ન કરે તે પાચન; જેમકે નાગકેસર.

(૨૪) શમન–"न शोधयति यद्दोषान् समान्नोदीरयत्यपि । समीकरोति संवृद्धान् शमनं तद्यथाऽमृता ॥"–શમન દ્રવ્ય વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોને ઉપર અથવા નીચેથી બહાર ન કાઢે; સમાન ભાગે રહેલા એ દોષોને કોપાવે પણ નહિ; ફક્ત દોષો વધી ગયેલા હોય તેને સમાન કરે; દાખલા તરીકે ગળો.

(૨૫) અનુલોમન—"कृत्वा पाकं मलानां यद् भित्वा बन्धमधो नयेत् । तच्चानुलोमनं ज्ञेयं यथा प्रोक्ता हरीतकी ॥"–જે દ્રવ્ય અપકવ મલને પકાવીને, ફેલાયલા દોષોને અધોમાર્ગ દ્વારા શરીરની બહાર કાઢી નાખે તેને અનુલોમન દ્રવ્ય કહેવાય; જેમકે હરડે.

(૨૬) સ્રંસન–"पक्तव्यं यदपक्त्वैव श्लिष्टं कोष्ठे मलादिकम्। नयत्यधः स्रंसनन्तद् यथा स्यात् कृतमालकः ॥"–કોઠામાં ચોંટી રહેલો અપકવ મલ, કફ, પિત્ત વિગેરેને જે વસ્તુ એ ને એજ અપકવાવસ્થામાં નીચે ખેંચી લાવે છે તેને સ્રંસન દ્રવ્ય કહેવાય છે; જેમકે ગરમાળાનો ગોળ.

(૨૭) ભેદન—मलादिकमबद्धं यद्बद्धं वा पिण्डितं मलैः । भित्वाधः पातयति तद् भेदनं कटुकी यथा ॥–જે વસ્તુ અબદ્ધ (પાતળા), બદ્ધ (ગાઢા), અથવા વાયુને લીધે સખત જામી ગયેલા મલને ખેંચીને બહાર કાઢી દે છે તે ભેદન કહેવાય છે; દાખલા તરિકે કડુ.

(૨૮) રેચન—"विपक्वं यदपक्वं वा मलादि द्रवतां नयेत् । रेचयत्यपि तद् ज्ञेयं रेचनं त्रिवृता यथा ॥"–જે વસ્તુ પકવ અથવા અપકવ મલાદિને પ્રવાહી બનાવીને નીચે ધકેલી કાઢે છે તેને રેચન કહે છે; દાખલા તરિકે નસોતર.

(૨૯) વમન—"अपक्कं पित्तश्लेष्मान्नचयमूर्ध्वं नयेत्तु यत्। वमनं तद्धि विज्ञेयं मदनस्य फलं यथा ॥"-અપકવ પિત્ત, કફ, અને અન્નનાં સમૂહને મુખમાર્ગ દ્વારા બહાર કાઢી નાખે તેને વમન દ્રવ્ય કહેવાય; દાખલા તરિકે મીંઢળ.

(૩૦) સંશોધન—"स्थानाद्बहिर्नयेदूर्ध्वं अधो वा मलसंचयम्। देहसंशोधनं तत् स्यात् देवदालीफलं यथा ॥"-જે વસ્તુ દેહમાં સંચિત થયેલા મલને તેના સ્થાનથી ખેંચી કાઢી ઊર્ધ્વ કે અધોભાગ દ્વારા બહાર ધકેલે છે તેને સંશોધન કહેવાય છે; દા. ત. કુકડવેલનાં ફળ.

(૩૧) ગ્રાહિ—"दीपनं पाचनं यत् स्यात् उष्णत्वात् द्रवशोषकम्। ग्राहि तच्च यथा शुण्ठी जीरकं गजपिप्पली ॥"-જે વસ્તુ દીપન, પાચન અને ઉષ્ણ ગુણને લીધે દ્રવ (પ્રવાહી)ને શોષનાર હોય તેને ગ્રાહિ કહેવાય. શુંઠ, જીરૂ, ગજપીપર—આ દ્રવ્યો ગ્રાહિ કહેવાય.

(૩૨) સ્તંભન—"रौक्ष्यात् शैत्यात् कषायत्वात् लघुपाकात् च यद्भवेत्। वातकृत् स्तम्भनं तत् स्याद् यथा वत्सकटुण्टुकौ ॥"-રૂક્ષ, શીત, કષાય અને લઘુપાકી—એવા ગુણોને લીધે જે દ્રવ્ય વાયુનો પ્રકોપ કરી, અધોગામી મલાદિનો રોધ કરે છે તેને સ્તંભન દ્રવ્ય કહે છે. ઇંદ્રજવ અને ટેંટુ સ્તંભન દ્રવ્યો છે.

સુશ્રુતટિપ્પણકાર શ્રી બ્રહ્મદેવે સંગ્રાહિ અને સ્તંભન એ બેનું પાર્થક્ય નીચે પ્રમાણે દર્શાવેલું છે:—संग्राहि स्तम्भनाद्भिन्नं यथा तदभिदध्महे। आग्नेयगुणभूयिष्ठं तोयांशं परिशोष्य यत् ॥ संगृह्णाति मलं तत् स्याद् ग्राहि शुण्ठ्यादयो यथा। समीरगुणभूयिष्ठं, शीतत्वात् यन्नभस्वतः। विधाय वृद्धिं स्तम्नाति स्तम्भनं तद् यथा वटः ॥ ગ્રાહિ દ્રવ્યમાં આગ્નેય ગુણ વધારે હોવાને લીધે પાણીનો ભાગ તે શોષી લે છે; દ્રવ ભાગ શોષી લઈને મલને અટકાવી રાખે છે. શુંઠ, જીરૂ વિગેરે ગ્રાહી દ્રવ્યો છે. સ્તંભન દ્રવ્ય વાયુ ગુણવાળું મોટે ભાગે હોવાથી, અને શીત હોવાથી વાતવૃદ્ધિ કરી મલાદિને રોકે છે. વડ એ સ્તંભન દ્રવ્ય છે.

(૩૩) છેદન—"श्लिष्टान् कफादिकान् दोषान् उन्मूलयति यद्बलात्। छेदनं तद् यथा क्षारा मरिचानि शिलाजतु ॥"-જામી ગયેલા કફ વિગેરે દોષોને જે વસ્તુ બલપૂર્વક બહાર ખેંચી કાઢે છે તેને છેદન કહેવાય છે. બધી જાતના ક્ષાર, મરી અને શિલાજીત છેદન દ્રવ્યો છે.

(૩૪) લેખન—"धातून् मलान् वा देहस्य विशोष्योल्लेखयेच्च यत् । लेखनं तद् यथा क्षौद्रं नीरमुष्णं वचा यवाः ॥"—જે દ્રવ્ય શરીરના ધાતુ અને મલોને સૂકવી નાખી બહાર કાઢી દે છે તેને લેખન દ્રવ્ય કહે છે. મધ, ઉષ્ણ જલ, વજ, જવ વિગેરે લેખન દ્રવ્યો છે.

(૩૫) વાજીકર—"यस्मात् द्रव्यात् भवेत् स्त्रीषु हर्षो वाजीकरं हि तत् । यथाऽश्वगंधा मुषली शर्करा च शतावरी ॥"—જે દ્રવ્યના સેવનથી પુરૂષોનું સ્ત્રીરમણસામર્થ્ય ઘોડા માફક વધે અથવા સ્ત્રીસંભોગશક્તિ વધે—એવા દ્રવ્યને વાજીકરણ દ્રવ્ય કહેવાય છે. અશ્વગંધા, મુષલી, શતાવરી, સાકર વિગેરે દ્રવ્યો આ જાતનાં છે.

વાજીકરણના ત્રણ પ્રકાર છેઃ—(૧) જનક (૨) પ્રવર્તક અને (૩) જનકપ્રવર્તક. શ્રી બ્રહ્મદેવ કહે છે—"तत्र जनकं मांसघृतादिकं यत् रसादिधातुक्रमेण परिणतं प्रधानधातुपुष्टिं करोति । प्रवर्त्तकं उच्चटाचूर्णादिकं शुक्रविरेचनकरम् । न च तस्य वैरेचनिकोक्तथा शुक्रक्षयकारित्वं स्यात् । यतो विरेचनं शुक्रस्य पातनयाभिमुखीभावमात्रकरणम् । जनकप्रवर्तकं तु क्षीरगव्यघृतगोधूममाषकाकाण्डफलादिकम् ॥". જનક—ઘૃતમાંસાદિ; પ્રવર્તક—ચણોઠી વિગેરે; જનકપ્રવર્તક—દુધ, ઘી, ઘઉં, અડદ, કૌચાં વિગેરે.

(૩૬) શુક્લ—"यस्माच्छुक्रस्य वृद्धिः स्यात् शुक्रलं हि तदुच्यते । यथा नागबलाद्याः स्युः बीजञ्च कपिकच्छुजम् ॥"—જે વસ્તુના સેવનથી વીર્યની વૃદ્ધિ થાય તે શુક્લ કહેવાય છે. નાગબલા (ગાંગેટી), કૌચાંનાં બીજ વિગેરે શુક્લ દ્રવ્યો છે.

(૩૭) રસાયન—"रसायनन्तु तद् ज्ञेयं यज्जराव्याधिनाशनम् । यथामृता रुदन्ती च गुग्गुलुश्च हरीतकी ॥"—જે વસ્તુના સેવનથી ઘડપણ દૂર જાય અને વ્યાધિના આક્રમણથી શરીર સુરક્ષિત બને તેને રસાયન કહે છે. ગળો, રૂદન્તી, ગુગળ અને હરડે—આ બધાં રસાયન દ્રવ્યો છે.

(૩૮) વિકાશિ—"सन्धिबन्धांस्तु शिथिलान् यत्करोति विकाशि तत् । विशोष्यौजश्च धातुभ्यो यथा क्रमुककोद्रवाः ॥"—શરીરના તમામ ધાતુઓમાંથી ઓજસ્ શોષણ કરી જે દ્રવ્ય સકલ સંધિબંધોને શિથિલ કરે છે તેને વિકાશિ કહે છે. સોપારી અને કોદરા આ જાતનાં છે.

(૩૯) મદકારિ—"बुद्धिं लुम्पति यद् द्रव्यं मदकारि तदुच्यते । तमोगुणप्रधानञ्च यथा मद्यं सुरादिकम् ॥"—જે વસ્તુ તમોગુણપ્રધાન હોય અને જેના

સેવનથી બુદ્ધિનો લોપ થતો હોય તેને મદકારી દ્રવ્ય કહેવાય છે. મદ્ય, દારૂ વિગેરે મદકારી દ્રવ્યો છે.

(૪૦) અભિષ્યન્દિ—" निजवीर्येण यद्द्रव्यं रुद्धा रसवहाः सिराः। धत्ते यद्गौरवं तत् स्याद् अभिष्यन्दि यथा दधि ॥"—જે દ્રવ્ય નિજ વીર્યના ગુણે કરી રસવહન કરનારી શિરાઓને રોકીને શરીર ભારે કરી દે છે તેને અભિષ્યન્દિ કહેવાય છે. દહીં અભિષ્યન્દિ છે.

(૪૧) વિદાહિ—" विदाहि द्रव्यमुद्गारमम्लं कुर्यात् तथा तृषाम्। हृदि दाहञ्च जनयेत् पाकं गच्छति तच्चिरात् ॥"—જે દ્રવ્યના સેવનથી ખાટા ખાટા ઓડકાર આવે અને તરસ લાગે, હૃદયમાં દાહ જણાય અને ઘણે લાંબે વખતે ખાધેલું હજમ થાય તેને વિદાહિ દ્રવ્ય કહેવાય. બધાં કઠોર વિદાહી ગણાય છે.

(૪૨) યોગવાહિ—गृह्णाति योगवाहि द्रव्यं संसर्गिवस्तुगुणान्। पच्यमानं यथैतन्मधुजल-तैलाज्यसूतलौहादि ॥—યોગવાહિ દ્રવ્ય સંસર્ગિ વસ્તુ અથવા જે વસ્તુની સાથે પકાવવામાં આવે તે વસ્તુનો ગુણ ગ્રહણ કરી લે છે. મધ, જલ, તેલ, ઘી, પારદ, લોહ વિગેરે ધાતુઓ—આ બધાં દ્રવ્યો યોગવાહિ ગણાય છે. ઓછી માત્રામાં પણ પારદ બીજાં દ્રવ્યો સાથે યોજાય છે અને ગુણ કરે છે તેનું કારણ પારદનો યોગવાહિ ગુણ છે.

યોગવાહિનો પરિચય ' સિદ્ધયોગ 'ના ટીકાકાર શ્રીકંઠે નીચે મુજબ આપ્યો છેઃ- કેટલાક એમ કહે છે કે એક દ્રવ્ય બીજાં દ્રવ્યોની સાથે મેળવવામાં આવે તો તે દ્રવ્ય પોતાનો સ્વભાવ મૂકી દઈને સંયુક્ત દ્રવ્યના સ્વભાવને જ અનુસરે—આવા દ્રવ્યને જ યોગવાહિ કહેવાય. યોગવાહિનાં આ લક્ષણોનો સ્વીકાર કરવામાં આવે તો પછી યોગવાહિ દ્રવ્યનો પ્રયોગ જ નિરર્થક છે. મધને મદનફલ સાથે યોજવામાં આવે અને મધ પોતાનો સ્વભાવ મૂકી દઈ મદનફલના જ સ્વભાવને અનુસરે, તો પછી મદનફલ સાથે મધ યોજવાનું કારણ જ કાં રહે છે ? કેવળ મદનફલનો પ્રયોગ કરવાથી પણ એ જ સિદ્ધિ મળે છે, કારણ કે મધ સાથે યોજવાથી તો મધ પોતાનો સ્વભાવ મૂકી દે છે. મધના સંયોગનું પ્રયોજન જ ત્યાં આગળ રહેતું નથી. માટે યોગવાહિનું આ લક્ષણ સત્ય નથી. કેટલાક કહે છે કે એક દ્રવ્ય બીજા દ્રવ્ય સાથે મળીને બીજા દ્રવ્યની શક્તિમાં વધારો કરે તે

દ્રવ્યનું નામ યોગવાહિ. જો એમ જ હોય તો પછી અનેક દ્રવ્યો એક સાથે યોજાયલાં હોય છે તો તે બધાં જ શક્તિને। ઉત્કર્ષ કરનાર કહેવાય. તો પછી મધ, જલ, પારદ, લોહ એને જ યોગવાહિ દ્રવ્યો તરિકે કેમ ગણાવવામાં આવ્યાં છે? આથી યોગવાહિની આ વ્યાખ્યા પણ ઠીક નથી લાગતી. કેટલાક વળી એમ કહે છે કે નોકર જેમ શેઠના કાર્યને ત્યાગ કર્યા વિના પોતાનું કાર્ય પણ સાથે સાથે શેઠને વિરોધ ન આવે એવી રીતે કરી શકે છે; તેમ જ એક દ્રવ્ય વિપરીત ગુણયુક્ત દ્રવ્ય સાથે સંયુક્ત થઇને નોકરની માફક તે દ્રવ્યનું ગુણાનુયાયી કામ કરે અને સાથે સાથે તે દ્રવ્યનાં ગુણ સાથે વિરોધ ન આવે એવી રીતે પોતાનું પણ કેટલુંક કાર્ય કર્યે જાય તે દ્રવ્યને યોગવાહિ કહેવાય. મધને સંયોગ મદનફલ સાથે કરવામાં આવે: મદનફલનું અનુરૂપ કાર્ય–ઉલટી કરવાનું તેમાં તે સહાય કરે: વમનનિવારણરૂપ પોતાનું કાર્ય ન કરે. આવી જ રીતે મધને હરડે સાથે મેળવવામાં આવે અને તે હરીતકીના વિરેચન કાર્યમાં સહાયભૂત થાય–પોતાને। સ્તંભન ગુણ તે ન દાખવે. પણ કેટલાક અહીંઆં આવી શંકા ઉઠાવે છે કે મદનફલમાં ઉલટી કરાવવાને। ખાસ ગુણ છે તો તે મધ સિવાય પણ એ કાર્ય કરી શકે છે અને છતાં પણ મધ યોજવામાં આવે તો મધના કાર્યને। મદનફલ પરાભવ કરીને પોતાનું કાર્ય સાધે છે. પણ આ ઠીક નથી. એમ હોય તો મદનફલ સાથે નસોતર યોજી જુઓ. ઉલટી અને ઝાડા બન્ને થશે. મદનફલ પોતાનું વામક કાર્ય અને ત્રિવૃત્ પોતાનું રેચક કાર્ય કરે છે. માટે મદનફલ સાથે યોજવાથી તે મદનફલના વામક કાર્યમાં સહાયભૂત થાય છે–પોતાને। વમનનિવારણ ગુણ તે જરાપણ દર્શાવતું નથી; જ્યારે નસોતર યોજવાથી તે પોતાને। વિરેચક ગુણ ત્યાગતું નથી પણ સાથે સાથે અજમાવે છે જ. આથી જ અમે। કહીએ છીએ કે નસોતર એ યોગવાહિ નથી જ્યારે મધ યોગવાહિ છે. આવી જ રીતે હરડે સાથે મધ યોજવાથી હરડેની વિરેચક શક્તિ મધને। સ્તંભન ગુણ હોવા છતાંયે વધે છે. આજ હરડે સાથે ક્ષાર વિગેરેની યોજના કરવાથી હરડેના વિરેચન ગુણને। અપકર્ષ થતો આપણે જોઇએ છીયે; જ્યારે મધ સ્તંભન હોવા છતાંયે હરીતકીના વિરેચન ગુણને। જરા

પણ અપકર્ષ જણાતો નથી. આથી જ મધ, જલ વિગેરે યોગવાહિ છે અને તે યોગ્ય છે.

( જુઓ 'સિદ્ધયોગ'–વ્રણશોથાધિકાર. પાનું ૩૪૭.)

(૪૩) સ્થિર—" स्थिरो वातमलस्तंभी "–જે દ્રવ્ય અપાન વાયુ અને મળને અટકાવે–રોધે તે સ્થિર દ્રવ્ય છે.

(૪૪) સર— " सरस्तेषां प्रवर्त्तकः । "–અપાન વાયુ અને મળને પ્રવર્ત્તાવનાર દ્રવ્યને સર દ્રવ્ય કહેવાય.

(૪૫) દારણ—" दारणम् विदारणम् पक्वशोफस्य । " [ श्रीकण्ठः ]–જે દ્રવ્યનો લેપ કરવાથી પાકેલું ગુંમડું ફુટી જાય તે દ્રવ્યને દારણ કહે છે.

(૪૬) પીડન—" पीडनमौषधैः पचनम् । " [ डल्हणः ] જે–દ્રવ્યનો લેપ કરવાથી વ્રણમાંથી પરુ વિગેરે બહાર નીકળી જાય તેને પીડન દ્રવ્ય કહેવાય. લેપનો નિયમ–" व्रणमुखं वहिष्कृत्य लेपयेत् । लिप्त्वा च शोषयेत् शुष्कं तत् पीडनं भवति ॥" લેપ કરતી વખતે વ્રણનું મુખ ખુલ્લું રાખવું, અને આજુબાજુ લેપ કરવો. લેપને સૂકવવા દેવો. લેપ સૂકાવા માંડે દબાણ થશે અને પરુ વિગેરે બહાર નીકળી જશે.

(૪૭) ગ્લપન–" हर्षक्षयकरं अवृष्यञ्च । "–હર્ષક્ષયકારી અને અવૃષ્ય દ્રવ્યને ગ્લપન દ્રવ્ય કહેવાય છે.

(૪૮) વિચારણ–" मनसोऽनेकविकल्पकरणम् । " [ डल्हणः ]- જે વસ્તુનું સેવન કરવાથી મનમાં અનેક પ્રકારના નવીન વિચારો સ્ફુરવા માંડે તેને વિચારણ કહે છે. થોડી માત્રામાં અફીણનું સેવન આ જાતનું છે.

(૪૯) સંધાન—" घातविशेषात् द्विधाभूतस्य अवयवस्य ऐक्यभावः ।" ( डल्हणः )–શરીરના અંદરના કોઈ પણ કપાયલા અંગને જે વસ્તુ સંયોજિત કરે તેને સંધાન દ્રવ્ય કહેવાય–જેમકે લાખ ઉરઃસંધાનકારી છે; બાવળ ભગ્નસંધાનકારી છે.

(૫૦) જીવનીય—" जीवने हितः जीवनीयः, जीवनीयशब्देन इह आयुष्यत्वमभिप्रेतम्, मूर्च्छितस्य संज्ञाजनकत्वेऽपि जीवनीयत्वं बोद्धव्यम् ।"–જીવન–આયુષ્ય–માટે જે હિતકર તે જીવનીય. જે દ્રવ્યના સેવનથી આયુષ્ય વધે તે જીવનીય દ્રવ્ય. મૂર્છિત થયેલા માણસને સંજ્ઞા લાવનાર અથવા ચૈતન્યમાં લાવનાર દ્રવ્યને પણ જીવનીય દ્રવ્ય કહે છે.

(૫૧) તૃપ્તિઘ્ન—" तृप्तिः श्लेष्मविकारो, येन तृप्तमिव आत्मानं मन्यते, तद्घ्नं तृप्तिघ्नम् ।" ( चक्रपाणिः )।–ભોજન ન કર્યા છતાં પણ ખાવાથી જેવી તૃપ્તિ થાય છે તેવી તૃપ્તિ જણાતી હોય. તૃપ્તિ એ શ્લેષ્મનો વિકાર છે. આ જાતની તૃપ્તિનો જે દ્રવ્ય નાશ કરે તે દ્રવ્ય તૃપ્તિઘ્ન. ચટણી, ચિત્રો, વિડંગ, ગળો આ જાતનાં દ્રવ્યો છે.

(૫૨) વિરેચનોપગ—" विरेचनक्रियायां सहायत्वेन उपगच्छन्तीति ॥" ( चक्रपाणिः ) –જે દ્રવ્ય વિરેચનક્રિયામાં સહાય કરે તે વિરેચનોપગ—દા. ત. દ્રાક્ષ, શીવણ, હરડે વિગેરે. સ્વેદોપગ, વમનોપગ વિગેરે શબ્દોના પણ આવા જ અર્થ છે.

(૫૩) પુરીષવિરજનીય–"पुरीषस्य विरजनं दोषसम्बन्धनिरासं करोतीति" (चक्रपाणिः) –જે દ્રવ્ય ઝાડાનો કાળો, સફેદ વિગેરે રંગ બદલીને સ્વાભાવિક ( સ્હેજ પીળાશ લેતો ) રંગ કરે છે તે દ્રવ્યને પુરીષવિરજનીય કહેવાય છે. ચક્રપાણિ પ્રમાણે તો જે દ્રવ્ય દોષના સંબંધનો નિકાલ ( પણ આથી શું સમજવું ? ) કરે તે જ પુરીષવિરજનીય.

(૫૪) શોણિતાસ્થાપન—" शोणितस्य दुष्टस्य दुष्टिमपहृत्य प्रकृतौ शोणितं स्थापयति शोणितास्थापनम् ॥" ( चक्रपाणिः )।–રક્તના દોષને હરીને જે દ્રવ્ય રક્તને પ્રકૃતિસ્થ બનાવે તે દ્રવ્યને કાયચિકિત્સકો શોણિતા-સ્થાપન કહે છે. મધ, જેઠીમધ, વિગેરે શોણિતાસ્થાપન છે. શલ્યતંત્રોક્ત શોણિતાસ્થાપન શબ્દનો અર્થ " शोणितातिप्रवृत्ति-स्तंभनम् ।" ( ડલ્હણ ). અતિ રક્તસ્રાવને બંધ કરે તે. શલ્ય-તંત્રના મત પ્રમાણે " शोणितास्थापनम् चतुर्विधम् यथा " सन्धानं स्कन्दनञ्चैव पाचनं दहनं तथा ॥"

(૫૫) વેદનાસ્થાપન—" वेदनायां संभूतायां तां निहत्य शरीरं प्रकृतौ स्थापयतीति वेदनास्थापनम् ॥ " ( चक्रपाणिः )–ઉત્પન્ન થયેલી વેદનાનો નાશ કરી શરીરને જે પ્રકૃતિસ્થ બનાવે તે દ્રવ્યને વેદનાસ્થાપન કહેવામાં આવે છે.

(૫૬) પ્રજાસ્થાપન—" प्रजोपघातकं दोषं हत्वा प्रजां स्थापयतीति ॥" (चक्रपाणिः ) –ગર્ભાશયના સંતાનવિનાશકર દોષને હણીને જે દ્રવ્ય પ્રજા જીવે એવી ગર્ભાશયની વ્યવસ્થા કરે તે દ્રવ્ય પ્રજાસ્થાપન. વારંવાર બચ્ચાં મરી જાય છે તે ગર્ભાશયનો પ્રજોપઘાતક દોષ છે. આ દોષને દૂર કરી જે દ્રવ્ય બચ્ચાં જીવે એવી સ્થિતિ લાવે છે તે દ્રવ્ય પ્રજાસ્થાપન કહેવાય છે. દૂર્વા આ જાતનું દ્રવ્ય છે.

(૫૭) શોણિતપ્રસાદન—રક્તશુદ્ધિ કરનાર.

(૫૮) નિર્વાપણ—" पाकाभिमुखिनो व्रणशोथस्य दाहतोदप्रशमनम् ।"-જે વસ્તુ પાક પર ચઢવા આવેલા વ્રણની દાહ, તોદ વિગેરે વેદનાઓને શાંત કરે છે તેને ' નિર્વાપણ ' કહે છે. પંચવલ્કલ વિગેરે નિર્વાપણ દ્રવ્યો છે.

(૫૯) સંજ્ઞાસ્થાપન—" संज्ञां ज्ञानञ्च स्थापयतीति-" ( चक्रपाणिः )-લુપ્ત સંજ્ઞાને સજીવન કરનાર દ્રવ્ય સંજ્ઞાસ્થાપન કહેવાય છે. હિંગ, મરી આ જાતનાં દ્રવ્યો છે.

(૬૦) વયઃસ્થાપન—" वयस्तरुणं स्थापयतीति वयःस्थापनम् । " [ चक्रपाणिः ]-જે દ્રવ્યના સેવનથી મનુષ્યનું તારૂણ્ય લાંબા વખત સુધી સ્થાયી રહે તે દ્રવ્ય વયઃસ્થાપન કહેવાય છે. બ્રાહ્મી, પુનર્નવા, શાલીપર્ણી વિગેરે દ્રવ્યો આ જાતનાં છે.

(૬૧) વિમ્લાપન-" अंगुल्यादिमर्द्दनेन विलयनम् । " [ डल्हणः ]. શ્રીકંઠ કહે છે-" विम्लापनम् इह केवलम् अंगुष्ठादिमर्द्दनेन परिभाषितं ग्राह्यम्, किन्तु विम्लाप्यते अनेनेति व्युत्पत्त्या बहिर्मार्जनरुपे शमने शोफविलयंकरे प्रलेपन-परिषेकाभ्यङ्गादावपि वर्तते ।. જે દ્રવ્યનો લેપ કરવાથી અથવા અભ્યંગ કરવાથી અપકવ ગુંબડું વેરાઇ જાય તે દ્રવ્યને વિમ્લાપન કહેવાય છે. ગંધબેરજો આ જાતનું દ્રવ્ય ગણાય. કેટલાક કહે છે કે આંગળી વડે ધીરે ધીરે ગુંબડા ઉપર મર્દન કરવું અને તેને નરમ બનાવવું તે વિમ્લાપન.

(૬૨) પાચન-" पाचनः दोषामयोः शोथस्य वा " ।-જે દ્રવ્ય વાત, પિત્ત, કફ, આમ, શોથ વિગેરેને પાચન કરે તે પાચનદ્રવ્ય કહેવાય.

(૬૩) જરણ—" जरणः आहारस्य " ।-જે વસ્તુ ખાધેલા ખોરાકને પકાવે તેને જરણ દ્રવ્ય કહે છે.

(૬૪) તર્પણ—" तृप्तिजनको धातुवर्द्धनश्च । "-તૃપ્તિજનક અને રસધાતુની વૃદ્ધિ કરનાર વસ્તુને તર્પણ કહે છે. દ્રાક્ષ વિગેરે આ જાતનાં છે.

(૬૫) બૃંહણ- " देहस्थूलकरः "-શરીરને સ્થૂલ કરનાર દ્રવ્યને બૃંહણ કહે છે. ધાતુબલવૃદ્ધિકર વસ્તુને પણ બૃંહણ કહેવાય.

(૬૬) પુંસ્ત્વોપઘાતિ-शुक्रक्षयकरम्-શુક્રનો ક્ષય કરનાર વસ્તુને પુંસ્ત્વોપઘાતિ કહેવાય. ક્ષાર વિગેરે આ જાતનાં છે. કેટલાંક એવાં અન્ન પણ છે કે જે શુક્રનો ક્ષય કરનાર છે. વૃંદ કહે છે કે-" अन्नैः अम्लोष्णलवणैः अतिमात्रोपसेवितैः सौम्यधातुक्षयो दृष्टः । " સૌમ્યધાતુ

એટલે શુક્ર. અતિ અમ્લ, ઉષ્ણ અને લવણ દ્રવ્યોના સેવનથી શુક્રક્ષય થાય છે.

(६७) માર્ગવિશોધન—" मूत्रनाडीव्रणादिमार्गविशोधनः " [ डल्हणः ]

(६८) કોષ્ઠવિદાહિ—જે દ્રવ્યના સેવનથી કોઠામાં આગ આગ લાગે તેને કોષ્ઠવિદાહી કહે છે. ખાટાં દ્રવ્ય અતિ પ્રમાણમાં સેવવાથી આવીજ ક્રિયા કરે છે.

(६९) કફવિલયન—જે દ્રવ્યના સેવનથી અતિ શુષ્ક કફ પાતળો પડીને છુટો પડે તે દ્રવ્યને કફવિલયન દ્રવ્ય કહેવાય છે. અતિમાત્રામાં ખાધેલો અમ્લ રસ આવું કામ કરે છે.

(७०) અનાગતાબાધપ્રતિષેધ—જે વસ્તુ ' અનાગત '-એટલે કે જે અત્યારે નથી તે ' આબાધ '—પીડાનો ' પ્રતિષેધ '—અટકાવ કરે તેને અનાગતાબાધપ્રતિષેધ કહે છે—આવતી પીડાને અટકાવે તે. જેમકે—લોધ્ર અનાગત ચક્ષુપીડાનો અને ભાંગરો અનાગત પાલિત્યનો પ્રતિષેધક છે.

(७१) શ્લેષ્મપ્રસેકિ—જે દ્રવ્યના સેવનથી કફનો સ્રાવ થાય તેને શ્લેષ્મપ્રસેકિ કહેવાય છે.

(७२) સ્તન્યજનન—જે દ્રવ્યના બાહ્ય તેમ જ આભ્યંતર ઉપયોગથી સ્તનમાં ધાવણનો વધારો થાય તે સ્તન્યજનન કહેવાય છે.

(७३) સ્તન્યશોધન—જે દ્રવ્યના સેવનથી ધાવણના દોષો દૂર થાય એટલે કે ધાવણ નીરોગી બને એને સ્તન્યશોધન કહે છે.

(७४) ઉત્કલેશકારિ—જે દ્રવ્ય ખાવાથી ઉલટી થશે એમ લાગ્યા કરે તેને ઉત્કલેશ[ મોળ ]કારિ દ્રવ્ય કહે છે.

(७५) કંઠ્યપ્રભૃતિ—જે દ્રવ્ય કંઠરોગમાં અથવા કંઠને હિતકર હોય તે કંઠ્ય કહેવાય છે. આવી જ રીતે સ્વર્ય [ સ્વરને હિતકર ], કેશ્ય [ કેશને હિતકર ], દંત્ય [ દાંતને હિતકર ], ચક્ષુષ્ય [ ચક્ષુને હિતકર ], મેધ્ય [ મેધા—બુદ્ધિને હિતકર ] વિગેરે અર્થો સમજી લેવા.

(७६) ક્ષવણ— જે વસ્તુથી છીંકો આવે તે ક્ષવણ દ્રવ્ય—નાકછીંકણી, કાયફળ વિગેરે.

# ભેષજકલ્પનાવિષયક પારિભાષિક શબ્દોના અર્થ

**ક્વાથ—** द्वाशरिककमानेन गृहीत्वा तोलकद्वयम् । दत्त्वाम्भः षोडशगुणं ग्राह्यं पादावशेषितम् ॥ જેટલું દ્રવ્ય હોય તેનાથી સોળ ઘણું પાણી નાખીને ઉકાળવું. ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઉતારી લેવું. કપડેથી ગાળીને પી જવું. શ્રૃત, કષાય, નિર્યૂહ–આ બધા ક્વાથના જ પર્યાયો છે. ક્વાથ માટે માટીનું વાસણ જ લેવું. તાપ ધીરો આપવો.

**શીતકષાય—** द्रव्यादापोत्थितात् तोये प्रतप्ते निशिसंस्थितात् । कषायो योऽभिनिर्याति स शीतः समुदाहृतः ॥ કૂટેલા દ્રવ્યને ગરમ પાણીમાં નાખી, રાત આખી રહેવા દઇ બીજે દિવસે સવારમાં ગાળીને પાણી લઇ લેવું. સાધારણ નિયમ એવો છે કે ૧ તોલો દવા હોય તો ૬ તોલા ગરમ પાણી લેવું. આનું નામ શીતકષાય.

**ફાંટ—** क्षिप्त्वोष्णतोये मृदितः फाण्ट इत्यभिधीयते ॥ સારી વસ્ત્રગાળ દવાને ખૂબ ઉકળતા પાણીમાં નાખી તુરત જ ઉપરથી હવા બહાર ન જાય એવું વાસણ ઢાંકી દેવું. ઠંડુ પડેથી આ પાણી કપડા વડે ગાળી લેવું. આ વિધિને ફાંટ કહે છે.

**સ્વરસ—** લીલા દ્રવ્યને કૂટીને તેમાંથી રસ નીચોવી લેવો. સ્વરસ એટલે પોતાનો રસ.

**કલ્ક—** કોઇ પણ લીલા કે સુકા દ્રવ્યને પથ્થર વડે કૂટીને ચટણી જેવું બનાવવું તેને કલ્ક કહેવાય છે.

**પાનીય—** कर्षमात्रं ततो द्रव्यं साधयेत् प्रास्थिकेऽम्भसि ॥ ૧ તોલો ઔષધ, ૧ પ્રસ્થ એટલે ૬૪ તોલા પાણીમાં નાખીને ઉકાળવું. અર્ધું પાણી બાળવું. પછી ગાળી લઈ તે પાણી પીવાડવું. આ વિધિને 'પાનીય' કહે છે. જ્વરમાં તરસ લાગે છે તે વખતે તરસ છીપાવવા માટે ષડંગપાનીય આપવામાં આવે છે.

**ક્ષીરપાક—** द्रव्यादष्टगुणं क्षीरं क्षीरात् तोयं चतुर्गुणम् ।
क्षीरावशेषः कर्तव्यः क्षीरपाके त्वयं विधिः ॥

જે દ્રવ્યનો ક્ષીરપાક કરવો હોય તે દ્રવ્યથી આઠઘણું દુધ અને દુધથી ૪ ઘણું પાણી નાખી ઉકાળવું. દુધ એકલું રહે એટલે ઉતારી લેવું. આને ક્ષીરપાક કહે છે.

**ભાવના**— द्रवेन यावता सम्यक् चूर्णं सर्वं प्लुतं भवेत् । भावनायाः प्रमाणं तु चूर्णे प्रोक्तम्....॥ "सप्ताहं भावनावधिः" । કોઇ વનસ્પતિનો રસ કે કવાથ ચૂર્ણ બરાબર ભીંજાઈ રહે એટલા પ્રમાણમાં નાંખીને થોડીક વાર સુધી એને ખરલ કરી પછી સૂર્યના તાપથી સૂકવી દેવું. આ પ્રમાણે સાત વાર સુધી હમેશાં રસ નાખી, સૂર્યના તાપે હમેશાં સૂકવીને ચૂર્ણ તૈયાર થએ ભરી લેવું. આ વિધિને 'ભાવના' કહે છે.

**પુટપાક**— द्रव्यमापोथितं जम्बूवटपत्रादिसम्पुटे । वेष्टयित्वा ततो बद्ध्वा दृढं रज्ज्वादिना तथा । मृल्लेपं द्व्यङ्गुलं कुर्यादथवाङ्गुलिमात्रकम् । दहेत् पुटान्तरादग्नौ यावल्लेपस्य रक्तता ॥ જે દ્રવ્યનો પુટપાક કરવો હોય તે દ્રવ્યને સારી રીતે ધોઈ નાખી, વાટીને ચટણી જેવું બનાવવું. આ લુગદી ઉપર જાંબુ, વડ વિગેરેનાં પાન લપેટવાં. પછી ઉપર સારી રીતે દોરી બાંધી લેવી. આની ઉપર બે આંગળ અથવા એક આંગળ જાડો માટીનો થર લપેટવો. પછી આ ગોળાને અગ્નિમાં મૂકી દેવો. માટી લાલચોળ થઇ જાય એટલે તુરત જ આ ગોળાને બહાર કાઢવો. માટી, દોરી, પાન વિગેરે દૂર કરીને લુગદીમાંથી રસ નીચોવી લેવો. આ વિધિને પુટપાક કહે છે.

**કાંજી**— आशुधान्यं क्षोदितञ्च बालमूलन्तु खण्डशः । कृतं प्रस्थमितं पात्रं जलं तत्राढकम् क्षिपेत् ॥ तावत् संधाय संरक्षेत् यावदम्लत्वमागतम् । काञ्जिकं तत्तु विज्ञेयं एतत् सर्वत्र पूजितम् ॥ ઘઉં, જવ, બાજરી, જુવાર વિગેરેને અર્ધાપર્ધા ખાંડી નાંખવાં. કુમળા નાના મૂળા લઇને તેના નાના નાના કકડા કરી નાંખવા. ધાન્ય અને મૂળા મળી ૬૪ તોલા લેવું. પછી એક મોટા માટીના માટલામાં આ બધું નાખી અંદર એક આઢક ( ૨૬૫ તોલા ) પાણી નાખી, માટલાનું મ્હોં બરાબર બંધ કરી, જ્યાં સુધી પાણી ખાટું ન થાય ત્યાં સુધી રાખી મૂકવું. ખટાશ આવી ગયા પછી પાણી ગાળી લેવું. આને કાંજી કહે છે.

**આરણાલ**— तुलामितं षष्टिकतण्डुलस्य । प्रगृह्य चान्नं विधिवद्विधाय । द्रोणेऽम्भसि क्षिप्तमथ त्रियामम् । तत्सप्त रक्षेत् पिहितं प्रयत्नात् ॥ तत्रैव कल्कं सकलं निरस्येत् । तत् काञ्जिकं कथ्यते आरणालम् ॥ સાઠી ચોખા ૧૦ શેરને પકાવી લઇને તેને ૧ દ્રોણ પાણી ( ૧૦૨૪ તોલા )માં ૨૧ દિવસ

સુધી સારા ઍરટાઇટ (હવા ન જઈ શકે એવા મજબુત ઢાંકણાવાળા) વાસણમાં પ્રયત્નપૂર્વક ઢાંકી રાખવું. આ કાંજીને આરણાલ કહે છે.

**તુષામ્બુ અથવા તુષોદક**—"भृष्टान् माषतुषान् सिद्धान् यवांस्तु चूर्णसंयुतान् । आपूता-नम्भसा तद्वत् जातं तच्च तुषोदकम् ॥" "तुषोदकं यवैरामैः सतुषैः शकलीकृतैः ॥"—શેકેલા અડદ ફોતરાં સાથેના, તેમ જ સિદ્ધ અને ચૂર્ણીકૃત જવ–બન્નેને જ્યાં સુધી પાણી ખાટું ન થાય ત્યાં સુધી એક વાસણમાં ભરી રાખવું. આને 'તુષોદક' કહે છે. ફોતરાંવાળા જવને ખાંડીને એમ ને એમ (ઉકાળ્યા વિના) પાણીમાં રાખી મૂકવા તેનું નામ તુષોદક.

**સૌવીર**— सौवीरन्तु यवैरामैः पक्वैर्वा निस्तुषैः कृतम् । गोधूमैरपि सौवीरमाचार्याः केचिदूचिरे ॥ જવ રાંધ્યા વિનાના કે રાંધેલા, તેમ જ ફોતરાં વિનાના ઘઉં–વગેરેને પાણીમાં રાખી મૂકી ખટાશ આવે ત્યાં સુધી રાખી મૂકવું. આને આચાર્યો સૌવીર કહે છે–અથવા અનુક્રમે 'યવસૌવીર' અને 'ગોધૂમસૌવીર' કહે છે.

**શુક્ત–ચુક્ર**— यन्मस्त्वादि शुचौ भाण्डे सगुडक्षौद्रकाञ्जिकम् । धान्यराशिस्थं शुक्तं चुक्रं तदुच्यते ॥ મસ્તુ વિગેરેની માત્રા–"गुडमाक्षिकधान्याम्लमस्त्वम्बु द्विगुणं क्रमात् । शंसन्ति चुक्रसिद्ध्यर्थम्......।". ગોળ, મધ, કાંજી, મસ્તુ (દહીંથી બમણું પાણી મેળવેલું હોય તે), પાણી–ક્રમશઃ દ્વિગુણ (જેમ કે ગોળથી બમણું મધ, મધથી બમણું ધાન્યામ્લ, કાંજી એ ક્રમે) માત્રામાં લઇને ચોકખા વાસણમાં ભરીને ધાન્યના ઢગલામાં તે વાસણને દાટી મૂકવું. ખટાશ આવ્યા પછી કાઢવું. આને શુક્ત અથવા ચુક્ર કહે છે. નોખી નોખી ઋતુમાં કેટકેટલા દિવસે આથો આવે છે એ પણ કહેલું છે. "घनात्यये तथा ग्रीष्मे सन्धानं षड्दिनं भवेत् । हेमन्ते शिशिरे स्थाप्यं भिषक् दषदि तेन वै । प्रावृड्वसन्ते सन्धानं भवेदष्टदिनेन वै"॥ શરદ્ અને ગ્રીષ્મમાં છ દિવસમાં સંધાન (આથો) થઈ જાય છે. હેમન્ત અને શિશિર ઋતુમાં પણ તેટલા જ દિવસે થાય છે. પ્રાવૃટ્ અને વસંતમાં આઠ દિવસે સંધાન થાય છે.

**આસવ**— यदपक्वौषधाम्बुभ्यां सिद्धं मद्यं स आसवः । ઔષધોને પાણીમાં પકાવ્યા સિવાય જ પાણીમાં નાખીને ઍરટાઇટ વાસણમાં સાત

દિવસ સુધી ભરી રાખવાં. સાત દિવસ પછી એ પાણી ગાળી લેવું. આનું નામ આસવ.

**અરિષ્ટ—** पक्वौषधाम्बुसिद्धं यत् मद्यं तत् स्यादरिष्टकम् ॥ અરિષ્ટની વિધિ બરાબર આસવ જેવી જ છે. ફેર એટલો જ છે કે આસવમાં દ્રવ્યને પાણી સાથે પકાવવાનાં હોતાં નથી જ્યારે અરિષ્ટમાં ઔષધો અને પાણીને ઉકાળવાં પડે છે. અત્યારે ભૂલથી લોકો જેને દ્રાક્ષાસવ કહે છે તે ખરી રીતે દ્રાક્ષારિષ્ટ છે.

**શીધુ—** शीधुः इक्षुरसैः पक्वैः अपक्वैः आसवो भवेत् ॥ શીધુના બે પ્રકાર છે. (૧) પકવશીધુ અને (૨) અપકવશીધુ. શેરડીના રસને સ્હેજ ગરમ કરી લઈને જે દ્રવ્યો નાખીને રાખી મૂકવામાં આવે તેને પકવરસશીધુ કહે છે. શેરડીનો રસ એકલો એમ ને એમ જ રાખી મૂકવામાં આવે તેને શીતરસ અથવા અપકવરસશીધુ કહેવામાં આવે છે.

**આસૂત—** कन्दमूलफलाद्यञ्च लवणोदकसंयुतम् । संधानाच्चिरकालाम्लमासुतं परिकीर्त्तितम् ॥ કંદ, મૂલ, ફલ વિગેરેને વાટી નાખી મીઠું નાખેલા—મીઠાવાળા પાણીમાં સંધાન થતાં સુધી રાખી મૂકવું—ખટાશ ઉત્પન્ન થાય ત્યાં સુધી રાખી મૂકવું—તેને 'આસૂત' કહે છે.

**પ્રમથ્યા—** प्रमथ्या प्रोच्यते द्रव्यं पलमात्रं सुकल्कितम् । किंचिदन्येन संयुक्तम् अथवान्यविवर्जितं । तोये अष्टगुणे क्वथ्यं...॥ બહુ જ સરસ રીતે વાટેલા ૧ પલ (૪ તોલા) ઔષધને, બીજાં ઔષધ સાથે મીલાવી અથવા બીજાં ઔષધ વિના—આઠ ઘણા પાણીમાં ઉકાળીને ચોથા ભાગનું પાણી બાકી રહે એટલે ઠંડુ પાડી ગાળી લેવું. આને 'પ્રમથ્યા' કહે છે.

**રસક્રિયા—** क्वाथादेः यत् पुनः पाकात् घनत्वं सा रसक्रिया ॥ કોઇપણ દ્રવ્યનો વિધિ પ્રમાણે ક્વાથ કરી લઇ, એજ ક્વાથને વળી પાછો ઘટ્ટ થતા સુધી ઉકાળવો તેને રસક્રિયા કહે છે. અવલેહ, પ્રાશ વિગેરે આ રસક્રિયાના જ પર્યાયો છે.

**લેપ—** लेपस्य द्वौ भेदौ आलेपः प्रदेहश्च । तयोः आलेपः आर्द्रमाहिषचर्मवच्छीतलः तनुर्विशोषी च । प्रदेहः आर्द्रः घन उष्णश्चेति ॥ લેપના બે ભેદ છે. (૧) આલેપ અને (૨) પ્રદેહ. આલેપ લીલા ભેંસના ચામડા

જેવો શીતલ, પાતળો અને જલદી સૂકાઇ જાય એવો હોય; જ્યારે પ્રદેહ ઘાટો, ગરમ અને લાંબા વખત સુધી ભીનો રહે એવો હોય.

**પરિષેચન**— व्रणवेदनोपशमनार्थमुष्णक्वाथसेचनम् ॥ વ્રણની વેદના નરમ પડે એટલા માટે ઉના ઉના કવાથનું વ્રણ ઉપર સેચન કરવું તેને પરિષેચન કહે છે.

**અવચૂર્ણન**— જવ વિગેરે દ્રવ્યોનું ચૂર્ણ વ્રણમાં ભરવું અથવા છાંટવું તેનું નામ અવચૂર્ણન.

**ઉદ્વર્તન**— कल्कचूर्णाभ्यां गात्रमर्दनम् ॥ કોઇ દ્રવ્યનું બારીક ચૂર્ણ શરીર ઉપર મર્દન કરવું તે ઉદ્વર્તન. હળદરના ચૂર્ણ વડે ગાત્ર ઉદ્વર્તન કર્યાથી કંડૂ, રૂક્ષતા વિગેરે નાશ પામે છે.

**પિચુધારણ**—भेषजसाधितक्वाथस्नेहाप्लुतस्य तूलकस्य वस्त्रखण्डस्य वा योनौ स्थापनम् ॥ કોઇ પણ દ્રવ્યના કવાથમાં અથવા સ્નેહમાં રૂનું પુમડું અથવા વસ્ત્રનો કકડો ભીંજાવી યોનિમાં રાખવો તે.

**કવલ-ગંડૂષ**—મ્હોં હલાવી શકાય એટલા પ્રવાહીનો મ્હોંમાં કોગળો રાખવો તેનું નામ કવલ. મ્હોં જરા પણ હાલી ન શકે એટલું પ્રવાહી મુખમાં ભરવું તેનું નામ ગંડૂષ. કવલ એટલે થોડા પ્રવાહીના કોગળા, અને ગંડૂષ એટલે વધારે પ્રવાહીના કોગળા (ટુંકમાં કહીએ તો).

**અંજનકર્મ**—કોઈ ઔષધને મધમાં ઘસીને આંગળી વડે (જેમ કાજળ આંખમાં આંજે છે તે પ્રમાણે) અથવા શાસ્ત્રોક્ત સંસ્કારયુક્ત સીસાની સળી ઉપર ઔષધને લગાવીને આંખમાં લગાવવું તે અંજનકર્મ. લેખન, રોપણ અને પ્રસાધન આ અંજન દ્રવ્યના ત્રણ પ્રકાર છે.

**આશ્ચ્યોતન**—उन्मीलिते दृङ्मध्ये क्वाथक्षौद्रासवस्नेहबिन्दूनां पातनम् ॥ કવાથ, મધ, આસવ, તેલ, ઘી વિગેરેનાં આંખમાં ટીપાં નાખવાં તે આશ્ચ્યોતન.

**બિડાલક**— शालाक्येऽक्ष्णोः बहिर्दत्तो लेपो बिडालको मतः ॥ આંખની આસપાસ કરેલા લેપને બિડાલક કહે છે.

**પિંડ**— पिण्डो नाम श्लक्ष्णवस्त्रोपरि निमीलितचक्षुषि धार्यो भेषजपिण्डः ॥ બારીક વસ્ત્રમાં અત્યંત સૂક્ષ્મ ઔષધ રાખીને અર્થાત્ વસ્ત્રમાં પોટલી

બાંધીને તે પોટલી બંધ આંખો ઉપર વારંવાર લગાડવી તે.

બસ્તિ— चर्मपुटकद्वारेण गुदाध्वना क्वाथादिप्रदानरूपः कर्मविशेषः । स द्विविधः अनुवासननिरूहभेदात् । स्नेहबस्तिरनुवासनं कषायबस्तिः निरुहः ॥ નિરૂહ અને અનુવાસન-એ બસ્તિના બે પ્રકાર છે. ગુદાદ્વારા ક્વાથ, પાણી વિગેરે આંતરડાંમાં ચઢાવવું તેનું નામ બસ્તિ. બસ્તિમાં સ્નેહ આપવો તેનું નામ અનુવાસન બસ્તિ; કોઈ પણ ક્વાથ આપવો તેનું નામ નિરૂહ બસ્તિ.

શિરોબસ્તિ—शिरोर्बस्तिश्चर्मणः स्यात् द्विमुखो द्वादशाङ्गुलः । शिरःप्रमाणस्तं बद्ध्वा मस्तके माषपिष्टकैः । सन्धिरोधं विधायाशु स्नेहैः कोष्णैः प्रपूरयेत् । तावत् धार्यस्तु यावत् स्यात् नासाकर्णमुखस्रुतिः ॥ શિરોબસ્તિ ચામડાની હોય છે. બે મુખવાળી અને ૧૨ આંગળ લાંબી હોય છે. માથાના પ્રમાણ પ્રમાણે તે માથા પર પહેરવી અને સાંધા આગળ અડદનો લોટ લગાવી દેવો જેથી તેલ બહાર ન જાય. આ પછી અંદર સહેજ ગરમ તેલ (સ્નેહ) ભરવું. જ્યાં સુધી નાકમાંથી, કાનમાંથી અને મ્હોંઢામાંથી સ્રાવ ન થાય ત્યાં સુધી તે સ્નેહ રાખી મૂકવો.

સ્વેદ— સ્વેદના ચાર પ્રકાર છે—તાપસ્વેદ, ઉપનાહસ્વેદ, દ્રવસ્વેદ અને બાષ્પસ્વેદ. આ ચારેની પ્રયોગવિધિ—

“ तप्तैः सैकतपाणिकांस्यवसनैः स्वेदोऽथवाङ्गारकैः ।
लेपाद्वातहरैः सहाम्ललवणस्नेहैः सुखोष्णैस्तथा ॥
एवं तप्तपयोऽम्बुवातशमनक्वाथादिसेकादिभिः ।
तप्तैः तोयनिषेचनोद्भवबृहद्बाष्पैः शिलाद्यैः क्रमात् ॥”

ગરમ રેતીથી, હાથથી, કાંસાના પાત્રથી, લુગડાના કકડાથી અથવા ખેર વિગેરેના અંગારાથી જે સ્વેદ આપવામાં આવે તેને તાપસ્વેદ કહેવાય છે. અમ્લ, લવણ, અને સ્નેહયુક્ત સહેજ ગરમ, વાતહર ઔષધોનો લેપ કરવામાં આવે તે ઉપનાહસ્વેદ અથવા પોટીસ કહેવાય છે. ગરમ દુધ, પાણી અને વાતઘ્ન દ્રવ્યોના ગરમાગરમ ક્વાથના પરિષેચન અથવા અવગાહન કરવાને દ્રવસ્વેદ કહે છે. પથ્થર અથવા લોખંડ વિગેરેને ખૂબ ગરમ કરી તેના ઉપર એકદમ ગરમ ક્વાથ, સ્નેહ વિગેરે છાંટવાથી

જે વરાળ નીકળે છે તેનાથી સ્વેદ લેવો તે બાષ્પસ્વેદ. સ્વેદના ૧૪ પ્રકાર ચરકે ગણાવેલા છે.

**નસ્ય—** नस्यं तत् कथ्यते धीरैः नासाग्राह्यं यदौषधं। प्रतिमर्षोऽवपीडश्च नस्यं प्रधमनन्तथा ॥ शिरोविरेचनश्चेति नस्तःकर्म च पंचधा ॥ નાકમાં જે ઔષધ મૂકવું તેનું નામ નસ્ય. પ્રતિમર્ષ, અવપીડન, નસ્ય, પ્રધમન, શિરોવિરેચન—એવા નસ્યના પાંચ પ્રકાર છે.*



* 'વનૌષધિદર્પણ' (બંગાલી) ઉપરથી આ લીધેલું છે. પરિભાષા માટે સ્વતંત્ર પુસ્તકની આવશ્યકતા છે. આ નિઘંટુ પૂરતી આ પરિભાષા પર્યાપ્ત છે એટલે વધારે ફડાફૂટ નથી કરી.

# मात्रा ( Doses )

નિઘંટુમાં પૂર્વાર્ધમાં તેમ જ ઉત્તરાર્ધમાં દવાઓની માત્રાઓ આપવામાં નથી આવી એ એક ખામી રહી ગઇ છે એ તરફ એક ભાઇ મ્હારૂં ધ્યાન ખેંચે છે. માત્રા સંબંધી કંઈ પણ લખ્યું નથી એનું કારણ વિસ્મૃતિ નથી પણ માત્રા વિષેનું મારૂં નિરપેક્ષપણું છે. પ્રથમ તો મૂળ આયુર્વેદના મૂળ ગ્રંથોમાંથી માત્રા–પ્રમાણ શોધી શકાતું નથી અને જે છે તે આ જમાના માટે ઘણી જ મોટી માત્રા છે એમ મને લાગ્યું છે. આધુનિક દ્રવ્યગુણવેત્તાઓએ તેમ જ ઔષધિ–યોજના ( Therapeutics ) ઉપર લખનાર લેખકોએ પણ બધે ઠેકાણે માત્રાઓ આપી નથી; અને જે આપી છે તે પણ બરાબર નથી એમ મને લાગે છે. જેને જે ફાવે તે માત્રા લખી નાખવી એ રીત મ્હારે ગ્રહણ કરવી ન હતી એટલે જ માત્રાઓ વિષે ઉલ્લેખ કર્યો ન હતો. પણ એ ભાઇની સૂચના પછી મ્હને એમ જણાયું કે ગમે તેમ હો, પણ માત્રા–પ્રમાણ આપવું તો જોઇએ જ. સાધારણ લોકો વનસ્પતિના ઉપયોગો જાણે પણ કેટલી માત્રા લેવી તે જો ન જાણે તો બિચારા વાપરતાં બ્હીવે એ પણ ભીતિ સકારણ છે એમ મને લાગ્યું. આથી જ અહિં બધાં દ્રવ્યોની તો નહિ જ પણ ઘણાં ખરાં દ્રવ્યોની માત્રા લખવામાં આવે છે.

શારંગધર કહે છે કે:—

स्थितिर्नास्त्येव मात्रायाः कालमग्निं वयो बलम् ।
प्रकृतिं दोषदेशौ च दृष्ट्वा मात्रां प्रकल्पयेत् ॥

અર્થાત્ માત્રાની કોઇ ચોક્કસ વ્યવસ્થા નથી. કાલ ( શીયાળો ઉનાળો, ચોમાસું ), અગ્નિ ( જઠરાગ્નિ–મંદ, તીક્ષ્ણ, વિષમ અને સમ એવા ૪ ભેદ છે ), ઉંમર ( બચપણ, યુવાવસ્થા અને વૃદ્ધત્વ ), બલ ( હીન, મધ્યમ અને ઉત્તમ એવા ભેદો છે અથવા દેશ, જાતિ, શરીર આદિથી પણ પ્રકૃતિના અનેક ભેદો થઇ શકે છે ), દોષ ( વાત, પિત્ત અને કફ ), દેશ ( જાંગલ, આનૂપ, સાધારણ )–આ બધાનો વિચાર કરીને માત્રાની કલ્પના કરવી જોઇએ.

એટલે અહિંઆં જે માત્રાઓ આપવામાં આવી છે તે તો સાધારણ રીતે કોઇને પણ નુકસાન ન કરે એવી જ, કેટલાક વિદ્વાનોએ ઠરાવેલી અને કંઇક અંશે અનુભવથી નક્કી કરાયલી આપવામાં આવી છે. ભગવાન ચરકના શબ્દોમાં હું પણ કહું કે "तत्र बुद्धिमतां ऊहापोहवितर्काः मन्दबुद्धेस्तु यथोक्तानुगमनमेव श्रेयः ।" બુદ્ધિશાળી જનો એમાં ઘટતો ફેરફાર–વધઘટ–કરી શકે અને મંદબુદ્ધિવાળા જનો યથોક્ત માત્રામાં જ ઉપયોગ કરે એ જ ઇષ્ટ છે.

૧ કલોંજી જીરૂ—ાા તોલાથી ૧ાા તોલા સુધી.

૨ અતિવખની કળી—૨ થી ૫ રતી કટુપૌષ્ટિક તરિકે; ૧૦ થી ૨૦ રતી જ્વરઘ્ન તરિકે. ( ડૉ. વામન દેસાઇ ).

૩ ત્રાયમાણ—બેઆનીથી પાવલીભાર.

૪ મોરવેલ—પાનનું ચૂર્ણ ૨૦ રતી.

૫ મમીરો—૫ થી ૮ રતી.

૮ રાયચંપો—૧ ઔંસ ( અધોળ ) છાલના ચૂર્ણનો ફાંટ બનાવી આપવો. માત્રા ૧ થી ૨ ઔંસ. છાલનું ચૂર્ણ ૧૦ થી ૩૦ ગ્રેનની માત્રામાં જ્વરઘ્ન તરિકે.

૧૦ પાતાલગરૂડી–પાન ૧ થી ૨ ડ્રામ. મૂળ ાા તોલાથી ાા તોલો. ઑરપ ( પાન ૩૦ )–અફીણ છોડાવવા માટે ઑરપના મૂળનું ચૂર્ણ પહેલાં ાા તોલો, પછી ા તોલો, પછી બેઆનીભાર એમ ધીરે ધીરે ઓછું ખવરાવવું. દુધ અને ઘી સારી પેઠે ખાવા આપવાં.

૧૧ ગળો— ગળોસત્વ–૧૦ થી ૩૦ રતી સુધી.
સંશમની (ઘન)–બેઆનીભારથી ૨ તોલા સુધી.
ક્વાથ–જાડી ગળોના ટુકડા ૪ ઔંસ, પાણી શે. ૧ાા. મંદાગ્નિથી ઉકાળવું. ૪ ઔંસ પાણી બાકી રહે ઉતારી લેવું. માત્રા ૧ ઔંસ, થોડા મધ સાથે. આ ઉત્તમ કટુપૌષ્ટિક અને રસાયન છે. સર્વ જાતના પ્રમેહમાં–ગળોસ્વરસ ૨ થી ૩ ડ્રામ મધ સાથે. મૂત્રજનન તરિકે ગળો મોટી માત્રામાં આપવી જોઇએ.
( ડૉ. વામન દેસાઈ અનુસાર. )
સ્વ. ડૉ. વીરજી ઝીણા રાવળ લખે છે કે ગળોસ્વરસ માત્રા તોલા ૨, ગળોસત્વ ૧ થી ૨ વાલ.

૧૨ કાળીપાઠ –મૂળચૂર્ણ ૧ થી ૨ આનીભાર. કરંઢીયું ( પા. ૩૮ ) ૩૦ થી ૪૫ રતી, દિવસમાં ૩ વખત.

૧૩ હાફ઼હલદર-રસવંતી–૧૫ થી ૩૦ રતી.
ક્વાથ–મૂળચૂર્ણ ૬ ઔંસ, ૩ શેર પાણી નાખી ઉકાળવું. સવાશેર પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું અને કપડે ગાળી લેવું. માત્રા ૨ ઔંસ. મૂળત્વકચૂર્ણ ૧૦ થી ૧૫ રતી.

૧૪ પાડવેલ— ૨ થી ૫ રતી.

૧૬ અફીણ— ૦। થી ૦॥ રતી ગોળી વાળી આપી દેવું. જલદી ગુણ જોઇતો હોય તો દારૂમાં ઓગાળીને આપવું. નાનાં બચ્ચાંને અફીણની અસર બહુ જલદી થાય છે.

૧૭ દારૂડી— મૂળ ૧ ડ્રામ; બીયાં ૦। તોલો; બીજનું તેલ ½ ડ્રામ; પીળો રસ ૦॥ થી તે ૨ તોલા સુધી.

૨૧ મૂળા— મૂત્રજનન અને અશ્મરીઘ્ન ગુણ માટે પાનનો સ્વરસ ૧ થી ૨ ઔંસ. બીજ ૧ થી ૨ ડ્રામ.

૨૬ વાયવરણો—તાજાં સૂકાયલાં પાન ૨ ઔંસનો ૧ પાઇન્ટ પાણીમાં ફાંટ કરી લેવો. માત્રા ૨ થી ૪ ઔંસ. મૂળની માત્રા ૧ થી ૨ વાલ.

૨૭ તલવણી—જ્વરમાં અશક્તિ વધી હોય તો ઉત્તેજક તરિકે પંચાંગસ્વરસ ૦॥ થી ૧ તોલો આપવો.

૨૯ બનફ્સા—તાજાં ફુલ ૧ શેર, પાણી ૩ શેર, સારી ઉંચામાંની સાકર શે. ૬. પાણીમાં ૨૪ કલાક ફુલ રાખી મૂકવાં, પછી દબાવ્યા સિવાય પાણી ગાળી લેવું. પછી અંદર સાકર મેળવીને તે એકરસ થઇ જાય એટલું ગરમ કરવું. આ શરબત દરેક કામમાં વાપરવો. માત્રા ૧ થી ૪ ડ્રામ. નાનાં બચ્ચાંને ઝાડાના ખુલાસા માટે આ અપાય. પંચાંગચૂર્ણ ૫ થી ૧૦ રતી સ્વેદજનક અને કફઘ્ન તરીકે. ૧૫ થી ૩૦ રતી રક્તસ્રાવ બંધ કરવા.

૨૮ સ્થલપદ્મ—સ્વરસ ૧ ડ્રામ, ચૂર્ણ ૧૦ થી ૩૦ રતી; મૂત્રજનન સ્નેહન અને શીતલ તરિકે વપરાય છે.

૩૦ ચેલમોગરો—(Hydnocarpus)—તેલની માત્રા ૫ થી ૧૦ ટીપાં. ધીમે ધીમે ૩૦ થી ૬૦ ટીપાં સુધી વધારવું. ખાધા પછી આપવું.

૩૫ નાગકેસર—સાચું નાગકેસર પુંકેસરના પીળા ગુચ્છ જેવું આવે છે તેની માત્રા ૧ રતી. બજારમાં જે મળે છે તેની માત્રા ૧ વાલથી ૦॥ તોલો.

૩૯ રાળ— ૧ થી ૨ રતી.

૪૧ કપૂર— માત્રા ૧ થી ૩ રતી. ગોળી કરીને આપવી. બ્રેંડીમાં ગોળી સારી વળે છે. તુરત ગુણ જોઇતો હોય તો દારૂમાં મીલાવીને આપવું. કપૂર દુધમાં ઠીક મળી જાય છે. કપૂરનું પાણી—એક પાતળા કકડામાં કપૂર બાંધીને પાણીમાં નાખી દેવું. આ પાણીની માત્રા ૧ થી ૨ ઔંસ. સ્પીરીટ કેમ્ફર—૫ થી ૧૦ ટીપાં.

૪૨ ગર્જનતેલ–૨૦ ટીપાં અથવા ૦ાા થી ૧ ડ્રામ.

૪૪ ખપાટ—બીજ ૧ થી ૨ ડ્રામ.

૫૦. રૂખડો—ફળનો ગર્ભ ½ થી ૧ ડ્રામ.

પાનનું ચૂર્ણ–૫ થી ૧૫ રતી, પરસેવો અટકાવે છે. છાલ ૧ ઔંસને ૧ પાઇન્ટ પાણીમાં ઉકાળી લેવી અને પા પાઈન્ટ પાણી બાકી રાખવું. માત્રા ૧ થી ૨ ઔંસ. મેલેરીયામાં આ કવાથ ઠીક કામ કરે છે.

૫૧ શીમળો–મોચરસ ૨૦ થી ૩૦ રતી. મૂળની તાજી છાલ ૦ાા થી ૧ તોલો.

શુષ્કત્વકૂચૂર્ણ ૦। થી ૦ાાા તોલો, દુધ સાથે.

૫૩ ઓલટકંબલ–મૂળની છાલનો સ્વરસ ૦ાા થી ૧ાા ડ્રામ સુધી.

૫૪ કઢાયો—ગુંદર વા. ૦ાા થી ૨ સુધી. છાલનું ચૂર્ણ વા. ૨ થી તો. ૦ાા સુધી.

૫૮ લાંબી છુંછ–(C. trilocularis) બીજની માત્રા ૪૦ રતી.

મોટી છુંછ ( C. olitorius ) માત્રા ૫ રતી.

છુંછડી ( C. fascicularis ) ૦ાા થી ૧ તોલો.

દરેક જાતની છુંછની છાલનું ચૂર્ણ વા. ૧ થી તો. ૦। સુધી.

૬૦ નાગબલા–મૂળ ચૂર્ણ તો. ૦। થી ૦ાા સુધી મધ સાથે અથવા દુધ સાથે.

૬૧ ધામણુ— અંતરછાલનો રસ ૧ થી ૨ તોલા. છાલચૂર્ણ વા. ૨ થી વા. ૮ સુધી.

૬૪ નાનાં ગોખરૂ–નવટાંક ફળનો કવાથ કરીને મૂત્રલ તરિકે.

મોટાં ગોખરૂ–પાનનું ચૂર્ણ ૧ તોલો, દુધ સાકર સાથે. ફળ ૨ થી ૩ તોલા, ફાંટ અથવા કવાથ કરીને.

૬૫ ધમાસો– ૦ાા થી ૧ તોલો ફાંટ કરીને આપવો.

૬૬ ચાંગેરી—૧ થી ૨ ડ્રામ.

૬૮ હરમર—૫ થી ૧૫ રતી સાધારણ માત્રા છે. ૩૦ રતી મધ્યમ માત્રા, ૬૦ રતી મોટી માત્રા. હરમરનાં બીજ મોટી માત્રામાં માદક છે.

૬૯ જંગલી કાલી મીરચી–મૂળની છાલનું ચૂર્ણ ૧ ઔંસ લઈ તેનો ૧૦ ઔંસ ગરમ પાણીમાં ફાંટ કરી લેવો. આ ફાંટ ૧ થી ૨ ઔંસની માત્રામાં મધ સાથે આપવો. છાલનું ચૂર્ણ ૧૫ થી ૨૦ રતી.

૭૦ સીતાબ–સૂકું ચૂર્ણ ૫ થી ૧૦ રતી, દિવસમાં ૩ વખત. આ પ્રમાણ ૩૦ રતી સુધી વધારી શકાય. સ્વરસ–૩૦ થી ૬૦ ટીપાં. તેલ– ૧ થી ૪ ટીપાં.

૭૧ તેજબલ–ફળ ૨ થી ૫ રતી. છાલ ૧ થી ૨ તોલા ફાંટ કરીને.

૭૬ બીલી— પત્રસ્વરસ–૧ થી ૨ તોલા.
છાલનો ક્વાથ–આખા દિવસમાં ૫ થી ૧૦ તોલા.
છાલનું ચૂર્ણ–૧ વાલથી ૦। તોલા સુધી.
ગર્ભનું ચૂર્ણ ( મરડામાં )–૨૦ ગ્રેનથી ૧ ડ્રામ સુધી.
સાધારણ રીતે ૧૦ થી ૨૦ ગ્રેન આપવું.

૭૭ અરલવો–છાલચૂર્ણ ૦। થી ૦॥ તોલો.

૭૮ ઇંદ્રોરીચો–ફળનો ગર્ભ ૧ થી ૫ રતી કફઘ્ન.
૧૦ થી ૩૦ રતી સ્રંસન.

૭૯ ગુગળ– રતી ૨ થી ૦। તોલો.

૮૦ હિરાબોલ–૫ થી ૧૦ રતી.

૮૧ શાલેડું– ૫ થી ૧૦ રતી.

૮૨ લીંબડો–ત્વક્ચૂર્ણ–૩૦ રતી સુધી. દિવસમાં ૩ વખત.
પાનનો રસ–૧ થી ૨ ઔંસ. તેલ–૪ થી ૧૦ ટીપાં.
પાનનું ચૂર્ણ–વા. ૪ થી તો. ૦॥ સુધી.

૮૩ બકાન લીંબડો–ક્વાથ–મૂળછાલ ૨ ઔંસ, પાણી ૧ પાઈન્ટ, ઉકાળવું અને અર્ધું બાળવું. ક્વાથની માત્રા ૦॥ ઔંસ. ત્રણ વખત થઈને.

૮૪ રોણુ– છાલચૂર્ણ ૩૦ રતી.

૮૬ માલકાંગણી–દાબીને કાઢેલું તેલ ૨ થી ૧૦ ટીપાં.
મૂત્રલ તરિકે–૧૦ થી ૩૦ ટીપાં.
બીજ–૧ થી વધીને ( ક્રમશઃ ) ૫૦ સુધી.

૯૦ ખાટખટુંબો–મૂળ ઘસીને ૨ થી ૫ રતી જેટલું. વધારે લેવાથી ગળું બેસી જશે.

૯૧ હાડસાંકળ–સ્વરસ ૧ થી ૨ તોલા. ચૂર્ણ ૧૦ થી ૨૦ રતી.

૯૨ અરીઠાં– ફળની અંદરનો ગર–૫ થી ૧૦ રતી કફઘ્ન તરિકે. ૧ થી ૨ ડ્રામ વામક તરિકે.

૯૩ કાગડોળીઓ–પાનનો રસ ૨ થી ૩ ઔંસ.

૯૪ કાકડાસીંગી–૫ થી ૧૦ રતી.

૧૦૦ ભીલામાં–તેલ ૧ થી ૫ ટીપાં. દુધમાં અકેકું ભીલામું ઉકાળીને લઇ શકાય. નારસિંહ ચૂર્ણની માત્રા તો. ૦। થી ૦॥ સુધી.

૧૦૨ સરગવો–તાજી છાલ ૧ થી ૨ ડ્રામ સુધી.
છાલનું ચૂર્ણ ૧ વાલથી ૪ વાલ સુધી.

૧૦૩ શણુ– બીજ ૦। થી ૦॥ તોલો.

૧૦૫ ગળી- ગળીનો રંગ ૦॥ થી ૧ રતી.
મૂળનો ઘન ૧ થી ૨ રતી.
હડકાયા કુતરાના ઝેરમાં-હમેશાં પાનનો સ્વરસ ૨ ઔંસ ત્રણ વખત થઈને.

૧૦૭ બાબચી-૦॥ ડ્રામથી ૨ ડ્રામ.

૧૦૮ શરપંખો-મૂળચૂર્ણ ૨ વાલથી ૦। તોલો. ક્ષાર ૨ રતી. બીજ પાવલીભાર સુધી.

૧૦૯ અગથીઓ-પાનનો સ્વરસ કફઘ્ન તરિકે ૧ થી ૨ તોલા, મધ સાથે.

૧૧૦ સાલવણ-સ્વરસ ૦॥ થી ૧ તોલો. મૂળચૂર્ણ ૦। તોલાથી ૧ તોલા સુધી.

૧૧૬ ચણોઠી- મૂળચૂર્ણ ૧ વાલથી ૮ વાલ સુધી. બીજ (શુદ્ધ કરેલાં) ૧ તોલા સુધી.

૧૧૯ ખાખરો- ગુંદર ૨ થી ૫ રતી (દેસાઈ), ૧૫ થી ૪૦ ગ્રેન (મુઇદીન).
બીજ-૦॥ થી ૧ નંગ. કુલ ૧ થી ૨ તોલા. કૃમિઘ્ન તરિકે બીજ ચૂર્ણની માત્રા-૩૦ ગ્રેનથી ૧ ડ્રામ મોટાં માટે; બચ્ચાં માટે સાધારણ માત્રા ૪ ગ્રેનની.

૧૨૨ ગરણી—બીજચૂર્ણ ૧૦ થી ૩૦ રતી.
મૂળચૂર્ણ ૩૦ થી ૬૦ રતી.
બીજ ચાવીને ખાવાથી નેપાળા જેવી ગળામાં બળતરા ઉત્પન્ન થાય છે માટે નાનાં બચ્ચાંને તેનું ચૂર્ણ કરી મધઘીમાં આપવું.

૧૨૬ બીયો— હિરાદખણ-૨ થી ૫ રતી.
બીયાની છાલ ૦। તોલાથી ૦॥ તોલો.

૧૨૭ કરંજત્રયમ્-કરંજ-પાનનું ચૂર્ણ ૦। તોલાથી ૦॥ તોલો. બીજ ૧ નંગ.
કાંકચ-બીજ ૫ થી ૧૦ રતી. મૂળચૂર્ણ ૧૦ રતી.
પત્રસ્વરસ ૨ થી ૪ તોલા.
ચરેલ-મૂળત્વક્ ચૂર્ણ ૧ થી ૫ રતી. બહુ જ દાહક છે.

૧૨૮ કાસુંદ્રી—પાનનું ચૂર્ણ ૧ વાલથી ૦॥ તોલો, મધ સાથે.
બીજ—૦। તોલાથી ૦॥ તોલો.

૧૩૧ ગરમાળો-ગોળ ૦। થી ૦॥ તોલો.
મૂળત્વક્ચૂર્ણ ૪ વાલથી ૦॥ તોલો.

૧૩૩ આવળ—પંચાંગચૂર્ણ ૩૦ રતી (મધુપ્રમેહમાં).

૧૩૪ અશોક—છાલ ૧ થી ૨ તોલા, દુધમાં ઉકાળીને.

૧૪૫ કાળીયો સરસ–છાલ ૨ વાલથી ૦। તોલો. બીજ–એક આનીભાર.

૧૪૬ વિદારીકંદ—કંદનો રસ ૧ થી ૪ તોલા.
કંદનો ટુકડો–૧ તોલો.

૧૪૯ મીંઢીઆવળ–૨ તોલા સુધી.

૧૫૪ પદ્મકાષ્ટ— આની અંદર હાઇડ્રોસીયાનીક ઍસીડ રહેલો છે માટે વાપરતાં બહુ જ સંભાળ રાખવી. આનો ક્વાથ પણ ન કરવો કારણ કે તેને ઉકાળવાથી તેમાંનું ઉપયોગી તત્વ ઉડી જાય છે. ચૂર્ણ માત્રા ૫ થી ૧૫ રતી. ( ડૉ. વામન દેસાઇ. )

૧૫૭ શીલારસ–૫ થી ૧૦ રતી.

૧૫૮ સાજડ—છાલચૂર્ણ ૦॥ થી ૧ તોલો.

૧૬૨ વાયુંભા—છાલ ૬ થી ૧૨ રતી ( પ્રદર ઉપર ).

૧૬૫ સમુદ્રફલ–૧ થી ૨ રતી.

૧૬૭ યુકેલીપ્ટસ–તેલ ટીપાં ૨ થી ૪, પતાસા ઉપર કે મધમાં.

૧૬૮ ધાવડી— પં. હરિપ્રપન્નજી કહે છે કે પ્રદર માટે ધાવડીની મૂળત્વક્ વાપરવી બહુ જ અકસીર છે. માત્રા બેઆનીભારથી પાવલીભાર. ફુલ–૦। તોલાથી ૦॥ તોલા સુધી.

૧૬૯ દાડમ— મૂળની છાલ કૃમિઘ્ન તરિકે ૧ થી ૨ તોલા લઇ તેનો ક્વાથ કરી ( ૧ : ૧૦ ) તે ક્વાથ ૧ ઔંસ જેટલો આપવો. બીજે દિવસે દીવેલનો રેચ આપવો.

૧૭૧ પપૈયું— સ્વ. ડૉ. વામન દેસાઇ લખે છે કે આનાં પાનની ક્રિયા ડીજી- ટેલીસ જેવી છે. છાયાશુષ્ક પાનનું ચૂર્ણ ૦। થી ૧ રતી. ચીક ૧ થી ૨ રતી, જમતી વખતે કે જમ્યા પછીથી.

૧૭૪ કડવાં પટોલ—ફળનો ગર્ભ–૧ થી ૨ રતી.

૧૭૫ કડવી તુંબડી—સૂકાવેલો ગર–૧ થી ૨ રતી.

૧૭૬ કુકડવેલ—બીજ ૧ થી ૨ રતી.

૧૭૭ કડવાં તુરીયાં–વેલા ૧ તોલો અને આધણનું પાણી ૧ પાઇન્ટ. અર્ધો કલાક સુધી વેલા અંદર રાખી મૂકવા. પછી પાણી ગાળી લેવું. આ ફાંટની માત્રા ૧ થી ૨ ઔંસ દિવસમાં ૩ વખત.

૧૭૮ કારેલાં—પાનનો રસ મોટા માણસને ૧ થી ૨ ડ્રામ.
,, નાનાં બચ્ચાંને ૦। થી ૧ ડ્રામ.

૧૭૯ કંકોડાં—કંદચૂર્ણ ૧ થી ૫ ડ્રામ.

૧૮૨ ઇંદ્રવારૂણી–માત્રા ૧ થી ૪ રતી. મૂલચૂર્ણ–૧ વાલ.

૧૮૩ કડવી ઘીલોડી—મધુમેહમાં મૂળનો રસ તો. ૧ અથવા ચૂર્ણ ૦၊ થી ૦॥ તોલો (ડૉ. વામન દેસાઇ).

૧૮૪ કડવી નાહી–કંદ ૦॥ થી ૨ રતી. ઉલટી માટે મોટી માત્રામાં.

૧૯૮ હિંગ— ૨ થી ૭ રતી.

૨૦૦ આંકોલ–મૂળત્વક્ ૧ થી ૩ રતી આપવાથી શરીરમાંથી પરસેવો છુટે છે, કફ છુટો પડે છે. ૧ વાલ દેવાથી ગભરામણ થાય છે. એથી વિશેષ આપવાથી ઉલટી થાય છે. સર્પવિષમાં ૨૦ રતી મૂળ-ચૂર્ણ ચોખાના ધોવણ સાથે આપવું.

૨૦૨ હલદરવો–છાલ ૫ થી ૧૫ રતી.

૨૦૪ ડીકામારી–૦॥ થી ૨ રતી.

૨૦૬ મજીઠ—૫ થી ૧૫ રતી. દિવસમાં ૩ વખત.

૨૦૭ સીંકોના–છાલનું બારીક ચૂર્ણ ૧ ઔંસ, ખદખદતું પાણી ૧ પાઇન્ટ, લીંબુનો રસ ૪ ડ્રામ, સુંઠચૂર્ણ ૨ ડ્રામ, તજચૂર્ણ ½ ડ્રામ–આ બધાંને બંધ વાસણમાં બે કલાક સુધી રાખવું. પછી ગાળી લેવું. માત્રા ૧ થી ૨ ઔંસ. બીજી કોઇ પણ બનાવટ કરતાં આ ફાંટ બહુ જ ઉત્તમ છે, કારણ છાલનાં બધાં જ ઉપયુક્ત દ્રવ્યો ફાંટમાં ઉતરે છે. આ બહુ જ સુંદર અને સસ્તું ઔષધ છે. (ડૉ. વામન દેસાઇ).

૨૦૮ ભમરછાલ—છાલ માત્રા ૧૦ થી ૩૦ રતી.

૨૦૯ જટામાંસી—ફાંટ–સવા તોલા જટામાંસીનો ૧၊ શેર પાણીમાં ફાંટ કરી લેવો. આ ફાંટની માત્રા ૧ થી ૨ ઔંસ. આ ફાંટ ઘણો જ ઉપયોગી ઉત્તેજક અને સંકોચવિકાસપ્રતિબંધક છે.

અર્ક–જટામાંસી ચૂર્ણ ૫ ઔંસ, ઉંચો દારૂ ૨ પાઇન્ટ. આઠ દિવસ સુધી આ બન્નેને મજબુત બુચવાળા શીશામાં ભરી રાખી પછી નવમે દિવસે દાબીને ગાળી લેવું. માત્રા–૧ થી ૨ ડ્રામ. આ યૌવનપાંડુ અને અપતંત્રક રોગોમાં અતિ ઉપયોગી છે. ચૂર્ણની માત્રા–૧૦ થી ૨૦ રતી. (સ્વ. ડૉ. વામન દેસાઇ).

૨૧૦ તગર— માત્રા ૫ થી ૧૫ રતી.

૨૧૨ કાલીજીરી–૧૦ થી ૩૦ ગ્રેન. ૧૦ રતીમાં આ દવા મૌલ્યવાન્ દીપન અને પૌષ્ટિક છે. (દેસાઇ)

૨૧૩ ઉપલેટ—૨ થી ૧૫ રતી.

૨૧૫ અક્કલગરો–૧૦ થી ૨૦ રતી.

૨૧૬ કમળો (પા. ૬૫૧)–સ્વરસ ૫ થી ૧૦ ટીપાં.

૨૧૭ કીરમાણી અજમો—નાનાં બચ્ચાં માટે ૧ થી ૫ રતી.
મોટાં માણસો માટે ૩૦ થી ૬૦ રતી.

૨૨૦ હિલમોચિકા–સ્વરસ ૧ થી ૩ તોલા.

૨૨૧ રાસ્ના—મૂળ ૪ વાલથી ૦।। તોલો.

૨૨૨ ભાંગરો—રસાયન તરિકે સ્વરસ ૧ તોલો.
પંચાંગચૂર્ણ વા. ૪ થી તો. ૦।।.

૨૨૩ ભોંપાથરી—પંચાગચૂર્ણ વા. ૨ થી તો. ૦। સુધી.
સ્વરસ ૧ થી ૨ તોલા.

૨૨૫ ઓડીયો કલ્હાર–ફુલનું ચૂર્ણ ૨૦ રતી.
મૂળનું ચૂર્ણ બેઆનીભારથી અર્ધો તોલા સુધી.
સ્વરસ ૧ થી ૨ તોલા.

૨૨૬ બ્રહ્મદંડી–સ્વરસ ૧ થી ૨ તોલા.
બીજચૂર્ણ ૨ થી ૪ વાલ.
પંચાંગચૂર્ણ ૦। તોલાથી ૦।। તોલો.

૨૨૯ કાસની—૦। થી ૦।। તોલો.

૨૩૦ ટેરેક્ઝેકમ્–સ્વરસ ૧ ઔંસથી ૪ ઔંસ જેટલો. ચૂર્ણ બેઆનીભારથી પાવલીભાર.

૨૩૧ વાંદરરોટી–કુતરાના ઝેર ઉપર સ્વરસ ૧ થી ૪ ઔંસ.
આનુલોમિક તરિકે ચૂર્ણ ૦। તોલો.

૨૩૩ વાવડીંગ–મોટાં માટે ૦।। થી ૧ તોલો.
બચ્ચાં માટે ૧ થી ૨ વાલ.

૨૩૮ લોધર—૫ થી ૧૫ રતી.

૨૪૧ ચંબેલી– સ્વરસ ૩ થી ૧૦ ટીપાં.

૨૪૪ હારશણગાર–છાલ ૧ થી ૨ વાલ.
પાન ૨ થી ૪ નંગ.

૨૪૭ સપ્તપર્ણ–છાલનું ચૂર્ણ–૨ થી ૪ તોલાનો ફાંટ અથવા કવાથ કરીને આપવું. ફાંટની માત્રા ૧ ઔંસ.
સત્વ–બચ્ચાંને ૧૫ રતી, મોટાંને ૩૦ રતી.
ત્વક્ચૂર્ણ–૪ વાલથી ૦। તોલો. પુષ્પચૂર્ણ–બેઆનીભારને આશરે;

છાલનો અને ફુલનો સ્વરસ ૦॥ થી ૨ તોલા. ક્વાથ ૫ થી ૧૦ તોલા.

૨૪૮ કડો— ક્વાથ-છાલનું ચૂર્ણ ૮ ઔંસ, પાણી ૨ પાઇન્ટ. મંદાગ્નિ ઉપર ઉકાળવું. ૧ પાઇન્ટ પાણી બાકી રાખવું. માત્રા ૨ ઔંસ. છાલનું ચૂર્ણ બેઆનીથી પાવલીભાર. ઇંદ્રજવનું ચૂર્ણ-બેઆનીથી પાવલીભાર.

૨૪૯ પીળી કણેર-( ઉત્તરાર્ધ પા. ૩૯ ). મૂળની છાલનું ચૂર્ણ ૨ ગ્રેન. મોટી માત્રા કદી આપવી નહિ, ઝેરી છે. લાલ કણેર-૦॥ થી ૧ રતી.

૨૫૧ આકડો- મૂળત્વક્ચૂર્ણ ( મૂળ એપ્રીલ કે મે મહિનામાં લીધેલાં હોવાં જોઇએ. ખોદી લાવીને તેને પાણીમાં ધોઇ નાખવાં. પછી હલકા હાથે છરી વડે ઉપરની ખડબચડી હલકી છાલ ઉઝરડી નાખવી એટલે નીચે સફેદ હાથીદાંત જેવી છાલ જણાશે. આ છાલને ઉખેડી લેવી અને છાયામાં સૂકવવી. આવી રીતે તૈયાર કરેલ મૂળત્વક્ચૂર્ણ મરડો, સંગ્રહણી, સીફીલીસ, રક્તશુદ્ધિ વિગેરેમાં અદ્ભૂત કામ કરે છે )ની માત્રા ૧ થી ૩ રતી. આ માત્રામાં તે રસાયન, બલ્ય, સ્વેદજનન અને કફઘ્ન તરીકે ગુણ કરે છે. ૧૫ થી ૩૦ રતીમાં વામક અસર કરે છે. સૂકવેલા દુધની માત્રા ૦॥ થી ૨ રતી.

૨૫૪ ચમારદુધેલી-સૂકાં પાનનું ચૂર્ણ ૫ રતી.

૨૫૨ અર્કપુષ્પી-મૂળનું ચૂર્ણ ૦। તોલો.

૨૫૭ ગુડમાર- મૂળછાલ ૧ થી ૨ રતી કફઘ્ન. ૧૫ થી ૩૦ રતી વામક.

૨૫૮ ઝેરકચોલાં-બીજચૂર્ણ ૦॥ થી ૧ વાલ.

૨૬૦ કરિયાતું- પંચાંગ ચૂર્ણ ૨ વાલથી ૦। તોલો. ક્વાથ ૫ થી ૧૦ તોલા.

૨૬૨ મામેજવો-છાયાશુષ્ક ચૂર્ણ ૨ વાલથી ૦॥ તોલો.

૨૬૪ હાથીસુંઢાં-પાન ૦॥ થી ૧ ડ્રામ.

૨૬૫ ગાઉઝબાન-૦॥ થી ૧ તોલો.

૨૬૬ સમુદ્રશોષ-મૂળ (વરધારો)-૪ વાલથી ૦॥ તોલો. બીજચૂર્ણ બેઆનીભાર.

૨૬૮ ઉંદરકણી-ચૂર્ણ ૫ થી ૧૦ રતી. સ્વરસ ૧ તોલો.

૨૬૯ નસોતર-મૂળ ૩૦ રતી.

૨૭૦ મરિયાદવેલ-સ્વ. ડૉ. વામન દેસાઇ મરિયાદવેલને વૃદ્ધદારક માને છે. તે લીલાં મૂળીઆમાંથી કાઢીને સૂકવેલા રસનું ચૂર્ણ ૫ થી ૬

રતીની માત્રામાં, વેલનો રસ ાા થી ૧ તોલાની માત્રામાં, અને મૂળચૂર્ણ ા થી ાા તોલાની માત્રામાં આપવા લખે છે. કહે છે કે મરિયાદવેલનાં મૂળ બહુ સારાં મૂત્રલ છે અને તેથી અશ્મરીમાં તે ઘણાં જ ગુણકારી છે.

૨૭૩ શંખાવલી–સ્વરસ ૧ થી ૨ તોલા. ચર્ણ ા થી ાા તોલો.

૨૭૬ ભોરીંગણી–મૂળનો અષ્ટમાંશ શેષ કવાથ ૨ થી ૪ તોલા.
પાનનો સ્વરસ ા થી ાા તોલો, મધ સાથે.
મૂળનું ચૂર્ણ બેઆનીભારથી પાવલીભાર.

૨૭૭ પીલુડી—પાનનો રસ ૧ થી ૨ તોલા સુધી એકટંકે.

૨૭૮ અશ્વગંધા–બજારૂ આસન–માત્રા ાા થી ૧ તોલો.

૨૭૯ બૅલેડોના–સૂકાં પાનનું ચૂર્ણ ા થી ાા રતી. આની માત્રા ધીમે ધીમે વધારવી. વૃદ્ધોને બહુ જ સંભાળથી આપવું, કારણ કે વૃદ્ધો ઉપર આની જલદી અસર થાય છે.

૨૮૦ ઘોડાકુન–મૂળનો ઘસારો–પાવલીભાર.
મૂળચૂર્ણ–૧ થી ૨ રતી.

૨૮૧ કાકનજ–ફળ એકલાં નાની માત્રામાં આપવાં; મોટી માત્રામાં વામક અસર દાખવે છે.

૨૮૨ ખુરાસાની અજમો–પાનનું ચૂર્ણ ૨ થી ૫ રતી.
બીજ ચૂર્ણ ૨ થી ૫ રતી. આની માત્રા પણ ધીમે ધીમે વધારવી. બચ્ચાંને આ ઠીક માફક આવે છે. ૧૦ ગ્રેન બીજનું ચૂર્ણ ખાધાથી સારી ઉંઘ આવે છે. મોટી માત્રામાં ઝેરી અસર દાખવે છે.

૨૮૪ ધંતુરો—પાનનું ચૂર્ણ ાા થી ૧ાા ગુંજ.
ચલમમાં પીવા માટે ૫ થી ૧૫ રતી.
માત્રા બહુજ ધીમે વધારવી.

૨૯૦ બામ— સ્વરસ ાા થી ૧ તોલો. પાનનું ચૂર્ણ ૪ થી ૮ રતી.

૨૯૧ રગતરોહીડો–મૂળચૂર્ણ ા થી ાા તોલો.

૨૯૨ પાટલા— મૂળચૂર્ણ ા થી ાા તોલો.

૨૯૩ ટેંટુ— મૂળત્વક્ ૧૦ થી ૨૦ રતી ત્રિકટુ સાથે આપવી. આનો કવાથ ન કરવો, પણ ફાંટ કરવો. કવાથમાં સત્ત્વ ઉડી જાય છે.

૨૯૪ તલ— તાજાં પાન ૪ થી ૮; પંચાંગક્ષાર ૫ થી ૧૫ રતી. તલ ૧ થી ૨ તોલા. તેલ ૧ થી ૫ તોલા.

૨૯૫ ફિટીંગણુ-૦। થી ૦॥ તોલો.

૨૯૬ એખરો- રાખ $\frac{1}{2}$ થી $\frac{1}{4}$ તોલો. બીજચૂર્ણ ૩૦ થી ૬૦ રતી. મૂળનો ક્વાથ (૧: ૧૦) ૧ થી ૨ ઔંસ.

૨૯૭ અઘેડી— સ્વરસ ૦॥ થી ૧ તોલો.
મૂળચૂર્ણ ૪ થી ૬ વાલ.

૨૯૮ અરડુસી-પત્રસ્વરસ તો ૦॥ થી ૧॥, મધ સાથે, અથવા પીપર અને મધ બન્ને સાથે.
ફુલ-૫ થી ૧૦ રતી.
મૂળ-૨ થી ૫ રતી.

૨૯૯ ખડસલીયો-સ્વરસ ૦॥ થી ૧ તોલો. ચૂર્ણ પાવલીથી અધોભાર-ક્વાથના રૂપમાં કે ફાંટના રૂપમાં.

૩૦૦ કાંટાશેરીયો-પાનનો સ્વરસ ૦॥ થી ૧ તોલો. પંચાંગચૂર્ણ ૪ થી ૬ વાલ.

૩૦૩ સાગ— છાલનું ચૂર્ણ ૪૫ થી ૧૦૦ રતી.

૩૦૬ અરણી- પાનનો રસ ૦॥ ઔંસ. મૂળત્વક્ચૂર્ણ પાવલીભાર.

૩૦૭ ભારંગમૂલ-બેઆનીથી પાવલીભાર.

૩૦૯ નગોડ- પાનનો રસ ૧ થી ૨ તોલા. ચૂર્ણ ૦। તોલો.

૩૧૦ લવંડર- પાનનો સ્વરસ ૧ થી ૨ તોલા.

૩૧૧ તુલસી- પાનનો સ્વરસ ૧ થી ૪ તોલા આખા દિવસમાં. બીજ બે-આનીથી પાવલીભાર.

૩૧૬ ઓથમીજીરૂ-૦॥ થી ૧ તોલો.

૩૧૭ સાટોડી- મૂળચૂર્ણ ૦। થી ૧ તોલો.
આનુલોમિક માત્રા ૪૦ રતી.

૩૧૮ અઘેડો- મૂળ ૦॥ થી ૧ તોલો.
રાખ ૫ થી ૧૫ રતી.
ક્ષાર ૨ થી ૪ રતી.
બીજ ૦॥ થી ૧ તોલો.
વિષ ઉપર પ્રત્યેક વખતે ૧ તોલો મૂળ આપવાં.

૩૨૬ નોળવેલ-નોળવેલનો કંદ-૦। તોલાથી ૦॥ તોલો.
સાપસન-મૂળ ૫ થી ૧૫ રતી.
સાપસનના મૂળનો ઉકાળો કદીયે ન કરવો.

૩૨૭ કીડામારી-પંચાંગચૂર્ણ બેઆનીભારથી ૦। તોલો.

૩૩૧ ચણુકબાબ–૧૫ થી ૩૦ રતી. મોટી માત્રામાં આનાથી પાચનક્રિયા બગડે છે. ( ડૉ. દેસાઈ ).

૩૩૩ તમાલપત્ર–બેઆનીથી પાવલીભાર.

૩૩૪ તજ– ૫ થી ૩૦ રતી.

૩૩૫ અગર– ૫ થી ૧૫ રતી.

૩૩૬ વાંદો– ૧ થી ૨ રતી.

૩૩૭ ચંદન– તેલ ૫ થી ૩૦ ટીપાં.
કાષ્ટચૂર્ણ બેઆનીભારથી૦ાા તોલો.

૩૩૮ નાગલાદુધેલી–તાજી લીલી દુધી ૨ાા તોલા અથવા સૂકી દુધી ૧ાા તોલો, પાણી ૨ાા શેર; મંદાગ્નિ ઉપર ઉકાળીને અર્ધું પાણી બાકી રાખવું. અંદર ૨ ઔંસ દારૂ નાખીને સ્હેજ ગરમ કરવું. આ કવાથ ૪૮ કલાક સુધી સારો રહે છે. માત્રા પ્રત્યેક વખતે ૫ તોલા. સ્વરસ–૧૦ થી ૨૦ ટીપાં. ચૂર્ણ ૨ થી ૫ રતી.

૩૩૯ થોર— પુટપાકવિધિથી ડાંડલામાંથી રસ કાઢવો. આ રસની માત્રા બચ્ચાં માટે નાની આચમનીપૂર. મોટાં માટે ૪ આચમનીપૂર.

૩૪૧ ભોંયઆંબળી–બેઆનીથી પાવલીભાર પંચાંગચૂર્ણ.

૩૪૨ પુત્રંજીવ– બીજ ૧ થી ૨.

૩૪૬ નેપાળો– તેલ ૧ ટીપું. મૂળ ૫ થી ૮ રતી.

૩૪૭ ધનસર – મૂળત્વક્ બેઆનીથી પાવલીભાર, વિષઘ્ન તરિકે દર બબ્બે કલાકે ૧ થી ૨ તોલાની માત્રામાં.

૩૪૮ દાદરો– સ્વરસ ૧ થી ૪ ડ્રામ. ચૂર્ણ ૫ થી ૧૫ ગુંજા.

૩૪૯ કપીલો– બચ્ચાંને ૫ રતી. મોટાંને ૦ા થી ૦ાા તોલો. બચ્ચાંને મોટી માત્રામાં ન આપવો.

૩૫૪ ભાંગ– ૧ થી ૨ રતી નાનાં બચ્ચાંને. મોટાંને બેઆનીભાર સુધી.

૩૫૫ ગાંજો– રક્તસ્રાવ બંધ કરવા ૨ થી ૫ રતી. આંતરડાંના રોગમાં–૦ાા થી ૧ ગુંજ શુદ્ધ ગાંજો. ચરસ $\frac{1}{8}$ ગુંજ.

૩૫૬ ઉમરડો– છાલ ૦ાા થી ૧ તોલો.
ફળ ૨ થી ૪ નંગ.
દુધ ૧૦ થી ૨૦ ટીપાં

૩૬૫ કાયફળ– મોટામાણુસને ૧૦ થી ૩૦ રતી.
નાનાં બચ્ચાંને ૧ થી ૨ રતી.

૩૬૬ તાલીસપત્ર–૧ થી ૨ વાલ.
૩૬૭ દેવદાર– કાષ્ટચૂર્ણ ૦। થી ૦॥ તોલો.
તેલ– ૧૦ થી ૪૦ ટીપાં.
૩૭૦ માયુફળ–૫ થી ૧૦ રતી.
૩૭૧ સાલમ– બેઆનીથી પાવલીભાર.
૩૭૩ હળદર– ૦॥ થી ૧ ડ્રામ.
૩૭૮ એલચી– ૫ થી ૧૦ રતી.
૩૮૧ કેસર– ૧ થી ૨ રતી.
૩૮૩ મુસળી– પાથી અર્ધો તોલો.
૩૮૪ સુખદર્શન–ઉલટી માટે કંદનો રસ ૧ થી ૨ તોલા.
૩૮૫ વારાહીકંદ–૦। થી ૦॥ તોલો.
૩૮૬ ચોપચીની–૦। થી ૦॥ તોલો.
૩૮૭ પાણુકંદો–૧ થી ૨ રતી. ડીજીટેલીસ જેવો ગુણ આપે છે. ઉલટી માટે મોટી માત્રા લેવી.
૩૮૮ દુધીયો વછનાગ–૧ થી ૨ રતીની માત્રામાં આપવાથી ભુખ લાગે છે અને શક્તિ આવે છે.
૩૯૦ કુંવાર– સ્વરસ ૧ થી ૨ તોલા સુધી. એળીયો ૧ થી ૨ રતી.
૩૯૧ શતાવરી– સ્વરસ ૧ થી ૨ તોલા.
૩૯૨ લસણુ– સ્વરસ ૧૦ થી ૩૦ ટીપાં.
૪૦૧ જલશંખલાં–૧૫ થી ૬૦ રતી.
૪૦૫ ઘોડાવજ–૨ થી ૫ રતી. ઉલટી માટે ૩૦ થી ૪૫ રતી.
૪૦૬ મોથ– ૦। થી ૧ તોલો.
૪૦૮ દૂર્વા– સ્વરસ ૦॥ થી ૧ તોલો, મધ સાથે.
૪૧૬ કાળોવાળો–માત્રા ૧૦ રતી. પ્રસૂતિજ્વરમાં આ ઔષધ અતિ ઉપયોગી છે એમ સ્વ. ડૉ. દેસાઈ જણાવે છે. ૨ ડ્રામ વાળો, ૧૦ ઔંસ ગરમ પાણીમાં નાખી ફાંટ કરવો. આ ફાંટથી ઉલટી બંધ થાય છે અને કૉલેરાની ઉલટીમાં પણ આ સરસ ગુણ આપે છે.
૪૩૧ હંસરાજ–૧૦ થી ૩૦ રતી.
૪૩૩ પાષાણભેદ–બેઆનીથી પાવલીભાર.
૪૩૪ રેવંચીનો શીરો–૧ થી ૨ રતી.

હાંસોટ
તા. ૧૯–૧–૨૮ } બાપાલાલ ગ. વૈદ્ય.

